વિવિધ ગ્રંથમાળા વર્ષ ૧૫ મું
ગ્રંથાંક ૧૬૯ થી ૧૭૩



ચાલુ સં. ૧૯૮૧ માં પૃષ્ઠ ૧૫૦૦
મૂલ્ય ૪, પાકાં ૫, પો. માફ.

# स्वामी रामतीर्थ

## ग्रंथ ४ थो–भाग १२, १३

### जीवनकथा तथा उपदेशो

सस्तुं साहित्य वर्धक कार्यालय तरफथी

પ્રયોજક અને અનુવાદકઃ સ્વામી સ્વયંજ્યોતિતીર્થ

સંપાદક અને પ્રકાશકઃ ભિક્ષુ–અખંડાનંદ

સ્થળઃ અમદાવાદ અને મુંબઈ

આવૃત્તિ પહેલી, પૃષ્ઠસંખ્યા ૬૪૦, પ્રત ૭૩૦૦, સં. ૧૯૮૧
મૂલ્ય–વાર્ષિક ફાળે ૧॥ાઽ, પાકુપૂંઠું ૨) પો. માફ
છૂટકમાં પો. જૂદું. અન્યત્ર ૩ા.૦ા વધુ.

# નવા છપાયલા ગ્રંથો

## જેઠ સુધી ખાસ લાભ



## स्वामी रामतीर्थनो बीजो ग्रंथ तथा चार ग्रंथोनो सेट:–

**સ્વામી રામતીર્થ ગ્રંથ ૨ જો**–આ ગ્રંથ ગઇ સાલથી મળતો નહોતો, આ ચોથા ગ્રંથની સાથે તે પણ નવી (ત્રીજી) આવૃત્તિરૂપે બહાર પડી ચૂક્યો છે. એનું પણ કદ આ ગ્રંથના જેવુંજ હોઇ પૃષ્ઠસંખ્યા ૬૮૦, મૂલ્ય રૂા. સવા બે. અને જેઠ આખરસુધી દર પ્રતે બે આના કમી છે.

**સ્વામી રામતીર્થ ગ્રંથ ૪ થો**–આ ગ્રંથ પોતેજ આ ગ્રંથનુ મૂલ્ય પણ જેઠ સુધી દર પ્રતે બે આના કમી લેવાશે.

**સ્વામી રામતીર્થના ચારે ગ્રંથ**–આ પ્રમાણે હવે ચારે ગ્રંથોનો સટ એકજ કદમા તૈયાર થએલો હોઇ તેની એક દરે પૃષ્ઠસંખ્યા ૨૩૬૦, તથા મૂલ્ય પાકા પૂઠા સાથે રૂા. સવા આઠ છે. આ આખો સેટ પણ એકવાર કિફાયતે આપવાના હેતુથી ચાલુ સાલના જેઠ માસની આખરસુધી તેનું મૂલ્ય અમદાવાદના કાર્યાલયમા રૂા સાડા-સાત તથા મુબઇના કાર્યાલયમા રૂા. પોણાઆઠ રાખ્યુ છે.

## प्रीतमदासनी वाणी:--

વિવિધ ગ્રંથમાળાના આ વર્ષથીજ શરૂ કરેલા નવીન વિભાગનું આ પહેલુંજ પુસ્તક છે. રામતીર્થનો આ ચોથો ગ્રંથ ગ્રાહકોને પહોચતા સુધીમા આ પુસ્તક પણ તૈયાર થઇ જશે. બજારમા જે હલકા કાગળની બસોક પૃષ્ઠની પ્રીતમકાવ્ય મળે છે, તે ઉપરાત મહાત્મા પ્રીતમદાસજીના હજી સુધી નહિ છપાયલા એવા પુષ્કળ ધોળ, પદ, અંગ, છપ્પા, તેમજ ગુજરાતી કવિતામાં તેમણે રચેલી ભગવદ્‌ગીતા તથા એકાદશ સ્કંધનો પણ આ ગ્રંથમા સમાવેશ થએલો છે. જેથી આ ગ્રંથનું કદ ઇંચ ૫x૯ ના પૃષ્ઠ ૫૦૦ શુમારે થશે. અક્ષર મોટા છે. છૂટક મૂલ્ય સાદા પૂંઠા સાથે શુમારે રૂ ૧ાા અને પાકા પૂંઠા સાથે ૧ાાા રહેશે. પોસ્ટેજ જૂદું.

નવીન વિભાગનું ચાલુ વર્ષનું કદ ૫x૯ ના પૃષ્ઠ ૧૫૦૦નું તથા લવાજમ પોસ્ટેજ સાથે રૂા. ૪. અને પાકાં પૂંઠાં સાથે રૂા. ૫ હોવાથી વાર્ષિક ગ્રાહકોને તો તે ઉપલા છૂટકના મૂલ્ય કરતાં ઓછામાંજ પડી રહેશે.

**આવાં કામોમાં હસ્તલિખિત પ્રતોની મેળવણી અને નકલો કરવા પાછળ તેમજ તેમાંની આગલા વખતના લહીઆઓની અનેકવિધ ભૂલો તથા અશુદ્ધિઓ બેસાડવા વગેરે પાછળ ઘણો સમય નીકળી જાય છે**

## त्रण उत्तम चरित्रग्रंथो:-

નીચે જણાવેલા ત્રણે ચરિત્રગ્રંથો ઘણા વર્ષથી મળતા બંધ પડેલા, તેની પણ નવી આવૃત્તિઓ હવે છપાઇને તૈયાર થઇ છે. જેઠ માસની આખરસુધી તે અમદાવાદના કાર્યાલયમા ૧૨ાા ટકા તથા મુંબઇના કાર્યાલયમા ૬ા ટકા ઓછે મળશે.

**શ્રી શિવાજી છત્રપતિ**-(સચિત્ર વિસ્તૃત જીવનચરિત્ર ) આ બીજી આવૃત્તિમા પુષ્કળ સુધારોવધારો.થવાથી તે પંકા (આ લખાણુના જેવા) અક્ષરમા છપાવેલી છે. ઉપરાત આગલી આવૃત્તિમાના એકજ ચિત્રને બદલે આમા નીચે મુજબનાં જૂદા જૂદા પ્રસંગના સુંદર અને અસરકારક એવાં દશ ચિત્રો આર્ટ પેપર ઉપર આપેલા છે. જેમકે:-છત્રપતિ શિવાજી મહારાજ, મહારાજના પિતા શાહજી રાજા, શિવાજીને અશ્વારોહણુની શિક્ષા, માતા જીજાબાઇ આશીર્વાદ આપે છે, પિતૃદર્શન, ગુરુ રામદાસ પાસેથી ઉપદેશ લેવો, સમર્થ રામદાસને ભિક્ષામા રાજ્યાર્પણુ, મહારાજ છોકરાને બોલાવી ફળફૂલ વહેંચે છે, અવસાનસમય. આ પુસ્તકનું કદઈંચ પાાx૯ નું પૃષ્ઠસંખ્યા ૫૪૪ અને મૂલ્ય પાકા ખાદીના પૂંઠા સાથે રૂા. સવાબે છે.

**મહાન સમ્રાટ અકબર**-ભારતના ભૂત તથા વર્તમાન સમયના ચિતાર સાથે આ ચરિત્ર યોજાયેલું છે. વિદેશી લેખકોની ખોટી અને હલકટ બાબતોના રદીયા ઉપરાત તેમા નીચે મુજબનાં ચિત્રો આર્ટપેપરમા આપ્યા છે. જેમકે:-અકબર ૧૩ વર્ષની વયે, 'સમ્રાટ મોટી ઉંમરે, દરબારના નવ રત્નોસહિત અકબર, રાજા માનસિંહ, રાજા ટોડરમલ, અડગટેકી મહારાણા પ્રતાપ, ચિતોડગઢ, અને ચાંદબીબી. આ પુસ્તકનું કદઈંચ પાાx૮ા, પૃષ્ઠસંખ્યા ૩૫૨ તથા મૂલ્ય રૂ. ૧ અને પાકા પૂંઠા સાથે રૂા. ૧ા છે.

**વીર દુર્ગાદાસ**- આ પુસ્તક પણ નવલકથારૂપે લખાયલા એક ઉત્તમ જીવનચરિત્રરૂપ હોઈ શ્રીયુત વિઠ્ઠલદાસ ધનજીભાઇની કુશળ કલમથી લખાયલુ છે. કાગળ સ્વદેશી ગ્લેજ, કદઇંચ પાx૭ા, પૃષ્ઠસંખ્યા ૨૪૦, મૂલ્ય ૦ાા અને ખાદીના પાકા પૂંઠા સાથે ૦ાાા છે.

## पढियारकृत स्वर्गनां त्रण पुस्तको:--

**સ્વર્ગનું વિમાન, સ્વર્ગની કુંચી અને સ્વર્ગનો ખજાનો.** વૈદ્ય અમૃતલાલ સુંદરજી પઢિયારકૃત આ પ્રત્યેક પુસ્તક ભકિતમાર્ગને લગતા સેંકડો અસરકારક દાખલાદષ્ટાંતો તથા ઉપદેશોથી ભરપૂર છે. ત્રણુ ત્રણુ આવૃત્તિઓ નીકળવા છતા પણ આ પુસ્તકો ઘણાં વર્ષથી મળી શકતાં નહિ, જેથી તેની આ નવી આવૃત્તિઓ પ્રથમના જેવાજ કદ તથા અક્ષરોમાં જૂદા જૂદા ગૃહસ્થો વગેરેના ઉછીનાં નાણાંવડે હાલમાં પ્રસિદ્ધ થઇ છે. પ્રત્યેક પુસ્તકનું કદઈંચ ૫x૯, કાગળો સ્વદેશી ગ્લેજ, પૂંઠાં વિલાયતી છીંટ તેમજ રંગીન ખાદીનાં અને પૃષ્ઠસંખ્યા ૩૫૦ ની આસપાસ છે. છતાં મૂલ્ય દરેક ગ્રંથનું રૂ. ૧ા= અને સાદાં પૂઠાં સાથે ૧)= છે. એમાં

પણ જેઠ આખર સુધી અમદાવાદના કાર્યાલયમા ૧૨ાા ટકા અને મુબઇના કાર્યાલયમા ૬ા ટકા ઓછા લેવાશે.

# भारतनां स्त्रीरत्नोना त्रण ग्रंथ–आवृत्ति बीजी

વિવિધ ગ્રથમાળાના ગયા પુસ્તક વખતે ભારતના સ્ત્રીરત્નોનો ત્રીજો ગ્રંથ પ્રસિદ્ધ થવો બાકી હતો તે હવે તૈયાર થઇ ચૂકયો છે. માટે જેઓ તે ભાગના પૈસા ભરી ચૂકયા હોય તેમણે તે ગ્રંથ પોસ્ટેજ તથા રજીષ્ટર ખર્ચના દસ આના મોકલી આપીને અથવા બીજી રીતે મંગાવી લેવો.

આ પ્રમાણે સ્ત્રીરત્નોના આ ત્રણે ગ્રંથોનો તૈયાર થએલો સેટ પણ જેઠ આખર સુધી અમદાવાદના કાર્યાલયમા ૧૨ાા ટકા તથા મુબઇના કાર્યાલયમા ૬ા ટકા ઓછાથી આપવાનું લંબાવવામાં આવ્યું છે.

આ આવૃત્તિમાં સતજુગના સમયથી માંડીને અત્યારસુધીમા ભારતવર્ષમા થઇ ગએલી જે **૫૨૮** મહાન સતીસાધ્વીઓ અને વીરાગનાઓના અત્યંત બોધપ્રદ ચરિત્ર અપાયાં છે; તે પૈકી **પહેલા ગ્રંથમાં પ્રાચીન સમયનાં ૧૧૩, બીજા ગ્રંથમાં વચલા સમયનાં ૨૪૪ અને ત્રીજા ગ્રંથમાં ૧૭૧ ચરિત્ર** સમાયલાં હોઇ તેમા મોટો ભાગ છેલ્લી સદીઓનાં છે; તથા છેલ્લું ચરિત્ર આદર્શ માતા બી અમ્માનું છે.

આ પ્રત્યેક ગ્રંથનું કદ ઇંચ પાાા×૮ા નું અને પૃષ્ઠસંખ્યા ત્રણેની મળીને ૨૧૦૦ની છે. કાગળો સ્વદેશી ગ્લેજ તથા પૂંઠા પાકાં બંધાવેલાં છે. મૂલ્ય પ્રત્યેક ગ્રંથનું છૂટક રૂા. અઢી અને પોસ્ટેજ તથા વી૦ પી૦ ખર્ચ રૂ. ૦ાાા છે. એક સાથે ત્રણે ગ્રંથનો સેટ લેવાથી રૂ. ૬) અને પોસ્ટેજ તથા વી૦ પી૦ ખર્ચ રૂ. ૧ાાા લાગશે અને જેઠ આખર સુધી એમાં પણ ઉપર જણાવ્યા મુજબ ઓછું લેવાશે.

આગલી આવૃત્તિમાના હયાત સ્ત્રીઓનાં તથા બીજાં ૬૯ ચરિત્ર આ આવૃત્તિમાં પડયા મૂકાયાં છે; ૧૬૦ ઉત્તમ ચરિત્ર નવાં ઉમેરાયા છે; અનેક ચરિત્ર બહોળા ફેરફાર સાથે તેમજ નવેસરથી પણ લખાયાં છે; અને આ પ્રમાણે આ આવૃત્તિ લગભગ નવાજ રૂપમાં તથા આગલી આવૃત્તિ કરતાં દોઢા લખાણ સાથે પ્રસિદ્ધ થઇ છે.



# પ્રકાશકનું નિવેદન

સ્વામી રામતીર્થના ઉપદેશોનો ત્રીજો ગ્રંથ (ભાગ ૧૦–૧૧) ગઇ સાલ પ્રસિદ્ધ થયા પછી આજે તેનો ચોથો ગ્રંથ (ભાગ ૧૨–૧૩) વાચકસમૂહની સેવામાં રજુ થાય છે, જેમાં મુખ્ય ભાગે સ્વામીજીનું સવિસ્તર જીવનવૃત્તાત અને તે પછી તેમના કેટલાક ઉપદેશો (લેખો અને ભાષણો) આપેલા છે.

દશબાર વર્ષ અગાઉ હિન્દીમા સ્વામીજીના ચરિત્રનો એક ભાગ પ્રસિદ્ધ થયેલો જોયો, ત્યારથી ગુજરાતીમા પણ તેમનું વિસ્તૃત વૃત્તાત પ્રસિદ્ધ કરવાની ભાવના જાગેલી, અને એ ભાગનું ભાષાતર ખંભાતવાળા સ્વામી મુકુંદાશ્રમજી પાસે તૈયાર કરાવી રાખી તેનો બાકીનો ભાગ નીકળવાની રાહ જોવામા આવતી હતી એ પછી સ્વામી નારાયણતીર્થ તરફથી પણ સ્વામીજીનું ચરિત્ર નીકળનાર છે, એમ જણાતા એ સર્વ નીકળ્યા પછીજ ગુજરાતીમાં ચરિત્રની યોજના કરવાનું રાખ્યું હતું.

એ પછી "રામતીર્થ પબ્લિકેશન લીગ" દ્વારા નારાયણ સ્વામી તરફથી ઉર્દુ તેમજ હિન્દીમા ચરિત્ર પ્રસિદ્ધ થયા, અને એક ચરિત્ર મરાઠીમા પણ એક લેખકે છપાવ્યું. સ્વામીજીના ચરિત્રગુંથનમા આ મરાઠી ચરિત્રનો પણ કાંઇ ઉપયોગ થઇ શકે તેમ હોય તે કરી શકાય, તેટલા સારૂ તેનો પણ અનુવાદ શ્રી૦ પૃથુલાલ શુકલ પાસે તૈયાર કરાવવામા આવ્યો. જો કે એ અગાઉ એ મરાઠી ચરિત્રનો અનુવાદ ગુજરાતીમા એક સજ્જન તરફથી (રૂ. ત્રણ ની કિંમતે) નીકળી ચૂક્યો હતો; પરંતુ અત્ર તરફની ભાવના અને યોજના એથી પૂરી પડે એમ ન હતું.

પરંતુ એ ચરિત્રની પ્રાથમિક યોજના કરવાનું શરૂ કર્યાને બીજેજ દિવસે સ્વામી સ્વયંજ્યોતિ આવી ચઢયા. તેમણે ખબર કહી કે સ્વામીજીના ગાઢ પરિચિત સરદાર પૂરણસિંહ તરફથી પણ સ્વામીજીનું વૃત્તાંત અંગ્રેજીમા બહાર પડી ચૂક્યું છે, અને અનેક અપ્રસિદ્ધ બાબતો તેમાં આવેલી છે. એ ખબર આપવાની સાથે જરૂર હોય તો પ્રાપ્તસાધનો ઉપરથી ગુજરાતીમાં એ ચરિત્ર તૈયાર કરી આપવાની તત્પરતા પણ તેમણે દર્શાવી; અને ઇશ્વરનો આભાર માની આ કાર્ય તેમને સોપવામાં આવ્યું. આ કાર્ય તેમણે જે કાળજી અને શ્રમપૂર્વક બજાવ્યું છે તેને માટે તેઓને હૃદયપૂર્વક ધન્યવાદ છે. એ ચરિત્ર પછી સ્વામીજીના જે ઉપદેશો છપાયલા છે, તે પણ એક સિવાયના બધા એમનાજ હાથથી અનુવાદિત થયેલા છે. કવિતાઓના અનુવાદ તથા અપરિચિત શબ્દોના અર્થ પણ 'રામતીર્થ પબ્લીકેશન લીગ' તરફનાં હિન્દી પુસ્તકોને આધારે તેમણેજ આપેલા છે.

ચાલુ ૧૯૮૧ નું ચાલુ વર્ગનું આ પહેલું પુસ્તક વરસના ૧૨ પૈકી પાચ અંક જેટલા કદનું થયું છે, પણ તેની સાથે તે છેક વૈશાખ આખર સોરૂંજ બંધાઇ રહીને ગ્રાહકોના હાથમાં આવશે. જણાવવાની જરૂર નથી કે આવી અસાધારણ ઢીલ જ્યારે પણ થાય છે, ત્યારે નાછૂટકેજ થાય છે.

ચૈત્ર કૃષ્ણ એકાદશી. ભિક્ષુ–અખંડાનંદ

# प्रस्तावना

પરમહંસ સ્વામી રામતીર્થની જીવનકથા વિસ્તારથી લખવાનો આ પ્રયત્ન કરવામા આવ્યો છે. અત્યારસુધી આટલી વિસ્તૃત કથા હજુ મૂળ હિંદીમા પણ લખાઇ નથી. લખનૌમાં સ્વામીજીના સમગ્ર ઉપદેશો અંગ્રેજી, ઉર્દૂ અને હિન્દી એમ ત્રણે ભાષામા પ્રસિદ્ધ કરવા માટે શ્રીમાન નારાયણ સ્વામીના પ્રયાસથી 'શ્રી રામતીર્થ પબ્લીકેશન લીગ' નામની સંસ્થાની સ્થાપના પાચેક વર્ષથી થયેલી હોઇ તે દ્વારા તેમણે સ્વામીજીના સર્વ ઉપદેશો બહાર પાડયા છે; છતા તેમના તરફથી પણ વિસ્તૃત જીવનવૃત્તાત હજુ બહાર પડયું નથી. સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય તરફથી આવું એક જીવનવૃત્તાંત તૈયાર કરાવવા માટે સ્વામી અખંડાનંદજી ઘણા સમયથી તૈયારી કરી રહ્યા હતા. હિન્દીમાં અત્યારસુધીમા બે જીવનપુસ્તિકાઓ બહાર પડી હતી; પરંતુ એક વિશ્વાસપાત્ર નહોતી અને બીજી સ્વામી નારાયણના હાથની લખેલી,તેમાં જોઇએ તેટલો વિગતોનો સંગ્રહ નહોતો. દરમ્યાનમાં સ્વામી નારાયણના હિંદી જીવનપરથી એ વિગતોમાં કેટલુંએક ભાવાત્મક વિવેચન વધારી મરાઠીમા એક જીવનચરિત્ર બે-એક વર્ષપર પ્રકટ થયું હતું; પરંતુ એમાં આ લેખકને ઘણી ભૂલો લાગી હતી કેટલી-એક ભૂલો વિગતોમા તો કેટલીએક પ્રસંગોની સંગતિમા તેમજ કેટલીક માણસો તથા સ્થળોનાં નામોમા પણ હતી. વળી સ્વામીજીના પ્રસિદ્ધ થયેલા પત્રો તેમજ ઉપદેશોમાં અનેક સ્થળે તેમના જીવનને લગતી જે હકીકતો આવે છે, તેનો પણ ઉપયોગ એમાં થએલો ન હતો.

સ્વામીજીનું ચરિત્ર યોજવામા અન્ય સાધનોની સાથે ઉપલા મરાઠી ચરિત્રનો પણ યથાશકય લાભ લેવાની સ્વામી અખંડાનંદજીની ઇચ્છા હતી; પણ એ પહેલા તો અમદાવાદના એક સજ્જને એનો અનુવાદ ગુજરાતીમાં પ્રકટ કર્યો. મરાઠીમાં રહેલા દોષો એમાં પણ જેવાને તેવા ઉતરી આવેલા જણાયા. છેવટે આ ચરિત્ર તૈયાર કરવાનું સસ્તા સાહિત્ય તરફથી આ સેવકને સોંપાયું.

આ જીવનકથા લખવામા મુખ્ય આધાર સ્વામી નારાયણના લખેલા જીવન-ચરિત્રનો લીધો છે. ઉપરાંત પંડિત હરિશર્માકૃત એક હિંદીમાં લખેલા જીવન-ચરિત્રમાંથી પણ કેટલીએક વિગતો અમને મળી છે. લાલા બૈજનાથ કૃત "સચ્ચા સાધુ" અને લાલા વનસ્પતિજીનું લખેલું સંક્ષિપ્ત જીવનચરિત્ર પણ અમે જોઇ ગયા છીએ. એમના પૂર્વાશ્રમના વૃત્તાતમાં મોટો આધાર એમના ભગત ધન્નારામજી ઉપરના પત્રોનો લેવાયો છે. ફૈજાબાદના લાલા સુરજનલાલ પાંડેએ આ લેખકને કહેલા રામના જીવનપ્રસંગો આમાં ઉમેરેલા છે.સ્વામી નારાયણ, સ્વામી યોગાનંદ તથા લાલા શાલિગ્રામે કહેલા પ્રસંગો પણ યથાસ્થાને ગોઠવ્યા છે. પૂરણસિંહજીની લખેલી

સંક્ષિપ્ત જીવની તથા અંગ્રેજી ગ્રંથોમાં લખેલા ઉપોદ્ઘાતનો લાભ લીધો છે; અને સૌને અન્તે હમણાંજ બહાર પડેલા પૂરણજીના અંગ્રેજીમાં લખેલા 'સ્વામી રામની જીવન-વાર્તા' નામના પુસ્તકનો પણ યથાસમયે લાભ મળી ગયો. એથી એમાંના વૃત્તાંતોથી આ કથામાં ઘણો ઉમેરો થવા પામ્યો છે.

પરંતુ લેખકની માન્યતા હજી એવી છે કે **સ્વામી રામ**તીર્થનું સાંગોપાંગ જીવન-ચરિત્ર લખવા માટે જેટલાં સાધનસાહિત્ય જોઇએ એટલાં હજુ એકત્રિત થયાં નથી. આ જીવનકથામાં આપેલા પ્રસંગોના સમર્થનરૂપે અમારે સ્થળે સ્થળે એટલા માટેજ **સ્વામી રામ**ના ઉપદેશોમાંથી અવતરણો આપવાં પડયાં છે. **રામ** અનુભવી પુરુષ હતા. એમના જીવનના રંગ પારખવા બહુ મુશ્કેલ છે. કોઈ મલિન પંકપૂર્ણ તળાવમાંથી એકાદ નવવિકસિત કમલ અચાનક ફૂટી નીકળે તેમ, આધુનિક અવનત ભારતસરમાં એ પરમહંસ એકાએક તરી આવ્યા. એમણે આવીને એમના ઉડ્ડયન શરૂ કર્યાં તે પહેલાં એ કયાં પોષાયા, કેમ પોષાયા, કોણે પોષણ આપ્યું એમાં અવનવીન કલ્પનાઓ છે, મતભેદો છે અને એક ધૂમકેતુના પેઠે આવીને બત્રીસ વર્ષનો પ્રકાશ પાડીએ એવા તો અચાનક ચાલ્યા ગયા છે, કે ઘણા થોડાને એમના દેહદર્શન થયાં છે; અને થયાં એને પણ મનમાન્યો સત્સંગનો લાભ નથી મળી શકયો.

ઉપદેશોમાં એ આપણી સમક્ષ કેવલ વ્યાખ્યાતા કે વિદ્વાન ઉપદેશક તરીકે ન ઉભા રહેતાં, તેમજ કોઈ જાતના વિચાર કે તરંગોને વ્યકત ન કરતાં, આપણામાં આવેશનાં આંદોલનો પૂરે છે. એમના જીવનસૂર્યનાં કિરણો અસંખ્ય છે. આપણે એની ગણત્રી નથી કરી શકતા. એ તો એક અખંડ રશ્મિ-સમૂહ છે અને જ્યાં જ્યાં કાર્યની રૂપરેખાઓ દોરે છે, એમાં તે માત્ર સંકેત કરીને તરતજ લુપ્ત થઇ જાય છે; કારણકે **સ્વામી રામ** નેતા નથી પણ પથપ્રદર્શક છે. એમના ઉપદેશ અથવા કાર્યસંકેત કેવલ સૂચનાત્મક છે. એમના ભાવમાં પ્રેરણાનાં તત્ત્વો છે; એમાં ઉદ્દીપનના તરંગો છે.

એમના એ ઉપદેશોમાં સહાયક થઇ પડે એવી થોડી પદ્ધતિપુરઃસર મીમાંસા લખવાનો વિચાર હતો, થોડી જીવનસમીક્ષા પણ કરી હોત તો વાચકને **રામ** અને **રામોપદેશ** સમજવામાં વિશેષ સરલતા થાત અને રામભક્તોની એ રીતે સ્થાયી સેવાનો લેખકને લાભ મળી શકત; પણ આ જીવનકથા બહુ ઉતાવળથી લખવી પડી છે. છેક અણીને વખતે, એટલે કે પુસ્તક છપાવવાને કાળેજ આ પુસ્તક તૈયાર કરવાનું લેખકના હાથમાં આવ્યું હતું. એક બાજુ લખાણ તૈયાર થતું હતું તેમ તેમ તેને પ્રેસમાં છપાવવા આપવાનું હતું, તેથી એના ઉપર વિશેષ વિચાર પણ નથી થઇ શકયો. સંપૂર્ણ નિવૃત્તિવાળા સ્થાનમાં અને વિશેષ વિચાર-પુરઃસર લખાયું હોત તો આથીયે વિશેષ ચોકસાઇ જાળવી શકાત. ઉપરાન્ત પુનઃ અવલોકનને અન્તે એમાં ઘણા ફેરફાર પણ થાત; પરન્તુ એમ બની શકયું

નથી; તોપણુ રામભકતોને આ આવૃત્તિની આટલી સામગ્રીમાંથીયે ઘણું નવું જાણવાનું મળશે, એટલી તો અમને ચોક્કસ શ્રદ્ધા છેજ. તે ઉપરાન્ત હજુ ઘણો નવો ઇતિહાસ મળી આવવા સંભવ છે. હિન્દીમાં કદાચ વિસ્તૃત જીવનકથા લખાય. એ દિશામાં અન્ય કોઇ રામભકત પણ પ્રયત્ન કરે; પરન્તુ એ ભાવી સાધનોનો લાભ તો આ ગ્રન્થની હવે પછીની આવૃત્તિઓમાંજ લેવાનો રહ્યો.

જીવનમા ઘણા ચર્ચાસ્પદ પ્રશ્નો છે, એમ લેખકનું માનવું છે. યથાજ્ઞાન ચર્ચા યોગ્ય સ્થળે કરવી પણ પડી છે; છતાં એક વાત અવશ્ય કહેવી પડે છે કે લેખકની દૃષ્ટિ આ જીવનચરિત્ર લખવામાં ચર્ચાત્મક નહિ, પણ કેવલ ભાવાત્મક છે.**સ્વામી રામ**ના ઉપદેશો, **સ્વામી**જીના પરિચિત સત્સંગીઓ, **રામ**ના કૃપાપાત્ર શિષ્ય **નારાયણ સ્વામી**, એ બધાના સત્સંગસેવાના અમૂલ્ય લાભને પરિણામે લેખકનું જીવન ઘડાયું છે. અર્થાત્ **રામે**જ આ જીવનમા અમૃતના બિન્દુ રેડયા છે; **રામની** કૃપાથીજ આ જીવન લખવાનો ધન્ય પ્રસંગ પ્રાપ્ત થયો છે; એની દાન કરેલી શક્તિવડેજ આ લખાયું છે અને એમ છતાયે કોઈ સ્થળે અયોગ્ય ચિત્રરેખા આવી ગઇ હોય, કે લેખિની અનુચિત ચર્ચાનો ભોગ બની બેઠી હોય, તો એ સ્ખલન માટે તો હે ગુરુદેવ ! હે રામ ! ક્ષમા કર; તારી કૃપાના પાત્ર થવાનું બલ આપ ! તારા શિષ્ય થવાનો અધિકાર જીવનમાં ઉતાર કે જેથી અપૂર્ણતાનો અંશ માત્ર પણ શેષ ન રહે !

છેવટે વાચકોને આ પ્રસ્તાવનામા વિશેષ શું કહેવાનું હોય? ઇ૦ સ૦ ૧૯૦૬મા **સ્વામી રામ** સમાધિસ્થ થયા; ત્યાર પછી આજ લગભગ અઢાર વર્ષ પૂરાં થયે આ જીવનકથા ગુજરાતના રામભકતોને ભાવપૂર્વક ભેટ થાય છે. સૌ એનો યથાભાવભક્તિ લાભ લઇને જીવનને કૃતકૃત્ય કરે એવી અભિલાષા સાથે એ પરબ્રહ્મ પરમાત્મસ્વરૂપ ગુરુદેવનો— શિષ્યાનુશિષ્ય,

તા. ૧૩–૩–૨૫

**સ્વયંજ્યોતિ**

# नवजीवन प्रकाशनमंदिरनी नवी योजना*

આનંદની વાત છે કે નવજીવન પ્રકાશનમંદિર તરફથી પુસ્તકોની કિંમતનું ધોરણ ફેરવવામાં આવ્યું છે અને હવેથી મૂડીનું વ્યાજ, વ્યવસ્થાખર્ચ વેપારીઓનું કમીશન, પ્રૂફસંશોધન, વગેરે ખર્ચ ચડાવવાનું બંધ કરીને તથા લેખકોને મહેનતાણું નહિ આપવાનું ચાલુ રાખીને માત્ર છપાઇ, કાગળ તથા બંધાઇ જેટલીજ પુસ્તકોની કિંમત ( ત્રણ હજાર સ્થાયી ગ્રાહકોની ગણત્રી ઉપર સાદાં પૂંઠા સાથે ૧૬ પૃષ્ઠ દીઠ ૪।। પાઇ અને પાચહજાર કે તેથી અધિક ગ્રાહક થતાં ત્રણ પાઇ.મુજબ) રાખવાનું જાહેર કર્યું છે. આ ધોરણને અનુસરીને અત્યારસુધીમા નીકળેલાં ત્રણ પુસ્તકોનાં નામ વગેરે નીચે પ્રમાણે છેઃ-

| પુસ્તકનું નામ | પૃષ્ઠસંખ્યા. | ગ્રાહકોમાટે મૂલ્ય. | પોસ્ટેજ. | છૂટક મૂલ્ય. |
|---|---|---|---|---|
| **દક્ષિણ આફ્રિકાના સત્યાગ્રહનો ઇતિહાસ** | ૨૭૬ | ૦-૬-૦ | ૦-૨-૦ | નથી લખ્યું. |
| **આપવીતી** | ૩૧૦ | ૦-૬-૦ | ૦-૨-૬ | ૧--૪-૦ |
| **યેરવડાના અનુભવ** | ૧૬૨ | ૦-૪-૦ | ૦-૧-૬ | ૦-૧૨-૦ |

ઉપલાં પુસ્તકોની છૂટક કિંમતમા રહેલા અસાધારણ તફાવતની વાત બાજુ રાખી સ્થાયી ગ્રાહકો માટે જે કિંમત રાખવામાં આવી છે, તેના સંબંધમાં તો ખુશીની સાથે જણાવીશું કે તેનું પ્રમાણ સસ્તા સાહિત્યની સાદા પૂંઠાંની વિવિધ ગ્રંથમાળાની વાર્ષિક ફાળાની કિંમતના જેટલુંજ છે. ઉપલા પૈકીના પ્રથમના બે પુસ્તક જેવા અક્ષરમાં છપાયાં છે, તેની સાથે વિવિધ ગ્રંથમાળાનાં તેવાજ અક્ષરનાં છેલ્લા બે પુસ્તકો-નેપોલીઅન બોનાપાર્ટ અને ધર્મતત્ત્વની સરખામણી કરી જોવાથી આ બાબત હરકોઇને સમજાશે. બન્ને સંસ્થાના પુસ્તકોના કદ વગેરેમાં ફેરફાર હોવાથી એ સરખામણી માત્ર પૃષ્ઠસંખ્યા ઉપરથી તો થાયજ નહિ. પૃષ્ઠસંખ્યા, એક પૃષ્ઠમા સમાયલી લીટીઓની સંખ્યા તેમજ લીટીની લંબાઈ, એ ત્રણેનો (અથવા તો પૃષ્ઠસંખ્યા અને દરેક પૃષ્ઠમાં જેટલા ચોરસઈંચમાં લખાણ આવેલું હોય તે ઈંચનો) ગુણાકાર કરી તેની સામે મૂલ્ય તથા પોસ્ટેજસહિત જે આકડો થાય તે મૂકી જોવાથી ઉપલી બાબતવિષે હરકોઇને ખાત્રી થશે. એમા વિવિધ ગ્રંથમાળાનું પોસ્ટેજ લવાજમની અંદરજ આવી જતું હોવાથી જૂદું ગણવાનું નથી. વળી એ પણ જણાવવું જોઇએ કે વિવિધ ગ્રંથમાળાની ગ્રાહકસંખ્યા પણ લગભગ નવજીવન પ્રકાશનમંદિરની ગણતરીને મળતીજ-સાડાત્રણ હજારની છે. ઉપલી રીતે ગણતાં 'ધર્મતત્ત્વ' નું મૂલ્ય ૨૫ ટકા ઓછું જણાશે ખરૂં, પણ તેનું કારણ તો તે વર્ષનું એ છેલ્લું પુસ્તક હોવાને લીધે તેમાં નિર્ણિત વાર્ષિક સંખ્યા ઉપરાંત વધારે અપાયલાં પૃષ્ઠ પણ સમાયલાં છે, તે છે.

*આ યોજનાનું હસ્તપત્ર નવજીવન પ્રકાશનમંદિરમાં મળી શકશે

ઉત્તમ પુસ્તકોની તૈયારી કે શક્યતા ન હોય ત્યાંસુધી ઉપલી યોજનામાં વાર્ષિક કદ તથા મૂલ્યનું ધોરણ ન રાખવામા પણ વ્યવસ્થાપકે ઠીકજ કરેલું ગણાય. વિવિધ ગ્રંથમાળામાટે સારા ગ્રંથોની તૈયારી અને શક્યતાબાબત બનતી ચોકસી કર્યા પછીજ દરેક નવા વર્ષનું મૂલ્યાદિ જાહેર થતું રહે છે; છતાં તેમા પણ પાછળથી છેવટની પસંદગી વખતે કોઇ કોઇ પુસ્તક ઓછું પસંદ કરવા જેવું જણાતાં તેને ઠેકાણે તરતમા બીજું સારૂં પુસ્તક યોજવાની સગવડ ન હોય તો મહીનાઓ જેટલું મોડું થઇ જાય છે.

ઉપલી યોજનાના ત્રીજા પુસ્તકમાં વ્યવસ્થાપક મહાશય દીલગીરી દર્શાવે છે કે એ યોજનાને ગુજરાતમા હજુ બહુ થોડો આવકાર મળ્યો છે અને તેથી કરીને પ્રથમ ધારેલું તેટલાં સસ્તાં પુસ્તકો હજી તેઓ આપી શક્યા નથી.

નીચેની સૂચનાઓ ઉપર વિચાર કરી ઠીક લાગે તો તે મુજબ અમલ કરવાથી અમારા સમજવા પ્રમાણે યોજનાની પ્રસિદ્ધિ તથા ગ્રાહકોની અનુકૂળતા વધતાં ગ્રાહકસંખ્યા પણ વધવા સંભવ છે.

૧–યોજનાનાં હસ્તપત્ર છૂટથી ફેલાવવા.

૨–સાદાં પૂંઠા કરતાં પાકા પૂંઠાંવાળા પુસ્તકો જેટલાં ટકાઉ નિવડે છે તે જોતા તે પાછળ લાગતો અમુક વધુ ખર્ચ મહત્ત્વનો નથી. માટે જેઓ પોતાને ખરચે પાકાં પૂંઠાંના પુસ્તક લેવા ઇચ્છે તેમને માટે એક પેટાવર્ગ જારી કરવો.

૩–ગ્રાહકને પૈસા મનીઑર્ડરથી મોકલવાની ફરજમા ન મૂકતા પ્રથમથી ખબર આપીને વી. પી. થી મંગાવી લેવાનું ધોરણ જારી કરવું.

૪–નવજીવનમા છપાયલાં ઉપયોગી લખાણો પુસ્તકાકારે સંગ્રહાય એ સારી વાત છે; પણ વરસ છ માસપર વંચાઇ ચૂકેલી બાબત પુસ્તકાકારે ફરજીઆત લેવી પડે, તે ઘણાકોને ઓછું ગમે છે. માટે એવાં પુસ્તકો યોજનાથી જૂદાંજ પ્રસિદ્ધ કરવાનું રાખવું.

૫–પુસ્તક બનતાં સુધી પૈકા કરતા નાના અક્ષરમા ન છાપવાં.

૬–શક્યતા હોય તો એકાદ ગ્રંથમાળા કે માસિકપત્રનું નામ આપીને સામયિક પત્રોની પેઠે તે ઓછા પોસ્ટેજમાં ગ્રાહકોને મળે તેમ કરવું.

અમને તો પૂર્ણ ખાત્રી છે કે, નવજીવનની નવી યોજના કાળજી અને ધીરજથી ચલવ્યે જતા લોકો તેની કદર કરશેજ અને જરૂરી ત્રણ હજાર ગ્રાહકો થઈ આવવા ઉપરાંત પાંચ હજારે પણ તેમની સંખ્યા પહોંચી જઇને ૧૬ પૃષ્ઠ દીઠ ત્રણ પાઇના મૂલ્યનો વ્યવસ્થાપકનો ઉમદા મનોરથ પણ પાર પડવાનો સંભવ આવી પહોંચશે.

**સ્થાયી ગ્રાહક બનીને ઉપરોક્ત યોજનાદ્વારા મળતાં ઉત્તમ પુસ્તકોનો લાભ લેવા પ્રત્યેક વાચકને અમારી ખાસ ભલામણ છે.**

કોઈ કહેશે કે ત્યારે સસ્તું સાહિત્ય પોતે પણ કિંમત ઘટાડવાને કેમ ન ઇચ્છે ? ઉત્તર એજ કે એ તો મુફત આપવાનું સુદ્ધા ઇચ્છે; પણ અમલ કરવામાં તો ગ્રાહકસંખ્યા તેમજ બીજા બાહ્ય સંયોગો ઉપરજ આધાર રહે છે. બાકી તો કિંમતનું હાલનું જે પ્રમાણ નવજીવન જેવી ગાંધીજીની સ્થાપિત અને આશ્રિત સંસ્થા પણ વિનાપુરસ્કારે પુસ્તકો મેળવીને તેમજ જાહેરાત તથા બુકસેલર કમીશનનો કશોજ ખર્ચ નહિ ચઢવા દઇને, અને વ્યવસ્થા, ભાડાં તથા પ્રૂફસંશોધનનું કાર્ય બીજી ( નવજીવન, યંગ ઈંડીઆ વગેરેને લગતી ) યોજનાઓ માટેનાં માણસો તથા સ્થળના બચતા સમય અને જગ્યાનો ઉપયોગ કરીનેજ ચલવી શકતી હોય; તેટલુંજ પ્રમાણ આ સંસ્થા, ઉપલા સઘળા ખર્ચો કિંમતમા ચઢાવવા પડવા છતા કેવી રીતે રાખી શકતી હશે, તે વાતજ વિચારી જોવા વિનતિ છે. લેખકો, પ્રૂફસંશોધન, મકાનભાડા, ગાડીભાડા, તથા વહીવટી માણસો વગેરેના ખર્ચ કિંમતમા ન ચઢાવવા પડે, એવી સગવડ હોત તો આ સંસ્થાએ હાલની ગ્રાહકસંખ્યા છતા પણ વિવિધ ગ્રંથમાળાનું મૂલ્ય હાલના કરતા પોણું અથવા એ તૃતીયાશ રાખ્યુ હોત.

આમ છતા અત્યારે પણ નવજીવન સંસ્થાની યોજનાની એક વિશેષતા તો ખુલ્લીજ છે. તે એ કે એ સંસ્થાના પુસ્તકોમા આ સંસ્થાના પુસ્તકો કરતા લખાણની આસપાસની કોરી જગ્યા વધારે હોય છે, તેમજ કાગળો પણ જાડા હોય છે. અલબત્ત વિવિધ ગ્રંથમાળા પણ વાર્ષિક કદ ૧૫૦૦ પૃષ્ઠનું લખવા છતા ગયા વર્ષથી વાર્ષિક ૧૬૦૦ પૃષ્ઠ આપતી થઇ છે; અને જેઓ નવા વર્ગમા પણ ગ્રાહક થાય તેમની પાસે લવાજમ રૂ. ૧) ઓછું લેવાય છે.

આવી બાબતોમાં કોઇએ એક બીજી સંસ્થા વચ્ચે હરિફાઇ જેવું તો સમજવાનુંજ નથી. જૂદા જૂદા કાર્ય કરનારને પોતપોતાના અનેકવિધ આંતરબાહ્ય સંયોગો, પ્રકૃતિ અને સમજણ પ્રમાણે કરવાનું હોય છે.

નવજીવન પ્રકાશનમંદિરની નવી યોજનાને વિશેષ પ્રસિદ્ધિ મળે, યથામતિ સૂચના આપી શકાય, અને ગોણપક્ષે કોઇ કોઇની પૂછપરછનું સમાધાન પણ થાય, એટલા માટેજ આ ઉલ્લેખ છે.

ભારતવર્ષનો ઉદય હવે નક્કીપણેજ નિમાઈ ચૂકેલો હોવાથી અત્યારની ગમે તેવી અસાધારણ લાગતી વ્યક્તિઓ, સંસ્થાઓ અને યોજનાઓને ભૂલાવી દે, એવી વ્યકિતઓ, સંસ્થાઓ અને યોજનાઓ વખત જતાં એક પછી એક નીકળ્યાજ કરશે અને દેશમાં અધિકાધિક જ્ઞાનચારિત્ર્ય ફેલાવ્યેજ જશે.

# ' गांधी शिक्षणनां ' १३ पुस्तको

આ પુસ્તક સાથે વધારાતરીકે વહેંચાયલાં જીવદયાખાતાનાં હસ્તપત્ર તરફ વાચક બંધુઓનું ધ્યાન ખેંચીએ છીએ. એ ઉપરાંત ' ગાંધી શિક્ષણ ' એવા મથાળાવાળું એક બીજું પણ હસ્તપત્ર વહેંચાયલું જણાશે. મુંબઇના એક સજ્જને મહાત્મા ગાંધીજીનાં જૂદાં જૂદાં લખાણોમાંથી જૂદા જૂદા વિષયોને લગતા તેમના વિચારો અને ઉપદેશોની તારવણી કરાવીને ૧૩ પુસ્તકોનો સેટ (દરેક પુસ્તકમાં મહાત્માજીના ત્રિરંગી ફોટા સાથે) પ્રસિદ્ધ કર્યો છે. એ સેટ કુલ ૨૦૦૦ પાનાંનો, સાદાં પૂંઠાંવાળો, તેમજ ગ્લેજ કાગળ અને મુંબઇની છપાઇવાળો છે. એ સેટની પ્રથમ રૂ. ૮–૧૦–૦ કિંમત હતી; તે ઘટાડી નાખીને હવે તે રૂ. ૪–૧૦–૦ માં આપવાનું જણાવવામાં આવ્યું છે.

એ તેર ગ્રંથો તેર ભાગરૂપે મહાત્માજીનાજ શબ્દોમાં છપાયલા હોઇ તેનાં પેટા-નામ અથવા તેમાં આવેલા વિષયોનાં નામ નીચે પ્રમાણે છેઃ–

ભાગ ૧ સત્યાગ્રહ
,, ૨ ધર્મ
,, ૩ આરોગ્ય
,, ૪ કેળવણી
,, ૫ સ્ત્રીસ્વાતંત્ર્ય
,, ૬ સંપત્તિશાસ્ત્ર
,, ૭ સ્વદેશી
ભાગ ૮ પ્રજાબંધારણ
,, ૯ રાજ્યનીતિ
,, ૧૦ અસહકાર (પ્રથમ વિભાગ)
,, ૧૧ અસહકાર (દ્વિતીય વિભાગ)
,, ૧૨ અસહકાર (તૃતીય વિભાગ)
,, ૧૩ અંગતવિચાર

ઉપલાં પુસ્તકો માટેનું શિરનામું નીચે પ્રમાણે છેઃ–

**નગીનદાસ અમુલખરાય**

૩૦ હનુમાન બિલ્ડિંગ, હોમજી સ્ટ્રીટ

સર્કલ કોટ, મુંબાઇ

# अनुक्रमणिका



# स्वामी रामतीर्थनी जीवनकथा

## પ્રકરણ ૧ લું–દેશકાળની સમાલોચના

"આ જગતમાં દરેક વસ્તુની ગતિ નિયમસર હોય છે; અને બધે કાળચક્રની ગતિ પ્રમાણે નિયમિત પરિવર્તન થયા કરે છે. વૈભવરૂપી સૂર્ય પણ જગતમાં એજ નિયમાનુસાર ફર્યા કરે છે. એક સમયે જ્ઞાન અને સંપત્તિનો સૂર્ય હિંદુસ્તાનમાં મધ્યાકાશે પૂર્ણ કળાથી પ્રકાશતો હતો; ઐતિહાસિક દૃષ્ટિએ જોતાં અંતરિક્ષના બીજા તારાઓની પેઠે એ સૂર્ય પણ ધીમે ધીમે પશ્ચિમ તરફ ચાલવા લાગેલો જણાય છે. તે ઇરાન, આસિરયા વગેરે દેશો ઉપર થઇને પશ્ચિમ તરફ આગળ વધ્યો. મિસર દેશને તેનાં મધ્યાહ્ન કિરણો મળ્યા પછી ગ્રીસનો વારો આવ્યો, ત્યાર પછી તેનું મધ્યાહ્નકાળનું તેજ રોમે અનુભવ્યું. આગળ જતાં તે પ્રકાશે જર્મની, ફ્રાન્સ અને સ્પેનને જાગૃત કર્યાં. છેવટે એ વૈભવસૂર્યનો ઉજ્જવલ પ્રકાશ ઇંગ્લૅન્ડને મળ્યો. વળી ત્યાંથી પણ તે સૂર્ય પશ્ચિમ તરફ આગળ વધ્યો અને અમેરિકાને વૈભવને શિખરે પહોંચાડ્યું. × × × જ્યારે હિંદુસ્તાનમાં દિવસ હતો ત્યારે અમેરિકાને કોઇ ઓળખતું પણ નહોતું. અત્યારે અમેરિકામાં દિવસ અને હિંદુસ્તાનમાં દુઃખદારિદ્રયની રાત્રિ પથરાયેલી છે; પણ ધીરજ રાખો. તે વૈભવસૂર્ય હવે પાસિફિક મહાસાગર પણ ઓળંગવા લાગ્યો છે* અને જાપાન થોડા વખતમાંજ જગતનો એક બળવાન દેશ બનવાનાં ચિન્હો જણાય છે. કુદરતના નિયમો જો ખરા હોય તો આ જ્ઞાનસંપત્તિનો સૂર્ય એ પ્રદક્ષિણા પૂર્ણ કરીને હિંદુસ્તાન ઉપર પાછો બમણા તેજથી પ્રકાશતો જોઇએ ! તથાસ્તુ."

સ્વામી રામતીર્થ

દેશભરમાં અત્યારે રાજકીય, સામાજિક તેમજ ધાર્મિક ક્ષેત્રમાં જાગૃતિનાં જે આંદોલનો ચાલી રહ્યાં છે તેનું દિગ્દર્શન આજથી લગભગ પચીસેક વર્ષ ઉપર સ્વામી રામતીર્થે આપણને ઉપર પ્રમાણે કરાવ્યું છે. આ શતાબ્દીમાં

---

* આ લેખ લખાયા પછી રૂસ અને જાપાન વચ્ચેની લડાઇએ સ્વામીજીનું ઉપલું કથન સત્ય ઠરાવી આપ્યું છે.

પાશ્ચાત્ય સંસ્કૃતિની જે જ્વાળા ધીમે ધીમે આર્યાવર્તને ગ્રસ્ત કરતી દેખાતી હતી અને દેશના કેળવાયેલા મનુષ્યો પણ દેશમાં પથરાયેલા અજ્ઞાનરૂપી અંધકારથી કંટાળીને જે જ્વાળાના પ્રકાશને સૂર્યનાં તિમિરનાશક કિરણો સમજી લઈને તેનો સત્કાર કરવા તૈયાર થઇ ગયા હતા; તે સંસ્કૃતિનો મુખ્ય મુદ્દો એજ છે કે કુદરતને વશ કરીને, પ્રકૃતિનાં તત્ત્વોને પોતાને અધીન બનાવવાં અને તેનાવડે પોતાના જીવનસુખનો વધારો કરવો; તેમજ બહારથી ધનવૈભવ પોતાના દેશમાં ખેંચી લાવવાં.

એ ઉદ્દેશને અનુસરીને જૂદી જૂદી જાતની શોધખોળો પાશ્ચાત્ય દેશોમાં થઈ; અને આગગાડી, આગબોટ, તાર, ટેલીફોન, તોપો, વિમાનો, વિજળીનાં યંત્રો, ઉદ્યોગનાં યંત્રાલયો તેમજ ઐહિક સુખસાધનની વૃદ્ધિ કરનારાં અનેક પ્રકારનાં સાધનો અસ્તિત્વમાં આવ્યાં. વિજ્ઞાનની અવનવી શોધખોળોએ આ પંચભૂતાત્મક જગતમાં લૌકિક ઉન્નતિને સધાવનારી ખગોળ, ભૂગોળ, પ્રાણિજ, ભૂતલ, રસાયન વિગેરે અનેક વિદ્યાઓની શાખાપ્રશાખાઓનો જન્મ આપ્યો. સત્તા અને વૈભવનો લોભ વધતો ચાલવાથી પશ્ચિમની પ્રજાઓએ પૂર્વના દેશોની શોધ કરી. પ્રથમ તો માત્ર વ્યાપારનાજ ઉદ્દેશથી દેશપર્યટન થવા માંડયાં; પરંતુ પરિણામે એ વ્યાપારલોભ રાજસત્તાના લોભનું કારણ થઇ પડયો. ભારતવર્ષમાં આમ વિદેશી પ્રજાનાં આક્રમણો પરાપૂર્વથી થતાં આવ્યાં છે; પણ બહુ દૂરના ભૂતકાલમાં દૃષ્ટિ ન કરતાં છેલ્લી પાંચસાત સદીનો વિચાર કરીએ તો તેમાં મુસલમાન લોકોના આક્રમણનો ઉદ્દેશ પણ એજ પ્રકારનો જણાઇ આવે છે.

મુસલમાન રાજ્યના આગમનની સાથે તેઓનાં ભિન્ન ભિન્ન કળાશાસ્ત્રો અને ધાર્મિક વિચારોએ ભારતવર્ષમાં પ્રવેશ કર્યો. એ રાજ્યકાળમાં એ સંસ્કારનો પ્રતાપ ભારતવર્ષના તત્કાલીન દેશકાળમાં ઓતપ્રોત થઇ ગયો. સામાજિક રીતરિવાજોમાં એની સચોટ છાપ પડી. ધાર્મિક વાતાવરણમાં એણે પ્રબળ આંદોલન ઉત્પન્ન કર્યું અને હિંદુઓના વર્ણાશ્રમ, કર્મકાંડ તથા જ્ઞાનવિદ્યાનાં ગૂઢ રહસ્યો ધીમે ધીમે અદૃશ્ય થતાં ગયાં. બ્રાહ્મણોનું બ્રહ્મવર્ચસ્ અને ચતુર્થાશ્રમીઓનું અવધૂતબલ અગોચર થવા માંડયું. મતલબ કે જેમ જેમ આવાં પરિવર્તનો થવા લાગ્યાં, તેમ તેમ સાધારણ જનસમાજ કે જે દીર્ઘકાળનાં અજ્ઞાન, આલસ્ય અને પ્રમાદને લીધે જ્ઞાનની વાસ્તવિકતા ભૂલી જઇને મિથ્યા સંતોષને બહાને કેવળ એદી બની ગયો હતો, તે જેમ કોઈ

આમ૨ મનુષ્ય પોતાની અશક્તિને લીધે, પોતાના અંતરમાં છુપી રહેલી વિષયવાસના તૃપ્ત કરવા માટે બાહ્યસાધનની અપેક્ષા રાખી બેઠો હોય અને સાધન પ્રાપ્ત થતાં એનો સ્વીકાર કરી, ઇંદ્રિયસુખના વૈભવમાં વિષયી બને, તેમ એ જનસમાજ કેવલ ઐહિક સુખની સાધનામાંજ તત્પર થઈ ગયો. આનું એક ભયંકર પારણામ એ આવ્યું કે સમાજમાં જૂના અને નવા, ધર્મશીલ અને ધર્મભ્રષ્ટ એવા આંતરરાષ્ટ્રીય ભેદ પડવા લાગ્યા. પ્રાચીનશાસ્ત્રોમાં શ્રદ્ધાશીલ જનસમાજે આગન્તુક સંસ્કૃતિને હાનિકારક માનીને તેના પ્રતિ નિરંતર દ્વેષદૃષ્ટિ રાખ્યા કરી; અને પોતાની પ્રાચીન ધર્મપ્રણાલીના સંરક્ષણાર્થે એ નવીન સંસ્કૃતિથી દૂરજ રહ્યા કર્યું. જૂનું એટલુંજ ઈષ્ટ માનીને તેમણે પ્રાચીન સમયનાં કર્મકાંડ, ધારાધોરણ, સ્મૃતિનાં અનુશાસનો અને સંપ્રદાયોની માન્યતાઓ, સર્વકાલને માટેજ જનસમાજને માટે હિતકર છે, એવી અંધશ્રદ્ધાનો વધારો કર્યો; ત્યારે બીજી બાજુ અજ્ઞાનીઓએ વગરવિચાર્યે કાળબળે દેશમાં પ્રવેશ કરતી આગન્તુક સંસ્કૃતિને જેવા ને તેવા રૂપમાં વધાવી લીધી અને જૂના નવાના મિશ્રણ જેવો લોકવ્યવહાર એમાંથી ઉદ્ભવ પામ્યો. પ્રજામાં આથી જેમ જેમ જૂના વિચારો નાબૂદ થતા ગયા, તેમ તેમ આ નવીન પ્રજાનું એક નવુંજ ખોખું ઘડાયું અને માત્ર વર્ણમાંજ નહિ કિંતુ ધર્મ, સમાજ અને રાજ્યબંધારણમાં પણ અનેક પ્રકારની સંકરતા ઉત્પન્ન થઈ.

એ મુસલમાની યુગ પૂરો થયો કે પશ્ચિમની સંસ્કૃતિએ ભારતવર્ષમાં પ્રવેશ કર્યો. એ પ્રજાના રંગઢંગ મુસલમાની પૌર્વાત્ય પ્રજાની રહેણીકરણી કરતાં કેંક જૂદાજ પ્રકારના હતા. મુસલમાનોએ જ્યારે ભારતવર્ષને પોતાનો સ્વદેશ બનાવી, તેમાં સ્થાયી થવાના ઉદ્દેશથી દેશની સંપત્તિને દેશમાંજ ખર્ચવાની હતી; ત્યારે આ પ્રજાના મનમાં એવી ઇચ્છા હતી, કે ભારતવર્ષ તો એક સંપત્તિની ખાણ છે કે જ્યાંથી ધનવૈભવને ખોદી કહાડી તે પોતાના સ્વદેશમાં ખેંચી જવો. એને અંગે એમની વૈજ્ઞાનિક શોધો, યંત્રો અને રાજ્યસંસ્થાઓ દાખલ થઇ અને પરિણામે દેશમાંથી કાચા પદાર્થો ખેંચાઇ જઇને વિદેશી તૈયાર વસ્તુઓનો પ્રચાર થયો. એની સાથે સમાજની અંદર પણ જે કાંઇ શ્રદ્ધા, પ્રેમ, સ્વાભિમાન વગેરે હતાં તે પણ નષ્ટ થવા માંડ્યાં. મુસલમાનોની સાથે કાળે કરીને જે એકતા થઇ ચુકી હતી તેવી એકતા એ પ્રજા સાથે ન થઇ શકી. પ્રારંભમાં તો એમના ઐહિક વૈભવના પ્રકાશે આર્યા-

વર્તની મોહઘેલી, અજ્ઞાન પ્રજાને આંજી નાખી. તેમની વૈજ્ઞાનિક શોધોએ દેશની પ્રજાને મુગ્ધ કરી દીધી. પાશ્ચાત્યસંસ્કૃતિનેજ શ્રયસ્કર સમજી અજ્ઞાનને લીધે પ્રેયસ્ પદાર્થોના મોહમાં વાસ્તવિક *શ્રેયસ્નું ભાન તેમને ન રહ્યું.

શ્રેયસ્ કરતાં પ્રેયસ્ને વિશેષ માન આપનારી, કલ્યાણકર અધ્યાત્મવિદ્યા કરતાં દેહયાત્રા નિભાવનારી કળાકૌશલ્યરૂપી પ્રેયસ્ વિદ્યાઓપ્રતિજ જનસમાજની રુચિ વધી પડી; તેથી આધ્યાત્મિક વિદ્યાપ્રતિ દુર્લક્ષ હતું તે કરતાં પણ તે વધી ગયું. આપણે અજ્ઞાની છીએ, આપણું જ્ઞાન ખોટું, આપણો ધર્મ એટલે અંધમાન્યતાઓ, આપણી સમાજસંસ્થા એટલે દાસત્વ, આપણી સંસ્કૃતભાષા એટલે મૃતભાષા. આવા આવા મિથ્યા વિચારોની પરંપરાએ આર્યાવર્તની પ્રજાને ભમાવીને વિચાર અને વિવેકહીન બનાવી દીધી. જેટલું પશ્ચિમનું એટલુંજ સારૂં એમ માનીને દરેક વસ્તુને પશ્ચિમનું સ્વરૂપ આપવાનો પ્રયત્ન થવા લાગ્યો. ધર્મ, ન્યાય, નીતિ વગેરે બાબતોમાં આપણા લોકોની જે પ્રાચીન ભાવનાઓ હતી તેમાં પરિવર્તન થયું અને નાનું રડતું બાળક જેમ શુદ્ધ ચાંદીને બદલે પૉલીશ કરેલા લોખંડના ચકચકિત રમકડાને જોઇને રાજી થાય, તેમ આપણા લોકો પશ્ચિમના એ ખોટા ચળકાટથી અંજાઈને મુગ્ધ થઈ ગયા.

કાળનો એ સ્વાભાવિક ધર્મ છે કે તેમાં નિરંતર વિકાર થયા કરે છે; કાળના વહેવાની સાથે પ્રજામાં રૂપાન્તર થયા કરે છે; માનવસમાજની ગતિઅવગતિના પલટા પડયા કરે છે. સંસારના અનાદિકાળથી જ્ઞાન અને અજ્ઞાન, ધર્મ અને

---

* अन्यच्छ्रेयोऽन्यदुतैव प्रेयस्ते उभे नानार्थे पुरुषं सिनीतः ।
तयोः श्रेय आददानस्य साधुर्भवति हीयतेऽर्थाद्य उ प्रेयो वृणीते ॥१॥
श्रेयश्च प्रेयश्च मनुष्यमेतस्तौ संपरीत्य विविनक्ति धीरः ॥
श्रेयो हि धीरोऽभि प्रेयसो वृणीते प्रेयो मन्दो योगक्षेमाद्वृणीते ॥२॥

અર્થ:—શ્રેયસ્ (કલ્યાણપ્રાપ્તિ) જૂદું છે અને પ્રેયસ્ (પ્રિયપ્રાપ્તિ) જૂદું છે. આ બન્ને ભિન્ન ભિન્ન અર્થ પ્રાપ્ત કરાવનારાં છે. એ બન્નેથી મનુષ્ય બદ્ધ છે. આ બન્નેમાંથી શ્રેયસ્નો સ્વીકાર કરનારાનું કલ્યાણ થાય છે; અને જે પ્રેયસ્નો સ્વીકાર કરે છે તેને પરમાર્થપ્રાપ્તિ થતી નથી. (૧) શ્રેયસ્ અને પ્રેયસ એ બન્ને મનુષ્યની આગળ પ્રાપ્ત થાય છે. બુદ્ધિમાન મનુષ્ય તેની પરીક્ષા અને પૃથક્કરણ કરે છે અને પરિણામે શ્રેયસ્ને પસંદ કરે છે; તથા મંદમતિ મનુષ્ય યોગક્ષેમનું સાધન જાણીને પ્રેયસ્ને પસંદ કરે છે. (૨) ( कठोपनिषद् । )

અધર્મ, પુણ્ય અને પાપનાં દ્વંદ્વોને વશ આ ત્રિકાળવર્તી જગત ચાલ્યા કરે છે; સાંસારિક વૃત્તિને વશવર્તી સાધારણ જનસમાજ જ્યારે પ્રેયસ્થી થાકી બહિર્મુખવૃત્તિના પરિશ્રમથી કંટાળી, અંતર્મુખ થવા માંડે છે; ત્યારે અધર્મમાંથી ધર્મમાં, અજ્ઞાનમાંથી જ્ઞાનની જિજ્ઞાસામાં અને પ્રવૃત્તિમાંથી નિવૃત્તિમાં આવે છે એમ કહેવાય છે. મુસલમાનોના રાજ્યસમયે દેશની સામાન્ય પ્રજા પોતાના ધર્મનું અને આધ્યાત્મિક જ્ઞાનભંડારનું ભાન ભૂલી જઈ કર્તવ્યભ્રષ્ટ બની ગઈ અને ત્યાર પછી આ વીસમી સદીમાં પાશ્ચાત્ય સંસ્કૃતિથી અંજાઇ જઈને આર્યશાસ્ત્રોના ગંભીર અને ધર્મશીલ જીવનના ઉપદેશ અને શિક્ષણને ભૂલી જઇને, પથવિમુખજ બની ગઇ. આથી એ અધર્મમય પ્રવૃત્તિએ લોકસમાજને અતોભ્રષ્ટ તતોભ્રષ્ટ કરી નાખ્યો; અને સ્વદેશપ્રીતિ, સ્વાભિમાન, આર્યસંસ્કૃતિનું ગૌરવ, વેદવિદ્યાનું રહસ્ય, આર્યદર્શનોની મહત્તા અને આર્યશાસ્ત્રોની અદ્ભુત વિદ્યા તરફ તો તેમનું લક્ષ્યજ ન રહ્યું.

પરંતુ હજી પણ એ પ્રાચીન ગૌરવનો સદંતર નાશ થયો ન હતો. એ અપૂર્વ અધ્યાત્મવિદ્યા અને ઉન્નત ચારિત્ર્યને દેશમાંના કોઈ કોઈ શાંત અને સદ્ધર્મનિષ્ઠ સંતસાધુઓ તેમજ વિદ્વાન બ્રાહ્મણો વગેરેએ પોતાના ઉન્નત જ્ઞાનચારિત્ર્યવડે સાચવી રાખ્યાં હતા. મુસલમાનરાજ્યકાળમાં પંજાબમાં શીખધર્મના સંસ્થાપક ગુરુ નાનકથી માંડીને ગુરુ ગોવિંદસુધી, બંગાળમાં શ્રીગૌરાંગ મહાપ્રભુ અને તેમના શિષ્યપ્રવરો, પૂર્વમાં ગોસ્વામી તુલસીદાસ આદિ સંતજનો, દક્ષિણમાં સમર્થ રામદાસ, સંત તુકારામ, વલ્લભાચાર્ય આદિ સંપ્રદાયપ્રવર્તકો, ગુજરાતનાં નરસિંહ, મીરાં, અખો ઈત્યાદિ સંતગણો; તેમજ એવી બીજી અનેક ગુપ્ત અને પ્રકટ વિરલ વિભૂતિઓએ આર્યધર્મને સાંગોપાંગ જીવંત રાખ્યો હતો. જ્યારે જ્યારે નવીન સંસ્કૃતિને વધાવવા જતાં જૂનીને વિસ્મરણ કરનારી પ્રજા અને પ્રાચીન સંસ્કૃતિનેજ વળગી રહી નવીનનો તિરસ્કાર કરનારી પ્રજા વચ્ચે અંતર પડતું; ત્યારે આવી અસામાન્ય વિભૂતિઓ ઉદ્ભવીને તેમની વચ્ચે એકતા કરી જતી. એ વિભૂતિઓ અસંસ્કારી પ્રજાને પ્રાચીન ધર્મસંસ્કારથી સંસ્કારી બનાવી, ધર્મની સનાતન સત્તા સિદ્ધ કરી આપતી અને દેવપ્રિય આ ભારતવર્ષમાં ધર્મની સનાતનધ્વજા અહોનિશ ફરકતી.

એજ ન્યાયે પાશ્ચાત્ય સંસ્કૃતિની વિઘાતક જવાળાથી અંજાઇ ગયેલી અને તેને ઉપકારક સૂર્યપ્રકાશ સમજી લઈને ઘોર વિનાશને પંથે પડી ચૂકેલી આર્ય પ્રજાને તેમાંથી નિવૃત્ત કરવામાટે પણ હવે આર્યાવર્તને સત્યનો માર્ગ

દર્શાવનારી અસામાન્ય વિભૂતિઓની અત્યંત આવશ્યકતા હતી.

પરિણામે એવી વ્યકિતઓ પણ ઈશ્વરકૃપાથી ઉત્પન્ન થઈ અને તેમના પ્રતાપે બાહ્યસુખપોષક અને યોગક્ષેમનેજ વધારનારી પાશ્ચાત્ય સંસ્કૃતિની જ્વાળાના વિઘાતક સ્વરૂપનું આપણને ભાન થતું ગયું. પાશ્ચાત્યોની સુંદર 'એટીકેટ' (સભ્યતા) નીચે છુપાયેલા સડાની આપણને દુર્ગંધ આવવા લાગી. જેમ જેમ તેમની ભીષણ સર્વભક્ષી ઇચ્છા અને આકાંક્ષાનો આપણને પરિચય થવા લાગ્યો તેમ તેમ આપણે તેનાથી સાવચેત બનવા લાગ્યા; આપણને ભાન થયું કે આપણે જે સંસ્કૃતિમાં ફસાતા ચાલ્યા હતા તેના પરિણામે તો દુઃખ, શોક અને આપત્તિ સિવાય બીજું કશું સાંપડે તેમ નહોતું.

સૌથી પ્રથમ બંગાળામાં રાજા રામમોહનરાયની દૃષ્ટિ આપણાં શાસ્ત્રો ભણી વળી. ઉપનિષદ્‌ના અધ્યયને એમને અલૌકિક શાંતિ મળી અને એના પરિણામરૂપે એક બ્રહ્મમાંજ નિષ્ઠા રાખવાના સિદ્ધાંતવાળી બ્રહ્મોસમાજની સ્થાપના થઈ. ઉપનિષદોનાં અંગ્રેજી ભાષાન્તર થયાં અને એ સમાજમાં ઉત્તરોત્તર બાબુ કેશવચંદ્રસેન, પ્રતાપચંદ્ર મજુમદાર વિગેરે ભક્તરત્નો ઉદ્‌ભવ્યાં. આમ જૂની અને નવીન પ્રજા વચ્ચે બંધાતા પૂલનો નકશો રચાવા માંડયો. એ પછી થોડાજ કાળમાં રાષ્ટ્રીયમહાસભાની સ્થાપના થઈ અને બંગાળ, મદ્રાસ, પંજાબ, ગુજરાત, દક્ષિણ, વગેરે પ્રાંતોમાંથી અનેક સ્વદેશપ્રેમીઓ પાકવા લાગ્યા. એ નરરત્નોદ્વારા રાષ્ટ્રીયસભાના આંદોલને સમસ્ત પ્રજાને "સ્વદેશ–સ્વધર્મ–અને સ્વમાન" ની ઘોષણા સંભળાવી.

પરંતુ હવે નવીન અને પ્રાચીન સંસ્કૃતિના એકીકરણ માટેનો પૂલ તૈયાર કરવા સારૂ વિરક્ત વિભૂતિઓની આવશ્યકતા હતી. પરમકૃપાળુ પરમાત્માએ ગુજરાતમાં જન્મ ધારણ કરી પંજાબમાં પોતાનો કર્મમઠ સ્થાપનાર સ્વામી દયાનંદ સરસ્વતીને જન્મ આપ્યો. એ મહર્ષિએ વેદોનાં જ્ઞાનકર્મનો પુનરુદ્ધાર કરી, સમાજનાં જીર્ણ અને શિથિલ થઈ ગયેલાં બંધારણોના સંશોધન અને ઉદ્ધારની ભાવના દેશમાં જાગૃત કરી તેમજ મનુષ્યોને ભાન કરાવ્યું કે હું ઋષિપુત્ર છું; મારી મૂળવિદ્યા વેદવિદ્યા છે; મારૂં વર્ચસ્ ત્યાગ, પવિત્રતા અને આત્મસંયમ છે; મારૂં મૂળ ધન કળાવિજ્ઞાનરૂપી ઐહિક વિદ્યાઓ નહિ, પણ બ્રહ્મવિદ્યા છે. એમણે વેદનો પ્રકાશ પાડયો; અને અનેક વ્યક્તિઓ મુખ્યત્વે પંજાબમાંથી અને ગૌણપણે સમસ્ત દેશમાંથી સરસ્વતીની પૂજા, ભારતમાતાની ભકિત અને આર્યસંતાનોની સેવા કરવામાં જોડાઈ. દેશમાં નવચેતન

આવવા લાગ્યું, પશ્ચિમ પ્રત્યેનો મોહ ઉડી ગયો, પૂર્વપ્રત્યેની પ્રીતિ પ્રકટી અને આર્યસંસ્કૃતિપ્રત્યે સદ્ભાવ અને સન્માન પ્રકટયાં.

એજ સમયે બીજી તરફ બંગાળમાં સર્વધર્મોના એકીકરણની સાક્ષાત્ મૂર્તિસમા પરમહંસ રામકૃષ્ણદેવ પોતાની સાધના પૂર્ણ કરીને ધર્મનો સનાતન સંદેશ સંભળાવવા લાગ્યા એમની દૃષ્ટિ બંગાળના નવયુવાનોપર પડી. સ્વામી વિવેકાનંદ, બ્રહ્માનંદ વિગેરે અનેક પરમાત્મપ્રેમી જિજ્ઞાસુ યુવકો તેમણે ઉપદેશેલા તત્ત્વનું અનુસરણ અને સાક્ષાત્કાર કરીને તૈયાર થયા. યોગ, ભકિત, જ્ઞાન, કર્મવિગેરે સાધનમાર્ગો અને શૈવ, વૈષ્ણવ, શાકત, વેદાન્ત વગેરે દર્શન સંપ્રદાયોનાં રહસ્ય પોતાની અપૂર્વ સાધના અને સ્વાનુભવના બળથી એ શિષ્યોને શીખવીને પરમહંસદેવે તેમને ત્યાગની દીક્ષા આપી.

આમ પાશ્ચાત્ય સંસ્કૃતિની પેલી નાશકારક જ્વાળાને સવેળા ઓળખી લઇ તેના ઉપરનો મોહ ઉતરાવી નાખનાર મહાત્માઓ આપણા દેશમાં ઉદ્ભવવાથી આપણામાં આત્મશ્રદ્ધા ઉત્પન્ન થવા માંડી. આપણે જે આપણી સંસ્કૃતિને વિસારી મૂકી હતી તે તરફ પાછા ફર્યા તથા શ્રદ્ધા અને ભકિતપૂર્વક તેનો અભ્યાસ કરી, તેના ઉંડાણમાં રહેલાં રત્નો શોધવા લાગ્યા. આ મહાત્માઓએ જે સનાતન આર્યસંસ્કૃતિ જગતની દૃષ્ટિ સમક્ષ મૂકી તેના સૌમ્ય અને શાંત પ્રકાશથી આપણો પશ્ચિમનો મોહ ઉતરતો ગયો; એટલુંજ નહિ પણ પાશ્ચિમના લોકો જે તેમની ભીષણ સંસ્કૃતિથી થાકેલા હતા, તેમને પણ તેથી શાંતિ, આશ્વાસન અને સુખ પ્રાપ્ત થયાં.

આર્યસંસ્કૃતિનો મૂળ ઉપદેશ તો ઐહિક સંપત્તિનો સદ્ધર્મકર્મમાં સદુપયોગ તેમજ આંતરસાધના કરીને નિરંતરના પરમ સુખરૂપી મોક્ષ સંપત્તિને પ્રાપ્ત કરવાનો છે. અહિક વસ્તુસ્થિતિઓવડે ઉત્પન્ન થતાં ક્ષણિક સુખની મોહજાળમાં ન ફસાતાં આત્મનિષ્ઠા તથા બ્રહ્માનુભવની પ્રાપ્તિ કરી લઈ સંસારચક્રના આવાગમનમાંથી સદાને માટે મુક્ત થવું—અર્થાત્ દુઃખમાત્રની આત્યંતિક નિવૃત્તિ અને પરમાનંદની નિત્ય પ્રાપ્તિરૂપ મોક્ષપદને પામવું એજ છે. જે જે કાળે આ પરમ ધર્મની ક્ષતિ અને અધર્મની વૃદ્ધિ આ દેશમાં થઇ છે, ત્યારે ત્યારે સદ્ધર્મનો પ્રકાશ પાડનારા ધર્માવતારોનો પ્રાદુર્ભાવ થયો છે, થાય છે અને થશે એવું ગીતાનું અભયવચન તો પ્રસિદ્ધજ છે.

એ મહાનિયમને અનુસરીને આધુનિક સમયમાં પાશ્ચાત્ય સંસ્કૃતિથી બચાવનાર તેમજ આર્યાવર્તની પ્રાચીન શુદ્ધ અને ઓજસ્વી સંસ્કૃતિનો યજ્ઞ-

કુંડ ફરીથી પ્રકટાવી તેને ચાલુ રાખનાર જે જે મહાત્માઓ થયા, તેમાં નવીન જનસમાજની સમક્ષ તો એ સર્વના અધ્વર્યુરૂપે પ્રાતઃસ્મરણીય દયાનંદ સરસ્વતી અને રામકૃષ્ણ પરમહંસનાં નામજ અગ્રેસર આવે છે. આ બન્ને સંતોની કૃપા અને ઉપદેશથી ભારતવર્ષની વિદેશમુગ્ધ પ્રજાને એવું ભાન થયું કે આર્યાવર્તની સંસ્કૃતિ પૃથ્વીપરના સમસ્ત દેશો કરતાંયે પ્રાચીન છે; એટલુંજ નહિ પણ એની વેદવિદ્યા સનાતન છે, એનું જ્ઞાન સર્વોત્તમ છે, એનાં દર્શનશાસ્ત્ર સર્વોપરિ છે, એનાં શાસ્ત્રીય અન્વેષણો પરિપૂર્ણ છે અને એનો ઇતિહાસ સમસ્ત જગતની પ્રજાના ઇતિહાસ કરતાં મહત્તા, ગારવ, વીરતા, શકિત અને ચારિત્ર્યમાં અનુપમ અને અલૌકિક છે. આર્યાવર્તનાં ઋષિઓ, રાજર્ષિઓ, ઋષિપત્નીઓ, વીરાંગનાઓ સતીસાધ્વીઓ અને સંતો, એ સર્વ અનેક યુગો વહી જવા છતાં પણ પોતાની પ્રતિભાનો અનુપમ પ્રકાશ આપ્યાજ કરે છે.

દેશનાં અહોભાગ્યે પ્રાચીન આર્યસંસ્કૃતિના સૂર્યનો પાછો ઉદય થયો અને તેની સાથે સમસ્ત જગતની દૃષ્ટિ એ તરફ વળી. પરમહંસ રામકૃષ્ણના સુવિખ્યાત વીર શિષ્ય સ્વામી વિવેકાનંદે સમુદ્રને ઓળંગી એ બ્રહ્મવિદ્યાનો પ્રચાર યૂરોપ અને અમેરિકામાં પણ કર્યો. જડ વિજ્ઞાનમાં ઉન્મત્ત બનેલી એ પ્રજાને પણ વેદાન્તનું જ્ઞાન પ્રાપ્ત કરવાની ઇચ્છા થઇ અને અનેક ગૌરવર્ણ શિષ્યશિષ્યાઓ એ મહાત્માના પ્રતાપે ભારતભૂમિની સેવા કરવા ઉતરી પડયાં.

આમ પેલો જૂના અને નવા સમાજ વચ્ચેનો પૂલ તૈયાર થઇ ગયો. નવીન સંસ્કૃતિ પામેલી પ્રજાને જ્યારે દેશગૌરવ, જાતિગૌરવ અને ધર્મગૌરવનું ભાન થયું; ત્યારે પેલા સ્થળે સ્થળે બ્રહ્મપરાયણ રહેતા સંતો અને કર્મપરાયણ રહેતા બ્રાહ્મણો તેમજ અન્ય વર્ણોમાં પણ કંઇક નવીન ચેતન આવ્યું અને તેને અનુસરતા અનેક ગ્રંથો તથા વિચારો દેશના દરેક પ્રાંતમાં ફેલાવા લાગ્યા. સ્વામી વિવેકાનંદની વીરહાકે દેશની પ્રજાને વિશેષ આત્માભિમુખ કરી. એમનાં ભારતભ્રમણ અને વિદેશવિહારન ગૌરવ જેમણે વાંચ્યાંવિચાર્યાં હશે, તેઓને સ્પષ્ટ જણાઇ આવશે કે સંન્યાસની પરમભાવનાજ જગતને વાસ્તવિક કલ્યાણને પંથે લઇ જાય છે. આર્યસંતાનોનું જીવનધ્યેય અનિત્ય લૌકિક વસ્તુસ્થિતિઓ નથી; પણ અચલ, અખંડ અને પરમશાંતિરૂપ મોક્ષપદ છે અને તેવા અનંત અનુપમ જીવનરૂપી અમૃતના ભૂખ્યા જીવોને તો આર્યાવર્તનો સ્વધર્મપાઠ અને તત્ત્વજ્ઞાનજ યથેચ્છ તૃપ્તિ આપી શકે છે.

સ્વામી વિવેકાનંદજીના વિદેશપર્યટન પછી પંજાબમાંથી એક ઓજસ્વી અવધૂતનો આવિર્ભાવ થયો. જેનું જીવન સંન્યાસની પરમ ભાવનાના ઉજ્જવળ દષ્ટાંતરૂપે દેશની આગળ ઉપસ્થિત થયું. એનાં દેહદર્શન પ્રમાણમાં થોડાજ દેશીવિદેશીઓને મળ્યાં. એની માનવજીવનની કળા ૩૨ વર્ષ જેટલી ટુંકીજ ખીલી અને પ્રસરી; તથાપિ એમનાં અનુભવબળ અને અવધૂત વચનામૃતોએ દેશભરમાં કંઇ નવીન ચમત્કૃતિ અને ચૈતન્ય પ્રકટાવ્યાં. એ પરમહંસ સ્વામી રામતીર્થે એક નિર્ધન કિંતુ પવિત્ર બ્રાહ્મણકુટુંબમાં જન્મ ધારણ કરી, વિદ્યાર્થીજીવનના તપોબળવડે બ્રહ્મવર્ચસ્નની પ્રાપ્તિ કરી, સંન્યાસજ્વાળાવડે જ્ઞાનયજ્ઞની વેદી ઉપર પોતાના સમસ્ત જીવનની આહુતિ આપી, વેદાંતનો એવો તો પ્રોજ્જ્વલ પ્રકાશ દેશવિદેશમાં ફેલાવી દીધો કે જેના પ્રતાપે પુષ્કળ અધિકારીજનોનાં નેત્રો ઉઘડી ગયાં; અનેકોને પોતાની વાસ્તવિક સ્થિતિનું ભાન થયું અને પોતાની ઓળખ કરવાની જિજ્ઞાસા થઇ. પોતાના વિશ્વવ્યાપી પ્રેમના પ્રભાવથી જાપાન, અમેરિકા અને મિસર વગેરે દેશોને મુગ્ધ કરી વેદાંતવિદ્યાનો પ્રચાર કરનાર અને પોતાના મહિમાવંતા જ્વલંત જીવનદૃષ્ટાંતદ્વારા એને સિદ્ધ કરી બતાવી, એમણે સમસ્ત જગતને દેખાડી આપ્યું કે જડવિજ્ઞાન અને વેદાંતની વચ્ચે જે દેખીતો વિરોધ છે તે અવાસ્તવિક છે; એટલુંજ નહિ પણ વેદાન્તની સહાયતાવિના કેવળ જડવિજ્ઞાનનો વિકાસ થવોજ અસંભવિત અને હાનિમૂલક છે.

જ્યારે કોઇ પણ દેશ કે પ્રજાનો ઉદ્ધાર નજદીક આવતો જાય છે, ત્યારે દેશમાં ચાલુ થયેલા ઉન્નતિના યજ્ઞને પ્રદીપ્ત રાખનાર વ્યક્તિઓ એક પછી એક આવ્યાજ કરે છે. સ્વામી દયાનંદ સરસ્વતી, પરમહંસ રામકૃષ્ણ, રાજા રામમોહનરાય,બાબુ કેશવચંદ્રસેન,સ્વામી વિવેકાનંદ, સ્વામી રામતીર્થ વિગેરે જ્ઞાનરત્નો;દાદાભાઇ નવરોજજી, ન્યાયમૂર્તિ રાનાડે, લાલા લજપતરાય, લાલા હંસરાજ, સ્વામી શ્રદ્ધાનંદ, ગોપાળકૃષ્ણ ગોખલે, પંડિત મદનમોહન માલવીઆ, વ્યોમેશચંદ્ર બેનરજી, રમેશચંદ્ર દત્ત, જગદીશચંદ્ર વસુ, અરવિંદ ઘોષ, લોકમાન્ય તિલક, મહાત્મા ગાંધી, ચિત્તરંજન દાસ વગેરે અનેક રાજરત્નો ભારતગગનમાં નક્ષત્રલીલારૂપે પ્રકટી રહ્યાં; અને શ્રદ્ધા, ભક્તિ તથા ધર્મનો પ્રકાશ દેશભરમાં ખીલતો ચાલ્યો. આવા ઉજ્જવળ ભાવીનું દર્શન સ્વામી રામતીર્થે આપણને આજથી પચીસેક વર્ષપર કરાવ્યું હતું. એ પરમહંસ રામતીર્થની જીવનકલાઓ ઉકેલવા પૂર્વે આપણે દેશની આધુનિક સ્થિ-

તેનું આટલું દર્શન કર્યા પછી એમના જીવનયજ્ઞની વિશેષ રૂપરેખાઓ તપાસીએ તે પહેલાં એમના પ્રિય ભારતવર્ષને માટે ઉંડા હૃદયથી જે આશીર્વાદ તેઓ આપી ગયા છે, તેનું આલ્હાદપ્રદ ગાન કરી આપણે આ પ્રકરણું અહીંજ પૂરૂં કરીએ.

## જ્ઞાનીકા આશીર્વાદ

[1]બદલે હૈ કોઈ [2]આન મેં અબ [3]રંગે-જમાના;
આતા હૈ [4]અમન જાતા હૈ અબ [5]જંગે-જમાના. ૧
અય્ [6]જેહલ ! ચલો, [7]દર્દ ઉડો, દૂર હટો [8]હસદ;
[9]કમજોરી મરો ડૂબ, બસ અય્ [10]નંગે-જમાના. ૨
[11]ગમ દૂર, મિટા [12]રશક, ન ગુસ્સા, ન [13]તમન્ના;
[14]પલટેગા ઘડી પલ મેં નયા [15]ઢંગે-જમાના. ૩
[16]આજાદ હૈ, આજાદ હૈ, આજાદ હૈ હર એક;
દિલ [17]શાદ હૈ કયા ખૂબ ઉડા [18]તંગે-જમાના. ૪
× × × ×
આતી હૈ [19]જહાં મેં [20]શાહે-મશરક કી સવારી;
મિટતા હૈ [21]સિયાહી કા [22]અભી [23]જંગે-જમાના. ૬
× × × ×
દેતા હૈ તુમ્હેં રામ ભરા [24]જામ, યહ પી લો;
[25]સુન્વાયગા [26]આહંગ [27]નયે-ચંગે-જમાના. ૮

**અર્થ**:-હવે તો એક ઘડીવારમાં જમાનાનો રંગ બદલાય છે; સુખશાંતિ

૧ બદલાય છે ૨ ઘડીવારમાં ૩ જમાનાનો રંગ ૪ સુખશાંતિ ૫ યુદ્ધનો જમાનો ૬ અવિદ્યા અજ્ઞાન ૭ દુઃખ ૮ ઇર્ષ્યા ૯ દુર્બળતા ૧૦ નિર્ભયતાનો જમાનો ૧૧ શોક ૧૨ દ્વેષ ૧૩ પરવા ૧૪ બદલશે ૧૫ જમાનાનો ઢંગ ૧૬ સ્વતંત્ર ૧૭ પ્રસન્ન ૧૮ તંગ જમાનો, મુશીબત ૧૯ દુનિયામાં ૨૦ જ્ઞાનનો સૂર્ય પૂર્વમાંથી આવે છે. ૨૧ અંધકાર, માલિન્ય ૨૨ હવે ૨૩ યુદ્ધનો જમાનો ૨૪ પ્યાલો ૨૫ સંભળાવશે ૨૬ સ્વર, ધ્વનિ ૨૭ જમાનાનાં વાજાનાં ગીત.

આવે છે અને યુદ્ધનો જમાનો જવા માંડયો છે. (૧) ઓ અવિદ્યા ! ચાલી જા; ઓ દુઃખ ! ઉડી જાઓ; ઓ ઇર્ષ્યા ! દૂર થા; ઓ દુર્બલતા ! ડૂબી મરો; બસ હવે તો નિર્ભયતાનો જમાનો છે. (૨) શોક દૂર થયો, દ્વેષ નાશ પામ્યો, ગુસ્સોયે નથી, તેમ પરવા પણ કોઇની નથી; હવે તો ઘડીપળમાં જમાનાનો ઢંગ બદલાઈ જશે. (૩) સ્વતંત્ર છે, સ્વાધીન છે, પ્રત્યેક સ્વતંત્ર છે; બધાનાં હૃદય પ્રસન્ન છે; વાહવા ! મુશીબતનો જમાનો કેવો ઉડી ગયો ! (૪) × × × × દુનિયાપર પૂર્વના બાદશાહ (સૂર્ય)ની સવારી આવે છે. અજ્ઞાનના અંધકારમય જમાનાનાં કલંક હવે ધોવાઈ જાય છે. (૬) × × × × રામ તમને આ (નિજાનંદમય પ્રેમનો) ભરેલો પ્યાલો આપે છે. લો, પી જાઓ; એ તમને નવીન સુંદર જમાનાના સુરીલા સ્વર સંભળાવશે. (૮)

## પ્રકરણ ૨ જું–જન્મ, કુલ અને બાલ્યાવસ્થા

"ભારતવર્ષમાં તુલસીદાસ કરીને એક સંત થઈ ગયા છે, જે રામના પૂર્વજ હતા."

સ્વામી રામતીર્થ

ઉપર પ્રમાણે સ્વામી રામતીર્થે પોતાના કુલનો એક વ્યાખ્યાનમાં ઉલ્લેખ કર્યો છે. બ્રહ્મર્ષિ વસિષ્ઠના ગોત્રમાં અને ભગવાન રામચંદ્રજીના અનન્ય ભક્ત હિંદી સાહિત્યરૂપી આકાશના કલાપૂર્ણ ચંદ્રસમા રામાયણના રચયિતા મહાત્મા ગોસ્વામી તુલસીદાસના કુલમાં ગુજરાંવાલા જિલ્લાના મુરાલીવાલા નામના એક ગામડામાં આપણા ચરિત્રનાયકનો જન્મ થયો હતો.

મુરાલીવાલા ગ્રામ એમનાબાદ સ્ટેશનથી ત્રણેક માઇલ દૂર છે. ત્યાં આપણા ચરિત્રનાયકના પિતા ગોસ્વામી હીરાનંદજી યજમાનવૃત્તિવડે નિર્વાહ ચલાવતા હતા. સ્વામી રામતીર્થનું મૂળ નામ તીર્થરામ હતું. તીર્થ-રામના જન્મ પહેલાં ગોસ્વામી હીરાનંદજીને પ્રથમ પત્નીથી જે સંતાન ઉત્પન્ન થયાં હતાં તે પૈકી ગુરુદાસ અને તીર્થદેવી નામનાં બે બાળકોનાં નામ આપણને ઉપલબ્ધ થાય છે. તેમના પછી બીજીવારનાં પત્નીથી ગોસ્વામી તીર્થરામનો જન્મ થયો હતો.

તીર્થરામની માતા તેમને જન્મ આપ્યા પછી નવજ માસમાં વિદેહ થયાં હતાં. ગોસ્વામી હીરાનંદજીએ ત્યાર પછી ત્રીજીવાર લગ્ન કર્યું હતું. એ

પત્નીથી હીરાનંદજીને એક મોહનલાલ નામના પુત્રનો જન્મ થયો હતો. તીર્થ-રામજી ભક્ત ધન્નારામજી ઉપરના પત્રોમાં તેમજ અન્ય સ્થળે "માતાપિતા" શબ્દનો ઉપયોગ કરે છે તેમાં આ એમનાં ઓરમાન માતાજ સમજવાનાં છે.

ગોસ્વામી હીરાનંદજીનાં યજમાનો આસપાસના જીલ્લાઓમાં તેમજ દૂરનાં પેશાવર તથા સ્વાત પ્રગણાં સુધી હતાં. તેમની પાસેથી જે કાંઈ પ્રાપ્ત થતું તેદ્વારા તેમનું કુટુંબપોષણ થતું. મુરાલીવાલા જેવા નાના ગામમાં, કુંજગલી જેવી એક સાંકડી શેરીમાં એક એકાન્તગૃહ જેવુંજ એમનું નાનું સરખું માટીનું ઘર હતું. પવિત્ર કુલ, નિર્દોષ અને સરળ માતાપિતા, નિર્ધન સંબંધીજનો અને પ્રેમવત્સલ ભાઈભાંડુઓનો એ ગૃહ–ભંડાર હતો. ગો-સ્વામી હીરાનંદજીની સરળતા કોઈ કોઇવાર ઉગ્ર સ્વરૂપ ધારણ કરતી; પરંતુ એમાંએ એમની નિર્દોષ બ્રાહ્મણ જીવનની પ્રતિભા છુપી નહોતી રહેતી. પુત્ર ગુરુદાસ અને પુત્રી તીર્થદેવી જેવાં પિતૃભક્ત બાળકોના વિહારથી સંતતિ-સુખમાં એમને ઉણપ નહોતી; છતાં દૈવનો સંકેત અપ્રકટ અને અલૌકિક હોય છે. ભારતવર્ષની જે અજ્ઞાનમય સ્થિતિ આપણે પ્રથમ પ્રકરણમાં જોઈ ગયા, તેમાં જ્ઞાન અને અભ્યુદયના યુગનો સૂર્ય, અનેક રાજર્ષિબ્રહ્મર્ષિરૂપી કિરણોવાળા પ્રભાતનાં ક્રમેક્રમે દર્શન આપતો હતો અને ઉત્તરોત્તર અજ્ઞાન-તિમિરનો નાશ કરી, દેશની સમસ્ત પ્રજાને દીર્ઘકાલીન ઘોર નિદ્રામાંથી જાગૃત કરી, સ્વદેશ, સ્વમાન અને સ્વધર્મના આત્મગૌરવપ્રતિ પ્રગતિ કરાવતો હતો. તે સમયે ઉત્તર ભારતના વેદર્ષિઓની વેદભૂમિસમા, પંજાબ પ્રદેશમાંથી એક અનેરા પ્રભાતનો ઉમેરો કરવાનું એણે યોગ્ય ધાર્યું. સ્વામી રામતીર્થ એક સ્થળે કહે છે કેઃ–"**ક્ષુદ્ર વિચારવાળા મોટા માણસોથી નહિ, પણ મહાન વિચારવાળા નાના પુરુષોથીજ દેશનું કલ્યાણ સધાય છે.**" એ સત્યના એક અધિક દૃષ્ટાન્તરૂપે એક નિર્ધન અને નાના એવા ગામડામાં પડેલા નિર્દોષ અને સરળ બ્રાહ્મણકુટુંબમાં આ વેદાન્તકેસરીનો જન્મ થયો. એમણે બતાવી આપ્યું કે ઐહિક કે પારલૌકિક ઉન્નતિમાં સાધન-હીન નિર્ધન અવસ્થા કોઇપણ રીતે બાધક નથી; પરંતુ એવા મહાપુરુષોને પોતાના પૂર્વજીવનમાં ભિન્ન ભિન્ન કસોટીઓમાંથી પસાર થતાં જે જે અનુભવ થાય છે, તે ઇતર મનુષ્યોને એવા તો આબાદ દૃષ્ટાંતરૂપ થઈ પડે છે, કે ઉન્નત જીવનના અનેક પ્રવાસીઓને તેમાંથી અપૂર્વ બળ, ઉત્સાહ અને વ્યાવહારિક જ્ઞાન પ્રાપ્ત થાય છે. આમ જોતાં પરમાત્માની લીલાનો ઉદ્દેશ ન

સમજાય તેવો હોવા છતાં પણ શ્રદ્ધાળુ અને ધર્મશીલજનોને તો આવા ટુંકી દૃષ્ટિએ વિચિત્ર લાગતા સંયોગોમાંજ એના ચમત્કારનું ગૌરવ જણાય છે અને એમની નિષ્ઠામાં ઉત્તરોત્તર એથી વૃદ્ધિ થતી જાય છે.

તીર્થરામના પિતામહ ગોસ્વામી રામલાલજી એક ઉત્તમ જ્યોતિષી હતા. બાળક તીર્થરામનો જન્મ થતાંજ એમણે જન્મકુંડલી બનાવી જોઈ એટલે એમની આંખમાં સહેજ અશ્રુ આવ્યાં; પણ એ અશ્રુમાં હર્ષ અને શોકની પણ છાયા હતી. પુત્રનું દર્શન કરતાં એમણે ઉદ્‌ગાર કહાડયા કે:-"આ બાળકનો જન્મ એવે સમયે થયો છે કે એ એની માતાની ઉપર ભારરૂપ થઈ પડશે, એટલે કે જો એ પોતે જીવતો રહેશે, તો એની જનનીનું મૃત્યુ થશે ને જો એની માતા સજીવન રહેશે તો એ પોતે મરી જશે; પરંતુ જો દૈવવશાત્ જગતમાં એ જીવતો રહેશે તો લોકોત્તર મહાત્મા થશે અને પોતાના કુળગૌરવનો પ્રકાશ પાડશે; એટલુંજ નહિ પણ જગતના ઉદ્ધારમાં પણ મહત્ત્વનું કાર્ય એના હાથથી થશે." દેશના સદ્‌ભાગ્યે અને દૈવયોગે એમનાં માતાજીના શરીરનોજ ગ્રહની વક્રદૃષ્ટિએ ભોગ લીધો અને બાળકને મોક્ષપદપર આ-રૂઢ થવાનું તથા માનવસમાજની આધ્યાત્મિક સેવા કરવાનું સૌભાગ્ય પ્રાપ્ત થયું. આ પ્રમાણે માત્ર નવ માસની વયમાંજ બાળક તીર્થરામ માતૃહીન બન્યા. એમની એ પ્રાચીન ગ્રહકુંડલી અત્યારે મળતી નથી; પણ એમના જન્મકાળ ઉપરથી એક વિદ્વાન જ્યોતિષીએ નવીન જન્મકુંડલી બનાવીને જે ફલાદેશ કહ્યો હતો, તેની યથાર્થતા એમના ઉત્તર જીવનમાં કેવી સ્પષ્ટ જણાઈ આવે છે તે જોવા માટે એ કુંડલી અમે નીચે આપીએ છીએ.

**श्रीमद्विक्रमादित्य राज्यतो गताब्दः १९३० शालिवाहन शाके १७९५ दक्षिणायने शरदृतौ मासानामुत्तमे मासे कार्तिक मासे शुभे शुक्लपक्षे तिथौ प्रतिपदायां बुधवासरे २५ घडी ५५ पल स्वाती नक्षत्रे ३१ घडी २५ पल प्रीतियोगे २९ घडी ४९ पल बवकरणे एवं पंचांगे श्री सूर्योदयादिष्टम् २४ घडी ४८ पल तत्समये मीन लग्नोदये श्री गोस्वामि रामलालात्मज श्री गोस्वामि हीरानन्दगृहे पुत्रो जातः। स्वाती नक्षत्रस्य चतुर्थ चरणे**

जातत्वाद् राशिनाम ताराचंद्रः ।

## सायन कुंडली ।




## निरयन कुंडली।




र. चं. बु. के

ફલાદેશ નીચે પ્રમાણે:—

(૧) અત્યંત વિદ્વાન થાય. (૨) ૨૧ અથવા ૨૨ વર્ષની અવસ્થામાંજ પરમાર્થસિદ્ધિની ઉત્કટ જિજ્ઞાસા ઉત્પન્ન થાય.(૩) અદ્ભુત ઇષ્ટસિદ્ધિ થાય.

(૪) અવશ્ય વિદેશગમન કરે. (૫) રાજદરબારમાં સત્કાર પામે. (૬) શરીર વ્યાધિગ્રસ્ત રહે અને કોઇપણ એક અંગમાં ખોડ હોય. (૭) ઉત્તરાવસ્થામાં વિષયવાસના નિર્મૂળ થાય. (૮) બે પુત્ર અવશ્ય થાય. (૯) આયુષ્ય ૨૮ થી ૩૫ વર્ષની અંદર. (૧૦) બ્રાહ્મણ હોય તો જળમાં અને ક્ષત્રિય હોય તો મકાન ઉપરથી પડવાથી મૃત્યુ થાય.

આ ફલાદેશ એક વિદ્વાન જ્યોતિષીએ સ્વામીજીના વિદેહ થવા પછીથી કહેલો છે. એ જ્યોતિષીને માત્ર જન્મકાલજ કહેવામાં આવ્યો હતો અને વર્ણ, માતાપિતાનાં નામથી તદ્દન અપરિચિત રાખીનેજ જન્મકુંડલી તૈયાર કરવાનું કહ્યું હતું. વળી સ્વામી રામતીર્થના નિર્વાણકાળ પછી થોડા માસની અંદરજ આ કુંડલી તૈયાર થઇ હતી, કે જે વખતે અત્યારની પેઠે એમની કીર્તિ દિગન્ત નહોતી વ્યાપી; તેથી એ જ્યોતિષીને આ જન્માક્ષર સ્વામી રામતીર્થના છે એવી પણ ખબર નહોતી; છતાં પણ એ દશે ફલ એમના જીવનમાં સાંગોપાંગ પાર પડેલાં આપણે જોઇએ છીએ. નિર્ધન અવસ્થા છતાં ગણિતશાસ્ત્ર જેવો વિકટ વિષય લઇ એમ. એ. થવું અને પછી વેદાન્તના ધુરંધર આચાર્યપદની પ્રાપ્તિ કરવી; ૨૦-૨૨ વર્ષમાંજ જ્ઞાનવૈરાગ્ય અને ભક્તિનો પ્રાદુર્ભાવ થઇ અભિષ્ટ આત્મસાક્ષાત્કાર પામવો; અમેરિકા, મિસર અને જાપાન સુધી વિદેશગમન; ટિહરીના રાજા સાહેબની હિમાલયના અગોચર વનપ્રવાસમાં નિષ્કામ સેવાભક્તિ અને દેશભરમાં સન્માન તથા પૂજ્યબુદ્ધિ; શરીરની રોગી તથા દુર્બળ અવસ્થા અને નેત્રની ખામીને લીધે પહેરવાં પડતાં ચશ્માં; ઉત્તર-અવસ્થામાં અમેરિકાથી પાછા આવ્યા પછી ચિત્તની ઉપરામતાને લીધે પુનઃ હિમાલયનો એકાન્તનિવાસ; બે પુત્રો અને ૩૨મે વર્ષે દેહવિલય; અને બ્રાહ્મણશરીર હોવાથી ગંગાજીમાં દેહ છુટવો; એ બધી ભવિતવ્યતાઓ તદ્દન સાચી પડી છે; પણ હવે આપણે એમના બાળજીવન-પ્રતિ પાછી દૃષ્ટિ કરીએ. જન્મકુંડલીની મહત્તા તો એટલીજ કે તે આપણી જ્યોતિષવિદ્યાનું માહાત્મ્ય દર્શાવી આપે છે* અને એવી નિર્ધન, એકાન્ત

* જન્મકુંડલીવિના પણ હિંદનો બાહોશ જ્યોતિષી ભૂત, વર્તમાન તેમજ ભાવી બાબતો બહુજ સ્પષ્ટતાપૂર્વક કહી શકે છે. એવી આ સેવકને પણ આજથી ત્રીસ વર્ષ અગાઉ કુંભકોનમનિવાસી 'ગોવિંદ ચેટી' નામક જ્યોતિષીના પારચય ઉપરથી અનુભવસિદ્ધ ખાત્રી થએલી છે. જન્મકુંડળી તો ક્યાંય રહી, પણ નામ સરખું પણ એ જ્યોતિષી તો પૂછે નહિ; એટલુંજ નહિ પણ જે પ્રશ્ન આપણે પૂછવાના

અને અજ્ઞાત બાલ્યાવસ્થામાંથી પણ એમના જેવી વિરક્ત, વિખ્યાત અને વિજ્ઞાનપૂર્ણ આદર્શરૂપ મહાન વ્યક્તિઓને પરમાત્મા કેવી રીતે ઉત્પન્ન કરીને આપણને આશ્ચર્યમુગ્ધ કરે છે!

પહેલાં કહી ગયા તેમ માતાના પ્રારબ્ધમાં પુત્રનું સુખ નહોતું, એટલે બાળક તીર્થરામની નવ માસની અવસ્થા થતાંજ એણે પરલોકવાસ કર્યો; અને નવ માસના બાળકને ઉછેરવાનું કામ ગોસ્વામી હીરાનંદજીનાં વિધવા બહેન એટલે તીર્થરામનાં ફોઈ અને તીર્થરામનાં બહેન તીર્થદેવી ઉપર આવી પડયું. માતાહીન બાળકને પુત્રવત્સલ ફોઈ તથા બહેનની સંભાળે માતાનો અભાવ નહોતો લાગવા દીધો. માતાના દૂધને બદલે એમને ગાયનું દૂધ અપાતું હતું. માતાના કુદરતી દૂધની આ ઉણપને લઈને એમના શરીરનો બાંધો છેવટસુધી કૃશ રહ્યો હતો.

તીર્થરામનાં બહેન તીર્થદેવી અને ફોઈ અત્યંત ધાર્મિક હતાં. નિત્ય દેવદર્શને જવું, કથાકીર્તન શ્રવણ કરવાં અને ધર્મને અનુસરીને જીવન ગાળવું, એ તો આર્યપુત્રીઓને વરદાન મળ્યું હોય, તેમ એમનું જીવન સાદું અને અત્યંત ધર્મપરાયણ હતું. પારણામાં ઝુલાવતાં કે રમાડતાં પણ ભજન ગાવાની અને રામલીલા કે કૃષ્ણકીર્તનનાં જ્ઞાનભક્તિભર્યાં પદ બોલવાની પદ્ધતિ તો આર્યસંસારમાં ઘેરે ઘેર ચાલુ છે. આમ તીર્થરામનું બાલજીવન ભારતવર્ષમાં બધાં નિર્દોષ બાળકો ઉછેરાય છે, તેમજ વ્યતીત થયું છે; છતાં એક અદ્ભુત વાત એ બાળકમાં ખાસ જોવામાં આવતી.

ગોસ્વામી હીરાનંદનુંજ કહેવું છે કે, જ્યારે બાળક તીર્થરામ ત્રણ વર્ષના હતા

---

હોય, તે પણ જાણવા માગે નહિ; અને આપણા પ્રશ્નોના ઉત્તરની સાથે આપણું નામ, ગામસુદ્ધાં આપણને કાગળ ઉપર લખીને આપી દે. ખોવાયલું–ચોરાયલું ધન વિગેરે કયાં છે તે પણ કહી દે. પાંત્રીશેક વર્ષ પર કેટલાક દેશીઓ તેમજ અંગ્રેજોએ તેની પાસે જઈને જે અનુભવ મેળવેલા અને તેની ભવિષ્યવાણીઓ આબેહુબ ખરી પડેલી જોયલી; તેને લગતી વિગતવાર હકીકતો તે સમયના મુંબઈના "ગુજરાતી" ના અંકોમાં છપાયલી; તે વાંચીને સં૦ ૧૯૫૦ માં આ સેવક તેની પાસે ગએલો. ત્યારે તેને પોતાને પણ એવો અનુભવ મળ્યો હતો. મદ્રાસની પેલીબાજુ સોએક માઈલ દૂર રામેશ્વરને રસ્તામાં 'કુંભકોનમ' નો કસ્બો આવેલો હોઇ ત્યાંથી થોડાક માઇ દૂર 'ગોવિંદ ચેટી' નું ગામ છે. સાંભળવા પ્રમાણે એના કુળમાં વંશપરંપરાથી એ વિદ્યા ઉતરતી આવે છે.

ભિક્ષુ–અખંડાનંદ

ત્યારે ગામની ધર્મશાળામાં એકવાર એમને સાથે લઇને ગોસ્વામી હીરાનંદજી કથા સાંભળવા ગયા. જ્યાંસુધી કથા ચાલી ત્યાંસુધી બાળક તીર્થરામ કથા વાંચનાર પંડિતજીની ભણી એકીટશે જોઈ રહ્યા અને એકાગ્રવૃત્તિથી શાંત બેસી રહ્યા. પછી બીજે દિવસે કથાના સમયે મંદિરનો શંખધ્વનિ તેમને કાને પડયો કે તેમણે રોવું શરૂ કર્યું. ગોસ્વામી હીરાનંદે બાળકને રમાડીને રાજી રાખવાના અનેક પ્રયત્ન કર્યા, છતાં એ બધા નિષ્ફળ નિવડયા. છેવટે જ્યારે તેઓ તેમને લઇને મંદિર ભણી જવા તૈયાર થયા, ત્યારેજ તેઓ શાંત પડયા. કથા સાંભળવા જતાં બાળકને સાથે લઇ જવાથી ઉપાધિ વધશે એમ જાણી, તેમણે રસ્તામાંથી પાછા વળીને બાળક શાંત થઇ ગયો છે, એટલે ઘેર મૂકી આવવાનો વિચાર કર્યો; પણ પાછા ફરીને ઘર તરફ .જવા માંડયા એટલે વળી પાછું તીર્થરામે રુદન શરૂ કર્યું ! આથી છેવટે તેઓ તેમને લઇનેજ ત્યાં ગયા, એટલે તો બાળક પહેલાંની પેઠેજ શાન્ત અને આનંદી થઈ ગયો. ત્યાર પછી રોજ શંખધ્વનિ થતાં બાળક તીર્થરામ રડવા માંડતા અને પિતાને એમના આગ્રહને લીધે નિત્ય કથાશ્રવણ માટે જવું પડતું. આ કથાશ્રવણની ટેવ ઉત્તરોત્તર એમનામાં વધતી ગઇ. મુરાલીવાલામાં રહી તેમણે પાંચ ધોરણ સુધીનો ઉર્દૂનો અભ્યાસ પૂરો કર્યો, તે દરમ્યાન શાળામાંથી છુટતાંવેંતજ તેઓ દેવમંદિરે દર્શન કરવા જતા અને ત્યાં રામાયણ, મહાભારત, ભાગવત આદિ ગ્રંથોની કથા ચાલતી હોય, તે સાંભળીને તેમાંનાં સારાં સારાં દૃષ્ટાંતો ઘેર આવીને માતૃસમાન ફોઇ અને બહેનને કહી સંભળાવતા. બાળપણથીજ વિદ્યાભ્યાસમાં વિશેષ રુચિને લીધે ખેલકૂદ કરવાની અને રમવારખડવાની તેમને ટેવ નહોતી. આમ શારીરિક શ્રમ અને ખેલકૂદના અભાવે પણ એમનું શરીર કૃશ રહેતું; પણ વિદ્યાભ્યાસંગી ચિત્તમાં અભ્યાસનો આનંદ અને ઉત્સાહ એટલો બલવત્તર રહેતો કે એ શારીરિક દુર્બળતાએ એમના વિદ્યાભ્યાસમાં કદિ વિઘ્ન પડવા દીધું નહોતું.

બીજી એક વાત એઓશ્રીએ પોતાને સ્વમુખે કહી હતી કે, બાળપણમાં પોતે બહુજ હઠીલા હતા. હમેશાં પોતાનુંજ ધાર્યું કરવાનો મમત રાખતા. ઘરમાં પોતાની મરજીમાં આવે તેમ કરવાની હઠ લેવાના વિષયમાં, પોતાની બે ત્રણ વર્ષની અવસ્થાની એક એવી વાત એમણે કહી હતી કે સવારમાં ઉઠતી વખતે પથારીમાંજ જો મને ઝાડોપેશાબ કરવાની હઠ થઇ હોય, તો હું કોઇનું સમજાવ્યું માનતો નહિ અને મારૂંજ ધાર્યું કરતો. આ હઠનું દૃષ્ટાન્ત એઓ

એટલા માટેજ કહેતા કે બાળપણનો એ દુરાગ્રહ મોટી ઉંમરે પહોંચતાં દૃઢતાના રૂપમાં બદલાઇ ગયો હતો અને રૂપાન્તર પામેલા સદ્ધર્મના એ આગ્રહી સ્વભાવેજ એમને કઠિન તપશ્ચર્યાદ્વારા પ્રખર અભ્યાસબળ, તીવ્રતમ વૈરાગ્ય અને અદ્ભુત પ્રેમસામર્થ્ય અપાવ્યું હતું.

આમ એમનું કુલ નિર્ધન છતાં નિર્દોષ, વિદ્યાહીન છતાં વિવેકી અને સાધનહીન છતાંયે શુદ્ધ અને સરલ હતું.

પ્રત્યેક નિર્ધન બ્રાહ્મણકુટુંબમાં બને છે તેમ, ગોસ્વામી હીરાનંદને આકાશવૃત્ત જેવા યજમાનધર્મમાંથીજ પોતાના કુટુંબનો નિર્વાહ કરવો પડતો. એમના મોટા પુત્ર ગુરુદાસજી પણ કાંઇ વિશેષ ભણેલા નહોતા. બાળકોપર જેવી સામાન્ય સાંસારિક માતાપિતાની દૃષ્ટિ હોય છે, તેથી વિશેષ સંભાળ તેઓ નહોતા લઇ શકયા. ઉપરાંત સ્વભાવે પણ તેઓ થોડા ઉગ્ર હતા; પરંતુ એમનાં બહેન એટલે તીર્થરામનાં ફોઇ અત્યંત સરળ અને વિશુદ્ધ જીવનનાં હતાં. બાળક તીર્થરામ ઉપર એ બધાંની કેવી અસર પડી છે, એ એમના ભગત ધન્નારામ ઉપરના પત્રોપરથી જણાઇ આવશે. ભાઇ ગુરુદાસને માટે તો એક ઠેકાણે એઓ લખે છે કે:-“ જ્યારે ભાઇ ગુરુદાસ ગુજરાંવાલા આવવા ઇચ્છે, ત્યારે આપ એમને અવશ્ય ત્યાંજ રોકી રાખશો; કે જેથી કોઇ ખરાબ કાર્યમાં પ્રવૃત્ત ન થાય. એ પોતાના સંબંધો વધારવાના પ્રયત્નો ન કરે; નહિ તો પાછળથી બહુ પસ્તાવું પડશે. **રીંછને પકડી લેવું સહેલું છે, પણ તેનાથી બચવું મુશ્કેલ છે.** સંસારના ( સ્વાર્થી ) લોક કદિ કોઇના થયા નથી. માત્ર પોતાનો સ્વાર્થજ તેમની દૃષ્ટિમાં હોય છે. સુંદર સુંદર દાણા ( વેરાયલા ) જોઇને જાળમાં ન ફસાશો. ભાઇ સાહેબને કહેશો કે મને પત્ર કેમ નથી લખતા ? ” આમ એમના ભાઇનું વર્તન ઉચ્ચકોટીનું હોય એમ લાગતું નથી. એ ભાઇ એમના ઓરમાન ભાઇ હતા એ તો આપણે પહેલાં જોઇ ગયા છીએ; પણ બહેન તીર્થદેવીના સંબંધમાં તો કંઇ જૂદીજ વાત માલૂમ પડે છે. એ બહેન એમના લાલનપાલનમાં સાધનરૂપ હતી. માતાના અભાવમાં જેટલું કામ ફોઇએ કર્યું છે તેટલુંજ એ બહેને કર્યું હતું. નાનપણમાં એના હાથમાં પોતે રમેલા, ઉછરેલા, એની વહાલસોઈ સંગતમાં કથાવાર્તા સાંભળેલાં, એની સાથે દેવદર્શને ગયેલા; એ બધાં સંસ્મરણોએ એમના જીવનમાં બહુ અદ્ભુત અસર કરી હતી. પોતાને વીસમે વર્ષે, કૉલેજમાં જ્યારે પોતાનો એમ. એ. નો અભ્યાસ કરતા હતા,

ત્યાં એ બહેનનું મૃત્યુ સાંભળ્યું ત્યારે પોતે સ્વહસ્તે ભગત ધન્નારામને લખે છે કે:—"મારી બહેન (તીર્થદેવી) ના સંબંધમાં તો મને ગઈ કાલેજ ખબર પડી ગઇ હતી. (એના મૃત્યુથી) મને કેટલો શોક થયો એનું વર્ણન ન કરવુંજ ઠીક છે. હું બહુ રડયો છું; મારૂં એની ઉપર બહુ હેત હતું." *

આમ એમને કુટુંબસુખના લહાવા વિશેષ મળ્યા હોય એમ લાગતું નથી; છતાં પણ એમણે એને માટે કદિ પણ અસંતોષ જાહેર કર્યો નથી. એમનું લક્ષ્ય તો બાળપણથીજ જ્ઞાનપ્રતિ હતું; માતાજીએ તો એમને નવ માસના મૂકીનેજ પરલોકવાસ કર્યો હતો અને પાછળ રહેલા કુટુંબમાં પિતા, ભાઇ, બહેન વગેરે સંબંધીઓનો જે યથાપ્રારબ્ધ લાભ એમને મળ્યો, એમાં પણ હમેશાં તેઓ ઉદાસીનભાવેજ રહ્યા હોય એમ લાગે છે. આ બધાનું દિગ્દર્શન આપણને એમની ઉત્તરજીવનની લીલા જોવાથી સ્પષ્ટ જણાઈ આવશે.

પણ આધુનિક બાળલગ્નની રૂઢિમાં જે ગતાનુગતિક ન્યાયે ભારતવર્ષનો સમાજ આંધળોભીંત બનીને પોતાનાં સુકોમળ અને આશાવંતાં પુત્રપુત્રીઓને અજ્ઞાનની વેદીમાં સ્વાહા કરે છે અને જીવનધનરૂપી બ્રહ્મચર્યરક્ષણનું મૂલ્ય ન સમજતાં, માત્ર પિતાની સાંસારિક મોટપથી તૃપ્ત કરવા માટે નાની વયમાંજ બાલકબાલિકાઓનાં લગ્ન ગોઠવી દે છે, તેનો ગોસ્વામી તીર્થરામ પણ ભોગ થઈ પડયા હતા. માત્ર બે વર્ષ જેટલી કુમળી વયમાંજ ગુજરાંવાલા જીલ્લાના વજીરાબાદ તાલુકાના વૈરોકી નામના એક નાના ગામડાના રહીશ પંડિત રામચંદ્રજીની પુત્રી સાથે એમનો લગ્નસંબંધ કરવામાં આવ્યો. કુલ-

* એ બહેનપ્રતિના એમના સદ્ભાવનું વર્ણન એમના સહાધ્યાયી લાલા વનસ્પતિજી કરે છે કે:—" ગોસાંઇજી દુઃખો બહુ ધૈર્ય અને સંતોષથી સહન કરતા. એકવાર તેઓ પોતાને ઘેર બહુ મોડા આવ્યા. એમના મુખમંડલ ઉપર શોકસંતાપનાં ચિન્હો સ્પષ્ટ પ્રતીત થતાં હતાં. મેં એમને કારણ પૂછ્યું, એટલે મને એકાન્તમાં લઇ જઇને કહ્યું કે:—' આજ બપોર પછી કોલેજમાં એક પત્ર મળ્યો તેમાં મારી મોટીબહેનના અકાલ મૃત્યુના સમાચાર મળ્યા. મારે એ એકજ બહેન હતી અને બાળપણમાં મને એણેજ ઉછેરીને મોટો કર્યો હતો. પત્ર વાંચીને દિગ્મૂઢ જેવો બની હું રાવી નદી ભણી ચાલ્યો ગયો હતો. શોકને લીધે થતી લોહીની ઉષ્ણતા એકાંતમાં અશ્રુપાતદ્વારા ઓછી કરીને ઇષ્ટદેવને પ્રાર્થના કરી કે આ દુઃખને મને વીરતાપૂર્વક સહન કરવાની શક્તિ આપે; અને આજથી એ સ્વર્ગસ્થ બહેનનું પવિત્ર સંસ્મરણ મારા હ્રદયમાં રહે તથા વિશેષ શોક ન થાય કે જેથી મારા કર્તવ્યપાલનમાં ઉણપ ન આવે.' "

ગૌરવના મિથ્યાભિમાનમાં ડુબેલા લોકો પોતાનાં બાળક મોટી ઉંમરસુધી કુંવારાં રહે તો કુળને લાંછન લાગે એમ માને:છે. બાળકોના વાસ્તવિક હિત-અહિતનો તો તેમને વિચાર સુદ્ધાં હોતો નથી અને માત્ર પોતાના મિથ્યાભિમાનને પોષવા માટેજ રૂઢિરૂપી અજ્ઞાનની અગ્નિજ્વાલામાં પોતાનાં નિર્દોષ, અનભિજ્ઞ બાળકોને હોમે છે. બાળક તીર્થરામનો આમ બે વર્ષની વયે વિવાહ કરી દશમે વર્ષે તેમનું લગ્ન કરવામાં આવ્યું હતું. પરિણામે કુટુંબભારનું દબાણ એમને કૉલેજની વિદ્યાર્થી અવસ્થામાં કેટલું ભોગવવું પડયું હતું, તે આપણે આગળ ઉપર જોઈશું. એમના હૃદય ઉપર બ્રહ્મચર્યનો મહિમા કેટલો પ્રબળ હતો અને બાળલગ્ન તથા અપ્રાસંગિક વિવાહપ્રથાને માટે એમણે કેવા સખ્ત ચાબકા માર્યા છે, એનું એમના પોતાનાજ શબ્દોમાં સ્મરણ કરીને હવે આ પ્રકરણ પૂરૂં કરીએ છીએ.

"ગમે તેટલી જન્મપત્રિકાઓ મેળવો, ગમે તેટલા જ્યોતિષના તાળા મેળવો, ગમે તેટલાં શુભ મુહૂર્ત શોધો, ગમે તેટલાં સ્તોત્રમંગલ ગાઓ અને ગમે તેટલા પવિત્ર સંસ્કાર કરો, તોપણ હિંદુસ્તાનમાં જેટલા વિવાહ થાય છે, તે લગભગ બધાજ અસામયિક, અમાંગલિક અને અપવિત્ર છે."

"જે વરકન્યા પોતાનો વિવાહ પોતાની મેળે નથી કરી શકતાં એવા અપવિત્ર વિવાહને વેદમંત્રો પવિત્ર કરે એ તો બાજુપર રહ્યું, પણ એથી તો વેદમંત્રો ઉલટા પોતાનું મહત્ત્વ ગુમાવે છે અને તેથી ભવિષ્યમાં એનો કશોએ પ્રભાવ રહેતો નથી."

"હે તરુણજનો! બંધ કરો, બંધ કરો. હે ભારતના ભવિષ્યના ઉત્તરદાતા યુવકો! બંધ કરો. નીતિનો કે ભારતવર્ષનો વિચાર કરીને અથવા સ્વતઃ તમારે માટે કે તમારા વંશજોને માટે કૃપા કરીને આ અસામયિક અને અંધકારયુક્ત વિવાહપ્રણાલી બંધ કરો."

"શું બાળલગ્ન અને બાળવૈધવ્ય સંસારમાં સર્વથી વિશેષ સૃષ્ટિક્રમ વિરુદ્ધનું કાર્ય નથી?"

"યૂરોપમાં લોક જેટલી નીચી પાયરીના હોય છે એટલાજ જલ્દી તેઓ વિવાહ કરી લે છે; પણ જેટલા જલદી હિંદુસ્તાનના લોક કરે છે એટલા તો ત્યાંનો અધમ નીચ પુરુષ પણ નથી કરતો. ત્યાંના ઉચ્ચ શ્રેણીના લોક બહુધા ત્રીશ વર્ષની પહેલાં વિવાહ નથી કરતા અને એનું મુખ્ય તાત્પર્ય એ છે કે સંતતિ થોડી પણ સારી થાય."

# પ્રકરણ ૩ જું–વિદ્યાર્થીજીવન અને ગુરુભકિત

"પ્રિય હિંદવાસીઓ ! તમારાં બાળકોની કેળવણી ડી+ઓ+જી=ડૉગ એટલે કૂતરાથી શરૂ કરવાને બદલે જી+ઓ+ડી=ગૉડ એટલે પરમેશ્વરના નામરૂપ ૐથી આરંભો. એમ ન થઇ શકે તો તમારા પુત્રોને તેઓ મહાવિદ્યાલયમાં પ્રવેશ કરે તે પહેલાં એક વરસ કે થોડાક મહીના માટે કોઇ પૂર્ણજ્ઞાનીના સત્સંગમાં રાખો. જો એમ પણ ન થઈ શકે તો ઓ વિદ્યાપીઠની પદવી ધારણ કરનારા નવયુવકો ! ઓ વિલાયતમાં અભ્યાસ કરી આવનારાઓ ! રૂપિયાની નોકરી સ્વીકારો તે પહેલાં આવો ! બ્રહ્મવિદ્યાના કોઇ સાચા આચાર્યને શોધી કહાડો. કોઈ એવા સાચા જીવનનો પ્રાણ ફૂંકનારા પરમહંસના સંગથી તમે આમરણાંત સુવર્ણના દાસ ન બની રહેતાં સમૃદ્ધિ તમારી દાસી અને પ્રારબ્ધ તમારૂં નોકર થઇ રહેશે, એવો અનુભવ કરશો. જીવનની બજારમાં જે તરફ જશો તે તરફ આનંદનું ગાન તમારૂં સ્વાગત કરવા આવશે. જ્યાં દૃષ્ટિ ફેરવશો ત્યાં સફળતા હસ્તમેળાપ કરવા હાજર થશે." સ્વામી રામતીર્થ

બાળક તીર્થરામ ા વર્ષના થયા, ત્યારે તેમને મુરાલીવાલા ગ્રામની ઉર્દૂ શાળામાં મૂકયા. ત્યાં પાંચ વર્ષમાં એ અભ્યાસ પૂરો કરવા ઉપરાંત ફારસીનાં "ગુલિસ્તાં" અને "બોસ્તાં" નામનાં પુસ્તકોનો પણ શાળાના મૌલવી પાસે તેમણે અભ્યાસ કર્યો. શરીરે તેઓ દુર્બળ હોવા છતાંયે સ્વભાવે અત્યંત સરલ અને રીતભાતમાં સીધા સાદા હતા. રમવા કરવાની એમને ટેવજ નહોતી એમ કહીએ તો ચાલે. એ પાંચે વર્ગમાં તેઓ હમેશાં પ્રથમ નંબરેજ પાસ થતા ગયા અને છેવટે ત્યાંનો અભ્યાસ પૂરો કર્યો એટલે તેમને એક છાત્રવૃત્તિ મળી હતી. એમની સ્મરણશક્તિ બહુ તીવ્ર હતી; તેથી કાવ્યોનાં કાવ્યો મોંએ કરી લેવાનો તેમને પ્રથમથીજ સ્વભાવ પડી ગયો હતો. પાંચમા વર્ગની ઉર્દૂ વાચનમાળાની તો બધી કવિતાઓ તેમણે મોંએ કરી લીધી હતી. શાળાના અધ્યાપક મૌલવી મહંમદઅલી એમની પ્રતિભા અને અદ્ભુત ધારણાશક્તિની પ્રશંસાજ કર્યા કરતા. બાળક તીર્થરામની પણ મૌલવીસાહેબ પ્રતિ એટલી બધી ભક્તિ હતી કે જ્યારે એ શાળાનો અભ્યાસ પૂરો થયો, ત્યારે પોતાના પિતાશ્રીને તેમણે કહ્યું કે:–"પિતાજી ! માલવીસાહેબે મારે માટે બહુ શ્રમ લીધો છે;માટે મારી ઇચ્છા છે કે આપણે ઘેર જે ભેંસ છે તે એમને ગુરુદક્ષિણારૂપે આપીએ તો ઠીક." દશ વર્ષના બાળકમાં વિદ્યાપ્રતિ આટલી બધી અભિરુચિ અને શિક્ષકપ્રત્યેની કૃતજ્ઞતા વખાણવાયોગ્યજ ગણાય.

મુરાલીવાલાની ઉર્દૂશાળામાં પાંચ ધોરણનો અભ્યાસ પૂરો કર્યા પછી

છાત્રવૃત્તિ પ્રાપ્ત થતાં એમને આગળ અભ્યાસ કરવાની વૃત્તિ થઈ; પરંતુ મુરાલીવાલામાં અંગ્રેજીશાળા હતી નહિ. ગોસ્વામી હીરાનંદજીની એવી શક્તિ નહોતી કે એમને જિલ્લાના મુખ્ય ગ્રામ ગુજરાંવાલામાં ભણવા મોકલી એમનો બધો ખર્ચ ઉપાડી લે; પરંતુ આગળ અભ્યાસ કરાવવાની તો એમની પણ ઇચ્છા હતીજ, એટલે ગમે તે રીતે પણ ગુજરાંવાલામાં અંગ્રેજી અભ્યાસ કરાવવાનો નિશ્ચય કરીને પોતે સાથે જઇ એમને ત્યાં શાળામાં દાખલ કરાવી આવ્યા. છાત્રવૃત્તિના થોડા રૂપિયા મળતા હતા, તેમાંથી પુસ્તક-ખર્ચ તો નીકળે તેમ હતું અને બીજાં સાધનની પણ ગોઠવણ થઇ જાત; છતાં દશવર્ષના બાળકને ત્યાં એકલો મોકલવાની હિંમત ન ચાલી; એટલે એમના એક મિત્ર ભગત ધન્નારામજી કરીને ત્યાં રહેતા હતા, તેમની દેખ-રેખ નીચે બાળક તીર્થરામને સોંપી પોતે એ વિષયમાં નિશ્ચિંત થઇ ઘેર આવ્યા.

ગુજરાંવાલા ગ્રામ મુરાલીવાલાથી લગભગ સાતેક માઇલ દૂર છે. ત્યાંની અંગ્રેજી શાળામાં દાખલ થઇ ભગત ધન્નારામજીના સહવાસમાં આવ્યા પછી તેમની સાથે એમનો સંબંધ ગુરુશિષ્યના જેવો થઈ ગયો. ભગત ધન્ના-રામજી બાલબ્રહ્મચારી હોઇ જાતના અરોડા છે. તેમનો જન્મ વિક્રમ સંવત ૧૯૦૦ માં થયો હતો. એમના પિતાનું નામ જવાહિરમલ હતું. સ્વામી રામની .પેઠે એમનાં માતુશ્રીનો પણ એમના બાળપણમાંજ પરલોકવાસ થવાને લીધે એમને પોતાના બાપની માએ પાળ્યા હતા. ભગતજી ગામઠી નિશાળમાં થોડું ઘણું નામુંઠામું લખતાં શીખ્યા હતા. નાનપણથીજ તેઓ બુદ્ધિશાળી હતા; પણ નિશાળમાં જઇ ભણવાની તેમને પ્રીતિ નહોતી! એમનો સ્વભાવ પણ ઉગ્ર હતો; તેથી શાળામાં એક પ્રસંગે શિક્ષકે એમને મારેલા તેથી આગળ ભણવાનું છોડી દીધું. એ પછી તેમણે ભંગારાનો ધંધો શીખી ગુજરાન ચલાવવાની શકિત પ્રાપ્ત કરી. બાળપણમાંથી એમને કુસ્તી ખેલ-વાનો બહુ શોખ હતો. એક વાર પોતાનાથી બમણા જોરવાળા પહેલવાનને પણ એમણે કુસ્તીમાં યુકિતથી હરાવ્યો હતો. એ પછી કટ્રાસરાજના મેળામાં સંતસાધુના સમાગમમાં આવવાથી એમને વૈરાગ્યનો રંગ ચડયો. ત્યાંથી પાછા ફરતાં "પિંડદાદળખાન" નામના ગ્રામમાં ધંધો ઠીક ચાલશે, એમ લાગવાથી તેમણે ત્યાં પોતાની દુકાન કરી અને નિત્યના શોખની વિદ્યા–કુસ્તીને માટે પણ એક નાનો અખાડો કર્યો. જે કાંઇ કમાતા તેમાંથી પોતાનો નિર્વાહ કરવા ઉપરાંત સાધુસંતની સેવા પણ કરતા. ત્યાં તેમણે કાંઈક યોગસાધના પણ કરી.

એકવાર તેમણે વેદાન્તના અત્યુત્તમ ગ્રંથ યોગવાસિષ્ઠની કથા સાંભળી ત્યારથી તેમનામાં બ્રહ્મભાવની જિજ્ઞાસા વધી એટલે વળી પાછા ગુજરાંવાલા આવ્યા. ત્યાં એક સંતની પાસેથી તેમણે સમાધિનું જ્ઞાન પ્રાપ્ત કર્યું. એ પછી ગુજરાંવાલામાં સ્થાયી ન રહેતાં એકાંત અભ્યાસને માટે તેઓ જંગલોમાં ચાલ્યા ગયા અને અનાહત–શબ્દનો અભ્યાસ કર્યો. કહેવાય છે કે એમાંથી એમને મન તથા વાણીની એવી સિદ્ધિ પ્રાપ્ત થઇ કે તેમના શાપ અને આશીર્વાદ ફળવા માંડયા. જંગલમાંથી ગુજરાંવાલા આવ્યા પછી સાંજસવાર કથાવાર્તા એમને ઘેર થયા કરતી. આજ અરસામાં ગોસ્વામી હીરાનંદજી બાળક તીર્થરામને એમને સુપ્રત કરી ગયા. ભગતજીને ત્યાં રહી મેટ્રીકની પરીક્ષા અપાઇ ચુકયા પછી આગળ અભ્યાસ કરવાની જ્યારે તીર્થરામને તેમના પિતાજીએ ના પાડી અને નોકરી સ્વીકારી લઇ કુટુંબભાર ઉપાડી લેવાનો આગ્રહ કર્યો,ત્યારે પણ ભગત ધન્નારામજીએ તીર્થરામને હિંમત આપી હતી અને કોલેજના અભ્યાસમાં યથાશકિત આર્થિક સહાયતા પણ કરી હતી. દશ વર્ષના બાળક તીર્થરામ ઉપર ભગતજીનાં વાત્સલ્ય, સહાય અને ધાર્મિક જીવનનો એવો પ્રભાવ પડયો હતો કે, 'સદ્ગુરુ એ પરમાત્માથી અભિન્ન છે' એવા ગુરુમાહાત્મ્યને અનુસરીને તેઓએ ભગતજીને પ્રત્યક્ષ ઇશ્વરરૂપ તથા સર્વ કાંઇ કરવાને સમર્થ માની લીધા અને એમનાથી હમેશાં ડરીને ચાલતા. કોલેજના અભ્યાસ માટે ભગતજીથી છુટા પડી તેઓ લાહોર ગયા, ત્યારે પણ એવીજ ભાવભકિતપૂર્વક તેઓ એમના ઉપર પત્રો લખતા અને પ્રત્યેક નજીવી બાબતમાં પણ એમની આજ્ઞા અને કૃપા માગતા. પોતાને અભ્યાસમાં જે સફળતા મળતી, તે પણ માત્ર એમની કૃપાવડેજ મળે છે એમ એ સમયે તેઓ સમજતા.

ભગત ધન્નારામજી પાસે ભેગા થયેલા તીર્થરામના લગભગ હજારેક પત્રોમાંથી જે ચૂંટી કાઢેલા પત્રો સ્વામી **રામતીર્થ ગ્રંથ ૨ જા માં** (આવૃત્તિ ૩ જી માં ) આપેલા છે તેમાં પણ તેમની ભગતજીપ્રત્યેની એ ભાવભકિત દેખાઇ આવે છે. ગુજરાંવાલાથી વખતોવખત તેઓ પગે ચાલીને મુરાલીવાલા જતા ત્યારે તડકાના સમયમાં વાદળાં થઇ આવે, તે પણ ભગતજીની કૃપાથીજ બને છે, એમ તેઓ માની લેતા.*

* પોતાની એ અવસ્થાની બાળસુલભ નિર્બળતા વગેરે બાબતમાં સ્વામી રામતીર્થે પોતાના એક વ્યાખ્યાનમાં સ્વમુખેજ કહ્યું છે કેઃ—" રામ આજે ભય, ચિંતા,

ભગતજી હજુ પણ હયાત હોઇ ગુજરાંવાલામાં પુરાણીમંડી નામના લત્તામાં રહે છે અને લગભગ એંશી વર્ષની ઉંમર છતાં પણ બધું શારીરિક કામકાજ પંડેજ કરી શકે છે.

સ્વામી રામતીર્થના જીવનને અંગે ભગત ધન્નારામજીના જીવનની આટલી ટુંક નોંધ અહીં આપ્યા પછી હવે પાછા સ્વામીજીના પોતાના જીવન તરફ વળીએ.

ગુજરાંવાલામાં પણ તીર્થરામની એકાંતપ્રિયતા અને અભ્યાસપરાયણતા મુરાલીવાલાના જેવીજ હતી. પ્રથમ તો તેમણે રસ્તાપરના એક જૂના પુરાણા ઘરમાં રહેવા માંડ્યું. પોતાની શારીરિક દુર્બળતાનો વિચાર પણ બાજુ મૂકી એમણે એમનો સ્વાધ્યાયયજ્ઞ અખંડ ચલાવવો શરૂ રાખ્યો. ગોસ્વામી હીરાનંદજી વર્ષમાં બે ધોતીજોટા, ખાદીનાં મોટાં બે પહેરણ અને સાધારણ કપડાના બે જાડા કોટ એમને મોકલતા; અને એટલાં વસ્ત્રથીજ તીર્થરામજી નિભાવી લેતા. છાત્રવૃત્તિમાંથી તેમનો અન્ય ખર્ચ નીકળતો ને તે ઉપરાંત ધન્નારામજી પણ એમને છુટીછવાઇ સહાય કરતા હતા. નિશાળના વખત પછી તેમને કોઇએ બહાર બીજે કોઇ ઠેકાણે જતાઆવતા ભાગ્યેજ જોયા હશે. શાળામાંથી પરવાર્યા પછી તેઓ ભગતજીની પાસે જતા અથવા તો પોતાની શાળાનો અભ્યાસ કરવામાં નિમગ્ન થઈ જતા. કોઈ કોઇ વાર મકાનની આસપાસ થોડું ફર્યા કરતા અથવા લખવાવાંચવા બેસી જતા. તે ઉપરાંત જ્યારે પણ અવકાશ મળે ત્યારે, પોતે બાલ્યાવસ્થામાં જે ગ્રંથોની કથાવાર્તાઓ સાંભળેલી તે રામાયણ આદિ પુસ્તકો વાંચવામાં પ્રવૃત્ત થતા, તો કોઇ કોઈવાર સૂરદાસનાં પદો ગાઇ ભક્તિમાં તલ્લીન થઇ જતા. રાત્રે તેઓ પોતાના ગણિતના પ્રિય વિષયનો અભ્યાસ કરતા. શરીરે કૃશ છતાં બુદ્ધિમાં કુશાગ્ર, અવસ્થાએ નિર્ધન છતાં ભકિતધનથી ભરપૂર અને એકાકી છતાં સરસ્વતીની અનન્ય ઉપાસનામાં જોડાઇ રહેતા વિદ્યાર્થી તીર્થરામ રાત્રે મોડી રાતસુધી નાના સરખા દેશી તેલના દીવા પાસે વિદ્યોપાર્જન કરવામાંજ

---

ત્રાસ ઇત્યાદિ ઉપાધિથી અલિપ્ત છે; પણ એ સ્થિતિ તેને સતત અભ્યાસથી પ્રાપ્ત થઈ છે; નિર્બળતા અને અંધવિશ્વાસના અત્યંત ઉંડા ખાડામાંથીજ રામે આ ઉચ્ચ અવસ્થા મેળવી છે. એક સમયે રામ પણ અત્યંત વહેમી અને ભોળો હતો અને સંસારના પ્રત્યેક પ્રસંગે એના ચિત્તની સમાનતા જતી રહેતી; પણ હવે એ બધું દૂર થઇ ગયું છે.”

પોતાનો સમય વ્યતીત કરતા. અહા! કેવો પ્રચંડ વિદ્યાપ્રેમ! કેટલી પ્રખર જ્ઞાનપિપાસા! અને એ બન્નેને માટે કેટલી એકાગ્ર ચિત્તવૃત્તિ! પોતાના ભાવી જીવનનાં, પોતાને જાણે એટલી નાની વયમાંજ દિગ્દર્શન થઈ ગયાં હોય! જે સંન્યાસયોગની શક્તિથી સમસ્ત ભારતમાં જેણે પ્રાણસંચાર કરી મૂક્યો છે, તેને તો એવીજ તૈયારીઓ કરવાની હોય એમાં શું આશ્ચર્ય!

ગુજરાંવાલામાં પહેલાં તો પોતે જૂદા રહેતા હતા; પણ ધીરે ધીરે ધન્નારામજીનો સંસર્ગ વધતાં તેઓ ધન્નારામજીને ત્યાંજ રહેવા માંડયા. ભગતજી એમની એ સમયની અવસ્થાને માટે કહે છે કે બાળપણથીજ તીર્થરામનાં એવાં લક્ષણ હતાં કે જેથી ભવિષ્યમાં એ કોઇ મહાન પુરુષ થશે એવો આભાસ થતો. એમના સહાધ્યાયી એક સજ્જનનું કહેવું છે કેઃ-"તેમના ચહેરા ઉપર નિરંતર શાન્તિ ટપકતી. જ્યાં બીજા વિદ્યાર્થીઓ તોફાન કરતા હોય, ત્યાં જો તેઓ જઇ ચડતા તો તેમની હાજરીથીજ બધા ઉપર એવો પ્રભાવ પડતો કે બધા શાંત થઇ જતા; એમણે કોઇનાપર કદી ક્રોધ તો કર્યોજ નથી. અમારા સમયના એ એક આદર્શ વિદ્યાર્થી હતા અને નમ્રતા તેમજ શીલની તો તે સાક્ષાત પ્રતિમા હતા."

આમ બાળક તીર્થરામ એક બાજુ જ્યારે અવિરત પરિશ્રમવડે વિદ્યોપાર્જન કરી રહ્યા હતા, ત્યારે બીજી બાજુ ગુરુભક્તિ અને શ્રદ્ધાદ્વારા પૂર્વજન્મકૃત વિશુદ્ધ અંતઃકરણને એકાગ્ર કરી, જ્ઞાનપ્રાપ્તિનો અધિકાર પ્રાપ્ત કરતા હતા. જેમ ઘણા સંતપુરુષોને બન્યું છે તેમ આ બાળકને પણ બાર વર્ષ જેટલી નાની ઉંમરમાં, પોતાના અંતઃકરણમાં હજુ પોતાના અદ્ભુત ભાવી જીવનની રૂપરેખા પણ નહોતી સ્પષ્ટ થઈ તેવે કાળે, એક અદ્ભુત પ્રસંગ ઉપસ્થિત થયો. અમેરિકાથી પાછા આવ્યા પછી હિમાલયના નિવાસકાળે એ પ્રસંગ, પોતાના એક ભક્તને તેમણે કૃપા કરીને કહી સંભળાવ્યો હતો.

ભગત ધન્નારામજીને ત્યાં રહેતી વખતે જ્યારે તેમનું ચિત્ત નિરંતર પ્રભુપરાયણ રહેતું હતું, ત્યારે બાહ્યજીવનથી તો તેઓ ઘણે ભાગે ઉત્તરાવસ્થાની પેઠેજ અસાવધાન રહેતા હતા. એવી ધ્યાનમગ્ન અવસ્થામાં પોતે એકવાર બજારમાં ચાલ્યા જતા હતા. ત્યાં એક ભવ્યકાંતિ, ઉજ્જવળ મુખારવંદ અને દૈવી પ્રતિભાસંપન્ન વયોવૃદ્ધ સંત ભણી અકસ્માત્ એમની દૃષ્ટિ પડી. પેલા મહાપુરુષે પણ એમની સામે જોયું. તીર્થરામજીને એજ વખતે એમની પાસે જઇ ચરણસ્પર્શ કરી વાર્તાલાપ કરવાની પ્રેરણા થઈ; પણ કોણ જાણે શા કારણ-

થી બન્ને જણા એમને એમજ પોતપોતાને જવાનું હતું તે દિશામાં ચાલ્યા ગયા.

પરંતુ દૈવની ગતિ અચિંતનીય છે. તીર્થરામજી ઉપર એ પુરુષદ્વારા જે વિધિવિધાન નિર્માણ થયેલાં હતાં, તે આમ ભરબજારમાં થઇ શકે તેમ નહોતાં એને માટે તો એકાન્ત સ્થાન અને સમયની અનુકૂળતા જોઇએ. તીર્થરામજી પોતાને મુકામે આવીને જુએ છે,તો એજ વૃદ્ધ મહાપુરુષ પોતાના અન્ય પરિચિત સજ્જનોની સાથે ત્યાં બેઠા હતા. વેદાન્તવિષયક કથાપ્રસંગ ચાલતો હતો, શાંતચિત્તે કથાશ્રવણ ચાલી રહ્યું હતું અને જિજ્ઞાસુમંડળ પોતાની જ્ઞાનપિપાસા તૃપ્ત કરી રહ્યું હતું.તીર્થરામજીને સંતનાં દર્શનસ્પર્શનાદિવડે પોતાની આંતરિક જિજ્ઞાસા તૃપ્ત કરવાનો આ યથેષ્ટ પ્રસંગ પ્રાપ્ત થયો. પોતે પણ ત્યાં જઇને અન્ય જિજ્ઞાસુઓના મંડળમાં સામેલ થઇ ગયા. કથાનો પ્રવાહ અવિરત ધારાથી ચાલતો હતો. વેદાન્તનો વિષય અત્યંત. રોચક અને રસિક ભાવોથી સમજાવવામાં આવતો હતો. જિજ્ઞાસુઓની વૃત્તિ વકતાના વ્યાખ્યાનમાં તદાકાર થઇ હતી; એટલામાં તીર્થરામનાં નેત્રોમાં અશ્રુધારા વહેવા માંડી ! ભક્તિથી દ્રવિત થયેલા ચિત્તમાં પરમાત્માના વિરહની, આત્માનુભવના અભાવની એવી તો આર્ત્તપીડા થવા માંડી કે એમનું દેહભાન શૂન્યવત્ થઇ ગયું અને થોડીજવારમાં તેઓ મૂર્ચ્છિત થઇને પૃથ્વીપર ઢળી પડયા. કથાનો પ્રસંગ બંધ પડયો. સૌની દૃષ્ટિ એમના ભણી ગઇ.બાર વર્ષના સુકુમાર બાળકના અંતઃકરણ ઉપર, વેદાન્ત જેવા ગંભીર વિષયના વિવેચનનો એવો પ્રબળ પ્રભાવ પડયો કે એ મૂર્ચ્છિત થઈ ગયા,તેથી સૌને અત્યંત વિસ્મય થયું. અન્ય લોકોને તો એમજ લાગ્યું કે આ કૃશશરીર બાળક દેહદૌર્બલ્યને લીધેજ બેહોશ થઇ ગયો છે. જલસિંચન વિગેરે સાધારણ પ્રયોગો કર્યા. એટલે એકાદ કલાકે તીર્થરામજી ૐ ૐ ૐ—નો શબ્દગુંજારવ કરતા જાગૃત થયા. ધીરે ધીરે તેમને દેહભાન આવવા માંડયું; એટલામાં પેલા મહાપુરુષે ધીરેથી તીર્થરામની પાસે જઇ તેમના મસ્તક ઉપર પોતાનો વરદ હસ્ત મૂકી, તેમના કાનમાં કોણ જાણે શુંયે વાત કરી કે તીર્થરામજીએ એકાએક મંદ મધુર હાસ્ય કર્યું અને એકદમ ઉઠીને તેઓ તે વંદનીય મહાપુરુષના ચરણમાં ઢળી પડયા ! ઉત્તરાવસ્થામાં જ્યારે પોતે વસિષ્ઠાશ્રમમાં નિવાસ કરતા હતા, ત્યારે એમણે કહ્યું હતું કે, એ મહાત્માએ મને બાળપણમાં ત્રણ વખત "तत्त्वमसि—તે તું છે" એ મહાવાકયનો ઉપદેશ કર્યો હતો. આમ વેદાન્તની દીક્ષા એમને એક મહાપુરુષ,કે જેમનું નામ અત્યારે કોઇની જાણમાં નથી તેમનાદ્વારા બારમે વર્ષેજ મળી ચૂકી હતી.

આટલી બાલ્યાવસ્થામાં પણ આપત્તિને સમયે, સહનશક્તિ પ્રાપ્ત કરવા માટે પ્રસંગોપાત જ્યારે તેઓ ઇશ્વરપરાયણ થતા ત્યારે તેમને મૂર્છા આવી જતી. એનું બીજું પણ એક દૃષ્ટાંત છે. ગુજરાંવાલામાં અભ્યાસ કરતી વખતે તેમનું શરીર સુકાતું જતું હતું અને એમ કરતાં કરતાં મંદવાડ આવી ચડયો એટલે તેમના પિતાશ્રી પણ મુરાલીવાલાથી તેમની સારવાર માટે ત્યાં આવ્યા હતા. પુત્રની આવી શોચનીય અવસ્થા જોઇને તેઓ બહુજ ગભરાયા. પુત્રના શરીરમાં તાવ ભરાયો હતો અને પોતે પાસે બેઠા હતા, તેટલામાં એકાએક તીર્થરામ બેભાન થઇ ગયા ! હીરાનંદજીએ ભગત ધન્નારામને બોલાવ્યા.કાંઇક બાહ્યોપચારથી થોડીવારે મૂર્છા વળી; ત્યારે બાળક તીર્થરામે કહ્યું કે:–"પ્રભુ ! શામાટે આપે કષ્ટ વેઠયું? જગતના કર્તાહર્તા તો એક રામજ છે. એનું કરેલુંજ સર્વ થાય છે. એ રામ ઉપરજ આપણે તો વિશ્વાસ રાખવો જોઇએ. ૐ "

આમ આપણે એમના મુરાલીવાલા અને ગુજરાંવાલામાં વ્યતીત કરેલી તપોમય વિદ્યાર્થીઅવસ્થા અને તેની સાથે સાથે વિશુદ્ધ ભક્તિમય જીવનનું અવલોકન કર્યું. શાળામાં અહીં પણ તેઓ પ્રત્યેક વર્ગમાં પ્રથમ નંબરેજ પાસ થતા હતા. અહીં પણ એમનો પ્રિય વિષય ગણિતજ હતો. સંસ્કૃત તથા હિંદીનું તેમને હજુ જરાયે જ્ઞાન નહોતું. પંજાબ અને ઉત્તર હિંદુસ્તાનના પ્રદેશમાં વર્તમાન સમયમાં જેટલો હિંદીનો પ્રચાર છે, તેટલો તે કાળે નહોતો. બ્રાહ્મણક્ષત્રિય જેવી ઉચ્ચ વર્ણનાં બાળકોને પણ પ્રારંભથીજ ઉર્દુશાળામાં દાખલ કરવામાં આવતાં; કારણ કે ત્યાંની કોર્ટકચેરીમાં દેશી ભાષાતરીકે એજ ભાષા ચાલતી.આથી બાળક તીર્થરામને પણ પ્રારંભમાં ઉર્દુનો અભ્યાસ કરવો પડયો હતો. ગુજરાંવાલામાં એમણે મેટ્રીકનો અભ્યાસ પૂર્ણ કર્યો અને પોતાની ચૌદવર્ષ અને પાંચમાસની ઉંમરે ઇ૦ સ૦ ૧૮૮૮ના માર્ચમાં લાહોર જઇને પરીક્ષા આપી. સમસ્ત પંજાબ યુનિવર્સિટીની તે સમયની મેટ્રીકની પરીક્ષામાં તેમનો નંબર આડત્રીસમો હતો. આમ એમનું ગુજરાંવાલાનું વિદ્યાર્થીજીવન પૂર્ણ થયું.

પરંતુ વિશેષ તપશ્ચર્યા તો હજુ આગળ આવવાની હતી. ગોસ્વામી હીરાનંદજી તો પુત્રની આ પરીક્ષાની રાહજ જોઇ રહ્યા હતા, કે પુત્ર એમાં પાસ થાય અને નોકરી મેળવી કમાતો થાય એટલે કુટુંબની આર્થિક સ્થિતિ સુધરે. આ તરફ વિદ્યાપ્રિય તીર્થરામની અવસ્થા કાંઇ જૂદાજ પ્રકારની હતી. એમનો જીવનવિધિ કાંઇ જૂદાજ પ્રકારના ઘાટ ઘડતો હતો. જ્ઞાનપ્રાપ્તિની આવશ્યકતા

માટે આ પ્રકરણના પ્રારંભમાં એમનાજ શબ્દોમાં જે સંતસમાગમની આવશ્યકતા દર્શાવી છે, તે તો એમને ભગતજીને ત્યાં રહેવા દરમિયાન મળી આવી હતી; પરંતુ વિશેષ અભ્યાસ માટે સાધનનો અભાવ હવે તેમને પ્રત્યક્ષ જણાયો. એમનામાં રહેલાં અસામાન્ય પ્રતિભા, ધૈર્ય, સંકલ્પબળ અને મહત્વાકાંક્ષાએ એમને ઉચ્ચ અભ્યાસ કરવાની લગની લગાડી હતી અને વિદ્યાભ્યાસપ્રત્યેના જે આગ્રહે ગણિતના કઠિન પ્રશ્નો ન ઉકલી શકવાથી એમનામાં પ્રાણત્યાગ કરવાની સુદ્ધાં વૃત્તિ ઉપજાવી હતી; એજ સદ્‍ગુણોએ એ અગવડનો ઉકેલ પણ કરી આપ્યો.

એમણે સ્વમુખે કહેલો એ વિદ્યાભ્યાસનો પ્રસંગ અને તે સમયની એમની ભકિતપ્રધાન અવસ્થાનાં વર્ણનો પાછળથી એમણે પ્રસંગોપાત આપેલાં; તે એમનાજ શબ્દોમાં સાંભળી આપણે વિદ્યાર્થીજીવનનું આ પૂર્વાર્ધ પ્રકરણ પૂરૂં કરીશું.

"રામ બાળપણમાં બહુ હઠીલો હતો. જે વાતની હઠ લેતો, તે પૂરી કરતો ત્યારેજ છોડતો. ગણિતવિદ્યાના પ્રશ્નો ગણતો હોય તો બીજું બધું વિસારી મૂકીને તેમાંજ મંડી પડતો. ખાવુંપીવું, રમતગમત બધુંજ બંધ રહેતું. એક વાર એમ થયું કે થોડા પ્રશ્ન ગણવાનો વિચાર કર્યો. આખી રાત ગણતો રહ્યો, પણ ઉદાહરણ કરી ન શકયો. બસ; પછી તો સવાર થતાંજ અગાસી ઉપર ચડી ગયો અને ઉપરથી પડીને મરવાનો સંકલ્પ કર્યો; પણ વળી વિચાર આવ્યો કે મરૂં તો કેવી રીતે ? ઉદાહરણ તો હજુ ગણ્યાં નથી. તાત્પર્ય એ કે હરકોઇ રીતે હઠ કર્યા કરતો હતો અને એ હઠ પાછળથી દઢતાના રૂપમાં ફેરવાઇજ હતી".

"જ્યારે રામ બીજી શ્રેણી ( तवैवाहम् "હે પ્રભુ ! હું તારો ? છું ") માં હતો, ત્યારે વાલ્મીકિરામાયણના જે ભાગમાં રામને વનવાસ આપવામાં આવે છે, તે વાંચ્યા કરતો હતો અને રડયા કરતો હતો. "

"રામે પણ ( ભકિતની ) આ શ્રેણીઓ પસાર કરી છે. "

# પ્રકરણ ૪ થું—વિદ્યાર્થીજીવન અને ઇશ્વરભક્તિ

"બાહ્યસન્માન અથવા સેવામાં કાંઇ ખામી જણાતી હોય તો આપ એવું અનુમાન ન કરશો કે એનું કારણ આપનાથી મારૂં ચિત્ત વિમુખ થયું છે, એમ કદાપિ છેજ નહિ; કારણ કે પ્રત્યેક કાર્યમાં હું આપની સહાયતા મ્હ્છું છું અને મારા ચિત્તમાં સર્વદા આપનું ધ્યાન રાખું છું. પ્રથમ તો અભ્યાસ અથવા કોઈ ઉત્તમ કાર્યમાં ચિત્ત પ્રેરવા માટે આપની સહાયતાની આવશ્યકતા છે. પછી એ કાર્યની તૈયારી કરવામાં આવશ્યક પદાર્થોની પ્રાપ્તિ માટે આપની સહાયતા જોઇએ. ત્યાર પછી એ કાર્યમાં પરિશ્રમ કરવામાં આવે તો એની સફળતાને માટે આપની સહાયતાની આવશ્યકતા છે. સંક્ષેપમાં એ કે પ્રત્યેક કાર્યમાં આપની સહાયતાની આવશ્યકતા છે."

"સંસારમાં કોઇ પણ મનુષ્ય જ્યાંસુધી પરિશ્રમ ન કરે ત્યાંસુધી વિદ્યામાં નિપુણ નથી થઇ શકતો. જેઓ નિપુણ જણાય છે, તેઓ અત્યંત પરિશ્રમ કરે છે, ત્યારેજ નિપુણ જણાય છે."

"આજ પરિશ્રમ ન કરૂં તો પછી પરિશ્રમ કરવાનો ક્યારે પ્રસંગ મળશે? આપ મને બે વર્ષની રજા આપો; + + જયારે મારૂં ધ્યાન અત્યારે અભ્યાસમાં છે ત્યારે જેમ કોઇ રાજા યુદ્ધના સમયમાં પોતાના યોદ્ધાનુંજ ધ્યાન રાખે છે તેમ આપ મારી બહારની આવશ્યકતાનું ધ્યાન રાખશો. આપ કદિ કાંઈ બીજું અનુમાન ન કરશો, હું તો આપનો દાસ છું."

તીર્થરામ

તીર્થરામજીની અભ્યાસમાં કેટલી પ્રીતિ હતી; પોતાનાં વડીલોનો ઘેર જવાનો અત્યંત આગ્રહ છતાં પણ પોતે લાહોરમાં રહી વિદ્યાભ્યાસને માટે પરિશ્રમ કરે, તેમાંજ તેમનું કેવી રીતે વાસ્તવિક કલ્યાણ છે અને ગુરુ ધન્નારામજીનાપ્રતિ એ પરિશ્રમમાં સફળતા પ્રાપ્ત કરવા માટે એમના ચિત્તમાં કેટલાં શ્રદ્ધા, ભકિત અને નમ્રતા છે તેનું ઉપર આપેલા એમના વિદ્યાર્થી અવસ્થાના પત્રોમાંના ઉતારાઓ ઉપરથી સુંદર દર્શન થાય છે. મુરાલીવાલામાં અભ્યાસ પૂર્ણ કરી લાહોરમાં મેટ્રીકની પરીક્ષા આપી આવ્યા પછી ગોસ્વામી હીરાનંદજીની ઇચ્છા એવી હતી કે હવે તીર્થરામ કોઇ ઠેકાણે નોકરીમાં જોડાઈ જાય તો ઠીક. એક તો કુટુંબની નિર્ધનતાને લીધે વિશેષ અભ્યાસ કરવા માટે સાધનનો અભાવ હતો અને બીજું પોતાને વૃદ્ધાવસ્થામાં કુટુંબનિર્વાહમાં જે મુશ્કેલીઓ પડતી હતી, તેમાંથી જો તીર્થરામ નોકરી સ્વીકારી લે તો પોતે મુકત થાય; એવી બેવડી દૃષ્ટિથી તીર્થરામ આગળ અભ્યાસ વધારે એવી તેમની ઇચ્છા નહોતી. પરંતુ તીર્થરામજીની વિદ્યાપ્રીતિ અસીમ હતી; એટલે આ પ્રસંગ તેમને મુંઝવનારો

થઇ પડયો. ભગતજીએ આવે અણીને પ્રસંગે તીર્થરામને નિરુત્સાહ ન થવા દેતાં ઉત્તેજન આપ્યું. ખરેખર ભગતજીનું આ કાર્ય અત્યંત સ્તુતિપાત્ર છે. મેટ્રીકની પરીક્ષામાં ઉંચે નંબરે પાસ થવાથી જો આગળ અભ્યાસ કરે તો ગુજરાંવાલાની મ્યુનિસિપલ કમીટી તરફથી એમને એક શિષ્યવૃત્તિ મળે એમ હતી. એટલી સહાયતા ઉપરાંત બીજી જે કાંઇ આવશ્યકતા પડે તેને માટે ધન્નારામજીએ વ્યવસ્થા કરવાનું ઉપાડી લીધું અને પોતાના મિત્ર ગોસ્વામી હીરાનંદજીના ચિત્તનું સમાધાન કરી, તીર્થરામને આગળ અભ્યાસ કરવા લાહોર જવાની આજ્ઞા અપાવી.

આમ ધન્નારામજીના પ્રોત્સાહનથી તીર્થરામજી પરમાત્માપર વિશ્વાસ રાખી વિશેષ અભ્યાસ કરવા લાહોર ગયા અને ત્યાં ફોરમેન ક્રિશ્ચયન કૉલેજ-માં બી. એ. ના પ્રથમ વર્ષમાં દાખલ થયા. એ પછી થોડાજ સમયમાં એમને ગુજરાંવાલા હાઇસ્કુલ તરફથી મેટ્રીકમાં ઉંચે નંબરે પાસ થવા બદલ શિષ્ય-વૃત્તિ મળી અને લાહોરની વચ્છોવાલી ગલીમાં માસિક એક રૂપીઆના ભાડાનું મકાન લઇને તેમાં તેઓ રહેવા માંડયા.

લાહોરમાં તીર્થરામ એમ. એ. સુધીનો અભ્યાસ કરી, ગણિતશાસ્ત્રના આચાર્ય થયા અને ત્યારપછી વૈરાગ્યનો પ્રખર પ્રકાશ જાગૃત થતાં પોતે સંન્યા-સયજ્ઞને માટે વનવાસગમન કર્યું, તે દરમિયાન એમનું તપોમય વિદ્યાર્થી-જીવન, એકાન્તપ્રીતિ, વિદ્યાપ્રેમ, સહાધ્યાયીઓપ્રત્યેની સહાનુભૂતિ, પ્રોફેસરો-ની એમના પ્રત્યેની માયાળુતા અને જેના જેના સંસર્ગમાં આવ્યા તે બધાની એમનાં જ્ઞાન, ભકિત, નિરભિમાન અને વિવેક વગેરે જોઇને એમના પ્રતિ પ્રીતિ બંધાઇ હતી. એમના વાસ્તવિક જીવનની વેદી લાહોરમાંજ ચણાઇ હતી. ત્યાંજ એમણે કૉલેજની વિદ્યા, વેદાન્તની શિક્ષા અને વીતરાગ સંતોનો સત્સંગ છુટથી પ્રાપ્ત કર્યાં. લાહોરમાંજ એમને અનેક મુમુક્ષુઓ મળ્યા અને તેમના સમાગમ તથા કૃપાનો લાભ મેળવી તેઓ કૃતકૃત્ય થયા. ત્યાંજ વેદાન્તના ધુરં-ધર માસિકપત્ર "અલિફ્" દ્વારા વેદાન્તવિદ્યાનો ડંકો વગાડયો અને છેવટે ગૃહસ્થાશ્રમનો ત્યાગ કરી, સંન્યાસાશ્રમની તૈયારી માટે વાજતેગાજતે વેદર્ષિ-ઓના સ્વદેશ જેવા હિમાલયપ્રતિ પ્રયાણ પણ તેઓએ ત્યાંથીજ કર્યું.

તેમના લાહોરના જીવનની જીવનરેખા તેમના [1]ભગતજીપરના પત્રો, [2]હિમાલયનાં દશ્યો, [3]પત્રમંજુષા અને [4]પહાડી દશ્યો નામના લેખો વાંચવાથી-

૧-૨ સ્વામી રામતીર્થ ગ્રંથ બીજો. ૩-૪ સ્વામી રામતીર્થ ગ્રંથ ત્રીજો.

જ સંપૂર્ણ સમજી શકાય છે. કોઇ પણ જાતની, અનાવશ્યક પુનરુક્તિ ન થાય તેની કાળજી રાખી, આ પ્રકરણમાં તો માત્ર એમના એ કામના જીવનનેજ બને તેટલું શૃંખલાબદ્ધ કરવાનો પ્રયત્ન કરવામાં આવ્યો છે.

કૉલેજમાં દાખલ થયા પછી ગુજરાંવાલાની સ્કૉલરશીપ માટે બહુ ચિન્તા રહેતી. એ સ્કૉલરશીપ નહિ મળે તો ભગતજીને બહુ પરિશ્રમ પડશે અને પિતાજીનાં ક્રોધ અને ચિન્તામાં વ્યર્થ વધારો થશે તેમજ એવી સ્થિતિમાં અણમૂલો અભ્યાસ કેવી રીતે આગળ વધશે, એ વિષયમાં એમનું ચિત્ત બહુ વ્યગ્ર રહેતું; પરંતુ સદ્ભાગ્યે એમના હાઇસ્કુલના એક શિક્ષક પાછળથી મ્યુનિસિપાલિટીના મંત્રી થયા હતા. તેમની સહાયથી એ શિષ્યવૃત્તિ એમને મળી અને ચિન્તા ઘણે અંશે દૂર થઇ.

આવી સ્થિતિમાં એમને એક સંબંધી તરફથી પણ સહાય મળી હતી. માતૃપ્રેમથી વંચિત રહેલો બાળક પોતાની નિર્ધન અવસ્થામાં, પિતાની ઇચ્છાવિરુદ્ધ જઈ નજીવી શિષ્યવૃત્તિના આધારપર લાહોર જઈ કૉલેજમાં દાખલ થયો છે અને તપોમય જીવન ગાળી, વિદ્યાભ્યાસ કરે છે એમ જ્યારે એ વિદ્યાર્થીનાં માશીને ખબર પડી, ત્યારે પોતાની પરલોકવાસી ભગિનીના પવિત્ર આત્માએ પ્રેરણા કરી હોય તેમ, પોતાના પતિ પંડિત રઘુનાથ મલ્લને તેમણે એવી વિનતિ કરી, કે આપણે તીર્થરામને આવી અવસ્થામાં સહાયતા કરીએ તો કેવું સારૂં ! પોતાના બનેવી ગોસ્વામી હીરાનંદજીની નિર્ધનતા એ જાણતી હતી. બાળક તીર્થરામ નિર્દોષ,સરલ તથા વિદ્યાનો ઉપાસક છે,એમ જાણી એ માશીએ સાક્ષાત્ સરસ્વતીના વાત્સલ્યની ગરજ સારી. એમના પતિ–તીર્થરામના માસા ડૉકટર હતા; એટલે પૈસેટકે સુખી હતા. બે વર્ષના અભ્યાસ પછી પુસ્તકો લેવાની જ્યારે ચિન્તા હતી, ત્યારે તેમણે રૂા. મોકલ્યા હતા. અભ્યાસ જેમ જેમ આગળ વધતો ગયો અને ગોસ્વામી હીરાનંદજીને લાગ્યું કે પુત્રનો નિશ્ચય અડગ છે, એટલે તો પાછળથી તેઓ પણ લાહોર અવારનવાર જતા અને યથાશક્તિ સહાયતા કરતા.

એકાન્તમાં રહી પોતાનો કૉલેજનો અભ્યાસ કરવો, રજાના દિવસોમાં ગુજરાંવાલા અથવા મુરાલીવાલા જવું અને સમય મળે ત્યારે પરમાત્માની ભક્તિ કરવી એવી રીતે કૉલેજનાં શરૂનાં બે વર્ષમાં તીર્થરામ પોતાનો સમય નિર્ગમન કરતા. નિરભિમાન વૃત્તિ અને ભગતજી ઉપરના પ્રત્યેક પત્રમાં તેમનાપ્રત્યે એમનો ભક્તિભાવ અને નિર્દોષ સ્વભાવ તરી આવતો જણાય છે.

ભગતજી જરા ઉગ્ર સ્વભાવના હતા, તેથી તીર્થરામને એમના ક્રોધનો બહુ ભય રહેતો. ચિત્તની એવી પરાધીન સ્થિતિમાં તેમના ઉપરના પત્રોમાં વારંવાર, "હું અત્યંત પાપી અને અપરાધી છું. આપ મારૂં મન શુદ્ધ કરશો; કારણ કર્તાહર્તા આપ છો, મારાપર દયા રાખશો, છોરૂકછોરૂ થાય પણ માવીતર કમાવીતર ન થાય. મનુષ્યમાત્ર ભૂલને પાત્ર છે. હું આપનો દાસ છું. જેમ કહેશો તેમ કરીશ." આવા પત્રો વારંવાર એ લખતા અને મકાન બદલવું હોય, પુસ્તકો ખરીદવાં હોય, કપડાં લેવાં હોય કે અન્ય કાંઇ નજીવી વાત બની હોય, તે બધું એમના ઉપર વિગતે લખી તેમની આજ્ઞા મેળવે ત્યારેજ એમના ભક્તિપૂર્ણ ચિત્તને સંતોષ થતો.

આગલાં પ્રકરણમાં લખી ગયા છીએ તેમ એમણે ઉર્દુ અભ્યાસ તો શરૂઆતમાંજ કર્યો હતો; પણ લાહોરમાં આવ્યા પછી એમને સ્વભાષાનું ગૌરવ સમજાયું. ત્યાં આવીને પ્રથમજ તેમણે હિંદીનો અભ્યાસ શરૂ કર્યો અને ત્યાર પછી ભગત ધન્નારામજી ઉપરના પત્રો પણ તેમણે હિંદીમાંજ લખવા માંડયા. એ પછી એક સહાધ્યાયીએ એમને મેણું માર્યું કે, "ગુંસાઈજી! આપ તો ગોસ્વામી તુલસીદાસજીના કુલોત્પન્ન ઉત્તમ બ્રાહ્મણ છો; માટે આપે તો કૉલેજમાં પણ સંસ્કૃત શીખવું જોઇએ. આપને ફારસીનો અભ્યાસ ન છાજે." તીર્થરામજીને આ વાત ઉચિત લાગી અને તરતજ કૉલેજમાં ફારસીને બદલે સંસ્કૃત ભાષા લેવાનો સંકલ્પ કર્યો. કૉલેજના પંડિતજી વેદાન્તનિપુણ હતા. જ્યારે એમણે તીર્થરામે સંસ્કૃતનો અભ્યાસ કરવાનો નિશ્ચય કર્યો છે એમ જાણ્યું ત્યારે તેઓ બહુ પ્રસન્ન થયા. આમ પોતાના પ્રિય વિષય ગણિતશાસ્ત્રના અભ્યાસ ઉપરાંત સંસ્કૃત ભાષાનો પ્રથમથીજ પ્રારંભ કરવાનો હોવાથી એમને પરિશ્રમ બહુ કરવો પડતો; પરંતુ શરીરપર એની ગમે તેટલી અસર થવા છતાંયે, પોતાના સંકલ્પને પૂરો કરવામાં એ હિંમત હાર્યા નહિ.

પરિશ્રમની અસર એમના શરીર ઉપર થઇ. ઇ૦ સ૦ ૧૮૯૦ ના માર્ચ માસમાં સોળ વર્ષની ઉંમરે કૉલેજનો પ્રાથમિક બે વર્ષનો અભ્યાસ પૂર્ણ કરી ફર્સ્ટ આર્ટસની પરીક્ષા આપી, તે દરમિયાન તેઓ અનેકવાર માંદા પડયા. કોઇવાર તાવ, તો કોઇવાર ઉલટીઝાડા થઇ જતા. ઉપરાંત બરોળની પીડા પણ એમને બહુ સતાવતી. તેમના મામા પંડિત રઘુનાથમલજી અવારનવાર દવા મોકલતા; પણ એકલા ઔષધસેવનથી જોઇએ તેવો ફાયદો થતો નહિ. નજીવા ભાડાના મકાનમાં રહેવાથી અભ્યાસને માટે જોઇએ તેટલો પ્રકાશ, શરીરસ્વા-

સ્થ્યને માટે જોઇએ તેવી સ્વચ્છ હવા, તેમજ અભ્યાસ આડે બહાર ફરવાહરવાનું કે કસરત કરવાનું નહિ બનવાથી એમનું શરીર તંદુરસ્ત નહોતું રહેતું. બે વર્ષની ફર્સ્ટ આર્ટસની પરીક્ષા આપ્યા પછી બી. એ. ની ઉચ્ચ કક્ષામાં દાખલ થયા, ત્યારે કૉલેજના પ્રિન્સિપાલની એમના કૃશશરીર ભણી દષ્ટિ ગઇ. આવો ઉત્તમ શ્રેણીનો નિપુણ વિદ્યાર્થી જો પોતાના શરીરનું સ્વાસ્થ્ય નહિ સાચવે તો પોતાનું ઉચ્ચ ધ્યેય પ્રાપ્ત નહિ કરી શકે; એટલા માટે એમણે તીર્થરામને નિયમિત વ્યાયામ કરવાની સલાહ આપી અને એક વિદ્યાર્થીને મુકરર કરી આપ્યો કે તે કૉલેજનો સમય પૂરો થઇ ગયા પછી વ્યાયામ કર્યા વિના એમને ઘેરજ ન જવા દે. આંખોની નબળાઈને લીધે એમની દષ્ટિ ટુંકી થઈ ગઈ હતી, તેથી આજ અરસામાં ચશ્માં લેવાની જરૂર પડી હતી. આ ચશ્માં માત્ર દૂર જોવાને માટેજ લેવાં પડયાં હતાં. આ બધી બાબતોમાં કૉલેજના પ્રોફેસરો પણ તેમનાપ્રત્યે કેવી કાળજી રાખતા હતા, તે બધું એ સમયના એમના પત્રો ઉપરથી સ્પષ્ટ જણાઇ આવે છે. લક્ષ્મીદેવી આ તપસ્વીમાં બળની પ્રેરણા કરવા માટેજ, જાણે કે દૂર રહ્યાં હોય તેમ સખી સરસ્વતીદ્વારા એના ઉપાસકોરૂપી અધ્યાપકો, આચાર્યો અને અન્ય સહાધ્યાયીઓદ્વારા એની સંભાળ લેતાં.

ધીરે ધીરે તીર્થરામનું શરીર વધારે બગડવા માંડયું. નિર્ધનતાને લીધે એમને ઓછા ભાડાના ભાગ્યા તુટયા મકાનમાં રહેવું પડતું કે જ્યાં અનેકવાર સર્પ પણ નીકળતા;અને અધુરામાં પૂરૂં ચોરીઓ પણ થતી. કોઈ વાર દ્રવ્ય,તો કોઇવાર આ ગરીબ વિદ્યાર્થીનાં વસ્ત્રાસણુ સુદ્ધાં ચોરાઇ જતાં. આવી સ્થિતિમાં એકવાર એમના સહાધ્યાયીઓ એમના મકાનને જોઈ ગયા અને કૉલેજના પ્રિન્સિપાલને સર્વ હકીકત તેમણે કહી. છેવટે એવો નિર્ણય થયો કે તેમણે કૉલેજના છાત્રનિવાસમાં અન્ય વિદ્યાર્થીઓની સાથે રહેવા જવું. કૉલેજના આચાર્યો પણ પોતાનું કામ અવારનવાર તેમને આપી, તે દ્વારા સહાયતા કરતા. તીર્થરામ છાત્રનિવાસમાં અન્ય વિદ્યાર્થીઓના સંબંધમાં આવતા ગયા, તેમ તેમની સાથે પણ તેમનો પરિચય વધવા માંડયો; અને એકંદરે એમના તપોમય અને વિદ્યાવ્યાસંગી જીવનની ખ્યાતિ ફેલાવા માંડી.

· એફ. એ. (પ્રથમનાં બે વર્ષ પછી અપાતી ફર્સ્ટ આર્ટસના નામની પરીક્ષા) આપ્યા પહેલાં ભાડાના મકાનમાં પોતે રહેતા હતા, તે વખતે જ્યારે જ્યારે એમના ચિત્તમાં વિક્ષેપ થતો ત્યારે અતિ આર્ત્તરવે પરમાત્માની ભક્તિ કરતા.

અભ્યાસમાં તો એમની એટલી બધી એકાગ્રતા થઇ જતી કે આઠ આઠ પ્રહર સુધી ગણિતના વિકટ પ્રશ્નોનું સમાધાન કરવામાં ચાલ્યા જતા. એ સમયની પોતાની અભ્યાસપરાયણતાનું એક વ્યાખ્યાનમાં વર્ણન કરતાં.તેઓ કહે છે કેઃ–"જ્યારે રામ વિદ્યાર્થી હતો, ત્યારે એક સમયે રસ્તેજ ચાલતાં હાથમાં પુસ્તક લઈને વાંચતો વાંચતો જતો હતો. તે જોઈને એક સજ્જને રામની જરા મશ્કરી કરી અને કહ્યું કે, ભાઈ ! અહીં રસ્તામાં આ શું કરો છો ? આ કાંઈ નિશાળ નથી, રસ્તે ચાલતાં તો પુસ્તકોને બાજુએ મૂકો ! રામે તેને જવાબ આપ્યોઃ–'ભાઇ ! સમસ્ત જગત્ મારી પાઠશાળા છે.' "વળી બીજે એક પ્રસંગે પોતાની તે વખતની અવસ્થાનું તેઓ નીચે પ્રમાણે વર્ણન કરે છેઃ–

" રામ જ્યારે પાઠશાળામાં ભણતો હતો ત્યારે તેની જોડે એક બીજો વિદ્યાર્થી રહેતો હતો. એ સહાધ્યાયી બહુજ રમતિયાળ હતો. પોતાનો બધો વખત ગાનતાનમાં, નાચવાકૂદવામાં અને આમ તેમ હરવા ફરવામાં ગાળતો હતો. એક વખત એક ગૃહસ્થે તેને પૂછ્યું કેઃ–" તું દિવસનો કેટલો વખત અભ્યાસમાં ગાળે છે ? " હસતે ચહેરે પેલાએ કહ્યું કેઃ–" ૧૮ કલાક. " પેલા ગૃહસ્થે કહ્યું કેઃ–' શું બકે છે ? પાંચ કલાક તો હું તને રમતો જોઉં છું ને આઠનવ કલાક તો ઉંઘમાં કહાડે છે, ત્યારે માત્ર દશ કે બાર કલાક બાકી રહ્યા; છતાં તું કહે છે કે ૧૮ કલાક વાંચું છું. '

વિદ્યાર્થીઃ–' આપે ગણિતશાસ્ત્રનો અભ્યાસ નથી કર્યો. હું સાબિત કરી આપું કે હું ૧૮ કલાક વાંચું છું. '

ગૃહસ્થઃ–' ઠીક, કહે કેવી રીતે ? '

વિદ્યાર્થીઃ–' હું ને રામ એકજ કોટડીમાં રહીએ છીએ; ખરી રીતે તો હું ૧૨ કલાક વાંચું છું ને રામ ૨૪ કલાક વાંચે છે; એટલે ૧૨+૨૪=૩૬ કલાક થયા. બન્ને એકજ કોટડીમાં રહીએ છીએ, માટે સરાસરી કાઢીએ તો ૧૮ કલાક મારે ભાગે આવે. '

ગૃહસ્થઃ–' તું કદાચ ૧૨ કલાક વાંચતો હશે; પણ રામ ૨૪ કલાક વાંચે છે તે હું માની શકતો નથી. એ બનેજ કેમ ? હું જાણું છું કે રામ ઘણા વિષયો માટે તૈયાર થાય છે, ઘણું સખત કામ કરે છે ને બીજું અલફાઉ પણ ચારગણું કામ કરે છે; છતાં પ્રકૃતિવિરુદ્ધ ૨૪ કલાક તો તે અભ્યાસ કરી નજ શકે. '

વિદ્યાર્થીઃ–' જ્યારે રામ જમવા બેસે છે ત્યારે તે વખત નકામો નથી

ગાળતો. કાંઈને કાંઇ એની પાસે હોયજ. કાંઇક વાંચવાનું યા તો કોઇ દાખલો કે એવું કાંઈ તે કરતોજ હોય છે. ઉંઘે છે ત્યારે પણ કોઇ દાખલાનો વિચાર કરતો સૂઇ જાય છે ને હમેશાં મન ઉપર લીધેલા વિષયનાંજ સ્વપ્નાં જુએ છે. આમ ચોવીસે કલાક તે તો અભ્યાસમાંજ નિમગ્ન રહે છે.'

ખરેખર આ સહાધ્યાયીનું કહેવું સત્યજ હતું; કેમકે **જે માણસ ૧૮ કલાક કામ કરે, તે નિદ્રામાં પણ જાગ્રદવસ્થામાં જે કરતો હોય તેજ કામ કરે છે.**"

આવી રીતે એમની સમસ્ત દિનચર્યા અભ્યાસપરાયણતામાંજ વ્યતીત થતી. ક્ષણભરના અવકાશને પણ એ વ્યર્થ જવા દેતા નહિ. એમને એમના અભ્યાસના વિષયનાંજ સ્વપ્ન પણ આવતાં. એક વ્યાખ્યાનમાં સ્વપ્નાવસ્થાનું રહસ્ય સમજાવતાં તેઓ કહે છે કેઃ-

"રામ પોતાના સ્વાનુભવથી પણ જાણે છે કે ઘણી વખત, હું જ્યારે વિદ્યાર્થી હતો ત્યારે જાગ્રદવસ્થામાં ગણિતના બહુ અઘરા દાખલા કે જેને વિષે હું બહુ વિચાર કર્યા કરતો હતો અને ગણી શકયો નહોતો, તે સ્વપ્નાવસ્થામાં હું બરાબર ગણી શકયો હતો. જો કે જાગૃત થતાં તે કેમ ગણવા તે મને સમજાતું નહિ."

આવી અભ્યાસની તન્મયતા ઉપરાંત સ્વાશ્રયી રહેવાની પણ એમનામાં ટેવ હતી. બને ત્યાંસુધી કોઇપણ આચાર્ય કે સહાધ્યાયીની સહાયતા લીધા વિના માત્ર પોતાની જાતમહેનતવડેજ અભ્યાસ કરવાથી સ્વતંત્ર મેધાશકિતનો વિકાસ થાય છે અને એવો સ્વપરિશ્રમવડે કરેલો અભ્યાસ જીવનમાં એવો તો ઓતપ્રોત થઇ જાય છે કે તેની વિસ્મૃતિ ભાગ્યેજ થાય છે. વિચારશકિત વધે છે અને નિરાશા તથા આલસ્ય દૂર થઇને હમેશાં ઉત્સાહી અને ઉદ્યમી રહી શકાય છે;એમ તેઓ માનતા. આટલા માટે કેવળ પરમાત્માપરજ વિશ્વાસ રાખી **देहं पातयामि वा कार्यं साधयामि** જેવા કઠોર વ્રત ઉપર તેઓ આવી જતા. અભ્યાસકાળના આવા એક અદ્ભુત પ્રસંગનું વર્ણન કરતાં તેઓ કહે છે કેઃ-

**"જ્યારે રામ વિદ્યાપીઠના ઉંચા વર્ગમાં અભ્યાસ કરતો હતો, ત્યારે તેની પ્રતિજ્ઞા હતી કે મારે મારા અભ્યાસમાં આચાર્યોની મદદ નથી લેવી. આ કામ ઘણું દુર્ઘટ થઇ પડતું. ગણિતશાસ્ત્રના ગહન પ્રશ્નોનો તાળો મેળવવા માટે મારી જાતેજ આ કામ હું માથે લેતો અને કોઇ આચાર્યની અ-**

થવા કોઈ માર્ગદર્શક પુસ્તકની મદદ વગરજ કેટલાક પ્રશ્નોમાં વિજયી નિવડતો; પરંતુ ઘણા પ્રશ્નોમાં ફતેહ મળતી નહિ. રામ સાંજના પાંચ વાગ્યાથી તે સવારના પાંચ વાગ્યાસુધી ખુબ મહેનત કરતો; છતાં તે પ્રશ્નોનો કાંઈ નિવેડો આવતો નહિ. આથી રામ આખરે કંટાળી જતો અને તાજી હવા લેવાને અગાસીમાં આમતેમ ફરતો. પ્રશ્નનો તાળો મળતો નથી, એમ જાણી છેવટે આપઘાત કરવા માટે છરો લાવવાનો વિચાર કરતો હતો. આવી રીતે જ્યારે શરીર છોડવા સુધીનો પ્રસંગ આવતો, ત્યારે તે ગહન પ્રશ્નોનું સર્વ રીતે સમાધાન સ્ફુરી આવતું.”

એમનો વિદ્યાપ્રાપ્તિમાં આવો પ્રખર પુરુષાર્થ હતો. અન્ય વિષયોના સંબંધમાં પણ પુસ્તકના ઉપયોગી વિભાગને કંઠસ્થ કરી લેવાનો એમને અભ્યાસ પડી ગયો હતો. મુરાલીવાલામાં ઉર્દુ અભ્યાસ કરતી વખતે “ગુલિસ્તાં” અને “બોસ્તાં” જેવાં ફારસી પુસ્તકોનો ઘણોખરો ભાગ જેમ કંઠસ્થ કર્યો હતો, તેમ આ અવસ્થામાં પણ એ ટેવ કાયમ હતી. આ ટેવ એમને ઉત્તરાવસ્થામાં આત્મસાક્ષાત્કાર કરવામાં પણ હિતાવહ થઈ પડી હતી. સોળ સત્તર વર્ષની નાની વયે બી. એ. ની પરીક્ષા આપી શકનાર જે વિદ્યાર્થીમાં વિદ્યાભ્યાસને માટે પ્રાણાંતે પણ ઇષ્ટપ્રાપ્તિ કરવાનો ભીષ્મસંકલ્પ હોય, તે ઉત્તરોત્તર વધતો જઈ, સમસ્ત દેશને દેદીપ્યમાન કરે એમાં શું આશ્ચર્ય !

લાહોરમાં આવ્યા પછી, પોતાને ગુજરાંવાલાથી મળતી શિષ્યવૃત્તિ, ભગત ધન્નારામજીની સહાયતા અને તેમના માસા પંડિત રઘુનાથમલ્લની મદદવડે ચાર વર્ષનો અભ્યાસ કરી ઈ૦ સ૦ ૧૮૯૨ ના માર્ચ માસમાં તીર્થરામે બી. એ. ની પરીક્ષા આપી; પરંતુ એમની આ ચાર વર્ષની કારકીર્દી અનેક સંકટોમાં વ્યતીત થઈ હતી.

એ અભ્યાસકાળમાં તેઓ સસ્તા ભાડાના મકાનમાં રહેતા હતા તે દરમિયાન સર્પનો ભય તો હમેશનો થઈ પડયો હતો. એક વાર રહેવાની ઓરડીનું બારણું ઉઘાડતાંજ સર્પનું પૂંછડું એમના માથામાં વાગ્યું હતું ! પણ આ સર્પોસંબંધી એમના વડીલભાઈ ગુરુદાસજીએ એક અદ્‌ભુત પ્રેમવાર્તા કહી છે. કૉલેજના પ્રથમ વર્ષમાં પાસ થયા પછી એકવાર એમના ભાઈ ગોસ્વામી ગુરુદાસજી એમને મળવા ગયા, ત્યારે તીર્થરામજી તે વખતે કૉલેજમાં હતા. બંને ભાઈઓ કૉલેજમાં મળ્યા પછી રહેવાના મકાન ઉપર ગયા. તીર્થરામજીએ તાળું ઉઘાડી કમાડ ઉઘાડી નાખતાં પહેલાં જોરથી ખખડાવ્યાં. તેમના

મોટા ભાઈએ જ્યારે એમ કરવાનું કારણ પૂછ્યું ત્યારે પોતે કહ્યું કે:-"ઘરમાં બે ત્રણ સર્પ રહે છે; એટલા માટે હું જ્યારે બહારથી આવીને બારણાં ઉઘાડું છું, ત્યારે પ્રથમ આમ અવાજ કરીને એ બહાર રમતા હોય તો તેમને પોતાના દરમાં પેસી જવાનો આવી રીતે ઇસારો કરૂં છું." ગુરુદાસજી તો આ વાત સાંભળી આભાજ બની ગયા ! અને એટલીવારમાં જ્યાં તીર્થરામજીએ બારણું ઉઘાડયું, તો એક મોટો કાળો સર્પ ભીંતના એક ખુણાના દરમાં પેસતો તેમણે જોયો. તીર્થરામજીએ કહ્યું કે:-"જોયું, કેવો સમજીને અંદર ચાલ્યો જાય છે ! એનાથી જરાયે ડરશો નહિ. એ તો મારી સાથે બહુ હળી ગયો છે. એને પીવા માટે રોજ હું દૂધ આપું છું."

વળી વિદ્યાભ્યાસમાં અથાગ પરિશ્રમ કરવાની સાથે દરરોજ પ્રભુ-પ્રાર્થના પણ તેઓ આર્ત્ત-હૃદયથી કર્યા કરતા. કોઈવાર પોતાના મકાનમાં, તો કોઈવાર લાહોરની રાવી નદીને કાંઠે સંધ્યાકાળે અને રાત્રિએ એકલા ફરવા નીકળી પડતા અને પરમાત્માનાં દર્શનમાટે ગદ્‌ગદ્ કંઠે અને અશ્રુપૂર્ણ નેત્રે અનેક સ્તોત્રો, ભજનો અને ઉર્દુ કાવ્યોદ્વારા પ્રાર્થના કરતા. પરમાત્માનું નામ તો એ કદિ વિસારે પાડતા નહોતા. હરતાં ફરતાં પણ "હે રામ ! હે કૃષ્ણ !"નું નામ એમના મુખમાંથી વારંવાર નીકળ્યા કરતું. "હે પ્રભુ ! શું તું હું પામરપર કૃપા નહિ કરે ? આ જન્મ શું આપનાં દર્શનવિનાજ વીતી જશે ? ભીલજાતિની શબરી અને કિષ્કિંધાપુરીના વાનરો કરતાં પણ શું મારો અધિકાર નીચો છે ? આપ મારાપર શામાટે કૃપા નથી કરતા ?" આમ પ્રાર્થના કર્યા કરતા. ગોસ્વામી તુલસીદાસજીની "વિનયપત્રિકા" ભકત કવિ જયદેવનું "ગીતગોવિંદ" અને સૂરદાસનાં ભજનોનો ગુટકો એ એમનાં એ અવસ્થાનાં ઈશ્વરોપાસનાનાં પાઠય પુસ્તકો હતાં.

એકવાર સાયંકાળે રાવીના એકાન્ત કિનારે ફરતા હતા, એટલામાં આકાશમાં શ્યામવર્ણનું વાદળ દૃષ્ટિએ પડયું; એટલે ઘનશ્યામ કૃષ્ણનો વિરહ રોમેરોમમાં વ્યાપી ગયો. ગગનમાં મેઘમાળા એકીટશે જોઈ રહ્યા; આંખમાંથી અશ્રુધારા વહેવા માંડી; શરીર કંપવા માંડયું; થોડીવાર સ્તબ્ધ થઈ ગયા અને મૂર્છામાંથી જાગૃત થતાં "હે નવઘનશ્યામ ! આ શ્યામવર્ણ મેઘમંડળે આપના સ્વરૂપનું સ્મરણ કરાવ્યું. હે પ્યારા ! આટલું બધું શામાટે તરસાવો છો ? બતાવો તો ખરા કે આપ કયી કુંજમાં છુપાઇ રહ્યા છો ? હે વાદળ ! તું મારૂં મિત્ર છે, તું આટલે બધે ઉંચે છે એટલે જોઇ શકતું હઇશ કે મારો

કૃષ્ણ ક્યાં છે ? સાચી વાત, એના વિયોગથીજ તારો રંગ પણ શ્યામ થઈ ગયો છે! એના શોકવિરહથીજ વિહ્વલ થઇને તું આમ તેમ દોડયા કરે છે! પણ કહે તો ખરૂં કે એ ઘનવર્ણી પ્રિયતમ મને મળશે ખરો કે ?" આમ આક્રંદ કરતાં કરતાં એમણે છાતી કૂટવા માંડી; અને મહાવિલાપને પરિણામે મૂર્છા ખાઇને જમીન ઉપર ઢળી પડયા. થોડીવારે જાગૃત થયા, ત્યારે આકાશ સ્વચ્છ હતું, ચંદ્રમાનો ઉદય થયો હતો, એટલે પોતે શાંત થઇને નીચે પ્રમાણે ગાતા ગાતા મકાનપર પાછા આવ્યા.

कृष्ण त्वदीयपदपंकजपञ्जरान्ते ।
अद्यैव मे विशतु मानसराजहंसः ॥
प्राणप्रयाणसमये कफवातपित्तैः ।
कंठावरोधनविधौ स्मरणं कुतस्ते ॥ ( પાંડવ ગીતા )

અર્થ:—હે કૃષ્ણ ! આપના ચરણકમળરૂપી પીંજરામાં હમણાંજ મારા માનસહંસને પ્રવેશ કરવા દો; કારણ પ્રાણ જવાની વખતે તો વાત, પિત્ત અને કફથી કંઠ રૂંધાઇ જશે, તે વખતે આપનું સ્મરણ કેવી રીતે થશે ?

रे चित्त चिंतय सदा चरणौ मुरारेः।
पारं गमिष्यसि यतो भवसागरस्य ॥

અર્થ:—હે ચિત્ત ! હમેશાં મુરારિનાં ચરણોનું ચિન્તવન કર, જેથી તું ભવસાગરની પાર જઈ શકીશ.

આવી વિરહવ્યથારૂપી ભક્તિની અવિરત ધારા એમના ચિત્તમાંથી વહ્યા કરતી હતી. એક બાજુ સંસારનાં સંકટોનો વરસાદ વરસતો તેમાં ચાલી રહેલી કઠિન તપશ્ચર્યા અને બીજી બાજુ ઇશ્વરસાક્ષાત્કારની ભીષણ વ્યથામાં વિદ્યાર્થી તીર્થરામ પોતાનું એકાન્તિક જીવન ગાળતા હતા.

આમ કરતાં કરતાં ચાર વર્ષ પૂરાં થવા આવ્યાં. એ ચાર વર્ષ દરમ્યાન કૉલેજના આચાર્યોની એમણે પુષ્કળ કૃપા સંપાદન કરી હતી. એક આચાર્યનું વ્યાખ્યાન વગેરે લખી આપવાનું કામ પોતે કરી આપતા, એટલે કૉલેજની અર્ધી ફી એ આચાર્ય આપતા હતા અને ધીરે ધીરે કૉલેજના મુખ્ય આચાર્યે એમની બધી ફી માફ કરવાની ગોઠવણ કરી હતી. તેના બદલામાં પણ તીર્થરામ તેમનાં વ્યાખ્યાન લખી આપવાનું કામ કરી આપતા. આવી-

રીતે નિર્વાહ ચાલ્યા કરતો અને પોતાનો અભ્યાસ ઉત્સાહભર્યે હૃદયે આગળ ચલાવ્યે જતા હતા.

પરંતુ દૈવની ગતિ વિચિત્ર છે. વિદ્યાર્થી તીર્થરામને આવી તપોમય અવસ્થામાં પ્રત્યેક વર્ષે ઉત્તીર્ણ થવારૂપી જે ઉત્સાહ પ્રાપ્ત થયા કરતો હતો, તેમાં દૈવે કાંઈ આ વર્ષે બીજીજ ઘટના કરવી યોગ્ય ધારી હતી. ચાર વર્ષના અભ્યાસ પછી બી. એ. ની પરીક્ષામાં તેઓ વિજયી ન થઇ શકયા; એટલે વિપત્તિઓ ઉપર વિપત્તિઓનો ઉમેરો થયો.

એમનું લગ્ન લગભગ ૧૦ વર્ષની નાની ઉંમરમાંજ થયું હતું, તેથી પત્નીની ઉંમર પણ અત્યારે એમના જેટલીજ—લગભગ સત્તરેક વર્ષની હતી. લાહોરમાં આગળ અભ્યાસ કરવા એ પોતાના પિતાજીની ઈચ્છાવિરુદ્ધ આવ્યા હતા, એ આપણે જાણીએ છીએ. એમનાં પત્ની જ્યારે વયમાં આવ્યાં ત્યારે એમને પોતાને સાસરે રહેવું પડતું; પરંતુ ગોસ્વામી હીરાનંદજીએ બાલકપરના રોષને લીધે, જરા ઉતાવળીઆ થઇ, તીર્થરામનાં પત્નીને પણ લાહોર મોકલી દીધાં. આ વાત બોર્ડિંગમાં રહેવા ગયા તે પહેલાંની છે. પત્નીની સાથે રહેતી વખતે ઘરનું ભાડું, પોતાનાં પુસ્તકો અને ફ્રીની સગવડ, પોતાનો અને પોતાની સ્ત્રીના નિર્વાહનો ખર્ચ એ બધું કેમ પૂરું થતું હશે, એનો વાચક પોતેજ વિચાર કરી લેશે; પરંતુ એમનાં પત્ની ત્યાં લાંબો સમય રહ્યાં હોય એમ લાગતું નથી. ભગત ધન્નારામપરના પત્રોમાં તો કોઇ ઠેકાણે એનો ઈસારો પણ જોવામાં આવતો નથી. એફ. એ. ની પરીક્ષા આપ્યા પહેલાંની આ વાત છે; કારણ એવી ઉપાધિઓથી કંટાળીને પોતાના માસાને એક પત્રમાં પોતે લખે છે કેઃ—"મારી સૌથી મોટી આવશ્યકતાઓ એકાંતસ્થાન અને સમયની છે. હે પરમાત્મન્! પરિશ્રમી મન, એકાંત સ્થાન અને એકાંત સમય, આ ત્રણ વસ્તુઓની કદિ મારે માટે ખોટ ન પડવા દઈશ. માસાજી! આવોજ મારો સંકલ્પ છે. આગળ ઉપર તો પરમેશ્વર જેવો ધણી છે."

આવી ઇશ્વરપ્રાર્થનાઓ અને પરિશ્રમનું એમને એ ફળ મળ્યું કે એફ. એ. ની પરીક્ષામાં પોતે પ્રથમ નંબરે આવ્યા; અને સ્કૉલરશિપ પ્રાપ્ત કરી.

હવે આપણે તેમની આત્મશ્રદ્ધાની સામે ડોકીઆં કરતી નિર્ધનતાને જોઇએ. એકવાર પુસ્તકોમાં થોડું ધાર્યા કરતાં વિશેષ ખર્ચ થઈ જવાથી આપત્તિ આવી પડી. આવતા આખા મહિનાનો હિસાબ કરી જોયો તો રોજના ત્રણ પૈસાવડેજ નિર્વાહ કરવો પડે તેમ તેમને જણાયું. પહેલાં તો

જરા ગભરાયા; પણ પછી આશ્વાસન પામીને બોલી ઉઠયા કેઃ–" કાંઇ ફિકર નહિ. પરમાત્મા મને ઘડીને મજબૂત કરવા ઇચ્છે છે. કાંઇ ચિન્તા નહિ. અનેક માણસોને રોજના બે ત્રણ પૈસા પણ ખાવા માટે મળતા નથી." આમ વિચાર કરી રોજ સવારે બે પૈસાની અને સાંજરે એક પૈસાની રોટલી વીશીમાંથી લેવાનો વિચાર રાખ્યો. પંજાબમાં દાળરોટલીની બ્રાહ્મણની દુકાનો હોય છે, તેમાં રોટલીના પૈસા લેવાય છે અને દાળ તેની સાથે મફત અપાય છે. આમ ગોસ્વામી તીર્થરામે બે પૈસાની રોટલી સવારે અને એક પૈસાની સાંજરે ખાઇને મહિનો વીતાવવો શરૂ કર્યો; પણ વીશીવાળે ગજબ કર્યો. બીજે કે ત્રીજે દિવસે જ્યારે સાંજરે એક પૈસાની રોટલી લેવા તીર્થરામ ગયા ત્યારે દુકાનવાળાએ કહ્યું કે:–"એક પૈસાની સાથે દાળ તમે રોજ મફત ખાઇ જાઓ છો. બેચાર પૈસાની રોટલી હોય તોજ દાળ મફત આપીએ. આજ તો લઇ જાઓ પણ કાલથી એક પૈસાની રોટલી નહિ મળે." આવી સ્થિતિ જોઇને વિદ્યાર્થી તીર્થરામે ત્યાર પછી ત્રણે પૈસાની દાળરોટી સવારમાં એકજવાર ખાઇ લઇને આખો મહિનો વીતાવ્યો. લેખવિસ્તારના ભયથી આવા આવા દરિદ્રતા અને દુઃખના અનેક પ્રસંગો એમના પત્રોમાં જે સ્થળે સ્થળે ભર્યા છે તેનો ઉલ્લેખ નથી કરતા; પરન્તુ એ બધામાં એમની પરિશ્રમશીલતા અને ઇશ્વરપર પરમ શ્રદ્ધાનો આપણને પરિચય થાય છે. એમના આ સમયના જીવનમાં વૈરાગ્યની છાયા પણ આપણે સ્પષ્ટ જોઇએ છીએ. એક પત્રમાં તેઓ લખે છે કે:–"પરમાત્માનું સ્વરૂપ અદ્ભુત ચમત્કારોનો સમૂહ છે. જેમ પેલું રાત્રિનું પક્ષી કોઇની નજરે નહોતું પડતું, છતાં તેના અવાજમાત્રથી તેને આવ્યું સમજતા હતા, તેના જેવાંજ સંસારનાં સુખ છે."

આમ કરતાં કરતાં એમણે બી. એ. ની પરીક્ષા આપી; પણ તેમાં પાસ ન થયા. પરીક્ષા આપીને પોતાના ગુરુજીને લખે છે કેઃ—" પરમ દહાડે મુખપરીક્ષા છે, તેમાં મને બહુ ભય છે." આખરે એમનો એ ભય સાચો પડયો; પરન્તુ તે સમયની સ્થિતિ જોતાં એમ જણાય છે કે એ વર્ષની પરીક્ષામાંજ કાંઇક એવો વિચિત્ર ફેરફાર થયો હતો, કે જેથી બીજા પણ અનેક સારા સારા વિદ્યાર્થીઓ નાપાસ થયા હતા; અને જેને જરાયે આશા નહોતી તેવા પાસ થઇ ગયા હતા. ગોસ્વામીજી તીર્થરામ કેવળ અંગ્રેજીના પ્રશ્નપત્રમાં ત્રણ માર્કસને માટેજ નાપાસ થયા હતા. તીર્થરામ જેવા નિપુણ અને પરિશ્રમશીલ વિદ્યાર્થીના નાપાસ થવાથી કૉલેજના પ્રિન્સી-

પાલ અને બીજા અધ્યાપકોને પણ આશ્ચર્ય થયું હતું. એમના પ્રશ્નપત્ર બીજી વાર જોવા માટે એમણે ઘણો પરિશ્રમ કર્યો; પણ તે વ્યર્થ ગયો. અંગ્રેજી વર્તમાનપત્રોમાં પણ એ સંબંધે ઘણો ઉહાપોહ થયો હતો. એ વર્ષથી પંજાબ વિદ્યાપીઠમાં એવો નિયમ થયો કે વિદ્યાર્થીના બધા વિષયના માર્કનો સરવાળો કરતાં જો પાંચ માર્ક ઓછા જણાય તો તે પૂરા કરી તેમને પાસ કરવા. આથી ભવિષ્યના વિદ્યાર્થીઓને લાભ થયો; પણ તીર્થરામને તો સહન-જ કરવું પડયું.

આ વિપત્તિથી તીર્થરામજીના સુકોમળ ચિત્તપર ભયંકર આઘાત પહોંચી તેમને બહુજ લાગી આવ્યું. ભવિષ્યને માટે ચિન્તાનો જાણે પર્વત સામો આવીને ઉભો હોય એવું તેમને લાગ્યું. શિષ્યવૃત્તિ પણ બંધ થઇ. હવે વિદ્યાભ્યાસ ચાલુ રાખવા માટે સાલભરની ફી, પુસ્તકો અને ભોજન વિગેરેના ખર્ચની શી વ્યવસ્થા કરવી, એની મોટી ચિન્તા થઈ પડી. આવી વ્યાકુલ અવસ્થામાં એકવાર એમણે એમના નિત્યના સહાયક પોતાના માસા પંડિત રઘુનાથ મલ્લને પત્ર લખ્યો કેઃ–"માસાજી ! જો તીર્થરામ પોતાની ઈચ્છાનુસાર અભ્યાસ નહિ કરી શકે, તો સમજજો કે આ સંસારમાંથી બહુ જલ્દી એ ચાલ્યો જશે." એક તરફ માસાજીને આ પ્રમાણે ઉદ્વેગવશ થઇને પત્ર લખ્યો અને બીજી બાજુ પોતાની નિત્યવિધિ પ્રમાણે પરમાત્માની ઉપાસના કરવા માંડી. હ્રદયમાં કોઇ પણ રીતે શાંતિ ન થઇ એટલે કોઈ એકાન્ત સ્થાનમાં જઈ ફાટતે હ્રદયે પ્રાર્થના કરવા માંડી. તે વખતની સ્થિતિનું એમણે પોતેજ એક પ્રસંગે વર્ણન કર્યું છે. તેઓ કહેછે કેઃ—

" નાપાસ થયાની વાત સાંભળતાંજ રામના મનપર વજ્રાઘાત થયો. તેનું હ્રદય ફાટકી ગયું હોય એમ લાગ્યું. શું કરવું તેનું કશુંએ ભાનજ રહ્યું નહિ. માસાજીને પણ ઉદ્વેગનો માર્યો રામ સંસારમાંથી લોપ થઈ જશે, એવો ચિન્તાજનક પત્ર લખી નાખ્યો. કોઈ ઠેકાણે શાંતિ નહોતી લાગતી. પિતાજી તો પ્રથમથીજ ગુસ્સે હતા અને કોઈ પણ જાતની સહાયતા નહોતા કરતા. ઉપરાંત કુટુંબનો ભાર પણ રામને માથે નાખવા વારંવાર તૈયાર થતા હતા. કાંઈ પણ સહાય કોઈની પાસેથી મળશે એવી શ્રદ્ધા પણ તે વખતે નહોતી રહી; તેમ એવો સંભવ પણ દેખાતો નહિ. આશ્વાસન એકમાત્ર પરમાત્માનુંજ હતું, એટલે એકાન્તમાં જઇને ઈશ્વરનું ધ્યાન ધરીને આક્રંદ કરતાં કરતાં પ્રાર્થના કરવા માંડી. હ્રદયમાં શોકનો અગ્નિ બળતો હતો અને નેત્રમાંથી

આંસુની ધારા વહેતી હતી.

**त्वमेव माता च पिता त्वमेव, त्वमेव बंधुश्च सखा त्वमेव ।**
**त्वमेव विद्या द्रविणं त्वमेव, त्वमेव सर्वं मम देवदेव ॥**

હે પ્રભુ! તમેજ મારાં માતાપિતા, તમેજ બંધુ અને તમેજ મિત્ર છો! વિદ્યા પણ તમેજ છો ને દ્રવ્ય પણ તમેજ છો; હે મારા દેવાધિદેવ! મારૂં સર્વસ્વ આપજ છો!

આમ રોતાં રોતાં આંખો લાલચોળ થઇ ગઇ. આંસુઓથી વસ્ત્ર પણ પલળી ગયાં. આવાંજ બીજાં હજારો કરુણાપૂર્ણ વાકયો બોલતો જતો હતો અને વિલાપ કરતો હતો. છેવટે અત્યંત વિગલિત ચિત્તથી નીચેની પ્રાર્થના કરીઃ-

"[1]કુંદન કે હમ [2]ડલે હૈ, જબ ચાહે તૂ [3]ગલા લે;
[4]બાવર ન હો તો હમકો, લે આજ આજમા[5] લે.
જૈસે તેરી ખુશી હો, સબ નાચ તૂ નચા લે;
સબ [6]છાન-બીન કર લે, હર [7]તૌર દિલ [8]જમા લે.
રાજી હૈં હમ ઉસીમેં, જિસમેં તેરી [9]રજા હૈ;
યહાં [10]યૂંભી વાહવાહ હૈ, ઔર [11]વૂંભી વાહવાહ હૈ. ૧
યા દિલસે અબ ખુશ હોકર, કર હમકો પ્યાર પ્યારે;
યા તેગ [12]ખેંચ [13]જાલિમ! ટુકડે ઉડા હમારે.
જીતા રખે તૂ હમકો, યા [14]તનસે [15]સિર ઉતારે;
અબ રામ તેરા આશક, કહતા હૈ યૂં પુકારે.
રાજી હૈં હમ ઉસીમેં, જિસમેં તેરી રજા હૈ;
યહાં યૂંભી વાહવાહ હૈ, ઔર વૂંભી વાહવાહ હૈ." ૨

અર્થઃ—હે પ્રભુ! અમે તો કુંદનના ટુકડા છીએ; તારી મરજીમાં આવે ત્યારે ગાળી જો; અને વિશ્વાસ ન હોય, તો ભલે આજેજ એની અજમાયશ કરી લે. તારી ખુશીમાં આવે તેમ અમને નાચ નચાવી લે, બધી રીતે તપાસી જો, હરેક રીતે ખાત્રી કરી લે; અમે તો તારી જેવી ઇચ્છા હોય તેમ રહેવામાં

૧ સોનું ૨ ઢાળેલા કકડા ૩ ગાળી લે ૪ નિશ્ચય, વિશ્વાસ ૫ અજમાવી લે ૬ તપાસ ૭ રીતે ૮ ખાત્રી કરી લે ૯ મરજી ૧૦ આમ ૧૧ તેમ ૧૨ તલવાર ૧૩ જુલ્મી ૧૪ શરીરથી ૧૫ મસ્તક

રાજી છીએ. અહિં તો આમ પણ વાહવાહ છે અને એમ પણ વાહવાહ છે.(૧) અંતઃકરણથી પ્રસન્ન થઈને અમારા ઉપર પ્રીતિ કર અથવા હે જુલ્મગાર ! તલવાર ખેંચીને અમારા ટુકડે ટુકડા ઉડાવી દે. અમને જીવતા રાખ અથવા ધડથી મસ્તક જૂદું કરી નાખ. આ તારો ભક્ત રામ હવે તો પોકારી પોકારીને કહે છે કે, અહીં તો આમ પણ વાહવાહ છે અને એમ પણ વાહવાહ છે. ( ૨ )

## પ્રકરણ ૫ મું—વિદ્યાર્થીજીવન અને જ્ઞાનનિષ્ઠા

"ભાઇ ! ઉપાસના તો એનું નામ છે કે જેમાં જીભને તો શું હાલવાનું હોય, પણ શરીરનાં હાડકાં અને નાડીઓ સુદ્ધાંનાં પરમાણુએ પરમાણુ હલમલી જાય."

" આંસુથી ભરેલાં નયને + + + બળતા હૃદયથી જે ઉપાસના કરવામાં આવે તો એવું કયું પાપ છે કે જે ધોવાઇ ન જાય ?"

સોનેકા ગઢ છોડ કર, ધસું ન કાંટે બીચ;
હીરે મોતી ફેંક કર, લેઉં ન માટી કીચ.

" હવે તો દયા ! હે રામ ! હવે દયા ! હું ભૂલ્યો ! હું ઉડ્યો !
હું પડ્યો ! હું ગયો ! હું મર્યો ! હવે દયા, હે રામ ! હવે દયા કરો !"

સ્વામી રામતીર્થ

ઉપાસનાની મહત્તા ઉપર પ્રમાણે નિર્વાણકાળની એક માસ પહેલાંજ લખેલા " ઉપાસના " નામના લેખમાં સ્વામીજી સ્વહસ્તે લખી ગયા છે, એનો સાક્ષાત્ અનુભવ વિદ્યાર્થીઅવસ્થામાં પોતે કર્યો હતો. બી. એ. માં નાપાસ થયા પછી, પોતાની દુર્બળતારૂપી પાપ ધોવા માટે પાછલા પ્રકરણમાં જણાવી ગયા તેમ સાચા હૃદયથી તીર્થરામે પરમાત્માની પ્રાર્થના કરી.

નિર્દોષ બાળક ધ્રુવની પ્રાર્થના જે સર્વવ્યાપક વિષ્ણુ પરમાત્માએ સાંભળી હતી; જે કાનોમાં ભક્ત પ્રલ્હાદની ભક્તિનો ધ્વનિ પહોંચ્યો હતો; દ્રૌપદીના કરુણક્રંદને જે કર્ણકુહરોમાં પ્રવેશ કર્યો હતો; ગ્રાહગ્રસિત ગજેન્દ્રની વિનતિ જ્યાં પહોંચી હતી; એજ કરુણામય કર્ણોએ નવયુવક તીર્થરામનો આર્ત્ત-નાદ પણ સાંભળ્યો. ભગવાન તો આજ પણ નરસિંહરૂપ ધારણ કરી, માનવ-નાં કષ્ટ હરણ કરવા તૈયાર છે. ખોટ માત્ર પ્રલ્હાદ જેવા ભક્તનીજ છે ! એ પરમ દયાળુ પરમાત્માએ તીર્થરામજીનું વિપત્તિનું વાદળ વિખેરી નાખ્યું. માશાજીનો પત્ર આવ્યો કેઃ—"ભાઈ તીર્થરામ ! ગભરાઈશ નહિ; અભ્યાસ ચાલુ

રાખજે. લાહોર જઇને પુન: કૉલેજમાં દાખલ થઇ જા. હું તને મારાથી બનતી સહાયતા કરતો રહીશ." આટલા આશ્વાસનથી બી. એ. ના વર્ગમાં તેઓ પુન: પ્રવિષ્ટ થયા અને પાછો પૂર્વવત્ એકનિષ્ઠ ચિત્તથી અભ્યાસ શરૂ કર્યો. લાહોર ગયા પછી તો અનેક ઠેકાણેથી સહાયતાનાં ચિન્હો દેખાવા માંડયાં. એક સજ્જને એમને માટે પુસ્તકો ખરીદવા માટે દ્રવ્ય આપ્યું. ખાનગી શિક્ષણ આપવાનું પણ એમને મળી આવ્યું અને કૉલેજના આચાર્યોએ એમની અસહાય અવસ્થા જોઇને પ્રથમના કરતાં વધુ સંભાળ રાખવા માંડી.

ફૉરમૅન ક્રિશ્ચિયન કૉલેજના તે વખતના આચાર્ય ડૉકટર ઇર્વિંગ તીર્થ-રામજીની એ અવસ્થાનું વર્ણન કરતાં કહે છે કે:-"જ્યારે હું પ્રથમજ અમેરિકાથી આ કૉલેજમાં પ્રથમ પ્રિન્સિપાલ થઇને આવ્યો, ત્યારે પ્રથમ વર્ષમાં એક અતિ શાન્ત, સુશીલ અને વિનયસંપન્ન વિદ્યાર્થીને મેં જોયો, કે જેના તરફ મારૂં ચિત્ત સ્વાભાવિક આકર્ષિત થયું. એ વિદ્યાર્થી મને એવો પ્રિય લાગ્યો કે મારાથી એની પ્રશંસા કર્યા વિના રહેવાયું નહિ. એનું શરીર દુર્બળ જોઇને તેને એકાંતમાં બોલાવી કહ્યું કે તમે થોડી કસરત કરતા રહો તો ઠીક; કારણ કે સ્વાસ્થ્ય ઠીક ન રહે તો વિદ્યાભ્યાસ સારી રીતે ન થઇ શકે. તેણે મારા કથન ઉપર ધ્યાન આપ્યું અને એમ કરવાથી એની તંદુરસ્તી જ્યારે વધતી ગઇ ત્યારે એના જેવો કુશાગ્રબુદ્ધિ બીજો કોઇ વિદ્યાર્થી કૉલેજમાં નહોતો. ગણિતમાં તેનો પ્રેમ વિશેષ હતો અને એ વિષયમાં પ્રથમથીજ એની નિપુણતા દેખાઇ આવતી હતી." એક બીજા આચાર્ય પણ એમના વિષયમાં કહે છે કે:-"તીર્થરામની તે સમયની રહેણીકરણી બહુ સાદી હતી. એમના મકાનમાં એક ખાટલો અને તેના ઉપર એક સાદું ગોદડું અને ચાદર પાથરેલાં રહેતાં; પણ સૂવાનું તો તે ઘણે ભાગે જમીન ઉપરજ પસંદ કરતા અને ખાટલા ઉપર તો પુસ્તકોજ પડયાં રહેતાં. ભોજન એ બજારમાંથી લાવીને કરતા. દરિદ્રતાને લીધે દૂધ પણ એમને પૂરૂં મળતું નહોતું અને ઘીની પણ તેમને સગવડ નહોતી. એમનાં વસ્ત્ર તદ્દન સાદાં અને જાડાં કપડાંનાં હતાં; છતાં તેમની સ્વચ્છતામાં કદિ પણ ખામી જોવામાં નહોતી આવતી. કૉલેજ સિવાય ભાગ્યેજ બીજે સ્થળે તે જતા આવતા, તેથી તેઓ કયાં રહે છે, તેની બીજા ઘણાઓને ભાગ્યેજ ખબર હશે. કૉલેજમાંથી આવીને થોડો વખત લખતાવાંચતા, થોડી કસરત કરતા અને પછી એકલા ફરવા નીકળી પડતા અથવા એકાન્તમાં જઈને એક બે માઇલ સુધી દોડયા કરતા હતા."

પોતાની સાદાઇ અને સરળતાને લીધે તેઓ જો કે કૉલેજના આચાર્યોને પ્રથમથીજ પ્રિય થયા હતા અને એ આચાર્યોનું કૉલેજનાં વ્યાખ્યાન લખી આપવા-વિગેરેનું પરચુરણ કામકાજ કરી આપતા તે બદલ એ આચાર્યો તેમને ધનની સહાયતા કરી આપતા; પણ આ વર્ષે તો એક દિવસે કૉલેજના પ્રિન્સિપાલેજ એમને પોતાની પાસે બોલાવીને રૂા. ૫૩ તેમના હાથમાં મૂકયા; પરંતુ "એટલા બધા રૂપીઆની મારે જરૂર નથી. એમાંથી અર્ધી રકમથીજ નભી જશે." એવો એમણે ઉત્તર આપ્યો; પરંતુ આચાર્યે એ દ્રવ્ય એના આપનારનું નામઠામ વગેરે કશું ન કહેતાં લેવાનીજ તેમને આજ્ઞા કરી. બીજીવાર ગણિતના અધ્યાપક મી૦ ગિલ્બર્ટસને પણ પોતાની પાસે બોલાવી રૂા. ૩૦ નું પડીકું બાંધી એમને એમના જાતિઉપયોગ માટે આપ્યું હતું. એ વખતે પણ તીર્થરામજીએ તો એમજ કહ્યું કે:–"મારે આટલા બધા રૂપીઆની જરૂર નથી."

આવી રીતે કૉલેજના આચાર્ય, અધ્યાપકોની તેમજ માસાજી પંડિત રઘુનાથમલ્લની સમયોચિત સહાયતા, ખાનગી ટયુશન અને ભગત ધન્નારામજી-દ્વારા અન્ય સજ્જનો પાસેથી પ્રાપ્ત થતી પુસ્તકો વિગેરેની મદદથી એમણે બી. એ. નો અભ્યાસ ચલાવ્યો હતો; પરંતુ આ બધા સહાયકો ઉપરાંત બીજી પણ એક વ્યક્તિની સહાયતા એમને મળી છે, કે જેને શતશઃ ધન્યવાદ આપ્યા વિના રહેવાતું નથી. કૉલેજના આચાર્યો વિદ્વાન હોઇ, વિદ્યાદાનનું મહત્ત્વ સમજતા હતા અને તેમનું પરચુરણ કામકાજ પણ તીર્થરામજી અવારનવાર કરતા હતા, તેથી તેમની સહાયતામાં કાંઇ ખાસ આશ્ચર્ય લાગતું નથી. પંડિત રઘુનાથમલ્લ પણ એક પ્રકારના વાત્સલ્યધર્મનું પાલન કરતા હતા અને ભગત ધન્નારામજીની પણ એમના પ્રતિ પુત્રસમ મમતા બંધાઇ ગઇ હતી તેથી એ બે સજ્જનોના કાર્યમાં પણ પરોપકારની વિશેષ ભવ્યતા જોવામાં આવતી નથી; પરંતુ કોઇપણ જાતના સ્નેહ કે સંબંધવિના અને કોઇપણ જાતના કહેવાતા ઉચ્ચ શિક્ષણવિના પણ જો કોઇ ગરીબ સ્થિતિવાળા માણસે સંપૂર્ણ નિષ્કામસેવા એ સમયમાં તીર્થરામની કરી હોય તો તે હલવાઇ ઝંડુમલ્લની છે. એ હલવાઇ શાળાપાઠશાળામાં વિદ્યાર્થીઓને પરચુરણ મિઠાઇ વેચવાનું કામ કરી પોતાનો નિર્વાહ ચલાવતો. નિર્દોષ વિદ્યાર્થી તીર્થરામને માટે એને એટલી બધી સહાનુભૂતિ થઇ આવી કે એણે તીર્થરામને હાથ જોડીને વિનતિ કરી કેઃ–"ગુસાંઇજી! તમે મારે ઘેરજ ભોજન લીધા કરજો. તમે એ વિષયમાં નિશ્ચિંત રહેજો અને જો રહેવાનું પણ મારે ઘેર-

જ તમને ફાવે તો વળી મને બહુ ગમશે." આ આગ્રહ એમણે એટલો બધો પ્રીતિપૂર્વક કર્યો હતો કે ભગત ધન્નારામજીને પણ પૂછયાવિના એમણે એ સજ્જનને ત્યાં જમવું શરૂ કર્યું અને અવારનવાર ત્યાં સુઈ પણ રહેતા; એટલુંજ નહિ પરંતુ બીજા સજ્જનોને પણ પોતાના ઘરમાં વગરભાડે રહેવા ઝંડુમલ્લજીએ ગોઠવણ કરી આપી હતી. એકવાર તો તેમણે તીર્થરામને વસ્ત્ર પણ સીવડાવી આપ્યાં હતાં અને આમ તેમને માટે અન્નવસ્ત્ર તથા નિવાસની ચિન્તા રાખી જ્યારે જ્યારે જે જે આવશ્યકતા હોય તેની યથાશકિત તેઓ સગવડ કરી આપતા. મિઠાઇનો ખુમચો ફેરવી, કુટુંબનિર્વાહ ચલાવનારા એક ગરીબ કંદોઇના ચિત્તમાં પણ પરોપકારની કેટલી પ્રબળ વૃત્તિ ! જેનાપ્રત્યે જરાયે સ્વાર્થ નહિ; લેશમાત્ર પણ બદલાની આશા નહિ અને સ્વાભાવિક પરમાર્થવૃત્તિવિના બીજો વિચાર સુદ્ધાંએ જેના હૃદયમાં નહિ; એવા એક ગરીબ માણસની મૂંગી સેવાએ પણ વિદ્યાર્થી તીર્થરામનું નિષ્કામ યજ્ઞમય જીવન બનાવવામાં કેવી સુંદર અસર કરી હશે તે સહેજે સમજી શકાય તેવું છે.

આવી રીતે એ વર્ષ પૂરૂં થયું અને પહેલી પરીક્ષામાં નાપાસ થવાથી, આ વખતે તો એમણે એવી પ્રાણતોડ મહેનત કરી હતી કે પંજાબભરની બી. એ. ની પરીક્ષામાં તેઓ પહેલે નંબરે આવ્યા. ઈ૦ સ૦ ૧૮૯૩ ના માર્ચમાં આ પરીક્ષા આપ્યા પછી પોતે મુરાલીવાલા ગયા હતા. ત્યાં તેમના એક સહાધ્યાયી મિત્રે તેમને એ પરીક્ષાના પરિણામની ખબર આપી કે:—" આપ પંજાબભરમાં પ્રથમ રહ્યા છો અને પહેલા વર્ગમાં આવો છો તેથી બે સ્કૉલરશિપ તો આપને સહેજે મળશે. " આ પરીક્ષાને માટે પોતાને કેવો વિશ્વાસ હતો તે વિષયમાં " વિશ્વાસ " નામના વ્યાખ્યાનમાં પોતે કહે છે કે:—"જ્યારે રામે બી. એ. ની પરીક્ષા આપી ત્યારે પરીક્ષકે ગણિતના પ્રશ્નપત્રમાં ૧૩ પ્રશ્નો આપીને ઉપર એમ લખ્યું હતું કે આ ૧૩ માંથી કોઇ પણ ૯ પ્રશ્ન માત્ર ગણવાના છે; પરંતુ રામના હૃદયમાં વિશ્વાસનું એટલું બધું બળ ઉછળતું હતું કે નિયત કરેલા સમયમાં બધા તેરે પ્રશ્ન ગણીને પ્રશ્નપત્ર ઉપર લખી નાખ્યું કે તેરમાંથી કોઈ પણ નવ પ્રશ્ન તપાસી જોવા. જો કે બીજા વિદ્યાર્થીઓએ તો એ તેર પ્રશ્નમાંથી મહા મુશ્કેલીથી ત્રણ કે ચાર પ્રશ્નનાજ ઉત્તર લખ્યા હતા. "

આવા પ્રબળ વિશ્વાસનું એમને ફળ પણ સારૂં મળ્યું. એમની નિત્યની ધનસંબંધી ચિન્તા દૂર કરવાનું સાધન એમને પ્રાપ્ત થયું. માસિક રૂા. ૧૦-

ની શિષ્યવૃત્તિઓ મળી, એટલે હજુ પણ આગળ અભ્યાસ કરવાનો નિશ્ચય કર્યો. જો આ પરીક્ષામાં આ શિષ્યવૃત્તિઓ ન મળી હોત અને પોતે કેવળ બી. એ. માં સાધારણરીતેજ પાસ થયા હોત, તો સંભવ છે કે પિતાજી અથવા ભગતજીએ તેમને નોકરી સ્વીકારવાનો આગ્રહ કર્યો હોત; પણ પરમાત્માએ એ વિઘ્નને આવી કૃપાવૃષ્ટિવડે દૂર કર્યું. શિષ્યવૃત્તિના રૂા. ૬૦ માંથી ગોસ્વામી હીરાનંદજીને પણ થોડું ઘણું મોકલી શકતા, તેથી તેમણે પણ વાંધો ન લીધો અને એમ. એ. નો આગળ અભ્યાસ કરવા માંડયો.

મિશન કૉલેજમાં એ વર્ષમાં એમ. એ. નો વર્ગ નહોતો, તેથી એમને એ અભ્યાસ માટે ગવર્નમેન્ટ કૉલેજમાં દાખલ થવું પડયું. આ વખતે એમનું વય ૧૯ાા વર્ષનું હતું. જે વર્ષે એમણે બી. એ. ની પરીક્ષા આપી તે વર્ષે પંજાબ યુનિવર્સિટી તરફથી બસો પૌંડની શિષ્યવૃત્તિ આપીને કોઈ વિદ્યાર્થીને સિવિલ સર્વિસની પરીક્ષા આપવા માટે વિલાયત મોકલવાનો હતો. ગવર્નમેંટ કૉલેજના પ્રિન્સિપાલની તીર્થરામને વિલાયત મોકલવાની ઉત્કંઠા હતી; અને એને માટે બીજા આચાર્યોએ પણ મહેનત કરી હતી છતાં કોણ જાણે શા કારણથી એ શિષ્યવૃત્તિ એમને ન મળી.

બી. એ. થયા પછી એમ. એ. ની પરીક્ષા પાસ કર્યા સુધીનાં બે વર્ષ એમણે બહુ વ્યવસાયમાં ગાળ્યાં. મિશન કૉલેજમાં ભણાવવું, ખાનગી શિક્ષણ આપવું, નિરાધાર વિદ્યાર્થીઓને તેમના અભ્યાસમાં સહાયતા કરવી, ભગતજીને પણ સંતોષ આપતા રહેવો, પિતાજીની સાથે ગૃહસંસારની મુશ્કેલીઓમાં ભાગ લેવો, પોતાના પ્રિય વિષય ગણિતશાસ્ત્રના અભ્યાસમાટે પરિશ્રમ કરવો અને તે ઉપરાંત વધતા જતા ધાર્મિક અનુરાગને પોષવા માટે એ વિષયના અનુશીલનમાં પણ તેઓ પ્રવૃત્ત રહેતા. હવે એમને વ્યાયામનો લાભ સમજાયો હતો, તેથી નિયમિત વ્યાયામ પણ કરતા. પોતાના કામકાજમાં અત્યંત નિયમિત રહેતા અને ખાનપાનમાં પણ દૂધ તથા સત્ત્વગુણી આહાર પ્રતિ વિશેષ લક્ષ આપતા. આથી ચિત્ત બહુ પ્રસન્ન રહેતું. એ સમયની દિનચર્યાવિષે ભગતજી ધન્નારામજી ઉપર તેઓ લખે છે કેઃ—

"હું આજકાલ લગભગ સવારે પાંચ વાગે ઉઠું છું અને સાત વાગ્યા સુધી વાંચ્યા કરું છું. પછી શૌચસ્નાન વગેરેથી પરવારી વ્યાયામ કરૂં છું. ત્યારબાદ પંડિતજીના ભણી જાઉં છું. રસ્તામાં પણ વાંચતો રહું છું. ત્યાં એક કલાક પછી જમીને તેમની સાથે કૉલેજમાં જાઉં છું. કૉલેજથી પાછા આવતી વખતે

માર્ગમાં દૂધ પી લઉં છું. ઘેર થોડી મિનિટ આરામ કરીને નદી ભણી જાઉં છું. ત્યાં જઈને નદીને કિનારે લગભગ અર્ધો કલાક સુધી ફર્યા કરૂં છું. ત્યાંથી પાછા ફરતી વખતે શહેરની ચારે તરફ અને બાગમાં ફરૂં છું. ત્યાંથી ઘેર આવીને અગાસી ઉપર ફરતો રહું છું, એટલી વારમાં અંધારૂ થઈ જાય છે. (પણ યાદ રાખજો કે હરતાંફરતાં પણ બરાબર વાંચ્યાજ કરૂં છું.) અંધારૂં થાય છે એટલે કસરત કરૂં છું અને બત્તી સળગાવીને સાત વાગ્યા સુધી વાંચ્યા કરૂં છું. પછી ભોજન કરૂં છું ને પ્રેમ ( જે વિદ્યાર્થીને પોતે ભણાવતા હતા) ના ભણી જાઉં છું. ત્યાંથી ઘેર આવી દશબાર મિનિટ સુધી મારા ઘરમાં લગાવેલી વળી સાથે કસરત કરૂં છું. પછી લગભગ સાડાદસ વાગ્યા સુધી અભ્યાસ કરીને સૂઇ જાઉં છું. મારા અનુભવમાં તો એમ આવ્યું છે કે જો આપણું જઠર નિરોગી હોય તો આપણને અત્યંત આનંદ, પ્રફુલ્લતા, ચિત્તની એકાગ્રતા, પરમાત્માનું સ્મરણ અને અંત:કરણની શુદ્ધિ પ્રાપ્ત થાય છે. બુદ્ધિ અને સ્મરણશક્તિ અત્યંત તીવ્ર થઈ જાય છે. પહેલાં તો હું બહુજ થોડું ખાઉં છું અને બીજું એ કે જેટલું ખાઉં છું તેને સારી રીતે પચાવું છું. ”

વ્યાયામ અને યુકતાહારના લાભવિષે તા. ૨૫–૨–૧૮૯૪ ના પત્રમા પોતાના અનુભવનો ઉપયોગ કરી ભગત ધન્નારામને પણ સલાહ આપે છે કે, “ મહારાજજી ! હવે આપની પ્રકૃતિ કેવી છે ? આપ બને તેટલો વ્યાયામનો અભ્યાસ કરશો અને એક બે દિવસ ઉપવાસ કરશો. હું નિશ્ચય વિશ્વાસ રાખું છું કે આપને અવશ્ય આરોગ્ય પ્રાપ્ત થશે. મારા અનુભવમાં તો એમ આવ્યું છે કે ખાવાપીવાની દવાઓનો વિશેષ ઉપયોગ આપણને હેરાન કરે છે.” વળી પરિશ્રમશીલતાની પ્રશંસા કરતાં તા ૪–૩–૧૮૯૪ ના પત્રમાં તેઓ લખે છે કે:–“ જો આપણે કાંઇ કામ કરવું હોય તો મારા વિચાર પ્રમાણે મનને જરા પણ ચલાયમાન ન થવા દેવું જોઇએ; પરંતુ એ કામ કરવા માટે ઈંદ્રિયોને તો જરા પણ સ્થિર ( નિષ્ક્રિય ) ન થવા દેવી જોઇએ. ”

સાત્વિક ખાનપાન અને નિયમિત વ્યાયામનો લાભ હવે તેમના શરીરપર સ્પષ્ટ જણાવા લાગ્યો હતો, તેથી બી. એ. ની પરીક્ષા પહેલાં જે ઉદ્વેગ ચિત્તમાં હમેશાં રહ્યા કરતો, તે ન રહેતાં હવે તો તેઓ વિકટ પ્રસંગોમાં પણ ચિત્તપર સંયમ રાખી શકતા. ખાનપાનની સાદાઇ સાથે પહેરવેશમાં પણ તેઓ અત્યંત સાદા રહેતા હતા. લાલા વનસ્પતિજી એ વિષયમાં લખે છે કે:–“ગરમી અને વરસાદના દિવસોમાં પણ ગજીનાં સાદાં ધોતિયાં અને કેડિયુંજ

જ પહેરતા અને માથું તો ઘણે ભાગે ઉઘાડુંજ રાખતા. હજામત પણ દેશી પંજાબી ઢબની કરાવતા. બહાર જતા ત્યારે સાદા મલમલનો ફેંટો બાંધી લેતા. મારી સ્મરણશકિત પ્રમાણે તો, એમના માથા ઉપર ટોપી જોવાનો મને કદિએ પ્રસંગ પડયો નથી. શિયાળાની ઋતુમાં કેવળ જાડા કાશ્મીરી પટ્ટુના કોટથી નિર્વાહ કરી લેતા. રાતે પણ બહુ થોડો ઓઢવાપાથરવાનો સામાન વાપરતા. .... .... અંગ્રેજી ઢબનાં કપડાં અને જોડા વાપરવાનું તેમને પસંદજ નહોતું. એક દિવસ મેં એમને કંઇક સંદિગ્ધ અવસ્થામાં જોયા. પૂછતાં માલુમ પડયું કે યુનિવર્સિટીનો વાર્ષિકોત્સવ એક બે દિવસમાં થવાનો હતો. પ્રમાણપત્ર લેવા જવા માટે તેમને એમાં સામિલ થવું પડે એમ હતું. એમણે કહ્યું કે એ વખતે વિલાયતી ઝભ્ભો અને બૂટ પહેરવાં પડશે, કે જે વાત મારી પ્રકૃતિથી વિરુદ્ધ છે. થોડી વાર વિચાર કર્યા પછી એવા નિશ્ચયપર આવ્યા કે એ બન્ને વસ્તુઓ કૉલેજમાંજ થોડીવાર માટે કોઈની પાસેથી માગી લઈને કામ ચલાવી લઇશ. છેવટે એ નિર્ણય પ્રમાણેજ કામ થયું. ચશ્માં તેઓને હમેશાં રાખવાં પડતાં." એમની વ્યાયામ કરવાની પદ્ધતિના વિષયમાં એજ લેખક લખે છે કે:–"એમ. એ. નો અભ્યાસ કરતા હતા, તે સમયમાં એક પ્રકારનો એ વ્યાયામ કર્યા કરતા હતા, જે વ્યાયામ લેખકે એમના સિવાય બીજા કોઇને પણ કરતાં જોયો નથી. એક ખાટલાને ભીંતની સાથે સીધો ઉભો કરી દેતા, પછી બન્ને હાથથી એને પકડીને જેટલો ઉંચે લઇ જવાય એટલો ઉંચકતા અને પછી ધીમે ધીમે નીચે લાવતા. મોઢું બંધ રાખીને બહુ જલદી જલદી ઘણી વાર સુધી આ કસરત કરતા." એમના ભોજનના સંબંધમાં આગળ વધતાં તે લખે છે કેઃ–"ગોસાંઈજીનો આહાર કેવળ દૂધજ કહેવો જોઈએ. કોઇ કોઈવાર દિવસે તેઓ ભોજન પણ કરી લેતા હતા. લગભગ અમારે પાસે પાસે બેસીનેજ ભોજન કરવાનો પ્રસંગ પડતો. મને નથી સાંભરતું કે કોઈવાર એમણે પાતળા પાતળા બે ફુલકા કરતાં વિશેષ ભોજન કર્યું હોય. લાગલાગટ દિવસોના દિવસો સુધી કેવળ દૂધ પીનેજ સંતોષ માનતા હતા. લેખક કોઈવાર એમને મેવો વિગેરે ખાવા માટે આગ્રહ કરતો, તો મારૂં માન રાખવાની ખાતર નામમાત્રજ થોડું ખાઇપી લેતા. ઔષધનું સેવન કરતાં પણ લેખકે એમને કદિ નથી જોયા. હા, કોઈવાર જરા સળેખમ થઇ આવતું તો હિંદુ કારખાનામાંથી એકાદી સોડાની બાટલી પી લેતા. માંસભક્ષણને તો છચોક મહાન પાપ કહ્યા કરતા હતા અને એની વાત કરતાંજ એમને ઘૃણા થઇ આવતી. તેઓ કહેતા કે જો કોઇવાર બજારમાં

ચાલતાં માંસની ક્યાંઇથી ગંધ પણ આવે તો મગજ બહુ લાંબા વખત સુધી ભમ્યા કરતું. આવીજ રીતે માદક પદાર્થોને પણ તેઓ હલાહલ વિષની ઉપમા આપતા હતા. ”

ખાટલાની કસરત એમણે એટલી બધી ઝડપથી કરવાની ટેવ પાડી હતી કે એકવાર કૉલેજના પ્રિન્સિપાલ બેલ અને અન્ય વિદ્યાર્થીઓની સામે એ કસરત કરી હતી. પોતાના ગુરુજીને તા. ૧૭ જુલાઈ ૧૮૯૪ના પત્રમાં તેઓ લખે છે કે:-“તેઓ ( પ્રિન્સિપાલ ) મને જ્યાં વિદ્યાર્થીઓ વ્યાયામ કરતા હતા ત્યાં લઇ ગયા; અને મને વ્યાયામ કરનાર વિદ્યાર્થીઓ દેખાડયા. ત્યાર પછી મને પૂછયું કે તમે કેવી રીતે વ્યાયામ કરો છો ? મેં ખાટલાની કસરત કહી સંભળાવી, એટલે તેમણે એક ખાટલો મંગાવ્યો. મેં એ ખાટલો ૧૬૦ વાર ઉપર ઉપાડી નીચે મૂકયો. તેમણે બીજા વિદ્યાર્થીને ખાટલાની કસરત કરી બતાવવાનું કહ્યું; પણ કોઈ પણ વિદ્યાર્થી વીસથી વધારે વાર ન ઉપાડી શકયો.”

આમ એમની પહેરવેશની સાદાઇનું વર્ણન એમના સહાધ્યાયી લાલા વનસ્પતિજીના અને વ્યાયામનું વર્ણન તેમના પોતાના શબ્દોમાં જોયું. એકવાર પોતાનો એક જોડો ખોવાઇ ગયો, ત્યારે બીજે દિવસે સ્ત્રીનો એક જૂનો જોડો પહેરીને કૉલેજમાં ગયા હતા.

એમના વિદ્યાભ્યાસનો પરિશ્રમ, ખાનપાનની સાત્ત્વિકતા, પહેરવેશમાં સાદાઈ અને શારીરિક સ્વાસ્થ્યનું અવલોકન કર્યાપછી હવે આપણે એમની ઉચ્ચ જીવનની અભિલાષાઓ અને આધ્યાત્મિક પ્રગતિના સંબંધમાં વિચાર કરીએ. બાલ્યાવસ્થામાંથી પરમાત્મદર્શનની જે લગની એમને લાગી હતી, તેમાં પણ ઉત્તરોત્તર વૃદ્ધિ થતી જતી હતી. પોતાના વિદ્યાભ્યાસમાં તેમજ અન્ય વિદ્યાર્થીઓને ભણાવવામાં વિશેષ સમય જતો હોવાથી પ્રથમની પેઠે એકાન્તસેવન નહિ બનવાથી રુદન-આક્રંદ ઓછાં થયાં હતાં; પણ જ્ઞાનનિષ્ઠા વધવા માડી હતી. આ અરસામાં એમણે યોગવાસિષ્ઠ અને ભગવદ્‌ગીતાનો અભ્યાસ કર્યો. એનાથી એમને ઠીક ઉત્સાહ, આનંદ અને મનોબળ મળ્યાં. ભગત ધન્નારામજી પોતાના સ્વભાવ પ્રમાણે વારંવાર તેમનાપર ક્રોધમાં આવી જતા. તેને માટે એમને પોતાની પૂર્વાવસ્થામાં જે દીનતાપૂર્વક પત્રો લખવા પડતા હતા તેવા હવે નહોતા લખતા. ભગતજી શામાટે ક્રોધ કરતા એનું ચોક્કસ કારણ તો જો ભગતજીના પત્રો મળ્યા હોત તોજ જાણી શકાત. તીર્થરામજીના પત્રો જોવા ઉપરથી તો એ વિષે એટલું અનુમાન

થાય છે કે પુસ્તકો વગેરે પાછળ એમને જે ખર્ચ પડયું હતું, તે ભગતજીને નહિ ગમવાથી તેઓ ક્રોધાયમાન થતા. પુસ્તકોમાં ખર્ચ કરવો કેટલો સાર્થક છે, તે વાત ભગતજીના ધ્યાનપર લાવવા માટે તેઓ પોતાના એક પત્રમાં લખે છે કે:–"**મારા અભિપ્રાય મુજબ તો પુસ્તકો ખરીદવામાં કદિ પૈસા સામે ન જોવું જોઇએ. એનો અભ્યાસ કરવાથી આપણને જે લાભ થાય છે, તે તરફ જોતાં પુસ્તકોની કિંમત ગમે તેટલી હોય તોપણ કાંઇ હિસાબમાં નથી. એવા પણ દિવસ હતા, કે લોક નાનાં નાનાં પુસ્તકો હાથે લખાવવામાં સેંકડો રૂપીઆનો ખર્ચ કરતા.**" એક બીજા ભગતજી ઉપરના પત્રમાં તેઓ લખે છે કે:–"આજ આપનો ગુસ્સાભર્યો પત્ર મળ્યો. × × × × હું અત્યંત કાળજીથી બધાં કામ કરૂં છું; છતાં પણ આપ કોઇને કોઇ વાતમાં ગુસ્સે થઇ જાઓ છો. ........આપ એટલા બધા ગુસ્સે થયા પણ મારા હૃદયમાં તો રાઇના દાણા જેટલો પણ ખરાબ વિચાર નથી, તેથી હું તો મારા ચિત્તને વ્યર્થ ચિન્તાગ્રસ્ત નહિ કરૂં; ........હું જાણું છું કે **મારા ચિત્તની નિર્દોષતા આપનાપર અસર કર્યા વિના નહિ રહે**; અને આપ પહેલાંના કરતાં પણ મારાપર વિશેષ પ્રસન્ન રહેશો."

આ પ્રમાણે તીર્થરામજીની સ્થિતિમાં હવે થોડું પરિવર્તન થવા માંડયું હતું. પ્રથમ પોતે હમેશાં ક્ષમાપ્રાર્થનાજ કર્યા કરતા હતા, ત્યારે હવે ગુરુજીનો ક્રોધ શાન્ત કરવા માટે યુક્તિપૂર્વક પત્રો લખતા અને અનેકવાર સીધેસીધો ઉપદેશ પણ આપતા. આવા પ્રકારના તેમજ તીર્થરામની વધતી જતી જ્ઞાનનિષ્ઠાને દર્શાવનારા થોડાક પત્રોનો સારાંશ હવે આપીશું.

"આપ આપના વાસ્તવિક સ્વરૂપપ્રતિ ધ્યાન રાખવાનો પ્રયત્ન કર્યા કરશો; સંબંધીઓની લેશમાત્ર પણ ચિંતા ન કરશો. સત્સંગ, ઉત્તમ પુસ્તકો અને એકાન્તસેવનદ્વારા પોતાના સ્વરૂપમાં નિષ્ઠા થાય છે અને **પોતાના સ્વરૂપમાં નિષ્ઠા રહેવાથી સમસ્ત સંસાર દાસ બની જાય છે.** આપ આપના સેવકને કદિ ન ભૂલશો. સર્વદા કૃપાદૃષ્ટિ રાખશો."

× × × ×

**"......સત્સંગ, ઉત્તમ ગ્રંથ અને ભજનકીર્તન એ ત્રણ વસ્તુઓ ત્રિલોકના રાજા બનાવી દે છે અને આપણો કુસંગ તો પરમેશ્વરને આપણાપર ગુસ્સે બનાવી દે છે; જેને લીધે આપણાપર વિવિધ**

પ્રકારનાં કષ્ટ આવી પડે છે. એકાન્તસેવન અને અલ્પ આહારથી પરમાત્મા સ્વયં આવીને માણુસોનો સંગ સેવે છે. ”

× × × ×

“ આપ જો આપનાથી બને તેટલું એકાન્તમાં અગાસી ઉપર રહેવાની ટેવ પાડશો તો આપને અત્યંત આનંદ પ્રાપ્ત થશે; ને હું પણ એથી બહુ રાજી થઇશ. અગાસીપર બેસીને તત્ત્વવિચારનાં પુસ્તક–યોગવાસિષ્ઠ આદિ વાંચવાથી બહુ લાભ થશે. ”

× × × ×

“ **ભક્તપુરુષો નિર્ધન તથા સાધનરહિત અવસ્થામાં પણ બાદશાહી ભોગવે છે. દ્રવ્યવિના પણ ભક્તિ બન્ને લોકના બાદશાહ બનાવે છે**.........પાણીના પરપોટાની પેઠે મેં મારૂં કામ પૂરૂં કર્યું છે; (નિજાનંદના સમુદ્રમાં અમે અમારા તુચ્છ અહંકારરૂપી પરપોટા ફોડી નાખ્યા છે.) અને એ આનંદસમુદ્રમાં શરીરરૂપી પ્યાલાને અહંકારરૂપી જળબિન્દુરાહત બનાવી દીધો છે.”

× × × × ×

આ ઉપરાંત અન્ય પણ અનેક પત્રોમાં એમની જ્ઞાનનિષ્ઠાનાં દર્શન થાય છે. ભગતજીના ક્રોધને માટે એમને કાંઇ પણ ઠપકો ન આપતાં એમના ચિત્તનું સમાધાન કરવા માટે તેમની ક્ષમા યાચતા રહેવાની સાથે વિનયપૂર્વક સીધો પણ સચોટ ઉપદેશ પણ તેઓ આપતા રહેતા.

હવે સંસારમાંથી એમની ઉપરામતા પણ વધવા માંડી હતી; ગૃહજીવનના ભોગોપભોગપ્રતિ તો કૌમારાવસ્થામાંથીજ એમનું દુર્લક્ષ હતું, તેમાં અત્યારે હવે નિઃસારતા જણાવા માંડી અને યોગવાસિષ્ઠ તથા ગીતાના અભ્યાસથી અનંત જીવનની મહત્તા અને રહસ્ય એમને સમજાઇ આવ્યાં. એક પત્રમાં તેઓ લખે છે કેઃ—

“ આપનો કૃપાપત્ર મળ્યો. બહુ આનંદ થયો. કબીરજીનો નીચેનો દુહો કેવી સુંદર અવસ્થાનું વર્ણન કરે છે !

“ મન ઐસો નિર્મલ ભયો, જૈસે ગંગાનીર;
પીછે પીછે હર ફીરે, કહત કબીર કબીર. ”

વાહ વાહ ! હવે તો પરમાત્માની સાથે અભેદાનુભવની ઝાંખી એમને થવા માંડી; જો કે એ અવસ્થામાં પણ અપૂર્ણભાવ તો હતોજ કે જેનું વિવેચન

આપણે ઉત્તરાવસ્થાના વર્ણનમાં કરશું; તોપણ અત્યારે જે શાંતિથી પોતાનું જીવન તેઓ વ્યતીત કરતા હતા, તેનાં સ્પષ્ટ ચિન્હો ઉપરના પત્રોમાં પ્રતીત થાય છે.

પરંતુ આવી જ્ઞાનમય ઇશ્વરપરાયણતામાં પણ એમના વિદ્યાવ્યાસંગી જીવનની અભિલાષાઓ ઓછી થઇ નહોતી. વિલાયત જવાની શિષ્યવૃત્તિ માટેનો પ્રયાસ તો માત્ર એમણે અન્યના આગ્રહથીજ કર્યો હતો. એ સમયના એક સહાધ્યાયીને એમણે સ્વજીવનની મહત્ત્વાકાંક્ષા જણાવતાં કહ્યું હતું કે:– “ વિલાયત જઇને સિવિલ સર્વન્ટ થવું મને જરાયે પસંદ નથી. હું તો અધ્યાપક થઇશ; અથવા ઉપદેશક. ” જે બહુમૂલ્ય વિદ્યા એમણે પ્રાપ્ત કરી હતી, એનો નોકરી કરી પેટપાલન કરવામાં ઉપયોગ કરવાની એમની ઇચ્છાજ ન હોતી. દીર્ઘપરિશ્રમ અને તપોમય જીવનવડે જે અભ્યાસ એમણે કર્યો હતો, તેનો લાભ સમસ્ત જનસમાજને આપવો એજ એમની ઉત્કંઠા હતી. કૉલેજના અધ્યાપકો અને આચાર્ય તો એમને વિલાયત જવા માટેજ આગ્રહ કરતા હતા; છતાં એમાં પોતે અંતઃકરણથી સંમત નહોતા. સાંસારિક જીવનની મહત્ત્વાકાંક્ષા તો એમનામાં જણાતીજ નહિ. નાની વયમાં લગ્ન થવાથી પત્ની સાથે એમને વિદ્યાર્થીઅવસ્થામાંજ રહેવું પડ્યું હતું અને એક પુત્રનો પણ જન્મ થઇ ગયો હતો; છતાં પણ મહાન ભાવીપ્રારબ્ધના યોગે, એમની વૃત્તિમાં સાંસારિક સુખવૈભવની લાલસાઓ ઉત્પન્ન નહોતી થવા પામી. એક વાર ગવર્નમેંટ કૉલેજના પ્રિન્સિપાલ, પોતે ફરવા ગયા હતા ત્યાં એમને અચાનક મળી ગયા હતા. તેનું સુંદર વર્ણન કરતો અને એમની એ અવસ્થાની મહત્ત્વાકાંક્ષાનું દર્શન કરાવતો પત્ર ટાંકી આપણે આ વિદ્યાર્થીજીવનનું પ્રકરણ અહીં પૂરૂં કરીએ.

“ આજ હું નદી (રાવી) તરફ ફરવા ગયો હતો............એટલામાં ગવર્નમેંટ કૉલેજના પ્રિન્સિપાલ મિ. બેલ ત્યાં આવી ચડયા. સારી રીતે મળ્યા. અનેક પ્રકારની વાતચીત થઇ................પછી મને ગાડીમાં બેસાડયો ને ગાડી શહેર તરફ વાળી. રસ્તામાં મારા અભ્યાસવિષે વાત થઇ. અંગ્રેજી ભાષાની કવિતાની લગભગ સોએક કડીઓ મારે મુખાગ્ર હતી; તે મેં સંભળાવી. ગણિતશાસ્ત્રના સંબંધમાં કહ્યું કે હું એ વિષયનાં ચાર પાંચ પુસ્તકો જરૂર વાંચું છું. વળી અંગ્રેજી સાહિત્યનાં જે પુસ્તકો હમણાં વાંચું છું તે પણ મેં તેમને કહ્યાં. તેઓ બહુ ખુશી થયા. પછી તેમણે મારા પિતાના સંબંધમાં

પૂછ્યું કે તેઓ ધનાઢ્ય છે કે નહિ ? મેં જવાબ આપ્યો કે નહિ. તેમણે પૂછ્યું કે તમારો એમ. એ. ની પરીક્ષા આપ્યા પછી શું કરવાનો વિચાર છે? મેં જવાબ આપ્યો કે મારો પોતાનો કાંઇ વિચાર નથી. જેમ ઈશ્વરેચ્છા હશે તે પ્રમાણે કરીશ. જો મારી કાંઇ ઇચ્છા છે **તો તે એવું કરવાની છે કે જેમાં મારા શ્વાસોચ્છવાસ પરમાત્માની સેવામાં અર્પણ કરૂં. પરમાત્માની સેવા લોકોની સેવા કરવાથી થાય છે.**"

ૐ ! ૐ ! ! ૐ ! ! !

## પ્રકરણ ૬ ઠું—ગૃહસ્થજીવન અને પ્રભુભકિત

"હું તો કેવલ આપનોજ છું. કોઇ પણ વસ્તુને મારી નથી સમજી બેઠો. સાંસારિક દ્રવ્યને એકઠું કરવું, એને હું આનંદનું કારણ નથી સમજ્યો. ઘરેણાં બનાવવાનો કે બીજી કોઇ વસ્તુઓનો સંગ્રહ કરવાનો વિચાર નથી. આપની કૃપાથી ઘરને બદલે વૃક્ષની છાયા, વસ્ત્રોને બદલે વિભુતિ, શય્યાને બદલે ભુમિ અને ખાવાને માટે ભિક્ષાન્ન મળે તોપણ હું અત્યંત આનંદ માનું છું...ભિખારીની પેઠે રહેવાની જો આપ આજ્ઞા આપો તો આ સર્વનો ત્યાગ કરીને હું સાધુઓની પેઠે રહેવાને તૈયાર છું. કૉલેજમાં કામ પણ કરતો રહીશ. ત્યાથી જે મળે તેનો આપની મરજીમાં આવે તેમ ઉપયોગ કરશો. જો વ્યાજબી લાગે તો અમારે ઘેર પણ તેમાંથી આપ્યા કરજો. આ દીન સેવક તો કેવળ કામ કરવાથી અને પરમાત્માને ચિત્તમાં ધારણ કરવાથી એવું સુખ પામે છે કે એને બાહ્યવિષયનાં સુખ, આડંબર કે ઠાઠમાઠની કિંચિત્ માત્ર પણ આવશ્યકતા નથી. મને તો ઇશ્વરનિમિત્ત કામ કરવામાંજ સુખ મળે છે; એ પગારજ પૂરતો છે. મારો એ પગાર જાણે ને આપ જાણો. મારો આત્મા તો એ પદાર્થોથી નથી ઘટતો તેમ નથી વધતો. સર્વદા આનંદરૂપ છે." સ્વામી રામતીર્થ

એમ. એ. ની પરીક્ષા આપી, ત્યાર પછી તીર્થરામજી લાહોરમાં મિશન કૉલેજમાં અધ્યાપકનું કામ કરતા હતા. તે વખતની તેમની મનોવૃત્તિ દર્શાવતો ભગત ધન્નારામજી ઉપરનો આ પત્ર છે. પોતે કેવી મહત્ત્વાકાંક્ષાથી પ્રેરાઇને વ્યવહાર ચલાવતા હતા, તેનું આમાં સ્પષ્ટીકરણ છે. બી. એ. ની પરીક્ષા પછી બે વર્ષ અભ્યાસ કરી ઇ૦ સ૦ ૧૮૯૫ ના માર્ચમાં એમ. એ. માં પાસ થયા. આ ખબર ગોસ્વામી હીરાનંદજી અને ભગત ધન્નારામજીએ સાંભળી; બહુ હર્ષ થયો. પોતાની વિદ્યાર્થીઅવસ્થામાં પણ તીર્થરામજી પોતાના કુટુંબ અને ભગતજીની યથાશકિત સેવા કરવાનું નહોતા ચૂકતા તે

આપણે જોયું છે. ભગતજીને પણ એમના પ્રતિ શિષ્યબુદ્ધિ ન હોતા પુત્ર-વાત્સલ્યની મમતા બંધાઇ ગઇ હતી અને તેથીજ તીર્થરામજીને પોતાની ઇચ્છાનુસાર વ્યવહાર અને ખર્ચ કરવાના બંધનમાં રાખતા હતા. એમની જો તદ્દન નિઃસ્વાર્થ વૃત્તિજ હોત, તો જ્યારે જ્યારે દ્રવ્યસબંધી ભેટ મોકલતાં તીર્થરામજીને વિલંબ થતો, ત્યારે એમને ક્રોધ થતો, માઠું લાગતું અને એના નિવારણને માટે તીર્થરામજીને ક્ષમા માગવી પડતી, અનેક ખુલાસા કરવા પડતા, તેમ કરવું પડત નહિ.

ઇ૦ સ૦ ૧૮૯૫ ના માર્ચ માસમાં પરીક્ષા આપ્યા પછી થોડો વખત ઘેર જઇ આવી પછી લાહોરમાંજ રહ્યા હતા અને કોઇ પણ ઠેકાણે નોકરી-ની જોગવાઇ થાય તે પહેલાં કૉલેજના અધ્યાપકે તેમને ગણિતશિક્ષણનો એક વર્ગ ખોલવાની સલાહ આપી. તે પ્રમાણે એફ. એ. ના વિદ્યાર્થીઓને રૂા. ૧૦ અને બી. એ. ના વિદ્યાર્થીઓને માટે રૂા.૧૫ માસિક ફી મુકરર કરી વર્ગ ખોલ્યો હતો દરમ્યાન એક બીજા અધ્યાપકને પણ ગણિત શિખવવાનું શરૂ કર્યું હતું. આમ પરચુરણ કામકાજથી નિર્વાહ ચલાવી છ માસ લાહોરમાં ગાળ્યા પછી અકટોબર ૧૮૯૫ માં તેમને સિયાલકોટની હાઇસ્કુલમાં રૂા. ૭૭ ના પગારથી નોકરી મળી હતી; પરંતુ એમ. એ. ની પરીક્ષાને માટે જે સખ્ત પરિશ્રમ એમણે કર્યો હતો તેને લીધે શરીરસ્વસ્થતા બગડવાથી થોડા સમય માટે પાછું મુરાલીવાલા જવું પડયું હતું. ત્યાંથી શરીર સારૂં થયા પછી લાહોર આવ્યા એટલે સનાતન ધર્મસભાના સભાસદોએ એમને મંત્રીપદ આપ્યું. આ-જીવિકાને માટે આ છ માસ પણ બહુ કઠિનતાભર્યા ગયા હતા. ગણિતના વર્ગમાં માત્ર એકજ વિદ્યાર્થી ભણવા આવતો હતો; તેથી એ વર્ગ છેવટે બંધ કર્યો હતો. નાણાંની તંગી એટલી બધી રહેતી હતી કે ગુજરાંવાલા જવા માટે રેલ-ભાડાની પણ જોગવાઇ થાય તેમ નહોતી અને રહેવાનું પણ અન્ય સજ્જ-નોના મકાનમાં રાખવું પડયું હતું, કે જ્યાં અનેક અગવડો વેઠવી પડતી હતી. એજ અરસામાં એમને સનાતની વિદ્વાન અને ધુરંધર વક્તા પંડિત દીનદ-યાલ શર્માનો પરિચય થયો હતો.

એકવાર રાવી નદી ઉપર પ્રાતઃકાળમાંજ ફરવા ગયા હતા. ચિત્ત ઈશ્વર-ચિંતવનમાં એટલું બધું નિમગ્ન હતું કે પોતે કયાં ચાલ્યા જાય છે તેનું પણ બહુ થોડું ભાન હતું. માર્ગમાં પક્ષીઓના કલરવ સાંભળીને એકદમ તે ચમકી ઉઠયા અને બોલવા માંડયા કેઃ—“હે કોયલ! હે પોપટ ! શું તમે બંસીવાલાને

જોયા છે ? તમારામાં આ મધુરતા ક્યાંથી આવી ? શું તમે એ આનંદઘન પરમાત્મા પાસેથી આ મધુરતા લઈ આવ્યાં છો ? મને સાચું કહો કે એ મને ક્યારે દર્શન આપશે ? મારાં મનવાચામાં એ મધુરતા ક્યારે રેડશે ? મારૂં જીવન એ શ્યામસુંદરનાં દર્શનથી ક્યારે સફલ થશે ? અરે નેત્રો ! જો શ્યામ-સુંદરનાં દર્શન નહિ કરો તો તો તમારૂં અસ્તિત્વ નકામું છે ! હે હાથ ! જો કૃષ્ણચરણરજનો સ્પર્શ કરીને પવિત્ર ન થાઓ તો એ માંસના ટુકડા વળગેલા રાખીને મારે શું કામ છે ? " આવા વિચાર કરતા કરતા રાવીએ તેઓ જઈ પહોંચ્યા. હજુ સૂર્યોદય થયો નહોતો; આકાશમાં વાદળાં છવાયાં હતાં; મંદ મંદ પવન વહેવા માંડયો એટલે વળી પાછું પરમાત્માનું સ્મરણ થઈ આવ્યું.

" આઈ હવા જબ ઠુમઠુમક, લાઈ બુલાવા શ્યામકા. "

શ્યામસુંદર કૃષ્ણનું સ્મરણ જોરથી થવા માંડયું. "અહા ! કેવાં સુંદર ઘન છાઇ રહ્યાં છે ! આ તે રાવી છે કે યમુના દોડતી જાય છે ! " એમ બોલતા બોલતા એક ઠેકાણે બેસીને ભક્તકવિ જયદેવનો નીચલો શ્લોક ઉચ્ચ સ્વરે ગાવા માંડયા:-

**मेघैर्मेदुरमम्बरं वनभुवः श्यामास्तमालद्रुमै ।**
**र्नक्तं भीरुरयं त्वमेव तमिमं राधे गृहं प्रापय ॥**

ભાવાર્થ:—"આકાશમાં વરસાદ ચડયો છે; વનભૂમિ તમાલનાં વૃક્ષોથી શ્યામ વર્ણ બની ગઇ છે; રાત્રિ પણ થવા માંડી છે; માટે હે રાધાજી ! આ કૃષ્ણ ડરશે તેથી તમે એને ઘેર લઈ જાઓ. "

" કૃષ્ણને ઘેર લઈ જાઓ ! હે રાધા ! એમને તમારા અંતઃપુરમાં લઇ જાઓ " એમ સ્મરણભાવમાં આવતાં આવતાં આક્રંદપૂર્ણ સ્વરે અને અશ્રુપૂર્ણ નેત્રે એ શ્લોક ગાતા હતા. પછી સ્વર ધીમો પડતો ગયો અને શાંત થઈને ભાવનિમગ્ન અવસ્થામાં બે ત્રણ કલાક બેસી રહ્યા. જ્યારે માથાપર સૂર્યનાં કિરણો પડવા લાગ્યાં ત્યારે એ અવસ્થામાંથી જાગૃત થઇને " હે કૃષ્ણ ! હે મુરારિ ! " બોલતા બોલતા ઉભા થયા અને થોડો સમય આમતેમ યમુનાસમાન રાવીને તટે ફરીને ઘર તરફ પાછા વળ્યા. ઘેર પહોંચતાં સુધી આખે રસ્તે રામ નામનો જપ કરતા કરતા, કોઈવાર તુલસીદાસજીનું પ્રસિદ્ધ પદ "જે નર રામનામ લિયે નાહિ; સો નર ખર કૂકર શૂકર સમ વૃથા જિયે જગમાંહી " બોલતા જતા હતા, તો કોઇવાર ગીતગોવિંદનાં લલિતપદો

લલકારતા હતા. ધીરે ધીરે મકાનપર પહોંચ્યા. આમ ભક્તિના આવેગો ઉત્તરોત્તર વધતા જતા હતા અને અવારનવાર વિરહવ્યથાના સંતાપથી એટલું બધું આક્રંદ કરતા કે આખી રાત એ શોકવિલાપમાંજ વીતી જતી.

એમ. એ. ની પરીક્ષા અપાઈ ચૂકયા પછી ઘણા મિત્રોએ એમને કાયદાનો અભ્યાસ કરવાની સલાહ આપી હતી. પિતાજી તથા ભગતજી પણ હવે કયારે પુત્ર જલદી કમાતો થાય, એનીજ રાહ જોતા હતા; પરંતુ તીર્થરામજીના મનમાં તો સાદા નિર્વાહમાત્રથીજ સંતોષ માની વિદ્યાદાન અને જ્ઞાનદાન આપવાનીજ પ્રબળ શુભેચ્છા હતી. બ્રહ્મવિદ્યાની પ્રાપ્તિ, જ્ઞાનદાનની મહત્તા અને બ્રાહ્મણના જે ધર્મ એમણે વેદાન્તવિષયક કાવ્યોમાં વર્ણવ્યા છે, એજ એમનું એ અવસ્થામાં પણ ધ્યેય હતું. બ્રાહ્મણોને સંબોધીને તેઓ કહે છે કે:–

"બ્રાહ્મણો! આપ સીખ લો વિદ્યા, [1]ફિર યહ ઘર ઘર ફિરો [2]પઢાતે જાય;
ઔર [3]કોમેં તુમ્હારે બચ્ચે હૈં, ગર [4]શિકાયત કરેં, વહ સચ્ચે હં."

ભાવાર્થ:–બ્રાહ્મણો! વિદ્યાપ્રાપ્તિ કરો અને પછી ઘેરે ઘેર ભણાવતા ફરો. અન્ય વર્ણ તો તમારાં બાળક છે; એટલે તેઓ તમારે માટે ફર્યાદ કરે તો વાજબી છે.

જ્ઞાનદાનની મહત્તા વર્ણવતાં તેઓ વાસ્તવિકજ લખે છે કે:—

"દાન હોતા હૈ તીન [5]કિસ્મોકા, અન્નકા [6]ઇલ્મકા, વ [7]ઇરફાંકા;
અન્નકા દાન એક દિનકે લિયે, [8]જિસ્મે–બેરૂંકો [9]તકવીયત દેવે.
ઇલ્મકા દાન ઉમર ભરકે લિયે, [10]જિસ્મે–દોયમ કો કર ધની દેવે;
દાન ઇરફાંકા તો [11]અબદ દાયમ, કર [12]સરૂરે–અજલ મેં દે કાયમ.
સબસે બઢ કર તો તીસરા હૈ દાન, દાન ઇરફાંકા, જ્ઞાન હીકા દાન;
પંડિતો! જ્ઞાન દાન દીજેગા, હિંદમેં આમ દાન દીજેગા."

અર્થ:—દાન ત્રણ પ્રકારનું હોય છે; અન્નનું, વિદ્યાનું અને આત્મજ્ઞાનનું. અન્નનું દાન તો એકજ દિવસને માટે હોય છે; કારણ કે માત્ર બાહ્ય–સ્થૂલ શરીરનેજ એ પુષ્ટિ આપે છે. સંસારમાં ઉપયોગી થઈ પડતી વિદ્યાનું જ્ઞાન જીંદગીસુધી ઉપયોગી થઇ પડે છે; કારણ કે તેથી સૂક્ષ્મ શરીર (અંતઃકરણ) ધનિક થાય છે; પણ આત્મજ્ઞાન (બ્રહ્મવિદ્યા) તો નિત્યને માટે સ્થાયી રહે

૧ પછી. ૨ ભણાવતા જાઓ, ૩ બીજી જાતો, વર્ણો ૪ ફરિયાદ. ૫ પ્રકારનું ૬ સંસારના વ્યવહારમાં ઉપયોગી થઇ પડે એવી વિદ્યા અને શાસ્ત્રો. ૭ બ્રહ્મવિદ્યા, આત્મજ્ઞાન ૮ બાહ્ય શરીર, સ્થૂલ શરીર ૯ બલ પોષણ ૧૦ અંદરનું બીજું શરીર; સૂક્ષ્મ શરીર ૧૧ નિત્યને માટે ૧૨ અનાદિ નિજાનંદ

છે; કારણ કે એ તો પોતાના વાસ્તવિક સચ્ચિદાનંદ સ્વરૂપમાં નિત્ય નિવાસ કરાવે છે, એટલા માટેજ સૌથી ઉત્તમ દાન જ્ઞાનનું છે. હે પંડિતો! એટલા માટે જ્ઞાનદાનજ બધાને આપજો. સમસ્ત ભારતવર્ષમાં એ દાનનો પ્રચાર કરજો.

બ્રાહ્મણ કોનું નામ એ વિષયમાં તેઓ પોતાના એક કાવ્યમાં કહે છે કે:—

[૧]કોહ પર [૨]શિવ [૩]નજરકો આતા હૈ, બર્ફકો [૪]આબ કર [૫]બહાતા હૈ;
જિસસે [૬]કૈલાસ હી ન [૭]તાબાં હૈ, [૮]રૌનકકે-બેહર ઔર [૯]બિયાબાં હૈ.
વૈશ્ય, ક્ષત્રિ કો ઔર શૂદ્ર કો, દે હૈ પ્રકાશ [૧૦]કિહ-ઓ-મહતર કો;—
ઓમ આનંદ આત્મા ચૈતન્ય, [૧૧]તીનોં દેહમેં હૈ જો [૧૨]નૂરે અફ્ગન.
નિષ્ઠા ઇસમેં હૈ જિસકી કિ "યહ મૈં હૂં," શિવ હૂં, સૂરજ હૂં ખાસ શંકર હૂં;
[૧૩]રૂએ-આલમ પૈ [૧૪]નૂર-અફ્ગન હૈ, વહ બ્રાહ્મણ હૈ વહ બ્રાહ્મણ હૈ. ૧
મુક્ત [૧૫]ખુદ, દર્શનોં સે મુક્ત કરે, [૧૬]નૂર ઔર [૧૭]જીન્દગીસે [૧૮]ચુસ્ત કરે;
તીન ગુણસે પરે હૈ, પર સબકો, નૂર દેતા હૈ, [૧૯] ખ્વાહ કયા કુછ હો.
જિસકો [૨૦]ફુરસત ન દે કભી પૈસા, બ્રાહ્મણ હૈ વોહી જો હો ઐસા;
ખડા કરતા હૈ, નહીં [૨૧]દસ્તે-દુઆ, હૈ [૨૨]ગની [૨૩]જાત હીમેં વહ ધની હુઆ.
માંગતા [૨૪] ખ્વાબ મેં ભી કુચ્છ ન હૈ, ઉસકી દૃષ્ટિ સે [૨૫] કાંચ [૨૬]કુન્દન હૈ;
[૨૭]વિષ્ણુ કો લાત માર દેતા હૈ, વહી બ્રાહ્મણ હૈ વહી બ્રાહ્મણ હૈ. ૨
તીનોં [૨૮]અજસામ સે [૨૯]ગુજર કર પાર, યાં [૩૦]અદૂ હૈ નહિ ન કોઇ [૩૧]યાર;
[૩૨]હુસનમેં અપને ખુદ [૩૩]દરખશાં હૂં, [૩૪]મિહરે તાબાં હૂં [૩૫]મિહરે તાબાં હૂં.
[૩૬]મિલ્લતેં કયા [૩૭]મજેસે ખાતા હૂં, [૩૮]મૌત ચટની મિર્ચ લગાતા હું;
મેરી કિરણોં મેં હો ગયા [૩૯]ધોકા; [૪૦]આબકા થા [૪૧]સુરાબે-દુનિયા કા.

૧ પર્વત ૨ શિવની સૂર્યની સાથે તુલના કરી છે. ૩ દૃષ્ટિએ ૪ પાણી ૫ વહેવરાવે છે. ૬ કૈલાસપર્વત ૭ પ્રકાશવાન ૮ સમુદ્રની શોભા ૯ અરણ્ય ૧૦ નાના મોટાને ૧૧ ત્રણે શરીર; સ્થૂલ સૂક્ષ્મ અને કારણ ૧૨ પ્રકાશ દેનાર ૧૩ સમસ્ત સંસારની ઉપર ૧૪ પ્રકાશ દેનાર ૧૫ પોતે ૧૬ જ્ઞાનનો પ્રકાશ ૧૭ અનંત જીવન ૧૮ ચૈતન્યમય ૧૯ ગમે તેમ ૨૦ લોભલાલચ ૨૧ હાથ લાંબો કરવો ૨૨ ધનવાન સંતુષ્ટ ૨૩ પોતાના સ્વરૂપમાંજ ૨૪ સ્વપ્ન ૨૫ કાચ ૨૬ સોનું ૨૭ ભૃગુઋષિએ વિષ્ણુના ડાબા અંગમાં અર્થાત્ લક્ષ્મીને લાત મારી હતી. ૨૮ શરીર ૨૯ જઇને ૩૦ શત્રુ ૩૧ મિત્ર ૩૨ પ્રકાશમાં ૩૩ પ્રકાશવાન ૩૪-૩૫ પ્રકાશમાન સૂર્ય મતભેદ ૩૬ સંપ્રદાય ૩૭ આનંદથી ૩૮ મૃત્યુરૂપી ચટણી મસાલો ૩૯ ભ્રમ ૪૦ જળ ૪૧ મૃગજળ

[1]કિલા દુઃખોકા [2]સર કિયા, ઢાયા, [3]રાજ [4]અફલા કોં–મિહર પર પાયા.
[5]હુસ્તે–મુતલક, [6]સરૂરે–મુતલક પર, ઝંડા ગાડા, [7]ફુરૈરા લૈહરાયા.
કુછ ન બિગડા થા, કુછ ન સુધરા અબ, કુછ ગયા થા ન, કુછ નહીં આયા. ૩

અર્થ:–પર્વત ઉપર જે શિવસમાન સૂર્ય દૃષ્ટિએ પડે છે તે હિમાલયના બરફને પાણી કરીને વહેવરાવે છે. એ સૂર્યથી માત્ર કૈલાસ પર્વત પ્રકાશિત થાય છે એમ નહિ, પણ એનાથી સમુદ્રની શોભા વધે છે અને અરણ્યમાં પણ પ્રકાશ પડે છે એ સૂર્ય વૈશ્ય, ક્ષત્રિય અને શૂદ્રનેજ નહિ પણ નાનાં મોટાં બધાંને સરખો પ્રકાશ આપે છે. તેવીજ રીતે "ૐ" ઓમ્ રૂપી આનંદસ્વરૂપ ચૈતન્યમય આત્મા મનુષ્યમાત્રનાં સ્થૂળ, સૂક્ષ્મ અને કારણ એવાં ત્રણે શરીરોમાં (જ્ઞાનનો) પ્રકાશ પાડે છે. એ પરમ આનંદમય આત્મામાં જેની એવી નિષ્ઠા હોય કે "એ હુંજ છું, હુંજ શિવ છું, સૂર્ય છું, સાક્ષાત્ શંકર છું" એજ સમસ્ત સંસારમાં દીપી નીકળે છે અને એજ બ્રાહ્મણ છે, એજ બ્રાહ્મણ છે. (૧)

જે પોતે મુક્ત હોઈને જે બીજાઓને દર્શનમાત્રથી મુક્ત કરે છે; જે જ્ઞાનનો પ્રકાશ અને અનંતજીવનનું ચતન્ય પ્રસારે છે; સત્ત્વ, રજસ્ અને તમસ્‌રૂપી ત્રણે ગુણોથી જે પર હોય છે, છતાં એ ત્રિગુણાત્મક જગતમાં ગમે તે હોય તોપણ બધાને પ્રકાશ આપે છે, જેને લક્ષ્મી કદિ ચંચલતા આપી શકતી નથી, એવો પુરુષજ બ્રાહ્મણ કહેવાય છે. દાન લેવા માટે કદિ પણ જે પોતાનો હાથ લાંબો કરતો નથી; કારણ કે પોતાના નિજસ્વરૂપરૂપી આત્મધનમાં એ ધનવાન બની ગયો છે. સ્વપ્નમાં પણ એ કદિ કશું માગતો નથી, એની દૃષ્ટિમાં તો કાચનો કકડો અને સુવર્ણ સમાનજ છે. ભૃગુઋષિએ વિષ્ણુના ડાબા અંગમાં અર્થાત્ એમના અર્ધાંગરૂપી લક્ષ્મીને લાત મારી હતી. એ ત્યાગનું સ્વરૂપ સમજાવતાં રામ કહે છે, કે વિષ્ણુને પણ જે લાત મારે છે, એજ બ્રાહ્મણ છે, એજ બ્રાહ્મણ છે. ( ૨ )

એ ત્રિપુટીરૂપી ત્રણે અવસ્થાઓની પાર પહોંચીને રહે છે, તેથી જેને આ જગતમાં નથી કોઈ શત્રુ કે નથી કોઈ મિત્ર; કારણ કે એ પોતાના આત્મજ્ઞાનરૂપી પ્રકાશથીજ પ્રકાશિત રહે છે. "હું પ્રકાશવાન સૂર્ય જેવો છું; પ્રકાશવાન સૂર્ય જેવો છું; ભિન્ન ભિન્ન પ્રકારના મતભેદ અને સંપ્રદાય તો મારી ઉજાણીઓ છે

૧ ગઢ, કિલ્લો ૨ જીતી લીધો ૩ રાજ્યસત્તા ૪ આકાશ અને સૂર્ય ૫ સત્યસ્વરૂપ ૬ આનંદસ્વરૂપ ૭ ફરકવા માંડ્યો.

અને મૃત્યુરૂપી લોકપરલોક તો એમાં ચટણીમસાલો છે. મારા આત્મારૂપી સૂર્યનાં કિરણોમાં આ સંસારરૂપી મૃગજલ તો એક ભ્રમણા ઉભી થઈ હતી, દુઃખો નો કિલ્લો તો મેં જીતીને જમીનદોસ્ત કરી નાખ્યો છે; હવે મેં આકાશ અને સૂર્ય ઉપર સામ્રાજ્ય પ્રાપ્ત કર્યું છે. મારા સત્ય અને આનંદસ્વરૂપ ઉપર મેં મારી વિજયપતાકા ચડાવી છે; જુઓ એ ફરકે છે, લહેરાય છે. મારા એ વાસ્તવિક સ્વરૂપમાં કશુંયે બગડયું નહોતું; એમાં કદિ પણ જરાયે વિકાર નહોતો થયો; તેમ એમાં પરિવર્તન પણ કદિ થયું નથી અને સુધારો પણ થયો નથી. મારા સર્વવ્યાપી પૂર્ણ સ્વરૂપમાંથી કાંઈ ગયું પણ નહોતું, તેમ એમાં કાંઈ આવ્યું પણ નથી. (૩)

ગોસ્વામી તીર્થરામના અંતઃકરણમાં તો પોતાના બ્રાહ્મણકુલગોત્ર અને વર્ણની આવી શ્રેષ્ઠ ભાવના ભરપૂર હતી. નોકરી કરી કેવળ દ્રવ્યજ ઉપાર્જન કરવું, એવી ક્ષુદ્રવૃત્તિને એમણે કદિ પણ પ્રાધાન્ય આપ્યું નથી. જ્ઞાનપ્રાપ્તિ અને જ્ઞાનદાનનોજ વ્યવસાય એમના સમસ્ત જીવનમાં સર્વોપરિ સ્થાન ભોગવતો રહ્યો છે.

તીર્થરામજી સિયાલકોટમાં જઈને રહ્યા. ત્યાં પણ એમના એમ. એ. સુધીના અભ્યાસનો, ગણિતમાં પારંગતપણાનો અને સૌથી વિશેષ એમના શુદ્ધ, સરળ અને સદ્ધર્મ જીવનનો પ્રભાવ એવો પ્રસર્યો હતો કે ઉત્તમ શિક્ષકતરીકે વિદ્યાર્થીઓની પ્રીતિ સંપાદન થવા ઉપરાંત ધર્મવિષયક વ્યાખ્યાનોને માટે પણ એમને અનેક નિમંત્રણ આવવા લાગ્યાં હતાં. યોગવાસિષ્ઠ આદિ વેદાન્તગ્રંથોના અવલોકનથી કોઇવાર એમને અદ્વૈતનિષ્ઠા ઉછળી આવતી, તો કોઇવાર દ્વૈતભાવે શ્રીકૃષ્ણચંદ્રની ઉપાસનામાંજ તેઓ નિમગ્ન થઇ જતા. એમના વ્યાખ્યાનમાં લોકોની ભીડ જામતી અને વ્યાખ્યાન પણ ત્રણથી ચાર ચાર કલાક સુધી લંબાતાં. એમની સંન્યાસ અવસ્થામાં વ્યાખ્યાનનો જે પ્રભાવ પડતો, તેની છાયા એ વખતે પણ જોવામાં આવતી. ભક્તિવિષયક વ્યાખ્યાન આપતા ત્યારે શ્રોતાઓને તેઓ પ્રભુપ્રેમમાં એવા તલ્લીન બનાવી દેતા કે શ્રોતાઓનાં નેત્રોમાંથી અશ્રુઓની ધારા વહેવા માંડતી.

શિક્ષકતરીકે નિમાયા પછી સિયાલકોટ જિલ્લામાં એમની ખ્યાતિ વધવા માંડી, તેમ તેમ વિદ્યાર્થીઓની સંખ્યા વધતી ગઈ. એમનું વિદ્યાર્થીઓપ્રતિનું વર્તન અત્યંત માયાળુ હતું. વિદ્યાદાનને માટે એમનાં દ્વાર બધા વિદ્યાર્થીઓને માટે સદાય ઉઘાડાંજ રહેતાં. અસહાય વિદ્યાર્થીઅવસ્થામાં પોતાને જે

કષ્ટ વેઠવાં પડયાં હતાં, તેના સ્વાનુભવની પ્રેરણાથી વિદ્યાર્થીઓને ભણાવવામાં, યોગ્ય સલાહ આપવામાં અને પોતાનાથી બને તેટલી સહાયતા કરવામાં તેઓ કદિ પાછી પાની નહોતા કરતા. તેમની સાદી રહેણીકરણી, વિદ્યાવ્યાસંગી જીવન, ધાર્મિક અભ્યાસમાં અનુરાગ, વેદાન્ત અને ભક્તિનાં વ્યાખ્યાનવડે લોકસમાજમાં પડેલો સાધુતાનો પ્રભાવ અને હ્રદયની સરળતાને લીધે તેઓ સર્વ કોઈને પ્રિય થઈ રહ્યા હતા. લખવાકરવાના કામ માટે બારીની પાસે એક પાટીઆનો કકડો લગાડી તેનોજ ટેબલતરિકે ઉપયોગ કરી લેતા હતા. વિદ્યાર્થી અવસ્થામાં હરતાંફરતાં પણ વાંચ્યા કરવાની એમની ટેવ અત્યારે પણ કાયમ હતી. વિદ્યાર્થીઓને પણ એવીજ સલાહ આપતા કે ઉભા ઉભા વાંચવાથી શરીરમાં લોહીની ગતિ ઠીક રહે છે, આળસ આવતું નથી અને પાચનશક્તિ સારી રહે છે. શરૂઆતમાં આ ટેવ પાડવી જરા અઘરી લાગે છે, પણ અભ્યાસ પાડવાથી પછી એમાં બહુજ આનંદ આવે છે.

વિદ્યાર્થીઓ સાથે વધતા જતા સહવાસના પરિણામે તેમનામાં પણ ધાર્મિક અનુરાગ ઉત્પન્ન થવા માંડયો. એક વિદ્યાર્થીએ એમને સંધ્યાવંદનાદિ શીખવા જવા માટે એક ચિઠ્ઠી લખી. એના ઉત્તરમાં એમણે ઉત્તર આપ્યો હતો કેઃ–" વાહવાહ ! એવા કામમાટે તો મારા ઘરનાં દ્વાર હમેશાં ઉઘાડાંજ છે. તમારી ઇચ્છા થાય ત્યારે મારે ત્યાં આવીને શીખ્યા કરો." એ સમયનો એક વિદ્યાર્થી કહે છે કેઃ–"જ્યારે જ્યારે અમે એમને ઘેર જતા ત્યારે ગોસ્વામીજી હમેશાં વાંચતાજ માલૂમ પડતા. પુસ્તકોથી ઘર ભરેલું હોય એમજ લાગતું. નીચે એકાદ બે સાદડીઓ પાથરેલી રહેતી, જેના ઉપર બેસીને એ રાત્રે વાંચતા. દીવો હમેશાં દેશી તેલનો રાખતા. સુવાનું જમીનપરજ પસંદ કરતા. દિવસે જ્યારે જોયા હોય ત્યારે ઉભા ઉભા કે હરતાફરતા વાંચતા માલૂમ પડતા. મળવા આવનારાનો દૂધથી સત્કાર કરતા, એટલુંજ નહિ પણ આગ્રહપૂર્વક દૂધ પાતા. પોતે પ્રાર્થના કે ભજન કરતા હોય, તો આવનારાઓને એમાં સામિલ કરતા અને તે વખતની એમની સહૃદય પ્રાર્થનાના શબ્દો અમારા ચિત્તપર જાદુઈ અસર કરતા. ફારસીમાં તેઓ "દીવાને હાફેઝ" માંથી ગાતા અને " મસ્તવી મોલાના રૂમ " નો અભ્યાસ કરતા. તુલસીદાસજીની વિનયપત્રિકા, સૂરદાસનાં ભજન, જયદેવનું ગીતગોવિંદ વિગેરે ભક્તિવિષયક ગ્રંથો અને યોગવાસિષ્ઠ મહારામાયણ, વાલ્મીકિરામાયણ, ભગવદ્ગીતા, શંકરાચાર્યકૃત વિવેકચૂડામણિ વિગેરે વેદાન્તના ગ્રંથોનું અનુશીલન કરતા. શા-

ળાના સમય ઉપરાન્તનો બાકીનો બધો સમય ધાર્મિક અભ્યાસ, વિનોદ અને ચર્ચામાંજ વીતાવતા હતા. વિદ્યાર્થીઓને પુસ્તકો, ફી વિગેરેને માટે સહાયતા કરતા અને દૂધ પીવાને માટે તો દૂધવાળાને ત્યાં એમનું ખાતું ખુલ્લુંજ રહેતું." આવી કીર્તિના પરિણામે તેઓ હાઈસ્કુલના છાત્રાલયના અધ્યક્ષ નિમાયા હતા. છાત્રાલયમાં પહેલાં એક મુસલમાન અધ્યક્ષ હતા. તેમણે એકવાર ત્યાં ગોમાંસ મંગાવવાથી વિદ્યાર્થીઓની લાગણી દુભાઇ હતી અને તેને પરિણામે તેમને બરતફ કરી ગોસ્વામી તીર્થરામની આગ્રહપૂર્વક નિમણુક કરવામાં આવી. આમ થવાથી વિદ્યાર્થીઓ સાથેનો તેમનો પરિચય ગાઢ અને નિકટવર્તી થઇ ગયો. સવારસાંજ એમને લાંબી સફર કરવાની ટેવ હતી. તે વખતે વિદ્યાર્થીઓને સાથે ફરવા લઇ જતા. રજાના દિવસોમાં તો બહુ લાંબે નીકળી પડતા અને પોતાના ભિન્ન ભિન્ન પ્રકારના જ્ઞાનવિનોદથી વિદ્યાર્થીઓને બહુ આનંદ પમાડતા.

હવે આપણે એમનો આ સમયમાં ધન્નારામજીની સાથેનો સંબંધ તપાસીએ. પોતે અવિવાહિત તેમજ વેદાન્તના અભ્યાસી હોવા ઉપરાંત યોગ માર્ગનો પણ એકાન્તમાં જઇ કેટલોક અભ્યાસ કરી આવેલા હોવાથી "ભગતજી" તરીકેની ધન્નારામજીની ખ્યાતિ વધવા લાગતાં એમણે પોતાના ભંગારાના કામકાજનો અને અખાડાનો ધંધો ઘણા કાળથી છોડી દીધો હતો; અને તેમની આજીવિકા જેઓને તેઓ શિષ્ય માનતા, તેમની મોકલેલી ભેટ-સેવામાંથી ચાલતી હતી. પોતે એકાકી છતાં ભાઇબહેનની પ્રજાને પોતાની માની લઇ, એમના લાલનપાલનમાં પણ તેઓ પ્રવૃત્ત થયા હતા. આમ તેમના વ્યવહારનો વિસ્તાર થતો ગયો હતો. ગોસ્વામી તીર્થરામ તેમનાપ્રત્યે ભાવભક્તિપૂર્વક જેમ જેમ વિશેષ દીનતા, નમ્રતા, સેવાબુદ્ધિ અને આજ્ઞા-પાલકતા દર્શાવતા; તેમ તેમ ભગતજી એમનાપર પોતાનો અધિકાર અને દાબ વધાર્યા જતા હતા. ભગતજીએ અલબત્ત એમની નિરાધાર અવસ્થામાં એક વાલીતરિકે અમૂલ્ય સહાયતા કરી હતી; પરંતુ એવી રીતે જો આધ્યાત્મિક ક્ષેત્રમાં અને સદાચારના વિષયમાં પણ એમનાપ્રત્યે તીર્થરામજીની શ્રદ્ધા-ભક્તિ કાયમ રહી હોત તો પાછળના પત્રોમાં એમને જે ઉપદેશાત્મક વચનો લખવાનો પ્રસંગ આવ્યો હતો તે ન આવત. એક ઠેકાણે ભગતજીનો ક્રોધ દૂર કરવા માટેની યુક્તિઓ દર્શાવતાં તેઓ લખે છે કે:–

"મને બહુ ખેદ થાય છે કે મારે આવી નકામી દલીલો આપવામાં

કાળક્ષેપ કરવો પડે છે; × × × × × તમારા ગુસ્સાનો ભય જો મને ન હોય તો હું આમ નકામો વખત કદિ ન જવા દઉં. આપ જો મને આપનો દાસ સમજીને મારાં વાક્યોપર શુદ્ધ નિશ્ચય રાખો તો કેવું સારૂં ?"

આ પત્રમાં ઉલટો પોતે એમને પોતાનામાં વિશ્વાસ રખાવવાનો આગ્રહ કરે છે; પણ ભગતજીની સાંસારિક મમતા ઓછી થાય તેમ નહોતી. તીર્થરામજીના ખર્ચમાટે તેમને એ વારંવાર ઠપકો આપ્યા કરતા હતા. જે ગરીબ વિદ્યાર્થીને પેટપૂરતું ખાવાનું પણ નહોતું મળતું, તેમને માટે તેમજ ઉપયોગી પુસ્તકો ખરીદવા માટે તીર્થરામજીને જે ખર્ચ કરવો પડતો, તે ભગતજીને ગમતો નહિ. એકવાર એવાજ પ્રસંગને લીધે ભગતજીને તેઓ લખે છે કેઃ—

"આપ સેવકપર ગુસ્સે થયા છો..................મને લાગે છે કે આજકાલ આપને તાણ રહેતી હશે; આપ આજ્ઞા આપો તો કાંઇ મોકલું; આપ સેવકપર કોઈ પણ રીતે ગુસ્સે ન થશો. આ સાલ મેં એક પણ એવું પુસ્તક નથી ખરીદ્યું કે જે મારી વાર્ષિક પરીક્ષામાં ઉપયોગી ન હોય. પહેલાં એ ટેવ મારામાં હતી; પણ હવે આપની કૃપાથી દૂર થઇ છે. ખર્ચ અલબત્ત મારે ઘણું થઇ જાય છે, પણ હું પ્રયત્ન કરૂં છું કે થોડું થાય. દૂધ વગેરેમાં ખર્ચ થાય છે."

આ બે પત્રો એમ. એ. ના અભ્યાસકાળના છે. તેમને રૂા. ૬૦ ની શિષ્યવૃત્તિ મળતી હતી. એને બિચારા ભગતજી તો પગારજ સમજતા હતા અને વારંવાર રૂપિયાની માગણી કરતાં કરતાં ગુસ્સે થઇ જતા; છતાં તીર્થરામજીએ પોતાનું સૌજન્ય અંતપર્યંત સાચવ્યું છે; જો કે યોગ્ય સમયે યથાર્થ શબ્દોમાં સૂચના કે ઉપદેશ આપવાનું તેઓ ચૂકયા નથી. ભગતજીને કુસંગની બાબતમાં ચેતવણી આપતાં તા. ૨૯–૫–૧૮૯૪ ના પત્રમાં તેઓ લખે છે કેઃ—

"કુસંગ કે જેને ફારસીમાં "કોહે–સંગ" અર્થાત્ પથ્થરનો પહાડ કહેવો યોગ્ય છે, તે આપણી ઉન્નતિપ્રાપ્ત ઉડનારી પાંખોની ઉપર પડીને આપણને હમેશાં ચૈતન્યહીન બનાવી દે છે અને જાણે આકાશમાંથી આપણને આપણા ભારને લીધે પોતાની સાથે નીચે અને નીચે લઇ જાય છે. આપ જો ભગવદ્ગીતાના અર્થનો એક ભાગ ધીમે ધીમે વિચારપૂર્વક આજના દિવસોમાં વાંચો તો મને બહુ આનંદ થશે."

આ પ્રમાણે સીધી રીતે લખવા છતાંય આ પ્રકરણના પ્રારંભના પત્રમાં જોઇ ગયા તેમ, એમણે પોતાના જીવનને માટે દ્રવ્યસંચયની જરા પણ લા-

લસા રાખીજ નથી. પોતે કષ્ટ વેઠીને પણ કુટુંબીજન તથા ભગતજીની સેવા માટે દ્રવ્ય મોકલ્યા કર્યું છે; તેમ છતાં સહાનુભૂતિ અને વિદ્યાપ્રેમનું બળ એમના રોમેરોમમાં ભર્યું હતું, તેને આવા કૌટુંબિક સ્વાર્થો કેવી રીતે અટકાવી શકે ? સિયાલકોટમાં વિદ્યાર્થીઓને બને તેટલી સહાયતા કરવામાં માસિક રૂા. ૭૭ ની રકમમાંથી પણ ઘણી રકમ ખર્ચાઇ જતી અને એને માટે ભગતજીના ક્રોધપાત્ર થવું પડતું. એમના પ્રિયપાન-દૂધપ્રતિ તો એમનો ખાસ પક્ષપાત હતો. દિવસોના દિવસોસુધી દૂધપર નિર્વાહ કરીને રહેતા. તા. ૨૩-૧૨-૧૮૯૪ ના પત્રમાં એ વિષે તેઓ લખે છે કેઃ—

" અનાજ ખાધાને આજ આઠ દહાડા થઇ ગયા છે; કેવળ દૂધજ પીઉં છું. પૂરા ત્રીસ માઇલનું ચક્કર લગાવી આવ્યો છું; પણ જરાયે થાક માલુમ નથી પડતો. " આમ વખતોવખત દૂધના આહારપર રહી પોતાની પ્રકૃતિમાં બળ અને સાત્ત્વિકતાનો વધારો કરતા, મળવા આવનારાઓનો દૂધપાનથી સત્કાર કરતા અને શેરીનાં બાલકોને દૂધમિઠાઇથી પ્રસન્ન રાખી, એમની સાથે બાળકની પેઠે આનંદ કરતા.

ભોળપણની તો એ સાક્ષાત્ પ્રતિમાજ હતા. નિર્દોષતા એમના જીવનનું એવું તો સ્વાભાવિક અંગ બની ગઇ હતી કે જગતના પ્રપંચોનું એમને ભાન પણ નહોતું. નાણાંની લેવડદેવડમાં અને એના આવકખર્ચના હિસાબની પરવા રાખવાની એમને જરાયે ટેવ નહોતી. હાથમાં નાણું આવતાંવેંતજ જે જે આવશ્યકતાઓ તે વખતે દેખાય તમાં તેનો ખર્ચ કરી નાખતા અને આથીજ ભગતજીને તથા મુરાલીવાલામાં પોતાને ઘેર નિયમિત દ્રવ્ય મોકલી શકતા નહોતા. આવી નિર્દોષતાનું એક દૃષ્ટાંત તે સમયના પરિચિત એક સજ્જન આપે છે કે સિયાલકોટમાં એકવાર એમણે કોઇની પાસેથી રૂા.૧૦) ઉછીના લીધા હતા, તે લીધા પછી જેટલા મહીના ત્યાં રહ્યા, તેટલા વખતમાં દરેક મહિને પગાર આવતાં એ રૂપીઆ જાણે પહેલાં આવ્યાજ ન હોય તેમ દરમહિને મોકલાવ્યા કરતા ! પેલા છ મહિના સુધીમાં છગણા પૈસા ઠંડે પેટે હોઇયાં કરી જનારા લેણદારની લાયકી તો આપણે પણ ભૂલી જઇએ એજ વાસ્તવિક છે.

સિયાલકોટના નિવાસદરમ્યાન એમની ધાર્મિકતાની વિખ્યાતિ થવા માંડી હતી; અને સ્થળે સ્થળે સનાતનધર્મસભાઓમાં તેમજ અન્ય સ્થળે પણ એમને વ્યાખ્યાનમાટે નિમંત્રણ થતાં અને લોકો અત્યંત ઉત્સાહ, પ્રીતિ

અને શ્રદ્ધાપૂર્વક એમનાં વ્યાખ્યાનો સાંભળતા. ઉપરાંત સિયાલકોટના જિજ્ઞાસુઓ તેમજ સંતપુરુષો પણ એમની પ્રતિભાસંપન્ન વ્યક્તિથી આકર્ષાયા હતા. ત્યાંના એક મુસલમાન મહાત્માના વિષયમાં એકવાર તેમણે પોતાના એક ભક્તને એવો ઉલ્લેખ કર્યો હતો કે:– સિયાલકોટમાં એક મસ્તફકીર રહેતા હતા, જેમના ગુરુ મહાન જ્ઞાની અને સમર્થ વ્યક્તિ હતા. તેઓ સુફી હતા. ૮૫ વર્ષ જેટલું લાંબું આયુષ્ય એમણે ભોગવ્યું હતું; પણ કોઈએ તેમને નમાજ પઢતાં કોઈવાર જોયા નહોતા; તેમ રોજા પણ રાખતા નહોતા. એકવાર બીજા મુસલમાનોએ તેમને કહ્યું કે:–'સાંઇ સાહેબ! ચાલો આજ તો આપ નમાજ પઢવા પધારો. એકવાર તો ચાલો.' આ સાંભળીને તેઓ સૌની સાથે પ્રસન્નતાપૂર્વક મસ્જિદમાં ગયા અને નમીને નમાજ પઢતાં પઢતાં સિજદા કર્યાં અને ત્યાર પછી ત્યાંને ત્યાંજ નિશ્ચેષ્ટ થઈ ગયા; દેહનું મૃત્યુ થયું અને ચૈતન્ય પોતાના તત્ત્વસ્વરૂપમાં લય પામી ગયું! કેટલી તદાકારતા! કેટલી અભેદભાવના!

સિજદે મેં ગિર પડે, તો ઉઠના હરામ હૈ,
સર કો હિલાઉં કિસ તરફ, હર રગમેં રામ હૈ.

આવી ઉત્તમ અદ્વૈતપરાયણતાના સંસ્કારો એમનામાં સિયાલકોટમાં પણ ખીલતા ચાલ્યા હતા. છાત્રાલયના અધ્યક્ષ રહીને પણ એમણે વિદ્યાર્થીઓની અત્યંત પ્રીતિ સંપાદન કરી. એમના ગણિતશાસ્ત્રના અભ્યાસની તો વિદ્યાર્થીઓમાં એવી અદ્ભુત વાતો થતી કે:–"સિયાલકોટમાં એક એવા શિક્ષક આવ્યા છે, જે ગમે તેટલી મોટી રકમના હિસાબો મોંએજ ગણી આપે છે." એમની આ મહત્તાને લીધે પણ વિદ્યાર્થીઓની સંખ્યા હાઇસ્કુલમાં તેમજ છાત્રાલયમાં બહુ મોટી થઇ ગઈ હતી; પણ ભાવીનું નિર્માણ એમને વિશેષ વિશાળ ક્ષેત્રમાં લાવવાનું હતું, તેથી ત્યાં ઓકટોબર ૧૮૯૫ થી એપ્રીલ ૧૮૯૬ જેટલા સાત મહિનાના નિવાસ પછી મિશન કૉલેજમાં ગણિતના સહાયક અધ્યાપકતરિકે કામ કરવા લાહોર પાછા આવ્યા. સિયાલકોટમાંથીજ એમની એ નિમણુક થઇ ચુકી હતી. મિશન કૉલેજના ગણિતના અધ્યાપક બે વર્ષની રજા ઉપર વિલાયત જવાના હતા, તેથી તેમની જગ્યાએ કામ કરવા માટે ત્યાંના આચાર્યે એમની માગણી કરી હતી, જે તેમણે સ્વીકારી લીધી અને માસિક રૂા. ૧૫૦) ના પગારથી ત્યાં કામ કરવા માંડયું. જે કૉલેજમાં રહીને પોતે બી. એ. સુધીનો અભ્યાસ કર્યો હતો, જે કૉલેજના આચાર્ય

અને અધ્યાપકોનાં સહાનુભૂતિ અને સહાયતાનો આશ્રય લઇને આટલી અવસ્થાએ પહોચ્યા હતા અને પોતાની વિદ્યાર્થી અવસ્થામાં પણ અધ્યાપકોની ગેરહાજરીમાં વિદ્યાર્થીઓને ભણાવતા રહ્યા હતા, તેજ સ્થાનમાં પોતે અધ્યાપક બન્યા. એમના આગમનથી વિદ્યાર્થીઓ બહુ પ્રસન્ન થયા. એમના સાદા, સદ્ધર્મી અને સુશીલ જીવનની છાપ કંઇ ઓરજ પડતી. પ્રસન્ન મુખમુદ્રા, પ્રેમાળ પ્રકૃતિ અને ઉત્સાહપૂર્વક અપાતા શિક્ષણથી વિદ્યાર્થીઓ એમના પ્રતિ સ્વાભાવિકજ આકર્ષાતા હતા. તેમના આવતાવેંતજ બી. એ. ના બધા વિદ્યાર્થીઓએ ફરજીઆત વિષયતરિકે ગણિતનો વિષય લીધો. અહીં આવ્યા પછી તો એમની રહેણીકરણી અને ગૃહસ્થાશ્રમની આયવ્યયપદ્ધતિ પ્રથમના કરતાં પણ વિશેષ ઉદાર થતી ગઇ. એજ સાલમાં તેઓ યુનિવર્સિટીમાં મેટ્રીકના પરીક્ષક નિમાયા, એટલે ત્યાંથી પણ તેમને સારી રકમ પ્રાપ્ત થતી. લાહોરમાં આવ્યા પછી તેમણે સુતરમંડી નામની ગલ્લીમાં એક સારૂં મકાન ભાડે રાખ્યું અને ઘેર જઇને સ્ત્રીપુત્રને પોતાની સાથે લઇ આવી ગૃહસ્થાશ્રમના અનુભવ લેવા માંડયા. ગોસ્વામી તીર્થરામની ઉંમર આ વખતે ત્રેવીસ વર્ષની હતી. એમનાં પત્ની પણ એમના જેટલીજ ઉંમરનાં હતાં. આ વખતે એમને ચારેક વર્ષનો મદનમોહન નામનો એક પુત્ર હતો અને થોડા અરસામાં સુભદ્રા નામની એક પુત્રીની પ્રાપ્તિ થઇ હતી. લાહોરમાં આવીને સ્ત્રી બાળકો સાથે અત્યારે સ્થાયી થયા, ત્યારથીજ ખરી રીતે એમના ગૃહસ્થજીવનનો પ્રારંભ થયો, એમ કહીએ તો ખોટું નથી. એમ. એ. ના અભ્યાસકાલ દરમ્યાન પણ એમનાં પત્નીને કોઇ કોઈવાર એમના પિતાશ્રી લાહોરમાં મૂકી જતા; પરંતુ તે દરમ્યાન પોતાના અભ્યાસ ઉપરાંત બીજી બાબતો તરફ એમણે વિશેષ ધ્યાન આપ્યું હોય એમ જણાતું નથી. કૌટુંબિક સ્વજનોનાં સુખપ્રતિ માત્ર પોતાનાથી બને તેટલી પોતાની શિષ્યવૃત્તિમાંથી સહાયતા મોકલવા ઉપરાંત બીજી વિશેષ કાળજી તેઓ રાખતા નહિ, એમ ભગતજી ઉપરના એ સમયના તેમના તા. ૧-૬-૯૬ ના પત્ર ઉપરથી સમજાય છે. એ અરસામાંજ તેઓ વિશ્વવિદ્યાલયના મેટ્રીકની પરીક્ષાના પરીક્ષક નિમાયા હતા અને પ્રશ્નપત્રો જોવા બદલ રૂા. ૩૫૦ મળ્યા હતા. ( જુઓ તા. ૨૭-૫-૧૮૯૬ નો પત્ર. )

આ પ્રમાણે રૂા. ૧૫૦ ની ચાલુ માસિક આવક ઉપરાંત પરીક્ષકતરીકેની આવક થવા છતાં પણ એમનો જીવનક્રમ તો જેવો નેતેવોજ રહ્યો હતો.

પુસ્તકો ખરીદવાં, દૂધ પીવું અને પાવું, વિદ્યાર્થીઓને સહાયતા કરવી અને વધે એટલું ભગતજીને તથા પિતાજીને મોકલી આપવું, એવી અર્થવ્યવસ્થા હતી. પત્ની અને પુત્ર પ્રતિ તેઓ માયાળુ રહેતા, છતાં તેઓને પોતાના જેવીજ સાદી, સરલ અને સાત્વિક રહેણીકરણીનું શિક્ષણ આપતા. ધનવૈભવ અને ઇંદ્રિયવિલાસ એ જેમ એમના જીવનનું લક્ષ્ય નહોતું, તેમ ગૃહસ્થાશ્રમમાં નિત્યને માટે બદ્ધ થઇ રહેવાની પણ તેમની ધારણા ન હતી. એમના સહાધ્યાયી લાલા વનસ્પતિજી એ સમયની એમની હકીકત આપે છે, તે ઉતારી આ પ્રકરણને અહીંજ પૂરૂં કરીએ. લાલાજી કહે છે કેઃ—

"x x x મકાનના મોટા ઓરડામાં એક મોટું તાકું હતું, જેનો નીચેનો ભાગ બહુ આગળ નીકળેલો હતો. એના સાથી નીચેના ખાનાના એ આગળ નીકળેલા ભાગપર એક કપડાનો ટુકડો પાથરી રાખતા. જ્યારે જરૂર પડે ત્યારે એનો લખવા માટે મેજતરિકે ઉપયોગ કરતા અને લાગલાગટ બબ્બે કે ચાર ચાર કલાક સુધી એનાપર પુસ્તકો ઉઘાડાં રાખીને વાંચ્યા કરતા હતા. ...............મિત્રોનો ભોજનસત્કાર તેઓ દૂધથીજ કરતા હતા............... ગોસ્વામીજી રજાના દિવસોમાં પોતાને વતન જતા હતા; જો કે તેઓ કોઇપણ રીતે પોતાના ગૃહસ્થાશ્રમથી બેદરકાર નહોતા રહેતા, છતાં લેખકે તો એમનાં ભાષણો અને ચિત્તવૃત્તિ ઉપરથી ધારી લીધું હતું કે સંભવિત છે કે એ ઉપાધિઓમાંથી તેઓ સત્વર મુક્ત થઇ જાય."

## પ્રકરણ ૭ મું–ગૃહસ્થાશ્રમ અને વેદાન્તનો અભ્યાસ તથા આત્મસમર્પણ

" રામ જ્યારે ગણિતનો અધ્યાપક હતો ત્યારે ગણિતનાં ઉદાહરણ એટલી ઝડપથી ગણતો હતો કે જેટલી ઝડપથી એ લખી શકાય. બહુ સરલતાથી એ ગણી કહાડતો. એનું કારણ એ હતું કે ગણિતના ભિન્ન ભિન્ન નિયમોને એણે એટલી હદ સુધી યાદ કરી રાખ્યા હતા કે જાણે એ બધા આંગળીઓના ટેરવાપર હાજર હોય. રામનો અભ્યાસ એટલો બધો ઉત્તમ પ્રકારનો હતો કે દૃષ્ટાંતતરીકે ૧૮ આંકડાની સંખ્યાના ૧૭ આંકડાની સંખ્યા સાથેના ગુણાકારની રકમ તરતજ મોંએજ કહી દેતો. આમ શાથી થતું ? —અભ્યાસથી. " સ્વામી રામતીર્થ

ગોસ્વામી તીર્થરામની ગણિતવિદ્યામાં કેટલી નિપુણતા હતી, એ

એમના ઉપરના કથન ઉપરથી પણ સિદ્ધ થાય છે. લાહોરમાં આવીને મિશન કૉલેજમાં અધ્યાપક થયા, એટલે અત્યાર સુધી પાઠશાળાના વિદ્યાર્થીઓને ભણાવવામાં એમના એ વિદ્યાના ઉચ્ચ શિક્ષણનું જ્ઞાન ગુપ્ત રહ્યું હતું, તેનો લાભ વિદ્યાપીઠના ઉચ્ચકક્ષાના વિદ્યાર્થીઓને હવે મળવા માંડયો. બી. એ. ના બધા વિદ્યાર્થીઓએ એમના એ જ્ઞાનથી આકૃષ્ટ થઇને પોતાના ફરજીઆત વિષયતરિકે ગણિતનો વિષય લીધો.

છતાં એમના અધ્યાપક પદની કીર્તિ કરતાં એમનાં ઈશ્વરભક્તિ અને જ્ઞાન-નિષ્ઠાનાં ગૌરવ વિશેષ ઓજસ્વી હતાં. સનાતનધર્મસભા સાથેના સંબંધને લીધે ઠેકઠેકાણેથી એમને વ્યાખ્યાનને માટે નિમંત્રણ જેમ સિયાલકોટમાં આવતાં હતાં, તે અહીં આવ્યા પછી વધવા માંડયાં. વિખ્યાત વ્યાખ્યાતાઓ પંડિત દીનદયાળ, પંડિત ગોવિંદરામ શાસ્ત્રી અને પંડિત જવાલાપ્રસાદ જેવા વિદ્વાનોનો એમને સમાગમ થયો અને પરસ્પર પ્રીતિ બંધાઇ. પંડિત દીનદયાલનાં શ્રદ્ધા અને ભકિતવિષયક વ્યાખ્યાનોની એમના ચિત્ત ઉપર બહુ અદ્ભુત અસર થઇ હતી. વેદાન્તનાં પુસ્તકો એમણે વાંચ્યાં હતાં ખરાં, પણ હજુ એના ઉપર મનન કરવાનો પ્રસંગ નહોતો પ્રાપ્ત થયો.

શ્રીમદ્ભગવદ્ગીતાનું ગોસ્વામીએ અધ્યયન કર્યું, ત્યારથી શ્રીકૃષ્ણ-ભકિતનો એમનામાં અદ્ભુત આવિર્ભાવ થયો હતો. વિદ્યાર્થીઅવસ્થામાં જે કરુણ રુદનઆક્રંદદ્વારા યમુનાસમાન રાવીને કિનારે ફરતાં ફરતાં, કે પોતાના મકાનમાં એકાન્તમાં, ઇશ્વરદર્શનની અભિલાષાઓ માટે પ્રાર્થ-નાઓ કરેલી, એનું જોર હવે વધવા માંડયું. હોશિયારપુરના વકીલ લાલા અયોધ્યાપ્રસાદજી લખે છે કેઃ– જે ગલીમાં પોતે રહેતા હતા, ત્યાં કોઈ વિદ્વાન પંડિત વાલ્મીકિરામાયણની કથા કરતા હતા. પંડિતજી કથા એટલી બધી રસભરીરીતે કહેતા હતા કે શ્રોતાઓ પ્રેમમાં નિમગ્ન થઇને કથાના વિષયમાં તદાકાર થઈ જતા અને સર્વત્ર અનુપમ અને અલૌકિક શાંતિ પ્રસરી રહેતી. આ કથામાં ગોસ્વામીજી પણ કોઈ કોઇ વાર જતા. એક દિવસ કથામાં ભગવાન રામચંદ્રજીને બોલાવવા માટે ભરતજી અરણ્યમાં ગયા છે તે પ્રસંગ આવ્યો. ભરતજીનો પોતાના પૂજ્ય પ્રિય બંધુને અયોધ્યા-માં આવી રાજ્યકારભાર સંભાળી લેવાનો વિનય અને ભગવાન રામચંદ્ર-જીનો ધર્મ અને સત્યપરાયણ રહી વનવાસ ભોગવવાનો નિશ્ચય; એ પ્રસંગ આવ્યો ત્યારે એ નિશ્ચય સાંભળી ભરતજીએ પણ બ્રહ્મચર્યવ્રત ધારણ કરી

રામચંદ્રજી પાછા ન ફરે ત્યાંસુધી વનવાસ વેઠીને તપ કરવાની પ્રતિજ્ઞા કરી. કથાનો આ પ્રસંગ સાંભળી ગોસ્વામી તીર્થરામે બાળકની પેઠે છાતીફાટ રડવા માંડયું. અશ્રુઓની ધારા વહેવા માંડી. પંડિતજીની કથા બંધ પડી. શ્રોતાઓનું ધ્યાન ભક્તિ અને પ્રેમની સાક્ષાત્ મૂર્તિ તીર્થરામ ભણી ગયું. લોકોએ તેમને બહુ સમજાવ્યા. પંડિતજીની કથા કરતાં ગોસ્વામીજીના વિરહ-પ્રેમથી શ્રોતાઓના અંતઃકરણમાં ભક્તિનો મહાસાગર ઉછળી રહ્યો. હે રામ! શું કિષ્કિંધા નગરીનાં રીંછવાનર કરતાં પણ હું નીચ? મને દર્શન કયારે આપશો? હે કૃષ્ણ! કુબડી કુબજા કરતાં પણ મારો અધિકાર નીચો છે? હે ભગવાન! હવે કયાંસુધી વિયોગ રખાવશો? આપનાં દર્શન થાય તો ચૂલામાં પડે આ વિદ્યા! રાખમાં જાય આ ઇજ્જત! ભાડમાં પડે આ શરીર! આમ કહેતાં કહેતાં ખૂબ રડયા; અને મહામુશીબતે શાંત પડયા; તથા ભગવતી મીરાંબાઈની ભજનની નીચેની લીટીઓ બોલી ઉઠયા કેઃ—

> "પ્રેમ આંસુ ડાર ડાર, અમર બેલ બોઇ;
> × × × ×
> અબ તો બેલ ફૈલ ગઇ, જાને સબ કોઇ;
> અબ તો એક રામનામ, દૂસરા ન કોઇ."

વાહવાહ! હવે તો વાત ફેલાઈ ગઇ; અત્યાર સુધી ગુપ્ત રાખેલી અંતર્ગત ભક્તિ પ્રગટ થઇ ગઇ. ત્યાર પછી ધીરે ધીરે વિરહદગ્ધ હૃદયે ઘેર આવ્યા અને એજ ભજનને અનેકવાર ગાયું. વેદના વધવા માંડી; આંખમાંથી અશ્રુઓની ધારા ચાલી રહી. "હે ભગવાન! હવે કયાંસુધી સતાવશો? કયાંસુધી વિયોગ રખાવશો? હે પ્રભુ! દયા કરો. હે કૃપાળુ! દર્શન દો; મારાં નેત્રને કૃતાર્થ કરો; મારા જીવનને સાર્થક કરો" એમ કરતાં કરતાં છાતીફાટ રુદન કરતા હતા. એટલામાં કોઈ ભક્ત ત્યાં ચડી આવ્યો. ગોસ્વામીજીની આવી પ્રેમવિહ્વલ સ્થિતિ જોઇને એ તો બિચારો દિગ્મૂઢ જેવો બનીને બેસી રહ્યો; ગોસ્વામીજી થોડીવારમાં બેહોશ થઇ ગયા. ભક્તે તેમની સારવાર કરી પોતાની જાતને ધન્ય માની. પોતાનું આવે ઉત્તમ સમયે આવવું સફલ થયું એમ એને લાગ્યું. થોડીવારે તીર્થરામજી સાવધાન થયા અને વળી પાછું રુદન ચાલ્યુંઃ—"હે પ્રભુ! કયાંસુધી મારી સાથે છલકપટ રમશો? આમને આમ કેટલોક કાળ ચાલ્યો જશે? હે પ્રભુ! આપ કયાં છો? આપ શામાટે દૂર રહો છો? મારા પર દયા કરો! દર્શન દો! ઓ દયાળુ પરમાત્મા! ઓ મનમોહન કૃષ્ણ! ઓ

ઘનશ્યામ ! આ જીવનને આપનાં દર્શન ન થાય તો વ્યર્થ છે. કરુણાલુ ! કૃપા કરો, દયા કરો," આવો વિલાપ સાંભળી પેલા ભકતે સાંત્વન આપવા જરા એટલું કહ્યું કે ગોસાંઇજી ! જેને આપ શોધો છો તે તો આપના હૃદયમાં છે. ગીતાજીમાં સ્વમુખેજ એણે કહ્યું છે કે:–

**सर्वस्य चाहं हृदि सन्निविष्टो ।**

" સર્વના હૃદયમાં હું રહેલો છું "તો એને બહાર કયાંથી બોલાવો છો ? એ તો સૌના હૃદયમાં છે; આપના હૃદયમાં પણ છેજ. આટલું સાંભળતાં તો સ્થિતિ કઢંગી થઇ પડી. બિચારા પેલા ભકતને ભગવાન હૃદયમાંજ છે, એમ કહી શાંતિ પ્રાપ્ત કરાવવાની ઇચ્છા હતી; પણ આવું કહેતાં તો સ્થિતિ ઉલટી વિપરીત થઇ પડી. તીર્થરામજી બોલી ઉઠયા, " વાહ વાહ ! હૃદયમાંજ છે ને ! ત્યારે તો હમણાં દર્શન કરૂં છું " એમ કહેતાં કહેતાં કપડાં ફાડીને નખથી છાતી ચીરવા માંડી; કાળજામાં ઉઝરડા થવા માંડયા, એટલે પેલા ભકતે એમના હાથ પકડી લીધા; અને કહ્યું:–" મહારાજ ! શાંત પડો; ધૈર્ય રાખો ! આપને તો અવશ્ય ભગવાન મળશે. " આમ કહી એણે હાથ મજબુત પકડી રાખ્યા. તીર્થરામજીના શરીરમાં એ વખતે અદ્‌ભુત બળ આવી ગયું હોય એમ લાગતું હતું. નેત્રો ઉઘાડાં હતાં; પણ બહિર્જગતનું ભાન નહોતું. આંખો આંસુઓથી તરબોળ હતી; મુખમુદ્રા લાલચોળ થઇ ગઇ હતી અને બોલતા જતા હતા કે:–" કેમ નાથ ! બહાર પધાર્યા ! થોડો સમય ન આવ્યા હોત તો જોઇ લેત કે આપ કયાં જાઓ છો ! " આમ કહેતા કહેતા બહુવારે શાંત પડયા. ત્યાર પછી લગભગ ત્રણ ચાર દિવસ સુધી બહુ શાંત રહ્યા હતા. કથાના આ પ્રસંગને લીધે હવે તો એ વાત બધે ફેલાઇ ગઇ કે અધ્યાપક તીર્થરામ ગોસ્વામી પરમ ભકત છે. એમના અંતઃકરણમાં પરમાત્માનો વિરહ સર્વોચ્ચ અને ઉત્કટ છે. સનાતનધર્મસભાના સંબંધને લીધે અને બીજી રીતે પણ ધર્મવિષયક વ્યાખ્યાતાતરિકે એમની ખ્યાતિ તો થઇ ગઇજ હતી; પણ આવા પ્રકટ રુદનના પ્રસંગો જ્યારથી વધવા માંડયા ત્યારથી એમના જીવનમાં પણ બહુ મોટું પરિવર્તન થવા માંડયું. કૃષ્ણભકિતનું ઝરણ એમના અંતઃકરણમાંથી બહુ જોરથી ઉછળી ઉછળીને વહેવા માંડયું. સિમલા, અમૃતસર, પેશાવર, સિયાલકોટ વિગેરે અનેક સ્થળે એમનાં જે વ્યાખ્યાનો થતાં હતાં, તેમાં પણ એમના પ્રેમ અને ઇશ્વરભકિતની અમૃતધારાઓમાં

શ્રોતાઓ નિમગ્ન થઇ જતા. વ્યાખ્યાન આપતી વખતે એમનાં અનુરાગપૂર્ણ નેત્રોમાંથી અવિરલ અશ્રુધારા ચાલી નીકળતી. લાહોરમાં ઇશ્કે-ઇલાહી (ઇશ્વરભક્તિ) ઉપર એમનું જે વ્યાખ્યાન થયું હતું, તેમાં તેઓ એટલા બધા પ્રેમાવેશમાં આવી ગયા હતા અને એટલું હીબકી હીબકીને રડયા હતા કે શ્રોતાઓ આશ્ચર્યમુગ્ધ થઇ ગયા. પેશાવરમાં "તૃપ્તિ" ના વિષય ઉપર વ્યાખ્યાન આપતી વખતે તો એમની વિહ્વલતાની સીમાજ નહોતી. રુદન કરતાં કરતાં એટલી બધી વાર મૌન ઉભા રહ્યા કે એમના મુખમાંથી શબ્દજ નીકળતા બંધ થઇ ગયા.

તેમની પ્રેમવિહ્વલ સ્થિતિનું વર્ણન કરતાં એમના પરમ ભક્ત સરદાર પૂરણસિંહ અંગ્રેજી ગ્રંથની પ્રસ્તાવના લખતાંલખેછેકે:—"તેઓઅનેકવાર આખી રાત રડયા કરતા અને સવાર થતાં એમનાં સુપત્નીને એમની પથારીની ચાદર પલળેલી જણાતી. તેમને શું કષ્ટ હતું? શામાટે તેઓ એટલા બધા દુ:ખી હતા? કેવળ સર્વોત્તમ પ્રેમને માટેજ અંત:કરણની ઉત્કટ આકાંક્ષાઓનાંજ એ આંસુઓ હતાં કે જે પ્રેમમાંથીજ અદ્ભુત વિચારોનો પ્રાદુર્ભાવ થયો હતો." ઇશ્વરદર્શનની આવી તીવ્ર જિજ્ઞાસાને લીધે તેઓ અવિરતપણે સાધનામાં મંડયા રહેતા હતા. કૉલેજના સમય ઉપરાંતનો બધો સમય હક્સલે, સ્પેન્સર, કેન્ટ, શૅાપનહોર આદિ ગ્રંથકારોનાં પાશ્ચાત્ય દર્શનશાસ્ત્રોના અભ્યાસમાં, કપિલ, કણાદ, પતંજલિ વગેરે આચાર્યોનાં પૌર્વાત્ય દર્શનશાસ્ત્રોના અને પ્રાકૃત ભક્તપ્રવર કબીર, નાનક, ગોપાલસિંહ, બુલ્લાશાહ, મીરાંબાઇ, સૂરદાસ, તુલસીદાસ અને જયદેવ જેવા સંતોની વાણીઓના સ્વાધ્યાયમાં વીતાવતા. હાફિઝ, મૌલાના રૂમ, શેખસાદી જેવા ફારસી શાયરોની મસ્તીભરી વાણીની મઝા પણ લૂંટતા.

ગૃહસ્થાશ્રમના વ્યવસાયમાં તેમણે જેમ વિશેષ ધ્યાન આપ્યું નથી, તેમ તેનાથી પોતે બેદરકાર પણ રહ્યા નથી. તેમનાં પત્ની વિશેષ સંસ્કારવાળાં નહોતાં; પરંતુ શાંત, આજ્ઞાધીન અને પતિભક્ત હતાં. ગૃહસંસારનું બધું કામકાજ પોતે જાતે સંભાળી લેતાં. ગોસ્વામીજીની અધ્યાપકતરિકેની વિદ્યાર્થીઓપ્રતિની વત્સલતાને લીધે અનેક વિદ્યાર્થીઓ તથા એમની સાધુતાથી આકર્ષાઇ અન્ય સજ્જનો એમને ત્યાં સત્સંગ માટે આવતા, તે બધાંની સાથે, તેઓ બહુ માયાળુપણે વર્તતા. આર્થિક સ્થિતિના સંબંધમાં તો ગોસ્વામીજીનાં દ્વાર અસહાય વિદ્યાર્થીઓને માટે સદા ઉઘાડાંજ હતાં. પગાર આવતાં

તેની તરતજ વ્યવસ્થા થઇ જતી. મહિનાભરમાં ખાસ કરીને ત્રણ વેપારીનાં ખાતાં ચડી જતાં. કોઈપણ વિદ્યાર્થીને અને પોતાને અભ્યાસનાં પુસ્તક જોઇએ, તે પુસ્તક વેચનારાને ત્યાંથી ખાતે મંગાવી લેતા, એટલે એક બુક-સેલરનું ખાતું; બીજું દૂધનો સત્કાર કરવાની ટેવને લીધે દૂધવાળાનું અને પોતાને, ગરીબ વિદ્યાર્થીઓને અને આવતાંજતાં સગાંસંબંધીઓને વસ્ત્રની જરૂર પડે ત્યારે કાપડવાળાને ત્યાંથી કપડાં લેવાનું ધોરણ રાખેલું હોવાથી એ કપડાવાળાનું; એમ ત્રણ દુકાનદારની રકમ સૌથી મોટી થઇ જતી. આ ત્રણ બાબતમાં કોઇપણ જાતનો હિસાબ નહોતો રાખવામાં આવતો અને તે એટલે સુધી કે એમના પિતાશ્રી ગોસ્વામી હીરાનંદજી પણ ઘરખર્ચમાટે દ્રવ્ય લઈ જવા માટે પગારની તારિખેજ જાતે આવી હાજર થતા અને આવશ્યક રકમ લઇ જતા. આમ એમનો આર્થિકવ્યવહાર યદૃચ્છાપ્રારબ્ધ ચાલતો. પગાર આવતાંજ દીન-દુઃખીઓમાં વહેંચાઈ જતો અને ઘેર મોકલવાનું પણ એમને ઘણીવાર યાદ ન રહેતું.આથી ઘણીવાર તેઓ પિતાજી તથા ધન્નારામજીના ક્રોધને પાત્ર પણ થઇ પડતા; છતાં હવે એમના અંતઃકરણની પ્રથમના જેવી સુકોમળ સ્થિતિ નહોતી, તેથી એમને પોતાને ખેદ નહોતો થતો.આવા પ્રકારનું ત્યાગ-મય જીવન તેઓ વ્યતીત કરતા, તે ઉપરથી જે વિરક્ત જીવન પોતે ભવિ-ષ્યમાં વ્યતીત કરવાના હતા, તેનું એમને કંઇક દર્શન થયું હોય તેમ લાગતું હતું અને વિદ્યાર્થી અવસ્થાનાં સ્વાનુભવસિદ્ધ સંકટોનું જાણે અંતઃકરણ-માં સતત સ્મરણ રહેતું હોય, તેમ વિદ્યાર્થીઓ, સત્સંગીઓ અને સંબંધી-ઓ વચ્ચે કોઇપણ જાતનો ભેદભાવ રાખ્યા સિવાય, પોતાના વેતનનો તેમના ઉપયોગ માટે વ્યય કરી નાખતા.

તે વખતના તેમના એક વ્યાખ્યાનનું એક પત્રમાં જે પ્રકારનું વર્ણન આવ્યું હતું, તેનો થોડો સારાંશ વાચકના મનોરંજનને માટે આપીએ છીએ.

“ એક લાંબા મેદાનમાં બે હજારથી પણ અધિક મનુષ્યો એકત્ર થયાં છે, જેમાં ભણેલા અને અભણ, દુકાનદાર અને ખેડુત, તેમજ કૉલેજના વિ-દ્યાર્થીઓ પણ છે. સનાતનધર્મસભા તરફથી આ વ્યાખ્યાનની ગોઠવણ થઇ હતી. મનુષ્યો ધક્કા મારી મારીને પોતાને માટે સ્થાન કરી લેતાં હતાં. ધીરે ધીરે મનુષ્યની સંખ્યા વધી પડી. ગરમીના દિવસો હતા, તેથી લોકો પરસેવાથી પલળી જતા હતા;કોઈકોઇ હાથમાં પંખા લઇને પંખા નાખતા હતા.પાંચસાત મિનિટ સુધી ગડબડ રહ્યા પછી સર્વ મનુષ્ય બેસી ગયાં અને થોડી શાંતિ

થઈ. કૉલેજના વિદ્યાર્થીઓ અને ભણેલા મનુષ્યોએ ઘડીઆળો કહાડીને સમય જોવા માંડયો. લોકો અધીરા થવા માંડયા. એટલી વારમાં એક સજ્જને ઉભા થઈ કહ્યું કે:–"સજ્જનો ! સમય થઈ ગયો છે; આપ શાન્ત થઇ જાઓ; હવે કાર્યક્રમની શરૂઆત થવી જોઇએ. આજના વ્યાખ્યાનનો પ્રારંભ થતાં પહેલાં ગોસ્વામી તીર્થરામ એમ. એ. મંગલાચરણ કરશે. આપ દત્તચિત્તથી શ્રવણ કરશો." એ સજ્જનના બેસી જવા પછી, દુર્બળ શરીરવાળા, ગૌરવર્ણ, શાંતવદન, ૨૩–૨૪ વર્ષની વયના અધ્યાપક તીર્થરામ મંગળાચરણ માટે ઉભા થયા. એમનાં નેત્રમાંથી અદ્ભુત પ્રકાશ પડતો હતો. એમની મુખમુદ્રા-પર ભવ્ય શાંતિ હતી. શરીરે માત્ર એક સાધારણ પહેરણ પહેર્યું હતું અને એક ધોતિયું અર્ધું પહેરેલું અને અર્ધું ખભે નાખ્યું હતું. મનુષ્યોની સંખ્યા પણ હવે વધીને લગભગ ચારથી પાંચ હજાર જેટલી થઇ ગઈ હતી. બધા શાંત થઈ ગયા હતા. ગોસ્વામી તીર્થરામે ૐ, ૐ, ૐ, ના ઉચ્ચાર સાથે પ્રાર્થના કરવા માંડી."

"હે નાથ ! બાળક તો પિતા પાસેજ રડશે અને પોતાના અપરાધ ક્ષમા કરાવશે. એને આપના વિના બીજું કોણ છે કે જેનો એ આધાર લે ? હે પ્રભુ ! પાપને જાણતાં છતાં યે અમારૂં ચિત્ત સદ્ધર્મમાં લાગતું નથી. હજારો મનુષ્યોને નિત્ય મૃત્યુમુખમાં જતાં જોઇએ છીએ, છતાં વિષયોથી વૈરાગ્ય થતો નથી; પણ એ બધું આપનાથી વિમુખ રહેવાનુંજ કારણ છે. હે દયાનિધિ ! આપની કૃપાદૃષ્ટિથી લાખો પાપીઓનો ઉદ્ધાર થાય છે. તો પછી અમારૂં મન આપની તરફ શામાટે નથી વાળતા ? હે કરૂણામય ! આપની પાસે અમે કશુંયે માગતા નથી, ઉલટું એમ ઇચ્છીએ છીએ કે અમારા મનને લઇ લ્યો. એ મન વિચાર કરે તો આપનો; ચિંતવન કરે તોપણ આપનું; સ્વપ્ન જુએ તોપણ આપનું. હે ભગવન્ ! લ્યો, એ મનની આપના ચરણમાં ભેટ ધરૂં છું. શબરીનાં એઠાં બોર પણ આપે સ્વીકારી લીધાં તો શું અમારા મેલા મનની ભેટ નહિ સ્વીકારો ? હે પતિતપાવન ! લ્યો, લઇ લ્યો અમારા મનને. અમારે એનો સંબંધ નથી રાખવો. હે રામ ! સંસારના કાદવમાં ફસાઇને મનુષ્યજન્મરૂપી હીરાને ગુમાવવો એ ઠીક નથી લાગતું. મારાથી હવે એ નથી બનતું. હે પ્રભુ ! આ દીન-પર દયા કરો; પથ્થર થઇ ગયેલી અહલ્યાનો આપે ચરણસ્પર્શ કરીને ઉદ્ધાર કર્યો હતો. કુબડી કુબજાને આપે અદ્ભુત નવયૌવન અને સૌંદર્ય આપ્યાં હતાં. હે રામ ! હવે તો મરૂં છું; નથી સહન થતી આ વેદના. મારૂં ધન પણ તમે,

પિતા પણ તમે, માતા પણ તમે, પુત્ર પણ તમે અને મિત્ર તથા સંબંધી પણ તમે છો. તમને છોડી સંસારના મિથ્યા પદાર્થોને ગ્રહણ કરવાની નીચતા હું નહિ કરૂં."

હરિચન્દ જુ હરિન કે વ્યવહારન,
કાંચન કો લે પરે રખિયેગા;
જિન આંખન મેં તવ રૂપ વસ્યો,
ઉન આંખન સો અબ દેખિયેગા.

અર્થ:—હરિચંદ કહે છે કે હરિના કાંચનરૂપી વ્યવહારને દૂર રાખશો; જે નેત્રોમાં આપનું સ્વરૂપ વસી ગયું, તે આંખોમાંથી હવે આપના વિના બીજું શું જોઈએ ?

"હે નાથ ! આપ કૃષ્ણ કહેવાઓ છો; આપનો વર્ણ કાળો છે; અને અમારૂં અંતઃકરણ પણ કાળું છે, છતાં આપના ભણી શામાટે નથી ખેંચાતું? ............" આટલું બોલતાં બોલતાં તો તીર્થરામજીનો કંઠ રૂંધાઈ ગયો; આંખમાંથી અશ્રુઓની ધારા વહેવા માંડી; ખભાપરના ધોતીઆનો ભાગ આંખો લોતાં લોતાં અશ્રુઓથી પલળી ગયો. શ્રોતાઓ પણ શાંત ગંભીર બની પ્રાર્થનામાં એકાગ્ર થઈ ગયા હતા. વકતાની પ્રાર્થના પૂરી થઇ, એટલે જળથી આંખો ધોઇ, પાણી પી, શાંત થઇને તેઓ બેસી ગયા. "

જેવી રીતે આ પ્રાર્થના કરતાં તેમના ચિત્તની આર્દ્ર સ્થિતિ થઇ ગઇ હતી, તેવીજ અવસ્થા વ્યાખ્યાન આપતી વખતે પણ થઈ જતી;આવી ભકિતમય અવસ્થા આ અરસામાં ચાલતી હતી.

સિયાલકોટમાં એમની લોકપ્રિયતાના વિષયમાં એમના સહપાઠી લાલા વનસ્પતિજી લખે છે કે:—"સિયાલકોટનગરના શિક્ષિત પુરુષો અને પ્રત્યેક સંપ્રદાયના હિંદુઓ એમના અનુવર્તી થઇ ગયા હતા.વિદ્યાર્થીઓને તેઓ સવારસાંજ પોતાની સાથે ફરવા લઇ જતા અને યોગાભ્યાસનાં અંગ શીખવતા. ........ગોસાંઈજીનાં મનોવિનોદનાં કૃત્ય બહુ થોડાં હતાં. સવારસાંજ બગિચામાં અથવા રાવી નદીના તરંગોની પરસ્પર અથડાતી લહરિઓને ધ્યાનપૂર્વક નિહાળતા બેસી રહેતા.અવકાશ મળે ત્યારે મિત્રોને મળવા પણ જતા.મને યાદ નથી કે મેં એમને કોઇ વાર વર્તમાનપત્ર અથવા સાહિત્યનાં અન્ય પત્રો વાંચતા જોયા હોય. હા, કોઈ કોઇવાર ઉર્દુ અને ફારસીના સુફીમતસંબંધી કાવ્યો લેખકને સંભળાવતા.કોઈ કોઇ કવિઓનાં વચનો સાંભળીને તો એમના

મનપર નિસ્તબ્ધતા છાઇ જતી. ગોસાંઇજી વાંચતા તથા વાતો કરતા અને એમાંથી જ્યારે અવકાશ મળતો ત્યારે તત્કાલ આંખો બંધ કરીને મહાપ્રણવ ૐ નો જપ આરંભ કરીને એના ધ્યાનમાં તન્મય થઇ જતા. તેઓ કહેતા કે ચિત્ત પારાના જેવું ચંચલ છે, તેને પ્રતિક્ષણે વશ રાખવું જોઈએ; નહિ તો એ ધૃષ્ટતા કરીને ઢળી પડે છે. માળા ફેરવવાને ગોસાંઇજી બહુ મહત્ત્વ નહોતાં આપતા. તેમનો એવો અભિપ્રાય હતો કે ચિરકાલિક અભ્યાસ પછી આંગળાં ફરે છે; પણ ચિત્ત તો દોડતું ફરે છે.........એક દિવસે મેં ગોસાંઇજીને પૂછ્યું કે આપની હાર્દિક ઇચ્છા શું છે ? તેમણે કહ્યું કે:—આ ભણાવવાનો ક્રમ તો અસ્થાયી છે; સ્ત્રીપુત્રોની આવશ્યકતાને માટે થોડું દ્રવ્ય એકત્ર કરીને પછી દિનરાત સમસ્ત દેશમાં સદુપદેશ આપતા ફરવું, એ મારૂં અંતિમ ધ્યેય છે. જ્યાં જઇશ ત્યાં વિદ્યાર્થીઓને ભણાવીને કેવળ દૂધને માટે થોડું લેતો રહીશ. બીજી કોઇ વસ્તુની મારે જરૂર નથી. ઉપદેશ આપીને આપણા દેશના આત્મિક અંધકારને દૂર કરવો એને હું મારૂં મુખ્ય કર્તવ્ય માનું છું."

લોકહિતની જે ભાવના એમ. એ. ના અભ્યાસ વખતે ગણિતશાસ્ત્ર શીખવવાના રૂપમાં ઉદ્ભવ પામી હતી, તેનો વિકાસ થતાં થતાં, અત્યારે એજ ભાવનાએ ધાર્મિક સ્વરૂપ પકડવા માંડયું હતું. ભક્તિભર્યા ઉન્મત્ત ચિત્તમાં હવે જિજ્ઞાસાનો અગ્નિ પ્રજ્વલિત થયો હતો, પ્રેમની તાલાવેલી વધી હતી,વૈરાગ્યના તરંગોથી ચિત્ત ઉદાસીન રહેતું; રજાના દિવસોમાં મથુરા, વંદ્રાવન જઈને મંદિરોમાં દર્શન કરતા, રાસલીલા જેવા પ્રસંગોમાં છાતીફાટ રુદન કરતા અને ત્યાંના કૃષ્ણભક્ત વિરક્ત સંતોનાં દર્શનસત્સંગ કરતા. પોતાની વૈરાગ્યસાધના સંબંધમાં ફૈજાબાદમાં એક સત્સંગને પ્રસંગે નીચે પ્રમાણે એમણે સ્વમુખે વાત કરી છે:—

" એકવાર રામનું મન બગડયું. લાહોરમાં મકાનની અગાસી ઉપર એ હતો, ત્યાંથી એણે બીજા મકાનમાં કોઇ સ્ત્રીને નગ્નાવસ્થામાં જોઈ; પરન્તુ મનની આવી અવસ્થા જોઇને એણે તો તરતજ છાતી કૂટવા માંડી ને રોવા માંડયું; અને એજ ક્ષણે એવો નિશ્ચય કરી લીધો કે કાં તો મારે જાતે મરવું અથવા મારા મનને મારવું. "

ધન્ય છે એ નિશ્ચયને ! અને એ નિશ્ચયના વર્ણનમાં તરી આવતાં સરલતા, સત્ય અને સમર્પણને ! આવા નિશ્ચયવાન પુરુષને કયો સાંસારિક પદાર્થ

વિઘ્ન કરી શકે ? વિદ્યાર્થીઅવસ્થામાં ગણિતના પ્રશ્નો ગણતી વખતે છરીથી આપઘાત કરવાના પ્રયત્નના જેવોજ આ પ્રયત્ન પણ છે. આ પ્રસંગના ચોક્કસ વર્ષની ખબર નથી, પણ અધ્યાપકકાળમાં વૈરાગ્યની ચઢતી જતી અવસ્થાનો આ પ્રસંગ હશે, એમ સહજ અનુમાન થાય છે.

ઈશ્વરપ્રાપ્તિની ભૂમિકાઓની સ્વામી રામતીર્થે પોતાનાં વ્યાખ્યાનોમાં અનેક ઠેકાણે ત્રણ શ્રેણીઓ પાડી છે. એ વિષે પોતાના વાર્તાલાપમાં તેઓ કહે છે કેઃ—

"શ્રેણી ત્રણ છેઃ—(૧) **तस्यैवाहम्**- હું તેનો છું, એટલે કે પરમેશ્વર કોઈ અન્ય ઠેકાણે આપણાથી જૂદો અને દૂર છે—ત્રીજા પુરુષરૂપે છે. (૨) **तवैवाहम्**-હું તારો છું; આમાં તું એટલે ઇશ્વર સામે બીજા પુરુષરૂપે હાજર છે. (૩) **त्वमेवाहम्**- હું તુંજ છું; આમાં પહેલા પુરુષરૂપે જૂદાઈ–ભેદભાવ દૂર થયો. મનુષ્યોએ અને જાતિઓએ આ શ્રેણીઓમાંથી પસાર થવું પડે છે. રામે પણ આ શ્રેણીઓ પાર કરી છે."

આમ આ વખતે તેઓ ઇશ્વરપ્રાપ્તિની બીજી ભૂમિકામાં કેવી રીતે જીવન વ્યતીત કરતા તે આપણે જોયું. ભગત ધન્નારામજી સાથેનો સંબંધ જો કે બાહ્યદૃષ્ટિએ પહેલાંના જેવોજ ચાલ્યા કરતો હતો; પરંતુ આગળ જણાવી ગયા છીએ તેમ એમાં હવે ક્ષમાપ્રાર્થનાભરી દીનતા નહોતી. ઉત્કટ જિજ્ઞાસાને લીધે અંતઃકરણની સ્થિતિ હવે બદલાઈ ગઈ હતી; પરંતુ મોટું પરિવર્તન તો એમનામાં હવે પછી જે ઉચ્ચકોટિનો સત્સંગ પ્રાપ્ત થયો એનાથી થયું.

દ્વારકાના શારદાપીઠના તે સમયના શંકરાચાર્ય શ્રી ૧૦૦૮ શ્રી રાજ-રાજેશ્વરતીર્થજીએ કાશ્મીરના પ્રવાસે જતાં લાહોરમાં થોડો કાલ સ્થિતિ કરી હતી. ગોસ્વામીજી સનાતનધર્મસભાના મંત્રી હોવાથી, સભાની તરફથી સ્વામીજીની સેવામાં ઉપસ્થિત રહેવાનું એમને સદ્ભાગ્ય પ્રાપ્ત થયું. એમના જેવા શ્રોત્રિય અને બ્રહ્મનિષ્ઠ આચાર્યના દર્શનથી અને ઉપનિષદ્, બ્રહ્મસૂત્ર અને ભગવદ્ગીતા જેવા પ્રસ્થાનત્રયીના ગ્રંથો ઉપરનાં એમનાં વ્યાખ્યાનથી ગોસ્વામીજીની ઇશ્વરસંબંધી ભાવનાનું સ્પષ્ટીકરણ થયું. એમના પવિત્ર અંતઃકરણ ઉપર શ્રીશંકરાચાર્યનાં બ્રહ્મનિષ્ઠા અને જ્ઞાનવિજ્ઞાનનો એવો તો પ્રભાવ પડયો કે એમના ભકિતવિગલિત ચિત્તમાં જ્ઞાનનો અગ્નિ પ્રજ્વલિત થયો. ગરમીની રજાઓના દિવસોમાં તેઓ હમેશાં મથુરાવૃંદાવનની યાત્રા

કરવા જતા હતા, તેને બદલે હવે હિમાલયના નિર્જન અને એકાન્ત સ્થાનોમાં જવાની અભિરુચિ તેમને થઇ. એમના સત્સમાગમથી એમના ચિત્તમાં શાંતિ રહેવા લાગી. તેઓ ભગતજી ધન્નારામને પોતાના સ્વરૂપસ્થિતિના સંબંધમાં તા. ૧૧-૬-૧૮૯૬ના પત્રમાં લખે છે કે:—

"પિતાજી ગુસ્સે નથી થયા; શામાટે થાય ? હું તો શરીરથી પર સ્થિતિ અનુભવતો હતો; મારી પાસે જે પચાસ રૂપિયા હતા તે એમની સેવામાં ભેટ કરી દીધા. હું મારૂં કામ ઉધાર લઇને ચલાવું છું;અને આનંદમાં છું." સ્વામીજીની સાથે જમ્મૂ (કાશ્મીર) જવાની બાબતમાં પણ એજ પત્રમાં ભગત ધન્નારામજીને લખે છે કે:—"મેં હજુ જવાનો પાકો સંકલ્પ નથી કર્યો.આપની જેવી અંદરથી આજ્ઞા થશે તેમ કરીશ." પ્રથમ નાની નાની બાબતોમાં પણ આજ્ઞાવિના કાર્ય નહોતા કરતા,તેને બદલે આ પ્રમાણે હવે પોતાના અંતર્યામીની પ્રેરણાનેજ ગુરુજીનો શબ્દ માનવાની તેમનામાં નિષ્ઠા આવી હતી.જગદ્દગુરુ શ્રી શંકરાચાર્યજી મહારાજે તેમને શ્રીમદ્દભગવદ્દગીતા ઉપરાંત ઉપાનષદ્દ, બ્રહ્મસૂત્ર, ષડ્દર્શનો વગેરેનો અભ્યાસ કરવા સલાહ આપી હતી. તેમના આગ્રહથી થોડા સમયને માટે તેઓ જમ્મૂ જઇ આવ્યા. ભક્તિ અને અદ્વૈતનિષ્ઠા વચ્ચેની મધ્યવર્તી ભૂમિકામાં રહેવા છતાંએ ભગતજી ધન્નારામને બને તેટલા સંતોષવાનો પ્રયત્ન તેઓ કરતા. તા. ૪-૭-૧૮૯૬ના પત્રમાં તો લખે છે કે:—

"હું આજ સુધીમાં કાંઇ ભેટ નથી કરી શક્યો; ક્ષમા કરશો. આપને જ્યારે વિલંબનું કારણ માલુમ પડશે, ત્યારે મનમાં જરાએ વહેમ નહિ રહે. આપ દીન સેવક ઉપર ગુસ્સે ન થયા કરો."

શંકરાચાર્યના આગમન પછી લગભગ બે માસ પછી ગરમીની રજાના દિવસોમાં પં૦ દીનદયાળજીની સાથે તેઓ મથુરાવૃંદાવન ગયા હતા. વ્રજમાં ગોવર્દ્ધન, વરસાણા, નંદગ્રામ, ગોકુળ વિગેરે પવિત્ર તીર્થોનાં દર્શન કરી સિમલા ગયા હતા અને ત્યાં પણ એમના વ્યાખ્યાનની યોજના પં૦ દીનદયાળજીએ કરી હતી. એમના ઉપદેશમાં સરળતા અને સત્ય હૃદયસ્પર્શી હતાં. સિમલાથી લાહોર આવ્યા પછી એમણે વેદાન્તનાં પુસ્તકોનો પદ્ધતિસર અભ્યાસ કરવા માંડયો;એમ એમના તા. ૨૨-૨-૯૭ના પત્ર ઉપરથી જણાય છે. આ વેદાન્તના અભ્યાસથી એમની આંતરિક સ્થિતિમાં પણ ફેરફાર થતો આવ્યો. હવે તો આત્મવિચાર, આત્માચંતન અને આત્મધ્યાનમાંજ રહેવાનો

અભ્યાસ કરવા લાગ્યા. આ વર્ષે એમને ચોવીસમું વર્ષ ચાલતું હતું. એ વર્ષના અનેક પત્રોમાં પોતાના વેદાન્તના અભ્યાસની વાતો તેઓ લખે છે. દષ્ટાંતરૂપે આપણે તેમનાં થોડાં વચનામૃતો વાંચીએ.

"આનંદ તો કેવળ પોતાના સ્વરૂપમાં સ્થિત રહેવાથી મળે છે; અને સમસ્ત વિશ્વપર આપણીજ સત્તા છે. આપણે વ્યર્થજ પોતાને અન્યને આધીન માની લઈએ છીએ." તા. ૨૨–૨–૧૮૯૭

"પારમાર્થિક ગ્રંથ વાંચવાથી અન્ય કાર્યોમાં પણ ચિત્ત પ્રસન્ન રહે છે." તા. ૧૧–૩–૧૮૯૭

"વેદોનો માત્ર પાઠ સાંભળવાથીજ મારા ચિત્તને સમાધિની દશા પ્રાપ્ત થઇ જાય છે; અને અત્યંત આનંદની દશા આચ્છાદત થાય છે." તા. ૨૩–૬–૧૮૯૭

"આજકાલ તો વેદાન્તવિચાર, ભજન અને એકાન્તસેવનમાં બધો સમય ગાળું છું; એમાં એવો આનંદ આવે છે કે છોડતાં જીવ નથી ચાલતો." તા. ૫–૮–૧૮૯૭

"સંસારમાં જો કોઇ શાસ્ત્ર સત્ય હોય તો તે વેદાન્તશાસ્ત્રજ છે." તા. ૬–૮–૧૮૯૭

"આજકાલ તો નિર્ભયપદની પ્રાપ્તિ થઈ છે; એટલે કે કેવળ નિર્ભયતા અને સર્વ સ્થિતિમાં આનંદની અવસ્થા." તા. ૧૧–૯–૧૮૯૭

"આજકાલ તો નીચેના વાકયનો અભ્યાસ ચાલુ છેઃ—

**तमेवैकं जानथ आत्मानमन्या वाचो विमुञ्चथ अमृतस्यैष सेतुः॥**

( મુંડકોપનિષદ્ )

અર્થઃ–"એક માત્ર આત્માનેજ ઓળખ. એ વિના અન્ય વાત ન કર. સાંભળ, એજ અમૃતનો સેતુ છે." તા. ૧૭–૧૦–૧૮૯૭

ઉપરાંત ગૃહસ્થાશ્રમનો વ્યવહાર તો પ્રથમના જેવીજ ઉદારતાથી ચાલતો હતો. એ વિષયનો તા.૬–૧–૧૮૯૭ નો પત્ર વાંચવા જેવો છેઃ—

"હું કાલે આપની સેવામાં અઠ્ઠાવીસ રૂપિયા મોકલીશ. એમાંથી અર્ધા પિતાજીને આપજો. એમને હું લખી ચૂકયો છું. આ મહિનામાં મારી પાસે માત્ર ત્રણજ રૂપિયા બચ્યા છે અને આખા મહિનાનું ખર્ચ તો હજુ માથાપર છે. લોટ પણ નથી તેમ ઘી સિવાય બીજું કશું પણ નથી. દેવામાં પણ આ વખતે દમડી સરખી આપી નથી. તેમ કોઇ વિદ્યાર્થીને પણ લેશમાત્ર સહા-

યતા કરી નથી; છતાં પણ બધાં ગુસ્સે છે અને મેણાં ઉપર મેણા મારે છે. આજકાલ મારી પાસે કોઇ રસોઈ કરનારૂં પણ નથી; બહુ હેરાન થાઉં છું.''

પરંતુ જેનાં બારણાં સગાંસંબંધીઓ, વિદ્યાર્થીઓ અને અન્ય અતિથિઓ માટે હમેશાંને માટે સ્વાગત કરવા ઉઘાડાંજ હોય, ત્યાં કયા ભવિષ્યનો વિચાર થતો હોય ! આમ છતાંયે એમણે દ્રવ્યને માટે કદિ દીનતા બતાવી નથી. એમનો એ સમય તો શ્રવણ, મનન અને નિદિધ્યાસનમાંજ વ્યતીત થતો હતો અને તેથી નિજાનંદની માત્રા દિનપ્રતિદિન વધતી જતી હતી; એ આપણે ઉપરના પત્રોમાં જોઇ શકીએ છીએ.

એ અરસામાં પોતે જે મકાનમાં રહેતા હતા, તે નાનું પડવાથી અને પોતાને એકાન્ત સાધનને માટે ઉપયોગી ઓરડાની એમાં સગવડ ન હોવાથી સુતરમંડીની ગલીમાંથી 'હરિચરણની પાવડી' નામની ગલીમાં મકાન બદલ્યું. આ મકાનમાં આવ્યા પછી, એમનો જીવનવ્યવહાર બહુજ બદલાઇ ગયો હતો. પ્રાત:સ્મરણીય પરમહંસ રામકૃષ્ણના શિષ્ય સ્વામી વિવેકાનંદજી પોતાના વિદેશભ્રમણમાં દિગ્વિજય કરી સ્વદેશ પાછા ફર્યા, ત્યારે ફરતા ફરતા આ સમયે લાહોર જઈ ચડયા; ત્યારે સનાતનધર્મસભાની વ્યવસ્થા નીચે એમનું વ્યાખ્યાન કરાવવાની બધી વ્યવસ્થા ગોસાંઇ તીર્થરામજીએજ કરી હતી અને પોતાને ઘેર ભિક્ષાને માટે પણ તેડી ગયા હતા. સ્વામી વિવેકાનંદજી પણ એમના જેવી ઉત્તમ ચારિત્ર્યવાન, ધાર્મિક અને ઓજસ્વી વ્યક્તિને લાહોરના ધર્મસ્તંભ જેવું જીવન ગાળતા જોઈને બહુ પ્રસન્ન થયા હતા. ગોસાંઈજીની કીર્તિ સત્સંગીઓ અને જિજ્ઞાસુઓમાં પણ એટલી બધી થઇ ગઇ હતી કે એકવાર આષાઢ મહિનાની વ્યાસપૂર્ણિમાએ જિજ્ઞાસુઓએ તેમની વ્યાસપૂજા કરી હતી.

લાહોરમાં આવીને નોકરી કરતાં કરતાં દોઢેક વર્ષના સમયમાં તો એમનામાં અનેક પરિવર્તન થયાં. ગૃહસ્થાશ્રમી જીવન ગાળવાની સાથે એમણે પત્ની તથા પુત્રોમાં ત્યાગ અને ભક્તિના સંસ્કાર પણ પાડયા અને પંડે પણ દ્વૈતનિષ્ઠામાંથી અધ્યાત્મજ્ઞાનજન્ય અદ્વૈતનિષ્ઠાનો આનંદ લેવા લાગ્યા. વેદાન્તનાં અંગ્રેજી, સંસ્કૃત અને ઉર્દૂ અનેક પુસ્તકો વાંચી નાખ્યાં. અનેક જિજ્ઞાસુઓને સત્સંગનો આસ્વાદ ચખાડયો. એમાં લાલા હરલાલ,[1] લાલા

---

૧ લાલા હરલાલ હાલ લાહોરની જિલ્લા કચેરીમાં નોકરી કરે છે. ગોસાંઇજીના ધાર્મિકવૃત્તિને ઓળખી લેનાર સૌથી પ્રથમ સજ્જન એ છે. એમણે કરેલા ગુણગાનથીજ

[1]નારાયણદાસ, લાલા તુલારામ[2] અને લાલા ચિરંજીલાલ,એ મુખ્ય હતા. વેદાન્તના અભ્યાસથી એમનામાં ત્યાગની ભાવના વધવા માંડી અને આશ્રમપરિવર્તનદ્વારા સર્વોત્તમ આર્યજીવન ગાળવાનો નિશ્ચય કરી લીધો હોય, તેમ પોતાની ચોવીસ વર્ષની અવસ્થા પૂરી થતાં, દીવાળીને દિવસે સર્વભાવે ઇશ્વરાર્પણ થયાનો નિશ્ચય કરી એ સમાચાર તા. ૨૫-૧૦-૧૮૯૭ ના પત્રમાં પોતાના પિતાશ્રીને આપ્યા.

" પરમપૂજ્ય પિતાજી મહારાજ,

ચરણવંદના. આપના પુત્ર તીર્થરામનું શરીર તો હવે વેચાઇ ગયું. વેચાઈ ગયું રામની પાસે. એનું શરીર હવે એનું પોતાનું નથી રહ્યું. આજ દીવાળીને દિવસે પોતાનું શરીર હારી બેઠો અને મહારાજને જીતી લીધા. આપને ધન્યવાદ છે ! હવે જે વસ્તુની આવશ્યકતા હોય તે મારા માલિક પાસેથી માગી લેજો. એ પોતે તત્કાળ આપશે અને મારીદ્વારા મોકલી આપશે; પણ એક વાર નિશ્ચયપૂર્વક એની પાસે આપ માગો તો ખરા! ઓગણીસ વીસ દિવસથી મારાં બધાં કામ બહુ સંભાળથી એણે પોતાની મેળે કરવા માંડયાં છે; તો પછી આપનાં શામાટે નહિ કરે વારૂ ? ગભરાવું ઠીક નથી. જેવી આજ્ઞા થશે, તેવું વર્તન થતું રહેશે. મહારાજજ આપણું ગોસાંઇઓનું ધન છે. **આપણા પોતાના સાચા અને અમૂલ્ય ધનનો ત્યાગ કરીને સંસારની ખોટી કોડીઓની પાછળ પડવું એ આપણે માટે ઊચત નથી** અને એ કોડીઓ ન મળે ત્યારે શોક કરવો એ તો બહુજ ખરાબ છે. આપણી વાસ્તવિક ધનસંપત્તિનો આનંદ એકવાર તો લઇ જુઓ !"

ૐ ! ૐ ! ! ૐ ! ! !

---

અનેક લોકો ગુસાંઇજીના સત્સંગનો લાભ લેતા; હજુ પણ તેઓ હયાત છે.

૧ લાલા હરલાલદ્વારા એમને ગોસાંઇજીનો સત્સંગ થયો અને એટલો બધો રંગ ચડયો કે ગોસાંઇજીને આત્મસમર્પણ કરી નિત્ય સેવા કરવા માંડી; અને અંતે સંન્યસ્ત ધારણ કર્યું. આ લાલા નારાયણદાસ તેજ હાલના શ્રીમાન આર–એસ–નારાયણ સ્વામી.

૨ તેમણે પણ અસલથી સંન્યસ્ત લીધું હતું. ઉત્તરાવસ્થાનું તેમનું નામ સ્વામી રામાનંદ છે.

# પ્રકરણ ૮ મું–ગૃહસ્થજીવન અને ત્યાગનિષ્ઠા

"છાંદોગ્યોપનિષદ્‌ના અભ્યાસથી રામનું ચિત્ત ત્રીજી શ્રેણી (**त्वमेवाहम्** =હું તુંજ છું અર્થાત્ અદ્વૈતનિષ્ઠા) માં આવ્યું."

"સંન્યાસ લેતાં પહેલાં રામ એક વાર કાશ્મીરની યાત્રાએ ગયો હતો; ત્યાંથી પાછા આવ્યા પછી થોડો સમય (ગૃહસ્થાશ્રમમાં) ઘેર રહ્યો; પણ બકરાંની મા ક્યાં સુધી પોતાનાં બચ્ચાંને સાચવી રાખે? બીજીવાર વળી પાછો ચાલી નીકળ્યો......... વર્ગમાં ભણાવતો હતો ત્યારે પ્રાયઃ ગણિતશાસ્ત્રનાં વ્યાખ્યાન ભક્તિના વિષયમાં બદલાઈ જતાં. અંતે તેને સાંસારિક સંબંધો છોડવાજ પડયા હરિદ્વાર જઇ પહોંચ્યો. હરિદ્વારથી હૃષિકેશના માર્ગમાં આવતા સત્યનારાયણના મંદિરસુધી ગયો. પોતાનાં રેશમી વસ્ત્ર, સોનાના અછોડો અને ઘડીઆળ વગેરે બધાં આમતેમ ફેંકી દીધાં. ત્રણસો રૂપિયા ઘેરથી બીજા મંગાવ્યા એ પણ વાપરી નાખ્યા. સાધુમંતોને મળ્યો, વાર્તાલાપ થયો, બધાની સાથે શાસ્ત્રાર્થ કર્યો, ત્યારે રામને ખાત્રી થઇ કે વાચિકજ્ઞાન છાંટવામાં તો કોઇનાથી ઉતરૂં એમ નથી; પણ હાય! છતાયે શાંતિ નથી! પછી એ શાંતિની શોધમાં ફરવા માંડયું. એકવાર સત્યનારાયણના મંદિરમાંથી પ્રાતઃકાળે બધા સાથીઓને છોડીને એકલો ચાલી નીકળ્યો............ત્યાંથી પહાડપર ચાલી નીકળ્યો. જ્યાં ગંગાજીને કાંઠે એક બ્રહ્મપુરી નામનું અરણ્ય છે, ત્યાં રામે ઉપનિષદો વાંચ્યાં......પછી તો એવી સમાધિ લાગી કે ન પૂછો વાત."

સ્વામી રામતીર્થ

ગયા પ્રકરણમા જણાવ્યું તેમ ઈ. સ. ૧૮૯૭ ના દીવાળીના દિવસે, પોતાની પચીસમી વર્ષગાંઠને દહાડે, જીવનને બ્રહ્માર્પણ કરવાનો પત્ર પોતાના પિતાજીને લખ્યો. ત્યાર પછી ગૃહસ્થજીવનમાં રહી, ઇશ્વરસાક્ષાત્કારની ધારણાથી કેવી ઉચ્ચ વૈરાગ્ય ભાવનાનું પોતે સેવન કરતા હતા અને એને માટે વારંવાર, કાશ્મીર તથા હિમાલયના પ્રદેશોમાં એકાન્તસેવનને માટે જતા હતા, તેનું "વાર્તાલાપ" નામના લેખમાં એમનું પોતાનુંજ આપેલું વર્ણન આપણે ઉપર જોયું. જ્યારથી જગદ્‌ગુરુ શંકરાચાર્ય મહારાજનો એમને સત્સંગ થયો, ત્યારથી એમના જીવનનું ધ્યેય બદલાઇ ગયું હતું; કૃષ્ણભક્તિની વિરહદગ્ધ લાલિમાનું જ્ઞાનાગ્નિની પ્રખર જ્વાલામાં પરિવર્તન થવા માંડયું હતું; અને ધન્નારામજી ઉપરની ભક્તિએ કેવળ વ્યાવહારિક સ્વરૂપ ધારણ કર્યું હોય એમ તે પછીના પત્રોમાં જણાઇ આવે છે. પિતાજીએ અને ધન્નારામજી બન્નેએ, જેમ જેમ એમની તે સમયની વિરક્ત ભાવનાઓની વૃદ્ધિ થવા માંડી તેમ તેમ તેમની વિરુદ્ધ પત્રો લખવા શરૂ કર્યા હતા; પરંતુ

ગોસ્વામી તીર્થરામની ગુરુબુદ્ધિ હવે શ્રીશંકરાચાર્યજીમાં પ્રતિષ્ઠિત થઇ હતી; તેમના ચિત્તમાં તો હવે સંન્યાસની ભાવનાએ રંગ જમાવ્યો હતો. ગૃહસ્થાશ્રમના આવશ્યક અનુભવો પછી સંન્યાસાશ્રમનો સ્વીકાર કરી એમને તો હવે સમસ્ત વસુધાને કુટુંબ બનાવવું હતું. એમના અંતઃકરણમાં તો " **वासुदेव सर्वमिति** " નો સાક્ષાત્કાર કરવાની મહત્ત્વાકાંક્ષા ઉદય પામી હતી. આવાં કારણોને લીધે ભગતજી સાથેનો એમનો સંબંધ ફેરવાતો ચાલ્યો. એમની સાથેના પત્રવ્યવહારમાં હવે સમયનો ગાળો વધવા માંડયો. બ્રહ્માર્પણના પત્ર પછી બહુ લાંબી મુદતે પત્ર લખતાં તા. ૯-૧૧-૧૮૯૭ ને દિવસે તેઓ લખે છે કેઃ-

" મહારાજજી !.... .... ....મેં આટલા દિવસ પત્ર નથી લખ્યો પરન્તુ આપના સ્વરૂપમાં સ્થિત રહેવા સિવાય બીજું કાંઇ કામ પણ નથી કર્યું. જ્યારે હુંજ આપ બની ગયો તો પછી પત્ર કોને લખવો ? "

આ પ્રમાણે તીર્થરામજીની સ્વરૂપનિષ્ઠા દિવસાનુદિવસ વધતી ચાલીઅને ધન્નારામ સાથેના ગુરુશિષ્યભાવનો લોપ થવા માંડયો. જો કે ત્યારપછી સંન્યાસગ્રહણ કરતાં સુધી પત્રવ્યવહાર ચાલુ રાખ્યો છે, પણ એ બધા પત્રોમાં તો પોતાની ચડતી જતી આધ્યાત્મિક અવસ્થાનુંજ સ્ફોટન અને મુકિતપુરઃસર વિવરણમાત્ર છે; આજ્ઞા માગવાની કે આજ્ઞાનુસારજ કાર્ય કરવાની હવે દીનતા એમાં નહિ આવવા પામતાં બધાં કાર્ય સ્વતંત્ર થવા માંડયાં અને આત્મસાક્ષાત્કારની ભૂમિકાઓમાં એટલી તો ત્વરાથી આરોહણ કરવા માંડયું કે ભગતજી તરફનો ભય એમના અંતઃકરણમાંથી નિર્મૂળ થઇ ગયો.

કોલેજમાં નોકરી ચાલુ હતી, પણ તેમાં વિશેષ લક્ષ્ય નહોતું. પોતાના પ્રિય ગણિતવિષયપ્રતિ પણ એવી ઉદાસિનતા આવી ગઇ હતી કે એ સંબંધે જે એક લેખ લખ્યો છે,તેમાં પણ સર્વત્ર આધ્યાત્મિક દૃષ્ટિએજ ઉપદેશ અને સાધન સૂચવ્યાં છે. ગણિતની ઉપયોગિતા એમાં વર્ણવી છે, છતાં નીરસ વિષયના વ્યાખ્યાનમાં આંકડાબાજીનો વિચાર ન કરતાં, વિદ્યાર્થીઓએ રાખવી જોઇતી તનમનની સંભાળ, બ્રહ્મચર્યનો મહિમા, નિષ્કામ કર્તવ્યપરાયણતા, સાદું ભોજન અને એ વિષયનો અભ્યાસ, એ બધાં બુદ્ધિની સૂક્ષ્મતા પ્રાપ્ત કરાવી ધર્મજ્ઞાનમાં કેવી રીતે સહાયક નિવડે છે તેનું વિવેચન કર્યું છે.

ગયા પ્રકરણને અંતે પિતાજીને પોતાના આત્મસમર્પણનો પત્ર લખી નાખ્યો હતો, તેથી પિતાજીને બહુ ખોટું લાગ્યું. એમની સર્વ આશાઓપર પાણી ફરી વળ્યું હોય એમ એમને લાગ્યું. એમ. એ. સુધી અભ્યાસ કરેલો,

સારી કમાણીવાળો અને વિદ્વાન તથા યશસ્વી પુત્ર આવી જાતનાં ત્યાગ-વૈરાગ્યનાં વચન એક સાંસારિક, નિર્ધન અને અસંસ્કારી પિતાને સંભળાવે, ત્યારે એમના માયાવી અંતઃકરણને આઘાત પહોંચે એમાં શું આશ્ચર્ય ! આ ત્યાગનું ફળ ભારતવર્ષનાજ નહિ; પણ પૃથ્વીભરના સમસ્ત માનવસમાજને અમૃતતુલ્ય થઈ પડશે, એવો એમને સ્વપ્ને પણ ક્યાંથી વિચાર આવે ! પોતાના ઉપર પુત્રે આવો ત્યાગની ભાવનાનો પત્ર લખ્યો એટલે એ પત્ર તરતજ એમણે તો ભગત ધન્નારામજી ઉપર મોકલી દીધો અને તેમાં ભગતજીને ઠપકો લખ્યો કે:–"ભગતજી ! આપની સંગતથી આજ સમસ્ત કુટુંબને તિરસ્કાર પ્રાપ્ત થયો છે. અમે તો આપને બુદ્ધિમાન માનીને એ (તીર્થરામ)-ને આપને સુપ્રત કર્યો હતો, પણ પરિણામ તો આવું આવ્યું." ભગતજી પણ સમજી ગયા કે તીર્થરામના હૃદયમાં સંન્યાસનો રંગ ચડવા માંડયો છે; પણ હવે એમના હાથમાં વાત નહોતી; એટલે તેઓ શું કરે ? છતાં તેમણે ગૃહસ્થાશ્રમની મહત્તા સમજાવવા પત્રો લખ્યા હતા, જેના ઉત્તરમાં ગોસ્વામીજી તા.૯–૧૨–૧૮૯૭ ના પત્રમાં લખે છે કે:–

"આપનો કૃપાપત્ર મળ્યો............ઉન્માદ અને સંસારપ્રતિ અસાવધાનતા સ્વતઃ આવીજાય તેમાં મારો શો અપરાધ ? કર્યા વિના કામ થયાજ કરે છે............શ્રીરામચંદ્રજી તથા શ્રીકૃષ્ણચંદ્ર જેવા પણ એવા મહાત્માઓના ચરણમાં શિર રાખતા આવ્યા છે અને યાજ્ઞવલ્કય તથા અષ્ટાવક્રજીની પદવી રાજા જનક કરતાં ઉચ્ચ છે. રાજા જનક તથા કૃષ્ણ તો બી. એ. વર્ગના છે અને યાજ્ઞવલ્કય તથા અષ્ટાવક્ર એમ. એ. વર્ગના છે............સેવકના સંબંધમાં તો હજુ થોડા વખત સુધી કાંઈ ચિંતા તથા ભય ન રાખવાં જોઈએ........ ........ઉનામણામાં ઉકળતા ગરમ પાણીમાંથી બચવા માટે તો બહાર કૂદી પડવાનું વાજબી છે; ઉનામણા સાથે વળગી રહેવું યોગ્ય નથી. શ્રીશંકરાચાર્યજીએ પણ ગીતાભાષ્યમાં અત્યંત સ્પષ્ટરીતે સિદ્ધ કરી બતાવ્યું છે કે અંતે કર્મનો કેવળ ત્યાગ થઇ જવો જોઇએ............સેવકને માટે એવા દહાડા આવવામાં વિલંબ છે."

આ પત્રમાં સંન્યાસ ધારણ કરવાની ભાવના બહુ સ્પષ્ટ અને પ્રોજ્વલ દેખાઈ આવે છે. જગદ્‌ગુરુ શંકરાચાર્ય, સ્વામી વિવેકાનંદ અને સ્વામી *શિવગણાચાર્ય નામના ત્રણ સંતોનો એમને પરિચય થઈ ચૂકયો હતો.

* સ્વામી શિવગણાચાર્ય પૂર્વાશ્રમમાં ટપાલખાતામાં નોકર હતા. એ સમયે ફરતા

એમના સહવાસથી તથા ×વેદાનુવચન નામના એક હસ્તલિખિત ઉર્દુ

ફરતા તેઓ લાહોર જઇ ચડયા હતા. તેમનો અભ્યાસ સાધારણ હતો. તીર્થરામજી અધ્યાપક થયા અને ધાર્મિક ઉપદેશકતરિકે પ્રસિદ્ધિમાં આવ્યા, ત્યારથી તેઓ તેમના પરિચયમાં આવ્યા હતા. સ્વામી શિવગણાચાર્યે "સાધારણ ધર્મસભા" નામનાં મંડળો લાહોર, મથુરાં, ફૈઝાબાદ વગેરે સ્થળોએ સ્થાપન કર્યાં હતાં અને સંપ્રદાય તથા મતમતાંતરોના ભેદભાવ ભૂલી જઇ, આર્યસંતાનોએ એકજ શુદ્ધ સનાતનધર્મનું પાલન કરવું જોઇએ એમ સૌને ઉપદેશ આપતા; અને એવા મતભેદરહિત સિદ્ધાન્તને તેઓએ સાધારણધર્મની નામસંજ્ઞા આપી હતી. લાહોરમાં તેમણે ગોસ્વામીજીનો સારો સત્સંગ કર્યો હતો; અને એમને એટલી બધી ભક્તિ ઉત્પન્ન થઇ હતી કે એક ગુરુપૂર્ણિમાને દિવસે ગોસ્વામીજીની વ્યાસપૂજા કરવાનો સમારોહ એમણે કર્યો હતો. લાલા વનસ્પતિજી કહે છે કે:–" સ્વામી શિવગણાચાર્યે પણ એમ ( ગોસ્વામી )ને પોતાના ધર્મમહોત્સવનું કાંઇક કામ સુપ્રત કર્યું હતું; પરંતુ વિશેષ ધ્યાનથી વિચાર કરી જોતાં, ગોસ્વામી એમનાથી તત્કાળ જૂદા પડી ગયા હતા. પાછળથી સ્વામીજી (શિવગણાચાર્ય) સાથે કેવો સંબંધ રહ્યો તેની લેખકને ચોકકસ ખબર નથી, પણ એક પત્રમાં વાંચ્યું હતું કે સ્વામીજીએ વ્યાસપૂજાને દિવસે લાહોરમાં મિઠાઇનો એક થાળ ભેટ કરીને ગોસાંઇજી પાસે દીક્ષા ગ્રહણ કરી હતી." આ વ્યાસપૂજાનું વર્ણન અમે એક વર્તમાનપત્રમાંથી સંક્ષેપમાં નીચે પ્રમાણે આપીએ છીએ:—

"ઇ૦ સ૦ ૧૮૯૯ની વ્યાસપૂજાનો દિવસ છે. રાવીની પાસે એક બગિચામાં પ્રાતઃકાળથીજ મનુષ્ય એકત્ર થવા માંડયાં છે, તેમાં કાષાયવસ્ત્રધારી સ્વામી શિવગણાચાર્ય પણ છે. આખું સ્થાન મનુષ્યોથી ભરાઇ ગયું; તેમાં વકીલો, અધ્યાપકો વિદ્યાર્થીઓ, દુકાનદારો વિગેરે બધા લોક છે. પ્રથમ સ્વામીજીએ એક વ્યાખ્યાન કર્યું. ત્યારપછી સભાના મધ્ય ભાગમાં પાટલો નાખી એક આસન ગોઠવ્યું. સ્વામીજીએ એક કૃશ શરીર પણ તેજસ્વી પુરુષને એ આસન ઉપર બેસાડયા અને બધાને સબોધીને કહ્યું કે 'શ્રોતાગણો ! આજ વ્યાસપૂજાનો દિવસ છે; આવો, આપણે આજે બધા એકઠા થઇ જીવતમૂર્તિ વ્યાસ ભગવાનરૂપી ગોસ્વામીજીનું પૂજન કરીએ.' એમ કહ્યા પછી પ્રથમ સ્વામીજીએ અને ત્યારપછી બીજા બધાએ ગોસ્વામીજીની વ્યાસપૂજા કરી. તેમાં શાસ્ત્રીઓ, વિદ્વાનો અને અન્ય ધાર્મિક સજ્જનો પણ હતા. પત્ર, પુષ્પ, ચંદન, અક્ષત વિગેરેથી પૂજન કર્યું. મેવામિઠાઇ અને ફળનો પ્રસાદ ધર્યો અને અંતે બધાએ વ્યાસભગવાનની પરિક્રમા કરીને દંડવત્ પ્રણામ કર્યા." આમ સ્વામી શિવગણાચાર્યનો ગોસ્વામી સાથેનો સંબંધ વિચિત્ર પ્રકારનો હતો. સ્વામીજીના સત્કાર્યમાં તીર્થરામજી સહાયતા કરતા અને તેમણે યોજના કરેલી તે મુજબ મથુરાં વગેરેના ધર્મમહોત્સવમાં પ્રમુખપદનો સ્વીકાર કરી તેમના કાર્યને ઉત્તેજન આપ્યું હતું.

× ઉપનિષદ્‌ના જ્ઞાનકાંડ અને કર્મકાંડનું સુંદર રહસ્ય સમજાવનારૂં આ એક ઉર્દુ

પુસ્તકના અધ્યયનથી વેદાન્તમાં નિષ્ઠા અને સંન્યાસની ભાવના એમના અંતઃકરણમાં ઉદય પામી એમ કહીએ તો જરાયે ખોટું નથી. આવી અવસ્થામાં સંતસમાગમની ઇચ્છાથી કટાસરાજ નામના એક શહેરના મેળામાં ગયા; પણ એકાન્તિક ચિત્તને એમાં આનંદ ન આવ્યો. તા.૧૩-૩-૧૮૯૮ ના પત્રમાં ભગતજીને લખે છે કે:-"કટાસની યાત્રાએ જે ઉપદેશ આપ્યો તે બહુજ ઠીક છે; જે સુખ એકાન્તસેવન અને નિજ ધામમાં છે તે બીજે કયાંય નથી.

હે મૃગ તેરી સુગંધ સે, ભયો યહ વન ભરપૂર;
કસ્તુરી તો નિકટ હૈ, કયોં ધાવત હય દૂર?

આપણો પોતાનોજ આનંદ જગતના પદાર્થોમાં આનંદની ભાવનારૂપે પ્રતીત થાય છે, બધાં વેદવેદાંગ આપણી અંદર છે."

આથી એમણે અંતર્મુખ થઈને, પ્રકૃતિનાં સૌંદર્યભર્યાં અરણ્યોમાં એકાન્તિક આનંદ પ્રાપ્ત કરવાનો માર્ગ લીધો. પ્રથમ તો પોતે સમુદ્રયાત્રાએ ગયા. પંજાબના તથા સમુદ્રથી દૂર વસતા લોકોને સમુદ્રદર્શનની બહુ અભિલાષા રહે છે. એ યાત્રા એમણે કરાંચી જઇને કરી. એક દિવસે એ યાત્રાનો તરંગ આવતાં કરાંચી જવા માટે ટિકિટ લઇ આવવાની એક ભકતને આજ્ઞા કરી અને સ્ટેશને ટિકિટ લઇને હાજર રહેવા કહ્યું. પોત માત્ર હાથમાં એકાદ વેદાન્તનું પુસ્તક લઇને જઇ ચડયા. ભકતે પૂછયું, "ગુસાંઇજી! બીજો સામાન કયાં છે?" તીર્થરામજીએ કહ્યું, "પ્રારબ્ધ બધે હાજર છે; એ અનુભવ કરવા તો જવું છે. સામાન રાખીને પરમાત્મા ઉપરની શ્રદ્ધામાં શામાટે અપૂર્ણતા દર્શાવવી?" આમ કહી તેઓ કરાંચી ગયા. એકાદ અઠવાડિયામાં હૈદ્રાબાદ, સક્કર અને કરાંચી જઇ, અનાયાસ પ્રારબ્ધયોગથી

---

ભાષાનું પુસ્તક છે. પંજાબમાં કપુરથલા રાજ્યમાં બાબા નગીનાસિંહ નામના એક અનુભવી વિદ્વાન સજ્જને પોતાના શિષ્યોને ઉપનિષદોનો સ્વાધ્યાય કરાવતી વખતે સાથે સાથે તેને લખવા માંડયું હતું. તેનો હસ્તલિખિત સંગ્રહ ગોસ્વામીજીને તેમના કોઇ શિષ્ય પાસેથી વાંચવા મળી ગયો હતો. ઉપનિષદ્‌નું રહસ્ય એમાં એવી સુંદરતાથી સમજાવ્યું છે કે ગોસ્વામીજીને એ પુસ્તક વાંચવાથી વેદાન્તપ્રતિ રુચિ વધી હતી. ગોસ્વામીજીએ સંન્યાસ સ્વીકાર્યો ત્યારપછી એમની આજ્ઞાનુસાર એ પુસ્તક લાહોરના એમના ભકત લાલા હરલાલજીએ છપાવ્યું હતું; પરંતુ ત્યારપછી એની શોધિતવર્ધિત આવૃત્તિઓ સ્વામી નારાયણતીર્થદ્વારા છપાયેલી છે અને લખનામાં "શ્રી રામતીર્થ પબ્લીકેશન લીગ" માંથી તે મળી શકે છે.

અનેક જિજ્ઞાસુઓના આદરસત્કારનો ઉપભોગ કરી પાછા ફર્યા. સમુદ્રયાત્રાનું વર્ણન કરતાં તેઓ લખે છે કેઃ—

"સમુદ્રને કિનારે રામ ઉભો છે; ગુંચળાં વળતા તરંગો ચરણોમાં લહેરાય છે; વેગથી વાતો વાયુ વસ્ત્રોને ઉડાવી રહ્યો છે; સમુદ્રનું ગંભીર ગર્જન જગતના વિચારને લીન કરી રહ્યું છે; શરીરમાં ગતિ નથી; આ કેવી દશા છે? રામ કયાં છે?

જિસતરફ અબ નિગાહ જાવે હય, આબ હી આબ નજર આવે હય;
અર્થ:—જ્યાં જ્યાં દૃષ્ટિ પડે છે, ત્યાં પાણીજ પાણી દેખાય છે." [1]

× × × ×

આ દૃશ્યોનાં વર્ણનો પોતે પાછળથી પોતાને સ્વહસ્તેજ લખેલાં છે અને એનો અનુવાદ એમના ઉપદેશોમાં આવી ગયેલો છે તેથી અહિં માત્ર સામાન્ય ઉલ્લેખજ કર્યો છે. જેઓએ સમગ્ર ઉપદેશો ન વાંચ્યાં હોય, તેઓને માર્ગ દેખાડવા પૂરતુંજ આ કાર્ય કરેલું છે અને એમના પોતાના વર્ણનમાં મળતો આનંદ વિશેષ સ્વાભાવિક હોય એટલે અમે વિશેષ અવતરણો આપ્યાં નથી.

સમુદ્રની યાત્રા કરી આવી ઇ. સ. ૧૮૯૮ ની ગરમીના દિવસોમાં હરદ્વાર અને ત્યાંથી હૃષિકેશનાં એકાન્ત અરણ્યોમાં, ગંગાતટના રમણીય દૈવી પ્રદેશમાં આત્મસાધના માટે ગયા. પ્રકરણની શરૂઆતમાં આપણે જોઇ ગયા તેમ જે કાંઇ દ્રવ્ય પાસે હતું, એ બધું સંતસાધુઓની સેવામાં ખર્ચી નાખ્યું અને હાથમાં ઉપનિષદ્નું પુસ્તક લઇ, કેવલ પરમાત્માપર વિશ્વાસ રાખી હૃષિકેશથી દૂર આઠેક માઇલપર આવેલા તપોવન નામના અરણ્યમાં તપ કરવા માટે ચાલી નીકળ્યા.

આપણે આ તપોવનની સાધનાનું અવલોકન કરીએ તે પહેલાં જે સંન્યાસનિષ્ઠાની જાગૃતિ આપણે પ્રથમ જોઇ ગયા, તેનું જરા વિશેષ દર્શન કરીએ. આશ્રમપરિવર્તન કરી વેદાન્તનો સમસ્ત જગતમાં પ્રચાર કરવાની ભાવના અને દેશપ્રેમ એ અવસ્થામાં એમની નસેનસમાં વ્યાપી રહ્યાં હતાં. તે વખતનું આનંદસમુદ્રનું તોફાન એટલું બધું પ્રચંડ હતું કે નિરંતર તેમના હૃદયસાગરમાં નીચે પ્રમાણે સંકલ્પ તરંગો ઉછળતા.

"હમ રૂખે ટુકડે ખાયેંગે, ભારતપર વારી જાયેંગે;
હમ સુખે ચને ચબાયેંગે, ભારતકી બાત બનાયેંગે:

[1] વિશેષ વર્ણનમાટે જુઓ સ્વામી રામતીર્થ ગ્રંથ ત્રીજામાંનો "પહાડી દશ્યો"નો વિષય

હમ નંગે ઉમ્ર બિતાયેંગે, ભારતપર જાન મિટાયેંગે;
સૂલોંપર દૌડે જાયેંગે, કાંટો કો રાખ બનાયેંગે:
હમ દર દર ધક્કે ખાયેંગે, આનંદકી ઝલક દિખાયેંગે;
સબ રિશ્તે નાતે તોડેંગે, દિલ ઇક આતમસંગ જોડેંગે:
સબ વિષયોંસે મુંહ મોડેંગે, સિર સબ પાપોંકા ફોડેંગે."

આવું એમનું એ વખતનું સ્વદેશાભિમાન હતું; અને આત્મસિદ્ધિ તથા આત્મોદ્ધાર પ્રાપ્ત કરી સમસ્ત ભારતવર્ષમાં એ જ્ઞાનનો પ્રચાર કરવો એવી એ સમયની ભાવના હતી. ભગતજી એમને વૈરાગ્યના તરંગોમાંથી રોકવાના પ્રયત્નો પત્રદ્વારા કરતા હતા, તેના ઉત્તરમાં પણ નીચે પ્રમાણેનાં વાક્યો જતાં હતાં.

"વૈરાગ્યના જે તરંગો અહીં આવે છે તે આપનાજ મોકલેલા છે અને આપજ એને અટકાવો છો. અદ્ભુત લીલા છે. વાહ! કેવી મનોહર ક્રીડા છે! બલિહારી! બધાને માટે સંન્યાસ વાજબી નથી, તેમ સંસારમાં સંન્યાસનું લોપ થવું પણ ઉચિત નથી.........કોઇ ફળ પાકયા છતાં પણ વૃક્ષની સાથે વળગી રહે છે ને કોઈ કોઇ પાકીને ખરી પડે છે." તા.-૧૩-૧૨-૧૮૯૭

આ અરસામાં સત્સંગીઓ નિયમિત અભ્યાસ કરી શકે એટલા માટે એમની સૂચના પ્રમાણે "અદ્વૈતામૃતવર્ષિણી" નામની સભાની સ્થાપના કરી હતી. તેમાં સાધુમહાત્માઓ તથા અન્ય જિજ્ઞાસુઓ આવતા. મળવાનું સ્થાન ગોસ્વામીજીનું મકાન હતું. ત્યાં પ્રત્યેક ગુરુવારે બધા એકત્ર થતા અને શ્રવણ, મનન, નિદિધ્યાસન તથા ભજનદ્વારા નિજાનંદની પ્રાપ્તિમાટે પોતાની વૃત્તિઓને અંતર્મુખ કરવાનો અભ્યાસ કરતા. આમ એમનો નિત્યનો વ્યવસાય તો આત્મમનન અને આત્મજ્ઞાનની ચર્ચાનો થઈ પડયો હતો અને ગણિતશાસ્ત્રના અધ્યાપકનું કાર્ય તો મિશનકૉલેજમાં જઇ કરી આવતા એટલુંજ રહ્યું હતું. ઘેર તો નિત્ય પ્રતિ વેદાન્તવિષયક ગ્રંથોનું શ્રવણમનનજ થતું હતું અને ભિન્ન ભિન્ન પ્રકારનાં પ્રોત્સાહક ભજનો ગવાતાં હતાં. કેવી જાતનાં ભજનો ગવાતાં હતાં, તેનું વાચકોને ભાન થાય એટલા માટે થોડાં આપણે વાંચીએ.

(રાગ પીલુ, તાલ દીપચંદી)

જો તૂ હૈ [1]સો મૈં હૂં, જો મૈં સો તૂ હૈ;
ન કુછ [2]આર્જૂ હૈ, ન કુછ [3]જુસ્તજૂ હૈ. (ટેક) ૧
[4]બસા રામ મુઝમેં, મૈં અબ રામ મેં હૂં;

૧ તે ૨ ઇચ્છા ૩ જિજ્ઞાસા ૪ વસ્યા

न [१]ईक है, न दो है, सदा तू ही तू है. २
[२]उठा जब कि माया का परदा यह [३]सारा,
किया [४]गम खुशी ने भी मुझ से [५]किनारा. ३
[६]जुबां कौन [७]ताकत, न मनको [८]रिसाई;
मिली मुझ को अब अपनी [९]बादशाही. ४

( રાગ ભૈરવા, ત્રિતાલ. )

[१०]बराये-नाम भी अपना न कुछ बाकी [११]निशां रखना;
न तन रखना, न दिल रखना, [१२]न जी रखना, न[१३]जां रखना. (१)
[१४]ताल्लुक तोड देना, छोड देना उसकी [१५]पाबंदी;
खबरदार अपनी गर्दनपर न यह [१६]बारे-गिरां रखना. (२)
मिलेगी क्या मदद तुझको [१७]मददगाराने-दुनियां से;
[१८]उमेदे-यावरी उनसे न यहां रखना, न वहां रखना. (३)
बहुत मजबुत घर है [१९]आकबत का [२०]दारे-दुनियां से;
उठा लेना यहां से अपनी दौलतऔर वहां रखना. (४)
उठा देना [२१]तसव्वर [२२] गैर की [२३]सूरत का आंखो से;
फक्त [२४]सीने के [२५]आयीनेमें [२६]नकशे-दिलस्तां रखना. (५)
किसी घर में न घर कर बैठना इस[२७]दारे-फानी में;
ठिकाना [२८]बेठिकाना और मकां बद [२९]लामकां रखना. (६)

અર્થઃ-કોઇ પણ જાતનું નામમાત્ર પણ નિશાન રાખશો નહિ. શરીર નહિ, મન નહિ, જીવ નહિ, તેમ પ્રાણ પણ રાખશો નહિ. (૧) બધા સંબંધો તોડી નાખજો; એ સંબંધોની પરાધીનતા છોડી દેજો. ખબરદાર ! તમારી ગરદન ઉપર આ ભારે વજન ન રાખશો. (૨) સંસારને સહાયતા કરનારાં પાસેથી તમને શું સહાયતા મળવાની હતી ? એમની પાસેથી તો આ લોકમાં કે પરલોકમાં

૧ એક ૨ ઉડીગયો ૩ બધો ૪ શોક, હર્ષ ૫ પાર ગયાં, ચાલ્યાં ગયાં ૬ જીભ્હા ૭ બલ ૮ પહોંચવાની શક્તિ ૯ સ્વરાજ્ય ૧૦ નામમાત્ર ૧૧ નિશાન ૧૨ જીવ ૧૩ પ્રાણ ૧૪ સંબંધ ૧૫ પરાધીનતા ૧૬ ભારે વજન ૧૭ સંસારની સહાયતા કરનારાં, સંસાર વધારનારાં ૧૮ ફલની આશા ૧૯ પરલોક ૨૦ સંસારરૂપી ઘર ૨૧ ભ્રમ ૨૨ અન્ય; દ્વૈતભાવના ૨૩ રૂપ ૨૪ હૃદય ૨૫ દર્પણ ૨૬ હૃદયને હરી લેનાર અર્થાત્ પ્રિયતમરૂપી પરમાત્મા ૨૭ મૃત્યુલોક ૨૮ ઠેકાણા વગરનું ૨૯ દેશાતીત

કોઈ પણ જાતના ફળની આશા રાખશો નહિ. (૩) આ પાર્થિવ નાશવાન ઘર કરતાં પરલોકનું સ્થાન ઘણું મજબૂત છે, માટે આ લોકમાંથી તમારૂં ધન લઇને એ પરલોકમાં લઈ જજો. (૪) દ્વૈતભાવનારૂપી નામરૂપના ભ્રમનો પડદો તમારાં નેત્રોમાંથી કહાડી નાખજો. અંતઃકરણના દર્પણમાં એ પ્રિયતમ પરમાત્માનેજ રાખજો. (૫) આ નાશવાન સંસારમાં કોઇ પણ ઘર (મકાન અથવા શરીર)માં ઘર કરીને બેસી રહેશો નહિ. સ્થાનને બદલે સ્થાનાતીત અને દેશને બદલે દેશાતીત થઇને રહેજો. (૬)

( રાગ ભૈરવી, તાલ દાદરા )

ગર હમને દિલ સનમકો દિયા, ફિર કિસીકો કયા;
ઈસ્લામ છોડ કુફ્ર લિયા, ફિર કિસી કો કયા. (૧)
હમને તો અપના આપ ગિરેબાં કિયા હૈ ચાક;
આપહી સિયા, સિયા ન સિયા, ફિર કિસીકો કયા. (૨)
આંખે હમારી લાલ સનમ ! કુછ નશા પિયા;
આપહી પિયા, પિયા ન પિયા, ફિર કિસી કો કયા. (૩)
અપની તો જિન્દગી તો મિયાં ! મિસ્લે–હુબાબ હૈ;
ગો ખિજર લાખ બરસ જિયા, ફિર કિસી કો કયા. (૪)
દુનિયા મેં હમને આ કે ભલા યા બુરા કિયા;
જો કુછ કિયા હમને કિયા, ફિર કિસિકો કયા. (૫)

અર્થઃ–કદાપ અમે સનમને હૃદય અર્પણ કર્યું,તો એમાં બીજાને શું લાગેવળગે છે અને આસ્તિક મટીને અમે નાસ્તિક થયા તોપણ એમાં કોઇને શું ? (૧) અમે અમારૂ કપડું અમે પોતેજ ફાડી નાખ્યું; અમેજ એને સીવ્યું હતું અને હવે સીવીએ કે ન સીવીએ તેમાં બીજા કોઇને શું ? (૨) હે સનમ ! અમારી આંખો લાલચોળ છે. માનો કે નશો પીધો છે; પણ અમે પોતેજ પીધો કે નથી પીધો એમાં બીજાને શું લેવાદેવા છે? (૩) ભાઇ ! અમારી જીંદગી તો પાણીના પરપોટા જેવી છે. [1]ખીજર લાખો વર્ષો જીવ્યો હોય તો તેમાં બીજા કોઇને શું ? (૪) આ જગતમાં આવીને અમે સારૂં કામ કર્યું કે ખરાબ કર્યું; જે કાંઇ કર્યું તે બધું અમેજ કર્યું, તેમાં બીજા કોઇને શું ? (૫)

૧ મુસલમાનીધર્મમાં જલના દેવતાનું નામ ખિજર છે.

( રાગ ભૈરવી, ત્રિતાલ )

દિયા અપની ખુદી કો જો હમને ઉઠા, વહ જો પર્દા સા બીચમેં થા ન રહા;
રહે પર્દે મેં અબ ન વહ પરદાનિશીં, કોઈ દૂસરા ઉસ કે સિવા ન રહા. ૧
નથી હાલકી જબ હમેં અપની ખબર, રહે દેખતે ઔરોં કે એ બે-હુનર;
પડી અપની બુરાઇયોં પર જો નજર, તો નિગાહમેં કોઈ બુરા ન રહા. ૨
*જફર આદમી ઉસકો ન જાનિયેગા, ગો હો કૈસા હી સાહિબે-ફ્રે હમો-જકા;
જિસે ઐશમેં યાદ-ખુદા ન રહી, જિસે તૈશમેં ખૌફે-ખુદા ન રહા. ૩

અર્થ:-મેં જ્યારે મારા અહંકારને કહાડી નાખ્યો ત્યારે (મારી અને પરમાત્માની વચ્ચે જે પડદો હતો તે ) પડદો વચમાં ન રહ્યો. એ પડદાની પાછળ છુપાઇને બેસનારો (અહંકાર) પણ ન રહ્યો; અને હવે તો એ (પરમાત્મા)-ના સિવાય બીજું કોઇ (દ્વૈત) જ ન રહ્યું (૧) મારા પોતાના સ્વરૂપનું જ્યાં સુધી મને જ્ઞાન નહોતું, ત્યાંસુધી બીજાના ગુણદોષ હું જોયા કરતો હતો; પણ જ્યાં મારા પોતાના દોષપર મારી દૃષ્ટિ પડી, ત્યારે મારી દૃષ્ટિમાં કોઇ ખરાબ રહ્યુંજ નહિ. (૨) જફર કહે છે કે મનુષ્ય ગમે તેવો બુદ્ધિશાળી, વિચારવાન અને જ્ઞાની હોય તોપણ જેને ભોગવિલાસમાં પરમાત્માનું સ્મરણ ન રહેતું હોય અને ક્રોધમાં ઇશ્વરનો ભય ન રહેતો હોય, તેને તું મનુષ્ય નસમજીશ.(૩)

આવી જાતનાં અન્યનાં બનાવેલાં અને "ઇલ્તમાસ" "જાઉં કિધરકો મૈં" "અહાહાહા" "ગંજેનિહા" "ઉલ્ફતકા દરયા" "મેરા નામ" "રામકા નાચ" "હમ બગલરામ" વગેરે એમની પોતાની લેખિનીમાંથી ઉતરેલાં ભજનોથી એમનું ઘર એટલે અદ્વૈતામૃતવર્ષિણી સભાનું મકાન ગુંજી ઉઠતું. એમનું સ્થાન તો અદ્વૈતસાધનાનો સાધકાશ્રમ બની ગયો હતો. એ સભાની સ્થાપનાના સમાચાર ભગતજીને આપતાં તા.૫-૨-૧૮૯૮ના પત્રમાં તેઓ લખે છે કે "અહિં અદ્વૈતામૃતવર્ષિણી સભા સ્થાપન થઇ છે. જેમાં વિશેષે કરીને સાધુમહાત્માઓ દાખલ થયા છે; એનું એકઠા થવાનું સ્થાન મારૂંજ ઘર છે અને દરેક ગુરુવારે સંમેલન થાય છે. તેમાં ઉપદેશ વગેરે થાય છે અને તે વેદાન્ત ઉપરજ."

કૉલેજની સાથેનો સંબંધ હજુ જેવોને તેવોજ હતો. વિશેષમાં તેઓ એ સાલમાં એમ. એ. ના ફારસી અને સંસ્કૃતના પરીક્ષક નિમાયા હતા. એમની નિપુણતા, કર્મણ્યતા અને પરિશ્રમ એવાં અદ્દભુત હતાં કે એ દિશામાં પણ એમની ઉપયોગિતા વધતી જતી હતી; છતાં એમનું એ સાંસારિક ઉન્ન-

* દિલ્હીના છેલ્લા બાદશાહ અહમદશાહનું તખલ્લુસ છે

તિ અને વિદ્યાદાનપ્રતિ હવે લક્ષજ નહોતું. એમને તો અહોનિશ જ્ઞાન, વેદાન્ત અને આત્મસાક્ષાત્કારનોજ રસ લાગ્યો હતો. લોકોનો પરિચય બહુ ઓછો કરી નાખ્યો હતો.સત્સંગીઓને પણ નિયમિત સમયેજ મળતા. એમના શિક્ષણની પદ્ધતિની બધે પ્રશંસા થતી અને પરીક્ષામાં પણ પરિણામ બહુ સારૂં આવતું. અતિ પરિશ્રમને લીધે શરીર કોઇ કોઇવાર બગડી આવતું પણ હવે એ બિમારીની એમના ચિત્તપર જરાયે અસર ક્યાં થાય એમ હતી? તા. ૧૬-૧૨-૧૮૯૭ ના એક પત્રમાં લખે છે કે:-“ પરમ દિવસે મને તાવ આવી ગયો હતો, પણ એ તાવ પણ મારો આત્મસ્વરૂપ છે એમ ભાવના કરવાથી અત્યંત આનંદદાયી નિવડયો. સળેખમ બહુ જોરથી થયું હતું. એ બધાં પોતાની મેળે થાકીને બહુ જલદી દૂર જતાં રહ્યાં.” શરીરની સાથે આવી ઉપરામની અવસ્થા અને તેની સાથે એકાન્તસેવન અને અંતર્મુખવૃત્તિ રાખવાની જિજ્ઞાસામા નિત્યપ્રતિ વધારો થતાં થતાં ચિત્ત દિનપ્રતિદિન અચલ થતું જતું હતું. [1]એમાં હવે પ્રથમના જેવો ઘડીએ ઘડીએ વિશેષ ફેરફાર નહોતો થતો.

પોતાના આધ્યાત્મક જ્ઞાનનો લાભ ધર્મપત્નીને પણ આપ્યો હતો, એમ એમના વ્યાખ્યાનમાં પણ પોતે કહેલું છે. અનુભવનો ઉદય થયા પછી એટલે કે ઇ૦ સ૦ ૧૮૯૮ થી ૧૯૦૦ સુધીનાં બે વર્ષમાં પોતે કેવી રીતે ગૃહસ્થાશ્રમમાં રહ્યા હતા, તેનું વર્ણન કરતાં કહે છે કે:-“ અનુભવ થયા પછી રામ પૂરાં બે વર્ષ ગૃહસ્થાશ્રમમાં રહ્યો હતો. ધર્મપત્નીને વેદાન્તનું શિક્ષણ આપ્યું હતું;તે ફૂલ લાવતી, ધૂપદીપ કરતી અને આત્માનંદમાં નિમગ્ન રહેતી. પૂજા સમાપ્ત કરીને તે રામના પ્રતિ એકાકાર દૃષ્ટિ કરીને ધ્યાનમાં બેસતી અને એવી રીતે ૐ નો ધ્વનિ કરતાં કરતાં રામમાં આત્મદર્શન પામતી. પોતાના આત્મામાંજ રામનો અર્થાત્ ઇશ્વરનો અનુભવ કરતી. પરસ્પર એજ વિચારોનો વિનિમય થતો. ઉભય એકબીજામાં આત્મદર્શન પામતાં અને માત્ર સહધર્મ અને સદાચારની સાધનામાંથી આત્મસાક્ષાત્કાર થતો. રામે તેને ઉન્નતસ્થિતિમાં આણી હતી; થોડા સમય સુધી એ સ્થિતિ ચાલુ રહી. મહિનાઓ વીતી ગયા. કામવાસના, અધમ વિચારો અને દેહની સંપૂર્ણ વિસ્મૃતિ થઇ ગઈ, અને અમે બન્ને મુક્ત થયાં. પતિપત્નીના સંબંધનો વિચારમાત્ર પણ નહોતો રહ્યો ત્યાં એ સંબંધનો આભાસ પણ ક્યાંથી થાય!

૧ તા ૨૫-૫-૧૮૯૮ નો પત્ર

તે રામને પોતાનો પતિ નહોતી સમજતી, રામ તેને પોતાની પત્ની નહોતો માનતો."

"માંસાહારનિષેધ" નામના વ્યાખ્યાનમાં પોતેજ કહે છે કેઃ-"પત્નીમાં જો કે ઉચ્ચ સંસ્કારો નહોતા, છતાં તેને ઉચ્ચ સ્થિતિમાં લાવવા માટે બનતા પ્રયત્નો કર્યા હતા." એમનું લગ્ન બાલ્યાવસ્થામાંજ થયું હતું, તેથી અને નિર્ધન બ્રાહ્મણ કુટુંબની એ સમયની કન્યાને શિક્ષણ આપવાની પદ્ધતિજ નહિ હોવાથી જ્ઞાનવૈરાગ્યના સંસ્કારો એનામાં ન હોય, તે સ્વાભાવિક હતું; છતાં પણ ગોસ્વામી તીર્થરામજી જેવા સમર્થ ત્યાગીનાં ધર્મપત્નીતરીકે એમનું એટલું અહોભાગ્ય કે એવા વિરકત પતિની છાયામાં રહી પોતે પણ એમની નિષ્ઠામાં સહધર્મી બન્યાં. એક ભકતે વર્ણવેલો એમના ગૃહસ્થાશ્રમનો પ્રસંગ નોંધવા જેવો છે. એકવાર કુટુંબમાં કોઇ ઠેકાણે લગ્નપ્રસંગ હતો, તેમાં લાહોરથી એમનાં ધર્મપત્નીને જવાનું હતું. વિરકતચિત્ત તીર્થરામજીને તો એવા સાંસારિક સંબંધો અને પ્રસંગોપ્રતિ લક્ષ ન હોય એ સ્વાભાવિકજ છે; પરંતુ સ્ત્રીઓને પોતાની સ્વાભાવિક રાજસવૃત્તિને લીધે એ સંબંધોનું પરિપાલન કરવાની અને સમયોચિત વસ્ત્રાલંકાર પહેરી, પોતાની સ્થિતિનું માનગૌરવ ભોગવવાની વૃત્તિ હોય છે. પ્રથમની નિર્ધન અવસ્થાને લીધે સુવર્ણના અલંકારો કે બહુમૂલ્ય રેશમી વસ્ત્રોની એ ગૃહસ્થાશ્રમમાં ભરતી શાનીજ હોય! ઉપરાંત ગોસાંઇજી અધ્યાપક બની સારી કમાણી મેળવતા થયા, છતાં એમનું દ્રવ્ય તો વિદ્યા અને જ્ઞાનદાનમાંજ જતું હતું; એટલે પત્નીનો ગમે તેટલો આગ્રહ હોય તોપણ વસ્ત્રાભૂષણ વધારવાની તો વાતજ કયાંથી સંભવે? એમને તો આતિથ્યસત્કાર, પુસ્તકો ખરીદવાં, વિદ્યાર્થીઓને સહાયતા કરવી અને માતાપિતા, કુટુંબીઓ તથા ભગત ધન્નારામજીનો નિર્વાહ નિભાવવામાંજ પોતાનો બધો પગાર ખર્ચી નાખવો પડતો. આવી સ્થિતિમાં એમનાં ધર્મપત્નીએ પેલા લગ્નપ્રસંગ ઉપર જવા માટે આજ્ઞા માગી અને સાથે સાથે થોડા અલંકારમાટે વિનતિ કરી. ગોસ્વામીજીએ એમને સમજાવ્યાં કે આપણો ગૃહસ્થાશ્રમ તો ત્યાગનો નમુનો છે; આપણે બ્રાહ્મણને વળી એવી વસ્ત્રાલંકારની શોભા કેવી? આપણું ભૂષણ તો જ્ઞાન, ભકિત, વૈરાગ્ય અને બ્રહ્મવિદ્યા! છતાં આની અસર કાંઇ થઇ નહિ. પત્નીના ચિત્તમાં સાંસારિક સ્થિતિની અભિલાષાઓ હોતી. હું એમ. એ. થયેલા અધ્યાપકની પત્ની, નાતજાતમાં સાદેવેષે જાઉં તો ઘરની શી આબરૂ રહે! લોકો તો

એમજ કહે કે એનો પતિ આટલું આટલું કમાય છે, છતાં આના શરીર ઉપર-તો એકેય કિંમતી દાગીનો નથી; આવા આવા વિચારો એમને સતાવ્યા કરતા હતા. પ્રાતઃકાળથી આ વાતની શરૂઆત થઇ હતી. ઘણું સમજાવ્યા છતાં પણ હઠ ન છોડી. આખો દિવસ ઘરનું કામકાજ કર્યું; પણ બધું વિદગ્ધ ચિત્તે. રાત્રિએ જ્યારે ગોસ્વામીજી ભોજન કરવા નીચે ઉતર્યા, ત્યારે પણ એ રોષ નહોતો ઉતર્યો, એટલે એમણે જરા વિશેષ ધ્યાન આપ્યું. પત્નીને શોકગ્રસ્ત મુખમુદ્રાથી પીરસતી જોઇને પૂછયું કે:–"કેમ,હજુ મનમાંથી મોહ નથી જતો ?"

"પણ આવી ને આવી જાઉં તો સગાંસંબંધી ને નાતજાતનાં લોક કેવી વાતો કરે એની આપને કાંઇ ખબર છે ?" પત્નીએ ખિન્નવદને દલીલ કરી. "શી વાતો કરે વારૂ ! કહે જોઇએ ?" ધીમે સ્વરે તીર્થરામજીએ પૂછયું. "વાતો એકે આવડા મોટા પગારદારની સ્ત્રીને અંગ ઉપર એકે દાગીનો સરખોએ નહિ, એ વાતો વળી; એમાં મારૂં તો શું પણ આપનુંજ નામ વગોવાય." એવાજ રોષમાં ને રોષમાં પીરસતાં પીરસતાં દલીલ આગળ ચલાવી. આ દલીલનો સદુપયોગ કરતાં તીર્થરામજી બોલ્યા:"ઠીક આબરૂ તો મારી જશે,એમમાનો છો નહિ વારૂ ? ત્યારે તો કાંઇ ચિંતા નહિ; હું તો સમજતો હતો કે તમને ઘરેણાં પહેરવાનો મોહ છે; પણ આ તો વાત ઉલટી નીકળી. તમે તો મારી આબરૂ સાચવવા વસ્ત્રાભૂષણ માગો છો ! પણ હું એથી નારાજ થતો હોઉં તો ! તમારે મને રાજી રાખવા વસ્ત્રાલંકાર પહેરવા છે કે લોકોને રાજી રાખવા ? જવાબ આપો જોઈએ !"

આવા પ્રશ્નનો શું ઉત્તર આપે ! પત્નીના સર્વ પ્રયત્ન, સમસ્ત જીવન અને જીવનના ભોગોપભોગ કેવળ પતિના ચિત્તરંજનાર્થ હોય છે, એવું જ્ઞાન તો આર્યરમણી ગમે તેટલી અસંસ્કારી કે અશિક્ષિત હોય તોપણ એની નસેનસમાં વારસારૂપે માતાના દૂધમાંથીજ ઉતરી આવેલું હોય છે; એટલે લોકરંજનમાટે સ્ત્રીનું જીવન નથી પણ કેવળ પતિનેજ પોતાનાં તનમન સમર્પણ છે, એમ સમજનારી સન્નારી લોકપ્રસન્નતાનાં લોભમોહ કેવી રીતે યથાર્થ કરાવી શકે ? આવો પ્રશ્ન સાંભળતાં એ શાંત થયાં અને રોષ, ક્રોધ શમી ગયાં. તીર્થરામજીએ શાંતભાવે સમજાવવા માંડયું કે, "આપણે એવા વસ્ત્રાભૂષણથી આપણી કિંમત આંકનારા લોકોને માટે જીવતાંજ નથી; આપણું તનમનધન તો પરમાત્મા છે. આ ગૃહસ્થાશ્રમમાં તમે જોતાં નથી કે

આપણે તો આપણી બધી આવકનો ધર્મવરી કરી રહ્યાં છીએ. એમાં વસ્ત્રાભૂષણથી ક્યાં શરીરને શણગારવા બેસીએ ? માટે જેવાં છો તેવાં સાદાં સીધાં લગ્નોત્સવમા જઇ આવો ને બીજા ઉપર પણ સાદાઇનો પ્રભાવ પાડો."

આમ સમજાવવાથી તેઓ શાંત પડયાં. કોઇ કોઇવાર આવી હઠ પ્રકૃતિ ને લીધે તેમનામાં આવી જતી; પણ એકંદરે તેઓ પતિરાયણા અને આજ્ઞાંકિત સ્ત્રી હતાં. તીર્થરામજીની ઉદાર અને પરોપકારવૃત્તિમાં તેઓ કદિ આડે આવ્યાં હોય તેમ બન્યુંજ નથી અને ઉત્તરાવસ્થામાં જ્યારે તીર્થરામજી વનવાસગમનને માટે તૈયાર થયા, ત્યારે પોતે પણ બાલબચ્ચાં લઇને સાથે ગયાં હતાં, એજ એમનાં પતિભક્તિ અને સદ્ભાવની ખાત્રી આપે છે. પાછળથી તેમણે હિન્દીભાષાનો અભ્યાસ કર્યો હતો અને ભક્તકવિ તુલસીદાસનું રામાયણ તથા ભગવદ્ગીતા અને ભાગવત વગેરે ગ્રંથોના વાચનથી પોતાનો સમય વીતાવતાં. ગૃહસ્થાશ્રમમાં પત્નીને યથાશક્ય કોટિએ લઇ જવા આટલી મહેનત એમણે કરી હતી અને એમાં કાંઇક અંશે સફળતા પણ મળી હતી.

આપણે આટલું વિવેચન હરદ્વારગમન પહેલાંનું એટલા માટે જોયું કે એથી આપણને એમના ધાર્મિક જીવનની તદાકારતાનું દર્શન થાય. હરદ્વારથી હૃષિકેશ જતાં પોતાની પાસે જે દ્રવ્ય હતું તે તેમણે સાધુમહાત્માઓની સેવામાં ખર્ચી નાખ્યું અને ત્યાંથી હાથમાં ઉપનિષદોનું પુસ્તક લઇ, વેદાન્તપ્રતિપાદિત સત્યનો સાક્ષાત્કાર કરવા આઠેક માઇલ ઉપર આવેલા તપોવન ભણી ચાલી નીકળ્યા. ત્યાં એક બ્રહ્મપુરી નામનું અગોચર અરણ્ય છે. ભગવતી ગંગાજીનો કલકલ ધ્વનિથી ગર્જતો પ્રવાહ, નાનાવિધ પક્ષીઓનો સ્વચ્છંદી વનવિહાર, હિંસક પશુઓની પ્રસંગોપાત વિહારલીલા અને ભયભીત ગર્જના અને જનશૂન્ય નીરવ ગંભીરતા, એ આ અરણ્યનાં મહત્ત્વપૂર્ણ લક્ષણ છે. આજુબાજુ પાંચપાંચ માઇલ સુધી વસ્તી નથી. એક આવરત વેગે ખળખળ વહેતાં ઝરણાંને વાળી, પોતાની પર્ણકુટિની આસપાસજ વહેવરાવીને ઉપયોગી પુષ્પફલની વાટિકા બનાવી કોઇ એકાન્ત પ્રેમી તપસ્વી સાધક ત્યાં ઘણીવાર જઈ રહે છે. તે સિવાય ત્યાં વિશાળ વૃક્ષો કે પર્વતની ગુહાઓ સિવાય આશ્રય લેવાનાં કોઇ સ્થાન નથી. વાંસનું જંગલ, ઘનઘોર છાયા, વન પશુઓનો વિહાર અને વાનરક્રીડાની ખેલ કૂદ સિવાય ત્યાં દિવસે બીજું કશું દૃષ્ટિગોચર થતું નથી. રાત્રિએ તો અટુલા સાધકને પ્રકૃતિ માતાના પ્રેમલ પાલવવિના બીજો કશો આશ્રયજ નહિ; ગંગાજીનાં અનારત ગંભીર શ્રુતિગાન-

નો ધ્વનિ અને સાધકનાં વિરહદગ્ધ ચિત્તના આર્દ્ર કરુણાલાપનાં દ્વૈત સંમેલનનો અદ્વૈત શાંતાલાપ એજ માત્ર એ સમયનાં એકજ સિક્કાનાં મિથ્યાભાસ જેવાં બે જૂદાં જૂદાં સ્વરૂપો ! આવા નિર્જન પ્રદેશભણી ગોસ્વામી તીર્થરામ પોતાની અધુરી સાધનામાં સિદ્ધિ પૂરવા માટે ચાલી નીકળ્યા. એમને આ સ્થાન બહુજ ગમ્યું; એટલે અહિં આવીને આસન જમાવ્યું.

હવે એ બાલપણના ભોળા તીર્થરામ રહ્યા નહોતા; છતાં વિદ્યાર્થી અવસ્થાના ભીષણ પરિશ્રમનું તપોબળ અત્યારની એકવસ્ત્ર શરીરે રહેવાની તપશ્ચર્યામાં બદલાઇ ગયું હતું. ભયંકર અરણ્યમાં એકાકી પર્યટન કરીને આત્મ ભાવનાનાં અમૃતનો આસ્વાદ લેવાની ભીષ્મપ્રતિજ્ઞા એમણે ધારણ કરી. એ અવસ્થાનું સાંગોપાંગ વર્ણન એમણે સ્વહસ્તે અનેક પત્રોમાં અને પહાડી દૃશ્યો નામના લઘુ લેખોમાં કર્યું છે; એટલે વાચકોને એનાં વાચનથીજ એમના ત્યાગની ઉત્કટતાનું દર્શન થશે, છતાં પણ પ્રસંગોચિત અવતરણો અહિં આપીએ છીએ. અહિં આવીને એમણે નીચેનો સંકલ્પ કર્યો:—

આસન [1]જમાયે બૈઠે હૈં, [2]દર સે ન જાયંગે;
હમ [3]કૈહકશાં બનેંગે, તુમ્હેં [4]માહરૂ બનાયેંગે. ૧

× × ×

હમ [5]કૂચે-દરે-યાર સે કયા ટલકે જાયેંગે ?
હમ ન પત્થર હૈં [6]ફિસલને કિ ફિસલ જાયેંગે. ૨
[7]વસલે-સનમ કો છોડ કર, કયા [8]કાબે જાયેંગે;
વહાં ભી વહી સનમ હૈ, તો કયા મુંહ દિખાયેંગે. ૩
હમ અપને [9]કુચે-યાર, કો કાબા બનાયેંગે;
[10]લૈલી બનેંગે હમ, ઉસે [11]મજનૂ બનાયેંગે. ૪
[12]ગૈરોં સે મત મિલો, કિ [13]સિતમગર બનાયેંગે;
હમ સે મિલા કરો, તુમ્હેં [14]દિલબર બનાયેંગે. ૫

અર્થ:—અમે તો અહિં આવીને આસન જમાવીને બેઠા છીએ, તે હવે તારાં બારણાં પાસેથી નહિ જઇએ. અમે રાત્રિએ આકાશમાં દેખાતી આકા-

૧ જમાવીને ૨ દ્વાર, બારણું ૩ આકાશગંગા ૪ ચંદ્રમુખ ૫ પ્રિયતમના ઘરની શેરી ૬ લપસી પડે એવો ૭ પ્રિયતમનું દર્શન, મેળાપ ૮ મંદિર ૯ પ્રિયતમની શેરી ૧૦ લૈલી નામની માશુક ૧૧ મજનુ નામનો આશક ૧૨ બીજાઓ ૧૩ જુલમી ૧૪ પ્રિયતમ

શગંગા બનશું અને તને તેમાં વિહાર કરનાર ચંદ્રમુખ બનાવશું. (૧) શું અમે પ્રિયતમના ઘરની શેરીમાંથી ચાલ્યા જશું ? નહિ, અમે એવા પથ્થર નથી કે લપસી પડીએ. (૨) પ્રિયતમ સાથેની અભેદ પ્રાપ્તિને છોડી દઈને શું કાબા જેવા મંદિરમાં જ્યાં કેવળ તારી પ્રતિમા છે ત્યાં જશું ? અને ત્યાં પણ જો પ્રિયતમનીજ પ્રતિમા છે, તો પછી ત્યાં શું મોઢું દેખાડીએ ? (૩) અમે અમારા પ્રિયતમની શેરીનેજ કાબાનું મંદિર બનાવશું. અમે પોતે લૈલી જેવા માશુક બનશું અને પ્રિયતમને મજનૂ જેવા આશક બનાવશું. (૪) હે પ્રિયતમ ! તમે બીજાઓ પાસે ન જશો, એ તો તમને જુલમી બનાવશે; અમારી સાથે પ્રીતિ કરો, અમે તો તમને પ્રિયતમ બનાવશું. (૫)

આવો સંકલ્પ કરીને તપોવનમાં ગયા, ત્યાં પિતાજીએ ઘેર પાછા બોલાવવાના પત્રો લખ્યા; પણ ગોસાંઈજીએ એ પત્રોને તો ગંગાજીમાં પધરાવવા માંડયા. છેવટે પિતાજીની પ્રેરણાથી ભગતજીએ જે પત્ર લખ્યો, એનો ઉત્તર આપતાં લખે છે કે:—

" એક કૃપાપત્ર મળ્યો, જેમાં ઘેર આવવા માટે પ્રેરણા હતી; એ પત્રને " તો લઇનેજ તરતજ પરમધામમાં મોકલી દીધો; એટલે કે શ્રી ગંગાજીના " પ્રવાહમાં પધરાવી દીધો. જો કોઇ કુટુંબીજનોના શોકના સંબંધમાં પૂછ- " તા હો તો આપની અત્યંત કૃપા છે.

**अव्यक्तादीनि भूतानि, व्यक्तमध्यानि भारत ।**
**अव्यक्तनिधनान्येव तत्र का परिदेवना ॥**

(ભ૦ ગી૦ અ૦ ૨-૧૮)

અર્થઃ—હે ભારત ! આ સર્વ પ્રાણીઓ આરંભમાં અવ્યક્ત ( અદૃશ્ય ) મધ્યકાળમાં વ્યકત (દેખાય તેવાં) અને મરણ પામ્યા પછી પાછાં અવ્યકતજ થનાર છે; તો પછી શોક કોનો કરવાનો રહ્યો ?

" હે ભગવાન ! આપનીજ આજ્ઞાનું પાલન કરી રહ્યો છું; પોતાના(નિજ) " ગૃહભણીજ ચાલ્યો જાઉં છું, આપના વાસ્તવિક સ્વરૂપમાં ભળી રહ્યો " છું; પંજાબ જે પાંચ નદીઓ (રકત, વીર્ય, મૂત્ર, સ્વેદ અને લાળ) મળીને " આપણું શરીર છે, તેના અધ્યાસનો ત્યાગ કરવાથીજ પોતાના વાસ્તવિક " ધામ ( હરિદ્વાર ) ની પ્રાપ્તિ થાય છે. × × × × ઘરવાળાંને કહી દેજો " કે મળવું તો હવે કેન્દ્રસ્થાનમાંજ ઉચિત છે કે જ્યાં મળવાથી વિયો-

"ગજ ન થાય. × × × × રાજાલોક રાજ્યપાટનો ત્યાગ કરીને પણ
"એવા આનંદની ઇચ્છા કરતા હતા, દેવતાગણ સ્વર્ગવૈકુંઠનું ધ્યાન છોડીને
"આ ગંગાતીરની કામના રાખતા હતા, તો મારૂંજ શું પ્રારબ્ધ ફૂટી ગયું
"કે આ પ્રાપ્ત થએલા આનંદને છોડીને ખોટા પદાર્થોની પાછળ દોડું ?
"લોકો તીર્થમાં જાય છે, તીર્થ કદિ ચાલીને લોકોની પાસે નથી જતું. ઘર-
"વાળાંને કહેજો કે જ્યારે તીર્થોમાં રમણ કરનાર તીર્થરામરૂપી પરમાત્માના
"ચરણમાં જશો ત્યારે તીર્થરામ ગોસાંઇનો મેળાપ થશે; નહિ તો નહિ.
"જ્યાંસુધી અમારા ઘરમાં સત્સંગરૂપી ગંગા નહિ વહે ત્યાંસુધી ચિત્ત ત્યાં
"નહિ ચોંટે. એક પળ પણ ત્યાં નહિ રહી શકું................અમે તો મરી
"ચૂકયા; જીવતે જીવ મરી ચૂકયા; ઘરવાળાં હવે અમને બોલાવવાનો પ્રયત્ન
"ન કરે. અમારા જેવાં થઇ જશે, ત્યારે તો બહુ સુગમતાથી મેળાપ થઇ
"જશે..................................જ્યારે આખરે બધાંને સૂકાં ફૂલ (હાડકાં)
"બનીને તો ગંગામાં આવવાનુંજ છે, તો પછી લીલાં ફૂલના જેવા શરીરને
"જ્ઞાનગંગામાં શામાટે નથી પધરાવતાં ?..............................અહિં તો
"આઠ પ્રહરમાં માત્ર રાત્રિએજ સંતોનાં દર્શન કરવા બહાર જવાય છે, નહિ
"તો કયાંયે જવુંઆવવું નથી થતું અને આઠ દિવસે માત્ર રવિવારે બ્રાહ્મણો
"અને સંન્યાસીઓની સભામાં વ્યાખ્યાન દેવા માટે જવું પડે છે; બીજે કોઇ
"સ્થળે નહિ. લગભગ સોએક મહાત્માઓને ભોજન કરાવ્યાં આજ પાંચ છ
"દિવસ થયા છે."

આ પત્રમાં એમના આત્મસાક્ષાત્કારના સંકલ્પ ઉપરાંત દિનચર્યાનું પણ આપણને ભાન થાય છે. એક તરફ પોતે નિત્યતૃપ્તિને માટે તપશ્ચર્યા કરે છે અને બીજી બાજુ હૃષીકેશનિવાસી સંતોના સમૂહમાં વ્યાખ્યાનો આપી અનેકોને અદ્વૈતામૃત પાતા જાય છે. એ અવસ્થાનું મનોહર વર્ણન કરતાં તેઓ લખે છે કે:—

"હે ગંગા ! શું આ તારી છાતી છે કે જેના પયપાનવડે બ્રહ્મવિદ્યાનું
"પોષણ થાય છે ? હિમાલય ! શું એ તારોજ ખોળો છે કે જેમાં બ્રહ્મવિદ્યા
"(ગિરિજા) રમ્યા કરે છે...........હે ભગવન્ ! એવો સમય કયારે આવશે
"કે જ્યારે બ્રહ્મજ્ઞાનના ઉન્માદના પ્રતાપે રાગ અને દ્વેષ રામના હૃદય ઉપર
"સ્વપ્ને પણ અધિકાર મેળવી ન શકે ? પાપ અને શોક ભૂતકાલની પેઠે કયારે
"ગયાંગુજર્યાં થઇ જશે ? તુર્યાવસ્થા પણ જો ગ્રંથમાંજ લખવા માટે ન હોય

"તો એ અવસ્થા ક્યાં છે ? આવી આંતરિક અવસ્થામાં રામ ઉઘાડે માથે, "ઉઘાડે પગે, ઉઘાડે શરીરે, ઉપનિષદો હાથમાં લઇને ગાંડાની પેઠે અરણ્યો- "માં રખડી રહ્યો છે; અને ગાતો જાય છે:—

[1]ઇશ્કકા [2]મન્સબ લિખા, જિસ દિન મેરી [3]તકદીરમેં;
[4]આહકી [5]નકદી મિલી, [6]સહરા મિલા જાગીરમેં.

અર્થ:-મારા ભાગ્યમાં ઇશ્ક ( પ્રેમ ) નો લેખ લખાયો તેજ દિવસથી પુંજીમાં મને "હાય" અને જાગીરમાં "જંગલ" મળ્યાં છે.

## ભીષણ પ્રતિજ્ઞા

"બસ ! તખ્ત કે તખ્તો ( રાજસિંહાસન અથવા ચિતા ). માતાપિતા ! "તમારો પુત્ર હવે પાછો નથી આવવાનો. વિદ્યાર્થીઓ ! તમારો વિદ્યાગુરુ " હવે પાછો નહિ આવે. પત્ની ! તારો સંબંધ હવે ક્યાંસુધી નભશે ? બક- " રાની માતા પોતાના પુત્રની ક્યાંસુધી સલામતી માન્યા કરશે ? કાં તો રામ " સર્વ સંબંધોથી રહિત થઇ જશે અથવા તમારી આશાઓને શિરે એકસામટું "પાણી ફરી વળશે; કાં તો રામના આનંદમય તરંગોમાં ઘરબાર (દેશ, કાલ, " કારણ ) બધાં નિમગ્ન થઇ જશે અથવા તો રામનું શરીર ગંગાની લહરિ- " ઓને સમર્પણ થશે અને શરીરનો અંત આવશે. મુવા પછી તો પ્રત્યેકનાં " હાડકાં ગંગામાં પડે છે; પરંતુ જો રામને આત્મસાક્ષાત્કાર નહિ થાય અને " દેહભાવની ગંધ બાકી રહી જશે, તો રામનાં અસ્થિમાંસ જીવતાંજ માછ- " લાંને ભેટ થઇ જશે.

રાગ પરજ, તાલ રૂપક

જિસકો [7]શોહરત ભી તરસતી હો વહ [8] રૂસ્વાઇ હૈ ઓર,
[9]હોશ ભી જિસપર [10]ફડક જાયેં વહ [11]સોદા ઔર હૈ. ૧
બન કે [12]પર્વાના તેરા આયા હું મૈં એ [13]શમા-એ-તૂર,
બાત વહ ફિર છિડ ન જાયે, યહ [14]તકાજા ઔર હૈ. ૨
દેખના ! [15]જોકે-તકલ્લુમ ! યહાં કોઇ [16]મૂસા નહીં,
જો મેરી આંખોં મેં ફિરતા હૈ વહ શીશા ઔર હૈ. ૩

---

૧ પ્રેમ ૨ લેખ ૩ ભાગ્ય ૪ હાય ૫ પૂંજી ૬ જંગલ ૭ માન ૮ અપમાન ૯ ભાન ૧૦ ન રહે ૧૧ વસ્તુ ૧૨ પતંગ ૧૩ પર્વતરૂપી અગ્નિનો દીપક ૧૪ ઝગડો ૧૫ વાણી અર્થાત્ પોતાને અહંભાવથી બોલવાનો આનંદ ૧૬ હઝરત મોઝીઝ

યૂં તો એ [1]સય્યાદ ! [2]આઝાદી મેં હૈં લાખોં મઝે,
[3]દામ કે નીચે [4]ફડકને કા [5]તમાશા ઔર હૈ. ૪
જાન દેતા હું તડપ કર [6]કૂચા–એ–ઉલ્ફત મેં મેં,
દેખ લો તુમ ભી કોઇ દમકા તમાશા ઔર હૈ. ૫
તેરે ખંજરને જિગર ટુકડે કિયા, અચ્છા કિયા,
કુછ મેરે [7]પેહલૂ મેં લેકિન [8]ચિલબલા સા ઔર હૈ. ૬
[9]ભેસ બદલે [10]મહફિલે–અગયાર મેં બૈઠે હૈં હમ,
વહ સમઝતે હૈં યહ કોઇ [11]ઓપરા સા ઔર હૈ. ૭

અર્થઃ–જેને માન પણ તરસતું હોય એ નિર્માન ( અર્થાત્ અહંભાવના નાશરૂપી માનાપમાનપરની વૃત્તિ ) કાંઇ જૂદુંજ છે; અને જેના ઉપર પોતાનું દેહભાન પણ્ન રહે એ વસ્તુ કાંઇ જૂદીજ છે. (૧) હે પર્વતસમાન અગ્નિ (જ્ઞાન) ના દીપક ! હું તારો પતંગ ( ભક્ત ) થઇને આવ્યો છું. સંભાળજે,પાછી પહેલાંના જેવીજ સ્થિતિ ન થઇ જાય! આ ઝગડો કાંઇ જૂદીજ જાતનો છે. (૨) હે નિરહંકાર વાચા (શબ્દ) ! આ કાંઇ મોઝીઝ નથી; ( કે જેણે પર્વતઉપરથી આવતા શબ્દને પ્રથમ નહોતો ઓળખ્યો ) મારી આંખોમાં જે અત્યારે રમી રહ્યો છે એ કોઇ જૂદોજ આભાસ છે.(૩) અરે ઓ શિકારી ! સ્વતંત્રતામાં એમ તો લાખો આનંદ છે, પણ તારા પાલવનીચે (પ્રેમના વિરહમાં તડફડવાનો) ખેલ કાંઇ જૂદીજ જાતનો છે. (૪) હું તો પ્રેમના માર્ગમાં તડપી તડપીને પ્રાણ અર્પણ કરૂં છું. તમે પણ જોઇ લ્યો કે એ પ્રાણના ( ત્યાગના ) ખેલ કાંઇ જૂદીજ જાતના છે. (૫) તારા ખંજરે મારા હૃદયના ખંડખંડ કરી નાખ્યા એ સારૂં થયું; છતાં મારા પડખામાં હજુ કાંઇ ખૂંચે છે, તે હજુ કોઇ અન્ય દ્વૈતાભાસ હોય એમ લાગે છે. (૬) આ દ્વૈતરૂપી સંસારના સમાજમાં અમે વેશ બદલીને બેઠા છીએ, તેથી એ (પ્રિયતમ) એમ સમજે છે કે આ કોઇ બીજો અજાણ્યોજ બેઠો છે. (૭)

અપરોક્ષ અનુભવની આવી લગની લાગી રહી છેઃ હાય ! અનુભવની જ્વાલા અંતઃકરણમાં ભડકી રહી છે ! અનુભવ ! આત્મસાક્ષાત્કાર ! બસ એજ વ્યથામાં આંખોમાંથી અશ્રુની ધારા ચાલી રહી છે; મુખથી અનેક પ્રકા-

૧ શિકારી ૨ સ્વતંત્રતા ૩ પાલવ ૪ તડફડાટ ૫ ખેલ ૬ પ્રિયતમની શેરી ૭ કુખ, પડખું ૮ વાગવું ૯ વેશ ૧૦ બીજા લોકોની સભા ૧૧ અન્ય, અપરિચિત

રનાં ભજનો બોલાઇ રહ્યાં છે અને ઉપનિષદોનાં મહાવાક્ય તો સાચાં છે, પણ (આ પ્રકરણમાં પહેલાં એમના પોતાના શબ્દોમાં લખી ગયા તેમ) સંપૂર્ણ અનુભવ કેમ થતો નથી એનીજ ચિન્તાએ હૃદયમાં દાવાનલ ઉત્પન્ન કર્યો છે; હૃદયમાં સંપૂર્ણ શાંતિ શામાટે નથી,એ આનંદના અવધિની કેવી અવસ્થા છે, એના તડફડાટમાં देहं पातयामि ના સંકલ્પો ઉઠતા જાય છે. એ વિષયમાં એઓએ સ્વમુખે એક વર્ણન કર્યું છે કે હરદ્વારથી હૃષીકેશ જતાં તેઓશ્રીને એક મસ્ત પુરુષનાં દર્શન થયાં હતાં અને એમની સાથે દૃષ્ટિ મળતાં તેમના ચિત્તની અવસ્થા બદલાઈ ગઈ હતી. જગદ્ગુરુ શંકરાચાર્યના ઉપદેશથી એમનામાં સન્યાસની જ્વાલા પ્રકટી હતી; પરંતુ બે નાના છતાં અત્યંત મહત્ત્વના પ્રસંગોની એમના ચિત્તપર બહુ અદ્ભુત અસર થઇ હતી, એમ એઓ પોતે કહેતા. જે મહાત્માએ એમને ગુજરાંવાલામાં અભ્યાસ કરતા હતા, ત્યારે મહાવાક્ય तत्वमसि નું શ્રવણ કરાવ્યું હતું તે એક અને બીજો આ વખતે હૃષીકેશ જતાં એક મસ્ત મહાત્માની સાથે દૃષ્ટિમિલન, એ બે પ્રસંગોએજ એમને નિજાનંદના પદપર આરૂઢ થવામાં સાચી સહાયતા કરી હતી. પ્રથમ પ્રસંગનું વર્ણન અમે આગળ કરી ગયા છીએ. બીજા પ્રસંગનું વર્ણન હવે આપણે એમના પોતાના શબ્દોમાંજ જોઇએઃ—

“એક દિવસ પ્રાતઃકાલે [1]સત્યનારાયણના મંદિરમાંથી કે જ્યાં રામે રાતવાસો કર્યો હતો, ત્યા બધાંને છોડીને તે એકલો ચાલી નીકળ્યો; પણ એક સંસ્કૃતનો વિદ્યાર્થી એની સાથે થઇ ગયો;કારણકે સંસ્કૃતના વિદ્યાર્થીઓ ઘણું ખરૂં પ્રાતઃકાલમાં બહુ વહેલા ઉઠે છે. સદ્ભાગ્યે એક મસ્ત અદ્વૈતમૂર્તિ મહાત્માની સાથે રામની દૃષ્ટિ મળી.એમના શરીર ઉપર માત્ર એક લંગોટી સિવાય બીજું કશુંયે નહોતું; અને એ લંગોટી પણ જરા ફાટેલી હતી. રસ્તામાં ત્યાં થઇને કોઈ શેઠ બદરીનાથ જતા હતા. *પેલા મસ્ત મહાત્માએ પેલા શેઠને પોતાની લંગોટી કે જે થોડી ફાટેલી હતી તેના ભણી સંકેત કરીને કહ્યું કે: “અરે બદરીનાથ! તું આ જોઇ લે.” એ મહાત્માનું નામ બદરીદેવ હતું.એનાં નેત્રો સાથે જ્યારે રામનાં નેત્રો મળ્યાં એટલે બન્ને હસી પડયા. વાતચીત

૧ આ મંદિર હરદ્વારથી ૧૪ માઇલ દૂર આવેલા હૃષીકેશ નામના તીર્થમાં જતાં આઠ માઇલ પછી રસ્તામાં આવે છે.

* બદરિનારાયણની યાત્રાએ જવાનો પણ એજ માર્ગ છે અને આ સમય પણ એ યાત્રાએ જવાનો હતો, એટલે યાત્રીઓ પણ એ રસ્તે જતા હતા.

પણ થઈ; દશા બદલાઈ ગઇ."

તીર્થરામજીની ઉપર આ પ્રસંગની અસર કેવી થઈ હતી તેનું પોતેજ સ્પષ્ટીકરણ કરે છે. એમની સાથે વાતચીત થતાં દશા બદલાઇ ગઇ, એમ તેઓ સ્વમુખે કહે છે. એકાન્તસેવનદ્વારા ઉપનિષદ્‌ગમ્ય સત્યનો સાક્ષાત્ અનુભવ કરવા લાહોરના જનસમાજ અને સગાંસંબંધીથી દૂર આટલે વિજનવનમાં પોતે એકલા ચાલ્યા જતા, ત્યાં આ મસ્તપુરુષે પેલા ઈશ્વરદર્શનમાટે બદરિનારાયણ જતા જડ શ્રદ્ધાવાળા ભક્તને સંકેતથી સમજાવ્યું કે પરમાત્મા ક્યાં દૂર છે? ભાઇ ! જોને એ તો સર્વત્ર વિરાજે છે! મહાત્માનું પોતાનું નામ બદરીદેવ હતું. યાત્રાળુ બદરિનાથનાં દર્શનમાટે જતો હતો. એનો અભેદ એ મસ્તની રગેરગમાં વ્યાપ્ત હતો, તેથી સંકેતથી સમજાવ્યું કે જે ત્યાં છે તે અહીં છે અને જે અહીં છે તે ત્યાં છે. આવા સંકેતની તીર્થરામજીના ચિત્તપર અદ્ભુત અસર થઇ; આત્મપ્રતીતિનું દ્વાર ઉઘડી ગયું હોય એમ એમને લાગ્યું અને વનવાસમાં પોતે કયાંય અન્ય સ્થાનમાં, બાહ્યપદાર્થમાં અથવા દ્વૈતવસ્તુમાં અદ્વૈતદર્શન પામવા ઇચ્છતા હોય તો તે વ્યર્થ છે અને કેવળ આત્મસાક્ષાત્કારજ એ અનંત તૃપ્તિ અને શાંતિનું એકમાત્ર સાધન છે, એવી એમને સાચી નિષ્ઠા થઈ. એ મસ્તમૂર્તિ સંતના મહાવાક્યથી અને એના નિજાનંદની ઝલકથી તીર્થરામજીની વૃત્તિ બદલાઈ ગઇ અને અંતર્મુખતામાં ઉમેરો થયો. શાંતિ, આનંદ, સુખ અને તૃપ્તિ કેવલ આત્મકેન્દ્રમાં દૃઢતાપૂર્વક સ્થિત થવાથીજ પ્રાપ્ત થાય છે અને આત્મજ્ઞાનજ માત્ર સર્વોપરિ સાધન છે એ સત્યની એ સંતના સંકેતથી એમને પ્રતીતિ થઈ; તેથી એમની શોકવિહ્વલ અવસ્થામાં પરિવર્તન થઈ ગયું. હૃષીકેશ ગયા પછી એમણે એટલા માટેજ તપોવન અને બ્રહ્મપુરીનાં એકાન્ત અરણ્યમાં જઇ, એ અપરોક્ષ અનુભવમાટે ભીષણ પ્રતિજ્ઞા લીધી તથા ઉપર આપણે જોઈ ગયા તેવી સ્થિતિમાં નિદિધ્યાસન કરવા માંડયું; પરંતુ અત્યંત પ્રયત્ન કરતાં છતાયે પણ જ્યારે ગોસાંઈજીને આત્મસાક્ષાત્કાર ન થયો ત્યારે એક દિવસે વ્યાકુલ થઇને એમણે શું કર્યું ? વાચક ! આવી ભીષણપ્રતિજ્ઞાવાળો પુરુષ બીજું શું કરે ? એકવાર નગ્ન સ્ત્રીને જોઇને ચિત્તમાં વિકાર ઉત્પન્ન થયો હતો ત્યારે એ વિકારને નિર્મૂલ કરવામાટે અને કૃષ્ણદર્શનની ઉત્કટ જિજ્ઞાસા જે કાલે સતાવતી હતી અને છાતીફાટ રુદનવિલાપ કરતાં છાતી ચીરવા માંડી હતી, તે વખતે **देहं पातयामि** ના પ્રયોગો જેણે અજમાવ્યા હતા, તે શું આવે વખતે, આત્મસાક્ષાત્કારની અંતિમ ભૂમિ-

કાએ આરોહણ કરવા માટે બીજું સાધન શોધે અથવા તો કોઇ સાધારણ માર્ગ ગ્રહણ કરે ખરા કે ? વિહ્વળતા વધવા માંડી અને અજ્ઞાનાવરણનો ભેદ સહન ન થઇ શક્યો, એટલે સંકલ્પ કર્યો કે: " જો રામનાં ચરણોમાંથી (આનંદરૂપી)ગંગા નહિ વહે તો રામનું શરીર તો ગંગા ઉપર અવશ્ય વહેશેજ."

નેત્ર જલ વરસાવી રહ્યા છે ! જાણે મેઘનો સાથ દેતા હોય તેમ ઠંડા અને લાંબા શ્વાસ ચાલી રહ્યા છે. બહાર ધોધમાર વરસાદ પડી રહ્યો છે. અધીરતા અને રુદનસહિત રામના અંતઃકરણમાંથી ધ્વનિ નીકળે છે:—

રાગ જંગલો, ત્રિતાલ

"ગંગા, [1]તેથીં [2]સદ [3]બલહારે જાઉં.
હાડચામ સબ [4]વાર કે ફેંકું, યહી ફૂલ [5]બતાસે લાઉં. ગંગા૦
મન તેરે [6]બન્દરનકો દે દૂં, બુદ્ધિ [7]ધારા મેં [8]બહાઉં. ગંગા૦
ચિત્ત તેરી મછલી [9]ચબ જાવેં, [10]અહં ગિરિ–ગુહામેં દબાઉં. ગં૦
પાપપુણ્ય સભી [11]સુલગાકર, યહ તેરી જ્યોતિ જગાઉં. ગંગા૦
તુઝ મેં પડું તો તૂ બન જાઉં, ઐસી ડુબકી લગાઉં. ગંગા૦
પંડે જલ થલ પવન દશોં દિક, અપને રૂપ બનાઉં. ગંગા૦
રમણ કરૂં [12]સત ધારા માંહિં, નહીં તો નામ ન રામ ધરાઉં. ગંગા૦"

ભગવતી ગંગામૈયાની આ પ્રમાણે પ્રાર્થના કરતાં કરતાં શરીરને ગંગાજીના પ્રવાહમાં ફેંકી દીધું. પ્રવાહ બહુ જોરથી વહેતો હતો. ઉનાળાને લીધે હિમાલયનો બરફ પીગળવાથી પાણી ચઢેલાં હતાં; કલકલ ધ્વનિ કરતો જલ-પ્રવાહ પૂરવેગથી ચાલ્યો જતો હતો અને રામે પોતાના શરીરને માતાજીને ખોળે ફેંકી દીધું. એવા પ્રાણાંત સાહસને પરિણામે ઇષ્ટપ્રાપ્તિ કેમ ન થાય ? ભગવતી ગંગામૈયા પોતાના પ્રિય બાલકનો વિયોગ સુદ્ધાં નહોતી સહી શકતી તે વિનાશ તો ક્યાંથીજ ઇચ્છે ! જે શરીરને દેશવિદેશના અસંખ્ય જિજ્ઞાસુઓનાં જીવનમાં ઓજસ્ આંજવાનું નિમિત્ત બનવાનું તેનો અકાળે લોપ કેવી રીતે થાય ? ગોસાંઇજી તીર્થરામને તો સર્વવ્યાપી વિષ્ણુ પરમાત્માના ચરણયુગ્મના આનંદપ્રવાહ જેવી ગંગાજીમાં તનમન અને અહંકારદ્વારા એકા-

૧ તારી ઉપરથી ૨ સોવાર ૩ વારી જાઉં ૪ વારીને ૫ પતાસાં ૬ વાંદરાં ૭ પ્રવાહ ૮ વહેવરાવું ૯ ચાવી જાય ૧૦ અભિમાન ૧૧ બાળીને ૧૨ સત્તારૂપી પ્રવાહમાં

કાર થઇ જવું હતું; પણ ધર્મસંસ્થાપક ભગવાનને ધર્મરક્ષાનો ભાર એ શરીરદ્વારા વહન કરાવવો હતો, તેથી તેનો લય શામાટે થવા દે ? એથી જેવું શરીર ગંગાજીમાં ફેંકર્યું કે એક વિશાળ તરંગે એને પોતાના હૃદય ઉપર ધારણ કરી, અત્યંત વેગથી ઉછાળીને પ્રવાહના વચમાં આવેલી એક ઉંચી શિલાપર સૂવરાવી દીધું. ઘણીવાર શરીર નિશ્ચેષ્ટ અવસ્થામાં પડયું રહ્યું. ધીરે ધીરે જલપ્રવાહ ઉતરતો ગયો; અને શરીરમાં ચૈતન્ય અને જાગૃતિ આવવા માંડયાં. રામ જાગૃત થતાં સ્થિર બની આસન વાળી નિજાનંદની લહરિમાં ઉન્મત્ત બનેલા, આત્માનંદનું અમૃતપાન કરતા, સમાધિસ્થ વિરાજમાન થયા. સ્થિતિ બદલાઇ ગઇ; આનંદનો પ્રવાહ વહેવા માંડયો, અનુભવસૂર્યનો ઉદય થયો, જ્ઞાનપ્રકાશનાં રશ્મિ ફૂટી નીકળ્યાં અને બોલી ઉઠયા કેઃ—

આજાદા અમ, આજાદા અમ, અજ રંજ દૂર ઉફતાદા અમ;
અજ ઇશ્વએ જાદૂ—જહાં આજાદા અમ, બાલાસ્તમ—૧
તનહાસ્તમ, તનહાસ્તમ, ચેહ બુલઅજબ તન હાસ્તમ;
જુજ મન ન બાશદ હેચ શૈ, યકતાસ્તમ, તનહાસ્તમ—૨
ચૂંકાર મરદમ મી કુનંદ, અજ દસ્તો—પા હરતક કુનંદ;
બેકાર માંદમ જાય હરકત, હમ મનમ હર જાસ્તમ—૩
અજ ખુદ ચહા બેરૂં જહમ, ગો મન કુજા હરકત કુનમ;
અજ બહર ચેકારે કુનમ મન રૂહે—મતલબહાસ્તમ—૪
ચેહ મુફ્લિસમ ચેહ મુફ્લિસમ બા ખુદ નમીદારમ જવે;
અંજમ જવાહિર મિહર—જર જુમલા મનમ, યકતાસ્તમ—૫
દીવાના અમ, દીવાના અમ, બા અકલો—હુશ બેગાના અમ;
બેહૂદા આલમ મી કુનમ ઈં કરદમો મન ખ્વાસ્તમ—૬
નમરૂદ શુદ મરદૂદ ચૂં?—બૂદશા નિગહ મહદૂદ ચૂં;
મારા તકબ્બુર કે સજદ, ચૂં કિબ્રિયા હર જાસ્તમ—૭
તાલિબ ! મકુન તૌહિને મન, દરખાના અત "રામ" અસ્ત બીં;
રૂ તાફ્તી અજ મન ચરા ! દર કલબે—તો પૈદાસ્તમ—૮

અર્થઃ—હું મુકત છું, હું મુકત છું; દુઃખ અને શોકથી દૂર છું. સંસારરૂપી માયાનાં લટકાંમટકાંથી મુકત છું.(૧)

હું એકલોજ છું. હું એકલોજ છું. કેવું આશ્ચર્ય છે કે હું એકજ છું. મારા વિના બીજી કોઇ પણ વસ્તુનું અસ્તિત્વજ નથી. હું **एकमेवाद्वितीयम्** છું.

હું કેવલ એકલોજ છું.(૨)

જ્યારે આ બધા લોક કામ કરે છે અને હાથપગ હલાવે છે, ત્યારે હું તો તદ્દન નિષ્ક્રિય રહું છું; કારણ કે ગતિનું નિકેતન તો હું છું. સમસ્ત વિશ્વ મારાવડેજ ગતિશીલ રહે છે. (૩)

હું મારી બહાર ક્યાં જાઉં? બતાવો, હું ક્યાં ગમન કરૂં? અને શામાટે કોઈ પણ કામ કરૂં? કારણ બધાં કારણોનો પ્રાણ અને આત્મા તો હું છું. (૪)

શું હું નિર્ધન છું? શું હું ખરેખર નિર્ધન છું અને મારી પાસે એક જવનો દાણો પણ નથી રાખતો? નહિ! તારાઓ, રત્નો, સુવર્ણ અને સૂર્ય એ બધું હું છું—એક હુંજ છું. (૫)

હું ઉન્મત્ત છું, હું વિક્ષિપ્ત છું, બુદ્ધિ અને વિવેકની સાથે મારે જરાયે સંબંધ નથી. હું વિશ્વને વ્યર્થ ઉત્પન્ન કરૂં છું અને ઉત્પન્ન કરતાંવેંતજ એનાથી પૃથક્ થઈ જાઉં છું. (૬)

[1]નમરૂદને શામાટે પ્રહાર ખાવા પડયા હતા? એટલા માટે કે એની દૃષ્ટિ પરિચ્છિન્ન હતી. હું તો સર્વોપરિ, શ્રેષ્ઠ અને સર્વત્ર વ્યાપક છું. માટેમને

---

૧ નમરૂદ શામ દેશનો બાદશાહ હતો. પોતાના વૈભવને સર્વશ્રેષ્ઠ સમજીને એ પોતાને ઇશ્વર કહેવરાવતો. ઇશ્વરેચ્છાથી એક દહાડો એના કાનમાં એક મચ્છર પેસી ગયું અને એના મગજમાં ફડફડવા માંડયું. હકીમોએ એવો ઉપાય બતાવ્યો કે કોઇ આપના માથા ઉપર ખાસડાં માર્યા કરે તો આપને ચેન પડશે. એ પ્રમાણે નમરૂદ સિંહાસનપર બેસીને પછવાડે એક ગુલામને ઉભો રાખી એની પાસે પોતાના માથા ઉપર ખાસડાં મરાવતો. ત્યાર પછી એક ફિરસ્તાએ આવીને એનું રાજપાટ છીનવી લઇને એને દેશનિકાલ કર્યો. જ્યારે નમરૂદે રઝળતા ભિખારી બનીને અત્યંત દુઃખ સહન કર્યાં; ત્યારે એનો અહંકાર ગળ્યો, એના હોસ ઠેકાણે આવ્યા અને પાપપુણ્યના ફલદાતા પરમાત્માનો એણે સ્વીકાર કર્યો. એજ પ્રમાણે રામ કહે છે કે નમરૂદરૂપી જીવાત્માના કાનમાં અહંકારરૂપી મચ્છર પેસી જવાથી એ પોતાનેજ દેહપરિચ્છિન્ન દૃષ્ટિથી ઇશ્વર માનવા લાગ્યો, તેથી તેને ખાસડાંનો માર પડયો; તેવામાં યમરાજારૂપી ફિરસ્તાએ આવી એને કઠોર દુઃખયાતના કરાવી એટલે એનું અભિમાન ગળ્યું; પરંતુ નમરૂદે પોતાને ઇશ્વર તો માની લીધો છતાં કેવલ શરીરમાત્રથીજ એ ભાવ રાખ્યો અને સમસ્ત ચરાચર જગતને ઇશ્વર ન માન્યું, તેથી એની દુર્ગતિ થઇ; પરંતુ રામ કહે છે કે હું નમરૂદના જેવો અહંકાર નથી કરતો.

એવો અહંકાર ક્યાંથી શોભા આપે ? (૭)

હે જિજ્ઞાસુ ! મારૂં અપમાન ન કરીશ. જો, તારા ઘરમાં રામ વિરાજે છે; તેં મારાથી શામાટે મોં ફેરવી લીધું છે? હું તો તારા હૃદયમાં પ્રકાશમાન છું. (૮)

પ્રાતઃકાલમાં આ જલસમાધિનો પ્રયત્ન કર્યો હતો; પણ શરીર આવી આનંદસમાધિમાં એક ઉંચી શિલા ઉપર મધ્યાહ્નસુધી બેસી રહ્યું. શિલા ગંગાના વેગભર્યા પ્રવાહમાં બરોબર મધ્યમાં હતી એટલે તરીને કાંઠે જવાય તેમ નહોતું; પરંતુ એ નિર્જન અરણ્યમાં દૈવયોગે એ દૈવીશરીરને બહાર કહાડવા મનુષ્યો આવી પહોંચ્યા. હિમાલયના પ્રદેશના જંગલમાંથી લાકડાંના સ્લીપર વહેરીને મેદાનમાં નીચે હરદ્વાર સુધી લાવવા માટે ઉપરનાં અરણ્યોમાંથી ગંગાજીમાં ફેંકવામાં આવે છે, એટલે તણાતા તણાતા તે હરદ્વાર સુધી આવી પહોંચે છે. છુટાં મૂકેલાં એ લાકડાં ગંગાજીમાં વચમાં કોઇ ગુફામાં કે પત્થરોની શિલામાં ભરાઇ રહે, તેને કહાડવા માટે સ્લીપરના વેપારીનાં માણસો મૂળથી ઠેઠ હરદ્વારસુધી કાંઠે કાંઠે ચાલીને લાંબાં દોરડાં અને ચામડાંની મોટી મશકોને આધારે ગંગાજીના ગમે તેવા વેગવાળા પ્રવાહમાંપણ જઇને એ અટકાઈ રહેલા સ્લીપરને પાછા પ્રવાહમાં વહેતા મૂકી દે છે. આ લોકો તે વખતે ત્યાં આવી ચડયા એટલે તેમણે એક કાન્તિમાન, ગૌરવર્ણ, કેવલ એક ધોતિયાભેર અને અર્ધમિલિત નેત્રથી સમાધિસ્થ બેઠેલા ભવ્ય પુરુષને શિલાપર બેઠેલા જોયા. તેઓને લાગ્યું કે આ મહાપુરુષ પ્રવાહમાં તણાઇને શિલાપર ચઢી બેઠા હોય એમ લાગે છે. તેઓએ રામને પૂછ્યું કે મહારાજ ! બહાર નીકળવું નથી ? અમે સહાયતા કરીએ. રામે અનુમતિ દર્શાવી એટલે એ લોકોએ તેમને પ્રવાહની વચમાં આવેલી શિલા ઉપરથી કિનારે આણ્યા અને તીર્થરામનું પુનરુજ્જીવન થયું. ત્યાર પછીની સ્થિતિમાં જે પરિવર્તન થયું, એનું વર્ણન પોતે કરે છે કેઃ—

"મનનું માનસરોવર અમૃતથી છલોછલ ભર્યું છે અને આનંદની સરિતા હૃદયમાંથી વહી રહી છે. પ્રત્યેક રોમ કૃતકૃત્ય છે. વિષ્ણુની અંદર સત્ત્વગુણ એટલો તો વધી ગયો છે કે સમાવ્યો સમાતો નથી. એ સત્ત્વગુણની ધારામાંથી ચરણદ્વારા ગંગાજલ બનીને સત્ત્વગુણનો પ્રવાહ નીકળ્યો............કેટલાએ દિવસો આવીજ દશામાં વીતી ગયા; પરન્તુ દિનરાત અને રાતદિન કેવાં ? ........આ તે લગ્નનો આનંદ છે કે મનના મરી જવાનો આક્રંદ ? સંસ્કા-

રોનો અંતિમ સંસ્કાર થઈ ગયો ! ઇચ્છાઓ પણ મરી ગઈ. દુઃખદારિદ્ર પણ અજવાળું આવતાંજ અંધકારની પેઠે ઉડી ગયાં. પાપપુણ્યનાં દ્વંદ્વ પણ બુડી ગયાં...........જે તુર્યાવસ્થા અત્યારસુધી આકાશપુષ્પવત્ રહેતી હતી, તે તો હું પોતેજ નીકળ્યો. જેને દ્વિતીય પુરુષ ગણીને સ્મરણ કર્યા કરતો હતો તે પ્રથમ પુરુષ હુંજ નીકળ્યો. બીજો પુરુષ (તું) હવે અંતર્ધાન. ૐ હૂં હૂં ૐ હમન તુમ, દફ્તર ગુમ !"

ૐ ! ૐ !! ૐ !!!

## પ્રકરણ ૯ મું—ગૃહસ્થજીવન અને વેદાન્તપ્રચાર

ગઝલ-તાલ દાદરા

[1]હસ્તી-ઓ-ઇલ્મ હૂં, મસ્તી હૂં, નહીં નામ મેરા;
[2]કિબરયાઇ-ઓ-ખુદાઈ, હૈ ફકત કામ મેરા. —૧
[3]ચશમે-લેલા હૂં, [4]દિલે કૈસ, વ [5]દસ્તે-ફરહાદ;
[6]બોસા દેના હો તો દે લે, હૈ [7]લબે-જામ મેરા. —૨
[8]ગોશે-ગુલ હું, [9]રૂખે-યૂસફ, [10]દમે-ઈસા, [11]સરે-સરમદ;
તેરે [12]સીને મેં [13]બસ્ં હૂ, હૈ વહી ધામ મેરા. —૩
[14]હલકે-મનસૂર, [15]તને-શમ્સ, વ [16]ઇલ્મે-ઉલ્મા;
વાહવા [17]બેહર હૂં ઔર બુદબુદા [18]ઇકરામ મેરા. —૪

અર્થઃ-સચ્ચિદાનંદ છું; મસ્તી ( ઉન્માદ ) છું; મારૂં નામ નથી; મહત્તા અને પ્રભુતા એજ બસ મારૂં કામ છે. (૧) લયલાની આંખ છું, કેસ (મજનુ)નું હૃદય છું, ફરહાદનો હાથ છું, ચુંબન લેવું હોય તો લઇ લે મારૂં અધરપાત્ર તારી પાસે છે. (૨) ફુલની પાંખડી છું; યુસફનો ચહેરો છું; ઇસાનો પ્રાણ છું; સરમદનું શિર છું; તારા હૃદયમાં નિવાસ કરૂં છું; એજ મારૂં ધામ છે. (૩) મનસૂરની હલક ( કંઠ ) છું, શમ્સતબ્રેજનું શરીર છું, વિદ્વાનોની વિદ્યા

૧ સચ્ચિદાનંદ ૨ મહત્તા અને પ્રભુતા ૩ લૈલાની આંખ ૪ કૈસનું હૃદય ૫ ફરહાદનો હાથ ૬ ચુંબન ૭ અધરપાત્ર ૮ ફૂલની પાંખડી ૯ યુસફનો ચહેરો ૧૦ ઇસાનો પ્રાણ ૧૧ સરમદનું શિર ૧૨ હૃદયમાં ૧૩ રહું છું ૧૪ મનસૂરનો કંઠ ૧૫ શમ્સનું શરીર ૧૬ વિદ્વાનોની વિદ્યા ૧૭ સમુદ્ર ૧૮ એક

છું, વાહવા ! હું સમુદ્ર છું અને રામ તો એક મારો જલબુદબુદ છે. (૪)

"વિચાર તો એવો હતો કેઃ-

હમ નંગે ઉમર બિતાયેંગે, આનંદકી ઝલક દિખાયેંગે;
રૂખી રોટી ખાયેંગે, મસ્ત પડે રહ જાયેંગે;
સુખે ટુકડે ખાયેંગે, સોઽહં-હંસો ગાયેંગે.

"પરંતુ મેવા અને પેંડા કેડોજ નથી મૂકતા, પ્રતિપળે સેવામાં હાજ-"રજ રહે છે. આ ત્રણે પંકિતઓનો પાછલો અર્ધો ભાગ બધો સાચો "નીકળ્યો; પરંતુ પ્રથમનો અર્ધો ભાગ બધો ખોટો પડયો. જંગલોમાં પણ "એનું એજ જોયું."

આત્મસાક્ષાત્કાર થયા પછી આંતરિકસ્થિતિનું ગોસ્વામીજી ઉપર પ્રમાણે સ્વહસ્તે વર્ણન કરે છે. જ્ઞાનની લાલી એટલી બધી વધવા માંડી કે કર્મની ચુંદડી બળી ગઇ; સમસ્ત ભારતવર્ષમાં વેદાન્તનો પ્રચાર કરશું, સૂકા ટુકડા ખાઇને પણ એને માટે પ્રાણ આપશું, એવી જે ભાવનાનો પ્રથમ આવેગ હતો તે શાંત પડયો. પંજાબી ભાષામાં એમના લખેલા નીચેના ભજનમાં એ ભાવ બહુ સ્પષ્ટ પ્રતીત થાય છે.

ભાગ તિન્હાં દે અચ્છે, જિન્હાનૂં રામ મિલે. (ટેક)
જદ 'મૈં' સી તાં દિલબર નાસી, 'મૈં' નિકસી પિયા ઘટ ઘટ બાસી;
ખસમ મરે ઘર બસ્સે ! -ભાગ તિન્હાં૦ (૧)
જદ 'મૈં' માર પિછાં બલ સુટ્ટિયાં, પ્રેમનગર ચઢ સેજે સુત્તિયાં;
ઇશક હુલારે દસ્સે ! -ભાગ તિન્હાં૦ (૨)
ચાદરફૂક શરહ દી સેકાં, અખિયાં ખોલ દિલબર નૂં દેખાં;
ભરમ શુબ્હે સબ નસ્સે ! —ભાગ તિન્હાં૦ (૩)
ઢૂંડ ઢૂંડ કે ઉમર ગંવાઈ, જાં ઘર અપને ઝાતી પાઇ;
રામ સજ્જે રામ ખબ્બે ! -ભાગ તિન્હાં૦ (૪)

ગુજરાતી અનુવાદઃ—

એનાં ભાગ્ય ભલાં રે, જેને રામ મળ્યા;
જ્યાં જ્યાં "હું" ત્યાં પ્રિયતમ નહોતા;
"હું" નીકળી પિયુ ઘટઘટ વ્યાપ્યા;
વર મરતાં ઘર ઉજળ્યાં: એનાં૦ ૧
"હું" ફેંકી ગઇ પ્રેમનગરમાં, પિયુપ્રસંગે પડી શયનમાં;

પ્રણય હ્રદય ઉછળ્યાં: એનાં૦ ૨
કર્મ ચૂંદડી બાળી તાપું; આંખ ઉઘાડી પ્રિયતમ ઝાંખું;
ભરમ વ્હેમ સૌ ટળ્યા: એનાં૦ ૩
શોધી શોધીને ઉમર ગુમાવી; ઘર ભીતર ઝાંખી થઈ આવી;
દિશ દિશ રામ મળ્યા:-એનાં૦ ૪

અનુભવનો ઉદય થયા પછી હરિદ્વારથીજ તા. ૧૯-૧૦-૧૮૯૮ ના એક પત્રમાં તેઓ લખે છે કે:-

भिद्यते हृदयग्रन्थिश्छिद्यन्ते सर्वसंशयाः ।
क्षीयन्ते चास्य कर्माणि तस्मिन्दृष्टे परावरे ॥

(મુંડકોપનિષદ્)

અર્થ:-જ્યારે દૃષ્ટિ પર (બ્રહ્મ)માં પહોંચે છે ત્યારે હ્રદયની (જન્મમરણની) ગાંઠ છુટી જાય છે,સર્વ સંશયો કપાઈ જાય છે અને એનાં કર્મ ક્ષીણ થાય છે.

" બહાર જ્યાં જ્યાં ધ્યાન ધરૂં છું ત્યાં પ્રત્યેક પરમાણુમાંથી આવા ૐ-
"કારનું ગુંજન ઉઠે છે:-तत्वमासि तत्वमासि-તે તું છે, તે તું છે. અંદર
"દૃષ્ટિ વાળું છું.(એટલે ધ્યાન ધરૂં છું)તો ઢોલ બીજું કાંઈ સાંભળવાજ દેતું
" નથી. अहं ब्रह्मास्मि अहं ब्रह्मास्मि"

" હું કયાં છું ? હું કોણ છું ? મારા મહેલમાં " કોણ, કયારે કે કયાં "
" એવી ચૂંચાં નથી પહોંચતી. મનને વાંદરાઓએ છીનવી લીધું, બુદ્ધિ ગંગામાં
" તણાઇ ગઇ, ચિત્તને ચકલાં ચાવી ગયાં, અહંકાર માછલીઓને ભેટ
" કર્યો, પાપ હવામાં ઉડી ગયાં, સમસ્ત સંસાર જીતી લીધો છે. મારૂં અટલ
" રાજ્ય મહા પ્રતાપ ! "

नास्ति ब्रह्म सदानन्दमिति मे दुर्मतिः स्थिता ।
क्व गता सा न जानामि यदाहं तद्वपुः स्थितः ॥

અર્થ:-હું સદા આનંદમય બ્રહ્મ નથી, એવી મારી જે દુર્બુદ્ધિ હતી તે હવે કયાં ગઇ તે હું નથી જાણતો. જ્યારે " હું " નુ ભાન થાય છે, ત્યારે શરીરમાં એ આવે છે.

આવો અનુભવ કરીને તેઓ પાછા લાહોરમાં આવ્યા અને પૂર્વવત્ અધ્યાપકનું કાર્ય તથા જ્ઞાનતરંગોમાં વિહાર યથાવત્ ચાલુ થયાં; પરંતુ આ એકાંત અભ્યાસથી મસ્ત અને આત્માનંદથી મગ્ન ગોસ્વામી તીર્થરામજીનો

હવે સમસ્ત વ્યવહાર બદલાઈ ગયો. સાંસારિક વ્યવહારોથી તો હવે નિતાન્ત અલગ રહેતા. પૈસાટકા, મારાપરાયાનો ભાવ, ઘરબાર, સ્ત્રીપુત્રનો વિચાર તદ્દન લુપ્ત થવા માંડયો. પગાર મળતાંવેંતજ કૉલેજના વિદ્યાર્થીઓ, પટાવાળાઓ અને ઘરનાં લોકોની પાસે ધરીને કહેતા કે "જેને જેટલું જોઇએ તે લઇ જાઓ." એમાંથી પછી જે બચતું તે દીનદુ:ખીઓની સહાયતા અને સાધુઓની સેવામાં વપરાઇ જતું. એમાંથી જે થોડી રકમ ગોસ્વામી હીરાનંદજીના હાથમાં આવતી એનાથી મુરાલીવાલાનો ગૃહસંસાર નભતો. પગાર ઉપરાંત એમને પ્રશ્નપત્રોની પરીક્ષામાંથી જે દ્રવ્ય મળતું, તે પણ એવી રીતેજ વપરાઈ જતું. ખાનપાનના પદાર્થો કરતાં ગોસ્વામીજીને ગ્રંથાવલોકનનો વિશેષ શોખ હતો. એને માટે મેસર્સ રામકૃષ્ણ એન્ડ સન્સ નામના લાહોરના બુકસેલરની દુકાન નક્કી કરી રાખી હતી. ગણિતશાસ્ત્ર અને તત્ત્વજ્ઞાનનું કોઇ પણ નવું પુસ્તક પ્રકટ થાય, તો તે તરતજ મંગાવવામાં આવતું અને અધ્યયન કર્યા પછી પોતાના પુસ્તકાલયમાં એનો સંગ્રહ કરવામાં આવતો. આવા ખર્ચનું પરિણામ એ આવતું કે મહિનાની આખર તારીખે એમની પાસે કોઇ કોઈવાર પૈસોએ નહોતો બચતો, કોઇવાર ઉપવાસ પણ કરવા પડતા અને ઘણીવાર રાત્રે દીવામાં બાળવા તેલ પણ નહોતું રહેતું. એવું થાય ત્યારે પુસ્તક હાથમાં લઇને રસ્તામાં જ્યાં પ્રકાશ હોય ત્યાં વાંચવા ચાલ્યા જતા; અથવા ફરવા નીકળી પડતા. છતાં વાચકોએ એવો વિચાર નથી કરવાનો કે એથી એમના ચિત્ત ઉપર કોઈપણ જાતનાં દીનતા અને દારિદ્રયનો પ્રભાવ પડતો. નહિ, કદિ નહિ. મહાપુરુષ ગોસાંઈ તીર્થરામજી એવી અવસ્થામાં જેટલા સુખી અને સંતુષ્ટ રહેતા, એટલો કોઈ મહાન ચક્રવર્તી સમ્રાટ પણ સુખી નહિ રહી શકતો હોય; એમાં સંદેહ નથી. એવી અવસ્થાનું વર્ણન કરતો તા ૧૧-૧૨-૧૮૯૮ નો પત્ર આપણે વાંચીએ.

"પત્ર લખવામાં વિલંબનું કારણ એ હતું કે કોઇ કાર્ડ કવર પાસે "નહોતું; તેમ પૈસો પણ શિલકમાં નહોતો. આજ એક પુસ્તકમાંથી ત્રણ "ટિકિટ નીકળી આવી અને આપનું ઉત્તર માગતું કાર્ડ પણ સન્મુખ "આવ્યું, તેથી પત્ર લખાઇ ગયો છે. એવીજ સ્થિતિ ખાવાપીવાની ચીજો "(લોટ, ઘી વગેરે) ની રહે છે. આજ લેમ્પમાં તેલ નથી, તેથી રાતે ઘેર "નહિ રહીએ. શહેરની ચારે બાજુ સહેલ થશે. બન્ને હાથમાં લાડુ છે.

"ઉપરની અવસ્થાથી એમ ન સમજશો કે, હાય! હાય! રામ બહુજ

"નિર્ધન અને દુ:ખી રહે છે. આ બાહ્ય નિર્ધનતા અને ખેંચને લીધે એ તો "સંપૂર્ણ અમીરી અને બાદશાહી ભોગવે છે. એવો પાઠ સિદ્ધ થઇ ગયો "છે કે જ્યારે કોઇ આવશ્યકતા સિદ્ધ કરવા માટે સાધનજ તૈયાર ન હોય "તો એ આવશ્યકતા માલૂમ પણ પડતી નથી. ( અને વાસ્તવિકરીતે તો "જ્યારે આવશ્યકતા પૂરી કરવા માટે સાધન તૈયાર ન હોય તો તે આવ- "શ્યકતાનું પ્રતીત થવું ખોટી ભૂખના જેવું છે. ) પહેલાં અત્યંત ચિંતાપૂ- "ર્વક આવશ્યકતાઓ પૂરી પાડવા માટે પ્રયત્ન થયા કરતા હતા; પણ હવે "બિચારી આવશ્યકતાઓ સ્વયં પૂરી થઇને સામે આવી પડે છે, ત્યારેજ "એનાપર દૃષ્ટિ પડે છે; નહિ તો એના ભાગ્યમાં રામની કૃપાદૃષ્ટિ કેવી ? "પ્રારબ્ધ અને કાળરૂપી સેવકોને સોવાર ગરજ હોય તો આવીને રામ બાદ- "શાહનાં ચરણ ચૂમે; નહિ તો એ શહેનશાહને શી પરવા છે કે અમુક સેવક "(આવશ્યકતા) સલામ કરી ગયો છે કે નહિ ?"

[1]શાહં-શાહે-જહાન હૈ, [2]સાયલ હુઆ હૈ તૂ;
[3]પૈદાકુને-જમાન હૈ, [4]ડાયલ હુઆ હૈ તૂ. ૧
[5]સો બાર [6]ગર્જ હોવે તો, ધો ધો પિયે [7]કદમ;
ક્યોં [8]ચર્ખો-મિહરો-માહ પૈ [9]માયલ હુઆ હૈ તૂ ? ૨
ખંજરકી ક્યા [10]મજાલ કિ ઇક જખ્મ કર સકે ?;
તેરા હી હૈ ખયાલ કિ ઘાયલ હુઆ હૈ તૂ. ૩
ક્યા હર [11]ગદા-ઓ-શાહ કા [12]રાજક હૈ કોઇ ઔર ?;
[13]અફ્લાસો-તંગદસ્તી કા [14]કાયલ હુઆ હૈ તૂ. ૪
[15]ટાઇમ હૈ તેરે [16]મુજરે મેં [17]મોકયા કી તાક મેં;
ક્યોં ડરસે ઉસકે [18]મુફ્ત મેં [19]જાયલ હુઆ હૈ તૂ ?. ૫
[20]હમબગલ તુઝસે રહતા હૈ [21]હર આન 'રામ' તો;
[22]બન પરદા અપની [23]વસ્લમેં [24]હાયલ હુઆ હૈ તૂ. ૬

૧ પૃથ્વીનો ચક્રવર્તી રાજા ૨ ભિખારી ૩ કાળનો ઉત્પન્નકર્તા ૪ ઘડીઆળનું ડાયલ ૫ સોવાર ૬ પરવા ૭ ચરણ ૮ આકાશ સૂર્ય અને ચંદ્ર ૯ મોહિત ૧૦ શક્તિ ૧૧ ભિખારી અને રાજા ૧૨ અન્નદાતા ૧૩ નિર્ધનતા અને દીનતા ૧૪ નિશ્ચયવાળો ૧૫ વખત ૧૬ પ્રણામ ૧૭ તકની વાટ જોવી ૧૮ વ્યર્થ ૧૯ ગભરાઇ ગયેલો ૨૦ બગલમાં, પાસે ૨૧ પ્રત્યેક ક્ષણ ૨૨ આવરણ થઇને ૨૩ એકતા ૨૪ વચમાં પડદારૂપે

ભાવાર્થઃ—પૃથ્વીનો ચક્રવર્તી રાજા થઇને પણ તું ભિખારી જેવો થઈ ગયો છે. કાલનો તો તું ઉત્પન્નકર્તા છે, છતાં ઘડીઆળના ડાયલ જેવો થઇ ગયો છે. (૧)

સોવાર ગરજ હોય તો બધાં ચરણ ધોઇને ધોઇ પીએ. તું શામાટે આકાશ, સૂર્ય અને ચંદ્ર ઉપર મોહિત થયો છે ? (૨)

ખંજરની શી તાકાત છે કે તને એક પણ ઘા કરી શકે ? એ તો તારોજ ભ્રમ છે કે તું ઘાયલ થઈ ગયો છે. (૩)

શું ભિખારી કે શું રાજાનો બીજો કોઈ અન્નદાતા છે ? તું તારી મેળેજ નિર્ધનતા અને દીનતાનો નિશ્ચય કરી બેઠો છે. (૪)

કાલ તો તને પ્રણામ કરવાની તક જોયાં કરે છે, તું શામાટે એના ડરમાં અમસ્તો ગભરાઇ ગયો છે ? (૫)

રામ તો પ્રત્યેક ક્ષણે તારી પાસે છે, તું પોતેજ પર્દો (આવરણ) બનીને એકતાની વચમાં પડયો છે. (૬)

પ્રથમ કહી ગયા તેમ જ્યારથી ગોસાંઇજી ઉત્તરાખંડથી પાછા આવ્યા ત્યારથી એમના જીવનનો પ્રવાહ તદ્દન બીજી બાજુએ વહેવા માંડયો હતો. કૉલેજમાં વિદ્યાર્થીઓને ગણિતના પ્રશ્ન સમજાવતાં સમજાવતાં મૌલાના રૂમ, શમ્સતબ્રેજ વગેરે મસ્તોનાં ઉચ્ચ કોટિનાં કાવ્યો સંભળાવવા મંડી પડતા. વિદ્યાર્થીઓના શુદ્ધ કોમળ ચિત્ત ઉપર આનો બહુ સુંદર પ્રભાવ પડતો એમ કહેવામાં જરાયે અતિશયોક્તિ નથી. તેઓ રામને મહાપુરુષ માનીને તેમના પ્રતિ ભક્તિ અને માનની દૃષ્ટિથી જોતા. વેદાન્તનો રંગ અને અદ્વૈતના અનુભવની લાલિમા જેમ જેમ તીર્થરામજીના જીવનપર ચડવા માંડયાં, તેમ તેમ એમની મસ્તી વધતાં વધતાં પોતાને રામ બાદશાહ કહેતા, એ આપણે ઉપર આપેલા એમના એક પત્રમાં પણ જોયું છે. અનુભવના ઉદ્દ્ગારરૂપી ઇસુખ્રિસ્ત, સરમદ, મનસૂર, મજનૂ વગેરે પ્રેમોન્મત્ત વ્યકિતઓના આત્મારૂપે પોતે નિજસત્તાનો સાક્ષાત્કાર કર્યો હતો; તેથી ભૂતવર્તમાનની સર્વ સત્તાધારી વ્યકિતઓ માત્ર એકજ બ્રહ્મસાગરના તરંગો છે અને એ બધાં રામથી અભિન્ન છે એવું એમને અપરોક્ષ સમજાયું હતું. એવામાં મિશનકૉલેજમાં એક એવો પ્રસંગ ઉપસ્થિત થયો કે જેને લીધે ત્યાંથી નોકરી છોડી દીધી. એક તો પોતાનું ચિત્તજ હવે સંસારનાં કામકાજમાંથી નિવૃત્તિ ઇચ્છતું હતું અને તેમાં આવો પ્રસંગ ઉપસ્થિત થયો; એટલે રામને મન તો સુવર્ણમાં

સુગંધ મળ્યા જેવું થયું. એમની મસ્તીનો પ્રવાહ બહુ જોરથી વહેતો હતો, ભગતજીને પણ પ્રથમની પેઠે લાંબું લાંબું પરબ્રહ્મવાચક સંબોધન નહોતા કરતા અને પત્રને અંતે પણ "આપનો દાસ તીર્થરામ" ને બદલે લેખક 'રામ' એટલા શબ્દો સહેજે લખાઇ જતા. પોતાને સર્વ ચરાચર જગતમાં રમી રહેનારા 'રામ' શબ્દની સંજ્ઞા આપી હતી; અને નિર્ભયતાનું પદ પ્રાપ્ત કર્યું હતું. એમના રામની વ્યાખ્યા તો એવી થઇ હતી કે:—

જિત દેખું તિત ભરિયા જામ, પી પી મસ્તી આઠોં યામ.
નિત્ય તૃપ્ત સુખસાગર નામ, ગિરે બને હમ તો આરામ. ૧
દેખા સુના ખપાના કામ, તીન લોકમેં હૈ વિશ્રામ.
ક્યા સોચે ક્યા સમઝે રામ, તીન કાલ જિસકો નિજ ધામ.* ૨

× × × ×

ધન્ય ભૂમિ, ધન્ય કાલ, દેશ વહ, ધન્ય માતા, ધન્ય કુલ, ધન્ય સમધી;
ધન્ય ધન્ય લોચન કરહેં દરસ જો, રામ તિહારો સર્વત્ર સમધી.[1]

આવી રામની ઝાંખીમાં એમને કોઇ ઉચ્ચ નીચ કે મહાન લઘુ નહોતું. તેવી અવસ્થામાં એકવાર મિશનકૉલેજમાં તેમનું વ્યાખ્યાન હતું. મિશન કૉલેજના અધ્યાપકો અને આચાર્યે એમની વિદ્યાર્થી અવસ્થામાં એમને સહાયતા કરી હતી અને ત્યાર પછી બે વર્ષથી એજ કૉલેજમાં પોતે પણ અધ્યાપક રહ્યા હતા; પણ જેમ જેમ એમની વેદાન્તપ્રતિ સાચી પ્રીતિ વધવા માંડી અને જ્ઞાનનિષ્ઠાનાં વ્યાખ્યાનોનો પ્રભાવ પડવા માંડયો, તેમ તેમ એ સાંપ્રદાયિક પાદરીસાહેબોને એમના ધાર્મિકજીવનની સુગ આવવા માંડી. ગણિતના અધ્યાપક બે વર્ષની રજાપર વિલાયત ગયા હતા; તેની અવેજીમાં ત્યાં અધ્યાપક તીર્થરામ કામ કરતા હતા. તે સમય પણ હવે પૂરો થવા

---

* ગુજરાતી અનુવાદ:

જ્યાં દેખું ત્યાં ભરિયો જામ, પી પી મસ્તી આઠે યામ;
નિત્યતૃપ્ત સુખસાગર નામ, પડયા અમે એમાં આરામ. ૧
દીઠું સાંભળ્યું ખોવું કામ, ત્રણે લોકમાં છે વિશ્રામ;
શું વિચારે સમજે રામ ? ત્રણે કાલ જેનું નિજ ધામ. ૨

૧ અર્થ:- ધન્ય ભૂમિ, ધન્ય કાલ, ધન્ય દેશ, ધન્ય માતા, ધન્ય કુળ અને ધન્ય છે સંબંધીને. ધન્ય ધન્ય છે એ લોચન કે જેણે દર્શન કર્યાં છે અને ધન્ય છે રામ કે તારી સર્વત્ર સમદષ્ટિ છે.

આવ્યો હતો; છતાં એક દિવસે ધાર્મિક વ્યાખ્યાનમાં ઇસુખ્રિસ્તની સાથેના પોતાના અભેદાનુભવના બળે એવું બોલાઈ જવાયું કે, "ઓ ખ્રિસ્તીઓ! જુઓ, તમારો ઈસુખ્રિસ્ત આ તમારી સન્મુખ ઉભો છે." એ ચર્ચામાં અધ્યાપકોને જરા ખોટું લાગ્યું. તેમની દ્વૈતદૃષ્ટિમાં રામની નિરહંકાર, નિરાસક્ત અદ્વૈતનિષ્ઠાનું રહસ્ય કયાંથી સમજાય? તેઓને રામના આવા કથનથી ખોટું લાગ્યું અને વિદ્યાર્થીઓની તેમના પ્રતિ વધતી જતી ભકિતની પણ ઇર્ષ્યા આવી હોય તેમ, તેઓએ પરસ્પર સલાહ કરીને ગોસાંઇજીને કહેવરાવ્યું કે જે અધ્યાપકના સ્થાનપર આપ કામ કરો છો;તેઓ વિલાયતથી હવે પાછા આવવાના છે, તેથી આપ હવે બીજે કોઈ ઠેકાણે નોકરીની વ્યવસ્થા જલદી કરી લેશો; નહિ તો આપને નોકરીવિના બેસી રહેવું પડશે. વસુધાને તૃણવત્ સમજનારા રામ બાદશાહ એ સાંભળીને બહુ પ્રસન્ન થયા; કારણ કે તેઓ પોતેજ એ પાંચ કલાકની નોકરી છોડી દેવા ચાહતા હતા, એટલે એમને તો એક પ્રકારે આથી ઉલટી અનુકૂળતા પ્રાપ્ત થઈ; પણ તેજ અરસામાં ગવર્નમેન્ટ કૉલેજમાં માત્ર બે કલાક ભણાવવા પૂરતું કામકાજ હતું;ત્યાં તેમની વ્યવસ્થા થઇ ગઇ અને મિશનકૉલેજ સાથેનો સંબંધ ઇ૦સ૦ ૧૮૯૯થી છોડી દીધો.

એમના ગૃહસ્થાશ્રમમાં અત્યાર સુધીમાં એમને ચિ૦ મદનમોહન નામનો પુત્ર અને કુમારી સુભદ્રાદેવી નામની એક પુત્રી હતાં, તેમાં એક પુત્રનો વધારો થયો. ગોસ્વામી તો એ અવસ્થામાં એટલા બધા બ્રહ્માનંદમાં મગ્ન રહેતા હતા કે ભગતજીએ જ્યારે એમને એ વિષયના ખબર આપ્યા ત્યારે રામ લખે છે કેઃ—

"આપના પત્રથી ખબર મળ્યા કે પુત્ર ઉત્પન્ન થયો છે. સમુદ્રમાં એક
"નદી વધારે આવી મળે તો કંઇ વધારે ઉમેરો થતો નથી અને એકેય નદી
"આવીને ન મળે તો કાંઇ ઉણપ આવતી નથી. જ્યાં સૂર્યનો પ્રકાશ હોય, ત્યાં
"એક દીપક રાખીએ તોયે શું ને ન રાખીએ તોયે શું? જે ઠીક વાજબી હશે
"તે સહેજે થયું હશે. કોઇ પણ જાતનો શોક કે ચિંતા આપણે શામાટે કરીએ?
"એવાં શોકચિંતા કરવાંજ યોગ્ય નથી. આપણે જ્ઞાની નહિ, સ્વયં જ્ઞાન છીએ.
શરીરસાથે જરાએ સંબંધજ નથી, શરીર અને એનાં સંબંધી જાણે અને
એમનું પ્રારબ્ધ જાણે; આપણને શું?

**मनोबुद्ध्यहंकारचित्तानि नाहं न च श्रोत्रजिह्वे न च घ्राणनेत्रे।**
**न च व्योमभूमिर्न तेजो न वायुश्चिदानन्दरूपः शिवोऽहम् शिवोऽहम् ॥**

(શ્રી શંકરાચાર્ય)

અર્થ:-“હું મન નથી,બુદ્ધિ નથી,અહંકાર નથી, ચિત્ત નથી; કાન, જીહ્વા, નાસિકા કે નેત્ર નથી;આકાશ,પૃથ્વી, તેજ કે વાયુ પણ નથી. હું તો ચિદાનંદ-સ્વરૂપશિવ છું, શિવ છું.”

રામની આવી બ્રહ્મવિદ્યામાં નિમગ્ન સ્થિતિને લીધે એ પુત્રનું નામ બ્રહ્માનંદ રાખવામાં આવ્યું. એજ અરસામાં લાલા હરલાલ તથા લાલા નારાયણુદાસ એમના વિશેષ પરિચયમાં આવ્યા. તેમાંથી લાલા નારાયણુદાસ તો એટલા બધા મુગ્ધ થઈ ગયા કે એમણે પોતાનો વ્યવહારભાર ઉતારી નાખીને તનમનધનથી રામની સેવા કરવા માંડી. તે વખતનું વર્ણન કરતાં તેઓ કહે છે કે:-“વેદાન્ત પ્રતે મારી જરાએ રુચિ નહોતી. આર્યસમાજની સંસ્થાઓમાં શિક્ષણ મેળવ્યું હતું તેથી ધર્મપ્રતિ પ્રીતિ હતી, પણ એનું ઉંડું રહસ્ય સમજવાની શક્તિ નહોતી. ગીતા અને અન્ય ધાર્મિક ગ્રંથોને સમજવાનો હું પ્રયત્ન કરતો અને પંડિતો તથા શાસ્ત્રીઓની પાસે જઇ એમનો અર્થવિચાર કરવામાં સમય ગાળતો; પણ મારા ચિત્તને એમના સમજાવવાથી શાંતિ કે સમાધાન નહોતાં પ્રાપ્ત થતાં. ઉલટી મારી શંકાઓ અને તર્કવિતર્કની જાળ વધતી જતી હતી. એવામાં મારા મિત્ર લાલા હરલાલજીના આગ્રહથી હું રામ ભગવાનનાં દર્શન કરવા ગયો. પ્રથમ દર્શનેજ એમની પ્રેમભરી પ્રતિમા અને આનંદમસ્ત અવસ્થાનો મારા ચિત્તપર એવો પ્રભાવ પડયો કે મારા સંશયવિપર્યય હવામાં ઉડી જતા હોય એમ મને લાગ્યું. માત્ર બે દિવસના સત્સંગથીજ મારી સર્વ શંકાઓ નિર્મૂળ થઇ ગઇ. એમની પાસેથી મેં ગીતા તથા ઉપનિષદોનો અભ્યાસ કર્યો અને એ સમયથીજ એ મહાપુરુષના ચરણમાં મારા તનમનને સમર્પણ કર્યું.” [૧]

૧ લાલા નારાયણુદાસ તેજ હાલના સ્વામી રામતીર્થના શિષ્ય શ્રીમાન સ્વામી આર. એસ. નારાયણુતીર્થ. પૂર્વાશ્રમમાં તેઓ વર્ણે ખત્રી હતા; અને કોઈ સરકારી ખાતામાં નોકરીમાં જોડાયા હતા, પણ પોતાની ધાર્મિક વૃત્તિને લીધે નિત્ય સત્સંગપરાયણ રહેતા. આર્યસમાજની સંસ્થાઓમાં શિક્ષણ પ્રાપ્ત કર્યું હતું, તેથી વેદાન્તવિષયક સિદ્ધાન્તોમાં એમને અનેક તર્કવિતર્ક થતા હતા, તે જ્યારે રામ બાદશાહના સત્સંગથી છિન્નભિન્ન થઇ ગયા એટલે એમની સેવામાં પોતાના જીવનને સમર્પણ કર્યું. ત્યાર પછી નિરંતર એમની સેવામાં રહેતા. ઉત્તરાવસ્થામાં વનવાસમાં રામે જ્યારે વિદ્વત્ સંન્યાસ ગ્રહણ કર્યો ત્યારે સાથે હતા ને હિમાલયના એકાન્ત પ્રદેશમાં પણ એમણે એમની જે સેવા કરી છે તેનું વર્ણન હવે પછીનાં પ્રકરણોમાં આવશે.

ત્યાર પછી થોડા કાળ પછી રામ કાંઈ માંદા પડયા. મંદવાડમાં પણ એમના બ્રહ્માનંદના તરંગો તો પ્રથમના જેવીજ પ્રબળતાપૂર્વક ઉછળતા રહેતા હતા. એમના ઈષ્ટમંત્ર ૐકારનો જપ તો એવો તો પ્રકૃતિગત થઇ ગયો હતો કે જાગતાં કે સૂતાં પણ એ ધ્વનિ એમના મુખમાંથી નીકળ્યા કરતો. શ્રીમાન્ નારાયણ સ્વામી કહે છે કે મેં એમના કૃષ્ણભક્તિના તરંગો પણ જોયા છે અને ૐકારનો અહોનિશ જપ પણ મેં મારાં સ્વચક્ષુએ નિહાળ્યો છે. એ બન્નેમાં એમની તન્મયતા અદ્ભુત હતી; કૃષ્ણદર્શનની અનેક વાતો તેઓ સ્વમુખે કહેતા તેમાં આજ તો "×ગોલૂયારે ખૂબ દર્શન દીધું. હું નહાતો હતો,ત્યાં આવી ચઢયા, બન્ને ખુબ ભેટયા." આવી આવી દર્શનસ્વપ્નની અનેક વાતો કરી, પોતાની ઈષ્ટધ્યાનની તત્પરતા અને એકાગ્રતાની ખાત્રી કરાવતા. આવીજ તદાકારતા તેમના ૐકારના જપયજ્ઞમાં રહેલી. મંદવાડમાં નિત્યનિરંતર ૐનો ધ્વનિ એમના મુખમાં સ્પષ્ટ સરળરીતે ગુંજન કરી રહેતો. એકવાર નારાયણસ્વામીએ એમને એ અવસ્થામાં પૂછેલું કે:–" મહારાજ ! શું રાત્રીએ સૂતાં સૂતાં પણ જપ ચાલુ રહી શકે ? "ગોસ્વામીજીએ કહ્યું:" હા, તમે તપાસી જોજો. રામના મુખમાંથી જેવો જાગૃત અવસ્થામાં ૐનો ગુંજારવ ચાલુ રહે છે, તેમ રાત્રિએ પણ એ જપની સ્વાભાવિક સત્તારૂપે હોઠ ફડફડતા રહેતા હશે." નારાયણ સ્વામી કહે છે કે એમણે એ વાતનો પ્રત્યક્ષ અનુભવ કરી જોયો તો ખરૂં જણાયું કે મંદવાડમાં નેત્ર મિચાયાં હોય તે વખતે પણ એમના હોઠ ૐનો જપ કરતા હોય તેમ ફડફડતા રહેતા. મંદવાડમાં એમની આનંદની માત્રા જરાએ ઓછી નહોતી થઈ. થોડા સમય પછી જ્યારે શરીર નિરોગી થયું ત્યારે સ્વશરીરની જાણે આર્યભૂમિના શરીર સાથે એકાકારતા અનુભવતા હોય એમ બોલી ઉઠયા કે: "નારાયણ ! દેશનાં સદ્ભાગ્ય હોય એમ લાગે છે. રામનું શરીર સારૂં થતું જાય છે." વાહવાહ ! કેવો સ્વાર્થત્યાગ ! કેટલી દેશભક્તિ ! દેશભરમાં ધાર્મિક આંદોલન ફેલાવવાની કેવી પ્રબલ જિજ્ઞાસા ! અને થયું પણ એમજ. શરીર સારૂં થતાંજ જીવનમાં અત્યંત સ્ફુર્તિ આવવા માંડી. ઈ૦ સ૦ ૧૮૯૯ના ગરમીના દિવસોમાં કાશ્મીરની યાત્રાએ ગયા. પ્રથમ જગદ્ગુરુ શ્રીશંકરાચાર્ય મહારાજની સાથે એકવાર કાશ્મીર જઈ આવ્યા હતા, તેથી ત્યાંના વનસૌંદર્યથી તેઓ મુગ્ધ થયા હતા; આ વખતે એ પ્રદેશમાં આવેલા અમરનાથ નામના પવિત્ર ધામની યાત્રાએ નીકળી

×કૃષ્ણને સ્વામી રામતીર્થ ગોલચંદના ટુંકા નામ ગોલૂ કહીને સંબોધતા.

પડયા. એ યાત્રાનું વર્ણન તેઓએ પોતે 'પહાડી દશ્યો' નામના લેખમાં કર્યું છે; તેથી વિસ્તારભયથી તેનું વર્ણન અહિં ન કરતાં સ્નાન કરતી વખતની ઉન્મત્ત અવસ્થાનુંજ થોડું અવતરણુ આપીએ છીએ:—

"આજે વ્યાયામ નથી કર્યો. ચાલો થોડીવાર સુધી ધોધની નીચે છાતી "રાખીએ, આપોઆપ વ્યાયામ થઇ જશે. છાતીનું ક્ષેત્ર અને જલની ગતિના "વર્ગ ઈત્યાદિને આધારે ગણિતશાસ્ત્રની રીતે પાણીના દબાણનું માપ કહાડશું. "પણ અરે ! આટલું બધું પાણીનું જોર ! આ તો ગણિતબણિતને પણ કયાંયે "તાણી જાય છે. ઈંટો કરતાં પણ વધારે સખત છે. એની નીચે છાતી ધરવા "કરતાં તો એજ ઉત્તમ રસ્તો છે કે ચાર પાંચ પત્થર મારીને છાતી ફાડી "નાખી હોય ! અરે જલ! તારી નમ્રતા તો દષ્ટાંતરૂપ છે;પણ અત્યારે કેમ નથી "દેખાતી ? તારી શીતલતા કયાં ચાલી ગઈ ? શું આ ગરમાગરમ દોડધામની "સાથે વહેતી જાય છે ? આવો આવેશ, આટલી ઉત્કટતા અને શીઘ્રતા અને "આટલી ગરમી શામાટે ? "

**જલનો ઉત્તરઃ**—"હું તો સદાય શીતલ છું, સ્પર્શ કરીને જોઈ લ્યો. "શરીર ઠરી ન જાય તો મને કહેજો. ઉષ્ણતા તો જોનારની કલ્પનામાંજ છે. "વળી હું તો પ્રતિપળ નમ્રજ છું.ઉલટી આપની જબરદસ્તી છે કે મારામાં "કઠોરતાનો આપ આરોપ કરો છો. "

આ યાત્રાનું આવું સંપૂર્ણ મનોહર ચિત્ર અનેક દશ્યોનાં વર્ણનદ્વારા એમણે સ્વહસ્તે લખેલું છે. * વાચકોને એ રસિક વર્ણનો વાંચી જવાની અમે ખાસ ભલામણ કરીએ છીએ. અમરનાથની યાત્રામાંથી પાછા આવ્યા પછી એમની પ્રેમોન્મત્ત અવસ્થામાં ઓર વધારો થયો. મિશનકૉલેજમાંથી કામકાજ છોડી દેવાને લીધે અને ઓરીએન્ટલ કૉલેજમાં બેજ કલાકની નોકરીને લીધે હવે એમની આવકમાં બહુ ઘટાડો થયો હતો. એ કૉલેજમાં એમને વેદાન્ત અને ગણિતશાસ્ત્ર ભણાવવાનું કામ સોંપવામાં આવ્યું હતું. આથી ગોસ્વામીજીનું હ્રદય ખીલી ઉઠયું. રામ બાદશાહના હ્રદયમાં ભરેલા અગાધ જ્ઞાનના સરોવરમાંથી જ્ઞાનનાં ઝરણાં જે અત્યાર સુધી ઝીણાં ઝીણાં નીકળતાં હતાં, તે આવા સંયોગથી વેગભર નીકળવા માંડયાં. ભગત ધન્નારામજી સાથેનો સંબંધ તો હવે તદ્દન હતો નહોતો જેવો થઇ ગયો હતો. માતપિતાના જીવનનિર્વાહમાટે પણ જ્યાં પોતે નિયમિત ધન મોકલવાની વ્યવસ્થા-

* જુઓ " પહાડી દશ્યો "-સ્વામી રામતીર્થ ગ્રંથ ૩ જો.

માં યથાયોગ્ય લક્ષ નહોતા રાખી શકતા, તે પછી અનેક શિષ્યવાળા સાધુના જેવું જીવન ગાળી રહેલા ભગતજીની દ્રવ્યસેવાની તો શામાટેજ ચિંતા કરે ? એમને તો તા.૬-૩-૧૮૯૯ ના પત્રદ્વારા ચોખ્ખું સંભળાવી દીધું કેઃ—

"અરજ એ છે કે અહિં કોઈ પણ જાતનો હિસાબ નથી રખાતો. એક "માસના સીત્તેર (૭૦) કરતાં પણ એક બે રૂપિયા ઓછા મળ્યા હતા, એમાં- "થી કોડી સંઘરી તો રાખવી નહોતી. જે જે આવશ્યકતાઓ દૃષ્ટિસન્મુખ "આવતી ગઈ, તે પૂરી થતી ગઈ. બાકીની જરૂરિયાતોને સાફ જવાબ દેવો "પડયો. કેવલ બાર રૂપીઆ ઘેર મોકલ્યા કે જ્યાં આઠ મનુષ્યો ખાનારાં છે; "અને સાધુઓ કે જેનેમાટે ભ્રમરની પેઠે અનેક પુષ્પ (ઘર)ની માધુકરી(ભિક્ષા) "માગવી ભૂષણરૂપ છે; એના કરતાં ગૃહસ્થો, સ્ત્રીઓ, બાળકો અને વૃદ્ધોને "વિશેષ આવશ્યકતાઓ હોય છે.ગૃહસ્થાશ્રમીઓ બિચારાં બહુજ ગરીબ હોય "છે;માટે જે થયાં કરે છે,તે તદ્દન ઠીક અને વાજબી થયાં કરે છે.લેખક-રામ"

બસ; થઈ ચૂકયું. ભગતજીને રોકડો જવાબ આપી દીધો કે " મહારાજ, આપની મમતા હવે વ્યાજબી નથી; આપ તો ત્યાગી છો. ધન મેળવવા માટે અનેક સેવકો આપને છે. એ બધાંની પાસેથી શામાટે નથી માગતા ? આવા વિરકત શિષ્યના ઉપરજ આટલી બધી મમતા અને આજ્ઞા શામાટે ?" અને તે પણ માત્ર દ્રવ્યનેજ ખાતર વૈરાગ્યની ભાવનાને પોષણ ન આપતાં, જે ભગતજીને પોતે વિરકત માની ગુરુપદ આપ્યું હતું, તેઓ જ્યારે ઉલટા એમને વૈરાગ્યના તરંગોમાંથી રોકીને ગૃહસ્થાશ્રમમાં પડયા રહેવાની સલાહ આપતા હતા અને વારંવાર 'ભેટ'ની ઉઘરાણી કર્યેજ જતા હતા, ત્યારે તીર્થરામ જેવા સાત્ત્વિક, ઉદાર અને સરલચિત્ત સજ્જનને પણ આવું સ્પષ્ટ લખવાની ફરજ પડી હતી.આમાં તીર્થરામજીની કર્તવ્યનિષ્ઠાની ન્યૂનતા નહિ પણ ભગતજીની સાંસારિકતાજ મૂલ કારણરૂપે સ્પષ્ટ પ્રતીત થાય છે. ગોસ્વામી તીર્થરામજીને લાગ્યું કે ભગતજીનું એમના પ્રતિનું વાત્સલ્ય નિઃસ્વાર્થ નહિ પણ મમતાથી ભરેલું હતું અને ઉત્તરોત્તર એ વધતું જતું, ત્યારે એમને છેવટે સંબંધ છોડવો પડયો અને જગદ્‌ગુરુ શંકરાચાર્ય જેવા સમર્થ બ્રહ્મનિષ્ઠનો સત્સંગ થયો, એટલે પછી સૂર્યની સમક્ષ દીપકનાં કેવી રીતે પૂજા, માન અને મૂલ્ય રહે ? તા. ૨૨-૧૧-૧૮૯૯ના પત્રમાં પત્રવ્યવહાર બંધ કરવાના ઉદ્દેશથી તે લખે છે કેઃ—

"પ્રીતમ પતિયાં તબ લિખું, જબ તુમ હોવો બિદેશ;

તનમેં, મનમેં, નૈનમેં, વાકો કયા સંદેશ. ”

અર્થાત્ હે પ્રિયતમ ! તમને તો હું ત્યારે પત્ર લખું કે, જ્યારે તમે વિદેશમાં રહેતા હો; પણ જે મારાં તનમન અને નયનમાં રહેતા હોય, એને હું શું સંદેશો મોકલું ?

આમ ભગતજીની સાથે અભેદદર્શન કરી, પત્રવ્યવહાર બંધ કર્યો. છેવટના પત્રોમાં માત્ર આવાંજ વાક્યો છે:—

“ બિગડે તાં જે હોય કુછ બિગડન વાલી શય,
અકાલ અછેદ અશોષ્ય કો કૌન શખ્સ કા ભય ? ”

અર્થ:-બગડે ત્યાં જ્યાં હોય કંઇ, બગડે એવી ચીજ;
અકાલ અભેદ્ય અશોષ્યને, કયી વસ્તુની બીક ?

અને છેવટે તો આટલુંજ લખીને સંબંધ સમાપ્ત કરે છે કે:—

“ બસકરજી હુન બસકરજી, કોઇ બાત અસાં નાલ હસકરજી. ”

અર્થ:-બસ કરો,હવે બસ કરો;અમારી સાથે હવે કાંઇ હસીને વાત કરો.

ભગતજીના ક્રોધને આવો ચોખ્ખો ઉત્તર આપ્યો; એમને આનંદમાં સ્થિત રાખવામાટે સૂચના કરી કે મારી સાથે હવે હસીને વાતો કરો. હવે તો બહુ થયું; દ્વૈતનો ભ્રમ નીકળી ગયો;ભય, ક્રોધ, દીનતા,કૃપણતા એ બધાંનો સમૂળો નાશ થયો; હવે તો અહિં નથી ગુરુ ભગતજી કે નથી પહેલાંનો પ્રત્યેક પત્રમાં લખાતો “ ગુલામ તીર્થરામ. ” दासोऽहम् ની ભાવનામાં ‘दा’ શબ્દનું દાન કર્યું, એટલે વાસ્તવિક सोऽहम् નો સાક્ષાત્કાર થયો.

કાશ્મીરથી પાછા આવ્યા પછી એમને ત્યાં લાલા હરલાલ, લાલા નારાયણદાસ, લાલા ચિરંજીલાલ, લાલા રુચિરામ એમ. એ. ગવર્નમેંટ કૉલેજના અધ્યાપક; બ્રાહ્મસમાજના આચાર્ય બાબુ અવિનાશચંદ્ર વિગેરે સજ્જનો એમના સમાગમમાટે આવતા; તેમાં ગીતા તથા ઉપનિષદાદિ ગ્રંથોનું શ્રવણ-મનન ચાલતું અને વેદાન્તને સમજાવવા માટે વ્યાખ્યાનો પણ અપાતાં. લાલા હરલાલની ઇચ્છા થઇ કે આવા અમૂલ્ય ઉપદેશનો આપણે એકલાજ લાભ લઇએ એ તો ઠીક નહિ. મસ્તપુરુષ તીર્થરામના ઉપદેશામૃતનો સમસ્ત જનસમાજને લાભ પહોંચે તો કેવું સારૂં ! આવી પ્રેરણાથી એમણે રામ ભગવાનને વિનતિ કરી કે: “ જો આપની આજ્ઞા હોય તો હું એક છાપખાનાની યોજના કરૂં અને મારા મિત્ર નારાયણદાસ એનો પ્રબંધ કરશે; આપ અમને જે ઉપદેશસુધાનું પાન કરાવો છો, તેને માસિકપત્રના આકારમાં પ્રકટ કરવાની આપ

આજ્ઞા આપો તો સારૂં." રામ બાદશાહે એમને અનુજ્ઞા આપી ને "આનંદ" નામનું છાપખાનું ખોલવામાં આવ્યું. એ માસિકનું નામ "×અલિફ" રાખવામાં આવ્યું. એમાં પ્રથમ માસના લેખનું નામ "આનંદ" હતું અને લેખો આનંદના તરંગોમાંથી એમના ચિત્તમાં ઉછળી ઉછળીને વેગભર્યા બહાર પડતા હતા, તેથી મુદ્રણાલયનું નામ પણ આનંદ રાખ્યું. એ માસિકના બે ત્રણ અંક નીકળતાંજ લોકોને એ એટલા બધા પસંદ પડયા કે પ્રથમના અંકોની બબ્બે ત્રણ ત્રણ આવૃત્તિઓ છાપવી પડી હતી. આ માસિકના અંકોમાં "આનંદ" "જીવતો કોણ છે?" "રામ" "લોકોને વેદાન્ત કેમ નથી ગમતું" "અદ્વૈત" "સુલેહ કે જંગ? ગંગા તરંગ" ઉપરાંત એમના હિમાલયના તથા કાશ્મીરના પ્રવાસનાં વર્ણનો છપાયાં હતાં. મસ્તીભર્યા લેખથી એમની કીર્તિ વધવા માંડી. એ માસિકપત્રને લોકસમાજ પ્રતિ રવાના કરતાં આજ્ઞા આપે છે કે:-

### જ્ઞાનીકી લલકાર

(રાગ-આનંદ ભૈરવી, તાલ ઝુમાલી)

બાદશાહ દુનિયાં કે હૈં [1]મોહરે મેરી [2]શતરંજ કે;
[3]દિલ્લગીકી [4]ચાલ હૈં સબ રંગ [5]સુલહ-ઓ-જંગકે. ૧
[6]રકસે-શાદીસે મેરે જબ [7]કાંપ ઉઠતી હૈ જમીન;
દેખ કર મૈં [8]ખિલખિલાતા કહકહાતા હું [9]વહીં. ૨
[10]ખુશ ખડા દુનિયાકી [11]છતપર હૂં [12]તમાશા દેખતા;
[13]ગહ બગહ દેતા લગા હૂં, [14]વહ શિયોં કી [15]સદા. ૩

× "અલિફ" એ ફારસી અને ઉર્દુભાષાનો પ્રથમ અક્ષર છે. એનો આકાર તદ્દન સીધી લીટી જેવો અને ઉભો છે. એનો મૂલ અર્થ અ થાય છે અને ઉપર-નીચે નિશાનીઓ મૂકવાથી આ,ઈ, ઉ, એવા બધા સ્વર બને છે. આદિ શબ્દ अ ની સંજ્ઞા જેવો અદ્વૈતના એકાકાર જેવો અને બીજા અક્ષરો સાથે મેળવતાં પણ હમેશાં એકલોજ રહેતો એ અક્ષર-અદ્વૈતનું વાસ્તવિક રૂપક છે એમ દર્શાવવા માટે માસિક-પત્રનું નામ 'અલિફ' રાખવામાં આવ્યું હતું.

૧ મોરાં ૨ શેતરંજની રમત ૩ આનંદ ૪ ખેલ ૫ સંધિ અને વિગ્રહ ૬ આનંદમય નૃત્ય ૭ કંપી ઉઠે છે. ૮ ખડખડ હસુ છું. ૯ ત્યાં ૧૦ આનંદ-પૂર્વક ૧૧ અગાશી ૧૨ ખેલ ૧૩ કોઇ કોઇવાર ૧૪ જંગલી પશુઓ, વનચર ૧૫ અવાજ, ગર્જના

એ [૧]મુકાલી રેલગાડી! ઉડ ગયી, એ [૨]સિરજલી!
એ [૩]ખરે-દજ્જાલ! [૪]નખરાબાજીયોં મેં [૫]જ્યૂં [૬]પરી. ૪
ભોલે ભાલે આદમી [૭]ભરભર કે લંબે પેટ મેં;
લે [૮]ડકારેં [૯]લોટતી હૈ રેતમેં યા ખેતમેં. ૫
છોડ [૧૦]ધોકા બાજીયાં ઔર કહ, સચમુચ બતા;
[૧૧]મંજલે-મકસૂદ તક કોઇ હુઆ તુઝસે [૧૨]રસા? ૬
પેટમેં તેરે પડા જો વહ ગયા! લો વહ ગયા!
[૧૩]લેક હાય! મંજલે-મકસૂદ પીછે રહ ગયા. ૭
એ [૧૪]જવાં બાબૂ! યહ ગર્મી ક્યોં? જરા [૧૫]થમકર ચલો;
ઍગ લે કર હાથમેં [૧૬]સરપટ ન યૂં જલદી કરો. ૮
દોડતે કયા હો [૧૭]બરાતે-નૂર કે મિલને કો તુમ?
વહન બાહર હૈ, જરા પીછે હઠો, [૧૮]બાતન કો તુમ. ૯
ક્યોં હો [૧૯]મુજરમ! [૨૦]એહલકારોંકી ખુશામદમેં પડે?
યહ કચેહરી વહ નહીં તુમકો [૨૧]રિહાઇ દે સકે. ૧૦
પેહન કર પોશાક [૨૨]ગૈહને [૨૩]બુર્કા ઓઢે નાજસે;
[૨૪]ચોરી ચોરી [૨૫]ગુલબદન મિલને ચલી હૈ [૨૬]યાર સે. ૧૧
એ [૨૭]મહુબ્બત સે ભરી! એ પ્યારી બીબી [૨૮]ખૂબરૂ;
[૨૯]ચોંક મત, [૩૦]ઘબરા નહીં, સુનકર મેરી લલકારકો. ૧૨
નિકલ ભાગા દિલ તેરા, [૩૧]પૈરોંસે બઢકર [૩૨]દોડમેં;
દિલ [૩૩]હરમ હૈ યારકા, [૩૪]સાકન હો, [૩૫]ગિર નહીં દૌડમેં. ૧૩
હો [૩૬]ખડી જા! બુર્કા [૩૭]જામા ઔર [૩૮]બદન તક દે ઉતાર;
[૩૯]બેહયા હો [૪૦]એક દમમેં, લે અભી મિલતા હૈ યાર. ૧૪

---

૧ કાળા મોંવાળી ૨ માથાબળી ૩ દજ્જાલની ગધેડી ૪ નખરાળી ૫ જેમ ૬ અપ્સરા ૭ ભરી ભરીને ૮ ઓડકાર ૯ આળોટતી ૧૦ છલકપટ ૧૧ લક્ષ્યસ્થાન ૧૨ પહોંચ્યું ૧૩ પરંતુ ૧૪ જુવાન બાબુજી, મિસ્ટર ૧૫ ધીરે ધીરે ૧૬ ઝટ ઝટ ૧૭ પ્રકાશની યાત્રા ૧૮ અંદર ૧૯ અપરાધી, ગુન્હેગાર ૨૦ અમલદાર ૨૧ છુટકારો, મોક્ષ ૨૨ ઘરેણાં ૨૩ બુરખો ૨૪ છાની છાની ૨૫ નવયૌવના ૨૬ પ્રિયતમ ૨૭ પ્રીતિ ૨૮ સુન્દરી ૨૯ ડર નહિ ૩૦ ગભરાઇશ નહિ ૩૧ પગ ૩૨ દોડતાં દોડતાં ૩૩ મંદિર ૩૪ શાંત ૩૫ પડ નહિ ૩૬ ઉભી રહે ૩૭ જામો, અંગવસ્ત્ર ૩૮ શરીર ૩૯ નિર્લજ્જ, નિર્વસ્ત્ર ૪૦ જલ્દી, ક્ષણભરમાં

દોડ [૧]કાસદ ! [૨]પર લગાકર, ઉડ મેરી [૩]જાં ! [૪]પેચ ખાકર;
હર [૫]દિલો–હર જાં મે જાકર, બૈઠ જમ કર ઘર બના કર. ૧૫
"મૈં ખુદા હૂં" "મં ખુદા હૂં" [૬]રાજ [૭]જાં મે ફૂંક દે;
હર [૮]રગો–રેશેમેં [૯]ઘુસકર [૧૦]મસ્તી–ઓ–મુલ ઝોંક દે. ૧૬
[૧૧]ગૈરબીની, [૧૨]ગૈરદાની, ઔર [૧૩] ગુલામી બંદગી ( કો );
માર ગોલે દે ધડાધડ, એક હી એક [૧૪]કૂક દે. ૧૭
[૧૫]રૌશની પર કર કર સવારી, આંખસે કર[૧૬]નૂર–બારી;
હર [૧૭]દિલો–દીદોંમેં જા [૧૮]ઝંડા [૧૯]અલિફ઼ કા ઠોંક દે. ૧૮

ભાવાર્થ:–દુનિયાના બાદશાહો મારી શેતરંજનાં મોરાં ( સોગઠાં ) છે; સંધિવિગ્રહના બધા રંગો મારા આનંદના ખેલો છે. (૧)

મારા આનંદનૃત્યથી જ્યારે પૃથ્વી કંપી ઉઠે છે, ત્યારે એ જોઈને હું ત્યાં ખડખડ હસું છું. (૨)

દુનિયાની અગાસી ઉપર આનંદથી ઉભો ઉભો બધો ખેલ જોયા કરૂં છું; કોઈકોઈવાર જંગલી પશુઓની પેઠે ગર્જના કરૂં છું. (૩)

ઓ કાળા મોંવાળી રેલગાડી ! ઉડી ગઇ ! ઓ માથાબળી ! ઓ દજ્જાલની ગધેડી ! નખરાળી પરી જેવી ! બિચારાં ભોળાં માણુસોને તારા લાંબા પેટમાં ભરીભરીને ઓડકાર ખાતી ખાતી, ( સીટી બજાવતી ) કોઇવાર રેતીમાંથી તો કોઈવાર ખેતરમાં થઇને ચાલી જાય છે. તું આ છલકપટ છોડીને મને ચોખ્ખેચોખ્ખું કહી દે, ખરેખર સાચુંજ કહે કે તારાવડે કોઇ અંતિમ લક્ષ્યસ્થાન (સ્વરૂપપ્રાપ્તિ)સુધી પહોંચ્યું છે ખરૂં ? તારા પેટમાં જે પડયો તે તો ગયો ! જોતજોતામાં એ તો ગયોજ ! પણ હાય! છેવટનું સ્થાન (મોક્ષપ્રાપ્તિ) તો પાછળજ રહી ગયું. ઓ જુવાન બાબુજી! ઓ મિસ્ટર! આ ગરમી શેની? જરા ધીરે ધીરે ચાલો. હાથમાં બૅગ લઇને આમ ઝટઝટ ઉતાવળ ન કરો. શું તમે પ્રકાશ ( જ્ઞાન ) યાત્રાના સંઘને મળવા માટે દોડતા જાઓ છો ?

૧ એપીઓ ૨ પાંખો ૩ પ્રાણુ ૪ વળખા ને કમર કસીને ૫ હૃદય અને જીવન ૬ રહસ્ય; ભેદ ૭ દુનિયા ૮ નસેનસ અને નાડીમાં ૯ પ્રવેશ કરીને ૧૦ સ્વરૂપના આનંદ અને ઉત્સાહ ૧૧ દ્વૈત દૃષ્ટિ ૧૨ દ્વૈતભાવ ૧૩ દીનતાભરી પ્રાર્થનાઓ ૧૪ ગર્જના ૧૫ જ્ઞાનનો પ્રકાશ ૧૬ આનંદના પ્રકાશની વૃષ્ટિ ૧૭ હૃદય અને દૃષ્ટિ ૧૮ વાવટો, ધ્વજા ૧૯ "અલિફ઼" બાસિદ પત્ર અથવા ફ઼ારસી અક્ષર અલિફ઼ બીજા અક્ષરો સાથે ન જોડતાં અયુક્તજ રહે છે તેમ અદ્વૈત.

એ બહાર નથી; જરા પાછા તો ફરો, તમારી અંદર તમે પોતેજ છો. (૪-૯)

કેમ રે અલ્યા ગુનેહગાર ( અપરાધી ) ! શામાટે અમલદારોની ખુશામદ કરવાની ખટપટમાં પડયો છે ? આ એવી કચેરી ( ન્યાયમંદિર ) નથી કે જેમાં તને છુટકારો ( મોક્ષ ) મળે. (૧૦)

કોઇ ગુલબદન ( નવયૌવના ) છાનીછાની પોતાના યાર ( પ્રીતમ ) ને મળવા જાય છે. ઓ પ્રેમભરી યુવતી ! ઓ વહાલી સુંદરી ! ભડકી ન ઉઠ; મારી લલકાર સાંભળીને ગભરાઇશ નહિ, જો તો ખરી દોડતાં દોડતાં તારૂં હૃદય તો તારા શરીરમાંથી નીકળીને પગના કરતાં પણ આગળ નાસી નીકળ્યું. પ્રીતમનું હૃદય તારૂં મંદિર છે, ધીરી પડ,દોડતી દોડતી ન જતી, સંભાળજે. પણ ઉભી તો રહે ! તારો બુરખો, (લાજ કહાડવાનું વસ્ત્ર) વસ્ત્ર અને શરીર સુદ્ધાં જરા ઉતારી નાખ. એકદમ નિર્લજ્જ થઈ જા, એટલે હમણાંજ યાર મળશે. (૧૧—૧૪)

ઓ બેપીઆ ! પાંખો કરીને ઉડ. ઓ મારા પ્રાણ ! મુઠીઓ વાળીને દોડ. પ્રત્યેક હૃદય અને પ્રાણમાં જઇને તારૂં ઘર કરીને બેસી જા. “ હું બ્રહ્મ છું ” “ હું બ્રહ્મ છું ” એ રહસ્યની બધે ગર્જના કરી મૂક. પ્રત્યેક નસેનસ અને હાડેહાડમાં પેસીને ઉન્માદ ( આત્માનંદ ) અને સોમરસ ( જ્ઞાનામૃત ) રેડી દે. દ્વૈતદૃષ્ટિ, દ્વૈતભાવ અને પામરતાની ( દાસભાવની ) પ્રાર્થનાઓભણી ધડાધડ ગોળા માર; બસ એકજ ગર્જના કર્યા કર; પ્રકાશ ( જ્ઞાન ) ઉપર સ્વારી કરીને ( આરૂઢ થઇને ) પ્રકાશ ( જ્ઞાન ) ની નેત્રમાંથી વૃષ્ટિ કર્યા કર. જા, પ્રત્યેક હૃદય અને નેત્રોમાં અલિફનો વાવટો ખોસી દે. (૧૫-૧૮)

[ **વિવેચન**:-આમાં અવિદ્યારૂપી જગત (દુનિયા) ને રેલગાડીની ઉપમા આપીને સંબોધન કર્યું છે. માથાબળી એટલે ઇન્જીનનાં ભૂંગળામાંથી નીકળતા ધુમાડાવાળી. દજ્જાલની ગધેડી—હઝરત ઇસાના શત્રુની પાસે એક બહુજ લાંબા પેટવાળું પણ ઠીંગણું ગધેડું હતું. એવીજ આ રેલગાડી લાંબી પણ ઠીંગણી છે; માટે એને એ ગધેડીની ઉપમા આપી છે. વળી ગધેડું જેમ શત્રુના દળમાં હતું, તેમ માયારૂપી જગત પણ મનુષ્યનું વાસ્તવિક શત્રુઓનું દળ છે.સંસારનાં ભોળાં મનુષ્યોને એ માયા રેલગાડીનાં મુસાફરોની પેઠે આમથી તેમ જન્મમરણના ચક્રમાં ફેરવ્યા કરે છે. કોઈવાર રેતી જેવા દુઃખ અને શોકમોહવાળા પ્રસંગોમાં તો કોઇવાર લીલાં ખેતરો જેવાં સુખ, હર્ષ અને ઉત્સાહના અવસરોમાં થઈને એ માયાની ગાડી ચાલી

જાય છે; પણ રામ એ ગાડી(માયા)ને પૂછે છે કે તું ખરેખરૂં કહી દે કે તારી દ્વારા કોઇને મોક્ષપ્રાપ્તિ થઈ છે ? માયામાં રહીને માયાનાંજ સકામ કર્મ ઉપાસના જેવાં સાધનોવડે કોઇને મુક્તિ મળી છે ખરી ? રામ કહે છે કે ના; મોક્ષ તો એમનો એમ પાછળ રહી જાય છે અને ભવાટવીનો પ્રવાસી જીવ તો એમાં આગળ ને આગળ દોડયો જાય છે. એના પેટમાં જે પડયો તે તો તેમાંજ સ્વાહા થઇ ગયો.માયાના રંગના રંગીલા એ જુવાનને ઉદ્દેશીને રામ જરા ધીરો પડવાનું કહે છે. જરા ઉભો રહે, મિથ્યા સકામ સાધન લઇને કયાં ચાલ્યો જાય છે ? મોક્ષની–આત્મજ્ઞાનની પ્રાપ્તિને માટે પરમાત્મા પાસે જાય છે ? પણ, ભાઈ ! એ બહાર નથી; જરા અન્તર્મુખ થાઓ, અનુભવ કરો, તમે પોતેજ તે છો. ( ૪–૯ )

અલ્યા ગુન્હેગાર.! અર્થાત્ જગતમાં પોતાને બંધાયમાન માનનારા મનુષ્ય ! તું શામાટે આ સકામ કર્મોપાસનાની સલાહ આપનારા કચેરીના નોકરો જેવા દેવદેવતા, પંડિત કે કાજીની પાસે દોડયો જાય છે ? ને તેમની ખુશામત ( ઉપાસના–પ્રાર્થના) કરે છે ? એમાંથી અર્થાત્ તેમની પાસેથી તને મોક્ષપ્રાપ્તિ નહિ થાય. ( ૧૦ )

આગળ ચાલતાં જિજ્ઞાસાવૃત્તિને નવયૌવના સ્ત્રીનું સ્વરૂપ આપી, એને પોતાના વાસ્તવિક સ્વરૂપરૂપી પતિને મળવા જતી હોય એમ કલ્પી છે. એને સંબોધીને રામ કહે છે, કે જરા ધીરી ચાલ. પ્રીતમનું હૃદય તારૂં મંદિર છે એ સાચી વાત; પણ તારૂં હૃદય તો તારા શરીરને છોડીને ત્યાં અર્થાત્ બહિર્મુખ થઈ કયાંએ દૂર જઈ બેઠું છે. દોડતી દોડતી પડી ન જતી; અર્થાત પ્રીતમને મળવા જતાં વચમાંજ નાશ ન પામતી. જો હું તને રીત બતાવું;માન અપમાનરૂપી લજ્જા અને ભય છોડ; જાતિવર્ણરૂપી વસ્ત્રો કહાડી નાખ અને દેહાધ્યાસનો ત્યાગ કરી અસંગ થઇ જા, એટલે તેજ ક્ષણે તને તારો પ્રિયતમ મળશે. ( ૧૧– ૧૪ )

આમાં છેવટનો ભાગ એ માસિકપત્રને સંબોધીને કહેલો છે. એને ખેપીઆની ઉપમા આપીને આજ્ઞા કરી છે કે જા, પ્રત્યેક સ્થાને, મનુષ્યમાત્રની નસેનસ, હાડેહાડ, હૃદય, પ્રાણ અને નેત્રમાં અલિફરૂપી અદ્વૈતનો વાવટો ખોસી દે. ( ૧૫–૧૮ ) ]

આ પત્ર ઇ૦સ૦ ૧૯૦૦ ના જાનેવારી માસથી નીકળવા માંડયું. ઉપરના ભજનમાં લખ્યા પ્રમાણે રામે તેને આજ્ઞા કરી કે જા, અલિફ ! નસેનસમાં ને

રોમેરોમમાં તારો વાવટો ખોસી દે. એના મુખપૃષ્ઠ ઉપર નીચે પ્રમાણે લખ્યું હતું:—

ॐ पूर्णमदः पूर्णमिदं पूर्णात् पूर्णमुदच्यते ।
पूर्णस्य पूर्णमादाय पूर्णमेवावशिष्यते ॥ [1]

વચમાં અલિફ્ । નો આવો ઉભો લીટો કરી તેની અંદર લખ્યું હતું કે:-

એકો અલિફ્ તેરે દરકાર

અર્થાત્ તારે એક માત્ર ( આદિ અક્ષર ) અલિફ્ (अ) નીજ જરૂર છે.

એની જાહેરખબર પણ અજબ ઢંગની લખાએલી હતી; રામની તેજસ્વિની લેખિનીનું એમાં અદ્ભુત ચૈતન્ય આપણે જોઇએ છીએ. તેઓ લખે છે કે:—

अक्षराणामकारोऽस्मि

અક્ષરોમાં अ કાર હું છું. ( ગીતા અ૦૧૦-૩૩ )

'અલિફ્'

સખ્ત અસ્ત બર જરી દ-એ-આલમ દવાં મે માં.

અર્થ:-વિશ્વના ઉપર નિત્ય રહે એવો મારો સિક્કો છે.

અકાઇ જાતમેં મેરી અસંખ્યાં રંગ હૈ પૈદા;
મજે કરતા હૂં મૈં કયા કયા, અહાહાહા ! અહાહાહા.× !

કરોડની સંખ્યા પૂરા કરોડના અંક મળીને થાય છે અને લાખની સંખ્યા લાખના અંકો મળીને થાય છે; પરંતુ "એક" ( જ અંક ) માં કરોડ, લાખ અથવા હજારનું દર્શન કરાવનારૂં ( દશ, સો, હજાર, લાખ કે કરોડ ને મૂલ્ય આપનારો એકનો એક, અથવા ક-ખ-ગ ના બાવન અક્ષરને એક અલિફ્ (अ) માં લાવનારૂં ) માસિકપત્ર " અલિફ્ " પ્રકટ થાય છે. એમાં અન્ય લેખોના ઉપરાંત ભગવાન શંકરાચાર્યના સિદ્ધાન્તાનુસાર સમસ્ત વેદાન્તસૂત્ર, ભગવદ્ગીતા અને ઉપનિષદોનો ( શાંકરભાષ્ય સાથે ) ધીરે ધીરે ઉર્દુમાં અનુવાદ છાપવામાં આવશે. નવીન દષ્ટિવાળાઓને માટે પૂરતો ખોરાક તેમાં મળી આવશે. વાર્ષિક મૂલ્ય રૂ. ૧) ટપાલખર્ચ સાથે રૂ. ૧।=

---

૧ અર્થ:—તે (બ્રહ્મ) પૂર્ણ છે; આ (બ્રહ્મ) પૂર્ણ છે. પૂર્ણમાંથી જે ઉત્પન્ન થાય છે તે પણ પૂર્ણ; પૂર્ણમાંથી પૂર્ણ બાદ કરતાં બાકી રહે તે પૂર્ણજ છે.

×અર્થ:-મારા એક અદ્વૈત સ્વરૂપમાં અસંખ્ય રંગ (નામરૂપ) ઉત્પન્ન થયા છે; વાહવાહ ! હું કેવી રીતે ગમ્મત કરૂં છું; અહાહાહા !

માસિકપત્રમાં “ આનંદ ” “ જીવતો કોણ છે ? ” “રામ” “ અદ્વૈત ” વગેરે લેખો ક્રમવાર નીકળવા માંડયા. આ માસિકપત્ર કાંઈ વર્તમાનપત્ર ન હતું કે જેમાં અન્ય સમાચારો હોય કે જાહેરખબરનાં પાનાંથી એને ચિત્રવિચિત્ર બનાવ્યું હોય. આ તો આનંદના તરંગો હતા. વર્ષભરમાં વેદાન્તના સ્વતંત્ર લેખના બાર અંકો વાચકોની સેવામાં હાજર કરવા અને કેવલ રામની લેખિનીના ચમત્કારદ્વારા ધર્મક્ષેત્રમાં જાગૃતિ લાવવી એજ એનો ઉદ્દેશ હતો. તે વખતનાં વર્તમાનપત્રોએ પણ એની સમાલોચના કરતાં બહુ ઉત્તમ અભિપ્રાય આપ્યા હતા. “ સિવિલ અને મિલિટરી ન્યુઝ ” નામનું લાહોરનું પત્ર કહે છે કે:—

“ આ વર્ષથી ( ઇ૦ સ૦ ૧૯૦૦) “ અલિફ ” નામનું એક માસિકપત્ર લાહોરથી પ્રકટ થવા માંડયું છે,તેના ત્રણ અંક અમારી પાસે આવ્યા છે; પણ તેમાં એકથી એક ચડીઆતો છે. વેદાન્તના સિદ્ધાન્તો એવી ખુબીથી સમજાવવામાં આવ્યા છે કે આથી વિશેષ સારી રીત બીજી કયી હોઇ શકે ? ગોસ્વામી તીર્થરામ એમ. એ. એના તંત્રી છે, કે જેઓનો સંસ્કૃત, ફારસી અને અંગ્રેજી ભાષાપર અચ્છો કાબૂ છે. વેદાન્તના સિદ્ધાન્તોને પોતે સારીરીતે સમજે છે અને બીજાઓને સમજાવી શકે છે. વેદાન્તના જિજ્ઞાસુઓએ આ માસિક એકવાર અવશ્ય વાંચવું જોઈએ. શંકરાચાર્ય, હાફિઝ, મૌલાના રૂમ, ઉમર ખય્યામ, પાયથાગોરસ, શોપનહોર, મેક્સમૂલર વગેરેના સિદ્ધાન્તો કેવી જાદુભરી ભાષાથી ઉર્દુજબાનમાં સમજાવવામાં આવે છે! ........એક એક વાક્ય અણમોલ છે; મોતીઓવડે તોળવા જેવું છે. જેઓ વાંચશે તેમને અમારા લખવાની ખાત્રી થશે. ”

“ પ્રબુદ્ધ ભારત ” નામનું અલમોડાના માયાવતી આશ્રમમાંથી નીકળતું માસિકપત્ર લખે છે કે:—

“પંડિત તીર્થરામ ગોસ્વામીના આ સાહસને અમે વધાવી લઇએ છીએ; આ એક બહુજ આવશ્યક, ઉપયોગી અને સાચી દિશાનો પ્રયત્ન છે. એના વાચકોને માટે પંડિત તીર્થરામજી સરલ, ઘરગતુ અને રસિક પદ્ધતિએ અદ્વૈત વેદાન્તનાં ગંભીર સત્યોનું વિવેચન કરે છે. પ્રથમ અંકનો વિષય ‘આનંદ’ છે અને ત્યારપછીના અંકો પણ આધ્યાત્મિક ગ્રંથોનાં અનેક પ્રમાણો સાથેના લેખોથી ભરપૂર હોવા છતાંએ એટલાજ સરલ અને સુગમ છે. આ ઉત્તમ પ્રયત્નથી તત્ત્વસિદ્ધાન્તોના જિજ્ઞાસુઓ ઉપર ખરેખર પંડિત તીર્થ-

રામજીનો મહત્ ઉપકાર થયો છે.ભાષા ઉર્દૂ છે; પણ એની છપાઈ સ્પષ્ટ અને શુદ્ધ છે એમ કહેતાં અમને આનંદ થાય છે."

લાહોરનું "ટ્રિબ્યુન" પત્ર લખે છે કે:–"આ પત્રના તંત્રી અમારી જાણ પ્રમાણે ગોસ્વામી તીર્થરામ એમ. એ. છે કે જેઓ આપણા તરુણ ગ્રેજ્યુએટોમાંના એક અત્યંત બુદ્ધિશાળી અને આશાજનક યુવક છે. એનો મનનપૂર્વક અભ્યાસ કરનારાઓને તેમાંથી બહુ લાભ થશે."

"પંજાબ ઑબ્ઝર્વર" કહે છે કે, "'અલિફ્' નામના હમણાં નવાજ પ્રકટ થયેલા માસિકપત્રના બે અંકો જોતાં અમે તે આનંદપૂર્વક વાંચી ગયા છીએ. નામ જો કે જરા વિચિત્ર છે પણ એમાં લખેલા વેદાન્તવિષયક લેખો ભણી દૃષ્ટિ કરતાં એ તદ્દન ઉચિત લાગે છે. ફારસી, સંસ્કૃત અને અંગ્રેજી ભાષાનાં અવતરણોથી એ લેખો ભરપૂર છે અને એની ભાષા જોરદાર તેમજ વિવેકી છે. તંત્રીનું નામ જો કે એમાં લખ્યું નથી, તોપણ અમારી જાણ પ્રમાણે એ પત્ર એક સુપ્રસિદ્ધ હિંદુ ગ્રેજ્યુએટના હાથથી લખાયેલું છે કે જેના વિચારો પ્રૌઢ અને ધાર્મિક અનુભવપૂર્ણ છે."

ૐ ! ૐ ! ! ૐ ! ! !

## પ્રકરણ ૧૦ મું–હિમાલયપ્રયાણ

મેરા મન લગા ફકીરી મેં; (ટેક)
[1]ઠંડા કુંડા લિયા [2]બગલમેં, ચારોં [3]ચક [4]જાગીરીમેં; મેરા૦
[5]મંગ તંગ કે ટુકડા [6]ખાં દે, ચાલ ચલે [7]અમીરીમેં; મેરા૦
જો સુખ દેખ્યો રામ [8]સંગતમેં, નહીં કભી હૈ [9]વજીરીમેં; મેરા૦

"અલિફ્" પત્રના હજુ ત્રણજ અંક બહાર પડયા, એટલામાં તો રામનો આનંદોન્માદ એટલો બધો વધી ગયો કે એમને હવે સાંસારિક મર્યાદામાં બદ્ધાયમાન રહેવું અસંભવિત થઈ પડયું. ઓરિએંટલ કૉલેજનું બે કલાકનું કામકાજ પણ નિયમિત થઈ શકે તેમ નહોતું. અહોનિશ નિજાનંદ અને ઉ-

૧ કંડકમંડલ ૨ બગલમાં, કાખમાં ૩ દિશા ૪ જાગીરી, રાજ્ય ૫ માગીતાગીને ૬ ખાય ૭ બાદશાહી, સ્વરાજ્ય ૮ રામની સાથે અભેદ રહેવામાં ૯ દીવાનગીરી, મંત્રીપદ. આ ભજનની ભાષા પંજાબીમિશ્ર હિંદી છે

ન્માદમાં એવા તો નિમગ્ન રહેવા માંડયા કે એકાંતપ્રીતિનો રંગ ચડવા માંડયો અને શારીરિક અવસ્થાની સાવધાનતા લુપ્ત થવા માંડી; આંતરિક સંન્યાસવૃત્તિની લહરિઓ બાહ્ય પરિધમાં ઉછળવા માંડી, એટલે રામ બાદશાહને દશગજના ઘરરૂપી કિલ્લામાં ગોંધાઇને બેસી રહેવું અસહ્ય થઇ પડયું;સાંસારિક સ્ત્રીપુરુષોના કોલાહલપૂર્ણ નગરમાં નિવાસ કરવો તદ્દન અશકય લાગવા માંડયો.ગૃહસ્થના વ્યવહારથી તો એ પ્રથમથીજ વિરકત હતા, છતાં હવે તો એવા હાલ થઇ પડયા કે તેમની સન્મુખ ઉપસ્થિત થતા સજ્જનો સાથે વ્યાવહારિક સંબંધોની વાતચીત કરવાનો અભ્યાસજ છુટી ગયો. ખાનપાન અને ગૃહસંબંધી અન્ય વસ્તુઓની વ્યવસ્થા તરફથી પણ ચિત્ત હઠતું ચાલ્યું. એમના ભંડારમાં સાત્વિકતાની ઉણપ નહોતી. શુદ્ધ અંતઃકરણથી આવતા જિજ્ઞાસુઓને તો અધ્યાત્મલાભ થતો હતોજ; પરંતુ મલિન ચિત્તવાળાઓ પણ એમના દર્શનથી વિશુદ્ધિના સંસ્કારો પામતા.

એ વર્ષની શરદૃઋતુમાં એકવાર એવો પ્રસંગ આવ્યો કે એક દરજી એક રેશમની રજાઇ બનાવી રામની પાસે આવ્યો. અને કહ્યું કે: "મહારાજ! આપને યોગ્ય આ રજાઈ છે." રામના ભોળપણાની વાતની એ દરજીને ખબર હોય તેથી કે કોણ જાણે બીજા શાયે ઉદ્દેશથી એણે આવીને રજાઇની બહુ તારીફ કરી હતી. રામે એની કિંમત પૂછી એટલે દરજીએ સીવડામણ તથા કપડાની મળીને રૂા. ૬૦) કિંમત કહી. રામે નોકરને તરતજ રૂા. ૬૦) લાવી આપવાનું કહ્યું એટલે એ લઇને દરજી રજાઇ મૂકીને ચાલતો થયો. પાસે બેઠેલા ભકતોને રજાઇની કિંમત બહુ લાગી. દરજી ચોખ્ખીરીતે ઠગી ગયો છે. એમ તેઓને લાગ્યું; પણ રામના ચિત્તમાં તો એનું જૂદુંજ સમાધાન હતું. લોકોએ જયારે કહ્યું કે મહારાજ! દરજી તો ખોટું બોલીને એટલી બધી મોટી રકમ લઇ ગયો છે. આવી રજાઇની રૂા.૬૦) કિંમત હોયજ નહિ; ત્યારે શ્રદ્ધાશીલ રામે ઉત્તર આપ્યો કે, "ભગવન્! શું રૂપીઆને માટે હું દરજીરૂપી નારાયણના શબ્દોમાં અશ્રદ્ધા લાવું? મારી આંખો અને બુદ્ધિને શી રીતે છેતરૂં? દ્રવ્યની ખાતર હું નારાયણને જૂઠા જાણું?" આવું કહેવાથી એ વખતે વાત શાંત પડી; પણ પેલા છલકપટની મૂર્તિ જેવા દરજીને સુખે નિદ્રાજ શાની આવે! લેતાં તો એ રૂા. ૬૦) લઈ ગયો, પણ પશ્ચાત્તાપના કીડાએ એના અંતઃકરણને ખણુવા માંડયું. એના ચિત્તમાં પાપના ફલરૂપે ખેદનો પ્રત્યાઘાત શરૂ થયો. તેને જરાયે ચેન ન પડયું; પોતાના કૃત્યની અ-

ક્ષમતા એને સમજાઇ અને બીજે દિવસે સવારે રામની પાસે આવી, ચરણમાં પ્રણામ કરી રૂ. ૩૦) મહારાજની સેવામાં મૂકીને બોલ્યો કે, "પ્રભુ! મારો અપરાધ ક્ષમા કરો."

સાચી વાત છે કે જ્ઞાનવાનને છેતરીને કોઈ સુખે સૂઇ શકતું નથી. પુણ્યાત્મા પુરુષને ઠગવા જતાં, એ પાપનો પ્રત્યાઘાત પાપાત્માના ચિત્ત ઉપરજ વેદનાના પ્રહાર કરે છે અને પરિણામે પશ્ચાત્તાપ કરાવી પોતાના પાપનું એને ભાન કરાવે છે.જ્ઞાનવાન તો સર્વનો આત્મા છે, એટલે કોઇ પોતે પોતાનેજ છેતરી શકે ખરો કે? આ પ્રસંગનું પોતેજ વર્ણન કરતાં લખે છે કે:—

પ્રશ્ન:—મહારાજ! જ્યાંલગી વેદાન્તનો રંગ નહોતો ચડયો ત્યાં સુધી તો સાદાં વસ્ત્ર પરિધાન કરતા હતા; હવે ત્યાગવૈરાગ્યની વિદ્યા શીખ્યા એટલે નખથી શિખા સુધી રેશમી વસ્ત્રોથી શરીરને શોભાયમાન કરવા લાગ્યા. વળી જુઓ તો ખરા! દરજી કેવી ચળકતી ઝળકતી બે રજાઇઓ લાવ્યો છે! એક ચમકદાર લીલા રંગની છે અને બીજી અત્યંત સુંદર લાલ રેશમની!

ઉત્તર:—સ્ત્રી સતી થાય છે ત્યારે સંપૂર્ણ શણગાર સજે છે. આંખોમાં સુરમો, અધર ઉપર પાનની લાલી, ગળામાં હાર, ટુંકામાં દરેક પ્રકારના શણગારથી સજાયેલી ને શોભાયમાન થયેલી હોય છે, પણ આ તૈયારીનો શો અર્થ છે? એટલુંજ કે જોતજોતામાં એ હવે આગમાં કૂદી પડશે.

મહાશય:-આ મહારાજની સજાવટ અને બનાવટ તો સતીનો શૃંગાર છે. જોતજોતામાં........એક જણ સિદ્ધ કરી આપે છે કે," રજાઈઓની કિંમત જે સાઠ રૂપિયા આપવામાં આવ્યા તે તો ગજબજ કર્યો કહેવાય. મૂળ કિંમત ભાગ્યેજ ત્રીસ જેટલી હશે. કાપડીઓ તથા દરજી છેતરી ગયા."

મહારાજ:-(સજલ નેત્રે) "હાય! માત્ર ક્ષુદ્ર રૂપીઆની ખાતર ત્રીસ સાઠ કે સો રૂપિયામાટે, હું તત્ત્વદર્શી નયનોને જાણીજોઇને ફોડી નાખું? કેવો રૂપિયો અને કયાંનો દરજી? ॐ ॐ ॐ.........................."

કેવા લાગણીથી ભરેલા અને હૃદયને પીગળાવી નાખે એવા શબ્દો હતા! ઉપદેશક થરથરી ગયો; પાણી પાણી થઇ ગયો. આ પ્રકાશોના પણ પ્રકાશ જેવા આત્મભાવે દરજી અને કાપડીઆના હૃદયમાં પ્રવેશ કરી તેમને આપોઆપ જાગૃત કર્યા. બન્નેએ આવી પોતાની મેળેજ અપરાધોનો સ્વીકાર કર્યો અને પશ્ચાત્તાપ કર્યો.

અદ્ભુત પ્રેમપ્રભાવથી જ્યાં મલિનચિત્ત પુરુષો પણ પોતાની મલિનતા

વિસરી જતા, ત્યાં જિજ્ઞાસુઓને તો એ પ્રેમમૂર્તિરામ અભદેભાવે આકર્ષી-ને ઉન્નતિની ભૂમિકાપર આરોહણ કરાવે એમાં શું આશ્ચર્ય ! એકાંતપ્રીતિ જેમ જેમ સ્વાભાવિક થતી ગઈ, તેમ તેમ ઓરિયેન્ટલ ૅાલેજનું કામકાજ પણ તેમને ભારરૂપથઇ પડયું અને 'અલિફ્'ના ત્રણ અંક બહાર પડતાં તો એમના ચિત્તની એવી સ્થિતિ થઈ કે અલિફ્ના વ્યવસ્થાપકને નામે વાચકોને નીચે પ્રમાણે ખબર આપવા પડયા:–

" વાચકવૃન્દ ! " અલિફ્ " નાં ત્રણ વ્યાખ્યાનો પછી જ્યારે ચોથા " ઉપદેશની શરૂઆત થઇ ત્યારે હજુ તો તે અર્ધોએ થયો ન હતો, તેવામાં " આપણા પહેલા વ્યાખ્યાનનો વિષય અને જેની શોધમાં સમસ્ત સૃષ્ટિ વલ-" ખાં મારે છે તે " આનંદ " બન્ને હાથ જોડીને રામની સમક્ષ આવીને " ઉભો અને સ્વીકાર કરવા લાગ્યો કે, 'નિ:સંદેહ, હું આપનું નિજસ્વરૂપ છું; " આપદ્વારાજ પ્રકટ થયો છું; ના, ના, આપજ હું છું. ' અને એ રામ સાથે " અભેદ થઇ ( સંત નિશ્ચલદાસજીના દુહામાં ) ગાવા લાગ્યો કે:–

દોહા

જો સુખ નિત્ય પ્રકાશ વિભુ, નામરૂપ–આધાર;
મતિ ન લખે જિહિ મતિ લખે,સો મૈં શુદ્ધ અપાર. ૧

× × × ×

જ્હે જિહિ જાને બિન જગત, મન હું જેવરી સાપ;
નસે ભુજંગ જગ જિહિ લહે, સોऽहं આપોઆપ.+ ૨

"જ્યારે સ્થિતિ આવી થઇ ગઈ અને ચારે બાજુ આનંદ ઉછાળા મારવા "લાગ્યો, ત્યારે રામને એમજ ગમ્યું કે ચાલો વનમાં સિધાવીએ. નારાયણ, "' ૐ ' ના સુસ્વર ધ્વનિનો ઉચ્ચાર કરતા, " અલિફ્ " ની ધ્વજા હાથમાં "ધરીને આવ્યા.જગતના રાસમંડળમાં કૃષ્ણની પેઠે જ્યારે રામ પણ લોકોની "દૃષ્ટિમાંથી એકાએક અદષ્ટ થયા ત્યારે સ્વર સંભળાયો કે પ્રત્યેકના હૃદયમાં, "પ્રત્યેકના મસ્તિષ્કમાં, પ્રત્યેકની આંખોમાં મારો નિવાસ છે. શું અમીર કે

+ અર્થ:—સર્વ નામરૂપ પદાર્થના આધારરૂપ જે સચ્ચિદાનંદ પરમાત્મા છે; કે જેને બુદ્ધિ જાણી શકતી નથી, પણ જે બુદ્ધિને જાણે છે, તે શુદ્ધ અપાર બ્રહ્મ હું છું. (૧) જેનું જ્ઞાન થયા વિના જેવી રીતે દોરીમાં સર્પ લાગતો હોય, તેમ જગત જણાય છે; તેમ જેનું જ્ઞાન થવાથી જગતરૂપી સર્પનો ભ્રમ નાશ પામે છે, તે બ્રહ્મ હું પોતેજ છું. સોऽहम् ( ૨

"શું ફકીર, પ્રત્યેકનાં નામરૂપ અને નાડીનાડીનું અસ્તિત્વ રામનેજ આધારે "છે. શરીરરૂપી કોટડીઓમાં સારાનરસા વિચારો રજકણોની પેઠે તે કોટડી- "ઓમાં પ્રવેશ પામેલી મારાજ પ્રકાશસ્વરૂપની રશ્મિઓમાં વાસ કરી રહે છે."

**तदेजति तन्नेजति तद्दूरे तद्वदन्तिके ।**
**तदन्तरस्य सर्वस्य तदु सर्वस्यास्य बाह्यतः** ॥(ઈશ ઉપનિષદ્)

ત્રણ અંક નીકળ્યા પછી એમના ચિત્તમાં સંસારના સંબંધોથી સર્વથા અસંગ થવાની વૃત્તિનો ઉદ્ભવ થયો, એ આપણે એમના પોતાનાજ શબ્દોમાં જોઈ ગયા. પ્રત્યેક સ્થિતિમાં જ્યાં જ્યાં મળી શકે ત્યાં એમના પોતાના વર્ણન- નેજ અમે એટલા માટે ઉતારી લઈએ છીએ કે વાચકોને એ પ્રસંગોનાં વર્ણનોમાં રામ બાદશાહના પોતાના શબ્દોનોજ પ્રભાવ અને રસનો સ્વાદ લેવાની તક મળે. છેવટે ઓરિયેન્ટલ કૉલેજમાં પણ રાજીનામું આપીને વાન- પ્રસ્થાશ્રમનું સુખ ભોગવવા અને થોડો કાલ વનવાસ સેવન કરી અભ્યાસ પરિપકવ થાય ત્યારે, સંન્યાસઆશ્રમ ધારણ કરવાના ઉદ્દેશથી લાહોરનો અને સર્વ સંબંધોનો ત્યાગ કરવાની તૈયારી થઈ. જુલાઈ ઇ. સ. ૧૯૦૦ માં નોકરી છોડીને વનવાસગમન કર્યું. લાહોરથી નીકળતી વખતે સ્વામી શિવ- ગણાચાર્ય, લાલા તુલારામ (પાછળથી સ્વામી રામાનંદ તીર્થ), લાલા ગુરુદાસ (પાછળથી સ્વામી ગોવિંદાનંદ તીર્થ), અમૃતસરનિવાસી મહાત્મા નિક્કેશાહ અને લાલા નારાયણદાસ (પાછળથી સ્વામી નારાયણતીર્થ), એટલા સજ્જનો તેમની સાથે તૈયાર થયા. આ વખતે પિતાજી તથા ભગતજીને તો કોઈ પણ જાતના ખબર કરવાનું યોગ્યજ ધાર્યું નહોતું. ઉપરાંત એમની સંન્યાસ- ભાવના હવે તો પ્રસિદ્ધ થઈ ગઇ હતી. આજથી બે વર્ષ ઉપર જ્યારે પોતે હરદ્વાર અને હૃષીકેશ ગયા હતા, તે વખતથી એમનાં માતાપિતા, ભગતજી તથા પત્નીને હવે એમના કાર્યક્રમમાં પ્રશ્ન કરવાની કે વિક્ષેપ નાખવાની ટેવ નહોતી રહી. ઈ૦ સ૦ ૧૮૯૮ થી ૧૯૦૦ સુધીના બે વર્ષના અરસામાં એમના વિરક્તજીવનની વિવિધ દશાઓનો અનુભવ સૌને થઈ ચૂકયો હતો. મનુષ્યનો સાચો સંબંધી પરમાત્મા છે અને લોહીના સંબંધોને- જ જો વાસ્તવિક માનીએ તો એ દૃષ્ટિએ સમસ્ત વિશ્વનાં પ્રાણી આપણા પાંચ ભૌતિકશરીર સાથે સંબંધ ધરાવે છે,એવો ઉત્તર તેઓએ લાહોર ત્યાગતી વખતે એક અધ્યાપકને આપ્યો હતો.એક વ્યાખ્યાનમાં એનું દષ્ટાંત આપતાં તેઓ

કહે છે કે:–" જ્યારે આ શરીરે (સ્વામી રામતીર્થે) કુટુંબબંધન છોડયું ત્યારે ટલાક જણ આવીને કહેવા લાગ્યા કે, તમે તમારાં સ્ત્રી, છોકરાં અને સંબંધી વગેરેનો સ્વાર્થ કેમ ન જોયો ? તમારા ઉપરજ તેમનો આધાર હતો. આ પ્રશ્ન પૂછનાર રામની સાથેના એક અધ્યાપકજ હતા. રામે તેને કહ્યું, તમે અધ્યાપક છો, પાઠશાળામાં તત્ત્વજ્ઞાન ઉપર ભાષણો આપો છો, તો તમે મને કહેશો કે તમારા જેવુંજ જ્ઞાન તમારા ઘરનાં બધાં મનુષ્યોમાં હોય છે કે? તમારાં ભાઇભાંડુ તમારા જેટલું જ્ઞાન ધરાવે છે ? તેણે કહ્યું–ના. ત્યારે પાઠશાળામાં આવી ભાષણ આપો છો, તો ઘેર છોકરાં તથા સ્ત્રી વગેરેની પાસે કેમ ભાષણ આપતા નથી ? તમારા ઘરમાં નોકરચાકર, મા, માસી વગેરેને તત્ત્વજ્ઞાન સમજાવવું મૂકી દઇ પાઠશાળામાં શામાટે ભાષણ આપો છો? અધ્યાપકે કહ્યું –એ લોકો ભાષણ સમજી શકે તેમ નથી. આ ઉપરથી અધ્યાપકને કહેવામાં આવ્યું કે:...........જ્યાં તમારૂં મન છે ત્યાં તમારાં સગાંવહાલાં નથી. જે લોકો તમારા વિચારની પરંપરા સમજી શકે છે, તમારા જ્ઞાનમાં ભાગ લઇ શકે છે અને તમારા જ્ઞાનની સાથે એક થઈ શકે છે, તેજ તમારાં સગાંસંબંધી છે. ....તમે જે મકાનમાં રહો છો, ત્યાં અનેક જીવજંતુ પણ રહે છે. ઉંદર, બિલાડી, જુ, માંકડ વગેરે અનેક પ્રાણીઓ રહે છે, પણ તે તમારાં પાડોશી નથી; પરંતુ જેઓ તમારા આત્મજ્ઞાન સાથે નિકટ સંબંધ ધરાવે છે તેજ તમારાં સગાં સંબંધી છે."

પરંતુ આ યુક્તિઓ તો સાધારણમાત્ર હતી. એમનામાં સંન્યાસજીવનની ભાવના તો જ્યારથી એમને જગદ્‌ગુરુ શંકરાચાર્યનાં દર્શનાં થયાં, તેમના સત્સંગદ્વારા એમને વેદાન્તની દીક્ષા મળી અને તેમની કૃપાથી વેદાન્તના ગ્રંથોનું શ્રવણ, મનન અને નિદિધ્યાસન કર્યું, ત્યારથીજ પ્રગટ થઇ હતી. એ વખતથીજ એમણે પોતાનું જીવન બ્રહ્માર્પણ કરી દીધું હતું.એ વિષયનો આપણે આ પહેલાંનાં પ્રકરણમાં ઉલ્લેખ કરી ગયા છીએ,એટલે અહિં વિશેષ કહેવાની આવશ્યક્તાજ નથી. સ્વાર્થની ભાવના તો ગોસ્વામી તીર્થરામના જીવનમાં બાલ્યાવસ્થાથી જરાએ હતી નહિ.વિદ્યાર્થી અવસ્થામાં કઠિન દુ:ખ સહન કરીને વિદ્યા પ્રાપ્ત કરી; શ્રીકૃષ્ણની અનન્ય ઉપાસનાવડે ચિત્તને એકાગ્ર કર્યું; ભગત ધન્નારામજી પ્રતિ ગુરુબુદ્ધિ ધારણ કરીને અહંકારનો ઉચ્છેદ કર્યો અને અધ્યાપકના પદપર કાર્ય કરતાં કરતાં પણ વેદાન્તનો ઝંડો ફરકાવ્યો. એ બધામાં પોતે જાણે ભાવીજીવનની શાંત અને શુભ તૈયારી કરતા જતા હોય એમ આપણને જણાઇ આવે છે. ધીરે ધીરે પણ અવિરત

પરિશ્રમપૂર્વક પોતાનું ધ્યેય સાધ્ય કરવાનો એમણે નિયમિત ક્રમ રાખ્યો હતો. અધ્યાપક અવસ્થાનો ઘણો ખરો સમય એમણે વેદાન્તનું અધ્યયન અને આત્મસાક્ષાત્કારની સાધના કરવામાં ગાળ્યો હતો. ધર્મનો પ્રચાર કરવામાં ગૃહસ્થાશ્રમની ઉત્તરાવસ્થા વ્યતીત કરી હતી. અનેક સત્સંગીઓને જીવનના મહાન પ્રશ્નનો નિર્ણય કરાવવામાં સહાયતા કરી હતી. એવા મહાપુરુષ રામ હવે પોતાનું એક માત્ર કર્તવ્યકર્મ સંન્યાસજ રહ્યું હોય, તેમ નિશ્ચયાત્મક વૃત્તિથી લાહોરમાંથી વનવાસસેવન કરવા માટે નીકળી પડયા. સંન્યાસની ભાવનામાટે તેઓ 'વાર્તાલાપ'માં એક સ્થળે કહે છે કે:—

" જેવી રીતે શૂરવીર બનતાં પહેલાં અનુચર બનવું પડે છે, એજ પ્રમાણે " પ્રથમ બ્રહ્મચર્ય અને પછી ઉત્તરોત્તર સંન્યાસ. જ્યાંસુધી સંન્યાસ- " વૃત્તિનો શ્વાસ અંદરથી ફૂટી ફૂટીને બહાર નીકળી ન આવે, ત્યાંલગી " સાચી સંન્યાસદીક્ષા આપવાનો અધિકાર ગુરુને નથી....આવા સંન્યાસીઓ " હાલતી ચાલતી અને ફરતી યુનિવર્સિટીઓ (વિશ્વવિદ્યાલયો) છે. "

આમ સંન્યાસની મહત્તા વર્ણવતાં તેઓ કહે છે કે:"જ્યારે ત્યાગની ભાવનાનો રંગ અંતરમાંથી પ્રકટ થઇ, ઉત્તરોત્તર વિકાસ પામતો મનુષ્યને આંતર બાહ્ય એકજ આત્મદર્શન કરાવવા માંડે, સર્વત્ર બ્રહ્મદર્શનની ઝાંખી કરાવે અને કર્મસંન્યાસની સહજાવસ્થા પ્રાપ્ત કરાવી નિષ્કામયજ્ઞની જ્વાલાનો રંગ સ્વત: સ્ફુરી નીકળવા માંડે ત્યારે યજ્ઞના અગ્નિના રંગ જેવો કાષાયરંગ એ શરીર ધારણ કરે." આવું એમણે અનેક સ્થળે પોતાનાં વ્યાખ્યાનોમાં સમજાવ્યું છે. રામનાં આવાં વૃત્તિ, વિચાર, અધિકાર અને ઉપયોગિતા જગદ્‌ગુરુ શંકરાચાર્યે જ્યારે તેઓ લાહોર પધાર્યા ત્યારેજ જોઇ લીધાં હતાં. રામે પોતાની અભિલાષા એમના આગળ એજ સમયે પ્રકટ કરી હતી અને એના ઉત્તરમાં એમને એવી આજ્ઞા થઇ હતી કે ચિત્તની જ્યારે સંપૂર્ણ આરૂઢઅવસ્થાપ્રાપ્ત થાય, ત્યારે સંન્યાસ ગ્રહણ કરી લેજો. આવા ઉત્તમપ્રતિના વિરક્ત અધિકારીને આથી કંઈ વિશેષ સૂચના આપી શકાય ? સ્વભાવે સંપૂર્ણ સાત્ત્વિક, વિદ્વત્તામાં અપૂર્વ, અનુભવ કરવામાં સાહસિક અને શ્રદ્ધાભક્તિની સાધનાને પરિણામે જ્ઞાનવિજ્ઞાનથી તૃપ્ત થયેલા રામને વિદ્વત્ સંન્યાસ ધારણ કરવાની એટલા માટેજ અનુજ્ઞા મળી હતી. તદનુસાર જ્યારે રામને પોતાના અધિકારની ખાત્રી થઇ, ત્યારે સંસારના સંબંધો, વ્યવહારો અને એક માત્ર આત્મચર્ચા સિવાય અન્ય વાર્તાનો પરિત્યાગ કરવા માટે હિમાલયના પવિત્ર પ્રદેશ

પ્રતિ પ્રયાણુ કરવાનો તેમણે નિશ્ચય કર્યો; છતાં હજુએ હિમાલયમાં જઈ થોડો સમય એકાંતસમયમાં રહેવાનો વિચાર હતો. સ્વાભાવિક અને સાહજિક અવસ્થાનો જીવનક્રમજ મનુષ્યની વાસ્તવિક ઉન્નતિમાં સહાયક નિવડે છે. રામ બાદશાહે પણ ભવિષ્યનો વિચાર કર્યા વિના અત્યારે તો માત્ર હિમાલય-નિવાસનો સંકલ્પજ સૌને વિદિત કર્યો. માસિકપત્ર અલિફ્ની વ્યવસ્થા લાલા હરલાલજીને સુપ્રત કરી અને પોતે અવારનવાર પર્વત પ્રદેશમાંથી તેને માટે લખાણુ મોકલતા રહેશે એવી યોજના કરી; અને અંતે થયું પણ તેમજ. અલિફ્ના એકંદરે અઢાર અંક નીકળ્યા હતા. ત્રણ અંક પ્રકટ થયા પછી પોતે લાહોર છોડયું હતું; પણ હિમાલયના એકાંત પ્રદેશમાંથી ત્યાંનાં સુંદર વર્ણનો અને વેદાન્તના મનનશીલ લેખોનો પ્રવાહ ચાલુ રહ્યો હતો. સ્વરૂપસાક્ષાત્કાર કરવો એ પ્રત્યેક વ્યક્તિને માટે આવશ્યક છે, એમ તેઓ તે સમયના એક લેખમાં લખે છે:–

" ઓ ભૂતલના નવયુવકો ! ખબરદાર ! તમારૂં પહેલું કર્તવ્ય નિજ-
" સ્વરૂપને ઓળખવાનું છે...........વેદાન્તનો હેતુ...........તમારૂં અંતર
" રંગી નાખવું એજ એનું કાર્ય છે; હા, જો તમારા અંતરમાં એટલો ગાઢો
" રંગ ચઢી જાય કે અંદરથી ફૂટી બહાર નીકળી આવે, અર્થાત્ વૈરાગ્યથી
" વસ્ત્રોને લાલ ભગવાં બનાવી દે તો તે ધન્યભાગ્ય છે તમારાં. "

સંન્યાસની મહત્તા એમના અંતઃકરણમાં એટલી બધી સ્વાભાવિક થઈ ગઈ હતી કે છેલ્લાં ત્રણ વર્ષથી જાણે પ્રત્યેક પળે એ ધન્ય સમયની રાહ જોયા કરતા હોય એમ જણાતું હતું. તેમાં જ્યારથી અલિફ્ની શરૂઆત થઇ, ત્યારથી તો એ ભાવના વિશેષરૂપે પ્રકટ થવા માંડી. લાહોર છોડવાની તૈયારી કરતાં પહેલાં માત્ર એકજ દિવસ આગમચ સાયંકાલે અનેક ભક્તો બેઠા હતા. લાલા હરલાલ, પંડિત ચિરંજીલાલ, લાલા નારાયણદાસ, લાલા તુલારામ અને કૅાલેજના અનેક વિદ્યાર્થીઓ રામનો હવે થોડા સમયમાં વિયોગ થશે, એવી દુઃસહ્ય વિરહવૃત્તિમાં લીન થઇને બેઠા હતા. રામે કેવલ એકજ ધોતિયું પહેર્યું છે; તેનો એક છેડો ખભે નાખેલો છે; વૈરાગ્યના રંગમાં રંગાયેલાં, સાંસારિક સંબંધોનું મિથ્યાત્વ અને આત્મસત્તાનો મહિમા દર્શાવનારાં ભજનોની ધૂન મચી રહી છે:—

[1]મના તેને રામ ન જાન્યારે; (ટેક)
જૈસે મોતી [2]ઓસકા રે, તૈસે યહ સંસાર;
[3]દેખત હી કો [4]ઝિલમિલારે, [5]જાત ન લાગી વાર. મના૦ ૧
[6]સોનેકા ગઢ [7]લંક બનાયો, સોનેકા દરબાર;
રતી એક સોના ના મિલા રે, રાવણ મરતીવાર. મના૦ ૨
દિન ગંવાયા ખેલ મેં રે, [8]રૈણુ ગંવાઈ સોય;
સૂરદાસ ભજો ભગવંતા, [9]હોની હોસો હોય. મના૦ ૩

લાલા ચિરંજીલાલે ઉપરનું ભજન ઉચ્ચ સ્વરે ગાઇ સંભળાવ્યું. મસ્ત રામ આનંદની લહરિઓમાં ડોલતા હતા; વૈરાગ્યના તરંગોથી જિજ્ઞાસુઓનાં હૃદય સંસારથી વિમુખ થઇને રામાભિમુખ થતાં જતાં હતાં. થોડીવારે સાંસારિક સંબંધોને ધોઇ નાખનારૂં વળી બીજું ભજન શરૂ થયું.

( રાગ યમન કલ્યાણ-ચાલ ચલન્તી )

ન બાપ બેટા, ન દોસ્ત દુશ્મન, ન આશક ઔર સનમ કિસી કે;
અજબ તરહકી હુઇ [10]ફરાગત, ન કોઇ હમારા, ન હમ કિસી કે. (ટેક)
ન કોઈ [11]તાલબ હુઆ હમારા,ન હમને દિલસે કિસીકો ચાહા;
ન હમને દેખી ખુશીકી લૈહરેં, ન [12]દર્દો-ગમ સે કભી [13]કહાહા.
ન હમને [14]બોયા, ન હમને કાટા, ન હમને જોતા, ન હમને ગાહા,
ઉઠા જો દિલસે ભરમ કા પર્દા, તો ઉસકે ઉઠતે હી ફિર અહાહા ! (૧).
યહ બાત કલકી હૈ જો હમારા,કોઇ થા અપના, કોઇ [15]બેગાના;
કહેં થે [16]નાતે, કહેં થે [17]પોતે, કહેં થે દાદા, કહેં થે નાના.
કિસી પૈ પટકા, કિસી પૈ કૂટા, કિસી પૈ પીસા, કિસી પૈ છાના;
ઉઠા જો દિલસે ભરમકા [18]થાના, તો ફિર જભી સે યહ હમને જાના. ન૦૨
અભી હમારી બડી દુકાન, થી, અભી હમારા બડા [19]કસબ થા;
કહીં ખુશામદ, કહીં [20]દરામદ, કહીં [21]તવાજો, કહીં [22]અદબ થા.
બડી થી જાત ઔર બડી[23]સફાત ઔર બડા[24]હસબ ઔર બડા[25]નસબ થા;

૧ મન ૨ ઝાકળનું ૩ જોતજોતામાં ૪ ઓગળી જાય છે. ૫ જતાં, નાશ પામતાં ૬ સોનાનો ૭ લંકા ૮ રાત્રિ ૯ થવાનું હોય તે થાય ૧૦ છુટકારો, ફુરસદ ૧૧ ભકત, જિજ્ઞાસુ ૧૨ શોક, ચિંતા ૧૩ ઘૃણા ૧૪ વાવ્યું ૧૫ પરાયું ૧૬ સંબંધ, નાતો ૧૭ પૌત્ર ૧૮ થાણું ૧૯ વેપાર ૨૦ કડવાં વચન ૨૧ સત્કાર ૨૨ સન્માન ૨૩ કુલ અને વંશ ૨૪-૨૫ ખાનદાની ને કુલવ્યવહાર

[1]ખુદી કે મિટતે હી ફિર જો દેખા, ન કુછ હસબ થા ન કુછ નસબ થા.ન૦ ૩
અભી યહ ઢબ થા કિસીસે લડિયે, કિસીકે પાઓં [2]પ જાકે પડિયે;
કિસી સે હક પર [3]ફિસાદ કરિયે, કિસીસે નાહક લડાઇ લડિયે.
અભી યહ ધુન થી દિલ અપને મેં "કહીં બિગડિયે, કહીં ઝગડિયે;"
[4]દુઇ કે ઉઠતે હી ફિર યહ દેખા, કિ અબ જો લડિયે તો કિસ સે લડિયે. ન૦૪

અર્થ:—નથી પુત્ર કે પિતા, નથી મિત્ર કે શત્રુ, તેમજ અમે નથી કોઇના ભક્ત કે કોઇના ભગવાન. આ તો એક વિસ્મયકારક બંધન છુટી ગયાં છે. નથી કોઇ અમારૂં કે નથી કોઇના અમે. ( ટેક )

અમારા તરફ ભક્તિ રાખે તેવા અમારા કોઇ જિજ્ઞાસુ નથી, તેમ અમે કોઇના પ્રતિ હૃદયપૂર્વક ભક્તિ નથી કરી. અમે તો આનંદની લહરિઓ પણ નથી જોઇ તેમ શોકચિન્તાની ઘૃણા પણ નથી કરી. અમે કાંઇ વાંચ્યું નથી કે નથી કાંઇ લખ્યું; તેમજ નથી અમે (કર્મરૂપી) હળ જોડયાં કે નથી ખેડ કરી. હૃદયથી જ્યારે ભ્રમણાનો પડદો દૂર થયો ત્યારે એ દૂર થતાંજ અહા ! અમને લાગ્યું કે નથી પુત્ર કે નથ પિતા૦ ૧

અમારૂં કોઇ સ્વજન હતું કે કોઈ પરાયું હતું, કોઇ ઠેકાણે સંબંધ હતો, કોઇ પૌત્ર, કોઇ દાદા કે કોઇ નાના હતા. કોઇની ઉપર પ્રહાર કર્યા, કોઇને માર્યો, કોઇનો દાળોવાટો કરી નાખ્યો કે કોઇને તાવી નાખ્યો. એ તો બધી ભૂતકાળની વાતો હતી; પણ જ્યાં હૃદયમાંથી ભ્રમનું થાણું ઉઠી ગયું, ત્યારથી અમને જ્ઞાન થયું છે કે નથી કોઇ પુત્ર કે નથી પિતા૦ ૨

અત્યારસુધી ( સંસારરૂપી લેણદેણની ) મોટી દુકાન હતી અને ( કર્મરૂપી મોટો વેપાર ચાલતો હતો; તેમાં કોઇ ઠેકાણે ખુશામદ તો કોઇ ઠેકાણે નારાજગી હતી. કોઇ ઠેકાણે સત્કાર તો કોઇ ઠેકાણે સન્માન હતાં. અમારાં કુલ અને વંશ બહુ મોટાં હતાં અને એ પ્રમાણે મોટો વહીવટ હતો, પણ અહંકારના નાશ થવા સાથેજ જ્યાં અમે જોયું તો તેમાં કોઇ પણ જાતનો વ્યવહાર કે કારભાર નહોતો. નથી કોઇ પુત્ર કે નથી પિતા૦ ૩

હમણાં સુધી તો એવો વ્યવહાર હતો કે કોઇની સાથે જઇને લડવું અને કોઇના ચરણમાં જઇને માથું મૂકવું; કોઇની સાથે અમારા હક્કને માટે ઝગડો કરવો અને કોઇની સાથે તો વિનાકારણ લડી પડવું. અત્યારસુધી

૧ અહંકાર ૨ ઉપર ૩ કલહ ૪ દ્વૈત.

નોટ:—આ ભજન રામનાં નહિ, પણ અન્ય કવિઓનાં છે.

મનમાં એવી ધુન હતી કે: "કોઇની સાથે બગાડવું ને કોઈની સાથે લડવું" પણ જ્યાં દ્વૈતનો સમૂળો નાશ થયો, ત્યારે સમજણ આવી કે ભાઇ ! હવે લડવું હોય તો કોની સાથે લડવું ? નથી કોઈ પુત્ર કે નથી કોઇ પિતા૦ ૪

લાલા ચરંજીલાલે પોતાના ભાવભર્યા હૃદય અને મધુરકંઠથી એ ભજન ગાયાં; શ્રોતાઓ મૌન થઇ ગયા. આનંદનો વરસાદ વરસતો હોય તેમ લાગ્યું. એ પછી પંજાબી ભાષાનાં પ્રસંગને ખાસ બંધબેસતાં બીજાં બે ભજન શરૂ થયાં:–

( રાગ આશા )

ખેડન દે દિન ચારની, વતન તુસાડે મુડ નહીં ઓ આના. (ટેક)
ચોલા ચુનડી સાનું માપિયાં દિતડાં;
રૂપ દિત્તા કરતારની ! વતન તુસાડે૦ ૧
અંબડ બોલી કત્તયા લોડે;
ભઠ પઈય્યાં પુનીયાં, ભઠ પયે ગોઢે;
તૃકલે દે વલ્લ ચારની ! વતન તુસાડે૦ ૨
અંબડ મારે, બાબલ ઝિડકે;
મર ગયા બાબલ, સડ ગઇ અંબડ;
ટલ ગયા સિર તીં ભારની ! વતન તુસાડે૦ ૩
રલ મિલ સૈય્યાં ખેડન ચલ્લીયાં;
ખેડ ખિડન્દરી નૂં કંડ્ડા પુરયા;
બિસર ઘરબાર ની ! વતન તુસાડે૦ ૪

અર્થ:—સંસારમાં ખેલવાના હવે મારે બે ચાર દિવસજ બાકી છે. ( કારણ કે મને ઇશ્વરનો પ્રેમ ચડયો છે; એટલા માટે હે માતા પિતા ! ) તમારા સાંસારિક ઘરમાં હવે મારૂં પાછા આવવાનું નહિ થાય. (ટેક) શારીરિક રૂપ (શરીર વગેરે) તો માતાપિતાએ આપ્યું; પરંતુ મૂલરૂપ તો પરમાત્માએ આપ્યું છે, (એટલા માટે હું ઇશ્વરની છું, તમારી નહિ. ) તેથી હું તો તમારા ઘરમાંજ નથી આવવાની. (૧) શારીરિક માતા એમ ઇચ્છે છે કે સંસાર રૂપી વ્યવહારમાં હું જોડાઉં; પણ મારી હૃદયરૂપી તાક (કલા)માં ચાર વળ પડી ગયા છે; ( કારણ કે ઇશ્વરના પ્રેમમાં ચિત્ત પરોવાઇ ગયું છે ) એટલા માટે હું એમ કહું છું કે રૂ કાંતવું અને એની પૂણીઓ (સાંસારિક ક્રિયાઓ) કરવી, એ બધાં પડે ચુલામાં; હું તો તમારા ઘરમાંજ પાછી નથી આવવાની. (૨) માતા મારે છે અને પિતા ધમકાવે છે ( કે હું કાંઇ સાંસારિક કર્મ કરૂં; પણ

મારે તો આ ઇશ્વરના પ્રેમને લીધે ) સાંસારિક માતા સડી ગઇ અને પિતા મરી ગયા છે; અને એ બન્નેનું દૂર થવું એ તો હું માથેથી બલા ગઇ એમ માનું છું, એથી હવે હું તમારા ઘરમાં પાછી નથી આવવાની. (૩) આ સંસાર-રૂપી ઘરમાંથી બહાર નીકળીને જ્યારે અમે બધી સખીઓ રમવા જતી હતી ત્યાં માર્ગમાં રમતાં રમતાં મને એવો તો ( પ્રેમનો ) કાંટો વાગ્યો કે ઘરબાર અને સમસ્ત સંસારનું કામકાજ હું ભૂલી ગઇ, તેથી હવે હું તમારા સંસારમાં પાછી નહિ આવું. (૪)

વાહવાહ ! કેવું ઉત્તમ ભજન છે. સાંસારિક વૃત્તિ માયામોહરૂપી માતા-પિતાને કહે છે કે હવે મને મારા પતિ—ઇશ્વરનો પ્રેમ લાગ્યો છે, તેથી જાઉં છું; તમારે ઘેર પાછી નહિ આવું; જવાની તૈયારી કરતાં કરતાં માતાપિતાને કહે છે કે સંસારમાં મારી અન્ય સખીઓ ( વૃત્તિઓ ) ની સાથે રમતાં રમ-તાંજ મને ઇશ્વરભકિતનો એવો તો કાંટો વાગ્યો કે, હવે તમારા ઘરમાં નહિ આવું. આ બાહ્યશરીરનું રૂપ તો તમે મને આપ્યું હતું; પણ મારૂં વાસ્તવિક નિજસ્વરૂપ તો પરમાત્માએ આપ્યું છે, તેથી હુ તો ત્યાંજ રહીશ. આવાજ ભાવનું એક વધુ ભજન આ પ્રમાણે છે:

(રાગ આશા)

કરસાં મૈં સોઇ શૃંગારની, જિસ બિચ પિયા મેરે વશ આવે. (ટેક)
જિસ ભૂષણ વિચ હોવે ન દુખન, સોઇ મેરે દરકારની. જિસ .૧
ગજરિયાં વંગ્ગાં તોં હુન સંગ્ગાં, કુચ્ચા કચ ઉતારની જિસ. ૨
નામ દા નામાં, પ્રેમ દા ધાગા, પાવાં ગલ્લ વિચ હારની. જિસ. ૩
પાવાંગી લચ્છે, મૈં નિર્લજ્જે, ઝાંઝર પિયા દા પ્યારની. જિસ. ૪
સૈહ ન સકદી મૈં સાકન વૈરણ, ઝાંઝર દા છિંકારની. જિસ. ૫

અર્થ:—હવે હું એવા શૃંગાર સજીશ કે જેથી મારો પતિ (પરમેશ્વર) મારે વશ થઇ જાય. (ટેક) જે ભૂષણ પહેરવાથી કોઇ પણ જાત-નું દુઃખ ન ઉત્પન્ન થાય, એવોજ શૃંગાર મારે હવે જોઇએ છીએ અને હુ એવોજ પહેરીશ કે જેથી મારો પતિ મારે વશ થાય. (૧) કાચની સાંસારિક બંગડીઓ જે સ્ત્રીઓ પહેરે છે, એ પહેરતાં તો મને શરમ આવે છે; એટલા માટે એ કાચા કાચને ઉતારીને ( બીજાં વાસ્તવિક અને નિત્ય રહે એવાં આભૂષણ પહેરીને ) હુ તો મારા પતિને વશ કરીશ. (૨) ઇશ્વરનાં નામનાં આભૂષણ હું તો પહેરીશ અને એ આભૂષણમાં પ્રેમનો દોરો પરોવીશ. પછી

એવો સુંદર હાર બનાવીને હું મારા કંઠમાં નાખીશ કે જેથી મારા પતિ પરમેશ્વર મને વશ થઇને રહે. (૩) મારી લજ્જા દૂર કરે એવાં ઝણઝણતાં ઝાંઝર પગમાં પહેરીશ કે જેમાં પ્રિયતમના પ્રેમરૂપી ઘુઘરા હોય અને જેથી મારો પતિ વશ થાય. (૪) હુંજ એકલી એની પ્રિયતમા થઈશ, મને શોકય નથી ગમતી; તેમજ બીજી કોઈ સ્ત્રીના અલંકારના ઝણકાર સાંભળવા મને નથી રુચતા, કારણ કે એમજ થાય તોજ મારા પતિ મારી એકલીના વશમાં રહે.(૫)

આ ભજનમાં એવો ભાવાર્થ છે કે અંતઃકરણની વૃત્તિ, રામનામરૂપી માળા પ્રેમના દોરામાં પરોવીને ગળામાં ધારણ કરી, પરમાત્માને રીઝવીને પોતાનો પ્રિયતમ કરવા ઇચ્છે છે. પગમાં પ્રભુનામની ધૂનરૂપી એવાં ઝાંઝર પહેરવા ઇચ્છે છે કે જેથી બીજું કશુંયે ન સંભળાય. અન્ય કોઈ સાંસારિક વાસના કે વૃત્તિ ઉત્પન્ન થાય, એ એને જોઈતુંજ નથી અને એકનિષ્ઠ ભકતથી એ સહન પણ કેમ થાય ? કારણ કે જ્યાંસુધી પરમાત્માના સ્મરણથી ભિન્ન અન્ય વૃત્તિ ઉઠયા કરે, ત્યાંસુધી ઈશ્વરભકિતમાં અવ્યભિચારી અને અનન્યભાવ કયાંથી આવે ?

વનવાસગમનનાં આવાં ભાવસૂચક ભજનોની ધૂન લાગી રહી હતી. એટલામાં રામે લાલા હરલાલને " અલિફ્ " માસિકપત્રની ભલામણ કરવા માંડી. લેખો વારંવાર જે હિમાલયના એકાંતમાંથી આવે તેને નિયમિતરીતે પ્રકટ કરી સેવા કરતા રહેવાની સમજણ પાડી; પરંતુ આ વિયોગની વાત સાંભળતાં સૌનાં નેત્રોમાંથી અશ્રુની ધારા વહેવા માંડી. સંસારના દાવાનલમાંથી જ્ઞાનભકિતનું શીતલ અમૃત છાંટી બચાવી લેનાર સદ્ગુરુસમાન રામ બાદશાહનો વિયોગ ! હાય ! એ કેમ સહન થાય ? એ વિચારસરખોયે કેટલો અસહ્ય થઇ પડે ! "બેટા ! એમ નહિ, પણ આમ" એમ કહીને હવે અમને કોણ સમજાવશે ? પ્રભુભકિતરસાસ્વાદ કોણ ચખાડશે ? આત્માનંદની લહરિઓથી અમારાં તપ્ત અંતઃકરણને કોણ શીતલ કરશે ? કલ્પવૃક્ષસમાન કૃપાળુ છાયા અમને કયાં મળશે ? અદ્ભુત પ્રજ્ઞાપ્રકાશથી અમારાં હૃદયને હવે કોણ પ્રોજ્જવલ કરશે ? અને પાછળ અમારી એકલાની શી સ્થિતિ થશે ? આવા આવા વિચારોથી એમના પ્રેમમાં અભિન્ન થયેલા લાલા હરલાલ, નારાયણદાસ અને ચિરંજીલાલનાં અંતઃકરણ ભાવથી અને નેત્ર અશ્રુથી ભરપૂર થઈ ગયાં. !

પરંતુ રામના ચિત્તપર શું અસર થઇ એ જાણો છો ? જિજ્ઞાસુઓની આવી રામના વ્યકિતત્વ ઉપર અધીનતા જોઇને તરતજ તેઓ ખડખડાટ હસી

પડયા. હમણાંજ ગાયેલા ભજનમાં “ન કોઈ તાલબ હુઆ હમારા, ન હમને દિલસે કિસીકો ચાહા” વાળું વાકય યાદ દેવરાવી સૌને શાંત કરવા માટે તેમણે કહ્યું કે, “ભગવન્! આ શું? અત્યારથીજ બધું ભુલી જવા માંડયું? રામને માત્ર આ એક શરીરમાંજ પરિચ્છિન્ન માની બેઠા? જ્યાં સર્વત્ર એ-કજ પરમતત્ત્વ વ્યાપી રહ્યું છે ત્યાં જવુંઆવવું કયાંનું? રામ તો સર્વાધાર-સર્વવ્યાપક આકાશની પેઠે સર્વત્ર ભર્યો પડયો છે. રામથી આ જગત જૂદુંજ કયાં છે? તમારાથી રામ ભિન્ન છે ખરો કે? આવો શોકમોહ શામાટે? શ્રુતિભગવતીની આજ્ઞા માનો કેઃ-

**तत्र को मोहः कः शोक एकत्वमनुपश्यतः**

(ઈશ ઉપ૦)

“જ્યાં એકતાનાંજ દર્શન થાય, ત્યાં શોકમોહ કેવો?” આ વાકયો એટલાં તો આનંદ અને સત્તાબળથી બોલાયાં કે સર્વને તત્કાળ આત્મજાગૃતિ આવી; પોતપોતાની સ્થિતિનું સાચું ભાન થયું. ધીરે ધીરે બધા સાવધાન થયા અને થોડીવારે રાત્રિ થતાં બધા પોતપોતાને ઘેર ગયા.

વનવાસની વાત તો ઘણા કાળથી ચર્ચાતી હતી, તેથી એમના વનગમન માટે કોઇને આશ્ચર્ય થાય એમ તો હતુંજ નહિ; માત્ર એમના વિયોગની વેદનાજ બધાને સતાવે તેમ હતી. માતાપિતા તથા ધન્નારામ ભગતજીને તો એમને માટે ખાત્રી થઇ ચૂકી હતી કે રામમાં હવે આપણો સાંસારિક સ્વાર્થ સિદ્ધ થાય એમ નથી; હવે કેવળ પ્રશ્ન માત્ર એક એમનાં ધર્મપત્નીનો હતો. એમને પણ રામના નિત્યના સહવાસસંબંધથી જીવનના ઉચ્ચ સંસ્કાર, ત્યાગવૈરાગ્યની મહત્તા અને એ બધા ઉપરાંત રામના અડગ નિશ્ચયની ખાત્રી થઇ ચૂકી હતી; તેથી હમેશાં શાંતસ્વભાવે એમનાં અનુગામિની થઈ રહેવાનો પ્રયત્ન કરતાં હતાં. આ છેવટના પ્રસંગે જ્યારે રામે જવાનો નિર્ણય કર્યો અને મિતિ પણ નક્કી થઇ એટલે તેમણે પણ સાથે જવાની પોતાની ઈચ્છા પ્રકટ કરી. રામે એમને અનુમતિ આપી; પરંતુ તેની સાથે સાથે અરણ્ય-નિવાસનાં કષ્ટો સહન કરવાની શકિત, કેવળ પ્રારબ્ધપર રહેવાની નિષ્ઠા અને વનવિહારમાં પણ વાનપ્રસ્થ આશ્રમ પ્રમાણે ધર્મપાલન કરવાની વૃત્તિવિષે એમને સમજાવીને કહ્યું કેઃ-“ત્યાં કષ્ટ સહન કરવાં પડશે; તમારી સાથે (મદન-મોહન, સુભદ્રા અને બ્રહ્માનંદ) ત્રણ નાનાં બાલકો છે એનો વિચાર કરજો. રામને તો એ સંબંધોનો વિચારમાત્ર પણ આવતો નથી; પણ તમને એક તો

તમારા શરીરનો અને તેની સાથે તમારા રક્તમાંથી ઉત્પન્ન થયેલાં આ બાલકોનો મોહ ન સતાવે એની કાળજી રાખી શકો, તો સાથે આવવામાં રામ મના કરતો નથી. પ્રત્યેક વાતમાં રામની આજ્ઞા પ્રમાણે અનુસરવાની હિંમત અને સહનશક્તિ હોય તો ખુશીથી સાથે ચાલો. ઘરબારની મમતા છોડી કેવળ પરમાત્માપરજ વિશ્વાસ રાખી શકાતો હોય અને પળેપળે રામભજનમાં શ્વાસોચ્છવાસ લેવાની ઇચ્છા હોય તો તૈયાર થાઓ; પરંતુ નિશ્ચય કરતાં પહેલાં તમારી શક્તિ તપાસી લેજો. રામને તો હાયે નથી તેમ ના પણ નથી; જેટલો રામ સ્વતંત્ર છે તેટલાંજ તમે સ્વતંત્ર છો." આમ તેમને સ્વતંત્ર સત્તા આપી અને સાથે સાથે વનવાસની કઠિન તપશ્ચર્યાનું પણ ભાન કરાવ્યું હતું; છતાં પણ એ પતિપરાયણા પત્નીએ સાથે જવાની હિંમત કરી અને તૈયારી કરવા માંડી.

સમસ્ત લાહોરમાં સમાચાર ફેલાઈ ગયા કે ગોસ્વામી તીર્થરામજી લાહોર છોડીને હિમાલયગમન કરે છે. એમના પ્રેમપાત્ર વિદ્યાર્થીઓને ખાસ કરીને એથી બહુ આઘાત પહોંચ્યો હતો. લાલા નારાયણદાસ અને તુલારામે રામમાં ગુરુબુદ્ધિ ધારણ કરી હતી, તેથી તેમણે સેવામાં સાથે જવાની આજ્ઞા માગી અને રામે તેમને અનુજ્ઞા આપીને કહ્યું કેઃ—"રામ તો કોઇને ના નથી કહેતો, જેને ઇચ્છા હોય તે ચાલે; સૌને સૌની શક્તિ અને વૃત્તિ પ્રમાણે જ્ઞાનધ્યાન કરવાં છે. એમાં રામ શામાટે કોઈને રોકી રાખે ? એ તો જેમ કોઇને સાથે આવવાનો આગ્રહ કરતો નથી, તેમ કોઇ આવે તેને ના પણ કહેતો નથી. આ તો પાંડવોના જેવું હિમાલયગમન છે; જેની જેટલી શક્તિ હશે, તેટલો દૂર તે પહોંચશે, માટે જેને ઇચ્છા હોય તે સુખે તૈયાર થાય." આમ કરતાં કરતાં સ્વામી શિવગણાચાર્ય પણ સાથે થયા અને જવાને દિવસે ગાજતે વાજતે તૈયારી થઈ. પ્રેમ અને આનંદનાં અશ્રુઓથી ભરેલાં નેત્રોવાળા કૉલેજના વિદ્યાર્થીઓ અને ભજનમંડલીઓથી મકાન તો પ્રાતઃકાળથી ભરાઈ ગયું. વિદ્યાર્થીઓનો માનીતો અધ્યાપક, મિત્રોનો માનનીય સુહૃદ, અધ્યાપકોનો સહકારી કાર્યકર્તા, સંતસાધુઓનો પ્રિયાત્મા, તત્ત્વવિદ્, જિજ્ઞાસુઓનો સત્સંગમણિ, જ્ઞાની ભક્તોનો ભાવભર્યો ભગવાન અને સંબંધીઓનો એકમાત્ર આશાદીપક, રામ બાદશાહ આજે સંસારના સંબંધો, દેહ અને દેહનાં માનમોહ તથા પ્રીતિ અને સ્નેહનાં નિઃસ્વાર્થ સંસ્મરણો છોડીને વાનપ્રસ્થની સાધનામાટે હિમાલયપ્રતિ પ્રયાણ કરે છે ! ઉપનિષદ્‌માં જનકવિદેહીની સભા-

ના જ્ઞાનસૂર્ય યાજ્ઞવલ્કયે ગૃહત્યાગ કર્યો હતો, પુરાણોમાં ભગવાન્ રામચંદ્રે વનવાસગમન કર્યું હતું, કૃષ્ણપરમાત્માએ વ્રજવાસ ત્યજી મથુરાંનો માર્ગ લીધો હતો, એવા એવા અનેક પ્રસંગોનું જાણે આજ સાક્ષાત્ દર્શન થતું હોય એવો પ્રસંગ સૌને આજે લાગતો હતો. સાયંકાલે સ્ટેશને જવા માટે ભજનમંડળીઓ આગળ ત્યાગ અને વૈરાગ્યનાં ઉદ્દીપક ભજનો ગાતી ગાતી ચાલી જાય છે;વિદ્યાર્થીઓ અને સત્સંગીઓ પ્રેમભર્યાં હૃદયે અને અશ્રુપૂર્ણ નયને પોતાના પૂજ્ય ગુરુદેવને વળાવવા જાય છે; વચમાં એકમાત્ર ધોતિયું પહેરી, આનંદનાં ઓજસ્ વર્ષાવતા, ઉન્માદનાં આંદોલન વહેવરાવતા, પ્રતાપી રામ બાદશાહ ॐ ! ॐ ! ॐ ! **शिवोऽहम्** ની ગર્જના કરતા કરતા ડોલતા ડોલતા દેહ અને ભાવથી અતીત અવસ્થામાં ચાલી રહ્યા છે; લાલા નારાયણદાસ " અલિફ્ " નો એક મોટો ભગવો ઝંડો લઇ નીચેનું ( મીયાં નઝીરનું) ભજન ગાતા અને ગવરાવતા મસ્તીમાં મહાલતા મહાલતા સૌનાં ચિત્તમાં વૈરાગ્યનો રંગ પૂરતા જાય છે:—

યારો, વતનસે હમ ગયે, હમસે વતન ગયા;
નકશા હમારે રહનેકા, જંગલ મેં બન ગયા.
જીનેકા ન [1]અન્દોહ હૈ, ન મરનેકા જરા ગમ;
[2]યકસાં હૈ ઉન્હેં જિન્દગી, ઔર મૌત કા આલમ.
[3]વાકિફ્ ન બરસસે, ન મહીને સે વહ ઇક દમ;
[4]શબકી ન મુસીબત, ન કભી [5]રોજ કા માતમ.
દિન રાત ઘડી પહર, [6]મહો–સાલ મેં ખુશ હૈં;
પૂરે હૈં વહી મર્દ જો હર હાલમેં ખુશ હૈં.
કુછ ઉનકો [7]તલબ ઘરકી, ન બાહર સે ઉન્હેં કામ;
તકિયા ન [8]ખ્વાહિશ હૈ, ન [9]બિસ્તર સે ઉન્હેં કામ.
મહલોં કી [10]હવસ દિલ મેં ન મંદિર સે ઉન્હેં કામ;
[11]મુફ્લિસ સે ન મતલબ ન તવંગર સે ઉન્હેં કામ.
મૈદાનમેં, બાજારમેં, ચૌપાલમેં ખુશ હૈં;
પૂરે હં વહી મર્દ જો હરહાલમેં ખુશ હૈં.

અર્થ:—અરે મિત્રો ! અમે તો હવે અમારા નિવાસસ્થાનમાંથી નીકળી

૧ શોક, ચિન્તા ૨ એકસરખી ૩ જાણીતો ૪ રાત્રિ ૫ દિન ૬ માસ અને વર્ષ ૭ ઇચ્છા ૮ ઇચ્છા ૯ પથારી ૧૦ વાસના ૧૧ નિર્ધન

ચુકયા; અને અમારા (ચિત્ત) માંથી નિવાસસ્થાન પણ નીકળી ગયું. હવે અમારો નિવાસનો તો અરણ્યમાં નિશ્ચય થઈ ચુકયો. જીવતા રહેવાનો હવે જરાએ શોક નથી કે મરવાની જરાએ ચિન્તા નથી. એવા પુરુષોને જીવન, મૃત્યુ કે જગત્ એ બધું સરખુંજ છે. વર્ષ અથવા મહીનાની એને હવે જરાયે ખબર નથી. રાત્રિની ખુશીબતોનો તથા દિવસની મહત્તાનો એને જરાએ વિચાર નથી. એ તો પ્રત્યેક દિનરાત, ઘડી કે પ્રહર તથા માસ કે વર્ષમાં પ્રસન્ન છે; પ્રત્યેક અવસ્થામાં જે પ્રસન્ન છે, તેજ પૂર્ણ પુરુષ છે.(૧) નથી તેમને કાંઈ ઘરનો મોહ કે નથી એમને બાહ્ય જગતની સાથે લેવાદેવા. તકીઆની તેમને ઇચ્છા નથી, તેમ પથારીની પણ પરવા નથી. હૃદયમાં મહેલોની વાસના ભરી નથી તેમજ મંદિરની પણ તેમને ગરજ નથી. નથી નિર્ધનની સાથે લેવા-દેવા કે નથી તવંગરની તેમને કોઇ પણ જાતની પરવા. મેદાનમાં, બજારમાં, ચોગાનમાં એ તો પ્રસન્ન છે. આમ જે પ્રત્યેક અવસ્થામાં આનંદમગ્ન રહે છે તે પૂર્ણ છે. (૨)

ધીરે ધીરે ભજન ગાતા ગાતા મસ્તાના ચાલમાં બધા ચાલ્યા જાય છે. રામ બાદશાહના કંઠમાં લોકોએ પુષ્પની માળાઓ ધારણ કરાવી હતી;નારાયણ અને તુલારામ ઉન્મત્ત આનંદમાં ભજન લલકારતા જતા હતા; સોની પાછળ રામનાં ધર્મપત્ની તથા નિર્દોષ ત્રણ બાલકો હતાં.આમ વાજતે ગાજતે લોકોનાં માનસત્કાર અને ઉત્સાહનાં વધામણાં લેતાં લેતાં, બધી મંડળી સ્ટેશનપર આવી; ત્યાં રામે નીચેનું પદ ગાવાની આજ્ઞા આપી:-

રહિયે અબ ઐસી જગહ ચલ કર જહાં કોઈ ન હો;
[1]દુશ્મને-જાં હો ન કોઇ [2]મહેરબાં કોઇ ન હો. (૧)
પડિયે [3]ગર બીમાર તો આકર ન પૂછે કોઇ બાત;
ઔર ગર મર જાઇએ તો [4]નૌહા-ખાં કોઇ ન હો. (૨)
[5]રૂખસત અય[6]ઝિંદાં ![7]જુનૂં [8]જંજિરે-દર [9]ખડકાએ હય;
[10]મુઝદાહ ![11]ખારે-દશ્ત અબ[12]તલ્વા મેરાં[13]ખુજલાય હય. (૩)
ફિર[14]બહાર આઈ[15]ચમનમેં [16]જખ્મે ગુલ[17]આલે હુએ;

૧ જીવનો દુશ્મન ૨ પ્રેમી, કૃપાલુ ૩ જો ૪ રુદન કરનાર ૫ રામરામ, છેલ્લા પ્રણામ ૬ કારાગૃહ ૭ દિવાનાપણું, ગાંડપણ ૮ બારણાની સાંકળ ૯ ખડખડાવે છે ૧૦ વધામણી ૧૧ જંગલનો કાંટો ૧૨ પગનું તળિયું ૧૩ ખંજવાળે છે ૧૪ વસંત ૧૫ ઉદ્યાન ૧૬ પુષ્પના ઘા ૧૭ આળાં જરા વાગતાં દુઃખે એવા

ફિર મેરે [૧]દાગે-જુનૂં [૨]આતશકે [૩]પર કાલે હુએ. (૪)

અર્થ:-ચાલો હવે એવી જગ્યાએ જઈને રહીએ કે જ્યાં કોઇ જીવનો શત્રુ ન હોય, તેમ કોઈ દયાળુ ( મિત્ર ) પણ ન હોય. (૧) કદાચિત્ માંદા પડીએ તોપણ કોઇ અમારી ખબર પૂછનાર ન હોય અને મરી જઇએ તો પાછળ કોઇ વિલાપ કરે એવું પણ ન હોય. (૨) અરે ઓ (સંસારરૂપી) કારાગૃહ ! હવે તને છેલ્લા પ્રણામ ! અમારો ઉન્માદ હવે તો પરમાત્માના દ્વારની સાંકળ ખડખડાવે છે. વાહવાહ ! વધામણી છે ! જંગલના કાંટા હવે મારા પગનાં તળીઆંને ખંજવાળે છે. (૩) પછી તો ઉપવનમાં વસંતનો બહાર ખીલ્યો અને હૃદયરૂપી પુષ્પના ઘા આળા થયા; એટલે તો ઉન્માદને લીધે લાગેલા હૃદયના ડાઘ અગ્નિના અંગારા બની ગયા. ( ૪ )

આ ભજન પૂરૂં થતાંમાં ગાડી આવી પહોંચવાની તૈયારી થઇ.વિદાય લેવાની તો હવે કોઇને શાની બાકીજ હોય ! " ચાલ્યા " " ગયા " " સિધાવ્યા " આવા ભણકારા જે સર્વના અંતઃકરણમાં લગભગ બબ્બે વર્ષથી વાગતા હતા, તેનો માત્ર સાક્ષાત્કાર કરવાનોજ હવે બાકી હતો. એક બાજુ આનંદનો ઉત્સાહ યાત્રીઓનાં રોમ રોમમાં અદ્ભુત વૈરાગ્યબલ પ્રેરતો હતો, તો બીજી બાજુ વિયોગી ચિત્તમાં વિયોગની વેદના સાલતી સાલતી નેત્રમાંથી અશ્રુની ધારા વહેવરાવી સાક્ષી પૂરતી હતી. પ્રસન્ન મુખમુદ્રા, ઓજસ્વી પ્રતાપ, ઉન્મત્ત તદાકારતા અને સ્વરાજ્યસિદ્ધિના આસનપર આરૂઢ થયેલા રામની અવસ્થાનું તો કોણ વર્ણન કરે ! એમની ગતિ તો એજ જાણે ! એ પ્રતિભાસંપન્ન વ્યક્તિત્વને તો આપણાં અનેકધા નમસ્કાર ! વંદન ! એમની કૃતકૃત્ય અવસ્થા અને ધન્ય ધન્ય અનુભવને તો સાષ્ટાંગ દંડવત્ પ્રણામ ! ॐ !

ભજનની ધન, લોકોની હલચલ, આશ્ચર્યનો અવધિ અને આનંદપ્રોત્સાહનનાં આંદોલનથી સ્ટેશનના પ્લૅટફૉર્મ ઉપર એક મોટો મેળાવડો થઈ ગયો હતો. છવ્વીસ વર્ષ જેટલી તરુણ અવસ્થા, એમ. એ. સુધીની વિદ્વત્તા, ઉત્તમ વર્ણ, શરીર અને સંસારની સુખમય અવસ્થા, એ બધાંનો ત્યાગ કરી, સંન્યાસયજ્ઞની આહુતિ થવા નીકળી પડતા, ગૌરવર્ણ, કોમલકાય રામનાં દર્શન કરી કોને આશ્ચર્ય અને આનંદ ન થાય ! ઘેરથી સ્ટેશન સુધી પહોંચતાં સુધી રસ્તામાં પ્રસંગને અનુસરતું નીચેનું ભજન અનેકવાર ગાવામાં આવ્યું હતું:-

---

૧ દૈવી ઉન્માદને લીધે લાગેલા હૃદયના ડાઘ ૨ અગ્નિ ૩ અંગારા

*અલ્વિદા

[1]અલ્વિદા મેરી [2]રિયાજી ! અલ્વિદા !
અલ્વિદા એ પ્યારી [3]રાવી ! અલ્વિદા !
અલ્વિદા એ [4]એહલે-ખાના! અલ્વિદા!
અલ્વિદા [5]માસૂમે-નાદાં ! અલ્વિદા !
અલ્વિદા એ [6]દોસ્તો-દુશ્મન! અલ્વિદા!
અલ્વિદા એ [7]શીતો-ઓશન! અલ્વિદા!
અલ્વિદા એ [8]કુતબો-તદ્રીસ ! અલ્વિદા!
અલ્વિદા એ [9]ખુબસો-તકદીસ! અલ્વિદા!
અલ્વિદા એ [10]દિલ! એ [11]ખુદા! [12]અલ્વિદા!
[13]અલ્વિદા રામ ! અલ્વિદા ! એ અલ્વિદા !

ૐ ! ૐ ! ! ૐ ! ! !

## પ્રકરણ ૧૧ મું—સંન્યાસગ્રહણ

"એમ. એ. ની પરીક્ષામાં પાસ થયા પછી કોઇ નવયુવક તો કૉલેજમાં અધ્યાપક " થાય છે અને જે પોતે ભણ્યા હોય તે શીખવવાનો એનો વ્યવસાય બની જાય છે; " અને કેટલાએક નવયુવાનો એમ. એ. માં પાસ થયા પછી વકીલ અથવા ન્યાયાધીશ " બને છે. આ બીજા વર્ગના યુવાનોને કૉલેજના વિષયો બીજીવાર વાંચવાનો ભાગ્યેજ " અવસર મળે છે. એમાં પરીક્ષામાં પાસ થવું એ પ્રત્યેક નવયુવકને માટે આવશ્યક

*નોટ:—જ્યારે સ્વામી રામતીર્થ ગૃહસ્થાશ્રમનો ત્યાગ કરી વાનપ્રસ્થ આશ્રમ ગાળવા હિમાલય ભણી જવા લાહોરથી પોતાનાં સ્ત્રીપુત્ર તથા અન્ય બે ત્રણ શિષ્યવર્ગની સાથે નીકળ્યા ત્યારે સ્નેહીઓ, વિદ્યાર્થીઓ તેમજ અન્ય પરિચિત વર્ગ ગાજતેવાજતે પુષ્પ-વૃષ્ટિ કરતો કરતો તેમને વળાવવા માટે સ્ટેશન સુધી ગયો હતો, તે વખતે સ્વામી રામે આ કવિતા એ બધાને ઉદ્દેશીને કહી હતી.

૧ છેવટના પ્રણામ, છુટા પડતી વખતે નમસ્કારના રૂપમાં વપરાતો શબ્દ રામ રામ ૨ ગણિતવિદ્યા કે જેના એ પોતે કોલેજમાં આચાર્ય હતા ૩ લાહોરની પાસેની રાવી નદી ૪ ઘરનાં લોકો ૫ નિર્દોષ બાલબચ્ચાં ૬ મિત્ર અને શત્રુઓ ૭ શીત અને ઉષ્ણ, ટાઢતડકો ૮ પુસ્તકો અને પાઠશાલા ૯ શુભાશુભ, સાઇનરસું ૧૦ હૃદય ૧૧ ઇશ્વર ૧૨ તમને પણ છેવટના રામરામ ૧૩ હે રામ ! અને અલ્વિદા શબ્દ! તમને પણ અલ્વિદા.

" હોય છે, પણ અધ્યાપક થવું એ બધાને માટે જરૂરી હોતું નથી; તેવીજ રીતે આત્માને
" યથાવત્ ઓળખી લેવો અને અન્ય પદાર્થની સ્પૃહા ન રાખવી એ તો પ્રત્યેક વ્યક્તિનું
" કર્તવ્ય છે, કિંતુ એ કર્તવ્ય પૂર્ણ થયા પછી અધ્યાત્મવિચાર કે સમાધિમાં લીન રહેવું,
" નિજાનંદમાં મસ્ત રહેવું અને આત્મહીલોળા મારવા એ સૌભાગ્ય કાંઇ પ્રત્યેક વ્યક્તિ-
" ના ભાગ્યમાં નથી હોતું. આવા અધ્યાપક બનવાનું કામતો છે સાચા સાધુ સંન્યાસી
" લોકોનું કે જે લોકો પોતાના પૂર્વસ્વભાવ અથવા અભ્યાસને અનુસરીને અધ્યાત્મ-
" વિદ્યારૂપી એમ. એ. પાસ કર્યા પછી એજ વિદ્યાનું શિક્ષણ આપવાનું, પોતાનું શિક્ષણ
" તાજું રાખવાનું અને એ શિક્ષણનેજ પોતાના જીવનનો વ્યવહાર નથી બનાવી શકતા
" તેઓને માટે વેદોની આવી આજ્ઞા છે કેઃ-

**कुर्वन्नेवेह कर्माणि जिजीविषेच्छतं समाः।**
**एवं त्वयि नान्यथेतोऽस्ति न कर्म लिप्यते नरे ॥**

( ઇશાવાસ્યોપનિષદ્ )

અર્થઃ"—કામોમાં જોડાઇ રહીને પણ જો તમે જીવનનાં સો વર્ષ વીતાવી નાખો
"તો આવી પ્રતિજ્ઞાથી (તત્ત્વજ્ઞાન અને સાધુહૃદયવાળા થઇને) તમે દોષથી મુક્ત રહેશો;
"પરંતુ બીજા કોઇ ઉપાયથી નહિ." **સ્વામી રામતીર્થ**

રામની સંન્યાસ આશ્રમની આવી જે ઉજ્જવલ ભાવના આપણે એમનાં વ્યાખ્યાનો, લેખો અને સ્વજીવનના કાર્યક્રમમાં જોઇએ છીએ તેની તૈયારી કરવા માટે તેઓ લાહોરથી ગાજતેવાજતે નીકળીને હરદ્વાર થઇને હૃષીકેશ આવી પહોંચ્યા અને એ બધાં સ્થાનોમાં એકેક બબ્બે દિવસજ રહી, હૃષીકેશથી ત્રણ દિવસને રસ્તે બદરિનારાયણના માર્ગમાં ભગવતી ભાગીરથી અને ઉન્માદિની અલકનંદા નામની બે પુરાપુનીત દેવનદીઓના સંગમ ઉપર આવેલા દેવપ્રયાગ નામના સ્થાને જઇ પહોંચ્યા; પણ અહિં આવતાં રામની ઇચ્છા ગંગોત્રીના માર્ગ ભણી વળવાની થઇ, એટલે સ્વામી શિવગણાચાર્યનો સંકલ્પ બદરિનારાયણ ભણી જવાનો હોવાથી તેઓ એમનાથી જૂદા પડયા. અહિંથી રામ બાદશાહ પોતાનાં ધર્મપત્ની, ત્રણ બાળકો, લાલા તુલારામ તથા નારાયણદાસને લઇને ગંગા નદીના મૂળ "ગંગોત્રી" ભણી ચાલી નીકળ્યા. દેવપ્રયાગથી ચાળીસ માઇલ દૂર ગંગાજીને કાંઠે કાંઠે જતાં ગઢવાલ પ્રાન્તમાં ટિહરી નામનું એક બેથી અઢી હજારની વસ્તીવાળું શહેર આવે છે કે જે ત્યાંના હિંદુરાજ્યની હાલની રાજધાની છે. હિમાલયના પ્રદેશમાં ગામ બહુ નાનાં હોય છે. બે કે ત્રણ ઘરની વસ્તીને પણ ત્યાંના લોકો ગામનું નામ આપે છે;

અને પચાસ સાઠ ઘરનું ગામ તો બહુ મોટું કહેવાય છે. એવા પ્રદેશમાં રાજાનું નિવાસસ્થાન, અઢી હજારની વસ્તી, મોટી ઇસ્પીતાલ, હાઇસ્કૂલ, કચેરી, ટાવર, વીજળીની બત્તી, અનેક સુશોભિત મકાનો, રમણીય બજાર, રાજા તથા રાજ્યકાર્યભારીઓના ભવ્ય મહેલો અને આઠથી દશ લાખ સુધીની ઉપજવાળા રાજ્યકાર્યભારને લગતા બધા વહીવટને અંગે જૂદી જૂદી જાતની ઓફીસોવાળું શહેર તો પહાડમાં બહુજ મોટું ગણાય, એમા શું આશ્ચર્ય ! પર્વતોના એ ઉંચાનીચા પ્રદેશમાં, ગંગાજીના વાંકાચુંકા પણ વેગભર્યા પ્રવાહને કિનારે, વનસ્થલીની અપૂર્વ લીલામાં, રંગબેરંગી ભાત પાડતું આ નગર કૈંક અકથનીયજ શોભા આપે છે ! અને તેમાંયે નાગરિકજીવન વ્યતીત કરનારાં યાત્રીઓ, હિમાલયના અરણ્યની એકાંતિક અને નિર્જન ભયંકરતાને પોતાની કલ્પનામાં ભરીને ગયા હોય, ત્યાં જ્યારે આવું સંસ્કારી સભ્યતાવાળું નગર અને નાગરિકોનો સમૂહ જુએ ત્યારે એમના આનંદનો તો પારજ નથી રહેતો.

દેવપ્રયાગથી ચાલીને ત્રીજે દિવસે રામ બાદશાહનો સંઘ ટિહરી જઇ પહોંચ્યો. રામને આ સ્થાન બહુ પસંદ પડ્યું, એટલે એ શહેરની આસપાસ ગંગાજીને કિનારે કોઇ એકાંત સ્થાનની પુછપરછ કરવા માંડી. હૃષીકેશથી ગંગોત્રીની યાત્રાએ જનારા યાત્રીઓ આ રસ્તે ગંગાજીને કાંઠે કાંઠે ચાલતાં ગંગાજીના મૂળ સુધી દર્શન કરવા જાય છે. રામ પણ અહિંસુધી એજ રસ્તે ચાલ્યા આવ્યા હતા; પરંતુ તેમનો ઉદ્દેશ ગંગોત્રી જવાનો નહિ, પણ ગંગાજીને કિનારે એકાંતનિવાસ કરવાનો હતો. તેમને આ ટિહરી શહેર અને તેની આસપાસનો પ્રદેશ બહુ રમણીય લાગ્યો. એ શહેરની આસપાસ બબ્બે માઇલ સુધી સપાટ મેદાન છે; કે જે પહાડોમાં ભાગ્યેજ જોવામાં આવે છે. પ્રવાસ કરતાં કરતાં પર્વતના શિખર ઉપરથી, ખીણમાં આવેલા એ પર્વતનો સપાટ પ્રદેશ, માઇલોના માઇલ સુધી વિસ્તાર પામેલાં દેવદાર આદિ વૃક્ષનાં સઘન વન, અનેક છુટાંછવાયાં ઝરણાના જળને વાળી વાળીને પાયેલાં નાના નાના ક્યારડા જેવાં એ નિર્દોષ ખેડુતનાં રંગબેરંગી ખેતરો અને વચ્ચે વચ્ચે સ્વચ્છંદતરંગી, ઉન્મત્ત ગંગાજીની નાચતીગાજતી વાંકીચૂકી ગતિ—આવું આવું પ્રાકૃતિક દૃશ્ય કોઇ પણ સાધારણ યાત્રીના હૃદયમાં શુદ્ધિ અને સાત્વિકતાના સંસ્કાર ઉપજાવે છે. રામ હિમાલયમાં હજુ પ્રથમવારજ પ્રવેશ કરે છે. આજથી બે વર્ષ ઉપર અનુભવના આગ્રહે પ્રેરણા કરી ત્યારે હૃષીકેશ પાસે-

ના બ્રહ્મપુરીના અરણ્ય સુધી તેઓ આવી ગયા હતા, ત્યારથી ગંગાજીએ એમના હૃદય ઉપર અદ્‌ભુત મોહિની નાખી હતી અને એજ મોહિનીના પ્રતાપથી આ વખતે પણ ગંગાજીને કિનારેજ કોઇ સ્થળે નિવાસ કરવાનો સંકલ્પ રાખ્યો હતો. તેમાં આવું રમણીય નગર, ગંગાજીનો કિનારો અને અલિફનું લખાણ મોકલવા માટે ટપાલ તથા તાર ઓફિસની સગવડ, એવાં જ્યારે સાધનો જોયાં ત્યારે એ શહેરથી બે ત્રણ માઈલ દૂર કોઈ એકાંતસ્થાન હોય તો ઠીક, એવી એમને ઈચ્છા સહજે થઇ આવી.

જે પરમાત્માએ અત્યારસુધી રામ બાદશાહને, શું તેમની વિદ્યાર્થી અવસ્થામાં કે શું અધ્યાપકકાલમાં સર્વ પ્રકારનાં સાધન પ્રાપ્ત કરાવી આપ્યાં છે, તે આવા ઉત્તમ પ્રસંગે યોગ્ય સાધનનો અભાવ પડવા દે ખરો કે ? એ પરમાત્માએ અહિં પણ એક રમણીય, એકાન્ત અને સગવડવાળા સ્થાનની આશ્ચર્યકારક યોજના કરી રાખી હતી. ટિહરીથી ઉત્તર દિશામાં જતાં ગંગા-કિનારે પટિયાર ગામ કરીને કેવળ બ્રાહ્મણોની વસ્તીવાળું ત્રીસેક ઘરનું એક ગામ છે. એ ગામથી ગંગાજી ભણી જતાં આંબાનું એક સઘન વન અને પાસે નાનું સુંદર ઝરણું છે. અત્યાર સુધી તો ગામના ગોવાળીઆઓજ બપોરના આશ્રયરૂપે એ સ્થાનનો ઉપયોગ કરતા; પણ છેલ્લાં બે ત્રણ વર્ષથી મથુરાંના એક શેઠે આવીને ત્યાં પોતાના નિવૃત્તિનિવાસ માટે એક આશ્રમ બનાવ્યો હતો. ઝરણાંને વાળીને નહાવા તથા રસોઇ કરવાના ઓરડામાં પાણીની સગ-વડ કરી રાખી હતી; આસપાસ શાકભાજી અને ફૂલઝાડનો બગિચો બનાવ્યો હતો અને આમ્રવૃક્ષનાં શોભા તો ત્યા પ્રથમથીજ છાયા કરીને ઉભી હતી. મુરલીધર નામના મથુરાના એક ધનવાન વણિક ગૃહસ્થ વિધુર થયા પછી પો-તાનો જીવનકાલ વાનપ્રસ્થાશ્રમ ધારણ કરી પુણ્યપવિત્ર ગંગાજીને કિનારે ભગવ-દ્‌ભજનમાં ગાળવા ઈચ્છતા હતા. તેમણે આ સ્થાન પસંદ કરી તેમાં પોતાના નિવાસમાટે પર્ણકુટિના આકારનાં ભોજન, સ્નાન, શયન, ભજન ઇત્યાદિને માટે છુટાં છુટાં ગૃહો બનાવી ત્યાં નિવાસ કર્યો હતો. ગોસ્વામી તીર્થરામ ઈ૦ સ૦ ૧૯૦૦ ના જુલાઇ માસમાં હિમાલયમાં ગયા, તે પહેલાં લગભગ ચારેક માસથી મુરલીધર શેઠ એ સ્થાન છોડીને મથુરાંભણી ગયા હતા અને પોતાની ગેરહાજરીમાં એ સ્થાન એક હઠાભ્યાસી મહાત્માને સુપ્રત કરી ગયા હતા; પરંતુ એ મહાત્મા જરા વિચિત્ર પ્રકૃતિના હતા. પ્રાણાયામની ક્રિયાસિદ્ધિ-દ્વારા શરીરને પાંચેક મિનિટ સુધી નિશ્ચેષ્ટ કરવાની એમનામાં શક્તિ આવી

હતી અને એવી રીતે નાડી બંધ કરીને લોકોને આશ્ચર્ય પમાડતા. સાંભળવા પ્રમાણે પાશ્ચાત્યપ્રદેશમાં જઈને એ મહાત્માએ આવા પ્રયોગદ્વારા વિદેશી પ્રજાને પણ વિસ્મિત કરી હતી. મુરલીધરજીને ત્યાં તેઓ આવી ચડયા, તે અરસામાંજ શેઠજીને મથુરાં જવાનું હોવાથી આ મહારાજને એ સ્થાન તેમણે સુપ્રત કર્યું; પરંતુ જ્યારે શેઠ પાછા આવ્યા ત્યારે કોણ જાણે કોઇ કારણથી એ બન્ને વચ્ચે વિરોધ ઉત્પન્ન થયો હોય કે પછી શેઠજીએ એ ઉપવન નિત્યને માટે બ્રહ્માર્પણ કરી દીધું હોય;પરન્તુ ઉક્ત મહાત્મા પણ એ પછી થોડો કાળ ત્યાં નિવાસ કર્યા પછી સ્થાન છોડીને ચાલતા થયા. આ પ્રસંગ બન્યાને હજુ એકાદ માસ પણ ભાગ્યેજ થયો હશે, ત્યાં રામ બાદશાહની સવારી ત્યાં આવી પહોંચી. ટિહરીમાં કોઈએ ખાલી પડેલા આ એકાન્ત સ્થાનને માટે તેમને સૂચના આપી એટલે રામ સૌની સાથે ત્યાં ગયા. ગંગાજીને કિનારે વસ્તીથી એકાદ માઇલ દૂર, સુંદર ઉદ્યાન, ઝરણાનો પ્રવાહ અને ચાર પાંચ છુટા છુટા પર્ણકુટિસમ ઓરડાઓનું આવું રમણીય સ્થાન હિમાલયના પ્રદેશમાં જાણે રામ અને એના જિજ્ઞાસુમંડળને માટેજ બનાવી રાખ્યું હોય, તેમ ખાલી પડયું હતું અને રામને એ અત્યંત પસંદ પડયું, તેથી ત્યાંજ એકાન્તસેવન કરવાનો નિશ્ચય કર્યો. ટિહરીથી બીજેજ દિવસે પ્રાતઃકાળમાં નીકળી આ બગિચામાં આવી પહોંચ્યા અને સૌને પોતપોતાના નિવાસને માટે સ્થાન નિયત કરી આપ્યાં અને આજથી રામ બાદશાહનો દરબાર અહિ નિર્ણીત થઇ ચૂકયો.

અહિંસુધી તો આખો સંઘ યાત્રાળુઓની પેઠે ચાલ્યો આવ્યો હતો, એટલે કે લાલા નારાયણદાસે પોતાની પાસે દ્રવ્ય રાખ્યું હતું, તેમાંથી ખાવાપીવાની તથા અન્ય વસ્તુઓને માટે સગવડ થતી હતી; પણ અહિં આવીને જ્યારે પૂર્વસંકેતાનુસાર વાનપ્રસ્થ જીવન વ્યતીત કરવાનો પ્રસંગ આવ્યો, એટલે રામે વ્યવહારનો ક્રમ બદલી નાખ્યો. શાસ્ત્રોક્ત વિધિઅનુસાર, વાનપ્રસ્થ આશ્રમના અધિકારીએ શરીરને પરમાત્માને ભરોસે છોડી દઇ, યથાપ્રાપ્ત અન્ન કે કંદમૂલપર નિર્વાહ કરી, મનવચન અને કાયાની તપશ્ચર્યાદ્વારા જીવનને વિશુદ્ધ બનાવી, પરમાત્મામાં લીન કરવાનું હોય છે; એનું સંગીસાથીઓને ભાન કરાવવાની રામે અહિં આવીને શરૂઆત કરી. ટિહરીમાં આવ્યાં હજુ માત્ર બેજ દિવસ થયા હતા અને આ બગિચો પણ પટિયાર ગામથી માઇલેક દૂર હોવાથી લોકોને પણ તેમના આગમનની ખબર નહોતી પડી. ટિહરીથી ગંગોત્રી જતી સડક આ બગિચાથી લગભગ અર્ધો માઇલ દૂર હતી,

એટલે આ સ્થાન વસ્તીથી દરેક રીતે સમીપ છતાં નિર્જન અને એકાન્ત હતું.

ટિહરીથી આ બગિચામાં આવી બધાને પ્રથમ પાઠ તો રામે ત્યાગનો ભણાવ્યો. ગૃહસ્થાશ્રમની ઉત્તરાવસ્થામાં રામના શરીર ઉપર બહુમૂલ્ય રેશમી વસ્ત્રો રહેતાં હતાં તે આપણે પ્રથમ જોઇ ગયા છીએ. રામ, નારાયણ, તુલારામ, ત્રણ કોમળ બાળકો અને રામપત્નીના સમૂહે આવી બગીચામાં આસન જમાવ્યું; ગૌરવર્ણ કાંતિ, સુકોમળ શરીર અને દર્શનમાત્રથી શ્રી તથા સરસ્વતીનાં માનીતાં સંતાનો હોય એમ ખાત્રી થઈ આવે એવાં મદમાતાં પાત્રો પાસે આવા વિકટ પ્રદેશમાં રામને વાનપ્રસ્થ જીવન અને તપસ્વીના આશ્રમનો અનુભવ કરાવવો હતો, તેથી અહિં આવતાંવેંતજ પહેલાં તો સંઘના ખજાનચી જેવા નારાયણદાસને આજ્ઞા કરી કે: " નારાયણ ! આપણને સ્થાન તો બહુ ઉત્તમ મળ્યું;રામ હવે સૌની સાથે અહિંજ રહેશે; પણ હવે આ આપણો ગૃહસ્થાશ્રમ નથી કે જેથી આપણે દ્રવ્ય સાથે રાખીએ. જ્યાંસુધી લક્ષ્મીજી હોય ત્યાંસુધી, વિષ્ણુરૂપ પરમાત્માપર વિશ્વાસ કયાંથી આવે ? માટે જે કાંઈ પૈસા પાસે હોય, તે ગંગા મૈયાને અર્પણ કરી દો." આમ આજ્ઞા મળતાંજ લાલા નારાયણદાસે જેટલું દ્રવ્ય બચ્યું હતું તે બધું ગંગાજીને ભેટ કરી દીધું, એટલે આખા સંઘ પાસે હવે નાણું તો રહ્યુંજ નહિ; પછી વારો આવ્યો માતાજીનો કે જેમના શરીર ઉપર થોડા અલંકાર હતા. પોતાનાં ધર્મપત્નીને રખેને એનો મોહ હોય અથવા કષ્ટને સમયે એ માટીના પદાર્થોપર ચિત્ત આશ્રય લેવા દોડે, એટલા માટે એમને પણ આજ્ઞા કરી કે: "આ બધું શામાટે રાખી મૂક્યું છે ? ગંગાજીને અર્પણ કરી દો. એ પુણ્યથી તો ગંગાજીની સેવા થાય. વાહવાહ ! ધન્ય ભાગ્ય છે તમારાં !" આવી આજ્ઞા કરીને એમની પાસે પણ જે આભૂષણ હતાં તે બધાં ગંગાજીને અર્પણ કરાવી દીધાં.

આવી રીતે નિષ્કાંચન થયા પછી સૌને નીચે પ્રમાણે ઉપદેશ તથા આજ્ઞા કર્યાં:-"જુઓ ! હવે પરમાત્માપર દૃઢ વિશ્વાસ રાખીને રહેવાનું છે; શરીરની સંપૂર્ણ વિસ્મૃતિ સિદ્ધ કરવી જોઇએ; સૌ પોતપોતાના વાસ્તવિક સ્વરૂપમાં નિમગ્ન થવાની સાધના કરો. દેહનો તો વિચારમાત્ર પણ આવવા દેવો જોઈએ નહિ અને આવે તોપણ એને પ્રારબ્ધને અધીન માની લઇને, તિતિક્ષા અને ઉપરામવડે મન ઉપર સંયમ પ્રાપ્ત કરતાં શીખો. આજ તમારે એજ શીખવાનું છે અને જાણવાનું છે કે પરમાત્મા તમારા શરીરની રક્ષા કરે છે કે નહિ! દૃઢ શ્રદ્ધા રાખજો કે જે જે સ્થાન ઉપર તમને બેસાડવામાં આવે, ત્યાં બેસી,

ચિત્તને નિશ્ચલ કરી, ૐકારની ગર્જના કરતાં કરતાં અહંબ્રહ્મ ઉપાસનામાં આરૂઢ થઇ જાઓ; પણ ખબરદાર ! રામની આજ્ઞાસિવાય તમારે નથી તો ત્યાંથી ઉઠવાનું તેમજ નથી ખાનપાન આદિની ચિન્તા કરવાની કે કોઈ પણ જાતનો પ્રયત્ન કરવાનો.” આમ આજ્ઞા કરી માતાજી તથા બાલકોને એક ઓરડામાં ધ્યાન તથા ભજનમાં બેસવાની અને નારાયણ તથા તુલારામને ગંગાજીને કિનારે થોડે દૂર દૂર બેસી ધ્યાનમગ્ન થવાની આજ્ઞા કરી અને પોતે ગંગાજીને કિનારે પ્રવાહમાં એક હાથી જેવડી ઉંચી શિલાની ઉપર ૐ ૐ ૐ શિવોહમ્ ૐ કરતા કરતા સમાધિસ્થ થઈને બેસી ગયા. બધાં કેવલ પોતાની સ્વેચ્છાથી રામની આજ્ઞાને આધીન થઈને સાધનભજન માટેજ આવ્યાં હતાં; એટલે એમાં એવું કોણ હોય કે જેને કઠિનમાં કઠિન આજ્ઞાને અધીન થવામાં નિરાદર અથવા નિરુપાય થવાની બુદ્ધિ સૂઝે ? પ્રસન્નચિત્તથી સૌ પોતપોતાને નિર્દિષ્ટ સ્થાને શાંત, નિશ્ચલ અને નિમગ્ન થઈને બેસી ગયાં. સૂર્ય ધીરે ધીરે ઉપર ચઢવા માંડયો અને જેમ જેમ એનાં સોનેરી કિરણોએ ઉગ્ર સ્વરૂપ ધારણ કરવા માંડયું તેમ તેમ ગરમી વધવા માંડી; ગુરુભકત જિજ્ઞાસુઓ અને સ્વામીભક્ત પત્ની રામના આદેશ પ્રમાણે શાંત બેઠાં હતાં; એટલામાં પરમકૃપાળુ પરમાત્માએ એમના યોગક્ષેમની વ્યવસ્થા કરવાની યોજના કરી. પાસેના ગામનાં બાલકો સવારમાં આ બગિચો અત્યાર સુધી ખાલી પડયો હતો, તેથી ત્યાં નિત્યની પેઠે રમવા આવી ચડયાં; પણ આજ તો એમણે ત્યાં વસ્તી જોઈ. પર્વતનાં ગરીબ બાળકોને આવા ઉત્તમ નાગરિકોને ગંગાજીને કાંઠે ધ્યાનમગ્ન જોઈને આશ્ચર્ય થયું. મદનમોહન, સુભદ્રા તથા નાના બ્રહ્માનંદને સંભાળીને માતાજી એક ઓરડામાં બેઠાં હતાં; પણ એ પહાડી બાલકોની ભાષા કોણ સમજે ? તેમજ એ ભોળાં બાળકોથી શહેરના લોકો સાથે બોલવાનું સાહસ પણ કેમ થાય ? આવું દૃશ્ય જોઈને એ બાલકો ત્યાંથી સડક ઉપર આવેલા લાલા બનવારી દત્ત નામના એક વેપારીની દુકના-પર દોડી ગયાં અને ત્યાં જઈને કહ્યું કે: “લાલાજી ! મુરલીધરના બગિચામાં તો કોઇ મોટાં લોક આવ્યાં છે; પણ લાગે છે પૂરા તપસ્વી અને સાધુ જેવાં. કાલે તો ત્યાં કોઇ નહોતું પણ આજ અમે સવારે ત્યાં ગયાં એટલે તો બે ત્રણ જણ ગંગાજીને કાંઠે નેત્ર બંધ કરીને ધ્યાનમાં શાંત બેઠા છે; અને એક ઓરડામાં એક સ્રી ને ત્રણ બાલકો છે. નથી તેઓની પાસે કોઈ પણ જાતનો વિશેષ સામાન તેમજ બપોર થવા આવ્યા છે છતાં નથી રસોઈની તૈયારી. પેલાં સ્રીને અમે પૂછવા માંડયું પણ કાંઇ જવાબજ આપતાં નથી.” બાલકોના

આવા વૃત્તાંતથી લાલા બનવારી દત્તને આશ્ચર્ય થયું કે બગિચામાં વળી કોણ આવ્યું હશે ! એ સજ્જન નાતના સોની હતા અને ટિહરીથી દોઢેક માઇલ દૂર તેમની અનાજ, કાપડ વગેરે બધી જાતના પરચુરણ માલની મોટી દુકાન હતી. સ્વભાવે ઉદાર, ધર્મમાં નિષ્ઠાવાન, સંતસાધુઓના ઉપાસક અને સેવાપરાયણ વૃત્તિવાળા એ સજ્જન શેઠ મુરલીધરના પ્રતિનિધિ જેવા હતા. હવે જો કે એ બગિચા ઉપર કોઇનો અધિકાર નહોતો, છતાં પણ કેવલ સંતસાધુના નિવાસ માટેજ એનો ઉપયોગ થાય તો ઠીક, એવી આજુબાજુના સજ્જનોની ઇચ્છા હોવાથી લાલા બનવારી દત્ત જેવા પ્રતિષ્ઠિત સજ્જને એની સંભાળ રાખવાનું કામ ઉપાડી લીધું હતું. તેમણે જ્યારે એ બગિચામાં કોઇની સ્થિતિ છે એમ સમાચાર સાંભળ્યા ત્યારે ત્યાં જાતે જઇને જોવાની એમને સહજ ઉત્કંઠા ઉદ્ભવી.

આ વખત એક બીજો પણ સુયોગ પ્રાપ્ત થયો. હૃષીકેશના સુપ્રસિદ્ધ મારવાડી અન્નક્ષેત્રના વ્યવસ્થાપક બાબા રામનાથજી યાત્રાના માર્ગ ઉપર સદાવ્રતની યોજના કરવા માટે ટિહરીથી ગંગોત્રી જતા હતા, તેઓ તે સમયે લાલા બનવારી દત્તની દુકાને બેઠા હતા; તેમણે પણ દૈવયોગે આ વાત સાંભળી, એટલે લાલા બનવારીદત્તની સાથે તેઓ પણ મુરલીધરના બગિચામાં આ નવીન આગન્તુક સજ્જનોની તપાસ કરવા ગયા. બાબા રામનાથ, કાળી કામળીવાળાના નામથી વિખ્યાત થયેલા સ્વામી વિશુદ્ધાનંદ સરસ્વતીના પ્રયાસથી સ્થાપિત થયેલા હૃષીકેશમાં ચાલતા એક અન્નક્ષેત્રના પુરુષાર્થપરાયણ વ્યવસ્થાપક છે. ઉનાળાની ઋતુમાં જમ્નોત્રી, ગંગોત્રી, કેદારનાથ અને બદરિનારાયણની યાત્રાએ જતાં સંતસાધુ અને બ્રાહ્મણ બ્રહ્મચારીઓમાંથી જે કોઇને સદાવ્રત લેવાની ઇચ્છા હોય, તેઓને માટે સગવડ કરી આપવા બાબા રામનાથજી તે વખતે ત્યાં જતા હતા, એટલે આ પણ કોઈ વિરક્તચિત્ત મહાત્મા હશે તો એમની સેવા થશે એમ સમજીનેજ ત્યાં ગયા હતા; અને આપણે જાણીએ છીએ કે હતું પણ તેમજ. એ બંને સજ્જનો ત્યાં જઇને જુએ છે તો બાલકોનું વર્ણન અક્ષરશઃ સાચું નિવડયું. ગંગાજીને કિનારે રામ, નારાયણ અને તુલારામ બંધનેત્રે ધ્યાનમગ્ન બેઠા છે; રામનાથજીએ પ્રથમ નારાયણદાસની પાસે જઇને તેમનું નામઠામ પૂછવા માંડયું; પણ રામની આજ્ઞાવિના કોઈ પણ જાતનો વ્યવહાર કરવાની મના હોવાથી, તેમણે રામના ભણી સંકેત કરીને માત્ર એટલોજ ઉત્તર આપ્યો કે જે પૂછવું હોય તે ત્યાં જઇને પૂછો. રામનાથજીએ ધીરે રહીને, હિમકણપર વિરાજિત,

ગૌરવર્ણ, તેજઃપુંજસમી સમાધિસ્થ મૂર્તિ રામને જાગૃત કરવા પ્રયત્ન કરવા માંડયો; અને કહ્યું કે: "ભગવન્! ક્યાંથી પધાર્યા છો?" રામે નેત્રો તો ઉઘાડયાં પણ કાંઈ ઉત્તર ન આપતાં કેવળ નારાયણની પાસે જવાનું કહ્યું. આમ કરવામાં રામનો ઉદ્દેશ સાની પરીક્ષા કરવાનો હતો. એમની આજ્ઞા સિવાય નારાયણ વગેરે અન્ય કાંઇ ક્રિયાકર્મ કરે છે કે કેમ તે જોઇને રામને એમની શકિતની તુલના કરવી હતી; વળી પાછા રામનાથજી નારાયણદાસની પાસે ગયા અને કહ્યું કે: "એ તો આપને પૂછવાનું કહે છે." હવે તો રામની કાંઇ આજ્ઞા છે એમ સમજી નારાયણે ઉત્તર આપવા માંડયા અને પોતાનાં નામઠામ, તથા અહિં આવવાનું પ્રયોજન તથા સ્થિતિ સંભળાવ્યાં, ત્યારે રામનાથે એવી પૂછપરછ કરી કે, "આવી નિરાધાર સ્થિતિમાં આપે ખાનપાનની શી વ્યવસ્થા કરી છે? પણે એક સ્ત્રી તથા ત્રણ બાળકો બેઠાં છે, મધ્યાહ્ન થવા આવ્યા છે, હજુસુધી કશી પણ ભોજનની તૈયારી જણાતી નથી!" આનો ઉત્તર નારાયણદાસે કશો ન આપ્યો; અને આપી શકાય તેમ પણ નહોતો; કારણ રામે પ્રથમજ આજ્ઞા કરી રાખી હતી કે એ વિષયમાં કોઈએ કશોયે પ્રયત્ન કે વિચાર આજ કરવાનો નથી; એટલે વળી રામનાથજી રામની પાસે ગયા અને વિનીતભાવે કહ્યું કે: "ભગવન્! આપ આજ્ઞા કરો તો આ સેવક કાંઈ આપને બધાને માટે ભોજનની વ્યવસ્થા કરે!" આ શબ્દો કર્ણપર પડતાંજ રામે નારાયણને પોતાની પાસે બોલાવી કહ્યું કે:— "નારાયણ! જો આ કોઈ સજ્જન સેવા કરવા આવ્યા છે; તેમને પૂછો કે કોણ સેવા કરે છે ભલા!" બાબા રામનાથ બહુ ચતુર પુરુષ છે; એટલે પ્રશ્નનો મર્મ સમજીને તુર્તજ બોલી ઉઠયા કે:"પ્રભુ! સેવા તો કોણ કરે એવું છે? એ તો આપનુંજ છે બધુંએ. નારાયણ! હું તો કશુંયે કરતો નથી. પરમાત્માની લીલા છે એ તો." આ ઉત્તરથી રામ પ્રસન્ન થઇને બોલી ઉઠયા કે, "ઠીક છે ત્યારે તો નારાયણ! પરમાત્મા જો વ્યવસ્થા કરી આપતા હોય તો સ્વીકારી લ્યો. એમાં કશોયે બાધ નથી." એ સમયથી બાબા રામનાથે માસિક રૂા. ૧૦ ની રકમની વ્યવસ્થા કરી આપી અને તેનો પ્રબંધ લાલા બનવારી દત્તને સોંપવામાં આવ્યો. પરમાત્માપર શરીર અને શારીરિક ચિંતાઓનો ભાર મૂકી દેવાથી એ કેવી યોગ્ય વ્યવસ્થા કરે છે, એનો દ્દષ્ટાંત સાથે ઉપદેશ આપવા માટે જે સંકેત પ્રાતઃકાળથી કરી રાખ્યો હતો, તેનો સર્વના ઉપર અદ્દભુત પ્રભાવ પડયો. ત્યાર પછી છ મહિનાસુધી એ સ્થાનમાં

બધાં રહ્યાં અને ધર્મધ્યાનમાં દિવસો વ્યતીત થવા લાગ્યા. રામના આવા વિશ્વાસ અને દૈવી સહાયતાથી બધાં વિસ્મય પામ્યાં અને ભવિષ્યને માટે સર્વના હૃદયમાં સંપૂર્ણ શ્રદ્ધા ઉત્પન્ન થઇ.

અહિં રહીને કેવી રીતે દિવસો વ્યતીત થતા હતા, તેનું વર્ણન [1] "પત્ર-મંજૂષા" માં આપણે જોઇએ છીએ. "અલિફ" માસિકપત્રને માટે લેખમાળા અહિંથી નિયમિત જતી હતી; પર્વતીય દશ્યનાં સુંદર વર્ણનો લાલા હરલાલ-ને લખી મોકલતા તે બધાં અલિફના વાચકોને અત્યંત આનંદદાયક થઇ પડતાં. તે સમયના પત્રોમાંથી આપણે એક પત્રમાં આપેલી દિનચર્યાનું વર્ણન વાંચીએ:—

"આજ સંધ્યાસમયે રિમઝિમ વર્ષા વર્ષતી હતી. રામના સત્ત્વગુણી
"મંદિરની પરસાળમાં અગ્નિકુંડની આસપાસ નારાયણ, મદનમોહન અને
"તુલારામ બેસીને નિત્યનિયમાનુસાર હૃદયના ઉંડાણમાંથી અશ્રુ વહેવરા-
"વતા ઉચ્ચસ્વરે આ વેદમંત્ર વારંવાર ગાઇ રહ્યા હતા:—

तं त्वा भग प्रविशानि स्वाहा । स मा भग प्रविश स्वाहा।
तस्मिन्सहस्रशाखे निभगाहं त्वयि मृजे स्वाहा ॥

(તૈત્તિરીયોપનિષદ્)

"તાત્પર્ય:—ૐ ! હે પરમાત્મા ! અમોને તારા સ્વરૂપમાં પ્રવિષ્ટ થઈ
"જવા દે, સ્વાહા ! તું અમારા રોમેરોમમાં પ્રવિષ્ટ થઇ જા, સ્વાહા ! દુ:ખ
"દેનાર દ્વૈતભાવ હજારો સંકટમાં નાખે છે. હું તારા સ્વરૂપમાં આનંદપૂર્વક
"સ્નાન કરૂં છું અને આ મેલ ધોઇ ધોઇને સાફ કરૂં છું, સ્વાહા !

"પછી ૐ ૐની ધ્વનિ પરમ આનંદથી ઉભરાતા સ્વરે કેટલાક સમય
"સુધી ચાલુ રહી. તત્પશ્ચાત્ આપોઆપ આંખો મીંચાઇ ગઈ અને બધા
"પ્રણવમાં લીન થઇ ગયા. દીર્ઘકાળપર્યંત આ શાંતિની અવસ્થા સ્થિર રહી;
"તે પછી ગીતાનો પાઠ કરાવવામાં આવ્યો............અત્યારે બધા પોત-
"પોતાની કુટિરમાં છે. રામ એકાંતમાં બેઠેલો છે. પૂર્ણિમાની ચાંદની ખી-
"લેલી છે. અહીંથી નાનાં નાનાં વાદળાંઓના ટુકડા, મંદિરનું ઉદ્યાન અને
"સામેના ગિરિરાજો એ સર્વે જાણે જ્યોત્સ્નામાં સ્નાન ન કરી રહ્યાં હોય
"એમ દેખાય છે. ગંગારાણીનું મધુર ગીત કર્ણમાં પવિત્રતા ભરી રહ્યું છે."

પ્રાકૃતિક સૌંદર્યના અવલોકનદ્વારા ચિત્તને એકાગ્ર અને ઉન્નત કરી,

૧ સ્વામી રામતીર્થ—ગ્રંથ ત્રીજો.

પ્રણવનાં ગર્જના અને ગુંજનદ્વારા બધાં અહંગ્રહઉપાસનામાં દિનરાત મગ્ન રહેતાં, એમ કહીએ તો જરાયે અતિશયોકિત નથી. એકાન્ત અને પવિત્ર સ્થળ, નીરવનિવાસ, સાત્ત્વિક વાતાવરણ, યથેષ્ટ સ્વતંત્રતા અને રામ બાદશાહની મસ્ત છાયામાં નારાયણદાસ, તુલારામ તથા માતાજી અહોનિશ આનંદમાં રહેતાં. નાનો મદનમોહન ત્યાંથી બે માઇલ દૂર ટિહરીની નિશાળમાં ભણવા જતો અને સુભદ્રા તથા બ્રહ્માનંદની બાળલીલાના આનંદમાં માતાજી પોતાનો સમય વીતાવતાં. દશ રૂપીઆ જેટલી નજીવી રકમમાંથી સાતઆઠ મનુષ્યનો નિર્વાહ ચલાવવામાં કેટલી કરકસરથી રહેવું પડતું હશે એનો વાચકોજ વિચાર કરી લેશે; પરંતુ રામને તો એવી સ્થિતિની કયાં નવીનતા હતી ? અને ખાન-પાન તથા દેહનિર્વાહની ચિન્તાનો એમની નિજાનંદ અવસ્થામાં સમાવેશ પણ કેવી રીતે થાય !

આ નિવાસદરમ્યાન કોઈ કોઇવાર રામ રાત્રિએ તથા દિવસે માઇલોના માઇલસુધી દૂર લાંબી સફર કરવા નીકળી પડતા. કોઇવાર ઉંચા શિખર ઉપર, તો કોઈવાર સીધી ગંગોત્રીની સડકે બહુ લાંબેસુધી ફરી આવી, પોતાનાં નિર્ભયતા અને સાહસમાં વધારો કરતા. અલિફની લેખમાળા નિયમિત નહોતી લખાતી; છતાં પણ એને આવશ્યક ખોરાક તો મળીજ રહેતો. પર્વતોનાં વર્ણનો, દિનચર્યાનાં અવલોકનો, પત્રોના ઉત્તરો, વર્ણનાત્મક કાવ્યો તથા મનનશીલ લેખો લખાયે જતા હતા. નિવાસસ્થાનનાં વર્ણનો અન્યત્ર છપાયેલાં છે,* છતાં પણ તે સ્થાન અને સમયનાં વર્ણન ઉપરથી ઉપજી આવેલાં થોડાં ભાવનાત્મક કાવ્યો અમે અહિં આપીએ છીએ:—

## જ્ઞાની કા ઘર

( રાગ પહાડી, તાલ ધુમાલી )

સિરપર આકાશ કા મંડલ હૈ, ધરતી પૈ [1]સુહાની મખમલ હૈ;
દિન કો સૂરજ કી [2]મહફ્લ હૈ, [3]શબકો તારોં કી સભા, બાબા. ૧
જબ [4]ઝુમકે યહાં [5]ઘન આતે હૈં, [6]મસ્તી કા રંગ જમાતે હૈં;
[7]ચશ્મે તંબૂર બજાતે હૈં, ગાતી હ [8]મલ્હાર [9]હવા બાબા. ૨

* સ્વામી રામતીર્થ-ગ્રંથ ત્રીજામાં "પત્રમંજૂષા" નામનો ભાગ જુઓ.

૧ સોહામણી-શોભીતી ૨ સભા ૩ રાત્રિએ ૪ નમીને ૫ વાદળાં ૬ નિજાનંદનો ઉન્માદ ૭ ઝરણાં ૮ રાગનું નામ ૯ વાયુ

[૧૦]યાઁ [૧૧]પંછી ગિલકર , ગાતે હૈં, [૧૨]પીતમ કે સંદેશ સુનાતે હૈં;
યાં રૂપ અનુપ દિખાતે હૈં, ફલફૂલ ઔર [૧૩]બર્ગે-ગ્રા બાબા. ૩
ધન દૌલત [૧૪]આની જાની હૈ, યહ દુનિયા રામ [૧૫]કહાની હૈ;
યહ [૧૬]આલમ આલમ-[૧૭]ફ઼ાની હૈ, બાકી હૈ[૧૮]જાતે-ખુદા બાબા. ૪

## ઘરમેં ઘર કર

( રાગ કલ્યાણ, ત્રિતાલ )

કલ [૧]ખ્વાબ એક દેખા, મૈં કામ કર રહાથા;
[૨]બૈલો કોં હાંકતા થા, [૩]ઔર હલ ચલા રહાથા. ૧
મેહનત સે [૪]સેર હોકર[૫], [૬]વર્જશસે [૭]શેર હોકર[૮];
યહ[૯]જીમેં અપને આઈ,[૧૦]"બસ યાર ! અબ ચલો ઘર". ૨
ઘર કે લિયે થી [૧૧]મેહનત, [૧૨]ઘર કે લિયે થે બાહર;
ઝટપટ [૧૩]સ્નાન કરકે, [૧૪]પોશાક કરકે દર[૧૫]પર. ૩
ઘર કી તરફ઼ મૈં લપકા,[૧૬]પા[૧૭] શૌક[૧૮] સે ઉઠા કર;
[૧૯]તેજી સે [૨૦]ડગ બઢા કર, જલદી મેં ગડબડા કર. ૪
કિ લો [૨૧]ધોડ ધૂમ હી ને, યહ મચા દિયા [૨૨]તહય્યર;
વહ [૨૩]ખ્વાબ ઝટ ઉડાયા, યહ [૨૪]પાઓં ઘરમેં આયા[૨૫]. ૫
[૨૬]બેદાર [૨૭]ખુદકો પાયા, લે [૨૮]યાર ઘરમેં ઘર કર;
[૨૯]સુપને કો ઘર કો દૌડા, [૩૦]ઘર જાગને મેં આયા. ૬

---

૧૦ અહિં ૧૧ પક્ષી ૧૨ પરમાત્મા ૧૩ ઘાસનાં પાંદડાં ૧૪ આવે ને જાય તેવી ૧૫ કહેવા માત્ર ૧૬ સંસાર ૧૭ નાશવાન ૧૮ સત્યસ્વરૂપ પરમાત્મા.

૧ સ્વપ્ન ૨ બળદ ૩ દ્વૈત સાધનરૂપી ખેતી કરતો હતો. ૪ તૃપ્ત ૫ એ દ્વૈત ભાવનાથી તૃપ્ત થઇને ૬ કસરત–પરિશ્રમ ૭ સિંહ ૮ દ્વૈતસાધનની તૃપ્તિથી સિંહ જેવો બનીને ૯ મનમાં ૧૦ ચાલો હવે ઘર ભણી અર્થાત્ નિજસ્વરૂપ ભણી ૧૧ પરિશ્રમ ૧૨ બહાર સ્વરૂપની શોધમાંજ હતા ૧૩ અંતઃકરણ શુદ્ધ કરીને ૧૪ વાસનારૂપી વસ્ત્રને ઘેરજ છોડી દઇને ૧૫ ઘરનો દરવાજો ૧૬ પાછો ફર્યો–સ્વરૂપ ભણી વળ્યો ૧૭ પગ ૧૮ ઉમંગથી ૧૯ જલ્દી જલ્દી ૨૦ ડગલાં ભરતો ભરતો ૨૧ એ દોડધો, અંતરંગ સાધનરૂપી પરિશ્રમે ૨૨ આશ્ચર્ય ૨૩ સંસારરૂપી સ્વપ્ન ઉડી ગયું ૨૪ પગ ૨૫ આત્મસ્વરૂપમાં સ્થિતિ થઈ ૨૬ જાગૃત–જ્ઞાનજાગૃતિ ૨૭ પોતાને ૨૮ વહાલા ૨૯ સંસારરૂપી સ્વપ્નમાંજ સ્વરૂપસાક્ષાત્કારનો પુરુષાર્થ કરતો હતો ૩૦ પણ આત્મા તો જાગ્રદવસ્થામાં–જ્ઞાન દશામાં પ્રાપ્ત થયો.

ક્યા ખૂબ થા [31]તમાશા, યહ ખ્વાબ કૈસા આયા;
[32]બન બન મેં રામ[33]ઢૂંડા,[34]મૈં રામ ખુદ બન આયા. ૭
મૈં ઘર જો [35]ખોજતા થા, મેરા હી થા વહ [36]સાયા;
અબ સબ[37]ઘરોં કા હૂં ઘર, એ રામ ![38]ઘર મેં ઘર કર. ૮

## જ્ઞાની કી સૈર

( રાગ બિહાગ, ત્રિતાલ )

[1]મૈં સૈર કરને નિકલા, ઓઢે અમ્બરકી ચાદર;
પર્વત મેં ચલ રહા થા, હવા કે બાજૂવોંપર. ૧
મતવાલા ઝુમતા થા, હર તરફ ઘૂમતા થા;
ઝરને નદી-ઓ-નાલે, પૈહચાન કર પુકારે. ૨
'નેચર' સે ગુંજ ઉઠી, ઉસ વેદ કી ધ્વનિકી;
'તત્ત્વમસિ, ત્વમસિ', તૂહી હૈ જાન સબકી. ૩
યહ નજારા પ્યારા પ્યારા, તેરા હી હૈ પસારા;
જો કુછ ભી હમ બને હૈં, યહ રૂપ બસ તો તૂ હૈ. ૪
સીનોં મેં ફિર હમારે, હૈ મુનઅકસ તો તૂ હૈ;
જો કુછ ભી હમ બને હૈં, યહ રૂપ બસ તો તૂ હૈ. ૫
યહ સુન જો મૈંને ઝાંકા, નીચે કો સીધા બાંકા;
હર આબશારો-ચશમા,ગુલો-બર્ગ કા કૃશમા. ૬
અલ્વાને-નાદર નૌ, અશખાસે-જિન્સ હરનૌ;

---

૩૧ ખેલ ૩૨ જંગલમાં ૩૩ શોધી વળ્યો ૩૪ હું પોતેજ રામ બની ગયો ૩૫ શોધતો હતો ૩૬ છાયા, પ્રતિબિંબ ૩૭ બધાં ઘરોનું ઘર, બધાં સ્વરૂપોનું સ્વરૂપ ૩૮ સ્વરૂપમાં સ્થિતિ કર.

૧ **ભાવાર્થ:—**

આકાશનું વસ્ત્ર ઓઢીને હું ફરવા નીકળ્યો અને વાયુની પાંખો ઉપર પર્વતોમાં ચાલ્યો જતો હતો. (૧)

મસ્ત ડોલતો ડોલતો ચારે તરફ ફરતો હતો, એટલામાં ઝરણાં અને નદીનાળાંએ મને ઓળખી કહાડયો અને બોલી ઉઠયાં. (૨)

" **તત્ત્વમસિ, તત્ત્વાસિ** " "તે તું છે-તું છે " " તુંજ બધાનો પ્રાણ છે," એવો પ્રકૃતિમાંથી પેલા વેદનો ધ્વનિ ગાજી ઉઠયો. (૩)

વળી એ બધાં બોલ્યાં કે:—આ પ્રિય સુંદર દૃશ્યો બધો તારોજ વિસ્તાર છે,

હર રંગ મેં તો મૈં થા, હરસંગ મેં તો મ થા. ૭
માં મામતા કી મારી, જાતી હૈ વારી ન્યારી;
શૌહર કો પા કે દુલહન, સૌપે હૈ અપના તનમન. ૮
મુદ્દત કા બિચ્છડા બચ્ચા, રોતા હૈ માંકો મિલતા;
બે ઇખ્ત્યાર મેરા, દિલો-જાં બેહ હી નિકલા. ૯
વહ ગદાજે-ફરહતઆમેજ, વહદર્દે-દિલદિલાબેજ;
પુરસોજ રાહતે-જાં, લજ્જત ભરે વહ અરમાં. ૧૦
બેહ નિકલે જેબે-દિલસે, વસલે-રવાં મેં બદલે;
મેંહ બરસા મોતીયોં કા, તુફાન આંસૂઓં કા;
ઝિમ ! ઝિમ ! ! ઝિમ ! ! ૧૧

આમ કરતાં કરતાં લગભગ છએક મહીના વીતી ગયા; પરંતુ વચમાં માતાજીનાં અંતઃકરણમાં આઘાત પહોંચે એવો એક પ્રસંગ ઉપાસ્થત થઈ ગયો. એક દહાડો રામ પોતાના સાથીઓને કોઇ પણ જાતના ખબર આપ્યા વિના પોતાનાં ધર્મપત્નીને દમયંતીની પેઠે છાડીને નળરાજાની પેઠે, માત્ર એકજ ધોતિયાભેર, ચોમાસાની અંધારી રાત્રિએ ઉઘાડે પગે ને ઉઘાડે

---

અમે જે કાઇ છીએ તે પણ તારૂજ સ્વરૂપ છે. (૪)

અમારા હૃદયમા તુજ પ્રતિબિંબિત (આભાસ) થયેલો છે, ખરેખર અમે જે બધા બન્યાં છીએ તે તારારૂપજ છીએ. (૫)

એવુ સાંભળતાંજ જ્યાં મેં નીચે તેમજ આડુંઅવળું બધે જોવા માંડયું તે પાણીનાં ઝરણાં, પુષ્પ અને પર્ણની મોહની, ભિન્ન ભિન્ન પ્રકારના રંગ, વિવિધ જાતના પુરુષો, એ બધા રંગમાં તો હુંજ હતો, બધાં સહવાસીઓમાં પણ હુંજ હતો. (૬–૭)

મમતાની મારી માતા બાલક ઉપર અજબરીતે વારી જાય છે; પોતાના પતિને પ્રાપ્ત કરીને પત્ની પોતાનું તનમન સમર્પણ કરે છે; લાંબા વખતથી વિખુટું પડેલું વાછરડું રોતું રોતું માને મળે છે; આમ એ બધામાં પ્રિયતમ પરમાત્મા સ્વાભાવિકરીતે દેખાઈ રહ્યો છે. (૮–૯)

પહેલાંની હૃદયની આનંદમય આર્દ્રતા, પેલી મીઠી હૃદયવેદના, પ્રભાવપૂર્ણ જીવનની શાન્તિ, સુખભર્યો પશ્ચાત્તાપ અને પ્રાર્થનાઓ; પણ હવે તો હૃદયરૂપી ગજવામાંથી એ બધી વેદનાને બદલે મોતીઓના વરસાદ વરસ્યા, આંસુઓનું તોફાન ચડી આવ્યું. ઝિમ ! ઝિમ ! ઝિમ ! (૧૦–૧૧)

માથે, ત્યાંથી ૯૦ માઇલપર આવેલા ઉત્તરકાશી નામના તીર્થભણી રવાના થઇ ગયા. રામની આવી વિચિત્ર લીલાથી એમનાં સાધ્વી સ્રીના હૃદય ઉપર એવો તો આઘાત પહોંચ્યો કે તેઓ માંદાં પડયાં. સવારે ઉઠતાં સૌને માલૂમ પડયું કે રામ પોતાની કુટિમાં નથી. સાંજ સુધી તો એમ આશા રહી કે વનવિહાર માટે ગયા હશે, તે હમણાં અવશ્ય પાછા વળશે; પણ શયનકાલ થતાં સુધી જ્યારે નજ આવ્યા, ત્યારે તે દિવસે બહુ ચિન્તા થઇ પડી. તેમની શોધમાં કયાં અને કયી દિશામાં જવું એની કાંઇ સૂઝ પડે તેમ નહોતી. બીજો દિવસ પણ સૌનો ચિન્તામાં વ્યતીત થયો. ત્રીજે દિવસે ઉત્તરકાશીથી આવેલા એક સજ્જને આવી સંદેશો કહ્યો કે: "રામ મહારાજે કહેવરાવ્યું છે કે, હું અહિં ઉત્તરકાશી આવ્યો છું, બે ત્રણ દિવસમાં પાછો આવી જઈશ. સૌને કહેજો કે કાંઇ ચિંતા ન કરે." આવા ખબર પહોંચતાં સૌને ધીરજ આવી; પરંતુ એમનું એકાએક ચાલ્યા જવાનું કારણ તો કોઇના સમજવામાં આવ્યું નહિ. રામના સ્વતંત્ર સ્વભાવથી સૌ પરિચિત હતાં, પણ આવી રીતે અર્ધરાત્રિએ, અંધારામાં, ચોમાસાની ઋતુમાં વગરકહે ચાલ્યા જવા જેવો પ્રસંગ હજુસુધી કોઇ વખત ઉપસ્થિત નહિ થયેલો હોવાથી સાને દુઃખ થયું હતું અને વિશેષકરીને એમનાં પત્નીને તો શરીરપર પણ અસર થઇ આવી. એ માંદગી ધીમે ધીમે વધવા માંડી અને ત્યાંનાં હવાપાણીથી સ્વાસ્થ્ય ન સુધર્યું; એટલે એમણે બાળકોને લઇને પાછા ઘેર જવાનો વિચાર કર્યો. રામે એમને રજા આપી એટલે લાલા નારાયણદાસ એમને બાળકો સાથે મુરાલીવાલામાં ગોસ્વામી હીરાનંદજી પાસે મૂકી આવ્યા.

રામના અંધારી રાત્રિએ ચાલ્યા જવા સંબંધે જ્યારે નારાયણદાસે એમને પ્રશ્ન કર્યો, ત્યારે તેમણે નીચે પ્રમાણે ખુલાસો કર્યો હતો: "રાત્રિએ એવો વિચાર આવ્યો કે આ અંધકારમાં, વર્ષાની ઝડીઓમાં, વાયુના ઝપાટામાં, એકજ વસ્રથી વિહાર કરતાં, નિર્ભયતાનો પ્રભાવ ચિત્તમાં કેટલો પ્રબળ રહે છે, એ જોવા માટે રામ ચાલ્યો ગયો હતો. બે પાંચ માઇલના ચક્કરનો તો ઘણીવાર પ્રયોગ કર્યો હતો, પણ આટલી લાંબી સફર પહેલાં નહોતી કરી, તેથી એ પ્રયોગ અજમાવી જોયો."

કેવો પ્રયોગ! સાહસિક વૃત્તિવડે પોતાનાં નિર્ભયતા, તપોબળ અને નિજાનંદની માત્રા માપવાની કેવી અદ્ભુત યોજના! ઘોર વનમાં ઉઘાડે પગે અને માથે માત્ર એકજ ધોતિયાલેર, ૯૦ માઇલસુધી ચાલ્યા ગયા અને પોતે

વૃત્તાંત આપતાં કહેલું તેમ માત્ર ઉત્તરકાશીએ પહોંચ્યા પછીજ ગંગાજીને કિનારે વિરામ લીધેલો, એટલે ભોજનભિક્ષાની પણ ત્યાં ગયા પછીજ કાંઈ સગવડ મળેલી એજ. એમની ચાલવાની ઝડપ અદ્દભુત હતી. આટલો લાંબો પ્રવાસ એમણે બારથી ચૌદ કલાકમાં પૂરો કર્યો હતો. પર્વતના ઉંચા નીચા માર્ગમાં ૬૦ માઈલ સુધી ભુખ્યા ને ભૂખ્યા, ચાલ્યા જવાનું સાહસ કરી ઉત્તરકાશી મધ્યાહ્ન પછી પહોંચેલા, ત્યાં કોઈ પરિચિત સજ્જને એમને ઓળખી કહાડયા. પગમાં છાલાં પડી ગયાં હતાં; છતાં ગંગાજીને કિનારે તેઓ મસ્ત પડયા હતા. પેલા પરિચિત સજ્જને ભોજન કરાવ્યું; ફોલ્લા પડી જવાથી ચલાય તેમ નહોતું, તેથી પગમાં કપડાના જોડા પહેરાવ્યા અને ટિહરીભણી આવતા એક સજ્જનની સાથે એમણે કહેવરાવ્યું કે રામ બે ત્રણ દિવસમાં પાછો આવી પહોંચશે અને તે વચન પ્રમાણે આવી પણ પહોંચ્યા.

એમનાં ધર્મપત્નીથી ત્યાંનું કષ્ટ સહન ન થઈ શક્યું; કોમળ બાળકોની પણ પ્રકૃતિ ઠીક ન રહી; અને રામની વનવાસલીલા એમનાથી ન સમજાઈ, એટલે એમના ચિત્ત ઉપર વ્યર્થ આઘાત પડતા, તેથી એમણે તો ઘેર પ્રયાણ કર્યું અને રામ, નારાયણદાસ અને તુલારામ હવે એકલા પડયા. એ એકાન્તનિવાસમાં આનંદ કરતાં કરતાં જ્યારે રામના અંતઃકરણમાં સંન્યાસના તરંગો બહુ પ્રચંડરીતે ઉછળવા માંડયા, ત્યારે એમને જગદ્‌ગુરુ શંકરાચાર્યનાં આજ્ઞાવચનોનું સ્મરણ થઈ આવ્યું. પોતે જ્યારે લાહોરમાં અધ્યાપક હતા, ત્યારે દ્વારકાપીઠેશ્વર શંકરાચાર્ય ત્યાં પધાર્યા હતા અને તેમની પાસેથી વેદાન્તના ગ્રંથોનો અભ્યાસ કર્યો હતો; એ વાત આપણે પ્રથમનાં પ્રકરણોમાં જોઈ ગયા છીએ. તે સમયે આપેલી આજ્ઞાનો હવે ઉપયોગ કરવાનો સમય આવી પહોંચ્યો છે એમ જ્યારે એમને સમજાયું, ત્યારે એક દહાડો નાપિકને બોલાવી "સર્વતોભદ્ર" કરાવ્યું; ગેરુ મંગાવી નવીન વસ્ત્રો રંગાવી નાખ્યાં; ઉપવીત તથા શિખાને ગંગાજીના પ્રવાહમાં ઉભા રહી, બ્રહ્મયજ્ઞમાં બ્રહ્માર્પણ કરી દીધાં અને સૂર્ય ભગવાનને સાક્ષી રાખીને ગોસ્વામી તીર્થરામને બદલે સ્વામી રામતીર્થ એવી નામસંજ્ઞા ધારણ કરી. છએક માસ એકાન્તસેવન કરીને જ્યારે રામે પોતાના ચિત્તની અવસ્થાની સંપૂર્ણ ખાત્રી કરી લીધી, ત્યારે આવી રીતે એમણે પોતાના સદ્દગુરુની આજ્ઞાનુસાર વિદ્વત્સંન્યાસ ધારણ કર્યો. એ સંન્યાસદીક્ષાનો સંબંધ જગદ્‌ગુરુ શંકરાચાર્ય રાજરાજેશ્વર તીર્થ સાથે છે; એટલા માટે સંન્યાસની દશ નામસંજ્ઞામાંથી તીર્થ સંજ્ઞાનો ઉપયોગ

પોતે કર્યો છે. આદ્ય શંકરાચાર્યનાં મહત્તા અને ગારવનું વર્ણન કરતાં તેમણે " વાર્તાલાપ" નામના વિષયમાં એવો ઉલ્લેખ કરેલો છે કેઃ—

" જેણે વેદોના આત્મરૂપ જ્ઞાનકાંડનો પ્રકાશ કર્યો, એ તો શંકરાચાર્ય.
" ભારતવર્ષ તો શું પણ સમસ્ત સંસારભરમાં આ સૌથી મહાન પુરુષ થયેલા
" છે. રામ અને કૃષ્ણની વાત તો દૂરની રહી, કિંતુ વર્તમાન કાળમાં શંકરથી
" વધીને અધિક શકિતસંપન્ન કોઈ ઉત્પન્ન થયું નથી. એમણે દ્વારકાથી
"માંડીને શ્રી જગન્નાથજી પર્યંત અર્થાત્ અટકથી માંડીને કટક લગી કેટલીએ
" વાર પાયદલ મુસાફરી કરી હતી. કન્યાકુમારી ભૂશિરથી માંડીને ઠેઠ હિમા
" લયના બદરિનારાયણ લગીની ભૂમિમા તેઓ વિચર્યા હતા. શ્રી શંકરાચાર્યના
" તત્ત્વજ્ઞાને યૂરોપના તત્ત્વજ્ઞાનમાં જીવન રેડયું. જર્મન તત્ત્વવેત્તા કેન્ટ
" આદિએ એમના ગ્રંથોનું અધ્યયન કર્યું હતું. એવા જાગૃત આત્મા
" પુરુષ કે જે ભગવાનના અસ્તિત્વ આગળ બીજા અસ્તિત્વને લેખવતા
" નથી તેજ અન્યને જગાડી શકે છે........આ મહાપુરુષ શંકરે ભારતવર્ષને
" જાગૃત કર્યો હતો અને ભારતવર્ષમાં સજીવ મેધાશકિતઓ ઉત્પન્ન કરી
" દશ પ્રકારના સંન્યાસી બનાવ્યા; અને પ્રત્યેકનું એક એક નામ પાડયું તથા
"ચાર મઠ સ્થાપિત કર્યા. આ દશનામી સંન્યાસીઓ એ મઠમાં રહીને ભગવત્
"શિક્ષા સંગ્રહિત કરતા હતા. મહાન પુરુષો સદા કંદરાઓમાં મળી આવે છે.
"જ્યોતિર્મઠ, શારદામઠ, શૃંગેરીમઠ અને ગોવર્દ્ધનમઠ એ એમણે સ્થાપેલા છે.
"**રામ પણ દ્વારકાના શારદામઠ સાથે સંબંધ ધરાવે છે.** "*

ૐ ! ૐ! ! ૐ ! ! !

---

* જગદ્ગુરુ શ્રી આદ્ય શંકરાચાર્યે ભારતવર્ષને ચારે ખૂણે પોતાના દિગ્વિજયના સ્મારક જેવા, ચાર મઠ સ્થાપિત કર્યા હતા. ઉત્તરમાં બદરિનારાયણના ધામ પાસે જ્યોતિર્મઠ, ( આ મઠનું અસ્તિત્વ હાલમા નામમાત્રનુ જ છે. ) પૂર્વમાં જગન્નાથજીમાં ગોવર્ધનમઠ, પશ્ચિમમાં દ્વારામતીના ધામમાં શારદામઠ અને દક્ષિણમાં રામેશ્વર (હાલ એ મઠ ત્યાંથી મૈસૂર રાજ્યમાં લઈ જવામાં આવ્યો છે.) ના મંદિરમાં શૃંગેરીમઠની સ્થાપના કરી, પદ્મપાદ, સુરેશ્વર, તોટક અને હસ્તામલક નામના પોતાના ચાર શિષ્યોને અધિષ્ઠાતા બનાવ્યા હતા; ત્યાર પછી એ ચાર શિષ્યોની પરંપરામાંથી દશ નામધારી તીર્થ, આશ્રમ, પુરી, ગિરિ, ભારતી, સરસ્વતી, વન, અરણ્ય. પર્વત અને સાગર નામના શિષ્યોની પરંપરા અત્યાર સુધી અવિરતપણે

# પ્રકરણ ૧૨ મું–ઉત્તરાખંડની યાત્રા*

( કૈલાસની કૂક )

" હાયે [૧]ચેચકને, વાયે ચેચકને, ઇસ અવિદ્યા કે હાયે ચેચકને;
કર દિયા આત્મા [૨]કીળુલ મર્ગ, [૩]કૈદે-કસરત મેં હો ગયા [૪]સંસર્ગ.
[૫]ચેહરા [૬]રોશન થા [૭]સાફ શીશાસા, હો ગયા [૮]દાગ દાગ યહ કૈસા ?
[૯]મિહરે-તલઅત પ દાગ આન પડે [૧૦]તારે સૂરજ પૈ કૈસે આજ ચઢે ?
એક રસ સાફ [૧૧]રૂએ-જેબા થા, [૧૨]દાગે-કસરતકા લગ ગયા ધબ્બા;
હો ગયા પુરુષ માલ [૧૩]માતા કા, યાનિ [૧૪]વાહન યહ શીતલા હુઆ.
[૧૫]મર્જ અસા બઢા યહ [૧૬]મુતઅદ્દી, હિંદ સારે કી ખબર ઇસને લી;
વહ દવા જિસસે મર્જ જાયેગા, [૧૭]ગૌ માતા કે થન સે આયેગા.
પુર જરૂરી હૈ [૧૮]વૈકસીનેશન, [૧૯]વરના મરતી હૈ યહ અભી [૨૦]નેશન;
છોડ દો તુમ જરી [૨૧]તઅસ્સબકો [૨૨]ટીકા લગવાઇયેગા અબ સબકો.

---

ચાલી આવે છે; પ્રત્યેક મઠ સાથે જે જે નામના સંબંધ છે, તેનું યથાવિધિ વિવરણ મઠામ્નાય નામના નાના એવા ગ્રંથમાં છે. સ્વામી રામનો દીક્ષાસંબંધ દ્વારકામઠ સાથે હોવાથી તીર્થ એ સંજ્ઞા એમના નામની પાછળ આવે છે. દૈવયોગથી એમને નામપરિવર્તનમાં જન્મથીજ અનુકૂળતા હોય તેમ, માત્ર તીર્થરામનું રામતીર્થ નામ ધારણ કરવા જેટલુંજ બાકી રહ્યું હતું. સાંસારિક નામની વિપરીત અવસ્થામાંથી ઉન્નત થતાં રામતીર્થ એવી સંન્યાસી સંજ્ઞા એમને સહજ સ્વભાવે પ્રાપ્ત કરાવવી હોય એવો જાણે દૈવે પ્રથમથીજ સુયોગ સાધી રાખ્યો હતો !

* સંન્યાસ ગ્રહણ કર્યા પછી સ્વામી રામતીર્થ યમ્નોત્રી, ગંગોત્રી, કેદારનાથ અને બદરિનારાયણ એ ચાર ધામની યાત્રાએ ગયા હતા, તેનું આ પ્રકરણમાં વર્ણન છે.

૧ શીતલાનો રોગ; અહીં દ્વૈતરૂપી ચેપી રોગ સમજવાનો છે. ૨ મરણતુલ્ય, નિર્જીવ ૩ ભેદભાવના બંધનમાં ૪ પ્રવેશ ૫ મુખ ૬ પ્રકાશિત, જ્ઞાનવાન ૭ સ્વચ્છ દર્પણ જેવું ૮ ડાઘાડુઘીવાળો ૯ સૂર્ય જેવા સુંદર ચહેરા ઉપર ૧૦ સૂર્યની ઉપર તારા કેવી રીતે આવી ગયા ? ૧૧ સુન્દર રૂપ ૧૨ અજ્ઞાનનો ડાઘ ૧૩ શીતલા માતારૂપી માયાને અધીન થઇ ગયો. ૧૪ માતાનું વાહન એટલે ગધેડો થયો ૧૫ વ્યાધિ ૧૬ ચેપી ૧૭ ઉપનિષદ્રૂપી ગૌમાતાના આંચળમાંથી અદ્વૈતરૂપી ઔષધ આવશે. ૧૮ અદ્વૈતનું જ્ઞાન ૧૯ નહિ તો ૨૦ સમસ્ત જનસમાજ; આર્યજાતિ ૨૧ પક્ષપાત ૨૨ નિશાની, શસ્ત્રક્રિયા.

ગાયે કે થન સે [23]'અલિફ઼'કી નશતર, લા રહી હૈ ઈલાજ લીજે કર;
શહેર હરઈક મેં હર ગલી ઘર ઘર, ટીકા અદ્વૈત કા લગા દેના.
બચ્ચે લડકે બડે હોં યા છોટે, યહ [24]સરાઅત ભરા દવા દેના;
ગર ન માનેં તો પકડ કર બાજૂ, ટીકા યહ [25]તીન જા લગા દેના.
દર્દ ભી હોગા, પીડ ભી હોગી, ડરકા [26]નોટિસ ન તુમ જરા લેના;
'શુદ્ધ તૂ હૈ' 'निरंजनोऽसि त्वम्' લારી[27] રોતે સમય યહ ગા દેના.
ફિર જો ચેચકકે જખમભર આયેં, શીતલા ભી ખુદા મના દેના;
[1]ગૈર બીની-ઓ-ગૈર દાની કો, માર કર ફૂંક ઇક ઉડા દેના.
[2]કૂક [3]કૈલાસ સે ઉઠા હૈ ઓમ ॐ तत्सत् હૈ ॐ तत्सत् ॐ ॥
પ્યારે હિંદુસ્તાન ! ફૂલો ફૂલો, [4]પૌદે પાદે કો બ્રહ્મવિદ્યા દો.
યહ હૈ વહ [5]આબે-ગંગ [6]મદુમે-બેજ, [7]બૂટે બૂટે કો કરજો દે [8]જર-રેજ;
[9]બન હૈ યા [10]બાગે ખૂબસૂરત હૈ, સબકો ઈસ [11]આબકી જરૂરત હૈ.
[12]રોશની યહ સદા મુબારક હ, [13]જાન સબકી હૈ યહ મુબારક હૈ;
[14]સર્વ હો [15]ગુલ [16]ગ્યાહ [17]ગંદુમ હો, રોશની બિનતો નાક મેં દમ હો.
[18]સિફ઼લાપન, દાસપન, [19]કમીનાપન, છોડ દે હિંદ ઔર ચલતા બન;
કાશી, મક્કા, [20]યુરુશલમ, પરિસ; રૂસ, અફ્રીકા, અમ્રિકા, [21]ફારસ.
[22]બેહરો-હર,[23]તૂલ[24]બલ્દો-અર્જ-બલ્દ,ઔર [25]મરીખે-મુખ઼ો [26]માહે-જર્દ;
[27]કુતબ-તારા [28]ફ઼લક કે [29]કુલ અંજમ, કાલે [30]અજરામ જો ન જાનેં હમ
યહ જગહ વહ જગહ, કહીં [31]હર જા [32]વહ જો થા ઔર હૈ, કભી હોગા;
મુઝમેં સબ કુછ હૈ, સબ મુઝી મેં હૈ,મૈંહી સબ કુછ હૂં [33]ગૈરે-મન લા શૈ.

---

૨૩ અલિફ઼ માસિકરૂપી નસ્તર ૨૪ જલ્દી અસર કરે એવુ ૨૫ ત્રણે શરીરમાં. ( સ્થુલ, સૂક્ષ્મ અને કારણ શરીરમાં ) ૨૬ ભય ન રાખશો. ૨૭ હાલરડું.

૧ દ્વૈતદષ્ટિ અને ભેદભાવ ૨ ધ્વનિ, ગર્જના ૩ હિમાલયમાંથી ૪ છોડે છોડને ૫ ગંગાજલ ૬ આંખ ઉઘાડે એવું, જાગ્રત કરે એવું ૭ પ્રત્યેક બુટ્ટી (વનસ્પતિ) ને ૮ લીલું છમ ૯ જંગલ ૧૦ સુંદર ઉપવન ૧૧ જલની આવશ્યકતા છે. ૧૨ પ્રકાશ ૧૩ પ્રાણ ૧૪ સસ નામનું વૃક્ષ ૧૫ પુષ્પ ૧૬ ઘાસ ૧૭ ઘઉં ૧૮ ક્ષુદ્રતા ૧૯ નીચતા ૨૦ જેરુસેલમ ૨૧ ઇરાન ૨૨ જલ અને સ્થલ ૨૩ લંબાઇ ૨૪ પહોળાઇ (અક્ષાંશ અને રેખાંશ) ૨૫ મંગલનો ગ્રહ ૨૬ વસંત ઋતુ ૨૭ ધ્રુવનો તારો ૨૮ આકાશ ૨૯ સમસ્ત તારાઓ ૩૦ આકાશના બધા પદાર્થો ૩૧ પ્રત્યેક સ્થળે ૩૨ ભૂત, વર્તમાન અને ભવિષ્યકાળ ૩૩ મારાવિના બધું વ્યર્થ છે.

ઐ શિખર [૩૪]સી-તન હિમાલય કી! બ્રહ્મવિદ્યા કી તુ હી માતા થી.
[૩૫]ગોદ તેરી [૩૬]હરી રહે હર દમ, [૩૭]ગિરિજા [૩૮]પૈહલૂ મેં ખેલતી હરદમ;
[૩૯]મૌનસૂનોં કો યહ બતા દેના, [૪૦]ઇંદ્ર ઔાર વરુણ કો સુના દેના.
વર્ષા જલ દેશમેં કરેંગે [૪૧]જા, [૪૨]નાજમેં યહ અસર [૪૩]ખપા દેના.
ચાખ ભી લે જો નાજ મેવોં કો, નશા [૧]વહદત મેં મસ્ત [૨]ફૌરન હો;
[૩]ખુદબખુદ ઉસસે યહ કહા દેના, [૪]શક શુભા એક દમ મિટા દેના.
ફૂક કૈલાસ સે ઉઠા હૈ ઓમ્, ॐ तत्सत् હૈ ॐ तत्सत् ॐ ॥
ઐ [૫]સબા! જા [૬]ગુલોં કી મહેફિલમેં, [૭]શેર-મર્દો કે દલ મેં બાદલમેં;
ચોંક ઉઠેં જો તેરી [૮]આહટ સે, કાન મેં ઉન કે સરસરાહટ સે;
ચુપકે સે [૯]રાજ યહ સુના દેના, શક શુભા એક દમ મિટા દેના.
ફૂક કૈલાસસે ઉઠા હૈ ઓમ્, ॐ तत्सत् હૈ ॐ तत्सत् ॐ ॥
બિજલી! જા કર [૧૦]જરાન્ પર કૌં દો, [૧૧]તીરાખાનોકો [૧૨]જગમગાતુમદો.
[૧૩]દમક કર ફિર યહ તુમ દિખા દેના, શક શુભા એક દમ મિટા દેના;
ફૂક કૈલાસસે ઉઠા હૈ ઓમ્, ॐ तत्सत् હૈ ॐ तत्सत् ॐ ॥
દ્વૈત કે પક્ષપાત કે, ભ્રમ કે, કડક કર [૧૪]રાદ! દો છુડા [૧૫]છક્કે;
ગર્જ કર ફિર યહ તુમ સુના દેના, શક શુભા એક દમ મિટા દેના.
ફૂક કૈલાસસે ઉઠા હૈ ઓમ્, ॐ तत्सत् હૈ ॐ तत्सत् ॐ ॥
જાઓ જુગ જુગ [૧૬]જીઓ! ગંગાજી, લે અગર [૧૭]ઘુટ કોઇ જલકા પી.
ઉસકે હર રોમમેં મેં ધસા દેના, શક શુભા એકદમ મિટા દેના;
ફૂક કૈલાસસે ઉઠા હૈ ઓમ્, ॐ तत्सत हૈ ॐ तत्सत् ॐ ॥
ગાઓ, વેદો! [૧૮]સના મેરી ગાઓ, જાઓ જીતે રહો, સદા જાઓ;
[૧૯]એહલે-ટિટબિટ હો કોઇ પંડિત હો, ભક્તિ તુમરી સદા અખંડિત હો.

---

૩૪ રૂપેરી શરીરવાળા હિમાલયના શિખર ૩૫ ખોળો ૩૬ લીલી ૩૭ પાર્વતીરૂપી બ્રહ્મવિદ્યા ૩૮ પાસે ૩૯ ચોમાસાનો વાયુ ૪૦ વર્ષા અને જલના દેવતા ૪૧ જઇને ૪૨ અનાજમાં ૪૩ ઉત્પન્ન કરજો.

૧ અદ્વૈત ૨ તત્ક્ષણ ૩ જાતે જઇને ૪ ભેદભ્રમ ૫ પ્રાતઃકાલનો વાયુ ૬ પુષ્પોની સભામાં ૭ સિંહરૂપી પુરુષોના સમાજમાં ૮ ધ્વનિ ૯ રહસ્ય, માર્મિક વચન ૧૦ પૃથ્વીપર ઉછળ ૧૧ અંધારા ઘરમાં-અજ્ઞાનમાં રહેનારાઓને ૧૨ પ્રકાશ આપ ૧૩ પ્રકાશ પાડીને ૧૪ વિજયી ૧૫ દાવપેચ ૧૬ જીવતી રહે ૧૭ ઘૂંટડો ૧૮ મહિમા ૧૯ પાશ્ચાત્ય વિદ્યાનો વિદ્વાન.

ખેંચકર કાન યહ પઢા દેના, શક શુભા એકદમ મિટા દેના;
ફૂક કૈલાસસે ઉઠા હૈ ઓમ્, ॐ तत्सत् હૈ ॐ तत्सत् ॐ ॥
[1]એહલે-અખબાર ! અપને [2]પેપર્સપર, ફૂક કૈલાસકી છપા દેના;
[3]એહલે-તાલિમ! [4]મદરસ્સોં મેં તુમ, બચ્ચાં કચ્ચાં કો યહ [5]પિલા દેના.
[6]નાજરીંન્ ! હિન્દુઓં કે [7]જલસોંપર, ફૂક સે સબ કે સબ જગા દેના;
ચોક, મંદિરમેં રેલમેં જા કર, ઉંચે પંચમ કી સૂર સે ગા દેના.
ફૂક કૈલાસ સે ઉઠા હૈ ઓમ્, ॐ तत्सत् હૈ ॐ तत्सत् ॐ ॥
[8]રિશ્તા, નાતા, કીબી, સમબી સબ, [9]શાદી, જલસે પૈ હો ઈકટ્ઠે જબ;
[10]શાદી-જોયાં હોં, હેચ દુન્યા મેં, ભૂલ બૈઠે હોં યહ કિ "હું કયા મેં".
[11]ચોટ નક્કારે પર લગા દેના, શક શુભા એક દમ મિટા દેના;
ફૂક કૈલાસ સે ઉઠા હૈ ઓમ્, ॐ तत्सत् હૈ ॐ तत्सत् ॐ ॥
[12]જાને-મન ! [13]વકતે-નજા, [14]વાલિદ કો, પાઠગીતાકાયહસુના દેના.
"तत्वमासि" ફૂંક કાન મેં દેના, "तू खुदाह" કા દમ લગા દેના;
બૈઠ [15]પૈહલૂં મેં [16]બાઅદબ યહ ફૂક, [17]આહ મેં ખૂબ પિસપિસાદેના.
[18]હલ આંસૂ મેં કરકે ફિર ઈસકો, [19]સીને પર બાપ કે ગિરા દેના;
ફૂક કૈલાસ સે ઉઠા હૈ ઓમ્, હૈ तत्सत हૈ ॐ तत्सत् ॐ ॥
મૌતપર યહ [20]સબક સુના દેના, [21]માતમી મુર્દા દિલ જલા દેના;
[22]લાધડક શંખ યહ બજા દેના, શક શુભા એકદમ મિટા દેના;
ફૂક કૈલાસ સે ઉઠા હૈ ઓમ્, ॐ तत्सत् હૈ ॐ तत्सत् ॐ ॥
મરને લડને કો [1]ફૌજ જાતી હો, સામને મૌત નજર આતી હો.
[2]મસ્લ અર્જુન કે [3]દિલ બઢા દેના, [4]મારૂ બાજે મેં ગીત ગા દેના;
ફૂક કૈલાસ સે ઉઠા હૈ ઓમ્, ॐ तत्सत् હૈ ॐ तत्सत् ॐ ॥
[5]ઘુડકી તુમકો જો દે કભી [6]ના ફેહમ, તુમને [7]હરગિજ ભી છોડનામત [8]રહેમ;
ધમકી ગાલી ગલોચ ઔર [9]અનબન ! પ્યારે [10]ખુદ હૈ તુહી હૈ દુશ્મન.

---

૧ વર્તમાનપત્રના તંત્રીઓ ૨ વર્તમાનપત્રો ૩ શિક્ષકો ૪ શાળાઓમાં ૫ પાઇ દેજો. ૬ જોનારાઓ ૭ મેળાઓ ૮ સગાંસબંધી અને શત્રુમિત્ર ૯ વિવાહ ૧૦ પરણનારાઓ ૧૧ નગારાંપર અવાજ કરજો. ૧૨ મારા પ્રાણ ! ૧૩ મૃત્યુસમય ૧૪ પિતાને ૧૫ પાસે ૧૬ વિવેકથી ૧૭ હૃદયની આદ્રતાપૂર્વક વાટી વાટીને ૧૮ મેળવીને ૧૯ હૃદય ઉપર ૨૦ પાઠ ૨૧ દુર્બલ, એદી અંતઃકરણ ૨૨ છડેચોક.

૧ લશ્કર ૨ પેઠે ૩ હૃદયમાં હિંમત લાવજો. ૪ મારૂ રાગ ૫ ભય બતાવે ૬ મૂર્ખ, અજ્ઞાની ૭ કદી પણ ૮ દયા ૯ અણબનાવ ૧૦ પોતે.

[11]રમજ આંખોં સે યહ બતા દેના, હાથ મેં હાથ ફિર મિલા દેના;
ફૂક કૈલાસ સે ઉઠા હૈ ઓમ્, ॐ तत्सत् હૈ ॐ तत्सत् ॐ ॥
ગર અદાલત મેં તુમ કો લે જાયેં, ઈસા, સુકરાત તુમ કો ઠહરાયેં;
તુમ તો ખુદ [12]મસ્તીયે-મુજસ્સમ હો, દાવા, અર્જી, કસૂર, કૈસે હો?
[13]ચીફ જસ્ટિસ કા દિલ હિલા દેના, હાં ગલા ફાડકર યહ ગા દેના;
ફૂક કૈલાસ સે ઉઠા હૈ ઓમ્, ॐ तत्सत् હૈ ॐ तत्सत् ॐ ॥
[14]નીજ મકતલ મેં ખુશ ખડે હોકર, [15]હાજરીં કે દિલો મેં ઘર કર કર;
[16]ઉંગલિયાં ઉઠ રહીં હોં ચારોં તરફ, હર કોઈ રખરહાહો તુમપર[17]હરફ.
[18]કાતલોં કા ભરમ મિટા દેના, "[19]ગૈર ફાની હૂં મ"ના દિખા દેના;
[20]કાટા જાને કો [21]સિર ઝુકા દેના,[22]નારાહસે ગુંજ ઈક ઉઠા દેના;
ફૂક કૈલાસ સે ઉઠા હૈ ઓમ્, ॐ तत्सत् હૈ ॐ तत्सत् ॐ ॥

---

અર્થ:-હાય ! આ અવિદ્યારૂપી શીતલા માતાએ તો નિત્ય ચૈતન્ય આત્માને મરણતોલ કરી નાખ્યો ( જન્મમરણના પાશમાં નાખી દીધો. ) દ્વૈતના કારાગૃહમાં એણે પ્રવેશ કર્યો; એ પહેલાં તો એના વાસ્તવિક સ્વરૂપમાં એનું મુખારવિંદ દર્પણ જેવું કેવું શુદ્ધ અને સ્વચ્છ હતું ! (એ આત્મા મૂળસ્વરૂપે શુદ્ધ, નિર્મળ અને અજ્ઞાનથી પર છે એમ કહેવાનો ભાવાર્થ છે. ) પણ અવિદ્યાને લીધે એના મુખ ઉપર કેવા ડાઘ પડી ગયા છે ? ( અજ્ઞાનને લીધે જીવની બુદ્ધિ કેવી મલિન થઈ ગઇ છે ? ) સૂર્ય જેવા સુંદર ચહેરાની ઉપર ડાઘ લાગી ગયા. અહા! સૂર્યની ઉપર ધોળે દિવસે તારાઓ ક્યાંથી ચડી બેઠા અને એને ઢાંકી દીધો ! એ તો નિર્મળ સ્વરૂપ હતો, તેને આ અવિદ્યાનું કલંક લાગી ગયું ! હવે તો એ પુરુષ માયારૂપી માતાની મિલ્કત બની ગયો (અર્થાત્ એ માયાને પરાધીન થઈ જીવદશામાં આવી પડયો. ) એટલે શીતળા માતાના વાહન ગધેડાના જેવી એની દશા થઇ. આ એક એવો તો ચેપી રોગ લાગુ પડયો કે, તેણે સમસ્ત ભારતવર્ષની ખબર લીધી ( સમસ્ત દેશમાં એ અજ્ઞાન ફેલાઇ ગયું. ) પણ હવે જે ઔષધિથી રોગનું નિવારણ થશે, એ ઔષધિ તો ગાયના આંચળમાંથી લાવવી પડશે.(અવિદ્યારૂપી વ્યાધિના નિવારણ માટે ઉપનિષદ્રૂપી ગાયોના સ્તનમાંથી દોહીને ગીતારૂપી અમૃત શ્રીકૃષ્ણરૂપી

---

૧૧ ખેલ ૧૨ આનંદસ્વરૂપ ૧૩ ન્યાયાધીશ ૧૪ ફાંસીનું સ્થાન ૧૫ હાજર રહેલા લોકો ૧૬ તમારા તરફ બધા આંગળીઓ કરીને બનાવતા હોય ૧૭ દોષ ૧૮ મારનારા ૧૯ અમર ૨૦ કાપતી વખતે ૨૧ મસ્તક ૨૨ ગર્જનાપૂર્વક.

ગોવાળીઆએ અર્જુનરૂપી જીવાત્માના અજ્ઞાન માટે દોહી કહાડયું હતું.) એને માટે શસ્ત્રપ્રયોગ (ઓપરેશન) કરવો પડશે, નહિ તો સમસ્ત ભારતવર્ષ મરી જશે. તમે હવે પક્ષપાત અને મતમતાંતર છોડી દેજો અને બધાંને એ શીતળારૂપી અજ્ઞાન કહાડવા માટે અદ્વૈતરૂપી શસ્ત્રક્રિયા કરાવજો. ઉપનિષદ્‌રૂપી ગાયોના આંચળમાંથી "અલિફ" નામના માસિકનું શસ્ત્ર (નસ્તર) અદ્વૈતરૂપી ઔષધિનો ઉપાય લાવે છે; માટે ઈલાજ કરી લેજો. પ્રત્યેક શહેર,શેરી અને ઘરેઘર જઈને અદ્વૈતની શસ્ત્રક્રિયા કરાવજો. બાળક કે વૃદ્ધ, નાનાંમોટાં બધાંને જલદી આરામ કરે એવી દવા આપજો અને એમ કરતાં કદાચિત્ કોઇ હઠ કરીને ન માને તો જોરથી તેના હાથ પકડીને એનાં સ્થુલ, સૂક્ષ્મ અને કારણ, એવાં ત્રણે શરીરોમાં આ અદ્વૈતરૂપી શીતળાનાં નિશાન કહાડજો. એથી દર્દ થશે, પીડા થશે,પણ જરાયે ગભરાશો નહિ. "તું શુદ્ધ છે, નિરંજન આત્મા તું છે" એવું જ્યારે એ અજ્ઞાનમય જીવાત્માઓ રડવા માંડે,ત્યારે (મદાલસાએ ગાયું હતું તેવું) હાલરડું ગાઇને એને સુવાડી દેજો. એમ કરતાં પણ જો શીતળા (અજ્ઞાન) ના જખમ ભરાઈ આવે, તો એ શીતળાને પણ માતારૂપી પરબ્રહ્મની શકિતનું સ્વરૂપ આપજો. (જ્યારે એ અદ્વૈતના સંસ્કાર દૃઢ થવા માંડે, ત્યારે આ માયારૂપી જગતનો બાધ કરી સર્વત્ર બ્રહ્મનું દર્શન કરાવજો.) દ્વૈતદૃષ્ટિ અને ભેદભાવને આવી ફૂંક મારીને ઉડાવી દેજો કે, કૈલાસના શિખરમાંથી ગર્જના આવે છે કે, ॐ! ॐ!! तत्सत् છે, ॐ! तत्सत् ॐ!!

વહાલા હિંદુસ્તાન! ખુબ ફળો ફાલો. છોડવે છોડવાને બ્રહ્મવિદ્યા આપો. આ એવું આંખોના આળસને દૂર કરે એવું ગંગાજળ છે, કે પ્રત્યેક જડીબુટ્ટીને એ લીલીછમ કરી દેશે. જંગલ હોય કે સુંદર ઉપવન હોય, પરંતુ બધાને આ (જ્ઞાનરૂપી) ગંગાજળની આવશ્યકતા છે. આ (જ્ઞાનનો) પ્રકાશ સર્વદા હિતકારક છે. એ તો બધાના પ્રાણ છે, એ સર્વને ઇષ્ટ છે. સરોવરનાં વૃક્ષ હોય, પુષ્પ હોય, ઘાસ હોય કે ઘઉંની ખેતી હોય, આ (જ્ઞાન) સૂર્યના પ્રકાશવિના તો કોઈના પ્રાણ રહેતા નથી. હે હિંદુસ્તાન! તું તુચ્છતા, ક્ષુદ્રતા અને ગુલામીની બેડીઓ છોડીને આગળ ઉન્નતિ કર. (હિંદુઓનું ધામ) કાશી, (મુસલમાનોનું ધામ) મક્કા, (ખ્રિસ્તીઓનું ધામ) જેરુસેલમ, (ફ્રાન્સનું મુખ્ય શહેર) પારિસ, રૂશીઆ, આફ્રિકા, અમેરિકા, ઈરાન, જળમાં અને સ્થળમાં, (પૃથ્વી ઉપર સર્વત્ર) અક્ષાંશ અને રેખાંશમાં, મંગળનો ગ્રહ, વસંતઋતુ, ધ્રુવનો તારો, સમસ્ત નક્ષત્રો

અને જ્યાં અમારી ગતિ પણ નથી તે આ સ્થાન, પેલું સ્થાન, કોઇ સ્થળ, પ્રત્યેક સ્થળ, ( ભૂત, વર્તમાન અને ભવિષ્યકાલ ) જે હતું, છે અને કદિપણ થશે તે, એ બધું મારામાં છે, મારામાંજ એ સર્વ છે, હુંજ એ સર્વસ્વ છું. મારાવિના એ બધું મિથ્યા છે. હે હિમાચ્છાદિત રૂપેરી ગિરિશૃંખલા! તુંજ બ્રહ્મવિજ્ઞાની માતા છે; તારો ખોળો હમેશાં લીલોછમ રહે છે; તારા ખોળામાં બ્રહ્મવિદ્યારૂપી ( હિમાલયની પુત્રી ) ગિરિજા હમેશાં રમ્યા કરે છે. તારા પ્રદેશમાંથી ઉઠતા વર્ષાના વાયુઓને તેમજ જળના અધિષ્ઠાતા દેવદેવતાઓને પણ સમજાવી દેજે કે જ્યારે તેઓ નીચે પ્રદેશમાં જઇને જળ વર્ષાવે ત્યારે એમાંથી જે અન્ન ઉત્પન્ન થાય તેમાં એવો ગુણ ઉત્પન્ન કરે કે એને જે કોઇ કદાચ ચાખે તોપણ તત્કાળ તેને અદ્વૈતનો ઉન્માદ ( કૈફ ) ચડી જાય. તું જાતે એનાદ્વારા એટલું કહેવરાવી દેજે કે બધા ભેદભ્રમ ટાળી નાખજો; કારણ કે હવે ( રામ બાદશાહના " અલિફ " ના નગારામાંથી ) કૈલાસના શિખરપરથી ગર્જના ઉઠી છે કે ૐ ૐ तत्सत् છે, ૐ तत्सत् ૐ!!

ઓ પ્રાત:કાળના સમીર! પુષ્પોની સભામાં સિંહસમા શૂરવીર નરોના સમાજોમાં અને વાદળાંમાં તું એવી રીતે વહેવા માંડ કે તારી ગર્જનાથી બધા ચમકી જાય! એ બધાના કાનમાં ધીરેથી પણ ગુપ્તરીતે આવાં માર્મિક વચનો ( રહસ્ય ) સંભળાવજે કે બધા ભેદભ્રમ દૂર કરે; કારણ કે કૈલાસના શિખરમાંથી ગર્જના ઉઠી છે કે ૐ ૐ तत्सत् છે; ૐ तत्सत् ૐ !!

હે વિજળી ! જા તું પૃથ્વીપર ઉતરી પડ; ( અજ્ઞાનના ) અંધારા ઓરડામાં રહેનારાઓની ઉપર પ્રકાશ પાડીને તેમને જગાડ. ઝબકી ઝબકીને તું એ બધાને દેખાડી આપજે કે ભેદભ્રમ બધા દૂર કરજો; કારણ કે કૈલાસમાંથી ગર્જના ઉઠી છે કે ૐ ૐ तत्सत् છે, ૐ तत्सत् ૐ !!

હે ( જ્ઞાનરૂપ ) વિજળી! દ્વૈત, પક્ષપાત અને ભ્રમના દાવપેચ તારા કડકડાટથી તોડી નાખ. ગર્જના કરીને પછી તું બધાને સંભળાવજે કે ભ્રમભેદ બધા દૂર કરે; કારણ કે કૈલાસથી ગર્જના આવી છે કે ૐ ૐ तत्सत् છે; ૐ तत्सत् ૐ !!

ગંગામૈયા! જાઓ, તમે જુગજુગ જીવતાં રહો ! તમારા જળનો કદાચિત્ કોઇ એક ઘુંટડો પણ પીએ તો એના રોમેરોમમાં એકદમ એવો સંચાર કરી દેજો કે ભેદભ્રમનો પડદો દૂર થઇ જાય; કારણ કે કૈલાસથી ગર્જના ઉઠી છે કે ૐ ૐ तत्सत् છે; ૐ तत्सत् ૐ !!

હે વેદો! મારો મહિમા ગાઓ ! જાઓ નિરંતર અમર રહો. પાશ્ચાત્ય વિદ્યાનો વિદ્વાન હોય કે આર્યશાસ્ત્રનો પંડિત હોય, તમારી નિત્ય નિરંતર અખંડ ભક્તિ કરે ! એ બધાને કાન ખેંચી ખેંચીને પણ શિક્ષણ આપજો કે ભેદભ્રમનો ભાવ દૂર કરે; કારણ કે કૈલાસથી ગર્જના ઉઠી છે કે ૐ ૐ तत्सत् છે; ૐ तत्सत् ૐ !!

હે વર્તમાનપત્રના અધિપતિઓ ! તમારાં સમાચારપત્રોમાં આ "કૈલાસની ફૂક" ને છાપજો. હે શિક્ષકો ! શાળાઓમાં તમે બધાં બાળકોને આ વિદ્યાનું પાન કરાવજો ! હે ખેલ જોનારાઓ ! હિંદુઓના મેળાઓમાં આ ફૂક (ગર્જના) વડે બધાને (અજ્ઞાનની નિદ્રામાંથી) જાગૃત કરજો. ચોકમાં, મંદિરમાં અને રેલગાડીમાં પણ ઉંચા પંચમના સૂરથી ગાજો કે કૈલાસથી ગર્જના ઉઠી છે ૐ ૐ तत्सत् છે; ૐ तत्सत् ૐ !!

સગપણ, સ્નેહ, સગાંસંબંધી! તમે બધાં વિવાહમંગળને પ્રસંગે જ્યારે એકઠાં થાઓ, ત્યારે હે લગ્ન કરનારાંઓ ! તમે " હું કોણ છું " એ ભૂલી બેઠાં છો, એ બધાં નગારાની ઉપર ડાંડી પીટાવીને બધાંના ભ્રમભેદ ભૂલાવી દેજો; કારણ કે હવે કૈલાસથી ગર્જના ઉઠી છે કે ૐ ૐ तत्सत् છે; ૐ तत्सत् ૐ !!

હે મારા પ્રાણ ! અંતકાળને સમયે તારા પિતાને ગીતાનો આ પાઠ સંભળાવજે; " तत्वमसि—તે ( બ્રહ્મ ) તું છે " નો મંત્ર એના કાનમાં સંભળાવજે; " તુંજ ઈશ્વર છે " એવું ચૈતન્ય એના હૃદયમાં ભરજે; એની પાસે સભ્યતાપૂર્વક બેસીને હૃદયના ભાવમાં એને તદાકાર કરીને પ્રેમનાં અશ્રુને મેળવીને, તારા મૃત્યુમુખે ગયેલા પિતાના હૃદયપર એનો લેપ કરજે; કારણ કે કૈલાસમાંથી ધ્વનિ ઉઠયો છે કે ૐ ૐ तत्सत् છે; ૐ तत्सत ૐ !!

કાળરૂપી મૃત્યુને એવો બોધ આપજે અને નિર્માલ્ય તથા પામર ચિત્તને તો બાળીને ભસ્મ કરી નાખજે; નિર્ભય થઈને આ ( જ્ઞાનનો ) શંખધ્વનિ વગાડજે અને બધા ભેદભ્રમ ટાળી દેજે; કારણ કે કૈલાસથી ગર્જના ઉઠી છે કે ૐ ૐ तत्सत् છે; ૐ तत्तत् ૐ !!

કોઈ સેના લડવા મરવા માટે જતી હોય અને એની સામે મૃત્યુજ મૃત્યુદૃષ્ટિએ પડતું હોય, તો (ભગવાન કૃષ્ણે જેવી રીતે જ્ઞાન આપીને ) અર્જુનના હૃદયમાં શૌર્ય પ્રેર્યું હતું, તેમ તું એના હૃદયમાં ઉત્સાહ અને બળની

પ્રેરણા કરજે અને યુદ્ધનાં વાજંત્રોમાં મારુરાગનાં ગીત ગાજે; કારણ કે કૈલાસમાંથી ગર્જના ઉઠી છે કે ॐ ॐ तत्सत् છે; ॐ तत्सत् ॐ !!

કોઈ અજ્ઞાની મનુષ્ય તમને ધમકાવે, તોપણ તમે કદિ દયાના ભાવનો ત્યાગ ન કરશો. નેત્રોમાંથી એને પ્રેમનો ખેલ દેખાડયા કરજો અને હાથેહાથ મેળવીને પ્રેમ કરજો; કારણ કે કૈલાસથી ગર્જના ઉઠી છે કે, ॐ ॐ तत्सत् છે; ॐ तत्सत् ॐ ! !

તમને કોઇ કચેરીમાં ઘસડી જાય અને ઇસુખ્રિસ્તને શૂળીએ ચઢાવ્યો હતો અને સૉક્રેટીસને ઝેર આપ્યું હતું, તેમ તમને પણ કોઇ દ્રોહી ઠરાવે, તોયે તમારી શી હાનિ થવાની છે; કારણ કે તમે તો શુદ્ધ સચ્ચિદાનંદ સ્વરૂપ છો; એમાં દાવો, અરજી, ગુન્હો એ બધું કયાંથીજ હોય ? ન્યાયાધીશના હ્રદયને પણ ફેરવી નાખજો; અનેબુલંદ અવાજથી સંભળાવજો કે કૈલાસની ગર્જના છે, કે ॐ तत्सत् છે, ॐ तत्सत ॐ !!

ફાંસીના માંચડા ઉપર આનંદપૂર્વક ઉભા રહીને, જોનારાઓનાં હ્રદયમાં પ્રવેશ કરીને, જ્યારે તમને બધા આંગળીઓવડે એકબીજાને બતાવતા હોય અને તમને અનેક દોષ અને શબ્દ અપશબ્દ કહી સંભળાવતા હોય, ત્યારે તમારા જુલમગાર મારાઓનો પણ ભ્રમ તોડી નાખજો; અને એને ખાત્રી કરી આપજો કે " હું તો અજર અમર છું. " શરીરને કાપવાની તૈયારી થાય, ત્યારે માથું ધરજો અને ગર્જનાપૂર્વક ધ્વનિ કરજો કે કૈલાસની ગર્જના તો ॐ ॐ तत्सत् છે; ॐ तत्सत् ॐ !!

ઉપર પ્રમાણે રહસ્યનું સ્ફોટન કરતી, કૈલાસમાંથી ઉઠનારી ॐકારની ગર્જના મોકલતાં મોકલતાં, અદ્વૈતનો રંગ રામને આન્તરબાહ્ય તરબોળ કરતો ગયો હોય તેમ, એની લાલી વસ્ત્રોપર પણ ચડી અને રામે સંન્યસ્ત ગ્રહણ કર્યું. ગૌરવર્ણ મુખારવિંદ ઉપર બ્રહ્મવર્ચસ્ અને ઓજસ્નો અપૂર્વ અને અલૌકિક પ્રભાવ દીપી નીકળ્યો; એમના સંન્યાસગ્રહણની સૂચના આસપાસના ભક્તોને તો સહજ પહોંચી ગઈ; પણ પત્રદ્વારા પ્રથમ જગદ્દગુરુ શંકરાચાર્યને અને ત્યારપછી પંજાબના સત્સંગીઓને, એમના શારીરિક સંબંધીઓને અને ધન્નાભગતને ખબર આપવામાં આવી. પહાડમાં ખબર મળતાં તો ટિહરીનાં નાગરિકો અને પંજાબમાંથી પણ અનેક ભકતજનો એમનાં દર્શને આવવા લાગ્યાં. આનંદના સચેતન તરંગોના તો જાણે એ સાક્ષાત્ ભંડાર હતા; પ્રેમની એ મૂર્તિમાન પ્રતિમા હતા; દૈવી ઉન્માદનો અવિરત નિર્ઝર

પ્રવાહ હતા; સમસ્ત બ્રહ્માંડનું ઓજસ્ જાણે એજ શરીરમાં ભર્યું હોય તેમ એમનાં જ્ઞાનરશ્મિની કલાનાં દર્શનોત્સુકોને એમના વ્યક્તિત્વમાં દર્શન થતાં; પરંતુ દર્શનમેળો જેમ જેમ વધવા માંડયો, તેમ તેમ એ સ્થાન હવે એકાંત ન રહ્યું; જો કે એ બગીચામાં તો પુત્રકલત્રને ઘેર મૂકી આવીને પાછા આવેલા નારાયણ અને તુલારામ બેજ જણ એમની સેવામાં નિયત હતા અને તેમની આજ્ઞાધીન સેવાવૃત્તિને લીધે કોઇપણ જાતનો એમનાથી વિક્ષેપ થવાનો સંભવ નહોતો, છતાં અહોનિશ નિજાનંદના તરંગોમાંજ ઉન્મત્ત રહેવાનો અભ્યાસ એટલો બધો વધી ગયો હતો, કે કોઈ પણ દ્વૈતાભાસ કરાવતી વ્યક્તિનું અસ્તિત્વ એમને સહન કરવું ભારે થઇ પડતું. નારાયણદાસને હજુ અવારનવાર લાહોર જવું પડતું; કોઇવાર અલિફના કામકાજ માટે તો કોઇવાર શારીરિક સંબંધોનાં આકર્ષણોનું સાંત્વન કરવા માટે હજુ તેમને પ્રયત્ન કરવા પડતા, તેથી તેઓ સ્થાયીપણે રામની સેવામાં નહોતા રહી શકતા. રામ ઇ૦ સ૦ ૧૯૦૧ ના પ્રારંભમાં સંન્યાસ લીધા પછી લગભગ જૂન માસ સુધી મુરલીધરના બગીચામાં રહ્યા, પણ એક વાર નારાયણદાસ લાહોર ગયા હતા અને તુલારામ પણ થોડો કાળ નીચેના પ્રદેશમાં ગયા હતા, ત્યારે પાછળથી એ સ્થાનથી ચાર માઈલ ગંગોત્રીના માર્ગ ભણી ગંગાજીનેજ કિનારે આવેલી બમરોગી નામની એક નિર્જનગુહામાં નિવાસ કરવા માટે રામ ચાલ્યા ગયા. આ ગુફા ગંગાજીના ઉંચા ઉભા કાંઠાની એટલી બધી સમીપ છે કે ઉનાળા-ચોમાસાના પૂર વખતે પણ એમાં પાણી આવવાનો ભય નથી રહેતો અને એમ છતાંએ ગુફાના દ્વારમાં બેઠાં બેઠાં ગંગાજીનાં સુસ્પષ્ટ દર્શન કરી શકાય છે. વસ્તી અહિંથી ત્રણ ત્રણ માઈલ દૂર હોવાથી જનસમૂહનો વિક્ષેપ થવાનો જરાયે સંભવજ નથી. મુરલીધરનો બાગ છોડી રામ ટિહરીમાં લાલા બનવારી દત્ત સિવાય અન્ય કોઇને પણ નવીન સ્થાનની ખબર આપ્યા સિવાય એ ગુફામાં ચાલ્યા ગયા. ત્યાં ભિક્ષાનું બહુ કષ્ટ હતું. મસ્ત રામ પોતાની દેહયાત્રાનો ભાર સ્વચિત્ત ઉપર ઉપાડે એ તો તદ્દન અસંભવિત હતું. એ સંબંધે લાલા બનવારી દત્તે જ્યારે પૂછયું,ત્યારે એમને નિશ્ચિંત રહેવાની આજ્ઞા કરી, એટલે તેઓ શાંત રહ્યા;તેમજ પોતે ત્યાં ગયા છે એ સૂચના કોઈને આપવાની પણ મના કરી ગયા હતા. નાનાં નાનાં પહાડી ગ્રામ તો ત્રણ ચાર માઇલ દૂર હતાં અને તેથી ત્યાંના લોકોને એમના આગમનની સહેજે ખબર પડે તેમ નહોતું. આમ રામે સ્વશરીરને કેવળ પરમાત્માને ભરોંસે-

જ છોડવાનો નિશ્ચય કર્યો અને પોતાનાં પુસ્તકોની પેટીઓ પાછળથી મોકલી આપવાની લાલા બનવારી દત્તને આજ્ઞા કરી, પોતે પ્રથમથીજ ગુફામાં જઇ આસન જમાવીને બેઠા. રામ તો પોતાના દેહનિર્વાહપર નિશ્ચિંત હતા, પણ એમના ભક્ત બનવારી દત્તજીએ થોડી ધર્મ્ય યુક્તિની યોજના કરી. પુસ્તકોની પેટીઓમાં બદામ ઈત્યાદિ સૂકો મેવો એમણે એવી શ્રદ્ધાથી ભરી દીધો, કે જ્યારે પેટી ઉઘાડે ત્યારે ખબર પડે અને રામના ઉપયોગમાં આવે. રામની ત્યાં જતાંવેંતજ અસંપ્રજ્ઞાત સ્થિતિ થઇ ગઈ; ગંગા મૈયાનો અનાહત ધ્વનિ, વિશાળ ગુફાની નીરવ એકાંત ચિત્તની અસંગ અવસ્થા અને સંન્યાસભાવનાના ચડેલા તાજા અને તીવ્ર ઉન્માદનું સામ્રાજ્ય હોય ત્યાં દેહભાન તે ક્યાંથી અવશેષ રહેવા પામે? છતાં આવો એકાંતિક યોગ વિશેષ કાળ રહ્યો નહિ. ત્યાં ગયાને હજુ ત્રણજ દિવસ થયા હતા, એટલામાં નારાયણદાસ લાહોરથી પાછા આવ્યા. તેમણે મુરલીધરના બગીચામાં જઇને જોયું તો રામ બાદશાહ અલોપ! અન્ય સજ્જનોને પૂછતાં કશોએ પત્તો મળ્યો નહિ; એટલે છેવટે લાલા બનવારી દત્તને પૂછી જોતાં, મહામુશીબતે તેમણે બમરોગી ગુફામાં રામ ભગવાનની સ્થિતિ છે, એમ સંકોચ સાથે કહ્યું; કારણ કે કોઇને પણ સ્થાન નિર્દેશન કરવાની રામની કઠોર આજ્ઞા હતી. નારાયણદાસ ત્યાં જઈને જુએ છે તો ગંગાજીને કાંઠે નિશ્ચેષ્ટ રામ પડેલા છે. જળનો પ્રવાહ ચરણને સ્પર્શ કરીને વધતો વધતો ગોઠણ સુધી પહોંચી ગયો હતો; પુસ્તકોની પેટીઓ તો અકબંધ જેવી ને તેવી ઉપર ગુફામાં પડી હતી. રામની પાસે થોડા કાગળ પડયા હતા અને તેમાં તેમની એ અવસ્થાની તાદૃશ પ્રતિમા જેવું નીચેનું કાવ્ય હતું:—

## જલ્વા-એ-રામ

( રાગ ગઝલ ખમાચ, તાલ દાદરો )

ચલના સબાકા ઠુમ ઠુમક, લાતા પ્યામે-યાર હૈ;
ટુક આંખ કબ લગને મિલી, તીરે-નિગહ તૈયાર હૈ. ૧
હોશો-ખિરદસે ઇત્તફાકન, આંખ ગર દો ચાર હૈ;
બસ યારકી ફિર છેડ-ખાની કા ગર્મ બાજાર હૈ. ૨
માલૂમ હોતા હૈ હમ્હેં, મતલબ કા હમસે પ્યાર હૈ;

સખ્તી સે ક્યોં છિને હૈ દિલ, ક્યા યૂં હમેં ઇન્કાર હૈ? ૩
લિખને કી નહીં, પઢનેકી ફુરસત, કામકી, નહિ કાજકી;
હમ કો નિકમ્મા કર દિયા, વહ આપ તો બેકાર હૈ. ૪
પૈહરા મુહબ્બત કો જો આયે, હમબગલ હોતા હૈ વહ;
ગુસ્સા તબિયત કા નિકાલેં રૂબરૂ દિલદાર હૈ. ૫
સોને પે હાજિર ખ્વાબમેં, જાગે પૈ ખાકો-આબમેં;
હંસને મેં હંસ મિલતા હૈ, મિલ રોતા હૈ લૂલૂબાર હૈ. ૬
ગહ બર્ક-વશ ખન્દાં બના, વહ અબરતર ગિરયાં બના;
હર સૂરતો હર રંગમેં, પૈદા બુતે-અય્યાર હૈ. ૭
દૌલત ગનીમત જાન દર્દે-ઈશ્કકી, મત ખો ઉસે;
માલો-મતા, ઘરબાર, જર, સિદકે મુબારિક નાર હૈ. ૮
મંજૂર નાલાયક કો હોતા, હૈ ઇલાજે દર્દે-ઇશ્ક;
જબ ઇશ્ક હી માશૂક હો, ક્યા સિહત મેં બીમાર હૈ. ૯
ક્યા ઇન્તજાર-ઓ ક્યા મુસીબત, ક્યા બલા ક્યા ખારે-દશ્ત;
શોલા મુબારિક જબ ભડક ઉઠા, તો સબ ગુલનાર હૈ. ૧૦
દૌલત નહીં, તાકત નહીં, તાલીમ નહીં, તકરીમ નહીં;
શાહે-ગની કો તો ફકત, ઇર્ફાને-હક દરકાર હૈ. ૧૧
ઉમરોં કી ઉમ્મીદેં ઉઠા, છોડી બડી સબ ખ્વાહિશેં;
દીદાર કા લીજિયે મજા, જબ ઉડ ગયી દીવાર હૈ. ૧૨
મન્સૂર સે પૂછી કિસીને, કૂચયે-જાના કી રાહ;
ખુબ સાફ દિલમેં રાહ બતલાતી જુબાને-દાર હૈ. ૧૩
ઈસ જિસ્મસે જાં કૂદ કર, ગંગાયે-વહદત મેં પડી;
કર લે મહોત્સવ જાનવર, લો વહ પડા મુરદાર હૈ. ૧૪
તશરીફ લાતા હૈ જુનૂં, ચશમોં-સિરો-દિલ ફર્શે-રાહ;
પૈહલૂ મેં મત રખના ખિરદ કો, રાંડ યહ બદકાર હૈ. ૧૫
પલ્લા છુટા ઇસ જિસ્મસે, સિરસે ટલી અપને બલા;
વૈલકમ ! એ તેગે ખૂંચકાં, ક્યા મર્ગ લજ્જતદાર હૈ. ૧૬
યહ જિસ્મો-જાં નૌકર કો દે, ઠેકા સદાકા ભર દિયા;
તૂ જાન તેરા કામ રે, ક્યા હમ કો ઈસસે કાર હૈ. ૧૭
ખુશ હો કે કરતા કામ હૈ, નૌકર મેરા ચાકર મેરા;

હો રામ બૈઠા બાદશાહ, હુશિયાર ખિદમતગાર હૈ. ૧૮
સોતા નહીં યહ રાત દિન, કયા ઉડ ગયી દીદોં સે નીંદ;
ગફલત નહીં દમ ભર ઇસે, યહ હર ઘડી બેદાર હૈ. ૧૯
નૌકર મેરા યહ કૌન હૈ ? આકા હૂં ઇસકા કૌન રામ ?
ખાદિમ મૈં હું યા બાદશાહ ? યહ કયા અજબ ઇસરાર હૈ. ૨૦
વાહિદ-મુજર્રદ, લાશરીકો, ગૈર સાની બે બદલ;
આકા કહાં, ખાદિમ કહાં, યહ કયા લગવ ગુફ્તાર હૈ. ૨૧
તનહાસ્તમ, તનહાસ્તમ, દર બેહરો-બર તનહાસ્તમ;
નુતકો-જુબાં કા રામ તક, આ પહુંચના દુશવાર હૈ. ૨૨
એ બાદશાહાને જહાં ! એ અંજમે-હફ્ત આસમાન;
તુમ સબપૈ હૂં મૈં હુકમરાન, સબસે બડી સરકાર હૈ. ૨૩
જાદૂ નિગાહે-યાર-હૂં, નશા લબે-મય-ગું હું મૈં;
આબે-હયાતે-રૂખ હૂં મૈં, અબરૂ મેરી તલવાર હૈ. ૨૪
યહ કાકુલે-જુલમાતે-માયા, પેચ, પેચાં હૈ વલે;
સીધે કો જલ્વા-એ-રામ હૈ, ઉલટે કો ડસતા માર હૈ. ૨૫

ભાવાર્થઃ-પ્રભાતનો ઠુમક ઠુમક કરતો વહેતો વાયુ પ્રિયતમ (પરમાત્મા) નો સંદેશો લાવે છે; જરા હજુ આખ નથી મળતી ત્યાં તો એનાં નયનબાણુ ( જગાડવાને ) તૈયાર ઉભાં છે. (અર્થાત સૂવા માંડું છું કે તરતજ આત્મદૃષ્ટિનાં બાણુ વાગવાં શરૂ થાય છે તેથી અજ્ઞાનરૂપી નિદ્રા આવતીજ નથી.) (૧)

અચાનક કદાચ (ભેદ) બુદ્ધિ અથવા (દેહ) ભાનમાં આવવા માંડું છું કે આંખો એની ચાર( મનબુદ્ધિનો સંગ )થવા માંડે છે; તો એજ વહાલો પાછો છેડવા માંડે છે. ( કે જેથી આત્માનંદમાં બેહોશ બની જાઉં છું. ) (૨)

એમ જણાય છે કે એ વહાલા ( પરમાત્મા ) નો અમારી સાથે એકજ મતલબ (ઉદ્દેશ) નો પ્રેમ છે; (અને એ મતલબ અમારૂં દિલ લઈ લેવાનો છે) પણ સખ્તાઇથી શામાટે છીનવી લે છે ? શું અમે એમ ના પાડીએ છીએ ? (હૃદય તો પહેલેથીજ એને સોંપી દીધું છે, તો પછી હવે સખ્તાઇ શામાટે ?)(૩)

હવે નથી લખવાવાંચવાની ફુરસત; કે નથી કાંઇ બીજા કામકાજની. પોતે તો અકર્તા બનીને બેઠોજ હતો, પણ હવે તો અમને પણ નકામા (અકર્તા) બનાવી દીધા. (૪)

જ્યારે પ્રેમનો સમય આવે છે ત્યારે એ (વહાલો) ઝટ પાસે આવી જાય

છે; એમ હોય ત્યાં અમારે કોના ઉપર ગુસ્સો કરવો. કારણ કે દિલદાર (પ્રિય પરમાત્મા ) તો સામેજ ઉભો છે. (૫)

નિદ્રામાં તે હાજર રહે છે, જાગૃત થતાં પણ સાથેજ રહે છે, પૃથ્વી, જલ, (જલસ્થલ)માં પણ એ મોજૂદ છે, હસતી વખતે તે સાથે રહીને હસે છે, રોતી વખતે એ એક થઇને રુદન કરે છે. (૬)

કોઇવાર તો વીજળીની પેઠે હસે છે ને ઝબુકે છે, કોઇવાર વાદળું વરસીને રહે છે, પણ અમને તો પ્રત્યેક રૂપરંગમાં એજ પ્રકટ થતો હોય એમ લાગે છે.(૭)

હે વહાલા જિજ્ઞાસુ ! ઇશ્ક (પ્રેમ) ના ધનનેજ ઉત્તમ સમજ; એને ન ગુમાવ. ઉલટું એ પ્રેમની જ્વાલાપરથી સમસ્ત ઘરબાર અને ધનવૈભવને વારી જા. (૮)

આ ઇશ્કના દર્દનો ઇલાજ કરવાનું તો નાલાયક (અજ્ઞાની) કબૂલ કરે છે; કારણ કે જ્યાં ઇશ્ક (પ્રેમ)જ માશુક (ઇષ્ટદેવ) છે, તો શું એવી નિરોગી અવસ્થામાં પણ તું બિમાર રહે છે ? (૯)

ઇન્તેજારી, મુશીબતી, ઉપાધિ (બલા) અને જંગલના કાંટા એ બધાં તો જ્યારે અંદર જ્ઞાનનો અગ્નિ સળગ્યો ત્યારે બળીને ( આગનાં ) ફૂલ થઇ ગયાં. (૧૦)

દૌલત, બલ, વિદ્યા, ઇજ્જત તો એને નથી જોઇતાં. એ 'ભક્ત અથવા જ્ઞાની ' બેપર્વા બાદશાહને તો કેવલ આત્મજ્ઞાનનીજ આવશ્યકતા છે.(૧૧)

અનેક વરસોની આશાઓ અને નાનીમોટી બધી વાસનાઓને ઉડાવી મૂકો અને એવી રીતે જ્યારે આશાવાસનારૂપી દિવાલ (આવરણ) ઉડી જાય ત્યારે એના(સ્વરૂપ) દર્શનનો આનંદ લૂટો. (૧૨)

મનસૂરને જ્યારે શૂળીએ ચડાવ્યો ત્યારે કોઇએ તેને પ્રિયતમની શેરીનો રસ્તો પૂછ્યો. (સ્વરૂપના અનુભવની રીત પૂછી. મનસૂર તો શૂળી ઉપર ચડયો હતો, તેથી ચૂપ રહ્યો, પણ ) શૂળીની અણીએ મનસૂરના હૃદયમાં ભોંકાઇને કેવું સ્પષ્ટ બતાવી દીધું કે આ રસ્તો છે.(હૃદયમાં પેસી જવું એજ માર્ગ છે.)(૧૩)

પ્રાણ તો આ શરીરમાંથી કૂદીને અભેદરૂપી ગંગાજીમાં પડી ગયા છે; હવે આ મરેલા શરીર ( મુડદા ) નો પક્ષીઓ આવીને મહોત્સવ કરે. ( ખાઇ જાય. ) ( ૧૪ )

એ નિજાનંદને લીધે ગાંડપણ(ઉન્માદ)આવવા માંડે તો તે વખતે સંસારિક

અક્કલ (બુદ્ધિ)ની પર્વા ન કરશો; એને પાસે ન રાખશો; પણ ઉલટું હૃદય અને નેત્રોદ્વારા એ બેભાન અવસ્થાને આવવા દો. (૧૫)

આ શરીરથી તો હવે છેડો છૂટયો; માથેથી એક બલા ઉતરી. હવે તો ખૂનખાર તલવારને પણ રામ આવકાર આપે છે; કારણ મૃત્યુ પણ મઝાનું લાગે છે. ( ૧૬ )

આ શરીર અને પ્રાણ તો નોકર (ઈશ્વર–પ્રારબ્ધ)ને સોંપીને એની સાથે કાયમનો ઇજારો કરી લીધો છે. હવે તો હે વહાલા ! તું જાણે ને તારૂં કામ જાણે. અમારે એ (શરીર)નું શું કામ છે ? (૧૭)

નોકર તો બહુ રાજી થઈને કામ કરે છે. રામ હવે બાદશાહ થઈને બેઠો છે; કારણ ખિદમતગાર(નોકર)બહુ હુશિયાર છે. (૧૮)

નોકર એવો સારો છે કે રાતદહાડો જરાએ સૂતો નથી, જાણે એની આંખોમાં ઉંઘજ નથી અને પળભર પણ એને આળસ નથી. હરઘડી જાગતોજ રહે છે. ( ૧૯ )

હે રામ ! મારો નોકર કોણ છે ? અને એનો શેઠ કોણ છે ? હું માલિક છું કે નોકર છું ? આ કેવો આશ્ચર્યકારક ભેદ છે ? (૨૦)

હું તો એકાકી, અદ્વૈત, નિત્ય, અસંગ અને નિર્વિકાર છું; એમાં માલિક અને નોકર કેવા ? આ કેવો મિથ્યા બકબકાટ છે ? (૨૧)

એકલો છું; એકાકી છું; જલસ્થલપર હુંજ એકલો છું; વાચા અને વાગેંદ્રિયનું મારા સુધી પહોંચવું અસંભવ છે. ( વાણી મારૂં વર્ણન નથી કરી શકતી. ) ( ૨૨ )

હે દુનિયાના બાદશાહો ! હે સાતે આકાશના તારાઓ ! હું તમારા બધાના ઉપર રાજ્ય કરૂં છું; મારૂં રાજ્ય સૌથી મહાન છે. (૨૩)

હું મારા વહાલાની જાદુભરી દૃષ્ટિ છું;નિજાનંદભરી મદિરાનું ઘેન હું છું; અમૃતસ્વરૂપ હું છું; ભવાં (માયા) મારી તલવાર છે. (૨૪)

આ મારી માયાની કાળી લટો ( અવિદ્યાના પદાર્થ ) પેચદાર ( આકર્ષક ) તો છે, પણ જે મારા વાસ્તવિક સ્વરૂપપ્રતિ સીધો આવીને દૃષ્ટિ કરે છે તેને તો વાસ્તવિક રામ ( સ્વરૂપ ) નાં દર્શન થાય છે અને જે ઉલટો ( પાછો ) ફરીને ( મારી માયારૂપી કાળી લટોને ) જુએ છે, તેને અવિદ્યાનો સાપ કરડે છે. ( દૃષ્ટિને આત્મદર્શન કરાવતાં " રામ" નો

અનુભવ થાય છે, પણ અવિદ્યાદષ્ટિ કરતાં રામને ઉલટાવતાં થતા શબ્દ "માર" (અવિદ્યા)ના પંજામા ફસાઈ જવાય છે.) (૨૫)

મસ્તીનો પારો એટલો બધો ચઢી ગયો હતો કે દેહભાન જરાએ તે વખતે નહોતું. આ ભજનમાં પોતે લખેલું છે તે પ્રમાણે સંન્યાસગ્રહણ પહેલાં દેશસેવાની સર્વ પ્રકારની વિદ્યાઓ પ્રાપ્ત કરવાની, પૂર્વ અને પશ્ચિમનાં ભિન્ન ભિન્ન દર્શનશાસ્ત્રોનું અવલોકન કરવાની જે વૃત્તિઓ ઉઠતી હતી, તે હવે કોણ જાણે કયાંયે ઉડી ગઇ હતી. જગત તો કપૂરની પેઠે ઉડી ગયું અને અધ્યાત્મવિદ્યાના અલૌકિક ઉન્માદે સમાધિની એવી તો ઉચ્ચ અવસ્થામાં એમને લીન કરી દીધા હતા કે એ સમયે નહોતું જગત કે નહોતો એ જગતના કલ્યાણનો સંકલ્પ;અસંપ્રજ્ઞાત સમાધિની એવી અવસ્થામાં રામના શરીરનું ગંગાકાંઠે નારાયણે દર્શન કર્યું અને તેમને જાગ્રત કર્યા. એટલે રામના મુખમાંથી સ્વાભાવિક ઉદ્‌ગાર નીકળ્યા કે, 'નારાયણ! તું કયાંથી આવ્યો? તું ન આવ્યો હોત તો થોડીજ પળમાં આ શરીર હતું નહોતું થઇ જાત.' ઉપરનું કાવ્ય અને શબ્દોની એવી એકવાકયતા છે કે આપણને એમની આંતરિક સ્થિતિનું એ વખતનું તાદશ ચિત્ર વાંચવાનું સુગમ થઇ પડે છે. ત્રણ દિવસથી દેહ તદ્દન નિરાહાર હતો; ગંગાને કિનારે આમ તેમ એકાન્તવિહાર કર્યો હતો; પ્રણવની સિંહ ગર્જના કરતાં કરતાં નૃત્યકીર્તનનો આનંદ અનુભવ્યો હતો અને મસ્તીભર્યા સ્નાનપાન અને ખેલકૂદમાં ત્રણે દિવસો ક્ષણિક આભાસ જેવા વીતી ગયા હતા; પણ એ બધો સમય આત્મસ્વરૂપમાં સ્થિત રહેલા રામને જાગ્રતઅવસ્થાનો વૈશ્વાનર અગ્નિ ક્ષુધાતૃપ્તિને માટે અન્નની આહુતિ આપવાનું કયાંથી સ્મરણ કરાવી શકે? આત્મતૃપ્તિની અવસ્થામાં ક્ષુધાપિપાસાનું નામ પણ શાનું હોય?

નારાયણદાસે આવીને જોયું તો કોઇ પણ જાતની અન્નસામગ્રી ત્યાં નહોતી; તેથી આ બે ત્રણ દિવસમાં રામે શું ખાધું હશે, એનો જ્યારે રામને નમ્રભાવે પ્રશ્ન કર્યો ત્યારે રામે કહ્યુ:–"કોને પર્વા છે ખાનપાનની? વિચાર તો એવો હતો કે કોઇને નિવાસસ્થાનની ખબર ન આપવી; પણ આ પુસ્તકો માટે બનવારી દત્તને કહેવું પડયું અને તેને લીધે તને ખબર પડી; રામે તો ખાનપાનનો વિચારજ નહોતો કર્યો. એ બધું કામકાજ તો સોંપ્યું હતું પ્રારબ્ધને; અને કદાચિત્ બહુ ક્ષુધા લાગી હોત તો આ ધ્રોનું ઘાસ અહિં થોડું ઉગે છે, એનાથી પણ શરીરને તો પોષણ મળી રહેત!" પ્રખર વૈરાગ્યનાં આવાં

વાખ્યાણુ સાંભળીને નારાયણુદાસના આશ્ચર્યનો તો પાર જ ન રહ્યો; શરીરની ચિન્તા તો શાની હોય પણુ અદ્વૈતની નિષ્ઠાનો અનુભવ એટલી પરાકાષ્ઠાએ પહોંચ્યો હતો કે દેહની જાણે સંપૂર્ણ વિસ્મૃતિ થઇ ગઇ હતી. મહાપુરુષોની સર્વ મહત્તા એમની આ દેહાતીત અવસ્થામાંજ સમાયલી હોય છે; સમગ્ર દ્વૈત-ભાવોથી પર થઈ એક અભિન્ન સચ્ચિદાનંદ સ્વરૂપમાં ચિત્ત નિમગ્ન થવા માંડે છે એટલે સુખદુ:ખ, હર્ષશોક અને ક્ષુધાતૃષાનાં દ્વંદ્વ તેના ઉપર પોતાનો કાબુ ચલાવી શકતાં નથી. એવા આત્માનુભવી જીવન્મુકતોના દેહ કેવલ પરહિતના પ્રારબ્ધયોગેજ સંસારમાં વિચરતા હોય છે અને એ લોક-હિતનો કાર્યપ્રવાહ લોકોની એમના પ્રતિની શ્રદ્ધાભક્તિના પ્રમાણુમાંજ કેવલ પ્રત્યાઘાતરૂપે ફળીભુત થાય છે. વાસ્તવિકરીતે એ મુક્ત પુરુષોના કર્તવ્યરૂપે તો નથી હોતો કર્મયોગ કે નથી હોતો કર્મસંન્યાસ. તેઓ તો એ સર્વ સાધનથી પર એવા કૃતકૃત્યભાવને પ્રાપ્ત થયેલા હોય છે. માત્ર એમનું શેષ રહેલું દેહપ્રારબ્ધજ દેહના સહજ સ્વભાવદ્વારા એમનાં વિદ્યા, કળા, ક્રિયા અને સામર્થ્યનો જગતને લાભ આપે છે.

રામની જેમ જેમ નિર્વિકલ્પ અવસ્થામાં સ્થિતિ વધવા માંડી તેમ તેમ હિમાલયનાં અગોચર અરણ્યમાં જનસંસર્ગથી દૂર નિવાસ કરવાની વૃત્તિમાં ઉમેરો થતો ગયો. મુરલીધરનો બગીચો છોડીને બમરોગીની ગુફામાં એવાજ ઉદ્દેશથી એઓ આવ્યા હતા; પરન્તુ નારાયણુ અને તુલારામ ભક્તિભર્યા તનમનથી એમની સેવાનો લાભ લેવા માટે એમનો સહવાસ છોડે એમ નહોતા; તેથી એ બન્ને પણુ છેવટે આ ગુફામાં સાથે આવીને રહ્યા. ઇ૦ સ૦ ૧૯૦૧ ના જૂલાઇ અને ઓગષ્ટ માસ ત્યાં રહ્યા પછી, ઉત્તરાખંડની યાત્રા માટે બન્ને સેવકોને સાથે લઇ રામ યમ્નોત્રી અને ગંગોત્રી ભણી જવા નીકળ્યા. નારાયણુ-દાસે પણુ હવે લાહોર પાછા જવાની વૃત્તિનો અને સાંસારિક આશ્રમનો ચિત્તમાંથી સર્વથા નાશ કરી નાખ્યો હતો અને રામની સેવામાંજ તનમન અર્પણુ કરી, જેવી રીતે તેઓ લાહોરમાં એમની સેવામાં પરાયણુ રહેતા હતા, તેવીજ રીતે અહિં પણુ તેમણે રામને ચરણે પોતાની સેવા અર્પણુ કરી હતી. ૧૬મી ઓગષ્ટ ૧૯૦૧ને દિવસે યમુનોત્રી પહોંચ્યા. એ સમયનાં વર્ણનો "હિમા-લયનાં દ્રશ્યો " નામના એમના લેખો અને વ્યાખ્યાનમાં આવેલાં છે, તેથી અહિં ઉલ્લેખ કરવો નિરર્થક છે. એ બધી યાત્રા બહુ મસ્તીભર્યા આવેશથી કરી હતી. સુમેરુ શિખરપર તો માત્ર એક કોપીનભેરજ પોતાની સાથે આવે-

લા પહાડી સાથીઓને પાછળ રાખીને સૌથી આગળ દોડી ગયા હતા. એ શિખરપર ચઢી ગયા પછીના વર્ણનમાં તેઓ લખે છે કે:—

"લગભગ ત્રણ માઇલ સુધી બરફપરજ રામે દોડ્યા કર્યું. કોઇ કોઇ "જગ્યાએ પગ લપસી જતા હતા અને ઉપાડવામાં બહુ પરિશ્રમ પડયો હતો. "આખરે એક બરફના ઢગલાની ઉપર લાલ કામળી પાથરીને, સંસારના "કોલાહલ અને ઉપાધિથી મુક્ત, જનસમાજની ગડમથલ અને ક્ષોભથી "દૂર આલમ એકાકી રામ એનાપર વિરાજમાન થયો...........અરે સંસારી "મનુષ્યો! યાદ રાખજો કે તરુણ યુવતીઓના કપોલની આરક્ત છટામાં અથવા "તમારાં દિવ્ય રત્નો અને સુંદર આભૂષણોમાં કે તમારા મોટા ભવ્ય મહેલોમાં "સુમેરુની અકલ્પનીય રમણીયતા અને મોહકતાનો યત્કિંચિત્ પણ અંશ પ્રાપ્ત "થશે નહિં! પરન્તુ જ્યારે તમે આત્માનુભવ કરી લેશો, ત્યારે આવા આવા "અસંખ્ય સુમેરુનું તમારા આત્મામાં દર્શન પામશો અને સંપૂર્ણ સૃષ્ટિ "તમારી સેવા કરશે."

એ વખતના સાથીઓનું અને પોતાના શરીરની અવસ્થાનું વર્ણન કરતાં સ્વામીજી લખે છે કે:"જ્યારે રામ યમ્નોત્રીની ગુફામાં રહેતો હતો ત્યારે ચોવીસ કલાકમાં માત્ર એકવાર રાજગરો અને બટાટાનું ભોજન થતું હતું. આથી અજીર્ણ થયું; ત્રણ દિવસ સુધી રોજ સાત સાતવાર શૌચ જવું પડતું. આ અસ્વસ્થ અવસ્થાને ચોથે દહાડે પ્રાત:કાલે [1]ગરમ ઝરણામાં સ્નાન કરીને સુમેરુની યાત્રા કરવા રામ નીકળી પડયો. સાથે કોપીન સિવાય ન તો કાંઈ વસ્ત્ર, નથી ઉપાન, નથી ફેંટો કે નથી છત્રી. પાંચ લઠ્ઠપઠ્ઠ પહાડી, બહુજ ગરમ કપડાં પહેરી સાથે થયા હતા. નારાયણ અને તુલારામને [2]ધરસાલી મોકલી દીધા હતા."

યમુનાના ઉદ્ગમથી લગભગ ૮૦-૯૦ માઇલ દૂર સુમેરુ નામના હિમાચ્છાદિત શિખરનાં દર્શન માટે રામ ગયા હતા તે સમયનું આ વર્ણન એમણે પોતે પાછળથી લખીને 'અલિફ'માં છાપવા મોકલ્યું હતું. અમે તેવા દુર્બળ શરીરની પણ જે મહાપુરુષે પોતાની બાલ્યાવસ્થાથી માંડીને અધ્યાપક સ્થિતિ-

૧ યમુનાના ઉદ્ગમ પાસે ગરમ પાણીના કુંડ છે. તેમા એક તો એવો ઉકળતા પાણીનો છે, કે બટાટા અથવા ચોખાની પોટલી બાંધીને તેમાં લટકાવી રાખવાથી થોડા સમયમાં બફાઇને ભોજનમાટે તયાર થઇ જાય છે. ૨ યમુનોત્રીથી નીચે ઉતરતાં માર્ગમાં એક આવતું ગામ.

સુધી, કઠિનમાં કઠિન તપયોગના સમયે પણ ચિન્તા નથી કરી, તે આવા સુમેરુનાં સ્વર્ગોપમ દશ્યોનાં દર્શનવિહાર કરવામાં કદિ પાછી પાની કરે ખરા કે ? વાંચનાર ! કલ્પના કરી લેજે, એ એકવસ્ત્ર, ગૌરકાય, ઉન્મત્ત અવધુતનાં બલવાન ઓજસ્નની; અને જેટલાં ઝીલાય તેટલાં ઝીલજે, તારા હૃદયપાત્રમાં એ બલરાશિનાં કિરણો ! નથી એને દેહરક્ષાની ચિન્તા કે નથી દેહદમનનો વિચાર; નથી એ હૃદયમાં દેશકાલબાધિત વસ્તુસ્થિતિની કલ્પના કે નથી એને અવિદ્યાકૃત ઉપાધિમાં હેયોપાદેય બુદ્ધિ ! એ તો પ્રત્યેક સ્થિતિમાં પ્રત્યેક દેશકાળમાં રમતો રામ છે; પ્રત્યેક અણુપરમાણુમાં વ્યાપક વિશ્વવિજેતા છે; આ સુમેરુદર્શન કરવા જતાં સાથે પાંચ છ લઠપઠ પહાડીઓ હતા; પણ તેઓ તેમની સાથે ઠેઠ ઉપર સુધી નહોતા પહોંચી શકયા ! એક પછી એક ચઢતાંચઢતાં રસ્તામાં વારાફરતી કોઇ બેહોશ થઇને તો કોઇ હાથપગ ફાટી જવાથી રહી ગયા અને અંતે તો રામ એકલાજ શિખર ઉપર પહોંચી ગયા. આધુનિક યુગના નવયુવકોને, ઉપનિષદોના જ્ઞાનવિજ્ઞાનને આધારે સાક્ષાત્કાર કરનારા અને પાશ્ચાત્ય વિદ્યામાં એમ. એ. સુધી અભ્યાસ કરેલા, માત્ર છવીશ વર્ષ જેટલી અવસ્થામાંજ આત્માનુભવની આવી શ્રેષ્ઠતમ સ્થિતિએ પહોંચી ચૂકેલા આ અવધુતના જીવનનો વિચાર કરવાની અને એમનાં એ સમયનાં વર્ણનો તથા ઉપદેશોમાં રહેલા અનુભવબલનો યથાશક્તિ સ્વજીવનમાં ઉપયોગ કરવા માટેની સલાહ આપવાનું અમને આ સ્થળે સહજ મન થઇ આવે છે !

યમુનોત્રીની ગુફામાં નિવાસ કરતાં, એમના વિરાટ સ્વરૂપના સાક્ષાત્કારમાંથી સરી પડેલું એક બીજું વિશેષ કાવ્ય આપણે વાંચીએ:—

" આ શિખર ઉપર અડદની દાળ નથી ગળતી, તેમજ દુનિયાની બીજી પણ કોઇ દાળ નથી ગળતી. અત્યંત ગરમગરમ ધારાઇશ્વરકૃત ! લાલ લાલ પુષ્પોની સુંદર ફૂલવાડી ! ઝરણાંનો બહાર ! ચમકદાર ચાંદીને શરમાવે એવા શ્વેત દુપટ્ટા ! ( પાણીનાં ફીણ )અને એની નીચે આકાશના રંગને લજાવે એવાં યમુનારાણીનાં ગાત્ર, વાતવાતમાં કાશ્મીરને મહાત કરી રહ્યાં છે. ઝરણાં નિરભિમાનના તરંગોમાં નૃત્ય કરી રહ્યાં છે. યમુનારાણી સાજ બજાવે છે, રામ શાહનશાહ ગાઇ રહ્યા છે:—

(રાગ ગઝલ ત્રિતાલ)

હિપ હિપ હુરરે ! હિપ હિપ હુરરે ! (ટેક)
અબ દેશનકે ઘર શાદી હૈ, લો ! રામકા દર્શન પાયા હૈ;

યા કોઓં નાચતે આતે હૈં, હિપ હિપ હુરરે ! હિપ હિપ હુરરે ! ૧
ખુશ ખુરરમ મિલ મિલ ગાતે હૈં, હિપ હિપ હુરરે ! હિપ હિપ હુરરે !
હૈ મંગળ સાજ બજાતે હૈં, હિપ હિપ હુરરે ! હિપ હિપ હુરરે ! ૨
સબ ખ્વાહિશ મતલબ હાસિલ હૈં, સબ ખૂબોં સે મૈં વાસિલ હૂં;
ક્યોં હમસે ભેદ છુપાતે હૈં, હિપ હિપ હુરરે ! હિપ હિપ હુરરે ! ૩
હર ઇક કા અંતર આતમ હૂં, મૈં સબકા આકા સાહિબ હૂં;
મુઝ પાયે દુઃખડે જાતે હૈં, હિપ હિપ હુરરે ! હિપ હિપ હુરરે ! ૪
સબ આંખોંમેં મૈં દેખૂં હૂં, સબ કાનોંમેં મૈં સુનતા હૂં;
દિલ બરકત મુઝસે પાતે હૈં, હિપ હિપ હુરરે ! હિપ હિપ હુરરે ! ૫
ગહ ઇશ્વા સીમીં બરકા હૂં, ગહ નારા શેર બબર કા હૂં;
હમ ક્યા ક્યા સ્વાંગ બનાતે હૈં, હિપ હિપ હુરરે ! હિપ હિપ હુરરે ! ૬
મૈં કૃષ્ણ બના, મૈં કંસ બના, મૈં રામ બના, મૈં રાવણ થા;
હાં વેદ અબ કસમેં ખાતે હૈં, હિપ હિપ હુરરે ! હિપ હિપ હુરરે ! ૭
મૈં અંતર્યામી સાકિન હૂં, હર પુતલી નાચ નચાતા હૂં;
હમ સૂત્રધાર હિલાતે હૈં, હિપ હિપ હુરરે ! હિપ હિપ હુરરે ! ૮
સબ ઋષિયોં કે આયીના દિલમેં, મેરા નૂર દરખશાં થા;
મુઝ હી સે શાઇર લાતે હૈં હિપ હિપ હુરરે ! હિપ હિપ હુરરે ! ૯
મૈં ખાલિક, માલિક, દાતા હૂં, ચશમક સે દેહર બનાતા હૂં;
ક્યા નકશે રંગ જમાતે હૈં, હિપ હિપ હુરરે ! હિપ હિપ હુરરે ! ૧૦
ઇક કુનસે દુનિયા પૈદા કર, ઇસ મંદિર મેં ખુદ રહતા હૂં;
હમ તનહા શૈહર બસાતે હૈં, હિપ હિપ હુરરે ! હિપ હિપ હુરરે ! ૧૧
વહ મિસરી હું જિસકે બાઇસ, દુનિયાકી અશરત શીરીં હૈ;
ગુલ મુઝસે રંગ સજાતે હૈં, હિપ હિપ હુરરે ! હિપ હિપ હુરરે ! ૧૨
મસજીદ હૂં, કિબલા, કાબા હૂં, માબૂદ અજા નાકુસ કા હૂં;
સબ મુઝ કો કૂક બુલાતે હૈં, હિપ હિપ હુરરે ! હિપ હિપ હુરરે ! ૧૩
કુલ આલમ મેરા સાયા હૈ, હર આન બદલતા આયા હૈ;
જિલ કામત ગિર્દ ઘુમાતે હૈં, હિપ હિપ હુરરે ! હિપ હિપ હુરરે ! ૧૪
યહ જગત હમારી કિરણે હૈં, ફેલીં હર સુ મુઝ મર્કજ સે;
શાં વૂકલમૂં દિખલાતે હૈં, હિપ હિપ હુરરે ! હિપ હિપ હુરરે ! ૧૫
મૈં હસ્તી સબ અશયા કી હૂં, મૈં જાન મલાયક કુલકી હૂં;

મુઝ બિન બેબૂદ કહાતે હૈં, હિપ હિપ હુર્રે ! હિપ હિપ હુર્રે ! ૧૬
બે જાનોં મેં હમ સોતે હૈં, હૈવાન મેં ચલતે ફિરતે હૈં;
ઇન્સાન મેં નીંદ જગાતે હૈં, હિપ હિપ હુર્રે ! હિપ હિપ હુર્રે ! ૧૭
સંસાર તજલ્લી હૈ મેરી, સબ અંદર બાહર મૈંહીમેં હૂં;
હમ કયા શોલે ભડકાતે હૈં, હિપ હિપ હુર્રે ! હિપ હિપ હુર્રે ! ૧૮
જાદૂગર હૂં, જાદૂ હૂં, ખુદ, ઔર આપ તમાશાબીં મૈં હૂં;
હમ જાદૂ ખેલ રચાતે હૈં, હિપ હિપ હુર્રે ! હિપ હિપ હુર્રે ! ૧૯
હૈ મસ્ત પડા મૈહમાં મેં અપની, કુછ ગૈર અજ રામ નહીં;
સબ કલ્પિત ધુમ મચાતે હૈં, હિપ હિપ હુર્રે ! હિપ હિપ હુર્રે ! ૨૦

ભાવાર્થ:—હિપ હિપ હુર્રે ! હિપ હિપ હુર્રે ! ×

હવે દેવોને ઘેર આનંદ આનંદ થઇ રહ્યો છે; જુઓ, તેમને રામનું દર્શન થયું છે. તેઓ કૂદતા અને નાચતા નાચતા આવે છે; હિપ હિપ હુર્રે હિપ હિપ હુર્રે ! (૧)

બધા ઉન્મત્ત થઇને હળીમળીને ગાય છે: " હિપ હિપ હુર્રે, હિપ હિપ હુર્રે. " મંગલ વાજાં વગાડે છે: " હિપ હિપ હુર્રે, હિપ હિપ હુર્રે !"(૨)

બધી આશાતૃષ્ણાઓ તૃપ્ત થઇ છે; બધાં સુંદર સ્વરૂપોમાં હું વસી રહેલો છું; મારાથી શામાટે ભેદ છુપાવો છો ? હિપ હિપ હુર્રે–હિપ હિપ હુર્રે !" (૩)

હું બધાંનો અંતરાત્મા છું; હું સર્વનો માલિક છું; મને પ્રાપ્ત કરવાથી બધાં દુઃખ દૂર થાય છે. હિપ હિપ હુર્રે૦– (૪)

બધી આંખોદ્વારા હું જોઉં છું; બધા કાનોદ્વારા હું સાંભળું છું; મારા વડેજ હૃદયમાં શાંતિ મળે છે. હિપ૦–(૫)

રૂપેરી ચહેરાવાળી માશૂકનાં હુંજ નખરાં છું; તેમજ સિંહની ગર્જના પણ હુંજ છું. વાહ ! હું કેવો કેવો સ્વાંગ ધારણ કરૂં છું. હિપહિપ હુર્રે !(૬)

હું કૃષ્ણ થયો હતો; હુંજ કંસ થયો હતો; હું રામ થયો હતો, હુંજ રાવણ બન્યો હતો. હા, વેદ હજુ મારા કસમ ખાય છે; (સાક્ષી પૂરે છે.) હિપ હિપ હુર્રે૦–(૭)

હું અંતર્યામી સ્થિર ( કેંદ્ર )છું; બધી પુતળીઓને નાચ નચાવું છું; સૂત્રધારની પેઠે એ તારને ખેંચું છું. હિપ હિપ હુર્રે૦–(૮)

× અંગ્રેજી ભાષામાં આ અત્યંત હર્ષસૂચક ધ્વનિ છે.

સમસ્ત ઋષિઓનાં અંતઃકરણરૂપી દર્પણમાં મારોજ પ્રકાશ ચમકતો હતો. બધા કવિઓ મારામાંથી પ્રેરણા મેળવે છે. હિપ હિપ હુરરે૦—(૯)

હુંજ પ્રજાપતિ, માલક, દાતા છું. આંખના પલકારાથી યુગો બનાવું છું. અહા ! આ ચિત્રો કેવો રંગ જમાવે છે. હિપ હિપ હુરરે૦—(૧૦)

એક સંકેતમાત્રથી દુનિયા ઉત્પન્ન કરીને એ મંદિરમાં હુંજ પોતે નિવાસ કરૂં છું; હું એકલોજ શહેરો વસાવું છે. હિપ હિપ હુરરે૦—(૧૧)

હું એવી સાકર છું કે જેને લીધે જગતના વિષયભોગ મધુર લાગે છે; ફૂલો મારામાંથી પોતાના રંગ ધારણ કરે છે. હિપ હિપ હુરરે૦—(૧૨)

ઉપાસ્યદેવ હું છું; કિબલા એટલે જેના ભણી બેસીને પૂજા કરવામાં આવે છે તે હું છું; હુંજ કાબા છું. પૂજનીય દેવ હું છું; યાચના હું છું; શંખ હું છું; બધા મારીજ બાંગ પુકારે છે. હિપ હિપ હુરરે૦(૧૩)

સમસ્ત સંસાર મારો પડછાયો છે; પ્રત્યેક સમયે તે બદલાતો રહે છે; એ પ્રતિબિંબને હું બિંબની આસપાસ ફેરવ્યા કરૂં છું. હિપ હિપ હુરરે૦(૧૪)

મારા આત્મારૂપી કેન્દ્રમાંથી આ જગતરૂપી મારૂં કિરણ ચારે તરફ વ્યાપી રહ્યું છે; હું ભિન્ન ભિન્ન પ્રકારનાં રૂપ બતાવું છું. હિપ હિપ હુરરે૦ (૧૫)

પ્રત્યેક વસ્તુનું અસ્તિત્વ હું છું; સમસ્ત દેવદેવતાઓના પ્રાણ હું છું; મારાવિના તો એ બધાં અસત્ કહેવાય. હિપ હિપ હુરરે૦ (૧૬)

જડ પદાર્થોમાં હું સૂઇ રહું છું; પશુઓમાં હું હાલુંચાલું છું; મનુષ્યોમાં હું ઉંઘમાંથી જાગૃત થાઉં છું. હિપ હિપ હુરરે૦ (૧૭)

સંસાર તો મારો પ્રકાશ છે; અંદર, બહાર બધે હુંજ છું. હું કેવી કેવી જ્વાલાઓ ભડકાવું છું. હિપ હિપ હુરરે૦ (૧૮)

હું જાદુગર છું; હુંજ પોતે જાદુ છું; જાદુનો ખેલ જોનારો પણ હુંજ છું. જાદુનો ખેલ હુંજ બનાવું છું. હિપ હિપ હુરરે૦(૧૯)

મારા પોતાના મહિમામાં હું મસ્ત પડયો છું. રામના સિવાય અહીં અન્ય કાંઇ છેજ નહિ; આ તો બધી કલ્પિત ધમાલ મચાવી છે. હિપ હિપ હુરરે૦ (૨૦)"

"દિવાનાપણું તો દિવસે બમણું અને રાતે ચોગણું વધતું જાય છે એવી સ્થિતિ છે. શરીરનો કાંઇ પત્તોજ નથી."

"ખોરાક—યમુનારાણી પોતાને સ્વહસ્તે જે ફલાહાર રાંધી આપે છે તે, એટલે કે ઉના પાણીના કુંડમાં જે એની મેળેજ તૈયાર થઈ જાય છે તે."

"સ્નાન—કોઈ કોઈવાર સો સો ફૂટની ઉંચાઈએથી પડતાં ઝરણાંની નીચે ઉભા રહીને સ્નાન કરવાની મઝા લૂંટાય છે. કોઇ કોઇવાર સૈકાઓથી જામી ગએલા હિમમાંથી જે તાજી તાજી યમુનાજી નીકળે છે, એમાં સ્નાનનો આનંદ લેવાય છે અને કોઇવાર કુંડના ઉકળતા પાણીમાં શાહનશાહ સલામત ગુસલ ફરમાવે છે. ( સ્નાન કરે છે. )"

"હરવું ફરવું—બધે ઠેકાણે તદ્દન ઉઘાડે શરીરેજ થાય છે."

"રામ શાહનશાહ"

યમ્નોત્રી અને ગંગોત્રીનાં હિમાચ્છાદિત શિખરોની યાત્રામાં એમની મસ્ત અવસ્થાનું વર્ણન કરતાં નારાયણ સ્વામી લખે છે કે ઘણીવાર એ પ્રવાસમાં એમના સાથીઓને તો એમજ થતું કે બરફ પડવાથી કે વાવાઝોડાંથી હમણાં મર્યા કે મરશું; પરંતુ એવી મરણોન્મુખ અવસ્થામાંયે રામ બાદશાહ પોતાનાં શાહનશાહી સંગીત ગાતા ગાતા, નાચતા ને કૂદતા પૂરવેગથી દોડાદોડ કરી મૂકતા. એકવાર તો બરફ પૂર જોસથી પડવા માંડયો; અમે બધા ગભરાઈને બોલી ઉઠયા કે; "હે રામ ! બચાવો. હમણાં દટાઇ જશું." તે વખતે જાણે એમના રોમેરોમમાં અદ્ભુત ઐશ્વર્ય વ્યાપ્ત થઇ ગયું હોય તેમ, પંચભુતોપર સામ્રાજ્ય ભોગવતું એમનું આત્મગૌરવ ગર્જના કરી ઉઠયું કે, "બંધ થાઓ! તુફાન શાંત પડો." એવી પ્રચંડબળ આજ્ઞા થતાંજ ઇન્દ્રદેવતાએ આજ્ઞા માની હોય તેમ બરફ પડવો બંધ થઇ ગયો. આવા પ્રસંગો એમના જીવનમાં અનેક સ્થળે બન્યા છે, જેનું વર્ણન આગળ પણ આવશે; છતાં એમાં કશુંયે આશ્ચર્ય નથી, એમ તેઓ કહેતા અને સમસ્ત જગત સાથે એકતા અનુભવવાથી પ્રકૃતિનાં સમસ્ત તત્ત્વો માનવસત્તાને અધીન બનીને એની આજ્ઞા માને છે, એવું એનું સ્પષ્ટીકરણ કરતા.

સુમેરુદર્શન કરીને ગંગોત્રી ગયા; યમ્નોત્રીથી ગંગોત્રી જવાનો રાજમાર્ગ જો કે લાંબો છે, છતાં રામે એ પ્રવાસનો એક અગોચર માર્ગ પસંદ કર્યો હતો. સાધારણ યાત્રીઓને સડકને લાંબે રસ્તે થઈને જતાં આઠદશ દિવસ લાગે છે, તેને બદલે છાયામાર્ગથી ઓળખાતા, સઘનવનના તુષારપૂર્ણ દુર્ગમ માર્ગમાં થઈને ત્રણજ દિવસમાં તેઓ ગંગોત્રી પહોંચ્યા હતા. એ બધાં વર્ણનો એમણે "હિમાલયનાં દૃશ્યો" નામના લેખમાં સ્વહસ્તે લખ્યાં છે. ગંગોત્રીમાં થોડો કાળ નિવાસ કરી, ત્યાંથી ત્રિયુગીનારાયણ નામના એક ઉચ્ચ અને રમણીય શિખરપર આવેલા ધામની યાત્રા કરી મંદાકિની નદીને

કાંઠે આવેલા કેદારનાથ નામના ધામની યાત્રા કરવા ગયા. આ બધાં તીર્થો બરફની તળેટીમાં આવેલાં છે અને આદ્યશંકરાચાર્યે એ બધાં તીર્થોનો જીર્ણોદ્ધાર કર્યો, તે પહેલાં ઠેઠ પાંડવોના સમયથી એની સ્થાપના છે, એવી માન્યતા છે. કેદારનાથ થઈને પ્રસિદ્ધ તીર્થ બદરિનારાયણ ગયા; અને ત્યાં ઈ૦ સ૦ ૧૯૦૧ ના અકટોબર માસમાં એટલે દીવાળી પહેલાં આઠ દિવસે જઈ પહોંચ્યા. આ વખતે તેમનું વય પૂરાં ૨૮ વર્ષનું હતું. છવ્વીસમે વર્ષે તેમણે વાનપ્રસ્થાશ્રમ સ્વીકાર્યો અને એક વર્ષ વનવાસમાં એકાન્ત ભોગવી સત્તાવીશમા વર્ષમાં સંન્યાસ ગ્રહણ કર્યો. ત્યાર પછી છ માસ આ ચાર ધામમાં પરિભ્રમણ કરી હિમાલયનાં અગોચર અરણ્યો અને હિમાચ્છાદિત શિખરોની યાત્રા કરી. આ બધા પ્રવાસમાંથી " અલિફ " ને માટે પ્રથમ તો લેખમાળાનો પ્રવાહ ચાલુ રહ્યો હતો; પણ સંન્યાસાશ્રમની સ્વતંત્રતાનો પાઠ સિદ્ધ થતાં નિયમિત લેખ લખી મોકલવાનું બંધન એમનાથી સ્વીકારી ન શકાયું તેથી એ માસિક-પત્ર બંધ પડ્યું. નારાયણ અને તુલારામ એમના આ પરિભ્રમણમાં હમેશાં સાથે રહ્યા હતા અને દીવાળીનો દિવસ એમણે બદરિનારાયણમાં વ્યતીત કર્યો; તે દિવસે સૂર્યગ્રહણ હતું, એ ઉપરથી અવિદ્યાને ગ્રહણનું રૂપક આપી, પોતાના આત્માનંદના ઉન્માદનું વર્ણન કરતું, એક આ પ્રકારનું ભજન તેમના હૃદયસરોવરમાંથી પ્રવાહિત થયું:—

[૧]ઇશ્કકા [૨]તૂફાં [૩]બપા હૈ, [૪]હાજતે-મયખાના [૫]નેસ્ત;
[૬]ખૂં—શરાબો—[૭]દિલ-કબાબો—[૮]ફુરસતે—પયમાના નેસ્ત. ૧
સખ્ત [૯]મખમૂરી હૈ [૧૦]તારી, [૧૧]ખ્વાહ કોઈ કયા કુછ કહે;
[૧૨]પસ્ત હૈ [૧૩]આલમ [૧૪]નઝરમેં, [૧૫]વહશતે-દીવાના નેસ્ત. ૨
[૧૬]અલ્વિદા ઐ [૧૭]મર્જે-દુનિયા ! અલ્વિદા ઐ [૧૮]જિસ્મો-જાં;
ઐ [૧૯]અતશ ! ઐ [૨૦]જૂ, ચલો, [૨૧]ઈંજા અખ્તરખાના નેસ્ત. ૩
કયા [૨૨]તજલ્લી હૈ યહ [૨૩]નારે-હુસ્ન [૨૪]શોલાખેજ હૈ;

૧ પ્રેમનું ૨ તોફાન ૩ ચડ્યું છે ૪ શરાબખાનાની જરૂર ૫ નથી ૬ લોહી શરાબ છે. ૭ હૃદય કબાબ ( ખાદ્ય પદાર્થ ) છે. ૮ અવકાશનો પ્યાલો ૯ નિશો ૧૦ ચડ્યો ૧૧ ભલે ૧૨ તુચ્છ ૧૩ જગત ૧૪ દૃષ્ટિમાં ૧૫ પાશવિકવ્યવહાર ૧૬ નમસ્કાર ૧૭ સાંસારિક તાપ ૧૮ દેહ અને પ્રાણ ૧૯ તૃષા ૨૦ ક્ષુધા ૨૧ આ સ્થાન ૨૨ પ્રકાશ ૨૩ સૌંદર્યમય જ્વાલા ૨૪ પ્રજ્વલિત

માર લે [25]પર હી યહાંપર [26]તાકતે—પરવાના નેસ્ત. ૪
મિહર હો, મહ હો, હો દબિસ્તાં, હો ગુલિસ્તાં કોહસાર;
મૌજજન અપની હૈ ખૂબી, સૂરતે બેગાના નેસ્ત. ૫
લોગ બોલે ગ્રહનને, પકડા હૈ સૂરજ કો ગલત;
ખુદ હૈં તારીકી મેં બરમન, સાયા મહજૂબાના નેસ્ત. ૬
ઉઠ મેરી જાં ! જિસ્મસે, હો ગર્ક જાતે-રામ મેં;
જિસ્મ બદરીશ્વરકી મૂરત, હરકતે–ફરજાના નેસ્ત. ૭

અર્થ:—પ્રેમનું તોફાન ચડયું છે, એટલે હવે અન્ય શરાબખાના (અન્ય પ્રેમપાત્ર)ની આવશ્યકતા નથી રહી. અત્યારે મારૂં રકતમાંસ મારા ખાનપાન માટે પૂરતું છે. અહીં અન્ય પ્રેમપાત્રને સ્થાનજ નથી. (૧) પ્રેમનો ઉન્માદ એટલો બધો ચડયો છે કે હવે જેને જેમ બોલવું હોય તેમ બોલે; સમસ્ત સંસાર તો તુચ્છ ભાસમાન થાય છે; પરંતુ આ ગાંડા માણસની પશુવૃત્તિના જેવી અવસ્થા નથી. (૨) હે સાંસારિક વ્યાધિ ! તું હવે પલાયન કર ! હે દેહ અને પ્રાણ ! તમે બંને અહીંથી સિધાવો. હે ક્ષુધાપિપાસા ! તમે બંને મારી પાસેથી દૂર જાઓ ! આ કાંઇ તમારે માટે કબૂતરખાનું નથી ( કે જ્યાં તમે પડયાં રહો. ) (૩) અહા ! સૌંદર્યની ઉગ્રજવાલા એવી સળગી ઉઠી છે કે હવે કોઇ પણ પતંગની શકિત નથી કે એની પાસે આવીને પોતાની પાંખ ફડફડાવે. (૪) સૂર્ય હોય કે ચંદ્ર, પાઠશાળા હોય કે ઉદ્યાન અથવા પર્વત, એ બધામાં મારી સુંદરતાજ ઉછાળા મારે છે; અન્ય કોઈ રૂપની નહિ. (૫) લોકો કહે છે કે સૂર્યને ગ્રહણે પકડી રાખ્યું છે, પણ એ તદ્દન ખોટું છે; કારણ કે લોકો પોતેજ અંધકારમાં હોય છે અને પ્રકાશસ્વરૂપ સૂર્ય અંધકારમાં છે એમ માને છે. (જેવી રીતે સૂર્યનું ગ્રહણથી પકડાવું મિથ્યા છે, કારણ કે ખરી રીતે જોતાં સૂર્ય ગ્રહણથી મુકત છે, એવીજ રીતે મને અજ્ઞાનના આવરણમાં આસકત માનવો એ મિથ્યા છે; મારા વાસ્તવિક સ્વરૂપમાં કોઇ પણ જાતનું આવરણ કરે એવું ઢાંકણ નથી.) (૬) હે મારા પ્રાણ ! આ દેહાધ્યાસથી ઉપર ઉઠીને રામના સ્વરૂપમાં લીન થઇ જાઓ અને જેવી રીતે બદરિનારાયણની મૂર્તિમાં બાલકવત્ ચેષ્ટા પણ નથી તેવો આ દેહ થઇ જાઓ ! ( નૈષ્કર્મ્યસિદ્ધિને પામો. )(૭) ૐ ! ૐ ! ! ૐ ! ! !

---

૨૫ પાંખ; જવાલા ૨૬ પતંગિયાની શકિત (વૃત્તિ)

# પ્રકરણ ૧૩ મું-ઉપદેશકાર્ય

" કોઇ ભારતવાસી અરણ્યમાં એકાન્તનિવાસ માટે જાય તો તે વિજ્ઞાનના પણ " વિજ્ઞાનનો પૂર્ણરીતે અભ્યાસ કરવા સારૂ અને વેદાન્તના વાસ્તવિક સિદ્ધાન્તોનો " સંપૂર્ણરીતે સાક્ષાત્કાર કરવા સારૂજ જાય છે. તમે જાણો છો કે વેદાન્ત એ રસા- " યનશાસ્ત્રની પેઠે અનુભવનું શાસ્ત્ર છે. જેમ રસાયનશાસ્ત્રમાં પ્રયોગો કર્યા વગર તમે " આગળ વધી શકતા નથી; તેજ પ્રમાણે જે મનુષ્ય, તેને જે માનસિક શિક્ષણ મળે " છે, તેનાપર આધ્યાત્મિક પ્રયોગો કરતો નથી, તે વેદાન્તને શી રીતે સમજી શકશે? " આ પ્રમાણે આધ્યાત્મિક પ્રયોગો કરીને અનુભવરૂપી વિજ્ઞાન મેળવવા સારૂજ " લોકોને જંગલમાં જવું પડે છે. જંગલ એ તો માત્ર વિદ્યાપીઠ અને પાઠશાળા જે- " વુંજ છે. જ્ઞાન સંપાદન કર્યા પછી તે પાછો લોકસમાજમાં આવે છે, ઉપદેશ " આપે છે, નિત્યજીવનમાં તેને વ્યવહારમાં મૂકે છે અને તત્ત્વજ્ઞાનને કેવી રીતે આ- " ચારમાં મૂકવું તે લોકોને સમજાવે છે. પોતે જે પ્રાપ્ત કર્યું છે તેનું લોકોને શિક્ષણ " આપવા માટેજ તેઓ નીચે આવે છે. પ્રાચીન કાલમાં પ્રત્યેક બ્રાહ્મણ અગર " હિંદુને જીવનની શરૂઆતમાંજ બ્રહ્મચર્ય અવસ્થામાં કેટલાંક વર્ષ જંગલમાં જઇને " આ જ્ઞાન સંપાદન કરવું પડતુ અને સંપાદન કર્યા પછી જગતમાં આવીને " આચારમાં મૂકવું પડતું; એટલુંજ નહિ પણ તેમાંના કેટલાકોને સામાન્ય વ્યવહા- " રનાં કામ પણ કરવાં પડતાં. જ્ઞાન સંપાદન કરીને દરેકને કાંઇ ત્યાગી થવું પ- " ડતું નથી. જે પ્રમાણે કેટલાક વિદ્યાર્થી એમ. એ. થયા પછી અને કેટલાક ડૉક- " ટર થયા પછી તેઓ બધાજ અધ્યાપક થતા નથી, પણ તેમાંના કેટલાક ન્યાયા- " ધીશ થાય છે, કેટલાક મોટા વેપારી થાય છે અને કેટલાક અધ્યાપક પણ થાય " છે. તેના જેવુંજ એમાં પણ છે......ત્યાગીની બાહ્યપ્રણાલિકા તો વિજ્ઞાનની " પરીક્ષામાં ડોકટર થયા પછી અધ્યાપકનો ધંધો કરવા જેવીજ છે. "+

સ્વામી રામતીર્થ

અરણ્યનિવાસની યથાર્થતા સ્વામી રામે ઉપર પ્રમાણે અનેકવાર સમજાવી છે. યથોચિત સમય સુધી એકાન્તસેવનદ્વારા જ્ઞાનવિજ્ઞાનથી તૃપ્ત થઇ વેદાન્તનો અનુભવી અન્ય લૌકિક વ્યવહારનો ત્યાગ કરી વેદાન્તનો આચાર્ય બને છે અને જનસમાજમાં ઉપદેશ આપવા ઉતરી પડે છે, એવો સંન્યાસભાવનાનો એમણે અર્થ કરેલો છે. બે વર્ષ સુધી હિમાલયનાં ગાઢ અરણ્યોમાં

+" વેદાન્તના કેટલાક પ્રશ્નોના ઉત્તર" નામનું વ્યાખ્યાન જુઓ. સ્વામી રામતીર્થ ગ્રંથ ૨ જો

ભીષણ તપશ્ચર્યા અને અવિરત ધારણાબલવડે નિજાનંદનો રામે અનુભવ કર્યો. યમ્નોત્રી, ગંગોત્રી, કેદારનાથ અને બદરિનારાયણ એ ચારે ધામની યાત્રા કરીને જ્યારે તેઓ નીચે ગંગાતટ ઉપર આવવાની તૈયારી કરતા હતા; એટલામાં મથુરામાં શાંતિઆશ્રમની સ્થાપના કરીને કાર્ય કરતા સ્વામી શિવગણાચાર્યનો પત્ર આવ્યો કે એમણે ત્યાં એક ધર્મમહોત્સવ ઉજવવાની યોજના કરી છે અને સ્વામી રામને તેના સભાપતિ નિયત કરવાની ધારણા રાખી છે. સ્વામી રામે આ નિમંત્રણનો સ્વીકાર કર્યો અને નારાયણ તથા તુલારામને સાથે લઇ, પોતાના અનુભવના જ્ઞાનભંડારમાંથી લોકસમાજને લાભ આપવા માટે ઈ૦સ૦૧૯૦૧ના ડીસેમ્બર મહિનામાં મથુરા આવી પહોંચ્યા. તેઓ પૂર્વાશ્રમમાં જ્યારે ગણિતના અધ્યાપક હતા, ત્યારથી ભક્તિ,શ્રદ્ધા, તૃપ્તિ વગેરેને લગતાં ધર્મજાગૃતિનાં વ્યાખ્યાનો આપતી વખતે જે પ્રભાવ અને પ્રકાશથી શ્રોતાઓના અંતરમાં ઉત્સાહ અને ઉમંગ રેડતા, તેમાં અત્યારે હવે એક પ્રકારની દિવ્ય અપૂર્વતા આવી હતી. વ્યાખ્યાનના વિષયમાં હવે તેઓ તલ્લીન થઇ જતા, શ્રોતાઓમાં આત્મદર્શન પામી સૌના પ્રાણાત્મરૂપે હૃદયે હૃદયમાં અનુભવની ઉર્મિઓ ઉછળાવતા અને નેત્રોમાં ઓજસનાં અંજન આંજી સૌને પ્રેમપ્રકાશ પમાડતા. એમના ગૌરવદનમાંથી ટપકતા હાસ્યથી શ્રોતા અને દર્શકોની મુખાકૃતિ ઉપર આનંદનાં રશ્મિ દીપી નીકળતાં. બદરિનારાયણથી અલમોડાને રસ્તે નીચે ઉતરી તેઓ મથુરામાં આવ્યા અને ધર્મમહોત્સવની પીઠ ઉપરથી સભાપતિતરીકે તેમણે [1]"ધર્મ" નામનું વ્યાખ્યાન આપ્યું હતું; ત્યાર પછી "સુધારણા" અને "કર્મ"[2]નામનાં બે વ્યાખ્યાન પણ ત્યાંજ અપાયાં હતાં. મથુરામાં એમના વ્યાખ્યાનના પ્રભાવથી લોકોની એમના પ્રતિ થએલી ભક્તિનું નજરે જોયેલું મનોહર વર્ણન કરતાં સ્વામી નારાયણતીર્થ કહે છે કે:—

" ધર્મમહોત્સવમાં અનેક વિદ્વાનોનાં ભાષણો સાંભળતાં સાંભળતાં
" શ્રોતાઓ કંટાળી ગયા હતા, છતાંયે સ્વામી રામનું વ્યાખ્યાન સાંભળવા
" માટે બધા આતુર થઇ રહ્યા હતા.લોકોની ઉત્સુકતા જોઇને સ્વામીજી એક-
" દમ બોલવા ઉભા થઇ ગયા;પણ વ્યાખ્યાન પૂરૂં કરીને તેઓ બોલ્યા કે આજના
" ઉત્સવનો નક્કી કરેલો સમય વીતી ગયો છે અને કાર્યક્રમ પૂરો થઇ ગયો છે તેથી
" રામ હવે અહીં વ્યાખ્યાન નહિ આપી શકે. હજી પણ જો બધાને રામને

---

૧ સ્વામી રામતીર્થ-ગ્રંથ ૧ લો ૨ સ્વામી રામતીર્થ-ગ્રંથ ત્રીજો

" સાંભળવાની ઇચ્છા હોય તો ચાલો આપણે યમુનાજીના ખુલ્લા રેતીના મેદા-
" નમાં ચાલ્યા જઇએ.' આટલું કહીને સ્વામીજીએ સભા વિસર્જન કરી;
" અને પોતે યમુનાજીના કિનારાભણી નીકળી પડયા. સમય રાત્રિનો હતો;
" શિયાળાની કડકડતી ટાઢ પડતી હતી; છતાં પણ લોકો રામના ઉપદેશથી
" એટલા મંત્રમુગ્ધ થઇ ગયા હતા કે ભૂખ કે ટાઢની પર્વા કર્યા વિના રામ-
" ની પાછળ પાછળ ચાલવા માંડયા. પ્રત્યેકના મનમાં રામની સાથે સાથે
" ચાલવાની ઇચ્છા હોવાથી મંડળીમાં અથડાઅથડી થવા માંડી, અંધારૂં થવા
" માંડયું હતું, છતાં બધા સીધા રેતીના મેદાનમાં પહોંચ્યા અને કડકડતી
" ટાઢથી ઠંડી થઈ ગયેલી રેતીમાં રામની આજ્ઞા થતાંજ વસ્ત્રની પણ પર્વા
" કર્યા વિના બધા શાંત થઈને નીચે બેસી ગયા. મહોત્સવનું કાર્ય તો સાયં-
" કાળેજ સંપૂર્ણ થવાનું હોવાથી લોકોએ ઓઢવાને માટે ગરમ કપડાં પણ
" આણ્યાં નહોતાં, છતાં જ્યાં જ્ઞાનસૂર્યની ઉષ્માનો પ્રકાશ પડતો
" હોય ત્યાં અવિદ્યાના સ્થૂળ રૂપાન્તર જેવી એ શરદીની કોને અસર
" થાય ! રામનાં વચનામૃતનું પાન કરતાં અમરકાય બનેલા હોય
" તેમ, શ્રોતાગણોમાં ટાઢની સ્વાભાવિક તિતિક્ષા આવી ગઇ હોય એમ જ-
" ણાતું હતું. શરદીનો વિચારમાત્ર પણ કોઈના ચિત્તમાં આવતો નહોતો;
" કારણ કે સૌનું એકમાત્ર લક્ષ્ય રામની આનંદમય પ્રતિભા અને
" ઉત્સાહપૂર્ણ વ્યક્તિપ્રભાપરજ હતું. મહોત્સવમાં આવેલા અનેક શાસ્ત્રી-
" પંડિતો પણ અહીં સુધી આકર્ષિત થઇને આવ્યા હતા. માનપ્રતિષ્ઠાના
" ભેદાભેદથી પાર થઇ શુદ્ધચિત્તે બધા એક પંક્તિમાં અનાયાસે આવી જઈ
" ઠંડી રેતીમાં બેસી ગયા અને રામના ઉપદેશથી શ્રોત્ર, હૃદય અને
" જીવન તૃપ્ત તથા ધન્ય કર્યાં. આ રેતીમાં ક્યાં બેસશું ? હાય, ટાઢ વાય છે,
" શરદી બહુ છે, કપડાં મેલાં થશે, એવા વિચારો તો કોઇના મનમાં સ્પર્શ
" પણ ન કરી શકયા. પોતાના શરીરપરનાં મૂલ્યવાન ઉપવસ્ત્રોને નીચે
" નાખી નાખીને બધા એકાગ્રચિત્તે રામ શાહનશાહનાં વચનામૃતનું પાન
" કરવા માંડયા. "

મથુરામાં આવી રીતે એમના વ્યાખ્યાનનો એટલો બધો પ્રભાવ પડયો કે આગ્રા, લખનૌ વિગેરે આસપાસનાં સંયુક્ત પ્રાંતનાં શહેરોમાંથી આવેલા મુખ્ય મુખ્ય નાગરિકોના નિમંત્રણથી તેઓ ત્યાંથી આગ્રા, લખનૌ, ફૈઝાબાદ અને પ્રયાગ ઈત્યાદિ સ્થળે ગયા અને ત્યાં વ્યાખ્યાન આપ્યાં. આપણને એમનાં

પ્રત્યેક સ્થળનાં વ્યાખ્યાનનો વૃત્તાંત પ્રાપ્ત નથી થઇ શક્યો; કારણ કે સ્વામી રામતીર્થ એ વિષયમાં કેવળ નિસ્પૃહ હતા. ભારતવર્ષ તથા અમેરિકામાં અપાયેલાં જે કાંઇ થોડાં વ્યાખ્યાનો અત્યારે આપણને ઉપલબ્ધ થયાં છે, તે એમના ભકતમંડળે કરી લીધેલી નોંધના ફલરૂપ છે. ભારતવર્ષમાં જ્યાં જ્યાં સ્વામી નારાયણ એમની સાથે હતા, ત્યાં ત્યાં તેઓ પોતે પોતાના આનંદને માટે નોંધ કરી લેતા અને એક બીજા એવાજ ભકત ફૈજાબાદનિવાસી સાધારણ ધર્મસભાના મંત્રી લાલા સુરજનલાલ પાંડે છે. એ બન્ને રામ-ભકતોના પ્રયત્નથી આપણને ભારતવર્ષમાં થયેલાં વ્યાખ્યાનોનાં વૃત્તાંત વાંચવા મળ્યાં છે. મથુરાથી તેઓ આગ્રા, લખનૌ અને પ્રયાગ ગયા હતા, ત્યાં પણ એમનાં વ્યાખ્યાનો થયાં હતાં; તેમજ અનેક સત્સંગીઓ શંકાસમાધાનમાટે એમની પાસે આવતા. એની સાક્ષી આપનારા હજુ પણ અનેક સજ્જનો વિદ્યમાન છે. ગુર્જર સાહિત્ય પ્રદેશમાં સ્વધર્મસાધક ગ્રંથવલ્લીઓની સુંદર પુષ્પવાટિકા ખીલવનાર સ્વામી શ્રી અખંડાનંદજીને એ સમયમાં એમના સત્સંગનો જે લાભ મળ્યો હતો તેનું વર્ણન કરતાં સ્વામીજી એમની તત્કાલીન અવસ્થાનું, તેમની ઉપદેશપદ્ધતિનું, ઉજ્જવળ પ્રતિભાશક્તિનું અને જીવન્મુક્ત સ્થિતિનું જે ટુંકું પણ રસિક વર્ણન એકાદ બે દષ્ટાંતોદ્વારા કરે છે, તે આપણે એમના પોતાના શબ્દોમાંજ વાંચીએ. સ્વામી રામતીર્થ ગ્રંથ પહેલાની પ્રસ્તાવના લખતાં સ્વામી અખંડાનંદજી લખે છે કે:—

“ આ લખનારને હૃષીકેશના નિવાસ દરમ્યાન (ઈ૦ સ૦ ૧૯૦૨) રામ “સ્વામીની મહત્તાવિષે જાણ થતાં તેઓશ્રીનો સમાગમ સેવવા વૃત્તિ થઈ “આવી. કોઇ પણ ગૃહસ્થ કે ત્યાગીને તેઓ સાથે રાખવાનું પસંદ કરતા નહિ “એમ સાંભળ્યા છતાં વૃત્તિનો વેગ શરીરને તેમની પાસે લખનૌમાં (તેઓશ્રી-“નાં વ્યાખ્યાનો ત્યાં ચાલુ હતાં) ખેંચી ગયો અને કેટલાક માસપર્યંત કેટલાં-“ક સ્થળોમાં રાતદિવસ તેમના સહવાસસેવનનું સૌભાગ્ય પ્રાપ્ત થયું. રામસ્વા-“મીની ઉન્નત જીવનદશાની અને પ્રભાવશાલી વચનામૃતની જે જે કળાઓ “આ લખનારે એ સહવાસદરમ્યાન જોઇ, સાંભળી અને અનુભવી, તેમાંના “એક બે અનુભવો રામસ્વામીની મહત્તા સમજવામાં વાચકને ઉપયોગી થઇ “પડશે એમ ધારીને આ નીચે આપ્યા છે.

“અલ્લાહાબાદ (પ્રયાગ)ના નિવાસ દરમ્યાન તેમને ત્યાંના રહીશ ભારત-“માન્ય પંડિત મદનમોહન માલવીયાજીએ ત્યાંથી કેટલાક માઇલ દૂર ગંગાકિ-

"નારે આવેલા રામબાગમાં ઉતારો આપ્યો હતો. જ્યાં તેઓ તેમજ બીજા "અનેક પ્રતિષ્ઠિત અને સાધારણ આગેવાનો તથા મુમુક્ષુઓ તેઓશ્રીનાં દર્શન- "સમાગમ અર્થે વખતોવખત આવતા હતા.

" એક દિવસે સાંજે ગંગાસ્નાનાર્થે જવું થતાં અમે બેઉ કોપીનભેર " ગયા. સ્વામીજી સાથે વાતો કરતા કરતા પંડિત માલવીયાજી પણ ગંગાકિ- " નારે આવ્યા. સ્નાનથી સત્વર પરવારી સ્વામીજીને બદલવાની કોપીન "લઈ આ લખનાર (સ્વામી અખંડાનંદજી)પણ કિનારે ઉભો હતો. ગંગામાંથી "સ્વામીજી બહાર નીકળ્યા એટલે કોપીન તેમને આપી; પરંતુ તેઓશ્રીના "પગે ચીકણો કાદવ ચોપડાએલો હતો, જે લુછવા કે ધોવાનું કશું સાધન તે "વખતે હાજર નહોતું,જેથી તેવે પગેજ તેઓ ઉપાન પહેરવા જતા હતા; પણ "તેવામાં માલવીયાજીએ તેમના ચરણ પાસે દોડી જઈ પોતાના ગળામાંના દુ- "પટ્ટાવડે ચરણ સાફ કરવા માંડયા. હર્ષશોકાદિ દ્વંદ્વથી રહિતપણાના પ્રમાણ- "માંજ જીવન્મુકત પુરુષોની ભૂમિકાઓનું તારતમ્ય રહેલું પ્રસિદ્ધજ છે, તે આ "પ્રસંગે પ્રત્યક્ષ જોવાની ઠીક તક મળી.

" આ લખનાર તે સમયે એક અભ્યાસીની પેઠે તેમના મુખારવિંદના " ભાવો કોઇ જાણે નહિ તેમ જોયા કરતો હતો. પ્રિય વાંચનાર ! હિંદનો "એક પ્રકાશિત હીરો આ પ્રમાણે તેમના ચરણનો કાદવ પોતાના ઉત્તમ દુપટ્ટા "થી લુછતો હતો, છતાં તે સમયે તેમના મુખારવિંદપર અભિમાનનો કશોજ "ભાવ જણાયો નહિ તેમજ કોઇ જાતની આનાકાની કે વિવેકના શબ્દો પણ ન "સંભળાયા કે ખસી જવાનો યત્ન પણ ન થયો! તે દિવ્યમૂર્તિ તો પોતાની "સ્વાભાવિક તત્ત્વપરાયણ સ્થિતિમાંજ કોમલ મધુર પવિત્ર મંદહાસ્ય કરતી "ઉભી હતી ! !

" પણ એવા પ્રસંગો તો સહુ કોઈને આનંદકારીજ લાગે. શોકજન્ય "પ્રસંગોજ ખરી કસોટી દર્શાવી આપે છે. એમ ઘણાકને લાગશે; જેથી તેવો "એક પ્રસંગ પણ અહિં આપવામાં આવે છે કે જે ઉપલા પ્રસંગ પછી બે ચાર "દિવસમાંજ બન્યો હતો.

"સ્વામીજીને એક દિવસ એક અસાધારણ વકતૃત્વશકિતસંપન્ન પંડિત- "જીની સાથે મેળાપ થયો હતો. જે વખતે ઓન૦ પંડિત મદનમોહન માલવી- "યાજી, આ લખનાર તેમજ અન્ય બીજા પણ એક બે જણ ત્યાં હતા. પેલા "પંડિતજીની બોલીપરથી જણાતું હતું કે તેઓ પોતાના સાંસારિક લોલુપ-

"પણાને ઢાંકવાને ખાતર હરેક પ્રકારે સંન્યસ્તાશ્રમની વિરુદ્ધ વાતો કરવા-
"ની વલણવાળા હતા. વાતચીત થઈ રહ્યા પછી છુટા પડવા સમયે પેલા પંડિત-
"જી "થોડી સી ચોટલી શું ભારે પડતી હતી" એવા કાંઇક શબ્દો એવી
"હલકી ઢબે સ્વામીજીપ્રત્યે બોલ્યા કે જેથી કોઈને પણ માઠું લાગી જાય.
"આ પ્રસંગે તેને કાંઇક કહેવાનું આ લખનારને મન થઈ આવતાં સ્વામીજી
"તરફ સહજે જોવાઇ ગયું.

"પ્રિય વાંચનાર! ત્યારે સ્વામીજીના ચહેરાપર શું ભાવો પ્રતીત થયા? જરા
"પણ ક્રોધ કે ગ્લાનિનો ભાવ તો લાવવોજ કયાંથી પણ આગલા પ્રસંગે ગંગા-
"કિનારે જે સ્વાભાવિક શાન્ત આનંદનો ભાવ વિલસતો હતો, તેજ ભાવ
"તેવાજ મધુર સ્મિતયુક્ત અત્યારે પણ એ દિવ્ય મુખારવિંદપર ઝળકી રહીને
"તે અલૌકિક હૃદયની ઉન્નતદશાનો ધ્વજ ફરકાવતો હતો! ! સ્વામીજીએ આ
"લખનારનો ઉપર જણાવેલો મનોભાવ જાણી જઇને તેજ સમયે શાંતિસૂચક
"નેત્રભાવયુક્ત જે ઉપદેશાત્મક હાસ્ય!—અહા! એ અલૌકિક હાસ્યયુક્ત
"પૂજ્ય મૂર્તિ! તેને અનેકાનેક પ્રણામ હો! !—આ લખનાર તરફ કર્યું કે
"તેની સાથેજ લજ્જા અને શાન્તિ!

**सुहृन्मित्रार्युदासीनमध्यस्थद्वेष्यबन्धुषु ।**
**साधुष्वपि च पापेषु समबुद्धिर्विशिष्यते ॥**

(ગીતા અ૦ ૬, શ્લો૦૯)

" અર્થ:—સુહૃદ, મિત્ર, શત્રુ, ઉદાસીન, મધ્યસ્થ, દ્વેષ્ય, બંધુ, સાધુ
"તેમજ પાપીમાં પણ જેની સમબુદ્ધિ છે, તેવો પુરુષ શ્રેષ્ઠ યોગી છે."

" ઉપલું ભગવદ્વાક્ય સ્વામી રામતીર્થજીના સંબંધમાં કેટલું સાર્થક
"હતું તે ઉપલા બે બનાવોથી વાંચનારને અધિક સ્પષ્ટ થશે."

મથુરાથી ફરતા ફરતા આગ્રા તથા લખનૌ થઈને તેઓ "સાધારણ ધર્મસ-ભા"ના સુયોગ્ય મંત્રી લાલા સુરજનલાલ પાંડેના નિમંત્રણથી એ સભાના દ્વિતીય અધિવેશનમાં ફૈજાબાદ ગયા. વ્યાખ્યાનમાં એમની પ્રતિપાદિત વિષયમાં એવી તલ્લીનતા થઇ જતી કે જેથી શ્રોતાઓની વૃત્તિઓ પણ એકાગ્ર બની રહેતી. સાચો વ્યાખ્યાતા કેવો હોય છે, એનું પોતાની[1] નોંધમાંથી સ્વામીજી, એક સ્થળે નીચે પ્રમાણે વર્ણન કરે છે:—

" મહાન્ વક્તા તો વ્યાખ્યાનપીઠપરથી, પોતાનાં કથનના આદરા

૧ નોંધપોથી નં. ૩ (સ્વામી રામતીર્થનાં અંગ્રેજી વ્યાખ્યાનોનું પુસ્તક ચોથું.)

"નાદરથી નિઃસ્પૃહ રહી, કેવલ આંતરિક ભંડારમાંથીજ બોલ્યે જાય છે.
"એ પોતાના નિશ્ચયમાં દૃઢ હોય છે અને એ નિષ્ઠામાંથી એ કદિ પણ ચ્યુત
"થતો નથી. યુક્તિઓના અનુરોધવિરોધનો એ બહુજ સાધારણ ઉપયોગ
"કરે છે અને થોડા સમય પછી એ યુક્તિઓને છોડી દે છે. વિજ્ઞાન અને
"દર્શનશાસ્ત્રનાં પ્રમાણોની એ થોડી ચર્ચા કોઇવાર કરે છે, પણ પાછળથી
"એને પણ પોતાના અનુભવવડે ઉડાવી દે છે. અલંકારમય ભાષાનો એ
"ઉપયોગ કરે છે, પણ પછી એની પણ એને આવશ્યકતા પડતી નથી. પોતા-
"ના આત્મસ્વરૂપની વેદીપર આરૂઢ રહીને આંતરિક સત્તામાંથી, શ્રોતાઓના
"આન્તરિક હૃદયને ઉદ્દેશીને એ જે કાંઇ કહેવું હોય તે કહે છે અને એમનામાં
"ઉત્તેજના પ્રેરે છે. હજારો નેત્રોમાંથી એનું વક્તૃત્વ આનંદનાં અશ્રુઓ વહેવ-
"રાવે છે; અસંખ્ય મુખારવિંદોમાંથી હર્ષ અને ઉત્સાહની ગર્જના કરાવે છે;
"અને યુક્તિપ્રયુક્તિઓ તથા પ્રમાણો તો એના અનુભવબલની આગળ હવામાં
"ઉડી જઇને હતા નહોતા થઇ જાય છે. માનવહૃદયમાં સ્થાયી સ્થાન પ્રાપ્ત કરીને,
"સમસ્ત તર્ક અને વિજ્ઞાનની યુક્તિઓની પાછળ રહેલી માનવપ્રકૃતિ પોતાના
"નિશ્ચયની ઘોષણા કરે છે અને કાલે કરીને એ દૈવી સંગીત માનવજાતિનો
"ઇતિહાસ બની જાય છે."

વ્યાખ્યાતાની મહત્તા વર્ણવતાં તેઓ કેવી સ્વાભાવિક સરલતા, અનુભવની સત્તા અને આચારવિચારના અભેદબલની તદાકારતાનું સ્પષ્ટીકરણ કરે છે! એમના વ્યાખ્યાનમાં અનુભવનું બલ જેટલું જણાય છે તેટલું પ્રમાણનું અને યુક્તિઓનું નથી જણાતું. એનું એજ કારણ છે કે અનુભવરૂપી સૂર્યના પ્રકાશ આગળ એ બધાં દીપકની પેઠે છેકજ ઝાંખાં પડી જાય છે. વ્યાખ્યાન સાંભળનારાઓ, સત્સંગ કરનારા જિજ્ઞાસુઓ અને સેવાપરાયણ રહી નિકટવર્તી બનેલા શિષ્યોને એમણે પોતાના સ્વજીવનની પ્રતિભાથીજ ઉન્નત કર્યા છે; બુદ્ધિના તાર્કિક વિભાગ કરતાં, હૃદયના પ્રેમદ્વારા પ્રતિપક્ષીના અંતઃકરણને વશ કરી પછી એમાં પ્રાણપ્રતિષ્ઠાની પ્રેરણા કરવાનુંજ કાર્ય ιવશેષભાગે એમનાથી થયું છે. સંન્યાસ ગ્રહણ કરીને જે જે સ્થાને એમને જવું પડયું, ત્યાં ત્યાં એમનાં દર્શનથી કૃતાર્થ થયેલાં સદ્ભાગીઓ એમનાં વ્યકિતત્વ અને પ્રતિભાની પ્રશંસા કરીને તથા એમનાં મધુર સંસ્મરણોને હૃદયમાં સજીવન રાખીને પોતાના જીવનમાં એમના ઉપદેશને જેટલી સહેલાઇથી ઉતારી શકે છે, તેટલી સહેલાઇથી એમની વિદ્વત્તા, શાસ્ત્રપ્રમાણો

અને તાર્કિક સમાધાનોવડે ઉતારી શકતા નથી. આવું અદ્ભુત વ્યક્તિગૌરવ એમણે અદ્ભુત સંયમ, આચારવિચારમાં એકતા અને સંન્યાસની પરમ ભાવના માટે યોજેલા નિયમોના યથાવિધિ પરિપાલનમાંથી પ્રાપ્ત કર્યું હતું. એકાન્ત એમને પરમપ્રિય વસ્તુ હતી. બાહ્ય જગતનો બાધ કરી, મુંડકઉપનિષદ્‌ના "એકમાત્ર આત્માનેજ ઓળખ; અન્ય વાતોને છોડી દે; આત્માજ અમૃતનો પૂલ છે" એ વેદવાકયનો સ્વજીવનમાં એમણે સાક્ષાત્કાર કર્યો હતો. એ એમણે સંન્યાસને માટે પોતાની નોંધપોથીમાં યોજી રાખેલા નીચેના નિયમોમાંથી આપણને પ્રાપ્ત થાય છે. વ્યકિતગત સંબંધો, સાંસારિક વ્યવહારો અને ગુરુશિષ્ય કે ઉપાસકના શુદ્ધ દ્વૈતભાવને પણ નિર્મૂળ કરવા માટે આ કઠિન નિયમો એમણે લખી રાખ્યા હતા.

## [1]સંન્યાસીને માટે નિયમો

" [2]પ્રેમ એ શું છે એ ઠીક અજમાવી જોવા જેવો પ્રયોગ છે; પરન્તુ "સમસ્તજીવનમાં માત્ર એકજવાર–નિત્યને માટે નહિ–એને એકજવાર જોઇ- "ને પછી છોડી દેજે. એ તો આપત્તિ છે, વ્યાધિ છે, એક જાતનો સતત "જ્વર છે. જે મૂર્ખાઓએ એનો અનુભવ ન કર્યો હોય, તેવાઓની એની પ્રશં- "સા સાંભળીને દોરવાઇ ન જઇશ. એકવાર પ્રેમનો પ્રયોગ કરીને, એની "વેદનામાં સહન કર્યા પછી, એ સંબંધી કશુંએ વાંચીશ નહિ; એ વિષયી "વાચનનો સમૂળો ત્યાગ કરજે. જેવી રીતે નિશાળનાં અભ્યાસપુસ્તકો તેં "ફેંકી દીધાંછે તેવીજ રીતે એ સંબંધેજે કાંઇલખાયું હોયતેનેતુચ્છકારીકહાડજે.

"જીવનના પ્રશ્નનું પ્રેમ એ કાંઇ સમાધાન નથી. હે વિશ્વના ઉદ્ધારક! "તારા દુઃખમાંથી જે દુઃખે ( અજ્ઞાનને લીધે ) જગત દુઃખી થાય છે, એવા "જગતના ભાવી દુઃખનો અંત આવવો જોઇએ. દુઃખ નિવારણનું સાધન તું "એટલા માટે શોધે છે કે જેથી બીજાઓને દુઃખી ન થવું પડે. તેં (દુઃખનિવા- "રણની ) જે શોધ કરી છે એનો બીજાને ફાળો ( લાભ ) આપવાનો એજ "સાચો માર્ગ છે.

× × × × × ×

૧ કદિપણ પ્રેમનાં પુસ્તકો વાંચીશ નહિ; નવલકથા તો કદી પણ નહિ.
૨ કોઈ પણ વ્યકિતને તારા ગાઢ પરિચયમાં આવવા દઇશ નહિ.

---

૧ નોંધપોથી નં. ૩; અંગ્રેજી ગ્રંથ ૪
૨ અનાત્મવિષયોપ્રત્યેના પ્રેમને ઉદ્દેશીને આ ઉલ્લેખ જણાય છે.

૩ તારા પોતાનાપરજ અવલંબન રાખજે. ચાલણગાડીનો બાહ્ય આધાર જોઇએ એવો તું હવે બાલક નથી. ચાલતો હોય ત્યારે તું એકલો છું એમ શામાટે તને લાગે છે ? એકલો પડે ત્યારે તારી બધી મનોવૃત્તિને અંતર્મુખ કરતો રહેજે.

૪ સુખ (ઘડ) અને દુઃખ (ભાંગ) વડેજ મનુષ્ય (કુંભાર) પોતાનું ચારિત્ર્ય ઘડે છે. ( કુંભાર ટપલાથી અંદર અને બહાર ટીપીનેજ વાસણ બનાવે છે. )

૫ ઇષ્ટ વસ્તુઓમાં તો માત્ર એક અંતર્યામી આત્માજ ઇચ્છવાજોગ વસ્તુ છે. સર્વ કોઇને શોભા અને સાંદર્ય તુંજ ધીરે છે !

૬ માત્ર વ્યાખ્યાન વખતેજ લોકોને મળજે. જો બીજે કોઈ પણ પ્રસંગે મળવાનું થાય તો એ મુલાકાત ઉપલકજ હોવી જોઇએ. કોઇ પણ એકલા માણસને મળીશ નહિ. તારી સમક્ષ વ્યકિતવિષયક વાતો થવા દઇશ નહિ. ગપ્પાં કે સમાચારપત્રો તો નહિજ. નકામા સોબતીઓ રાખીશ નહિ.

૭ મૂર્ખાઓજ કોઇ ખાસ સૌંદર્યમાં મોહી પડે છે. (એવા) રસિકોની રસવૃત્તિ તો બાલિસ અને નાદાન છે. એ બધી માયાજાલ છે. જ્ઞાનીને તો પ્રત્યેક વસ્તુ સૌંદર્યવાન દેખાય છે. સમધી (સમબુદ્ધિ) એટલેજ સમાધિ.

૮ સૌંદર્યજ કોઇ ખાસ બળ ( આકર્ષણશકિત ) હોય તો જે દૈવી નિયમ (બે પ્રેમી વ્યકિતઓનો ) વિયોગ કરાવે છે, ભેદભાવ પાડે છે અને મોહને નિર્મૂળ કરે છે તે એના કરતાં ઉચ્ચ બળ નથી ?

૯ લોકો આંધળા બનીને દોડયા જાય છે અને દોડતાં દોડતાં (અજ્ઞાનની નામરૂપી)ભીંતો સાથે અફળાઇને પોતાનાં માથાં ફોડે છે. (બુદ્ધિ ગુમાવે છે.)

૧૦ આધ્યાત્મિક નિયમોનું વિરોધી અને અસ્વાભાવિક હોય તેવા કશાને માટે તારા મિત્રોને આગ્રહ કરીશ નહિ.

૧૧ મનને હમેશાં ઉદ્યોગી અને કર્તવ્યપરાયણ રાખજે. એને જરાયે નવરૂં પડવા દઈશ નહિ. મોહમાયાના ત્રિવિધ તાપથી બચવાનો આજ સર્વોત્તમ ઉપાય છે.

૧૨ ( દૂષિત અને પાર્થિવ ) પ્રેમનું કારણ (૧) પૂરેપૂરી પાચનશકિતનો અભાવ (૨) ચિત્તનો પ્રમાદ, નિષ્ક્રિયતા અને (૩) ઇન્દ્રિયોનો વિષયો સાથેનો સંગ છે.

૧૩ ઇશ્વર બધાને ચાહે છે. ( માટે તું બધાને સમાન રીતે ચહાજે. )

૧૪ પાણીના નળને આપણે વિનવીએ અથવા આજીજી કરીએ તો શું એ પાણી આપશે ખરો કે ? નહિ. એને માટે તો આપણે એની ટોટી ફેરવવી જોઇશે.

૧૫ જ્યારે હું સમુદ્રતટના કોઈ પણ એક ભાગને સ્પર્શ કરૂં છું, ત્યારે શું હું સમસ્ત સમુદ્રને સ્પર્શ નથી કરતો ? તમારો ચરણસ્પર્શ કરૂં એટલે મેં તમારા આખા શરીરનો સ્પર્શ કર્યો એમ ન કહેવાય ? તમારાં દર્શન કરવાથી હું એવીજ રીતે ઇશ્વરનાં દર્શન કરૂં છું.

૧૬ જગત મિથ્યા છે, બ્રહ્મ સત્ય છે, સર્વસ્વ હુંજ છું; (सर्वं खल्विदं ब्रह्म) સમસ્ત વિશ્વ મારાં બાળગોપાળ છે. નકટામા નકટા મને સૌથી વિશેષ વહાલા છે.

૧૭ નાની નાની જીવસૃષ્ટિનો ત્યાગ કરજે. પ્રત્યેક ગૃહ એક એક સંસારછે.

૧૮ એ નાના નાના ગૃહસંસારને દૂર કર, સમગ્ર વિશ્વને તારો આશ્રમ બનાવ અને બધાં વિશ્વનિવાસીઓને તારાં આત્મીય માનજે. ”

સંન્યાસાશ્રમમાં પાલન કરવાના આવા નિયમો એમણે ઘડી રાખ્યા હતા અને તદનુસાર યથાર્થ અનુભવ કર્યા પછીજ એમણે એ આશ્રમનો સ્વીકાર કર્યો હતો. જીવભાવનો એમણે સંપૂર્ણ ઉચ્છેદ કરીને, પાર્થિવ પ્રેમભાવનો સમૂળો નાશ કરીને, આત્મવિકાસની પરાકાષ્ઠારૂપે સમસ્ત વિશ્વને પોતાનું વિહારક્ષેત્ર અને પ્રાણીમાત્રને પોતાનાં આત્મસ્વરૂપ અનુભવીને, તેઓ બહાર પડયા હતા. વ્યકિતગત સંબંધની પરાધીનતાના તો તે એટલા બધા વિરોધી હતા કે સ્વામી નારાયણતીર્થ, સ્વામી રામાનંદ, સ્વામી ગોવિંદાનંદ વિગેરે પોતાના શિષ્યોને પણ પોતાની સાથે નહોતા રાખતા. હિમાલયના પ્રદેશોમાં પણ આ શિષ્યોને પોતાનાથી દૂર, એકાદ બે માઇલના અંતરે રહેવાની આજ્ઞા કરતા અને એવી રીતે એમને પણ સ્વતંત્ર, સ્વાવલંબી અને સ્વાશ્રયી થવાનો ઉપદેશ અને વ્યાવહારિક પાઠ શીખવતા. સ્વામી અખંડાનંદજીએ એ વિષયમાં કોઇને રામ સાથે નહોતા રાખતા એવો જે ઉલ્લેખ કર્યો છે તે તદ્દન વાજબી છે; કારણ કે એમનો એ નિયમ હિમાલયના નિવાસમાં પણ યથાર્થ પરિપાલિત થતો હતો.

મથુરાથી લખનૌ, આગ્રા થઇને ફૈજાબાદ જવાનું નિમંત્રણ સ્વીકારી ઇ૦ સ૦ ૧૯૦૨ના પ્રારંભમાં તેઓ ફૈજાબાદ ગયા.

બાબુ સુરજનલાલ તથા તેમના મિત્રોના હૃદયમાં પણ એવાંજ ભાવભ-

કિત હતાં. તેમની પોતાની પાસે સ્વામીજી જેવાને ઉતારવા જેવું સ્થાન નહિ હોવાથી તેમણે લાલા બળદેવપ્રસાદ પાસે મકાનની માગણી કરી અને એ ધનિક, વિદ્વાન અને ઉદાર વકીલે બહુ પ્રસન્નતાપૂર્વક એ કાર્ય ઉપાડી લેવાનું સ્વીકાર્યું. આમ નિવાસની ચિંતામાંથી તેઓ મુકત થયા; અને નિયત મિતિએ રામ બાદશાહ, બ્રહ્મચારી નારાયણની સાથે ફૈઝાબાદ પધાર્યા. જે પ્રતિભાસંપન્ન વ્યકિતના ઓજસ્થી મથુરાનો શ્રોતૃસમાજ અંજાઇ ગયો હતો, જેના ઉપદેશમંત્રથી આગ્રા અને લખનૌના સત્સંગીઓ મુગ્ધ થઈ ગયા હતા અને જેના આત્મરવિના પ્રકાશવડે આગ્રાના ન્યાયાધીશ લાલા બૈજનાથ બી. એ, લખનૌના પ્રસિદ્ધ દેશસેવક ઓન૦બાબુ ગંગાપ્રસાદ વર્મા અને પ્રયાગવાસી દેશરત્ન ઓન૦ પંડિત મદનમોહન માલવીયાનાં હૃદય આકૃષ્ટ થયાં હતાં,તે રામ બાદશાહના વ્યકિતત્વની ફૈઝાબાદના લોકસમાજ ઉપર પણ બહુ અદ્ભુત અસર થઇ. લાલા બળદેવપ્રસાદ તો એમના પરમ ભકત તથા સેવક બની ગયા. બાબુ સુરજનલાલ કહે છે કે:–" અમે બધા સભાસદો વારાફરતી દિનરાત રામની સેવામાં હાજર રહેતા, પણ અમારી ખોટ ત્યાં પડતીજ નહોતી. લાલા બળદેવપ્રસાદ જેવા વયોવૃદ્ધ વકીલ પણ રામની સેવામાં એવા તો કર્તવ્યપરાયણ રહેતા હતા, કે અમારા જેવા યુવાનોને પણ લજ્જા આવે. અમે તો એમની પાસે બાળક જેવા,મર્યાદાથી વર્તનારા;નગરના એ અગ્રગણ્ય પુરુષો પાસે અમારી બોલવાની પણ હિંમત ન ચાલે; છતાં રામ શાહનશાહે સમતાનું એવું અદ્ભુત વાતાવરણ ફેલાવી મૂકયું, કે નાના મોટાનો ભેદજ ત્યાં ન રહેવા પામ્યો. અમે તો એમના પ્રિય શિષ્યો જેવા થઈ પડયા; પ્રતિષ્ઠિત લોકસમાજની સમક્ષ પણ અમારા પ્રતિ એમની જે પ્રેમદૃષ્ટિ અને સમાન ભાવ દેખાતાં, એથી અગ્રગણ્ય નાગરિકોનો પણ અમારાપ્રતિ સદ્ભાવ વધી ગયો."

"એમના સત્સંગને માટે વકીલો, અમલદારો, શિક્ષકો જેવા અંગ્રેજી ભણેલાઓ અને અન્ય વિદ્વાનો તથા શાસ્ત્રી પંડિતોની સભા જામી રહેતી. એમનાં વ્યાખ્યાન થયાં,એમાં તો એમના વ્યકિતત્વના પ્રભાવનું પૂછવુંજ શું? એમની સરળતા, પ્રત્યેક સત્સંગીની કાળજીપૂર્વક સંભાળ લેવાની પદ્ધતિ, અને સર્વનાં ચિત્તની શંકાઓનું સમાધાન કરવાની દયાળુતા,એ અદ્ભુત હતાં. લાલા બળદેવપ્રસાદને ત્યાં એમનો ઉતારો રાખવામાં આવ્યો અને પછી અમારી સભાના સ્થાનમાં તેમને લઇ જઇ ત્યાં થોડાં મેવામિઠાઈ ભેટ કરી

પ્રસાદ લેવાની અમને ઇચ્છા થઇ; એટલે અમારી વિનતિનો સ્વીકાર કરી રામે અમારી સભાકુટિર પાવન કરી. અમે અમારી શકિતની ઉપરાંત, પણ અમારી શ્રદ્ધાભકિત કરતાં તો કેટલુંએ ન્યૂન ગણાય તેવું સન્માન કરવાની ઇચ્છાથી, દ્રાક્ષ વિગેરે લીલા મેવાનો થાળ એમની સમક્ષ મૂકયો ! વાચક ! હવે કરી લેજે એ ઉદારાત્માની દીર્ઘદૃષ્ટિ અને દયાળુતાનો આવે પ્રસંગે પરિચય ! ૪૦–૪૫ કે તેથી પણ થોડા પગારની નોકરી કરી, કુટુંબનિર્વાહ કરતા યુવાન જિજ્ઞાસુઓએ એમના ઉપભોગને માટે ફળફૂલાદિનો થાળ ધર્યો,એટલે રામનાં કરુણાપૂર્ણ નેત્રમાંથી એક બે અશ્રુ સરી પડયાં ! અને એ શામાટે ? એનો ઉત્તર તો અવધૂતના સંન્યાસમંત્રમાંજ ભરેલો છે ! એ વિરક્તનાં જ્ઞાનવૈરાગ્યમાંજ એનું સમાધાન છે ! એ કરુણાવતાર મહાત્માની દીન દયાળુતામાંથીજ એ અશ્રુનો આવિર્ભાવ છે ! રામ બોલે છે કે, ‘ સુરજનલાલ ! આ ખર્ચ શામાટે ? શું રામ તમારાં ફળફૂલાદિનો ભૂખ્યો છે ? શું રામને આવા સત્કારની જરૂર છે? તમને ખબર છે કે ભારતવર્ષમાં અત્યારે કેટલાં મનુષ્યોને રોટલીનો સૂકો ટુકડો પણ નહિ મળતો હોય ? શું રામ આવા વિલાસનો અભ્યાસી છે ? આ શું કર્યું તમે ? ’ ”

બાબુ સુરજનલાલ તથા તેમના મિત્રોને આવાં કરુણાપૂર્ણ વચનોનો શું ઉત્તર આપવો એજ સૂઝયું નહિ અને હવે શું કરવું એનો પણ માર્ગ ન સુઝયો. થોડીવારે વળી રામ બોલ્યા કે:—

“ તમારી શ્રદ્ધાભકિતના ચિન્હરૂપે રામ એનો સ્વીકાર કરે છે, પણ ખબરદાર ! હવેથી આવો કોઇ પણ જાતનો ખર્ચ રામની આજ્ઞાવિના કરશો નહિ ” એમ કહી એમાંથી દ્રાક્ષના બેચાર દાણાનો પોતે સ્વીકાર કરી, એ પ્રસાદ ઉપસ્થિત ભકતોને વહેંચી આપ્યો.જિજ્ઞાસુઓ કૃતાર્થ થયા, પણ તેની સાથે એમના અંતઃકરણમાં ત્યાગવૈરાગ્યની પ્રતિભા સ્થાયીરૂપે અંકિત થઇ ગઈ. રામ બાદશાહની શાહનશાહતમાં કોઈ પણ જાતના સ્થૂલ ભોગવૈભવને સ્થાનજ નથી. એમનું એ બધાને સચોટ જ્ઞાન થયું અને સંન્યાસભાવનામાં કોઈ પણ જાતના બાહ્યસત્કારની કિંમત ન હોઇ, કેવળ અંતરની શુદ્ધ નિષ્ઠા અને સહૃદય ભકિતનીજ આવશ્યકતા છે, એની સૌને ખાત્રી થઈ. એમનાં ત્યાં બે ત્રણ વ્યાખ્યાનો થયાં. એનો પ્રભાવ પણ બહુ અદ્‌ભુત પડયો હતો. દ્વૈતાદ્વૈતના સિદ્ધાંતોની શુષ્ક ચર્ચાઓ, વૈરાગ્યની નીરસ કલ્પનાઓ, ત્યાગની અંધ માન્યતાઓ, તેમજ મતમતાંતર તથા સાંપ્રદાયિક વાડાઓની સંકુચિતતાભ-

રી દૃષ્ટિથી ચર્ચા કરવા આવનારાઓની એ બધી કલુષિતતા એમના વ્યક્તિ-પ્રભાવથી ધોવાઇ જતી અને અંતઃકરણમાં પ્રેમ અને ઉદારતાનાં આંદોલનો ઉત્પન્ન થતાં. પોતાનાં વ્યાખ્યાન, ઉપદેશ અને સત્સંગમાં "વેદાન્ત" શબ્દનો તેઓ ઉપયોગ કરતા, છતાં વેદાન્તના પારિભાષિક અર્થનો વિચાર કરીએ તો એમનું વેદાન્ત એકદેશીય નહોતું. કોઈ પણ વિશિષ્ટ મતનું નામ વેદાન્ત છે, એવું એ સમજ્યાજ નહોતા. ભક્તિના તરંગોમાંથી વિકાસ પામેલી ઉદારતાને પરિણામે અભેદ પ્રેમનો તેમણે સાક્ષાત્કાર કર્યો હતો.ફારસી ને ઉર્દૂ ભાષાના શાયરોની મસ્તીભરી વાણીમાંથી, ફારસીના શરાબનો તેઓ 'પ્રેમનો ઉન્માદ' એવો અર્થ કરતા અને એ શરાબની મસ્તી એમની રગેરગમાં વ્યાપી હતી. ચૈતન્યનો પ્રેમ એમના રોમેરોમમાં ઉછળતો હતો. એકજ તત્ત્વ પ્રત્યેક પ્રાણીપદાર્થરૂપે દૃષ્ટિગોચર થાય છે, એક બ્રહ્મતત્ત્વ સિવાય બીજા કશાનું એ અસ્તિત્વજ નથી અને એકજ બ્રહ્મસાગરનાં બધાં નામરૂપ માત્ર ભિન્ન ભિન્ન તરંગો છે, એવા વિજ્ઞાનમાં તેઓ હમેશાં ભાવગ્રસ્ત રહેતા. એમના સહવાસમાં આવનારા સજ્જનોના મનની સંકુચિતતા દૂર થઈ જતી. ફૈજાબાદમાં એક વ્યાખ્યાનને પ્રસંગે એવો અદ્ભુત પ્રસંગ ઉપસ્થિત થયો હતો. પોતાની નિત્યની ઉન્મત્ત અવસ્થામાં વ્યાખ્યાન આપ્યા પછી,ફૈજાબાદના એક મૌલવી મહમ્મદ મુર્તજા અલીખાં સાહેબ એમની સાથે કાંઈ શાસ્ત્રાર્થ કરવા ઉભા થયા, એટલે તેમને પોતાના સ્થાનપર બોલાવ્યા. સભામાં ઉપસ્થિત થયેલો શ્રોતાગણ એમની ઉપદેશસુધાથી એટલો બધો તૃપ્ત થઇ ગયો હતો, કે લોકોને એ મૌલવી સાહેબનું વર્તન અનુચિત લાગ્યું અને ઘણાઓને પોતાના સંકુચિત ભાવ પ્રમાણે મૌલવીપ્રતિ દ્વેષબુદ્ધિ પણ આવી; છતાં રામે એ બધાને શાંત કરી, પોતાના સહજ સ્વભાવ પ્રમાણે મૌલવીજીને અવકાશને સમયે પોતાના ઉતારે આવી મનમાની ચર્ચા કરવાની સલાહ આપી, અન્ય શ્રોતાવર્ગને શાંત કર્યો.

બીજે દિવસે પ્રાતઃકાળે મૌલવીજી આવેશભર્યા ચિત્તથી રામની સમક્ષ શાસ્ત્રાર્થ કરવા ઉપસ્થિત થયા. રામબાદશાહ બેત્રણ જિજ્ઞાસુઓની સાથે બેઠા હતા; આનંદ અને પ્રેમની સાક્ષાત્ પ્રતિમા જેવા રામને એમના આગમનની ખબર આપી,એટલે મૌલવીજીને સહર્ષ અંદર આવવાની આજ્ઞા આપી. મૌલવીજી ધીરે ધીરે આવી સમક્ષ ઉપસ્થિત થયા અને હજુ બેસીને જ્યાં કાંઈ પણ બોલવા તૈયાર થાય છે એટલામાં તો રામે "અહો મારા

પ્યારા! પધારો મારા વહાલા!" જેવાં મિષ્ટ, મધુર પ્રેમવચનોથી મૌલવીજીના હૃદયમાં અમૃત રેડયું. "ભગવન્! પ્રભો! નારાયણ! પ્યારે!" નાં પ્રેમસંબોધનથીજ મૌલવીજીનું હૃદય ભરપૂર થઇ ગયું; અને શંકા, ચર્ચા, શાસ્ત્રનાં પ્રમાણો કે દ્વૈત તથા અદ્વૈતના પ્રશ્નો તો નીકળેજ શાના? રામની સમક્ષ મૌલવીજી બેઠા હતા. રામે મૌલવીજીના બે હાથ પકડી ડોલવા માંડયું અને એવી તો પ્રેમવાણીથી નીચેનું ભજન ગાયું કે મૌલવીજી જાણે સમાધિસ્થ થઇ ગયા. પ્રેમનાં આંદોલનમાં જેમ જેમ રામ ડોલવા માંડયા, તેમ તેમ મૌલવીજીનાં નેત્રોમાંથી આનંદ અને પ્રેમાશ્રુની ધારા વહેવા માંડી. ભેદભાવ એમાં ધોવાઇને વહેવા માંડયો, હૃદય ગળી ગયું. વાચક! આવો આપણે પણ એ ભજન વાંચીએ:-

## જ્ઞાનીની દૃષ્ટિ

જો [૧]ખુદા કો દેખના હો, તો મૈં દેખતા હૂં તુમકો;
મૈં તો દેખતા હૂં તુમ કો, જો ખુદા કો દેખના હો. (ટેક)
યહ [૨]હુજાબે-સાજો સામાં, યહ [૩]નકાબે-યાસો-હિરમાં;
યહ [૪]ગલાફે-નંગો-નામૂસ, વહ [૫]દમાગો-દિલકા [૬]ફાનુસ;
વહ [૭]મનો-શુમા કા પર્દા, વહ [૮]લબાસે-ચુસ્ત [૯]કર્દા;
વહ [૧૦]હયા કી [૧૧]સબ્જ [૧૨]કાઇ, વહ [૧૩]ફના [૧૪]સિયાહ [૧૫]રજાઇ
યહ [૧૬]લિફાફા [૧૭]જામા-ખુર્કા, યહ ઉતાર [૧૮]સિતર તુમકો;
જો [૧૯]બરહના કરકે [૨૦]ઝાંકા, તો તુમહી [૨૧]સફા ખુદા હો-જો૦ ૧
એ [૨૨]નસીમે શૌક! જા કે, વહ ઉડા દે [૨૩]જુલ્ફ [૨૪]રુખસે;
એ [૨૫]સબા-એ-ઇલ્મ! જાકર, દે [૨૬]હટા વહ [૨૭]ખ્વાબે-ચાદર;

૧ ઇશ્વર ૨ નામરૂપના પદાર્થોની સામગ્રીનો પર્દો ૩ આશાનિરાશાનું આવરણ ૪ માનમર્યાદા અને અપમાનનાં ઢાંકણુ ૫ હૃદય અને બુદ્ધિનું ૬ ફાનસ ૭ હું તું-નો પર્દો ૮ પ્રમાદ કરાવે એવો વેશ ૯ મેલ ૧૦ લજ્જા ૧૧ લીલા રંગવાળી ૧૨ લીલ ૧૩ મિથ્યા ૧૪ કાળી ૧૫ રજાઇ ૧૬ ઢાંકણુ ૧૭ નામરૂપી વસ્ત્ર અને ઓઝલ ૧૮ ટુકડે ટુકડા ૧૯ ફેંકીને ૨૦ જોયું ૨૧ શુદ્ધ ૨૨ જિજ્ઞાસાનો વાયુ ૨૩ વાળ, આચ્છાદન ૨૪ ચહેરા ઉપરથી, શુદ્ધ સ્વરૂપમાંથી ૨૫ વિજ્ઞાનનો પ્રાતઃકાળનો સમીરણ ૨૬ ઉડાવી દે ૨૭ સ્વપ્નમય સંસાર.

અરે [૧]બાદે તુન્દમસ્તી ! દે મિટા [૨]અબરકી [૩]હસ્તી;
એ [૪]નજર કે [૫]જ્ઞાનગોલે, યહ [૬]ફસીલ ઝટ ગિરા દે;
કિ હો[૭]જહલ ભસ્મ [૮]ઈક દમ, જલે વ્હેમ હો યહ[૯]આલમ;
જાઓ ચાર [૧૦]સૂ [૧૧]તરન્નમ, કિ હૈ હમ ખુદા, ખુદા હમ-જો૦ ૨
ન યહ [૧૨]તેગ મેં હૈ તાકત, ન હય તોપ મેં [૧૩]લિયાકત;
ન હૈ [૧૪]બર્ક મેં યહ [૧૫]યારા, ન હૈ જહર હી કા [૧૬]ચારા;
ન યહ [૧૭]કારે [૧૮]તુન્દ તુફાન, ન હૈ જોર [૧૯]શેરે ગરાન્;
કોઇ[૨૦]જજવહ હૈ ન[૨૧]શહવત, કોઈ[૨૨]તાના ને [૨૩]શરારત;
જો તુઝે હિલાને આયેં.............................................;
જો તુઝે હિલાને આયેં, તો હો રાખ ભસ્મ હો જાયેં;
વહ [૨૪]ખુદાઇ દીદે ખોલો, કિ હોં દૂર સબ બલાયેં-જો૦ ૩
વહ પહાડી [૨૫]નાલે ચમચમ, વહ [૨૬]બહારી અબર છમછમ;
વહ ચમકતે ચાંદ તારે, હૈં તેરે હી રૂપ પ્યારે;
દિલે [૨૭]અન્દલીબ મે[૨૮]ખૂં, [૨૯]રૂખે-ગુલકા [૩૦]રંગે-ગુલગૂં;
વહ [૩૧]શફક કે [૩૨]સુર્ખ ઇશવે, હૈં તેરે હી લાલ પડે;
હૈ તુમારા ધામ તો 'રામ', જરા ઘરકો મુહ તો મોડો;
કિ રહીમ 'રામ' હો તુમ, તુમહી તો ખુદ ખુદા હો-જો૦ ૪

અર્થ:-જો ઇશ્વરનાં દર્શન કરવાં હોય તો, હું તો તમનેજ ઇશ્વરસ્વરૂપે જોઉં છું.હા, હું તો તમનેજ પરમાત્મા જોઉં છું, જો તમારે ઇશ્વર જોવો હોય (તો તમે પણ સર્વત્ર બ્રહ્મદૃષ્ટિ કરો.) ટેક

(મેં એને માટે શું કર્યું છે તે હું તમને કહું છું. ) આ નામરૂપના પદાર્થોની સમસ્ત સામગ્રીરૂપી આવરણ, આશાનિરાશાનાં બંધન, માનમર્યાદા અને યશઅપયશનાં ઢાંકણ, બુદ્ધિ(તર્ક) અને હૃદય (શંકા) નાં ફાનસ, (સાક્ષી તથા પ્રમાણો) હું-તું અને મારા-તારાનો પડદો, પ્રમાદ અને આળસની

૧ નિજાનંદની ઘટા ૨ વાદળાં ૩ અસ્તિત્વ ૪ દૃષ્ટિ ૫ જ્ઞાનના ગોળા ૬ ઝગડા ૭ અજ્ઞાન ૮ એકદમ ૯ સંસાર ૧૦ તરફ ૧૧ ફરફર, ધીમી વૃષ્ટિ ૧૨ તલવારમાં ૧૩ લાયકાત ૧૪ વિજળી ૧૫ શક્તિ ૧૬ અસર ૧૭ કામ ૧૮ ઘટા ૧૯ ભયાનક સિંહ ૨૦ ચિત્તનો આવેશ ૨૧ વિષયવાસના ૨૨ મેણું ૨૩ પ્રશંસા ૨૪ ઇશ્વરીય, દૈવી દૃષ્ટિ ૨૫ ઝરણાં ૨૬ વાદળાંનો બહાર ૨૭ બુલબુલનું હૃદય ૨૮ અવાજ ૨૯ પુષ્પનું સૌન્દર્ય ૩૦ ગુલાબી ફુલનો રંગ ૩૧ સંધ્યાની ૩૨ લાલીભર્યાં નખરાં.

મલિનતા, લજ્જાની લીલા રંગની લીલ, અજ્ઞાનરૂપી મિથ્યાભાસની રજાઇ, ઓઝલ પડદામાં ઢંકાઈ રહેવારૂપી આવરણ, એ બધાને ટુકડે ટુકડા કરીને ઉતારી નાખ્યાં અને એને દૂર કરીને પછી જોયું, તો સ્પષ્ટ માલૂમ પડયું કે તમેજ સાક્ષાત્ પરમાત્મા છે. (૧) હે જિજ્ઞાસાના શુદ્ધ વાયુ ! જઇને તું એ પ્રતિમાના ચહેરા 'સ્વરૂપ' ઉપરથી (નામરૂપનાં) ઝુલફાં ઉતારી નાખ; હે વિજ્ઞાનના સમીરણુ ! જઇને સ્વપ્નની ચાદર ઉઘાડી નાખ; હે નિજાનંદની ઘટા ! અજ્ઞાનનાં વાદળાંના અસ્તિત્વને ઉડાવી દે; હે દિવ્ય દૃષ્ટિના જ્ઞાનગોળા ! આ ઝગડાને ઝટ તોડી પાડ કે જેથી એ અજ્ઞાન એકદમ ભસ્મ થઇ જાય; આ સંસારની સત્યતાનો ભ્રમ બળી જાય. જા, ચારે તરફ જ્ઞાનની ઝરમર ઝરમર વૃષ્ટિ કર કે "હુંજ ઇશ્વર છું" "હુંજ બ્રહ્મ છું" "अहं ब्रह्मास्मि" (૨) તલવારમાં કોઈ પણ જાતની શકિત નથી, તોપમાં એવી કશી લાયકાત નથી, વીજળીમાં એવું કશુંએ બળ નથી, વિષમાં એવી અસર નથી, ભયંકર તોફાનનું એ કામ નથી, ગર્જના કરનારા સિંહોમાં એવું બળ નથી, ચિત્તમાં નથી એવો આવેશ કે નથી કોઇ પણ જાતની વિષયવાસના; નથી કોઇ એવાં મેણાં કે નથી પ્રશંસા કે તને એમાંથી હલાવી શકે, એ કેન્દ્રમાંથી ચ્યુત કરી શકે. તને જો એમાંથી કોઇ પતિત કરવા આવે, તો એ બધાં ભસ્મ થઇ જશે. તું એવી બ્રહ્મદૃષ્ટિ ઉઘાડ, જ્ઞાનચક્ષુ ખોલ કે જેથી એ બધી ઉપાધિ (આફત કે બલા) દૂર થઇ જાય. (૩) પર્વતોનાં છમછમ વહેતાં એ ઝરણાં, વાદળાંની ઘટામાંથી ઝરમર ઝરમર ઝરતી વૃષ્ટિ, આકાશમાં ઝગમગતા ચંદ્ર અને તારાઓ, એ બધાં, હે વહાલા ! તારાંજ આત્મસ્વરૂપ છે. બુલબુલ પક્ષીના હૃદયમાંથી નીકળતો સૂર, પુષ્પના સૌંદર્યમાં દેખાતી ગુલાબી–પુષ્પની લાલી, સાયંપ્રાતઃકાલના સંધ્યાના રંગો એ બધાં તારાંજ નાચનખરાં છે. તમારૂં ધામ તો 'રામ' છે; એ મૂલસ્વરૂપ (નિવાસ)પ્રતિ જરા દૃષ્ટિ ફેરવી તો જુઓ, એટલે જણાશે કે 'રહિમ' અને 'રામ' તમેજ છો, તમેજ પોતે પરમાત્મા છો. (૪)

ૐ ! ૐ ! ! ૐ ! ! !

# પ્રકરણ ૧૪ મું-પાછા હિમાલયમાં

"હું રામ બાદશાહ છું; તમારૂં હૃદય મારૂં સિંહાસન છે;[1]વેદોદ્વારા તેમજ [2]કુરુક્ષેત્ર, "[3]જેરૂસેલમમાં અને[4]મક્કાના સ્થાનોમાં મેં જ્યારે ઉપદેશ કર્યો, ત્યારે લોકોએ તેનો "ઉંધો અર્થ કર્યો. હવે હું ફરીથી મુખ ઉઘાડું છું. હું અને મારો શબ્દ એજ તમે "અને તમારો શબ્દ ! **तत्वमसि** જે જે કાંઇ તને દેખાય છે, તે તું છે.

"તમારામાંના કેટલાક ભવાં ચઢાવે છે, કેટલાક ગરુડની ચાંચની પેઠે મોં મરડે છે, "ગમે તેમ કરો;પરંતુ ઇશ્વરેચ્છાનો અમલ થશેજ, કોઇ તેને અટકાવી શકે તેમ નથી. કોઇ "પણ રાજા,દેવ, દાનવ તેના માર્ગમાં વિઘ્ન નાખી શકે તેમ નથી. સત્યની ગતિ અનિવા-"ર્ય છે.નિરાશ થશો નહિ; મારૂં મસ્તક તમારૂં છે ગમે તો તેને કાપી નાખો, તેની જ-"ગ્યાએ બીજાં હજારો ઉત્પન્ન થશે...............સત્યને પ્રાચીન કે અર્વાચીન એવો "ભેદ નહિ હોતાં એ હમેશાં નવીનજ છે. તમને સાક્ષાત્કાર થયો એટલે તમારી ઇદ "આવી સમજવી. જ્યારે તમને આત્મજ્ઞાન થાય છે, સત્યસ્વરૂપ ઇશ્વરનું જ્ઞાન થાયછે, "ત્યારે અજ્ઞાનને લીધે ભિન્ન જણાતા મોટા વીરો અથવા મહાન પુરુષો અને સાધુસંતો "તમારામાં મળી જાય છે. તેઓ તે તમે અને તમે તે તેઓ એવું બની રહે છે. કેવું "અહો ભાગ્ય !"+

સ્વામી રામતીર્થ

ઉપરોકત અભેદભાવથી આંતર્બાહ્ય રંગાયેલા રામ બાદશાહના મસ્તી ભર્યા પ્રેમસંગીતથી મૌલવીજી એવા તો મસ્ત બની ગયા કે એમની શાસ્ત્રાર્થ કરવાની વૃત્તિ તો પ્રેમમદિરામાં ગળી ગઇ. રામબાદશાહભજન ગાતા ગાતાડોલતા હતા. " મૈં તો દેખતા હૂં તુમકો-જો ખુદા કો દેખના હો " એ વાકયને વારં-વાર ગાતા ગાતા, નેત્રોમાંથી પ્રેમનાં અશ્રુઓ વહેવરાવતા, હૃદયમાંથી અભેદનો આવેશ રેડતા, રામ મૌલવીજીને ભેટતા ભેટતા રાગદ્વેષથી પર, મતમતાંતર-ની મર્યાદાથી મુક્ત, પ્રમાણો અને તર્કવિતર્કની નીરસ દૃષ્ટિથી સ્વતંત્ર બની પ્રેમામૃતની વૃષ્ટિ કરતા હતા. મૌલવીજીની સ્થિતિ તદ્દન બદલાઇ ગઇ; અને ભજન પૂરૂં થયા પછી ઘણો વખત શાંત, પ્રેમમગ્ન અવસ્થામાં તેઓ બેસી રહ્યા. બાબુ સુરજનલાલ કહે છે, કે એ સમયથી મૌલવીજીમાં મહાન પરિવર્તન થઇ ગયું. પ્રથમના મૌલવીજ ત્યારપછી રહ્યા નહિ; એમની સમસ્ત દિનચર્યા

---

૧પ્રાચીન ઋષિઓએ આપેલો સનાતન ઉપનિષદ્ધર્મ. ૨ ભગવાન શ્રીકૃષ્ણે આપેલો ઉપનિષદ્ના સારરૂપ ભગવદ્ગીતામાં પ્રતિપાદિત કરેલો ધર્મ. ૩ ઇસુ ખ્રિસ્તદ્વારા ઉપદેશાયેલો ધર્મ. ૪ હઝરત મહંમદદ્વારા ઉતરી આવેલો ધર્મ.

+ "બૃહદારણ્યક" સ્વામી રામતીર્થ-ગ્રંથ પહેલો.

બદલાઇ ગઇ; પોતે નોકરી કરતા હતા તેનું રાજીનામું આપી દીધું અને અહોનિશ એટલા બધા પ્રેમાવેશમાં રહેતા કે વ્યાવહારિક કાર્યોમાં સાવધાનતા નહોતા રાખી શકતા. રામ બાદશાહના પારસમણિ જેવા પ્રેમભાવે મૌલવીજીને તત્ત્વનિષ્ઠ કરી મૂકયા અને રામનાં દર્શનસ્પર્શનથી મૌલવીજી પણ સ્વયં પારસરૂપ થઈ ગયા.

એમનાં વ્યાખ્યાનમાં તથા લેખોમાં આપણે પ્રથમથી જોતા આવ્યા છીએ તેમ દર્શનશાસ્ત્રોનાં પ્રમાણો કરતાં અપરોક્ષ અનુભવનું બળ વિશેષ હતું. એ અનુભવપ્રાપ્તિનાં સાધનોમાં તેમની જન્મસિદ્ધ જિજ્ઞાસુવૃત્તિ, એકનિષ્ઠશ્રમ, કૃષ્ણપરમાત્માની અનન્ય ઉપાસના, ચૈતન્ય મહાપ્રભુના જેવી પ્રેમલક્ષણા ભકિત, બુદ્ધ ભગવાન જેવાં જ્ઞાનવૈરાગ્ય, શંકરાચાર્યસમી નૈષ્કર્મ્યસિદ્ધિ અને સમકાલીન સંતોમાં સ્વામી વિવેકાનંદ તથા જગદ્‌ગુરુ દ્વારીકાપીઠેશ્વર શંકરાચાર્યનો સત્સંગ મુખ્ય સ્થાન ભોગવે છે. વેદાન્તપ્રીતિના પરિણામે બ્રહ્મસૂત્ર, ગીતા અને ઉપનિષદોનો અભ્યાસ એમણે ઘણોખરો એ ગ્રંથોના અંગ્રેજી અનુવાદોદ્વારા કર્યો હતો;પણ એ બધાથી ચડી જાય એવો અભ્યાસ તો ફારસી ભાષાના મસ્ત કવિઓ હાફેઝ,મૌલાના જલાલુદ્દીન અને ઉર્દુમાં બુલ્લાશાહ તથા ગોપાળસિંહનાં અવધૂત કાવ્યોનો હતો. એમની ઉન્મત્ત અવસ્થાનાં ઝરણાંનું મૂળ વિશેષેકરીને ફારસી કવિઓનાં મસ્ત સંગીતમાં હતું. ઉપનિષદ્‌ની અભ્યાસજન્ય નિવૃત્તિ, શાંતિ અને ગંભીરતાના કરતાં, ઉન્માદ અને ઉત્સાહભર્યા આનંદનાં આંદોલનોથી એમનું અંતઃકરણ નિરંતર ભરપૂર રહેતું. ચૈતન્યની પ્રેમોન્મત્ત ભકિતની એ સાક્ષાત્ પ્રતિમા જેવા હતા. જ્યારે જ્યારે સમય મળે ત્યારે એકાંતસેવન કરી એ ઉન્માદના આવેશમાં નાચતા, ગાતા અને જ્ઞાનભકિતની મસ્તીનો આનંદ લેતા. જ્યાં જ્યાં જતા ત્યાં એમની વ્યક્તિપ્રભા અદ્ભુત પ્રભાવ પાડતી. એમનો આનંદ પ્રતાપવંત હતો, એમના વિચારો ઉન્નત હતા અને સૌથી ચડી જાય એવો તો એમનો ૐનો જપ હતો. જે કોઈ જિજ્ઞાસુ એમનાં દર્શને આવતો, તે એમના પ્રણવોચ્ચારના પ્રભાવથી ૐનો પૂજક અને ભકત બની એનું નિરંતર રટણ કરવા મંડી પડતો. નામસ્મરણમાં ૐકારનો જપ એ પ્રધાન વસ્તુ હતી. એમનાં દર્શનથી અનેકના જીવનમાં નવીન જીવનરસ રેડાતો. ચિત્તની સંકુચિતતા અને મનની કલુષિતતા એમનાં દર્શનમાત્રથી નાશ પામતી. એમનાં નેત્રોમાંથી અલૌકિક પ્રેમપ્રભાવ ટપકતો હોય તેમ એમનાં દર્શન કરનારાઓ આનંદ અને પ્રેમ-

વૃષ્ટિમાં સ્નાન કરવા માંડતા. વનવિહારી સ્વચ્છંદી પક્ષીઓના જેવા તેઓ સ્વતંત્ર અને આનંદી હતા. મુક્તકંઠ કોકિલાના જેવું એમનું ૐકારગુંજન શ્રોતાઓને આનંદોન્માદમાં લીન કરી દેતું. માનવજીવનમાં અગોચર લાગતા આંતરિક ગુપ્ત જીવનભંડારમાં પ્રેમનો એ અવિરત ઝરો વહેવરાવતા. જ્ઞાનનિષ્ઠાના પ્રખર અનુભવીતરીકે તેઓ ભગવાન શંકરાચાર્યના વેદાન્તના અનુયાયી હતા, છતાં એ વેદાન્તનો વૈષ્ણવોક્ત ભક્તિધર્મને અનુકૂળ થઈ પડે તેવા રહસ્યથી ઉપદેશ કરતા. તેઓ આત્મભાવે પોતાને ઈશ્વર, બાદશાહ, શાહનશાહ 'હું બ્રહ્મ છું'એમ કહેતા અને અદ્વૈતનો સિદ્ધાન્તજ નિત્ય પ્રતિપાદન કરતા; છતાં પરબ્રહ્મનો સાક્ષાત્કારઅથવા આત્માનુભવપ્રાપ્તકરવા માટેઉચ્ચ ભાવનાઓ ખીલવવા અને તેને અનુસરતું જીવન બનાવવાનોપુરુષાર્થ કરવાનો ઉપદેશકરતા. એમણે જે ઉચ્ચ સ્થિતિએ આરોહણ કર્યું હતું તેમાં નિષ્ઠાવાનરહીને શ્રોતાઓને તેમની નિમ્નતર સ્થિતિમાંથી ઉચ્ચ પદે લઇ જવાને ઉંચકી લેતા. એઓ હમેશાં એમ કહેતા કે **મનુષ્ય બે કાર્ય કદિ એકસાથે કરી શકે નહિ.** પરમાત્માની સાથે અભેદ અનુભવવો અને અજ્ઞાનજન્ય દેહાધ્યાસમાં રહી પરિચ્છિન્ન અવસ્થા ભોગવવી, એ બે સ્થિતિઓ અંધકાર અને સૂર્યના જેવી પરસ્પર વિરોધી છે. અદ્વૈતનો સાક્ષાત્કાર કરેલા એ બ્રહ્મર્ષિ હતા, પણ તેનીજ સાથે સ્વભાવે અને સંસ્કારે, પ્રભુપ્રેમી વષ્ણવ હતા. હિંદુ ભકતો કરતાં ફારસી શાયરોનાં ભજનોમાંથી તેમને વિશેષ પ્રેરણા મળતી. શંકરાચાર્યના અદ્વૈતવાદના અપૂર્વ પક્ષપાતી હોઈને વેદાન્તનો પ્રેમસ્વરૂપ પ્રભુના અભેદસાક્ષાત્કારમાં પોતાને અનુકૂળ પડે તેવી પદ્ધતિએ અર્થ કરતા. અન્ય ભકતોનાં ભજનોને પોતાના અનુભવનો રંગ આપી નિરંતર ગાતા, વ્યાખ્યાનોમાં લલકારતા અને મનમાન્યો ફેરફાર કરી, શ્રોતાઓમાં અનંત જીવનનો રસ રેડતા.

લાહોરમાં અધ્યાપક હતા તે વખતે તેઓ પંજાબની સખ્ત ગરમીના દિવસોમાં ઘણીવાર ઉઘાડે પગે ફરવા નીકળી પડતા અને છતાં પણ ફરીને આવ્યા હોય ત્યારે એમના પગ જોયા હોય તો હિમાલયમાં ચાલ્યા હોય તેવા શીતળ લાગતા. " હું લાહોરમાં નથી ફર્યો; ગંગાનાં રૂપેરી શીતલ તરંગોથી લહેરાતા પ્રદેશનાં શાંત શીતલ વનસ્થલોમાં હું વિહાર કરી આવ્યો છું; તમે સર્વત્ર એ સત્ત્વગુણી ગંગાજીનાં દર્શન નથી કરતા ? એ શીતલતામાં ગરમી હોયજ કયાંથી ?" ફરી આવીને આવો ઉત્તર આપતા; અને એમના એ સાક્ષાત્કારનું પરિણામ

સર્વાંશે સત્ય નિવડતું. લાહોરમાં રાવીમાં નહાતાં નહાતાં પણ કદમ્બ વૃક્ષપર કૃષ્ણજીનાં સંગીત સંભળાય છે, એમ કહેતા. હરદ્વારમાં ગંગાજીમાં સ્નાન કરતાં કરતાં એમને દેશકાલનું વિસ્મરણ થઇ જતું;અને નેત્ર બંધ કરી વૃન્દાવનવિહારીની પુરાપ્રાચીન વાંસળીના સ્વરઃ સાંભળતા. ગંગાજીમાં સ્નાન કરનારાં હજારો મનુષ્યોની મેદનીમાં પણ એમને એકાન્તિક ભક્તિના પ્રસાદરૂપે, એ વ્રજવિહારીની રાસલીલાનાં બંધનેત્રે દર્શન થતાં અને બંધકર્ણે વાંસળીનો સનાતન ધ્વનિ સંભળાતો.

ૐકારનો જપ એમનો સ્વયંસિદ્ધ કાર્યક્રમ હતો. પ્રત્યેક પળે ૐ, ૐ, ૐ, ની ગુંજના એમની વાણીદ્વારા પ્રકટ થયા કરતી અને એ પ્રણવજપ પણ ચિત્તની અખંડ પ્રસન્નતા એમને પ્રાપ્ત કરાવવામાં સહાયભૂત થયો હતો. એમનું એકમાત્ર લક્ષ્ય અને સિદ્ધાન્ત આત્મસાક્ષાત્કાર—આત્માનો અનુભવ, બ્રહ્મનિષ્ઠા હતું અને એ અનુભવનાં સાધનરૂપે ગીતા, ઉપનિષદાદિના અભ્યાસ ઉપરાંત અર્વાચીન પંજાબી સંતો બુલ્લાશાહ અને ગોપાલસિંહનાં કાવ્યો પણ એમને પ્રેમોન્માદમાં પ્રેરનારાં થઈ પડતાં. શમ્સતબ્રેઝ, મૌલાના જલાલુદ્દીન રૂમીના વિચારોમાંથી પણ એમને ચૈતન્ય મળતું. પાશ્ચાત્ય સંસ્કારી વ્યક્તિઓ શેલી, ઍમર્સન, થૅારો અને ગિરિનાં કાવ્યનિર્ઝરોમાંથી પણ એમની ભાવનાઓને જોશ મળતું. બૌદ્ધિક વિકાસના અભ્યાસમાં જર્મન તત્ત્વવિચારક કૅન્ટના ગ્રન્થોનો એમણે ઠીક અભ્યાસ કર્યો હતો. હૅગલ અને સ્પીનોઝાના નૈતિક સિદ્ધાન્તોમાંથી એમણે નૈતિક ચેતના પ્રાપ્ત કરી હતી. ડાર્વિન અને હૅકલના ઉત્ક્રાન્તિવાદમાંથી સૃષ્ટિક્રમના આવિર્ભાવતિરોભાવનું એમણે જ્ઞાન પ્રાપ્ત કર્યું હતું. કોઈ સજીવન વૃક્ષ જેમ આસપાસના પ્રદેશમાંથી પોતાને અનુકૂળ જલવાયુ અને પૃથ્વીમાંથી રસકસ ચૂસીને ઉગે અને વધે છે, તેમ તેમણે તત્કાલીન સાહિત્યમાંથી સર્વ પ્રકારની યોગ્ય સામગ્રીનો સંગ્રહ કરી, સ્વજીવનમાં વિકાસ અને ઉન્નતિ પ્રાપ્ત કર્યાં હતાં; અને એ બધા ફારસી તથા અંગ્રેજી વિચારકો અને ભાવિકોની વિદ્વત્તા અને વિચારોમાંથી અનુકૂલ રસચૂંટણી કરીને,પૂર્વનાં સનાતન જ્ઞાનરૂપી ब्रह्मसत्यं–जगन्मिथ्या ના અદ્વૈત સિદ્ધાન્તના એ શ્રદ્ધાશીલ ભક્ત અને પછી નિષ્ઠાવાન અનુભવી બન્યા હતા. એમની શ્રોત્રિયતા આટલેથીજ નથી વિરમતી. એમની બ્રહ્મનિષ્ઠા પણ એટલી બધી પ્રબળ અને વિશાલ છે કે સંસ્કારી જિજ્ઞાસુઓનાં નેત્રો અને હૃદય તો એમના અનુભવમય ઉપદેશોથી ખૂબ મસ્ત થઈ જાય છે અને જ્ઞાનના

અંતરંગ સાધનરૂપજ તે બની રહે છે.

સ્વામી રામના હૃદયમાં ત્યાગ અને સંન્યાસની ભાવના જાગૃત થવામાં માત્ર તેમનો ઉપરોક્ત ગ્રંથોનો અભ્યાસજ કારણભૂત હતો એમ સમજી લેવાનું નથી. એનાં અનેક કારણોમાંથી એક મહાન કારણ સ્વામી વિવેકાનંદનું લાહોરગમન પણ છે; એમ સ્વામી રામના પરમ ભક્ત પૂરણસિંહ એ વિષયમાં કહે છે. યૂરોપ અને અમેરિકાના પ્રદેશોમાં દિગ્વિજય કરી સ્વામી વિવેકાનંદ ભારતવર્ષમાં ભ્રમણ કરતા કરતા લાહોરમાં જઇ ચડયા, તે વખતે સ્વામી રામ ગણિતશાસ્ત્રના અધ્યાપક હતા, એ આપણે પ્રથમનાં પ્રકરણોમાં જોઇ ગયા છીએ. સ્વામી વિવેકાનંદે રાજા ધ્યાનસિંહની હવેલીમાં અનેક વ્યાખ્યાનો આપ્યાં હતાં. સરદાર પૂરણસિંહ કહે છે કે હું તે વખતે કૉલેજમાં ઇન્ટરનો અભ્યાસ કરતો હતો. એ વખતનાં દશ્યો હજુપણ મારી દૃષ્ટિ સમક્ષ તરી આવે છે. સ્વામી વિવેકાનંદનાં વ્યાખ્યાનમાં શ્રોતાઓની બહુ ભીડ થતી. એમનાં વ્યાખ્યાનથી લાહોરમાં હલચલ મચી રહી હતી. તે વખતે ત્યાં પ્રૉફેસર બોઝનું એક સરકસ હતું, તેના વિશાલ તંબુમાં સ્વામીજીનું 'ભક્તિ 'નામના વિષય ઉપર વ્યાખ્યાન થયું. સ્વામી રામ (તે વખતના અધ્યાપક તીર્થરામ ગોસ્વામી ) નો મને તે વખતે જરાએ પરિચય ન હતો; પણ મને ખબર છે કે એમનાં વ્યાખ્યાનોની બધી વ્યવસ્થા સનાતન ધર્મસભાના મંત્રીતરિકે સ્વામી રામેજ કરી હતી. સ્વામી વિવેકાનંદનાં બધાં વ્યાખ્યાનોમાં "વેદાન્ત" નું વ્યાખ્યાન સર્વોત્તમ હતું.એ વ્યાખ્યાન આપતી વખતે સ્વામીજી પોતાના વાસ્તવિક ઓજસ્‌માં દીપી નીકળ્યા હતા. સ્વામીરામે મને એક વખત એમ કહ્યું હતું કે બોઝના સર્કસમાંથી રાજા ધ્યાનસિંહની હવેલી ભણી જતાં મેં સ્વામીજીને કહ્યું કે 'ભક્તિ'ના વ્યાખ્યાનમાં આપની સર્વશ્રેષ્ઠ પ્રતિભા નથી ખીલતી; અને ત્યાર પછીજ વેદાન્તના વ્યાખ્યાનની યોજના થઈ હતી.

સ્વામી વિવેકાનંદની મુલાકાતથી સ્વામી રામમાં સંન્યાસની ભાવના જાગૃત થઈ હતી. પૂર્વના પશ્ચિમની સાથેના સંસર્ગથી જ્ઞાન, ભક્તિ અને કર્મના અપૂર્વ સિદ્ધાન્તોનો ભગવદ્‌ગીતાના અનુપમ ગ્રંથમાંથી સમન્વય શોધી કહાડીને આધુનિક યુગને અનુકૂલ થઇ પડે તેવા વ્યાવહારિક વેદાન્તનો પ્રચાર કરવાની શરૂઆત સ્વામી વિવેકાનંદે કરી છે; તેમજ રાજકીય, સામાજિક અને નૈતિક ક્ષેત્રમાં પણ વેદાન્તની પ્રવૃત્તિનિવૃત્તિ, કર્માકર્મ અને પ્રત્યેક દ્વંદ્વની પાર પહોંચેલી પરાનુભવની વેદી ઉપરથી અદ્દભુત અને અનંત જીવનનાં ચેતના,

બળ અને જાગૃતિનો ઉપદેશ આપવાનું કાર્ય પણ સ્વામી વિવેકાનંદે શરૂ કર્યું છે, એમ કહીએ તો ખોટું નથી. નિવૃત્તિપરાયણતા એટલે આળસ તથા પ્રમાદ નહિ, નૈષ્કર્મ્ય અવસ્થા એટલે અકર્મણ્યતા નહિ; તેમજ બાહ્યત્યાગ એટલેજ વૈરાગ્ય નહિ, એવાં એવાં ગુઢ રહસ્યોનું સ્ફોટન કરવામાં અને વેદાન્તના અનુભવથી આચારબલ અને જ્ઞાનનિષ્ઠાનો જે પ્રકાશ મનુષ્યના રોમેરોમમાંથી પ્રકટી નીકળે છે,તેનું સાચું ભાન કરાવવામાં સ્વામી વિવેકાનંદ આધુનિક કાલમાં અગ્રગણ્ય સ્થાન ભોગવે છે.

પ્રતિભાસંપન્ન સ્વામી વિવેકાનંદના સત્સંગથી પ્રેરિત થઈ, જગદ્‌ગુરુ શંકરાચાર્ય પાસેથી વેદાન્તદર્શનનો અભ્યાસ કરી, ગોસ્વામી તીર્થરામે હિમાલયમાં પ્રયાણ કર્યું અને દીર્ઘકાળપર્યન્ત એકાન્તસેવન અને તપશ્ચર્યાદ્વારા અનુભવ પ્રાપ્ત કરી,એજ વેદાન્તનો પ્રચાર કરવા લોકસમાજની સમક્ષ હિમાલયના ઉચ્ચ પ્રદેશમાંથી તેઓ નીચે ઉતરી પડયા હતા. સ્વામી વિવેકાનંદના જેવી સ્વામી રામની ભાષામાં વિદ્વત્તા નથી, છતાં એ પોતાની ભાષામાં અનુભવનું બલ રેડવામાં વિવેકાનંદ કરતાં પણ ચડી જાય છે. વિચાર, વકતૃત્વ અને ભાષામાં સ્વામી વિવેકાનંદની કોટિ કદાચ ઉચ્ચ હશે; પણ એ બધાંની પાછળ રહેલા અપરોક્ષ અનુભવ,લાગણી,પ્રેમ અને આનંદની છટામાં તો સ્વામી રામ અદ્‌ભુત પ્રભાવ પાડે છે. આવી રીતે એક મહાપુરુષમાં પદ્ધતિપુરઃસર ક્રમે ક્રમે સાધનપીઠ ઉપર આરૂઢ થયેલાં કર્મયોગ, સંન્યાસ, ભક્તિ, જ્ઞાન, વકતૃત્વ, વિદ્વત્તા અને વિચારો છે; ત્યારે બીજામાં ધરતીકંપના ધ્વનિની પેઠે એકાએક ફાટી નીકળતાં જ્ઞાન, પ્રકાશ, વ્યક્તિપ્રતિભા, અનુભવબલ, પ્રેમપ્રભાવ, ત્યાગનિષ્ઠા અને લાગણીનાં ઝરણોનો સ્વચ્છંદી ઉભરો છે. જીવનની નીસરણીપર ચઢતા સાધકને એની શકિતપ્રમાણે એક આચાર્ય ધીરે ધીરે, પગલે પગલે ને પગથીએ પગથીએ સંભાળી સંભાળીને ચઢાવે છે; ત્યારે બીજો અવધૂત પોતાના અનુભવબલના આધારે, સાધનમાં એકસામટો શક્તિનો સંચાર કરી, એકદમ કૂદકો મરાવતાં મરાવતાં,ઠેઠ ટોચે લઇ જઇને ઉભો રાખે છે અને દિવ્યતાના શિખરપર આરૂઢ કરી, ક્ષણભર બ્રહ્માનંદમાં નિમગ્ન કરી મૂકે છે. એકના સત્સંગ અને અભ્યાસથી દેશભકિત, ધર્મજાગૃતિ, લોકહિત, સમાજસંગઠન અને એવાં એવાં સાધનજ્ઞાનનાં સ્વપ્નમાં વિહારપ્રાપ્ત કરી,સાધકને અંતિમ લક્ષ્યનો અનુભવ થાય છે; ત્યારે બીજો અવધૂત એ બધાં ધર્મકર્તવ્યોમાંથી એકવાર તો સાધકને ઉંચકી લઇને—એ બધાં કર્તવ્યોનું ક્ષણ-

ભર વિસ્મરણ કરાવીને, આત્મસાક્ષાત્કારના અમૃતનું આસ્વાદન કરાવી, સહજ સ્થિતિમાં લાવી મૂકે છે અને પછી એના અંતઃકરણમાં સહાનુભૂતિ અને પ્રેમનો એવો તો અગ્નિ પ્રકટાવી મૂકે છે કે ત્યાર પછી દેશસેવા અને લોકહિતનાં આંદોલનો એના હૃદયમાંથી સ્વાભાવિકરીતેજ વહેવા માંડે છે.

સ્વામી વિવેકાનંદનો વ્યકિતપ્રભાવ સ્વામી રામના ઉપદેશમાં કેટલે અંશે છે તેની તુલના કરી, હવે પાછા આપણે એમની ઉપદેશકથાપર આવીએ. મથુરામાં આપેલા વ્યાખ્યાનનો કેવો પ્રભાવ પડયો હતો, તેનું વર્ણન કરતાં લાહોરનું "ફ્રી થિંકર" નામનું વર્તમાનપત્ર લખે છે કે:–

"સાયંકાલ પછી રાત્રિ પડતાં સુધી, વિવિધ પ્રકાર અને રુચિના શ્રોતાઓના વિશાળ સમૂહને કલાકોના કલાકોસુધી પોતાના વિચારશીલ, ગંભીર, આનંદી અને સમયોચિત વાક્પ્રહારના આવેશવડે આંજી નાખનાર સ્વામી રામ પ્રત્યેક વ્યક્તિના આદર્શરૂપ હતા. પ્રાચીન અને અર્વાચીન દર્શનશાસ્ત્રના અપૂર્વ અભ્યાસી, પૂર્વના જ્ઞાનગ્રંથ અને પશ્ચિમના વિજ્ઞાનશાસ્ત્રોમાં યથાર્થ નિપુણ થયેલા એ શાંત, વિનમ્ર અને સરલ યુવાન સંન્યાસીમાં એવાં તો અદ્ભુત તત્ત્વોનો સમન્વય ભરેલો છે કે આધુનિક યુગને એ એક આદર્શરૂપ છે. વિનયશીલ, મળતાવડા સ્વભાવવાળા, બાલભાવથી ભરપૂર, આચાર અને વિચારમાં સરલ હોવા છતાંએ રેશમી વસ્ત્રપરિધાનમાં સજ્જ થયેલા એ પરમહંસમાં એવી તો પ્રચંડ ધારણાશકિત છે કે શ્રોતાઓની વૃત્તિઓનું પૂરૂં લક્ષ રાખવાની સાથે તેમને કહેવા યોગ્ય સખ્તમાં સખ્ત સત્ય ઉપદેશવામાં તેઓ જરાયે સંકોચ રાખતા નથી."

એમના ઉપદેશમાં જેટલી સરલતા અને સહૃદયતા હતાં, તેટલાંજ સત્યપરાયણતા અને સ્પષ્ટપ્રિયતા હતાં. ગોળ ગોળ વાતો એમણે કદિ કહીજ નથી. વેદાન્તનાં સર્વમાન્ય છતાંએ સર્વોત્તમ સત્યને પ્રકટ કરતાં એમણે કદિ પાછી પાની કરી નથી; એમણે તો સૌને એકમાત્ર तत्त्वमसि–તે (બ્રહ્મ) તું છે–નો ઉપદેશ છચોક આપ્યાં કર્યો છે. લખનૌ, ફૈજાબાદ, આગ્રા, પ્રયાગ અને મથુરામાં આવી રીતે અલૌકિક પ્રતિભા પાડી, ફૈજાબાદથી પાછા હિમાલયપ્રયાણ કરવાની તયારી કરી.મૌલવી મુર્તિજાઅલીપર થયેલી અસરથી ફૈજાબાદના લોકસમાજ ઉપર અદ્ભુત અસર પડી હતી.સાધારણધર્મસભાના યુવાન સભાસદોનાં ચિત્ત તો વેદાન્ત અને પ્રેમના રંગથી નિરંતરને માટે રંગાઈ ગયાં હતાં. રામની સાથે તે વખતે એમના બે શિષ્યો તુલારામ તથા નારાયણ હતા, તેમાંથી તુ-

લારામને સંન્યાસ ગ્રહણુ કરવાની આજ્ઞા આપી પ્રયાગ રવાના કર્યા; અને તેમણે સંન્યાસ ધારણુ કરી ગુરુભકિતના સ્મરણુચિન્હ જેવું રામાનંદતીર્થ નામ ધારણુ કર્યું; બીજા શિષ્ય નારાયણુને પણુ જ્યારે એને સ્વતંત્ર વિહાર કરવાની શકિત પ્રાપ્ત થઇ છે, એમ એમણે જોયું, ત્યારે સંન્યાસની આજ્ઞા કરી અને ફૈજાબાદથી લખનૌ જઇ ત્યાં એને સંન્યાસ ધારણુ કરાવ્યો.

સંન્યાસ આશ્રમમાં પ્રવેશ કર્યા પછી દ્રવ્યનો તેઓ કદિ સ્પર્શ નહોતા કરતા. અમેરિકાનાં વર્તમાનપત્રો તો એમના એ ત્યાગથી અત્યંત આશ્ચર્યચકિત થયાં હતાં. એક સમાચારપત્ર એમના એ ત્યાગની પ્રશંસા કરતાં લખે છે કેઃ— “સ્વામી રામ એવા ત્યાગી છે કે જે પોતાની પાસે ચશ્માના ઘરની ધાતુ સિવાય બીજી કશી ધાતુને સ્પર્શ પણુ કરતા નથી.” આ નિયમનો એમણે કેવી રીતે સ્વીકાર કર્યો હતો, તે તેમના વનવાસનિવાસને સમયે મુરલીધરના બગીચામાં બધું દ્રવ્ય ગંગાજીને અર્પણુ કરાવી દીધું, તે ઉપરથી આપણુને સમજાય છે. એ સંબંધમાં એક પ્રસંગ ફૈજાબાદમાં પ્રાપ્ત થયો હતો. સ્વામી રામ જ્યારે ફૈજાબાદથી રવાના થવાના હતા, ત્યારે બાબુ સુરજનલાલને માર્ગ-વ્યયને બહાને થોડું ધન એમની સેવામાં મૂકવાની ઇચ્છા થઇ. સ્વામી રામની સાથે એમના શિષ્ય નારાયણુ લખનૌ સુધી જવાના હતા, તેથી રસ્તામાં જંકશન આવે ત્યાં સામાન ફેરવવાની મજૂરી આપવી પડે, એ બહાનું કહાડી બાબુ સુરજનલાલે થોડું નાણું ભેટ કરવાની ધારણા રાખી હતી. ફૈજાબાદથી નીકળવાના થોડા કલાક અગાઉ સ્વામી રામ સભાના મકાનમાં બેઠા બેઠા સત્સંગીઓ સાથે જ્ઞાનચર્ચા કરતા હતા; બહાર સુરજનલાલજી પોતાના મિત્રો સાથે દ્રવ્યની રકમ નક્કી કરવાની મસલત કરતા હતા; તેવામાં રામે સુરજનલાલને એકદમ અંદર બોલાવીને પૂછ્યું: “સુરજનલાલજી! શું કરો છો? શી ભાંજગડમાં પડયા છો? રામના જવાની તૈયારી થાય છે એ જાણો છે ને?”

“હાજી, હું એનીજ ગોઠવણુ કરતો હતો” સુરજનલાલે પોતાની મનોભાવના પ્રમાણે ઉત્તર આપ્યો.

“શી ગોઠવણુ કરતા હતા? પુસ્તકોની પેટીઓ તો ગોઠવાઇ ગઇ છે. હવે તો વખત થાય એટલે સ્ટેશનપરજ જવાનું છે.” રામે નિશ્ચયચિત્તે સમાધાન કરી, હવે બીજી કશી તૈયારી કરવાની નથી, એવું આડકતરી રીતે સૂચવ્યું.

“બીજું કાંઇ નહિ, માત્ર રસ્તામાં ખર્ચ માટે થોડું નાણું જોઇએ, એની

જોગવાઈ કરતો હતો. રેલભાડાને માટે તો ગોઠવણ થઈ ગઇ છે." સુરજનલાલે પોતાની સેવાબુદ્ધિનો ભાવ પ્રકટ કર્યો; પણ એ શબ્દો સાંભળતાં તો સ્વામી રામ લાલચોળ થઇ ગયા. ત્યાગનો અગ્નિ એમનાં રોમેરોમમાંથી પ્રકટ થયો; વૈરાગ્યની જ્વાળાનો રંગ એમના મુખારવિંદપર પ્રજ્વળી નીકળ્યો; અને પ્રારબ્ધપર પ્રખર વિશ્વાસના પ્રમાણપત્ર જેવા નીચેના શબ્દો એમના મુખમાંથી સરી પડયા:—

"સુરજનલાલજી ! એ શું વળી ધમાલ કરી ? રામને દ્રવ્યની આવશ્યકતા ? શું રામ મજુરોનો ગુલામ છે ? શું આ પુસ્તકોના બંધનમાં રામ છે ?" આવી ગર્જના કરીને એકદમ આજ્ઞા કરી કે:–" નારાયણજી ! લાવો આપણું આસન અને પુસ્તકોની પેટીઓ. " નારાયણદાસ પુસ્તકો અને આસન લઈ આવ્યા. બાબુ સુરજનલાલ તથા તેમના મિત્ર સભાસદો તો આશ્ચર્યમુગ્ધ થઇ શું પરિણામ આવે છે, એની રાહ જોતા બેસી રહ્યા હતા. રામે એક પછી એક પુસ્તકો પેટીઓમાંથી કહાડી કહાડીને સભાસદોને પ્રસાદરૂપે વહેંચવા માંડયાં. ત્યાર પછી આસન ઉકેલી તેમાંથી ધાબળા, વ્યાઘ્રચર્મ વગેરે જે વસ્ત્રો તથા આસનની સામગ્રી હતી, તેની પણ લહાણી કરવા માંડી. જ્યારે પુસ્તકો તથા વસ્ત્રો બધાં વહેંચાઇ ગયાં ત્યારે બાદશાહ બોલ્યા કે:—

"બસ, હવે તો થઇ ગયો રામ 'અલિફ્' જેવો અદ્વૈત અને એકલો ! હવે તો એ મજુરોનો ઓશીંગણુ નહિ રહે? તમારી દ્રવ્યની ચિન્તા દૂર થઇ? હવે ખબરદાર ! આજથી ભવિષ્યમાં કદિ પણ રામને તો શું પણ નારાયણનેએ દ્રવ્ય આપવાની વાતને હૃદયમાં સ્થાન આપશો નહિ. "

ત્યાગની આવી પ્રોજ્જ્વલ પ્રતિભા પાડીને રામે ફૈઝાબાદ છોડયું. ત્યાંથી લખનૌ જઇ નારાયણને સંન્યાસદીક્ષા આપી તેને સિંધભણી વિહાર કરવા આજ્ઞા આપી અને પોતે આગ્રા થઈને હરદ્વાર આવ્યા. લખનૌમાં રાયબહાદૂર લાલા શાલિગ્રામજી એમના પરિચયમાં આવ્યા. આ સજ્જન લુધિયાનાના વતની હતા અને અવધ તથા રોહિલખંડ રેલ્વેના મોટા કન્ટ્રાકટર હતા. ઉપરાંત જાતે શિખ હોઇ સંતસેવી તથા સાધુસેવાપરાયણ રહેનારા પરમાર્થી પુરુષ હતા. સ્વામી રામની ૨૯—૩૦ વર્ષ જેટલી નાની વય, ગૌર અને કાંતિમય વદન, આનંદી સ્વભાવ, અપૂર્વ અપરોક્ષાનુભવ, વ્યાવહારિક વિદ્વત્તા અને વિશિષ્ટ વિજ્ઞાનની એમના અંતઃકરણ ઉપર ભવ્ય છાપ પડી હતી. લખનૌથી હરદ્વાર સુધી રેલ્વેમાં રામે લાલા શાલિગ્રામજી સાથે એકજ ડબામાં મુસાફરી કરી. તે વખ-

તની એક વાત લાલા શાલિગ્રામજી કહે છે કે મેં સ્વામીજીને પ્રશ્ન કર્યો કેઃ– "મહારાજ ! આટલી નાની વયમાં તે આપે ગૃહસ્થાશ્રમનો શું અનુભવ કર્યો ? સંસારની નિ:સારતા શી રીતે સમજી લીધી અને પરમાત્માનો નિશ્ચય શી રીતે કરી લીધો કે આ આશ્રમ ધારણ કર્યો?"સાધારણ દૃષ્ટિએ જોતાં આ પ્રશ્નનો કશોએ અર્થજ જણાતો નથી; કારણ કે શુકદેવ, વામદેવ, જડભરત, અષ્ટાવક્ર વગેરે પરમ પુરુષોને પોતાની બાલ્યાવસ્થાથીજ મુક્ત અવસ્થાની પરમ કોટિનો અનુભવ થયો હતો. લાલા શાલિગ્રામજી પણ એ વાત સારી રીતે સમજતા હશે; છતાં પણ સ્વામીજીની પાસેથી એનું સરલ સ્પષ્ટીકરણ સાંભળવા માટેજ આવો પ્રશ્ન એમણે કર્યો હોવો જોઈએ. સ્વામીજીએ શાસ્ત્રોનાં પ્રમાણો તથા દૃષ્ટાંતોની ભાંજગડ કર્યા વિના સરલચિત્ત શાલિગ્રામજીને માત્ર સીધા અને સાદા શબ્દોમાંજ એ વાત સમજાવી દીધી. લાલા શાલિગ્રામજી કહે છે કે મારો પ્રશ્ન સાંભળીને તો સ્વામીજીએ એક અપૂર્વ હાસ્ય કર્યું અને આશ્ચર્યયુક્ત મુદ્રાથી પ્રશ્ન કર્યો કે: " નારાયણ ! આપણે એક પત્ર લખતાં લખતાં એ પત્રને અધુરો મૂકીને સૂઈ જઈએ તો જાગ્યા પછી એ પત્ર પૂરો કરવા માટે પહેલાંનો ભાગ બીજી વાર લખવો પડે ખરો કે ? "

" નાજી " શાલિગ્રામજી એ ઉત્તર આપ્યો.

" હા, પહેલાં લખેલા ભાગની મતલબ જોઇ જઈએ ખરા. એને વાંચીને જેટલું લખ્યું હોય તેટલું યાદ થઇ જાય, એટલે પત્ર આગળ લખવા માંડીએ છીએ. પહેલાંનો ભાગ આપણે લખવો નથી પડતો, પણ માત્ર વાંચીજ જવો પડે છે અને જ્યાંથી લખવો બાકી રાખ્યો હોય ત્યાંથી આગળ લખવો શરૂ કરી, એ પત્રને પૂરો કરીએ છીએ. માનવજીવનનો પણ એવોજ પ્રશ્ન છે. મનુષ્ય જન્મીને પોતાના પૂર્વજન્મમાં પ્રાપ્ત કરેલા જ્ઞાનને માત્ર તાજું કરી જાય છે અને એને આપણે પૂર્વસંસ્કાર એવું નામ આપીએ છીએ. કેટલાએકને જન્મથીજ આપણે સાંસારિક અનુભવોની પરિપકવ અવસ્થાના ચિન્હરૂપે જ્ઞાનવૈરાગ્યમાં આરૂઢ જોઇએ છીએ, તેનું એજ કારણ છે કે એ અનુભવો એમને ગત જન્મોમાં થઇ ચૂકેલા હોય છે. આ જન્મમાં તો માત્ર એને તાજાજ કરવાના હોય છે. શાસ્ત્રોના અભ્યાસમાત્રથી અથવા સાધુ પુરુષોના સમાગમમાત્રથી કેટલાએકને વૈરાગ્યના સંસ્કાર જાગૃત થાય છે; એનું એજ કારણ છે કે એમને તો માત્ર ગતજન્મના અનુભવજ તાજા કરવાના હોય છે. મૃત્યુના પડદા પાછળ રહેલા અનેક જન્મના જ્ઞાનભંડારને

આ જીવનના ક્ષણિક અનુભવોદ્વારા જાગૃત કરી, નવીન અનુભવોની પ્રાપ્તિ માટે મનુષ્ય ઉન્નતિને માટે નવીન પુરુષાર્થ કરે છે. પુરુષાર્થમાં એને સમય લાગે છે, પણ પૂર્વકૃત જ્ઞાનને તાજું કરવામાં વિશેષ સમય લાગતો નથી; માટે મનુષ્યજીવનના અધિકારમાં વયને જરાયે સ્થાન કે મહત્ત્વ આપી શકાય નહિ. એમાં સમયની વધારે અગત્ય નથી. જે અનુભવ લેતાં કોઇને જન્મોના જન્મો ચાલ્યા જાય, તેજ અનુભવ એક મનુષ્ય બહુ અલ્પકાળમાં પ્રાપ્ત કરી લે છે, તેનું કારણ એજ છે કે એકને એ અનુભવ પ્રાપ્ત કરવાનો હોય છે, ત્યારે બીજાને માટે પેલા લખી રાખેલા પત્રના વાંચનની પેઠે તાજોજ કરવાનો હોય છે. ”

રામના આવા સાદા દૃષ્ટાંતથી લાલા શાલિગ્રામજીની શંકાનું સમાધાન થયું; એટલુંજ નહિ પણ એમની રામના પ્રતિની શ્રદ્ધાભક્તિમાં અત્યંત ઉમેરો થયો. લાલા શાલિગ્રામજીનું હરદ્વારમાં એક અન્નક્ષેત્ર છે. ઉત્તરાવસ્થામાં રામ હમેશાં એમના અતિથિ રહેતા. લાલાજીની ભકિત એમનાપ્રતિ દિન-પ્રતિદિન વધતી ગઇ અને તે એટલે સુધી કે લુધિયાનામાં પોતાના એક વિશાળ બંગલાનું નામ તેણે રામબાગ રાખ્યું છે અને ઉપરાંત સ્વામી રામની એક આરસપહાણની સુંદર પ્રતિમા કરાવીને પોતાના સ્થાનમાં પધરાવી રાખી છે.

આ અરસામાં આગ્રાના તે સમયના ન્યાયાધીશ લાલા બૈજનાથ બી. એ. પણ એમના પરિચયમાં આવ્યા. બૈજનાથજી સંતસેવી સજ્જન હતા. ધાર્મિક અભ્યાસમાં એમની પ્રીતિ હતી. તે કાશીના સુપ્રસિદ્ધ સ્વામી ભાસ્કરાનંદના સત્સંગી હતા અને વેદાન્તમાં એમની વિશેષ રુચિ હતી. લાલાજીને રામના સત્સંગથી અદ્દભુત આનંદ થયો; રામના પરિચયથી એમની વિદ્વત્તામાં અનુભવરંગ પૂરાયો, એમના જીવનમાં રસિકતા વ્યાપી અને ત્યાર પછી ઉત્તરોત્તર જે વિકાસ થતો ગયો, તેના પરિણામે “ પ્રાચીન અને અર્વાચીન હિન્દુ ધર્મ” “અષ્ટાવક્રગીતાનો અનુવાદ ” વગેરે અંગ્રેજીમાં અને “સનત્સુજાતીયગીતા” “અનુગીતા” “ઉપાસના” વગેરે હિન્દી ભાષામાં અનેક ગ્રંથો એમણે લખ્યા.તેમાં “પ્રાચીન અને અર્વાચીન હિન્દુધર્મ” તથા “ઉપાસના” નામનાં બે પુસ્તકોની સ્વામી રામે પ્રસ્તાવના લખી આપી છે.[1]

સ્વામી રામ પાછા ફરતા ફરતા ઈ૦ ૧૯૦૨ના મે માસમાં હિમાલય

૧ જુઓ “ભારતવર્ષનો ભવિષ્યકાળ” નામના લેખ માટે સ્વામી રામતીર્થ-ગ્રંથ પહેલો અને “ ઉપાસના” નામના લેખ માટે સ્વામી રામતીર્થ-ગ્રંથ બીજો

ભણી રવાના થયા. હરદ્વારથી ડેહરાડુન તથા મસૂરી થઇ, ટિહરીને રસ્તે જતાં વચમાં કોડિયા નામની એક સુંદર શીતળ ટેકરીપર નિવાસ કર્યો. આ સ્થાન ટિહરી રાજ્યમાં આવેલું છે; અને ટિહરી શહેર ત્યાંથી અગિયારેક માઇલ દૂર રહે છે. લાહોરથી હિમાલયનિવાસમાટે નીકળ્યા ત્યારે ગંગાજીને કાંઠે, મુરલીધરના બગીચામાં નિવાસ કરી સંન્યાસ ધારણ કર્યો ત્યારથી આ પ્રદેશમાં એમની સારી ખ્યાતિ પ્રસરી ગઇ હતી. રાજ્યનો શિક્ષિત અધિકારીવર્ગ એમના સત્સંગને માટે આવ્યા કરતો હતો. કોડિયા સ્થાન મસૂરીના રસ્તા ઉપર હોવાથી રાજ્ય તરફથી ત્યાં એક વિશાળ બંગલો બંધાવેલો છે. ત્યાં એકાન્ત સ્થાનમાં થોડો કાલ નિવાસ કરવાની રામની ઇચ્છા હતી. આ વખતે ત્યાં ટિહરીનરેશની મુલાકાતનો પ્રસંગ પ્રાપ્ત થયો. મહારાજાએ સ્વામી રામનાં નામકીર્તિ સાંભળ્યાં હતાં, પણ હજુસુધી દર્શનનો લાભ તેમને પ્રાપ્ત થયો નહોતો. આ વખતે મહારાજા સાહેબ ટિહરીથી નીકળી ડેહેરાડુન જવા માટે મસૂરી જતા હતા. તેમને જ્યારે રામ બાદશાહની સ્થિતિની ખબર પડી, ત્યારે એમના મનમાં દર્શનની ઉત્કંઠા થઈ. મહારાજા સાહેબે પોતાના મંત્રી દ્વારા સ્વામી રામનાં દર્શન માટે આજ્ઞા માગી એટલે ઉદારચિત્ત રામ મંત્રીજીની સાથેજ મહારાજાના ઉતારા ભણી ચાલી નીકળ્યા. ટિહરીનરેશ અત્યંત સન્માનપૂર્વક મળ્યા. પોતે વિદ્વાન હતા; અંગ્રેજી ભાષાનું પણ એમને સારૂં જ્ઞાન હતું. ગંગાતટનિવાસી, હિમાલય જેવા પવિત્ર દેશના રાજ્યકર્તા, એકાન્ત અરણ્ય પ્રદેશમાં સાત્ત્વિક વાતાવરણનું સેવન કરનારા અને શુદ્ધ ક્ષત્રીય વંશમાંથી ઉતરી આવેલા મહારાજા કીર્તિશાહજી બહુ ભાવિક પુરુષ હતા; છતાં દેશની આધુનિક સ્થિતિ, બ્રાહ્મણ જેવા ઉત્તમ વર્ણ અને સંન્યાસ જેવા શ્રેષ્ઠ આશ્રમમાં સમયના પ્રભાવને લીધે યથાયોગ્ય રત્નોનો અભાવ જણાતાં સર્વસાધારણ પાશ્ચાત્ય સંસ્કાર પામેલા શિક્ષિતવર્ગની સ્થિતિ થાય છે, તેમ એમની પણ વેદાન્તપ્રતિ થોડી નિરાદરબુદ્ધિ થઈ હતી. પાશ્ચાત્ય તત્ત્વવિદ્ હર્બર્ટ સ્પેન્સરના અજ્ઞેયવાદના પોતે હિમાયતી બન્યા હતા; પરંતુ રામબાદશાહ જેવા મસ્ત પુરુષનાં દર્શનથી એમના હૃદય ઉપર અનેરો પ્રભાવ પડયો. એક બાજુ પોતાની પ્રજા ઉપર રાજસત્તા ભોગવતા ટિહરીનરેશ અને સમસ્ત દેશકાલપર સામ્રાજ્ય અનુભવતા રામ બાદશાહના સંમેલનને પ્રસંગે ત્યાં મોટો દરબાર ભરાઇ ગયો. ટિહરીનરેશે ઇશ્વરના અસ્તિત્વના સંબંધે અનેક પ્રશ્નો કર્યા અને રામ બાદશાહે નાનાવિધ યુક્તિ

તથા પ્રમાણોવડે બપોરના બેથી પાંચ વાગ્યા સુધી, પૂરા ત્રણ કલાક ભાષણ કરીને એમની સર્વ શંકાઓનું સમાધાન કર્યું. આ સત્સંગનો મહારાજાના ચિત્તપર એવો પ્રભાવ પડયો કે તેઓએ વિનીતભાવ અને શ્રદ્ધાસહિત રામ ભગવાનને એવી પ્રાર્થના કરી કે:—આપનાં દર્શનસત્સંગથી અનેક શંકાઓનું સમાધાન થયું છે; પરંતુ આપ કૃપા કરીને થોડો કાલ ટિહરી અથવા ત્યાંથી સાત માઈલ દૂર શિખરપર આવેલા પ્રતાપનગરમાં નિવાસ કરી મને કૃતાર્થ કરો તો મારા બાકીના સંશય પણ નિવૃત્ત થઈ જાય.

સ્વામી રામે આ પ્રાર્થનાનો સ્વીકાર કર્યો; અને ટિહરીનરેશ ડેહરાડુનથી પાછા ટિહરી જાય ત્યારે ત્યાં જવાની પ્રસન્નતા દેખાડી પોતે એટલો સમય કોડિયામાં નિવાસ કર્યો. આ સ્થાન અત્યંત શીતલ છે. ઉનાળાની ઋતુમાં પણ અહિંની હવા બહુ શરદ રહે છે. નીચે દૃષ્ટિ કરતાં ઘણે દૂર સુધી ગંગાજીનાં દર્શન થાય છે. અનેક ખીણો, જંગલો અને લીલીછમ હરીઆળી વનસ્થલીઓ નેત્રોને તૃપ્ત કરે છે અને રામે દૃષ્ટિ કરતાં હિમાચ્છાદિત પર્વતોનાં રૂપેરી શૃંગોનું ઝગઝગાટભર્યું દર્શન થાય છે. એ સ્થલનું વર્ણન કરતાં રામ એક ભકતને નીચે પ્રમાણે પત્ર લખે છે:-

ૐ કોડીઆ શિખર તા. ૯-૪-૧૯૦૨

પરમ પ્રિય રામ !

રામ બાદશાહ હાલમાં એક ઉંચા પર્વતના શિખરપર રહે છે; કે જયાંથી જમ્નોત્રી, ગંગોત્રી, કેદાર અને બદરીનાં હિમક્ષેત્રોનું મનોહર સૌંદર્ય દૃષ્ટિગોચર થાય છે. સાત આઠ માઈલ દૂર સૂતેલી ગંગી આ સ્થળેથી જોઈ શકાય છે. ડેહરાડુનના રેલ્વે સ્ટેશનથી ટિહરીને રસ્તે જતાં બે દિવસ પ્રવાસ કર્યા પછી હરકોઇ આ અતિ રમણીય પ્રદેશમાં પહોંચી શકે છે.

પરમ પ્રિય !

અર્પજે પ્રેમને સર્વે, માનજે ઉરનાં કહ્યાં,
સંબંધો, મિત્ર ને સ્વાર્થો, સર્વનો ભોગ આપતાં;
માન સન્માન ને કીર્તિ, ગૃહ, ભંડાર દ્રવ્યના,
અહંતા જ્ઞાનની સર્વે, પ્રેમયજ્ઞેજ હોમવાં.

સરનામું:—રામ બાદશાહ
દરબાર, કોડિયા શિખર

ૐ ! ૐ !! ૐ !!!

# પ્રકરણ ૧૫ મું—જાપાન જવાની તૈયારી

" આ ( જાપાન ) ના લોકોને તો રામને કશોયે ઉપદેશ આપવાનો નથી. એ બધા વેદાન્તીજ છે. એ બધા રામ છે; કેવા આનંદી, કેવા સુખી, કેટલા શાન્ત અને કેટલા કર્મશીલ છે! રામ આનેજ સાચું જીવન કહે છે. "

જાપાનના કર્તવ્યપરાયણ અને ઉદ્યોગી લોકોને જોઈને સ્વામી રામે ઉપર પ્રમાણે ઉદ્ગાર કહાડયા હતા, એમ સરદાર પૂરણસિંહ કહે છે. ત્યાંના લોકોનાં આનંદી જીવન જોઈને વેદાન્તની યથાર્થ વ્યાવહારિકતાનું એમને એમાં દર્શન થયું હતું. જાપાન જતાં પહેલાં પ્રતાપનગરમાં એકાન્તસેવન કરતી વખતે સ્વામી રામના જીવનમાં, અદ્ભુત મહત્તા વ્યાપ્ત થઇ રહી હતી તેનું આપણે થોડું દર્શન કરીએ. એમના એ સમયના આંતરિક વિહારક્ષેત્રના ઉપવનમાં જે વિચારપુષ્પો ખીલ્યાં હતાં, તેની મીઠી સોરભ લઇએ અને એમના આત્મનિર્ઝરના શીતલ સુખકર જલકણથી આપણું હૃદય અને નેત્રને તૃપ્ત કરી લઇએ. કોડિયાથી ટિહરી જઈ થોડો વખત ત્યાં નિવાસ કરી, ગરમીના દિવસોમાં રહેવાને માટે ઉંચી શીતલ ટેકરીપર, ટિહરીથી સાતેક માઇલ દૂર ખાસ બંધાવેલા પ્રતાપનગર નામના ટિહરીનરેશના ગ્રીષ્મનિકેતનમાં તેમણે ૧૯૦૨ ના મે—અને જૂન માસ વ્યતીત કર્યા હતા. ટિહરીનરેશ પ્રત્યેક અઠવાડિયે એમના સત્સંગ માટે ટિહરીથી ત્યાં જતા અને મનમાન્યો સત્સંગ કરી પોતાની જ્ઞાનપિપાસા તૃપ્ત કરતા. એ અરસામાં વર્તમાનપત્રોમાં એવા સમાચાર પ્રકટ થયા કે જાપાનમાં એક સર્વધર્મપરિષદ્ ભરાવાની છે. ઈ. સ. ૧૮૯૩ માં અમેરિકાના ચિકાગો નગરમાં જગતના સમસ્તધર્મોની પરિષદ્ ભરાઇ હતી, તેમાં પૂર્વના પ્રદેશમાંથી અનેક મહાપુરુષો ત્યાં ગયા હતા. ભારતવર્ષમાંથી સ્વામી વિવેકાનંદ, સિલોનમાંથી શ્રીયુત અનાગરિક ધર્મપાળ, જાપાનમાંથી મિ૰કાંઝો હિરાઈ અને ઝેનશિરો નાગુચીએ એ સભામાં પોતાનાં વ્યાખ્યાનો આપ્યાં હતાં. એ ધર્મમહોત્સવ એટલો બધો સફલ નિવડયો હતો, કે પ્રત્યેક દેશના અગ્રગણ્ય ધાર્મિક લોકો એના બીજા અધિવેશનની આતુરતાપૂર્વક રાહ જોતા હતા; પરંતુ એવી બીજી કોઇ પણ ધર્મપરિષદ્ ત્યાર પછી ભરવામાં આવી નથી. છતાં જાપાનમાં એનું દ્વિતીય અધિવેશન થવાનું છે એ વાત જાપાનના એક વિદ્વાન સજ્જન મિ. ઓકાકુરાના મિત્રોએ એવી સર્વધર્મપરિષદ્ જાપાનના ટોકિયો શહેરમાં ભરાવાની છે

એવી સૂચના પ્રકટ કરવાથી ફેલાઈ હતી. મિ૦ ઓકાકુરા અમેરિકા તથા જાપાનમાં સ્વામી વિવેકાનંદના પરિચયમાં આવ્યા હતા. એ ઈ૦સ૦ ૧૯૦૨ માં ભારતવર્ષમાં આવ્યા ત્યારે એમણે સ્વામી વિવેકાનંદનાં શિષ્યા ભગિની નિવેદિતા આગળ પોતાની એ ઇચ્છા પ્રકટ કરી હોય એ સંભવિત છે. જાપાનમાં પાછા ફર્યા પછી એમનો એવી ધર્મપરિષદ્ ભરવાનો વિચાર હોય એ પણ બનવાજોગ છે. મિ. ઓકાકુરા કલકત્તામાં હતા, તે વખતે એમની ભગિની નિવેદિતાની સાથેની વાતચીત કલકત્તાનાં અંગ્રેજી વર્તમાનપત્રોમાં પ્રકટ થઈ; પરંતુ એ સમાચારે જાપાનમાં તો બહુ આશ્ચર્ય ઉત્પન્ન કર્યું; કારણ કે એની યોજના તથા પ્રયત્નની ત્યાં તો કોઈને ખબર સુદ્ધાં નહોતી. મિ૦ ઓકાકુરા જાપાનમાં હાજર નહિ હોવાથી, એમના મિત્રોને એથી આશ્ચર્ય થયું અને એમની ગેરહાજરીને લીધે એ યોજના કલ્પનાના સ્વરૂપમાંજ નાશ પામી; છતાં પણ કલકત્તાનાં અંગ્રેજી વર્તમાનપત્રોમાં એ વાર્તા પ્રકટ થઈ અને સ્વામી રામને જાપાન તથા અમેરિકા લઈ જવામાં નિમિત્તભૂત બની. ટહેરી-નરેશના વાંચવામાં જ્યારે આ વાત આવી, ત્યારે તેઓ હર્ષભેર એ પત્રની નકલ લઈને રામની સેવામાં ઉપસ્થિત થયા.

સ્વામી રામ તે વખતે પ્રતાપનગરમાં રહેતા હતા, એ આપણે ઉપર જોઈ ગયા છીએ. દિનરાત તેઓ સ્વયં સાધનામાં પ્રવૃત્ત રહેતા હતા. વેદાન્તવિજ્ઞાનના અવિરત અને ઉન્મત્ત આનંદમાં એમનો સમસ્ત સમય વીતતો હતો. આ દિવસોમાં અનેક આવેશભર્યાં કાવ્યો લખાતાં અને સૌથી શ્રેષ્ઠ કાવ્યની આદર્શમૂર્તિ જેવી તો એમની સાક્ષાત્ વ્યક્તિપ્રભા હતી.

એમના ઉપદેશના શબ્દો થોડા હતા, પણ પ્રત્યેક શબ્દમાં પરમાત્માના પરિમલની અલૌકિક સૌરભ પ્રસરતી. વિજ્ઞાનનું ઓજસ્ એમનાં નેત્રોમાં ઝગમગતું; આવેશનો ઉન્માદ એમના ઉજ્જવળ મુખારવિંદ ઉપર દીપી નીકળતો; લીલીછમ વનસ્થલીના સુકોમળ ઘાસમાં પણ એમને એવું તો જીવનચૈતન્ય સમજાતું કે તેઓ મંદમંદ પગરવે એની સાથે વાતો કરતા કરતા વિહાર કરતા. દૂર–સુદૂર દર્શન આપતી ગંગાજીને " મારી ગંગી " કરીને સંબોધન કરતા. પત્રો, પેન્સીલો અને કલમોને અદ્ભુત નામસંજ્ઞા આપી, એમાં પ્રાણપ્રતિષ્ઠા કરતા અને તેમની સાથે વાર્તાલાપ કરતા. એકાન્તજીવનની અલૌકિક સૃષ્ટિ ઉત્પન્ન કરી, નિર્જીવમાં જીવારોપણ કરતા; પ્રત્યેક પ્રાણીપદાર્થમાં આત્મદર્શી જીવન ગાળતા અને પ્રતાપનગરમાં પ્રતાપવંતા રામ શાહનશાહ

આવી રીતે પ્રેમની સાક્ષાત્ પ્રતિમા જેવા દીપી રહેતા.

આનંદ તો જાણે એમનોજ એકલો સેવક બની બેઠો હોય, તેમ આત્મ-પુષ્પની મધુરી સુગંધ સાથે એકરસ થઇને આસપાસ ખળખળ વહેતાં ઝરણાંની પેઠે પ્રવાહિત રહેતો. અદ્દભુત પ્રેમતરંગોના પરિચયમાં, એકાકી અને અટુલા હિમાલયનાં ગિરિશૃંગો ઉપર માઇલોના માઇલો સુધી વિહાર કરવા નીકળી પડતા અને કોઇવાર ગંગાજીના તટપર જઈ કલાકોના કલાકોસુધી સ્નાન કર્યા કરતા. અંધારી રાત્રિએ એ વનવિહારી વેદાન્તકેસરી રામ ૐ, ૐ, ૐ, ની ગર્જના કરતા કરતા દોડાદોડ કરીને મૃત્યુ અને ભયને તો કેવળ શારીરિક વ્યાયામની નજીવી ખેલકૂદની રમત જેવું રૂપ આપતા. આવી જાતનાં એમનાં આનંદનાં સ્વરૂપો અને વિહારસાધનોજ એમનાં નિત્યનાં દૈવી સંગી હતાં. લોકો ઘણીવાર એમને સમાધિમાં નિમગ્ન નિહાળતા અને કોઇવાર તો એકાન્ત નિર્જન ગુહામાં અથવા ગાઢ અગોચર અરણ્યમાં ભૂખ્યા અને તરસ્યા શોધી કહાડી એમનાં દર્શનસ્પર્શનથી તૃપ્ત થતા.

એમની વહાલી ગંગાજીને રમણીય તટે બેસીને એઓ આનંદનાં અશ્રુ વવરાવતા અને ટિહરીની પાસે સંગમ પામતી ભાગીરથીગંગા, ભિલંગગંગા અને પોતાનાં અશ્રુની આનંદગંગાનો અલૌકિક ત્રિવેણી સંગમ કરાવતા. લોકો એમનાં દર્શન માટે પ્રતાપનગર સુધી આવતા; પરંતુ તેઓ કદિપણ સમાજમાં જઇને લોકોને દર્શન નહોતા આપતા. આવા સમયમાં ટિહરીનરેશને એમનાં દર્શનસત્સંગથી અદ્દભુત આનંદ પ્રાપ્ત થતો. લાહોર છોડયા પછીનાં આ ત્રણ વર્ષ હિમાલયના ભિન્ન ભિન્ન એકાન્ત પ્રદેશમાં ગાળ્યાં હતાં. પ્રકૃતિ માતાના વહાલસોયા ખોળામાં એમને એટલો બધો આનંદ આવતો કે સંન્યાસ ધારણ કરીને જ્યારે તેઓ નીચેના પ્રદેશમાં વ્યાખ્યાનો આપવા ગયા, ત્યારે લોકસમાજના અતિસંસર્ગથી ઘણીવાર ઉપરામ પામીને શહેરોની ભરવસ્તીમાંથી એક બે રાત્રિ કોઇને કહ્યા વિના નિર્જનનિવાસ કરી આવતા. ફૈઝાબાદના એક એવા પ્રસંગનું વર્ણન કરતાં બાબુ સુરજનલાલ કહે છે કે એક દિવસે પ્રાત:કાલે ઉઠીને અમે જોઇએ છીએ તો સ્વામીજીનાં એમના આસન ઉપર દર્શન ન થયાં. બે દિવસ સુધી એમનો પત્તો ન મળ્યો; ત્રીજે દિવસે એ રંગીલા રામનાં જ્યારે દર્શન થયાં, ત્યારે પૂછતાં જણાયું કે, " લોકોના સંસર્ગથી જાણે મારૂં ચૈતન્ય ઓછું થઈ જતું હોય એમ મને લાગ્યા કરે છે. મને તો એકાન્ત, એકાન્ત, અને એકાન્તજ સદાસર્વથા પ્રિય છે. મારો આ-

નંદભંડાર તો એકાન્તમાં પ્રકૃતિ માતાના શુદ્ધ સ્વરૂપમાંજ સચવાઇ રહે છે; માટે હું બે દિવસ સરયૂ નદીને પેલે કાંઠે ચાલ્યો ગયો હતો અને બે દિવસ અરણ્યમાં રહીને આજે પાછો આવું છું."

એકાન્તસેવનની આવી અપૂર્વ પ્રીતિના આવેશમાં તેઓ કહેતા કે, "પ્રકૃતિનાં સમસ્ત તત્ત્વોજ મારાં સાચાં સંબંધી છે; એ મૂળ તત્ત્વોજ મારાં શુદ્ધ સ્વરૂપનાં સહ્રદય મિત્રો છે. મારે કોઇ પણ અન્ય સૃષ્ટિની આવશ્યકતા નથી. એ નિર્દોષ વનલીલા મારી પ્રાણસહચરી છે. સમસ્ત પ્રકૃતિ મારો દેહ છે; નદીઓ મારી ધોરી નસો છે; પર્વતો મારાં અસ્થિ છે; અરણ્યો મારાં રોમ છે અને શરીરે ચેળ આવે ત્યારે મારો હાથ જેમ સ્વાભાવિકરીતે ત્યાં પહોંચી જાય છે, તેમ પ્રકૃતિ મારી આત્મતૃપ્તિની બધી આવશ્યકતાઓ પૂરી પાડવા માટે સેવા કર્યા કરે છે. હિમાલયનાં ઉચ્ચ શિખરોનો હિમ ભલે બીજાઓને મૃત્યુની પથારી જેવો લાગતો હોય, પરંતુ મારે માટે તો તે સુંદર સુકોમળ મખમલની પથારી જેવો છે અને ઉન્નતિના માર્ગમાં એ એક સરસ સીધો પ્રવાસપંથ છે. અરણ્યના અગોચર માર્ગપર કે હિમાચ્છાદિત શૃંગો ઉપર ઉપાન અથવા મોજાં પહેરીને ચાલવું એ તો એક મહાન પાપ છે. ઉઘાડી જમીનનો સ્પર્શ મારા ઉઘાડા પગમાં સર્વવ્યાપી ચૈતન્ય પ્રેરે છે. શરીરનાં માંસ અને અસ્થિનો ગિરિશૃંગોનાં માંસઅસ્થિ સાથે અભેદાનુભવ થવામાટે પરસ્પર સંઘર્ષ થવો જોઇએ. અમે બન્ને પરસ્પર પ્રેમાલાપ કરીએ છીએ. હ્રદયપૂર્વક અમે એકબીજાને આલિંગન આપીએ છીએ; મારા એકાન્તવિહારથી અમારાં બન્નેનાં હ્રદય સહાનુભૂતિ અને પ્રેમતરંગથી આંદોલિત થાય છે. મનુષ્ય પોતાના "અહં" નો ત્યાગ કરે એટલે "સ્વયં" નો સાક્ષાત્કાર કરી પરમાત્મા સાથે સહેજે અદ્વૈત અનુભવે છે. ખળખળ વહેતી ગંગાજીમાં એના અહંભાવનું અસ્તિત્વ ધોવાઇને તણાઇ જાય છે. મનુષ્યમાંથી નિજાનંદનો પ્રવાહ ઊર્ધ્વગામી થઇ સર્વોચ્ચ સ્વર્ગભૂમિમાંથી પ્રત્યાઘાત પામી, પરબ્રહ્મના સાક્ષાત્કારના પરિણામે આ મર્ત્યભૂમિપર પોતાનો પ્રભાવ વિસ્તારે છે. હું સાક્ષાત્ મહાદેવ છું; હું શંકર છું; મલબાર અને કોરોમંડળના કાંઠા મારાં ચરણદ્વય છે; રજપૂતાનાનું અરણ્ય મારી છાતી છે; વિંધ્યાચલ મારી કોપીન છે; પૂર્વ અને પશ્ચિમ દિશાઓ મારા વિસ્તાર પામેલા બાહુઓ છે; સમસ્ત ભરતખંડ (મારા શુદ્ધ શંકરસ્વરૂપે) મારૂં શરીર છે; હિમાલય મારી વિશાળ જટા છે; મારી અલક લહરિમાંથી ગંગાજીનો સાત્વિક પ્રવાહ વહ્યા

કરે છે; હું ભરતખંડ છું; હું શિવ છું; હું મનુષ્ય છું; હું પશુ છું; હું પક્ષી છું; હું સાક્ષાત્ પરબ્રહ્મ પરમાત્મા છું."

રામની આ સમયની આવી ભાષા હતી. પ્રચંડ હાસ્યની ઉષ્મા સાથે એમની ભાષાદ્વારા એમના વચનામૃતની શીતળ વર્ષા વરસતી અને શાંત, ગંભીર, વિચારશ્રેણિમાંથી અનુપમ કાવ્યપ્રવાહો વહેતા. તેઓ કહેતા કે: "મારા જે અવિરત પરિશ્રમમાંથી આનંદનાં ઝરણાં પ્રાપ્ત થાય છે તે પરિશ્રમનાં લોકો દર્શન નથી કરી શકતા; જગતને મારા આનંદમાં ભાગ લેવો છે, પણ એ આનંદપ્રાપ્તિનાં પુરુષાર્થ અને પરિશ્રમનું જ્ઞાન પ્રાપ્ત કરવાની ઇચ્છા સુદ્ધાં નથી થતી."

એમને પોતાના આ આનંદનો સમસ્ત જગતને સંદેશ પહોંચાડવો હતો. સત્ય, પ્રેમ અને આનંદના આ ઉછળતા આવેશનિર્ઝરનાં શીતલ સીકરો સંસારતપ્ત જનસમાજપર છાંટીને સૌના સંતાપ નિર્મૂળ કરવા હતા. વેદાન્તના પ્રખર ઉપદેશનો વિજયધ્વજ ફરકાવવાની આતુરતા એમના રોમેરોમમાં પ્રકટ થઇ આવી હતી; છતાં એમનું વેદાન્ત ભાગવતની ભક્તિ, મુસલમાનની બંદગી, ખ્રિસ્તીની પ્રાર્થના, યોદ્ધાનું શૌર્ય, કવિની કવિતા, જ્ઞાનીનું વિજ્ઞાન, સતીની પતિભક્તિ અને દાર્શનિકોની દિવ્યદૃષ્ટિના સમન્વય જેવું અલૌકિક રહસ્યપૂર્ણ હતું. એમના ઉપદેશમાં તાર્કિક વાદવિવાદની નીરસ વાતો નહોતી, બુદ્ધિવાદની શુષ્ક યુક્તિઓ કે શુષ્ક પ્રમાણોજ નહોતાં; પરંતુ શુદ્ધ સનાતન સત્યનાં પ્રેમભર્યાં આંદોલનોથી એમનું વર્તન અને વચન ભરપૂર હતાં. અત્યારસુધી અવિરત પરિશ્રમથી જે જ્ઞાન એમણે પ્રાપ્ત કર્યું હતું, તે એમના વ્યક્તિમય જીવનની સંકુચિત વ્યષ્ટિમર્યાદા તોડીને સમષ્ટિના ક્ષેત્રમાં જ્ઞાનસરિતાના પ્રચંડ પ્રવાહવડે રેલછેલ કરી મૂકવા તૈયાર થઈ રહ્યું હતું. "અલિફ" માસિકપત્રના લેખો અને અસંખ્ય ભજનો તથા કાવ્યોદ્વારા આપણે અત્યાર સુધી એમના જીવનમાં ઉત્તરોત્તર થતો વિકાસ જોયો છે. એમનો દિગ્વિજયી જ્ઞાનસૂર્ય હવે મધ્યાહ્‌ને આવી પહોંચ્યો હોય તેમ તેમના શબ્દેશબ્દ અને રગેરગમાંથી એનો પ્રકાશ ફૂટી નીકળતો હતો.

આવી ઉન્મત્ત અવસ્થામાં એમનાં દિનરાત નિર્ગમન થતાં હતાં. સ્વામી નારાયણને એમણે સિંધભણી મોકલી આપ્યા હતા, તેથી પ્રતાપનગરના એકાન્તસેવનમાં મનમાની જ્ઞાનલહરિઓમાં પોતે લહેરાતા હતા. ટિહરિનરેશ અવારનવાર એમના સત્સંગમાટે આવતા. તે સિવાય કોઈપણ મુલાકાતથી

એમની ધ્યાનમગ્ન અવસ્થામાં વિક્ષેપ નહોતો પડતો. એમના વહાલા કવિઓ શમ્સતબ્રેઝ, બુલ્લાશાહ અને ગોપાલસિંહનાં કાવ્યગુંજનોમાં એ નાચતા અને ગાતા ગાતા વનવિહાર કરતા. અવધુતગીતાનાં, શંકરાચાર્યનાં વેદાન્ત સ્તોત્રોનાં અને પોતાના અનુભવમાંથી સરી પડેલાં ભાવભર્યાં ભજનોના આવેશમાં તલ્લીન રહેતા. પત્રવ્યવહાર સંપૂર્ણરીતે બંધ હતો. અનુભવસૂર્યની પ્રતિભા એમના વ્યક્તિત્વમાંથી પ્રકટી પ્રકટીને બહાર પ્રકાશ પાડતી, છતાં પ્રચારકાર્યની જિજ્ઞાસા એમાં નામમાત્ર પણ નહોતી. રામ–રામ– અને રામની એકાકી અનુભવગુહામાં એમની સ્વરૂપસ્થિતિ રહેતી. અવારનવાર ભજનો લખતા, અન્ય ભકતોનાં ભજનોને અનુકૂળ ફેરફાર કરી લલકારતા અને સ્વરૂપગંગાની લહરિઓનો પ્રવાહ વહેતો વહેતો ભગવતી ભાગીરથીના જલપ્રવાહ સાથે અભેદ સંગીતનું ગાન કરતો ભળી જતો. આવો, આપણે હવે તે સમયનું એક ભાવભર્યું ભજન વાંચીએ:—

## જામે–સરુર

(રાગ ગઝલ, તાલપશતો)

પીતા હૂં [1]નૂર [2]હરદમ, [3]જામે–સરુર [4]પૈ હમ;
હૈ [5]આસમાં પ્યાલા, વહ [6]શરાબે–નૂરવાલા–(ટેક)
હૈ [7]જીમેં અપને આતા, [8]દૂં જો હૈ જિસકો [9]ભાતા;
હાથી, ગુલામ, ઘોડે, [10]જેવર, જમીન, જોડે;
લે જો હૈ જિસકો ભાતા, [11]માંગે બગર દાતા–પીતા હૂં૦ ૧
હર [12]કૌમકી [13]દુઆયેં, હર [14]મતકી [15]ઇલ્તજાયેં;
આતી હૈં પાસ મેરે, કયા [16]દેર કયા [17]સવેરે;
જેસે [18]અડાતી ગાયેં, જંગલસે ઘરકો આયેં–પીતા હૂં૦ ૨
સબ [19]ખ્વાહશેં, નમાજેં, ગુણ, કર્મ ઔર [20]મુરાદેં;
હાથોં મેં હૂં ફિરાતા, દુનિયાં હૂં યૂં બનાતા;
[21]મેમાર જૈસે ઇટેં, હાથોં મેં હૈ ઘુમાતા–પીતા હૂં૦ ૩
દુનિયા કે સબ [22]બખેડે, ઝગડે, ફસાદ, [23]ઝેડે;

---

૧ જ્ઞાનનો પ્રકાશ ૨ નિત્ય ૩ આનંદનો પ્યાલો ૪ ઉપર ૫ આકાશ ૬ પ્રેમરૂપી મદિરાવાળો ૭ મનમાં ૮ આપું ૯ ગમે ૧૦ દાગીના ૧૧ વગર માગ્યે ૧૨ કોમની ૧૩ યાચનાએઃ ૧૪ સંપ્રદાયની ૧૫ પ્રાર્થનાઓ ૧૬ મોડી ૧૭ વહેલી ૧૮ આરડતી ૧૯ ઇચ્છાઓ ૨૦ વાસનાઓ ૨૧ કુંભાર ૨૨ કલહો ૨૩ ખંખેરી નાખ્યા

દિલમેં નહિ અડકતે, ન [૨૪]નિગહ કો બદલ સકતે;
[૨૫]ગોયા ગુલાલ હૈં યહ, [૨૬]સુર્મા મસાલ હૈં યહ—પીતા હૂં૦ ૪
[૨૭]નેચરકે લૉઝ સારે, [૨૮]અહકામ હૈ હમારે;
ક્યા [૨૯]મિહર ક્યા [૩૦]સતારે, હૈં માનતે ઇશારે;
હૈં [૩૧]દસ્તો–પા હરઈક કે, મર્જી પે મેરી ચલતે—પીતા હૂં૦ ૫
[૩૨]કશશે–સિકલ કી કુદરત, મેરી હૈ [૩૩]મિહરો–ઉલફત;
હૈ [૩૪]નિગહ તેજ મેરી, ઇક નૂર કી [૩૫]અંધેરી;
બિજલી [૩૬]શફક [૩૭]અંગારે [૩૮]સીને કે હૈં [૩૯]શરારે—પીતા હૂં૦ ૬
મૈં ખેલતા હૂં [૪૦]હોલી, દુનિયા સે [૪૧]ગેન્દ ગોલી;
[૪૨]ખ્વાહ ઈસ તરફ કો ફેંકૂં, ખ્વાહ ઉસ તરફ ચલા દૂં;
પીતા હૂં [૪૩]જામ હર દમ, નાચૂં મુદામ ધમધમ;
દિનરાત હૈ [૪૪]તરન્નમ, હૂં [૪૫]શાહે–રામ [૪૬]બેગમ—પીતા હૂં૦ ૭

---

ભાવાર્થ:–પ્રત્યેક શ્વાસોચ્છવાસે હું જ્ઞાનરૂપી પ્રકાશ પીઉં છું; આનંદનો પ્યાલો અમે છીએ; પ્રકાશરૂપી જ્ઞાનમદિરાનું આ આકાશ એ મારૂં પાત્ર છે. (ટેક)

હાથી, નોકર, ઘોડા, ઝવેરાત, જમીન, એ બધું મારી મરજીમાં આવે તેમ જેને જે ગમે તે આપું છું અને સૌ પોતપોતાને મનગમતું લઈ લે છે; વળી બધાને વગરમાગ્યે આપું છું. (૧)

જંગલમાંથી સાંજે આરડતી ગાયો જેમ દોડતી દોડતી ઘેર આવે છે, તેમ દરેક ધર્મની પ્રાર્થનાઓ અને પ્રત્યેક સંપ્રદાયની યાચનાઓ શું વહેલી કે શું મોડી, પણ મારી પાસેજ આવે છે. (૨)

જેવી રીતે કુંભાર ઇંટોને હાથમાં ફેરવતો ફેરવતો બનાવે છે, તેવી રીતે બધી ઇચ્છાઓ, પ્રાર્થનાઓ, ગુણ, કર્મ અને વાસનાઓને હું હાથમાં ફેરવ્યા કરૂં છું ને એવી રીતે જગત બનાવું છું. (૩)

જગતના બધા કલેશ, કલહ અને કંકાસને ઝાડી નાખ્યાં; નથી એ હવે

---

૨૪ દૃષ્ટિ ૨૫ કિંતુ ૨૬ સુરમાના જેવી ૨૭ પ્રકૃતિના નિયમ ૨૮ અધીન; નોકર ૨૯ સૂર્ય ૩૦ તારાઓ ૩૧ હાથપગ ૩૨ આકર્ષણશક્તિ ૩૩ કૃપા અને પ્રેમ ૩૪ દૃષ્ટિ ૩૫ ઝડી ૩૬ અગ્નિ ૩૭ તણખા ૩૮ હૃદયના ૩૯ જ્વાલા
૪૦ હોળી ૪૧ ગેડીદડો ૪૨ ગમે તો ૪૩ પ્યાલો ૪૪ આંસુઓની વૃષ્ટિ ૪૫ રામબાદશાહ ૪૬ નિશ્ચિંત

હૃદયને સ્પર્શ કરતાં કે નથી હવે એ દૃષ્ટિમાં વિકાર ઉત્પન્ન કરી શકતાં; પરંતુ એ તો હવે ગુલામ જેવાં થઈ ગયાં છે; આંખમાં આંજવાના સુરમા જેવાં છે. (૪)

પ્રકૃતિના બધા નિયમો મારા આજ્ઞાધીન છે; શું સૂર્ય કે શું તારાઓ બધા મારા સંકેત પ્રમાણે ચાલ્યા કરે છે; દરેકના હાથપગ મારી મરજી પ્રમાણેજ હાલેચાલે છે. (૫)

આ આકર્ષણશક્તિવાળી પ્રકૃતિ તો મારો એક કૃપા અથવા લીલાકટાક્ષ છે; જ્ઞાનપ્રકાશથી ભરેલી મારી દૃષ્ટિ અત્યંત સૂક્ષ્મ છે; વિજળી, સંધ્યા, અગ્નિ એ બધી મારી હૃદયની વૃત્તિઓ છે. (૬)

હું હોળી રમું છું; આ જગતરૂપી દડાથી ગેડીદડાની રમત કરૂં છું. ચાહે તો એને આણીગમ ફેંકી દઉં કે પછી પેલી તરફ ફેરવી નાખું; પ્રત્યેક શ્વાસોચ્છવાસ હું મારા પ્રેમપાત્રમાંથી પીધા કરૂં છું; હમેશાં હું ધમધમ નાચું છું; દિનરાત આનંદનાં અશ્રુ ટપકયા કરે છે; હું નિશ્ચંત રામ બાદશાહ છું. (૭)

આવી આત્મોન્મુખી ઉન્મત્ત અવસ્થામાં એકાંતસેવન ગાળતા સ્વામી રામ પ્રતાપનગરમાં રહેતા હતા. ત્યાં ટિહરીનરેશને જાપાનની ધર્મપરિષદ્‌માં સ્વામીજીને મોકલવાનો વિચાર ઉદ્‌ભવ્યો. કલકત્તામાં પ્રકટ થતા "સ્ટેટસમેન" વર્તમાનપત્રની નકલ લઇને તેઓ સ્વામીજી પાસે ઉપસ્થિત થયા અને ખેતડીનરેશે જેમ સ્વામી વિવેકાનંદજીને અમેરિકા જવામાં સહાયતા કરી હતી, તેવી ભાવનાથી પ્રેરાઇને ટિહરીનરેશે સ્વામી રામને જાપાન જવાને માટે વિનતિ કરી. અનુભવની ગંગા સ્વામી રામના અંતઃકરણમાંથી ઉર્મિઓરૂપે ફૂટી ફૂટીને બહાર નીકળવાની તૈયારી કરતી હતી, એવી સ્થિતિમાં ટિહરીનરેશની સૂચના સમયોચિત નિવડી અને રામે જાપાન જવાનો સ્વીકાર કર્યો. મહારાજાએ કહ્યું કે પરિષદ્‌નો સમય એટલો બધો નજદીક છે કે રામે તરતજ ત્યાંથી નીકળીને કલકત્તાભણી રવાના થવું જોઇએ અને જાપાન જતી પહેલીજ સ્ટીમરનો લાભ લેવો જોઇએ. તે પ્રમાણે સ્વામી રામ ત્યાંથી નીકળી, લખનૌ થઇ કલકત્તા પહોંચ્યા. તે સમયે લખનૌથી બાબુ ગંગાપ્રસાદ વર્માના "એડવોકેટ" નામના દૈનિક પત્રની ઑફીસમાંથી લખેલો પત્ર વાંચતાં આપણને રામનાં ઉત્સાહ અને ઉમંગનાં દર્શન થાય છે. અત્યારે તો માત્ર જાપાન જવાનોજ ઉદ્દેશ હતો, છતાં ભાવીના ગર્ભમાં કોઇ અનિશ્ચિત કાર્યક્રમ ગોઠ-

વાઇ રહેલો હોય એવું ગર્ભિત સૂચન એ પત્રમાં આપણે જોઇએ છીએ. પત્રમાં સ્વામી રામ લખે છે:—

"જાપાનની સ્ટીમર લગભગ તા. ૨૦ ઑગસ્ટ ૧૯૦૨ ને રોજ કલકત્તાથી ઉપડશે. રામ હિંદુસ્તાનમાં ક્યારે પાછો આવશે એની ખબર નથી. પાછા આવતી વખતનાં બંદરની પણ ભાગ્યેજ કોઈને ખબર પડશે. નિત્ય તમારી સાથે
રામ."

લખનૌ અને આગ્રા થઇને સ્વામી રામ કલકત્તા પહોંચ્યા, ત્યારે લોકોની સલાહ એવી થઇ કે સ્વામી નારાયણને સાથે રાખવાથી કેટલીએક અનુકૂળતા સચવાશે; એટલે સ્વામી નારાયણ સિંધનો પ્રવાસ કરીને પાછા હિમાલયમાં નિવાસ કરતા હતા, તેમને ત્યાંથી બોલાવીને પોતાની સાથે લીધા. કલકત્તાથી તા. ૨૮--ઑગસ્ટ ૧૯૦૨ ને દિવસે " કુમસૈન " નામની સ્ટીમરપર સવાર થઈ માર્ગમાં હોંગકોંગ વગેરે બંદરોમાં ઉતરતા ઉતરતા, લોકોને સત્સંગનો સ્વાદ ચખાડતા ચખાડતા ઑક્ટોબર મહિનાના પ્રથમ સપ્તાહમાં જાપાનના યોકોહામા શહેરમાં જઇ પહોંચ્યા. કલકત્તાથી જાપાનના યોકોહામા શહેર સુધીના પ્રવાસમાં માર્ગમાં આવતાં બંદરોમાં રહેતા ભારતવાસી વ્યાપારીઓએ એમનું બહુ સારૂં સ્વાગત કર્યું હતું. ખાસ કરીને સંતસેવી સિંધી વ્યાપારીઓને એમનાં દર્શનસત્સંગથી બહુ લાભ થયો હતો. જાપાનની ધર્મપરિષદ્‌ની મિતિ જલદી આવી પહોંચે એમ હોવાથી એ બધાં સ્થળોમાં વિશેષ રોકાવાનો અવકાશ નહોતો મળ્યો, છતાં પણ એ વ્યાપારીઓએ એમની વિદ્વત્તા અને આનંદમયતા જોઇને એમની બહુ સરભરા કરી હતી. સ્વામી રામ પોતાના નિત્યના નિજાનંદમાં ઉન્મત્ત રહેતા. વિશાલ જલનિધિપર લહેરાતી જતી અગ્નિનૌકાપર પ્રવાસ કરતાં કરતા, સમુદ્રના તરંગોની સાથે એમનું ચિત્ત પણ આનંદની લહરિઓમાં ઝોકાં ખાતું હતું. કરાંચીનો પ્રવાસ કરી સમુદ્રદર્શનનો લાભ એમણે લીધો હતો, પણ મહાસાગરના ખોળામાં ઉછળતી જલનૌકામાં વિહાર કરવાનો તો રામ બાદશાહને આ પ્રથમજ પ્રસંગ હતો. નૌકા વિહાર કરતી હતી અને રામ બાદશાહ સૈર કરતા હતા કે:—

## જ્ઞાની કી સૈર

( રાગ કલ્યાણ, ત્રિતાલ )

યહ [1]સૈર ક્યા હૈ અજબ [2]અનોખા, કિ રામ મુઝમેં, મૈં રામ મેં હૂં;

---

૧ સહેલ ૨ જુદાજ ઢંગની

[1]બગૈર સૂરત અજબ હૈ [2]જલવા, કિ રામ મુઝમેં, મૈં રામ મેં હૂં. ૧
[3]મરક્કાયે-હુસનો-ઇશ્ક હૂં મૈં, મુઝી મેં [4]રાજ઼ે-નયાજ઼ સબ હૈં;
હું આપની [5]સૂરત પૈ આપ [6]શૈદા, કિ રામ મુઝમેં, મૈં રામમેં હૂં. ૨
[7]જમાના [8]આયીના રામકા હૈ, હર એક સૂરત સે હૈ વહ પૈદા,
જો [9]ચશમે-હકબીં ખુલી તો દેખા, કિ રામ મુઝમેં, મૈં રામમેં હૂં. ૩
વહ મુઝસે હરરંગમેં મિલા હૈ, કિ ગુલ સે [10]ખૂબી કભી જુદા હૈ?
[11]હુબાબો-દર્યા કા હૈ તમાશા કિ રામ મુઝમેં, મૈં રામ મેં હૂં. ૪
સબબ બતાઉં મૈં [12]વજહ કા કયા? હૈ કયા જો [13]દરપર્દા દેખતા હૂં;
[14]સદાયહ હર [15]સાજ઼ સે હ પૈદા, કિ રામ મુઝમેં, મૈં રામમેં હૂં. ૫
બસા હૈ દિલમેં મેરે વહ દિલબર, હૈ આયીના મૈં, ખુદ આયીનાગર;
અજબ [16]તહય્યર હુઆ યહ કૈસા? કિયાર મુઝમેં, મૈં રામ મેં હૂં. ૬
મુકામ પૂછો તો [17]લામકાંથા, ન રામ હી થા ન મૈં વહાં થાં;
લિયા જો [18]કરવટ તો હોશ આયા, કિ રામ મુઝ મેં, મૈં રામ મેં હૂં. ૭
[19]અલલત્વાતર હૈ [20]પાક જલવા, કિ દિલ બના [21]તૂરે-બર્કે-સીના,
તડપ કે દિલ યૂં પુકારા ઉઠા, કિ રામ મુઝ મેં, મૈં રામમેં હૂં. ૮
[22]જહાજ઼ [23]દરયા મેં ઔર દરયા જહાજ઼મેં ભી તો દેખિયે આજ;
યહ [24]જિસ્મ [25]કિશતી હૈ, રામ દરયા, હૈ રામ મુઝમેં, મૈં રામમેં હૂં. ૯

**ભાવાર્થ:**—આ કંઇ અજબ જૂદાજ઼ ઢંગની સૈર છે કે રામ મારામાં છે ને હું રામમાં છું. આ કંઈ અજબ અમૂર્ત દર્શન થાય છે કે રામ મારામાં છે ને હું રામમાં છું. (૧)

સૌંદર્ય અને પ્રેમનું હું શાસ્ત્ર છું; બધી ઇચ્છાઓ અને ગુપ્ત રહસ્ય મારામાં છે; હું મારા પોતાના રૂપ ઉપરજ મોહિત થયો છું; કારણ કે રામ મારામાં છે ને હું રામમાં છું. (૨)

કાલ રામનું દર્પણ છે; પ્રત્યેક રૂપમાં એ ઉત્પન્ન થયો છે; પણ જ્યાં તત્ત્વ-દૃષ્ટિ ઉઘડી તો જોયું કે રામ મારામાં અને હું રામમાં છું. (૩)

---

૧ અમૂર્ત ૨ દર્શન ૩ સૌંદર્ય અને પ્રેમનું શાસ્ત્ર
૪ ઇચ્છાઓ અને ગુપ્ત રહસ્ય ૫ રૂપ ઉપર ૬ આશક, મોહિત ૭ કાલ ૮ દર્પણ
૯ તત્ત્વદૃષ્ટિ ૧૦ ખુશબો ૧૧ જલબુદ્દબુદના ૧૨ આશ્ચર્ય ૧૩ પ્રત્યેક પડદો
૧૪ અવાજ ૧૫ વાજીંત્ર ૧૬ આશ્ચર્ય ૧૭ સ્થાનાતીત ૧૮ પાસું બદલ્યું ૧૯ નિરંતર
૨૦ શુદ્ધ દર્શન ૨૧ વિજળીના પર્વત જેવું ૨૨ નૌકા ૨૩ સમુદ્ર ૨૪ શરીર ૨૫ નૌકા

પ્રત્યેક રંગમાં એ મારી સાથે મળેલો છે; કારણ કે શું પુષ્પથી સુગંધી કદિ જુદી હોય છે? આ તો નદી અને જલબુદ્બુદ્નો ખેલ છે એટલે રામ મારામાં છે, હું રામમાં છું. (૪)

પ્રત્યેક પડદાની પાછળ (નામરૂપના આવરણની પાછળ) હું એનેજ જોઉં છું, એ આશ્ચર્યનું હું શું કારણ બતાવું? પ્રત્યેક વસ્તુમાંથી એજ ધ્વનિ ઉઠે છે કે રામ મારામાં છે અને હું રામમાં છું. (૫)

મારા હૃદયમાં એ દિલબરે ( પ્રિયતમે ) વાસ કર્યો છે, વસ્તુરૂપી પ્રત્યેક દર્પણમાં હુંજ દર્પણકાર છું. આ કેવું આશ્ચર્ય છે કે રામ મારામાં છે અને હું રામમાં છું. ( ૬ )

મારો દેશ પૂછો તો તે દેશાતીત હતો કે જ્યાં નહોતો રામ કે નહોતો હું; પણ (માયાની) ઉંઘમાં જ્યાં ( સ્વરૂપપ્રતિ ) પાસું બદલ્યું તો ખબર પડી કે રામ મારામાં છે અને ‘ હું ’ રામમાં છું. (૭)

નિરન્તર વિશુદ્ધ દર્શન થયા કરે છે, તેથી હૃદય તો જાણે વીજળીના પર્વતના હૃદય જેવું ( પ્રકાશવાન ) થઇ ગયું છે. અધીરૂં થઇને એ હૃદય બોલી ઉઠયું કે રામ મારામાં છે ને હું રામમાં છું. (૮)

જૂઓ તો ખરા કે વહાણ સમુદ્રમાં છે ને સમુદ્ર વહાણમાં છે. આ શરીર નૌકા છે અને રામ સમુદ્ર છે તેવી રીતે રામ મારામાં છે ને હું રામમાં છું.(૯)

## પ્રકરણ ૧૬ મું—સ્વામી રામ જાપાનમાં

“ મારા બન્ધુઓ ! તમે સ્વભાવથીજ પ્રસન્નચિત્ત છો. તમારા ખીલતા ચહેરા-પર હાસ્ય જોઇને મને આનંદ થાય છે. તમે તો હસતાં પુષ્પો છો. તમે માનવજાતિની હસતી કુસુમકલિઓ છો. તમે મૂર્તિમાન આનંદ છો. ” સ્વામી રામતીર્થ

જાપાનના ઉદ્યોગી અને પ્રસન્નચિત્ત નિવાસીઓને જોઇને રામના ઉત્સાહી ચિત્તપર આવી ભવ્ય છાપ પડી હતી.ભારતવર્ષના વર્તમાન લોકોના પ્રમાદી વાતાવરણમાંથી નીકળીને રામ જેવા આનંદી અને કર્તવ્યપરાયણ સંન્યાસી હવે એક એવા દેશમાં પહોંચ્યા હતા કે જે દેશે છેલ્લાં ૫૦ વર્ષમાંજ અંધકારના ભેદી આવરણને તોડીને, ઉદ્યમ, ઉત્સાહ અને આનંદનાં સાધનોવડે અત્યારે દુનિયાભરના લોકોને આશ્ચર્યમુગ્ધ કરી નાખ્યા છે; એવા જાપાન દેશમાં સ્વામી રામ ગયા ત્યારે ત્યાંના લોકોના જીવનમાં જાણે કે ભારતના ભાવી આદર્શ તરુણોનાં મૂર્તિમાન સ્વરૂપ જોતા હોય એવો એમને અપૂર્વ આનંદ થયો.

જાપાનમાં પ્રથમ તેઓ યોકોહામા બંદરમાં ઉતર્યા અને ત્યાના મુલતાની શેઠ વસીઆમલ આસુમલની પેઢીના અતિથિ થયા. એમનો મુખ્ય ઉદ્દેશ સર્વ-ધર્મપરિષદ્‌માં હાજરી આપવાનો હતો, તેથી તેની તપાસ કરવાનું જાપાનની રાજધાની ટોકિયોમાં ઠીક થઇ પડશે એમ ધારી એ પેઢીના એક મુનિમ સાથે યોકોહામાથી બીજે દિવસે સ્વામી રામ તથા નારાયણ ટોકિયો ગયા. એ શહેરમાં જાપાનમાં અભ્યાસ કરતા હિંદુસ્તાની વિદ્યાર્થીઓએ "ઇન્ડો-જાપાનીઝ કલબ" નામની એક સભાની સ્થાપના કરી હતી, જેનો મુખ્ય ઉદ્દેશ ભારતીય વિદ્યાર્થીઓને સહાયતા કરવાનો હતો. સભાના કેટલાએક સભાસદો કલબના મકાનમાં રહેતા હતા. એક સમયે પંજાબના એક તરુણ શિખ વિદ્યાર્થી શ્રીયુત પૂરણસિંહ ત્યાં રસાયનશાસ્ત્રનો અભ્યાસ કરતા હતા, તેઓ એ સભાના મંત્રી હોઇને બીજા સભાસદોની સાથે કલબના-મકાનમાંજ નિવાસ કરતા હતા. સર્વધર્મપરિષદ્‌ની માહિતી એ કલબમાંથી મળશે એમ ધારીને વસીયામલ શેઠનો મુનિમ સ્વામી રામને પ્રથમ એ સ્થળે લઇ ગયો.

એ કલબમાં ધાર્મિક ચર્ચાઓ પણ થતી. શ્રીયુત પૂરણસિંહ ધર્મવૃત્તિ-વાળા ઉત્સાહી યુવક હતા. શિખધર્મમાં જન્મ પામી, સંતસાધુ અને ગુરુ-સેવાની મહત્તાના શુભ સંસ્કાર એમના ચિત્ત ઉપર બાલપણથી પડયા હતા. પોતાના ધાર્મિક અનુરાગને લીધે પાશ્ચાત્ય દર્શનશાસ્ત્રોનો અને કાવ્યોનો એમણે સારો અભ્યાસ કર્યો હતો. અંગ્રેજી ભાષાપર એમનો બહુ સારો કાબુ હતો. એમના ભાવગ્રાહી હૃદયમાં સરલતા, સહૃદયતા અને કવિતાના આવેશ હતા; એમના જીવનમાં ત્યાગના તરંગો ઉછળતા હતા; એમની નસોમાં દેશભક્તિનું રકત ઉછળતું હતું; સેવાની ભાવના એમના ચિત્તમાં ચેતના પ્રકટાવી રહી હતી; એમની વ્યાખ્યાનકળામાં ભાષાની છટા, ભાવજાગૃતિના રંગ અને પ્રેરણાનાં સામર્થ્ય હતાં. જાપાનની બુદ્ધધર્મા-વલંબી ભાવિક પ્રજામાં પણ એ એવા તો માનીતા થઇ પડયા હતા કે ત્યાંની વિદ્યાપીઠોમાં એમને વ્યાખ્યાન આપવા માટે નિમંત્રણ થતાં હતાં. આવા ઉત્સાહી નવયુવક ઉપર સ્વામી રામની પ્રેમોન્મત્ત વ્યક્તિપ્રભાની અદ્‌ભુત અસર થાય એ સ્વાભાવિકજ છે.[1]

---

૧ સરદાર પૂરણસિંહ હાલમાં ગ્વાલિયર રાજ્યમાં રસાયનશાસ્ત્રી તરીકે કામ કરે છે. જાપાનમાં તેઓ તે વખતે પોતાનો અભ્યાસ સંપૂર્ણ કરી પરીક્ષા આપી ચૂકયા હતા. સ્વામી રામના સંસર્ગથી તેમને સંન્યાસનો રંગ ચઢયો અને રામના અમેરિકા ગયા પછી

ટોકિયોની " ઇન્ડો—જાપાનીઝ કલબ" ભારતવર્ષના વતનીઓને સલાહ લેવાનું મુખ્ય મથક હતું. વિદ્યાર્થીઓનું તો એ કેન્દ્રસ્થાન હતું. કોઇપણ નવીન આવનારને એ કલબમાંથી ઉપયોગી માહિતી મળી શકતી અને રહેવા માટે પણ એ સભા વિદ્યાર્થીઓનું નિવાસસ્થાન થઇ પડી હતી.

ચોકોહામાથી શેઠ વસીઆમલના મુનિમે એ બે કાષાયવસ્ત્રધારી સાધુઓને કલબમાં લઇ જઇ તેના સભાસદોને તેની ઓળખાણ કરાવી ત્યારે એમના આનંદનો પારજ ન રહ્યો. મુખ્યત્વે કરીને એમાંથી મોટા સ્વામીના મુખમાંથી પક્ષીઓના મધુર કલરવ જેવા વારંવાર ઉચ્ચારાતા ૐ ૐ ૐ ૐ ના શબ્દગુંજનથી એમના હૃદયમાં નવીન ઉત્સાહ જાગૃત થયો. એ બન્નેમાંથી કોઇને પણ પહેલાં કોઇની સાથે ઓળખાણ નહોતી, છતાં એ સભાસદોના હૃદયમાં પૂર્વના પરિચિત સંબંધીઓના જેવો પ્રેમ અને સદ્ભાવ જાગી ઉઠયો. એ સમયનું વર્ણન કરતાં સરદાર પૂરણસિંહ લખે છે કે:—

" હું તો એમનાં દર્શનથી ગાંડોજ બની ગયો. એમાંથી એકેયને હું ઓળખતો નહોતો. એમની વેદાન્તની પરિભાષા એટલી બધી વિચિત્ર હતી કે એમના આગમનથી કલબમાં અદ્ભુત પ્રભાવ પડયો; એમની વ્યકિતપ્રભા એવી ઓજસ્વી હતી કે અમે બધા સહેજે એમના શાંત, મૂક અને આજ્ઞાકારી સેવક—શિષ્ય બની ગયા. કલબના મકાનમાં પ્રવેશ કરતાંજ નાના સ્વામી (નારાયણ સ્વામી)એ મને પ્રશ્ન કર્યો:-

" તમારો દેશ કયો ? "

"સમસ્ત જગત મારો દેશ છે" એવો મેં અશ્રુપૂર્ણ નેત્રે અને વિનમ્ર પ્રેમ-

---

રામનેજ ગુરુ સ્વીકારી સંન્યાસ આશ્રમનો સ્વીકાર કર્યો. ઘણા માસ સુધી ત્યાં એમણે વેદાન્તપ્રચારનું કાર્ય કર્યું. " ગર્જતું પ્રભાત " નામનું અંગ્રેજી ભાષામાં એક માસિક પત્ર ચલાવ્યું અને થોડો કાળ ત્યાં નિવાસ કરી ભારતવર્ષમાં આવ્યા પછી પણ એજ માસિકદ્વારા વેદાન્તપ્રચારનું કાર્ય કરતા રહ્યા; પરંતુ પાછળથી પોતાનાં માતાપિતા તથા અન્ય સંબંધીઓના આગ્રહથી તેમણે ગૃહસ્થાશ્રમનો અને પોતાના શિખ સંપ્રદાયનો અંગીકાર કર્યો. સ્વામી રામ અમેરિકાથી પાછા આવ્યા, ત્યારપછીપણ એમની સ્વામીજીના પ્રતિ એકસરખી પૂજ્યબુદ્ધિ હતી. હાલમાં એ સજ્જને " સ્વામી રામની જીવનવાર્તા " નામનું એક અંગ્રેજી ભાષામાં પુસ્તક પ્રસિદ્ધ કર્યું છે; તેમાં સ્વામી રામનાં પોતાનાં સંસ્મરણોનું બહુ અલંકારિક અને ઓજસ્વી ભાવમાં વર્ણન કર્યું છે.

ભર્યા સ્વરે ધીરેથી ઉત્તર આપ્યો, પણ એટલીવારમાં મોટા સ્વામીએ મારાં નેત્ર સામે સીધો દૃષ્ટિપાત કરીને કહ્યું કેઃ-

" અને કલ્યાણ કરવું એ મારો ધર્મ છે. "

" આમ કહી મારા અધુરા વાક્યની પૂર્ણાહુતિ કરી આપી. અમે બન્ને એક વાકયના છુટા પડી ગયેલા બે ભાગની પેઠે એકજ વાકયમાં એક થયા-અમે મળ્યા. "

" તેજ દિવસે બુદ્ધવિદ્યાપીઠના વિશાળ શ્રોતૃસમાજ સમક્ષ મારે વ્યાખ્યાન આપવા જવાનું હોવાથી મેં સ્વામી રામને મારી સાથે આવવાની અને ત્યાંના લોકો સમક્ષ થોડું બોલવાની વિનતિ કરી અને તેમણે એનો સહર્ષ સ્વીકાર કર્યો. સાંજે ત્યાં જવા માટે અમે બધા ટ્રામગાડીમાં બેઠા. એમના ૐકારના સંગીતથી મારાપર એટલો બધો પ્રભાવ પડયો હતો, કે હું પણ વારંવાર ૐ, ૐ, ૐ નું સ્વાભાવિકરીતેજ અનુકરણ કરતો થઇ ગયો હતો. ટ્રામનાં કાચનાં બંધ બારણાંને અઢેલીને, બેભાન જેવો પવિત્ર મધુર શબ્દ ૐ નું મનમાન્યું સંગીત ગાતો ગાતો, કયાં છું અને કયાં જાઉં છું એનું પણ ભાન ભૂલીને એમની પાછળની બેઠકમાં હું બેઠો હતો. મારા વ્યાખ્યાનને માટે મેં કશીએ તૈયારી કરી રાખી નહોતી, પણ તે દિવસે હું એવો તો નિજાનંદમાં ઉન્મત્ત હતો કે હું ગયો, બોલવા ઉભો થયો અને શ્રોતાઓને આનંદમાં ગરકાવ કરી નાખ્યા. સ્વામી રામની મેં ત્યાં ઓળખાણ કરાવી અને અગ્નિના તણખા જેવો શબ્દે શબ્દે પ્રભાવ અને પ્રકાશ પાડતા તેઓએ વ્યાખ્યાન કર્યું. સભામાં બુદ્ધધર્માનુયાયીઓ અને આસ્ટ્રેલિયામાંથી આવેલા થિયોસોફિસ્ટ લોકો હતા. એ બધાએ એમને બહુ ધ્યાનપૂર્વક સાંભળ્યા. જાપાનનો વિખ્યાત તત્ત્વવિદ્ મિ. કાન્ઝો ઉચીમુરા પણ તે દિવસે થોડું બોલ્યો હતો. "

"વ્યાખ્યાનમાંથી અમે પાછા ફર્યા ત્યારે બહુ મોડું થઇ ગયું હતું. તેમણે મને કહ્યું:—" ટોકિયો જેવા પ્રવૃત્તિમય શહેરમાં રહીને પણ મનની સંપૂર્ણ શાંતિપૂર્વક આવાં સુંદર વ્યાખ્યાન આપી શકનાર તારા જેવા એક નવયુવકની મારે જરૂર છે. ખરેખર, આવી શાંતિજ જીવનનું રહસ્ય છે. એનું નામજ ચિત્તની એકાગ્રતા; એજ સમાધિની એક અવસ્થા છે કે જેમાંથી સમસ્ત શુભ વિચારોનો આવિર્ભાવ થાય છે. જનસમાજને ઉન્નતિનો માર્ગ દર્શાવનારાં આદર્શ ચિત્રો ઉતરી આવે છે; અને એ ઉચ્ચતમ સ્થિતિ

માંથીજ આંતરિક પ્રેરણાનાં આંદોલનોનો ઉદ્ભવ થાય છે. વેદાન્તની પરિભાષામાં એનું નામજ યોગ છે અને શરીરની નિશ્ચેષ્ટ અવસ્થામાંથી પરિણામ પામતી ચિત્તની અચલ શાંતિ પણ એનુંજ નામ છે. વાહ વાહ ! એ કેવી મહાન સ્થિતિ છે!"

"એમના આ કથનથી મારામાં અદ્‌ભુત ઉત્સાહ આવ્યો. એમના આ સંકલ્પથી અંજાઇને એમની વ્યક્તિપ્રભામાં હું એવો તો તદાકાર થઇ ગયો હતો કે એમના શબ્દો તો જાણે હું સાંભળતોજ નહોતો એમ મને લાગતું. કોઇ કુમારિકા જેમ પોતાના સ્વપ્ન-વિહારી પ્રેમપાત્રને મળીને ગાંડીઘેલી થઇ જાય તેમ હું આનંદના આવેશમાં બેભાન બની ગયો હતો. એમના શબ્દોનો અર્થ સમજવા જેટલી પણ મારામાં ધીરજ નહોતી; છતાં શબ્દોના શ્રવણમાત્રથી મારા રોમેરોમમાં ભાવજાગૃતિ આવી જતાં હતાં. ઓરડીમાંથી બહાર અને બહારથી અંદર હું વ્યર્થ આવજા કરતો, પણ શામાટે એમ કરૂં છું, એની મને પોતાનેજ ખબર નહોતી પડતી. એમની પાસે લાંબો વખત બેસી પણ નહોતો શકતો; તેમ એમનો વિયોગ પણ વધારે વાર સુધી સહન નહોતો થઇ શકતો. એમના પ્રેમમાં હું ગાંડોજ બની ગયો હતો. હું એમને ચહાતો હતો અને જો કદાચ હું કોઈ નવયૌવના કુમારી હોત તો એમના પ્રેમપાત્ર થવા માટે મેં મારા જીવનસર્વસ્વને અવશ્ય સમર્પણ કર્યું હોત; પરંતુ આટલું છતાં હું એમના એકેય શબ્દનો અર્થ સમજ્યો નહોતો. મેં સમજવા પ્રયત્ન પણ નહોતો કર્યો—અરે હું સમજી શકું તેવી સ્થિતિમાંજ નહોતો; છતાં પણ કોઇ અદ્‌ભુત ચમત્કાર બન્યો હોય તેમ એમણે જે કાંઇ કહ્યું છે, તેનો મારા માનસિક કુબેર ભંડારીએ સર્વાંશે સંગ્રહ કરી રાખ્યો હતો અને અત્યારે જે કાંઇ લખું છું તે પણ તેમાંનો શબ્દે શબ્દ એવાજ સ્વરૂપમાં અને એવાજ ભાવથી લખું છું."

"બીજે દિવસે એક જૂનાં પુસ્તકો વેચનારાની દુકાનમાંથી મારી મેળેજ હું ચિકાગોની ઈ૦ સ૦ ૧૮૯૩ ની સર્વધર્મપરિષદ્‌ની કાર્યવાહીનાં બે ભાગમાં બાંધેલાં પુસ્તકોની નકલ લઇ આવ્યો અને જ્યારે સ્વામી રામની સમક્ષ લાવીને મેજપર મૂકયાં ત્યારે રામે કહ્યું:—

"વાહવાહ ! રામને આ પુસ્તકનીજ જરૂર હતી. તું આ કયાંથી લઇ આવ્યો ? પરમાત્મા જાણે પોતાનેજ હાથે જે વસ્તુઓની આવશ્યકતા હોય તેની કેવી સુંદર યોજના આમ કરે છે !" ત્યારપછી અમે ટોકિયોમાં સર્વ-

ધર્મપરિષદ્ ભરાવાની હતી તેવિષે લંબાણુથી વાતચીત કરી; પણ જ્યારે સ્વામીજીને ખબર પડી કે એવી કોઇપણ જાતની પરિષદ્ ત્યાં ભરાવાની નહોતી ત્યારે તેઓ જોરથી હસ્યા અને કહ્યું:-

"રામને પોતાના હિમાલયના એકાન્તનિવાસમાંથી જગતની સમક્ષ બહાર લાવવાની પરમાત્માએ કેવી અદ્‌ભુત યુક્તિ રચી છે! કેવી ખોટી ખબરમાંથી પણ સુંદર સાચું પરિણામ આવે છે! રામ પોતેજ એક સર્વધર્મપરિષદ્ છે. ટોકિયોને એવી પરિષદ્ નહિ ભરવી હોય તો રામ એવી એક સભા બોલાવશે."

"ત્યાર પછી બીજે દિવસે પૂનાવાળા પ્રૉફેસર વિષ્ણુપંત છત્રે પોતાનું સર્કસ લઇને ટોકિયોમાં આવ્યા હતા; તેનાં જંગલી પ્રાણીઓનો ખેલ જોવા માટે બધા હિંદી વિદ્યાર્થીઓ અને રામ ગયા. અહીંઆં ટોકિયોની રાજકીય વિદ્યાપીઠના સંસ્કૃતના અધ્યાપક અને પૂર્વની ભાષાઓના અભ્યાસી ટાકાકુસુની રામની જોડે મુલાકાત થઈ. સર્કસના મંડપમાંથી ઘેર જતાં એ અધ્યાપકે મને કહ્યું કે:"ઇંગ્લેન્ડમાં પ્રૉફેસર મૅકસમૂલરને ઘેર અને બીજી અનેક જગ્યાએ સંસ્કૃત ભાષાના મહાન પંડિતો અને દર્શનશાસ્ત્રીઓને હું મળ્યો છું; પણ સ્વામી રામના જેવી કોઈ પણ વ્યક્તિનાં મેં હજીસુધી દર્શન નથી કર્યાં. પોતાના સંપૂર્ણ તત્ત્વજ્ઞાનની એ જીવન્ત પ્રતિમા છે; અનુભવની એ સાક્ષાત્ મૂર્તિ છે; એમનામાં બુદ્ધધર્મ અને વેદાન્તનું અદ્‌ભુત સંમેલન છે;એ પોતેજ વાસ્તવિક ધર્મ છે અને એ એક સાચા કવિ અને જ્ઞાની છે."

મિ. કૈ. હિરાઈ નામના વિદ્વાન સજ્જન પોતાનાપર પડેલા પ્રભાવનું વર્ણન કરતાં બોલી ઉઠયા કે:"એમના દૈવી વ્યક્તિત્વથી મારા જીવનમાં અલૌકિક ચમત્કાર અનુભવતો હોઉં એમ મને લાગે છે."

"સર્કસ જોતી વખતે અમારી આગલી હારમાં જાપાનની ઉચ્ચ કુલની સન્નારીઓની હાર બેઠેલી હતી. સુશોભિત અલંકારથી સજ્જ થયેલી,ગુચ્છાદાર વાળથી ઓળેલાં મસ્તકવાળી, રંગબેરંગી વસ્ત્રો પહેરી બેઠેલી એ યુવતીઓનાં શોભાપૂર્ણ ચિત્રો સામે મારાં નેત્રો ઢળ્યાં; સૌંદર્યની સાક્ષાત્ પ્રતિમાઓ જેવી એ સન્નારીઓભણી મારો દૃષ્ટિપાત થતાંજ મને વિચાર આવ્યો કે મારાં નેત્રોનું આ ચૌર્યકર્મ જો સ્વામીજી પકડી પાડશે, તો હું ખરેખરો સપડાઇ જઇશ; પરંતુ એટલામાં તો મારાં કાવ્યપૂર્ણ નેત્રોની ભાવનાને પોતે હૃદમંગળ કરી લીધી હોય તેમ તેઓ બોલી ઉઠયા:—

" પૂરણજી ! આ લલનાઓની કાંતિવાન ગૌરવર્ણ ગ્રીવાઓ તો જાણે હિમાલયની વનસ્થલી પૂર્ણ ઘનશ્યામ અલકાવલિમાંથી ઉછળી આવતી હોય તેવી, ગંગાજીની ખળખળ વહેતી રૂપેરી સ્રોતસ્વિનીઓ હોય નહિ ! "

"ખેલમાંથી પાછા ફર્યા ત્યારે રાત્રિ પડી ગઈ હતી, તેથી અમને ટ્રામ તથા બીજું કશુંયે વાહન ન મળ્યું એટલે પગે ચાલતાં આવવું પડ્યું. સ્વામી રામ બહુ ઝડપથી ચાલતા હતા અને અમે બધા પાછળ ચાલતા ચાલતા ભાગ્યેજ એમની સાથે રહી શકતા હતા. "

"ટોકિયોના એક ધનાઢ્ય સજ્જન મિ૦ નૈબો કેન્ડોને ત્યાં મુલાકાત કરાવવા હું એમને લઇ ગયો હતો, ત્યારે વાતચિતમાંથી અધવચ ઉભા થઈને એ સજ્જન ઘરમાં ગયા અને પોતાનાં પત્ની તથા બાલકોને લાવીને જાણે ક્ષમા માગતા હોય તેમ બોલી ઉઠયા કે: " માફ કરજો;પણ આપનાં દર્શનથી મને જે અસાધારણ આનંદ થાય છે તેનો મારાં પત્ની અને બાલકોને લાભ આપ્યા વિના મારાથી રહેવાયું નહિ તેથી હું એમને અંદર જઇને લઈ આવ્યો છું." ત્યાર પછી એ ભલા સજ્જને પ્રશ્ન કર્યો:-

" આપે આપના કુટુંબનો શામાટે ત્યાગ કર્યો ? "

"કેવલ વસુધારૂપી વિશાળ કુટુંબજ બનાવવા અને સમસ્ત વિશ્વની સાથે એકતા અનુભવવા માટે " સ્વામી રામે આવો ઉત્તર આપી એમને **વસુધૈવ કુટુંબકમ્** ની ભાવના સમજાવી.

" દરરોજ સાયંકાલે જાપાનમાં રહેતા ભારતવાસીઓની અને જાપાનનિવાસીઓની એમની સમક્ષ સભા ભરાતી. એ બધા એમના શબ્દે શબ્દ એકાગ્રચિત્તથી સાંભળતા. નેત્રો બંધ કરીને અપૂર્વ ઉત્સાહથી સાંભળતો હું એક બાજુ શાંત બેસી રહેતો. મારા હોઠ ૐકારના જપથી આંદોલિત રહેતા; અને હું કશુંયે ન સાંભળવા છતાંએ એમના શબ્દે શબ્દના સંસ્કાર ગ્રહણ કરતો ધ્યાનમગ્ન-રામમગ્ન બેસી રહેતો."

" ટોકિયોની વ્યાપારવિષયક વિદ્યાપીઠમાં એમણે " સફલતાનું રહસ્ય " એ વિષયપર વ્યાખ્યાન આપ્યું હતું. એ વ્યાખ્યાનથી લોકોમાં એમના પ્રતિ અદ્ભુત આકર્ષણ થયું. રુશીઆના એલચીએ વર્તમાનપત્રોમાં જ્યારે એ વ્યાખ્યાન વાંચ્યું, ત્યારે સ્વામી રામની મુલાકાત લેવા માટે તેણે પ્રાર્થનાપત્ર લખ્યો હતો, પણ સ્વામીજી તે અરસામાં જાપાન છોડીને અમેરિકા રવાના થઇ ચૂકયા હતા, તેથી એ મુલાકાત ન થઇ શકી. "

"એક દિવસે સ્વામી રામે મને કહ્યું કે:" મેં હિંદુસ્તાનમાં સાંભળ્યું હતું કે જાપાનમાં એક પ્રકારની એવી લાકડી મળે છે કે જેને કોઇવાર છત્રી તો કોઇવાર નાનું મેજ બનાવી શકાય છે. મને આ આશ્ચર્ય જેવી વસ્તુની ખબર નહોતી તેથી સાંભળીને મને નવાઈ લાગી. હું એમને બજારમાં લઈ ગયો અને તપાસ કરતાં એ વસ્તુ મળીઆવી ત્યારે. રમકડાથી બાલકને આનંદ થાય તેટલા અપૂર્વ આનંદથી તેઓ એ લાકડીને લઇને ઘડીમાં મેજ બનાવે તો ઘડીમાં છત્રી અને વળી પાછી લાકડી બનાવીને ચાલવા માંડે. હસતા જાય અને ચાલતા ચાલતા બાલવત્ આનંદથી એનાવડે. રમતા જાય. બજારમાં નાની નાની દુકાનો માંડીને બેઠેલી કુમારિકાઓ એમને જોઇને હર્ષઘેલી થઇ ગઈ. પોતાની દુકાનો છોડીને ઝરણાની પેઠે એ દોડી આવી, એમની પાછળ પાછળ મધુમક્ષિકાઓની પેઠે ભમવા લાગી અને જ્યાં જ્યાં રામ ફરતા હતા, ત્યાં તેમની આસપાસ ટોળે વળી જતી. રામના રેશમી વસ્ત્રને છેડતી છેડતી, આશ્ચર્યથી એમના કાંતિમાન ગૌરવર્ણ મુખારવિંદને નિહાળતી ઉદ્ગાર કહાડતી હતી કે:" આ તો આપણા કરતાંએ વિશેષ સુંદર છે. કેવો રૂપાળો છે. કેવો સરસ છે." સાથે અંદર અંદર એ એવી મશ્કરી પણ કરતી હતી કે:" આ સુંદર મનુષ્યને હુંજ વરીશ." એ ભોળી બાળાઓ આવી વાતચીત પોતાની જાપાની માતૃભાષામાં કરતી હતી, એટલે રામ તો એ કેવી રીતે સમજી શકે, પણ મને એમની ગમ્મતભરી વાતો સાંભળીને બહુ હસવું આવ્યું. એ બધી પરસ્પર મશ્કરીઓ કરતી હતી અને રામની સાથે રમતી અને હસતી પાછળ પાછળ ફર્યા કરતી હતી; પણ એટલામાં સ્વામી રામે મને એ બાળાઓ શું કહે છે એમ પૂછ્યું, ત્યારે મેં જાણીજોઈને એવો ખોટો અર્થ કર્યો કે, "એમને આપનાં વેદાન્તનાં વ્યાખ્યાન સાંભળવાની ઇચ્છા છે. આપની પાસે અભ્યાસ કરવા, આપનું શિક્ષણ મેળવવા અને આપનાં દર્શન કરવા માટે આવવાની એમની ઇચ્છા છે." સ્વામીજીએ તેમનાપ્રતિ સહજ નમન કર્યું અને પછી પોતાના નિત્યના આનંદ અને પ્રેમભર્યા શબ્દે ઉત્તર આપ્યો કે: "એમને કહે કે એમની ઇચ્છામાં આવે ત્યારે ખુશીથી આવે. રામ તો જેમ સૌનો છે, તેવોજ તેમનો પણ છે." છોકરીઓ પ્રસન્ન થઈ અને અમે બજારમાંથી ઘેર આવ્યા."

"જાપાનમાં અન્ય સ્થળે પણ થોડાં વ્યાખ્યાનો અપાયાં હતાં, પણ એ બધાની નોંધ કોઇએ રાખી નથી તેથી હાલ અપ્રાપ્ય છે. "સફલતાનું રહસ્ય" નામનું વ્યાખ્યાન એ બધાં વ્યાખ્યાનોમાં સર્વોત્તમ હતું. એમની વ્યાખ્યાન-

શૈલીનો તેમજ એમના આનંદના આવિર્ભાવ અને આવેશનો શ્રોતાઓ ઉપર અદ્ભુત પ્રભાવ પડતો. અંગ્રેજી ભાષા નહિ જાણનાર એક કારીગરે એમનું વ્યાખ્યાન સાંભળીને કહ્યું હતું કે:" મને એમની વ્યક્તિપ્રભા અગ્નિની પ્રચંડ જવાલા જેવી લાગે છે અને એમના શબ્દો તો જાણે એ જવાલામાંથી નીકળતી નાની ચિનગારીઓ હોય નહિ ! "

જાપાન છોડયા પછી પણ ત્યાંના લોકોનાં ચિત્ત ઉપર એમના વ્યક્તિત્વના સંસ્કારો સ્થાયી રહ્યા હતા. મી૦ કે. હીરાઇ કહેતા હતા કે, "એમનાં હાસ્યો તો હજુ પણ જાણે વાતાવરણમાં ફૂલની પાંદડીઓની પેઠે હું ઉડતાં જોઉં છું."

સરદાર પૂરણસિંહને વેદાન્તનો જરાયે અભ્યાસ નહોતો, અંગ્રેજીભાષામાં વિશેષ રુચિ હતી અને પ્રસિદ્ધ પાશ્ચાત્ય તત્ત્વવિદ્ હર્બર્ટ સ્પેન્સરના તેઓઅચ્છા અભ્યાસી હતા, ત્યારે તેઓ વાસ્તવિક આનંદના જિજ્ઞાસુ અને આશાપૂર્ણ નવયુવક હતા. સ્વામી રામના વ્યક્તિત્વની એમના હૃદય ઉપર ચમત્કારિક અસર થઇ હતી. એમના કાવ્યપૂર્ણ હૃદયને રામના ભાવાવેશથી ત્યાગ અને સંન્યાસનો રંગ ચડયો હતો. જતાં પહેલાં એક દિવસે સ્વામી રામની પાસે તેમણે પોતાના કર્તવ્યનો પ્રશ્ન કર્યો ત્યારે રામે પ્રથમ તો તેમને પોતાનેજ તેનો નિર્ણય કરી લેવાની સલાહ આપી; પરંતુ સરદાર પૂરણસિંહે જ્યારે વારંવાર આગ્રહપૂર્વક પૂછીને રામની આજ્ઞા માગી ત્યારે સ્વરૂપના આવેશમાં આવી જઇને રામે તટસ્થપણે સલાહ આપી કે: " તમારા જેવા નવયુવાન માટે તો એજ ઉત્તમ માર્ગ છે કે સંન્યાસ ધારણ કરીને માનવકુલની સેવા કરવી. " ભારતવર્ષની આધુનિક દીનહીન, અજ્ઞાનમય અને અકર્મણ્ય લોકસ્થિતિ જોઇને આવા ઉત્સાહી, શક્તિશાળી યુવકને જનસમાજની સેવા કરવાનું વ્રત લેવાની રામ સૂચના અને આજ્ઞા આપે એમાં શું આશ્ચર્ય ! અને તે સમયે પૂરણસિંહના હૃદયમાં પણ એનો એવોજ પ્રભાવ પડયો.એ આજ્ઞા એમણે શિરોધાર્ય કરી. એનું વર્ણન કરતાં તેઓ પોતે લખે છે કે:—

"સ્વામી રામે પ્રેમાળ હૃદયે અને પ્રેમભર્યા શબ્દે મારા નામનો ઉલ્લેખ કરતાં મને કહ્યુ કે:—**पूर्णमदः पूर्णमिदं** નો પાઠ કરતો કરતો હું જાપાનને કિનારે ઉતર્યો; અને **पूर्णमदः पूर्णमिदं** નો જપ કરતો કરતો અહિંથી જાઉં છું. હું સર્વ ધર્મપરિષદ્માટે નહોતો આવ્યો;પરંતુ પૂરણને જીવનનો માર્ગ બતાવવા આવ્યો હતો. "

" આમ કહી મારાં નામ અને જીવનના ધ્યેયની એકતા સમજાવી. એ-

મના ગયા પછી મેં સંન્યાસઆશ્રમ ધારણ કર્યો. મુંડિત શિર અને કાષાય વસ્ત્ર ધારણ કરી, એમના પ્રેમના રંગમાં રંગાઇ સ્વામી પૂરણતરિકે જાપાનમાં હું ત્યાર પછી રહ્યો; પણ મારે કહેવું જોઇએ કે હું એમના આપેલા શિક્ષણને લીધે નહિ, પણ એમનાપ્રતિના ભક્તિભાવથી અને મારાપરના એમના અપરોક્ષ પ્રભાવથી આકર્ષાઇને સાધુ થયો હતો; કારણ કે એમના વેદાન્તનો ઉપદેશ હું જરાએ સમજ્યો નહોતો ને અત્યારે પણ સંપૂર્ણ સમજતો હોઉં એમ મને લાગતું નથી. ”

"એમના અમેરિકા ગયા પછી બે મહિને જાપાનમાં મારો ફોટો લેવરાવ્યો હતો, તે જોઇને મારા ઘણા જાપાની મિત્રો કહેતા કે મારા ચહેરામાં અને રામની મુખાકૃતિમાં અદ્ભુત સામ્ય લાગતું.એમના મુખારવિંદની મારા ચહેરામાં રેખાઓ ઉતરી આવી હોય એમ જણાતું; એટલુંજ નહિ પણ અમારાં અંતઃકરણની એકતાના પરિણામે અને મારા ભાવની એમના ભાવસાથેની તદાકારતાને લીધે મેં એક બે ઠેકાણે વ્યાખ્યાન આપેલાં તેમાં માત્ર વિચારોજ નહિ પણ વાક્યોનાં વાક્યો એમનાં અમેરિકામાં આપેલાં વ્યાખ્યાનો સાથે જેવાને તેવા સ્વરૂપમાં મળી આવતાં. ભારતવર્ષમાં આવ્યા પછી પણ મેં ઘણી જગ્યાઓએ ભાષણ આપેલાં અને જ્યારે એની નકલો મેં સ્વામી રામને અમેરિકામાં મોકલી ત્યારે એમના ભાવી વિચારોને મારાં વ્યાખ્યાનોમાં મૂર્તિમાન સ્વરૂપ અપાયેલું તેઓ જોતા."

સ્વામી રામ જાપાનમાં બે અઠવાડિયાં જેટલો ટુંકો સમયજ રહ્યા હતા, પણ એટલા સમયમાંયે એમણે અનેક વ્યાખ્યાનો આપ્યાં હતાં અને તેઓ ઘણા લોકોના પરિચયમાં આવ્યા હતા. ખાસકરીને ભારતવર્ષના વિદ્યાર્થીઓ ઉપર એમની ઘણી સારી અસર થઇ હતી. જાપાનના પરિશ્રમશીલ લોકોને જોઇને રામના અંતઃકરણમાં ભારતવર્ષની આધુનિક આળસુ સ્થિતિનું સચોટ ભાન થઇ આવ્યું હતું અને એ દેશના ઉત્સાહી લોકોની એમના ચિત્તપર જે છાપ પડી હતી, તેનાં દૃષ્ટાંતો ભારતવર્ષમાં પાછા આવ્યા પછી અનેક વ્યાખ્યાનોમાં એમણે આપ્યાં છે. સ્વદેશપ્રીતિ બાલ્યાવસ્થામાંથીજ જાગૃત કરવા માટે કેવી જાતનું શિક્ષણ ત્યાં અપાય છે એનું દષ્ટાંત આપતાં તેઓ કહે છે કેઃ—

" જાપાનમાં નિશાળે ભણતા પ્રત્યેક બાલક સાથે નીચલા ભાવની વાતચીત શિક્ષક અને વિદ્યાર્થી વચ્ચે એકાદ વખત પણ અવશ્ય થાય છેજ.

શિક્ષકઃ—તારી ઉંમર કેટલી છે ?

આના જવાબમાં વિદ્યાર્થી પોતાની ઉંમર કહી બતાવે છે. એટલે વળી પાછો શિક્ષક પૂછે છે કે:-

શિક્ષક:-તું આવડો મોટો શાથી થયો ?

વિદ્યાર્થી:—ખોરાક ખાવાથી.

શિક્ષક:—એ ખોરાક કયાંથી ઉત્પન્ન થયો ?

વિદ્યાર્થી:—આપણા દેશ-જાપાનની જમીનમાંથી.

શિક્ષક:—વારૂ, ત્યારે તારૂં શરીર જાપાનનીજ ભૂમિમાંથી ઉત્પન્ન થયું છે ને એનાથીજ એનું પાલણપોષણ થાય છે. માતાપિતાવડે એ પેદા થયું છે તોપણ એ માતાપિતાની શકિત પણ જાપાનની બહાર તો નથીજ ને?

વિદ્યાર્થી:—હાજી, નથીજ.

શિક્ષક:—ત્યારે તો જાપાનને-આપણી માતૃભૂમિને પૂરેપૂરો અધિકાર છે કે જ્યારે યોગ્ય લાગે ત્યારે તારૂં શરીર એના ઉપયોગને માટે લઇ લે.

વિદ્યાર્થી:—જી હા, એ વખતે મારૂં કોઈ પણ બહાનું ચાલેજ નહિ. એટલીજ વાતચિતથી માતૃભૂમિમાટે પ્રાણસમર્પણ કરવાનો ભાવ જાપાનના વિદ્યાર્થીની નસેનસમાં પ્રવેશ કરી જાય છે. ”

આવી જાતનાં બીજાં અનેક દષ્ટાંતો “નગદ ધર્મ” “આત્મકૃપા” “વિદેશના અનુભવ” વગેરે વ્યાખ્યાનોમાં એમણે આપ્યાં છે. ત્યાંના વિદ્યાર્થીઓની દેશભકિતનાં ઉદાહરણો આપીને ભારતવર્ષના તરુણવર્ગના હૃદયમાં ભાવભકિત ઉત્પન્ન કરવા માટે એમણે એદ્વારા પ્રયત્ન કર્યો છે. 'જાપાનના લોકો બુદ્ધધર્માવલંબી છે અને તેથી તેઓ ભારતવર્ષના સંન્યાસીની વિદ્વત્તા અને પ્રતિભાના પૂજક બને એ તદ્દન સ્વાભાવિક છે; છતાં ત્યાંના ઉન્નતિયુગના ઉત્સાહી અને આનંદી લોકોના જીવનની પણ રામના અંત:કરણ ઉપર એવી પ્રબલ છાપ પડી હતી કે ભારતવર્ષમાં આવ્યા પછી સ્થળે સ્થળે એમણે એ લોકોનાં કર્મશીલ જીવનનાં, સ્વદેશભકિતને માટેના ત્યાગનાં અને પરોપકારનાં દષ્ટાંતો આપ્યાં છે.

પૂનાના પ્રૉફેસર છત્રેના સર્કસમાં પણ સ્વામીજીએ એક બે વ્યાખ્યાન આપ્યાં હતાં અને ઉપરાંત પ્રૉ૦ છત્રે તથા તેમની સાથે ગયેલા પૂના ચિત્રશાલા પ્રેસવાળા શ્રીયુત વાસુદેવ જી. જોશીએ ત્યાંના હિન્દી વિદ્યાર્થીઓને પરસ્પર સહાયતા કરવા માટે “ઇન્ડો-જાપાનીસ કલબ” સ્થાપવાની ભલામણ કરી હતી. સ્વામી રામ એ વિદ્યાર્થીઓદ્વારા પ્રૉ૦ છત્રે તથા શ્રીયુત જોશીના

પરિચયમાં આવ્યા અને તેમાં શ્રીયુત જોશી તો તેમના મંત્રી જેવા બની ગયા હતા. સ્વામી રામે જાપાનમાં તથા અમેરિકામાં ભારતવર્ષવિષયક વ્યાખ્યાનો આપ્યાં છે અને અમેરિકામાં સંસ્થાઓની સ્થાપના કરાવીને હિંદી વિદ્યાર્થીઓને સહાયતા કરાવી છે, તે બધી સ્વદેશભકિતની પ્રેરણાનું મૂળ કારણ શ્રીયુત જોશી છે. સ્વામી રામના જાપાન જવા પહેલાંના જીવનમાં આપણે જોઇએ છીએ કે એમનાં વ્યાખ્યાનો તથા અલિફ માસિકપત્રના લેખોમાં કેવલ વેદાન્ત, વેદાન્ત અને વેદાન્તની ગર્જના ગાજી રહી છે. ભારતવર્ષને સંબોધીને એક સ્થળે તેઓ કહે છે કેઃ—

"ઓ પ્રિય મોહન(ભારતવર્ષ)! હવે જાગૃત થાઓ. અવિદ્યાની નિદ્રા બહુ
"લીધી. બલિહાર થાઉં; વારી જાઉં ! હવે બેઠા થઈ જાઓ. હોશિયાર થાઓ,
"સંસારરૂપી ગાયનું માખણ ખાઓ, તેને તમારી અંદર પ્રવિષ્ટ થવા દો
"અથવા એમ કહો કે શ્રુતિ(વેદ) રૂપી કામ ધેનુનું માખણ અર્થાત્ મહાવાકય
"મોંમાં નાખી લ્યો.આ શકિત(સત્ય)થી ભરેલું ધોળું(જ્ઞાન) ધોળું(ચિત્ ચૈતન્ય)
"મીઠું મીઠું (આનંદરૂપ) માખણ(તત્ત્વ) ચાખો, એટલે અપૂર્વ બલ પ્રાપ્ત થશે.
"અને શકિતથી પૂર્ણ બની રહેશો..........................ઓ જુઓ, નાનો
"કૃષ્ણ (હિંદ)જાગ્યો! ઉં–ઉં–ઉં ના, ના, ॐ ! ॐ !! ॐ !!! માતા (સત્ત્વગુણનો
"પ્રવાહ–ગંગા) એ રડવા ઇચ્છતા હોઠોપર થોડુંક માખણ મૂકયું (सोऽहम्)
"મુખમાં આહુતિ પડી ગઇ. (शिवोऽहम्)બચ બચ કરતા માખણ ખાવા લાગ્યા.
"(ब्रह्मास्मि)માતા આ પ્રમાણે કેટલીકવાર સુધી પોતાને હાથે માખણ ખવડાવી
"પોતાને કામે વળગે છે. પહેલાંની પેઠેજ વલોવવાનું કાર્ય આરંભે છે. વલોણું
"માટલામાં મૂકે છે અર્થાત્ નવીન શતાબ્દીનો આરંભ થાય છે................
"....હે ભગવન્ "ભારત"! આ બધાં માત્ર તને જાગૃત કરવાનાં સાધન છે.
"નિંદ્રામાં પણ વિચિત્ર આનંદ હતો, પરંતુ હવે તો બહુ સૂતા. આરામ કરી
"તાજા બન્યા છો. રડો છો કેમ ?....જય જય જય !"

આવી રીતે ભારતવર્ષની જાગૃતિમાટે ઉપદેશ સંન્યાસ આશ્રમના પહેલાંના પત્રોમાં છે; પરંતુ તેમાં એકમાત્ર સાધન વેદાન્તનો ઉપદેશજ છે; ત્યારે ત્યાર પછીના વ્યાખ્યાનમાં સ્થળે સ્થળે અન્ય વિષયની ચર્ચાઓ કરે છે. વિદેશગમન, વર્ણભેદનિવારણ, વિદ્યાર્થીઓને સહાયતા, ઉદ્યમી જીવન વિગેરે અનેક દિશાઓમાં સુધારણા કરવાનો માર્ગ સૂચવે છે; પરંતુ રામ જેવા સહૃદય સંન્યાસીના અંતઃકરણમાં જાપાન અને અમેરિકાના સ્વતંત્ર જીવનની

શામાટે છાપ ન પડે ? એક બાજુ ભારતવર્ષની પરાધીન અવસ્થા, દરિદ્રતા, અજ્ઞાન અને નિરુદ્યમ સ્થિતિ જોઇ હોય અને બીજી બાજુ સામાજિક, રાજકીય અને પ્રત્યેક સાંસારિક વિષયમાં સ્વતંત્રતાનાં સાધનવડે ઉન્નતિ પ્રાપ્ત કરતી પ્રજાનાં ચૈતન્ય જુએ, ત્યારે એમના જેવા લોકહિતરત અને પ્રતાપી મહાપુરુષના મુખમાંથી વ્યાવહારિક સાધનો અને દૃષ્ટાંતોનો ઉપદેશ કેવીરીતે પ્રકટ થયા વિના રહે ?

પ્રો૦ છત્રેએ એમને અમેરિકા જવા માટે આગ્રહ કર્યો અને તે પ્રમાણે સ્વામી રામ સ્વામી નારાયણને પૂર્વના પ્રદેશમાં પરિભ્રમણ કરવાની આજ્ઞા કરી, પોતે એકલા તેની સાથે અમેરિકા ગયા. જાપાનમાં થોડો ટુંકો સમય ગાળવા છતાંયે ત્યાંના લોકોના ચિત્ત ઉપર સ્થાયી સંસ્કાર પાડયા હતા. એ લોકોને જોઇને એમના અંતઃકરણમાં એવો ભાવ આવતો કે જાણે એ લોકો મારા સ્વદેશ અને સ્વધર્મબંધુઓ છે. જાપાનમાં આપેલાં વ્યાખ્યાનોમાંથી આપણને " સફ્લતાનું રહસ્ય " નામનું એકજ વ્યાખ્યાન પ્રાપ્ત થાય છે. એ વ્યાખ્યાન વિશેષ વિસ્તારપૂર્વક અમેરિકાના લોકો સમક્ષ પાછળથી આપ્યું હતું, છતાં જાપાનના લોકોના સ્વભાવને અનુસરીનેજ જે વ્યાખ્યાન અપાયું હતું, તેનો શબ્દશઃ અનુવાદ અમે આપીએ છીએ. આ વ્યાખ્યાન એમના ગુજરાતી ઉપદેશોમાં છાપવામાં નથી આવ્યું; અને અમેરિકાના વ્યાખ્યાનની પદ્ધતિ સાથે સરખાવતાં એમાં કેટલીએક સંગતતા પણ જોવામાં આવે છે, છતાં અમેરિકાના વ્યાખ્યાન કરતાં, આમાં અદ્ભુત ભાવસામગ્રીનો અને ત્યાંના લોકોને ભારતવર્ષને સહાયતા કરવાની પ્રેરણાનો અપરોક્ષ ઉપદેશ છે.

## સફ્લતાનું રહસ્ય

( ટોકિયોની " હાઇ કૅામર્શીયલ કૅાલેજ " માં આપેલું વ્યાખ્યાન )

બંધુઓ !

બાહ્યદૃષ્ટિએ જોતાં ભારતવર્ષના કરતાં જે વિષયનો વ્યવહાર જાપાન બુદ્ધિપૂર્વક કરી રહ્યું છે, તે વિષય ઉપર એક ભારતીય અભ્યાગત વ્યાખ્યાન આપે એ શું આશ્ચર્યજનક નથી ? હશે; પરંતુ એક કરતાં વધારે કારણોને લઇને હું આપ લોકોની સમક્ષ ઉપદેશ આપવા માટે ઉભો થાઉં છું.

કોઈ પણ વિચારને બુદ્ધિપૂર્વક અમલમાં લાવવો એ એક વાત છે અને એના સિદ્ધાન્તને માત્ર સમજી લેવો એ બીજી વાત છે. કોઈ પણ સામાન્ય સિદ્ધા-

ન્તને અમલમાં મૂકવાથી કોઇ દેશ કદાચિત્ અત્યારે વિભૂતિસંપન્ન થતો જતો હોય, તોપણ જો એ સિદ્ધાન્તોનો રાષ્ટ્રીય ચિત્તોએ પૂરેપૂરો અભ્યાસ ન કર્યો હોય અને ગંભીર કલ્પનાઓવડે એનું અનુમોદન ન કર્યું હોય, તો એ દેશને અધઃપતન પામવાનો ભય રહે છે. સફલતાપૂર્વક કોઇ પણ જાતનો રાસાયણિક પ્રયોગ કરનારો મજૂર રસાયણશાસ્ત્રી બની શકતો નથી; કારણ કે એનું એ કામ કલ્પના અને યુક્તિવડે પરિપૂર્ણ નથી. ઇન્જીનને સારી રીતે ચલાવનારો કોયલા પૂરનારો મજૂર ઇન્જીનિયર નથી બની જતો; કારણ કે એ તો યંત્રની પેઠે કામ કર્યા કરે છે. એક વૈદ્યની અમે એવી વાત સાંભળી છે કે જે દરદીના ઘા ઉપર એક અઠવાડિયા સુધી પાટા બાંધી રાખતો અને પછી એના ઉપર તલવારનો સ્પર્શ કરીને દરદીને સારા કરી દેતો. એમાં મૂળ કારણ તો એ હતું કે ઘા ઉઘાડો ન રહેવાથી સારો થઇ જતો, પણ તલવારના સ્પર્શમાં ઘા રૂઝાવાની શક્તિ છે, એમ એ વૈદ્ય કહેતો. શ્રદ્ધાના માર્યા એના દરદીઓ પણ એવુંજ માનતા, પરંતુ આવી અંધશ્રદ્ધાનું છેવટે એવું પરિણામ આવ્યું કે જે દરદોમાં પાટા સિવાય બીજા ઉપચારો કરવાની આવશ્યકતા હતી, તેમાં જ્યારે એની સફલતા ન થઇ, ત્યારે લોકોની એનામાં શ્રદ્ધા ન રહી. એટલા માટે વાસ્તવિક ઉપદેશ અને સાચા પ્રયોગ એ બન્ને સાથે સાથેજ હોવાં જોઇએ.

વળી બીજું કારણ એ છે કે જાપાનને હું મારો સ્વદેશ અને જાપાનવાસીઓને મારા દેશબંધુઓ માનું છું. હું પ્રમાણોવડે સિદ્ધ કરી આપું તેમ છું કે તમારા પૂર્વજો ભારતવર્ષમાંથી જાપાનમાં આવ્યા છે. તમારા પૂર્વજો એજ મારા પૂર્વજો છે. એટલા માટે કોઇ પરદેશીતરિકે નહિ પણ તમારા એક સ્વદેશી ભાઇ તરિકેજ હું તમારી સાથે હાથ મેળવવા આવ્યો છું. એક બીજો પણ ઉદ્દેશ છે કે જે મને સમાનભાવવડે એ સત્તાનો અધિકારી બનાવે છે. હું જન્મથીજ સ્વભાવ, ઢંગ, ટેવ અને લાગણીઓમાં જાપાની છું. આટલી ભૂમકા પછી હવે હું મારા વ્યાખ્યાનના વિષય ઉપર આવું છું.

સફલતાનું રહસ્ય એક સરલ અને ખુલ્લું રહસ્ય છે. પ્રત્યેક મનુષ્ય એ વિષયમાં થોડું ઘણું કહી શકે એમ હોય છે અને તમે એના સામાન્ય સિદ્ધાન્તોનું રહસ્ય અનેકવાર સાંભળ્યું પણ હશે; છતાં પણ એ વિષય એટલાબધા મહત્ત્વનો છે કે લોકોના મનમાં ઠસાવવા માટે એના ઉપર જેટલો ભાર દઇએ તેટલો ઓછો છે.

## પહેલો સિદ્ધાન્ત-કાર્ય

શરૂઆતમાં આપણે આપણી આસપાસની પ્રકૃતિને આ પ્રશ્ન પૂછવો જોઇએ. ખળખળ વહેતાં ઝરણાંના સમસ્ત ગ્રંથો અને મહાન શિલાઓના ઉપદેશો અસંદિગ્ધ સ્વરોથી નિરંતર અવિરત કાર્યના મંત્રોનો પ્રચાર કરી રહ્યા છે. પ્રકાશવડે આપણને જોવાની શકિત મળે છે. પ્રકાશ પ્રાણીમાત્રને એક મૂળ ઝરણું પૂરું પાડે છે. આ વિષયપર પ્રકાશનો સિદ્ધાન્ત કેવો લાગુ પડે છે એ આપણે જોઇએ. ઉદાહરણતરિકે આપણે સાધારણ દીપકના પ્રકાશને લઇએ. દીપકની ઉજ્જવલતાનો મૂલમંત્ર એ છે કે એ પોતાનાં તેલ તથા બત્તીને સાચવી રાખતો નથી. બત્તી, તેલ અને પોતાનું તુચ્છ "હુંપણું"—એટલે પોતાની જાતનો પણ તે ઉપયોગ કરતો જાય છે અને એનું સ્વાભાવિક પરિણામ એને ગૌરવના રૂપમાં મળે છે. દીપક એમ કહે છે કે **તમારી જાતને બચાવવા જતાં, એટલે કે સાચવી રાખવા જતાં—તમે પોતે જ નાશ પામશો.** જો તમે તમારા શરીરને માટે આરામ ઇચ્છશો, **જો વિલાસ અને ઇન્દ્રિયોનાં સુખમાં તમે તમારો સમય નષ્ટ કરશો, તો તમે સલામત નથી** રહેવાના. બીજી રીતે કહીએ તો અકર્મણ્યતા તમને મૃત્યુના મુખમાં હોમી દેશે, કર્મણ્યતા—કેવળ કર્મણ્યતાજ જીવન છે. બાંધેલા તળાવ અને વહેતી નદીભણી જરા દૃષ્ટિ કરો. નદીનું ખળખળ વહેતું બિલોરી કાચ જેવું પાણી હમેશાં તાજું, સ્વચ્છ, મનોહર અને સહેજે પીવા જેવું રહે છે; પરંતુ બાંધેલા તળાવનું પાણી જોશો તો કેવું મેલું, ગંધાતું અને ઘૃણા ઉપજે એવું હોય છે. જો તમે સફલતા ઇચ્છતા હો તો કાર્યનો માર્ગ ગ્રહણ કરો. નદીની નિરંતર ગતિનું અનુકરણ કરો. જે મનુષ્ય પોતાની જાતરૂપી તેલ અને બત્તીને સાચવી રાખવા પાછળજ પોતાનો સમય ગુમાવે છે તેને માટે સફલતાની કાંઈ પણ આશા નથી. નિરંતર આગળ વધવાની, અન્ય વસ્તુઓને હમેશાં પોતાનામાં મેળવી દેવાની, નિત્ય પોતાને પરિસ્થિતિને અનુકૂળ બનાવવાની અને પદ્ધતિપુરઃસર કાર્ય કરવાની નદીની નીતનું અનુકરણ કરો. **સફલતાનો પહેલો સિદ્ધાન્ત છે; કામ, કામ, અને વિશ્રામહીન કામ,** "સારામાંથી વધુ સારા થતાં થતાં નિત્ય આગળ વધ્યા જવું." એ સિદ્ધાન્ત પ્રમાણે જો તમે કામ કરશો તો તમને માલુમ પડશે કે **"નાના બનવું જેટલું સહેલું છે એટલુંજ મહાન બનવું પણ સહેલું છે."**

બીજો સિદ્ધાન્ત-આત્મબલિ

પ્રત્યેક મનુષ્યને ધોળી ચીજો વહાલી લાગે છે. એ શ્વેત પદાર્થો સર્વત્ર પ્રેમપાત્ર થઇ પડે છે, એનું કારણ આપણે સમજવું જોઇએ. શ્વેતની સફલતાનું કારણ આપણને સમજાવું જોઇએ. કાળી વસ્તુઓપ્રતિ બધાને ઘૃણા ઉપજે છે. એનો બધે નિરાદર થાય છે. એનો કોઇ ભાવ પૂછતું નથી. આટલી વાત ઉપરથી આપણે એનું કારણ શોધી કહાડવું જોઇએ. પદાર્થવિજ્ઞાનશાસ્ત્ર આપણને રંગના ચમત્કારનાં મૂલતત્ત્વો સમજાવે છે. લાલ રંગ લાલ નથી, લીલો લીલો નથી, કાળો કાળો નથી અને બધી વસ્તુઓ જેવા રંગની દેખાય છે તેવી વાસ્તવિક રીતે નથી, એમ એ શાસ્ત્ર કહે છે. લાલ ગુલાબનું ફૂલ સૂર્યના પ્રકાશમાંથી મળતા લાલ રંગને પાછો વાળવાથી—તેનો પ્રતિક્ષેપ કરવાથીજ પોતાનો શોભીતો લાલ-ગુલાબી રંગ મેળવે છે. સૂર્યનાં કિરણોમાંથી ગુલાબી (લાલ) સિવાયના બીજા બધા રંગને ગુલાબનું પુષ્પ પોતાની અંદર લીન કરી નાખે છે. ઘાસનું લીલું પાંદડું પ્રકાશના બીજા બધા રંગોને પોતાનામાં લીન કરી નાખે છે અને જે રંગને એ નથી ગ્રહણ કરતું તેને પાછો વાળે છે અને એને લીધે એ પાછા વાળેલા રંગને લીધેજ—એ લીલું અને તાજું લાગે છે. કાળી વસ્તુઓમાં પ્રકાશના બધા રંગોને પોતાનામાં લીન કરી નાખવાનો અને કોઇ પણ રંગને પાછો નહિ વાળવાનો ગુણ રહેલો હોય છે. એ પદાર્થોમાં આત્મત્યાગ અને દાનનો ભાવ નામમાત્ર પણ હોતો નથી. તેઓ એક પણ કિરણનો ત્યાગ કરતા નથી. જે કાંઇ તે પ્રાપ્ત કરે છે તેનો કિંચિત્ માત્ર અંશપણ તેઓ પાછો નથી વાળતા. આવી રીતે પ્રકૃતિ તમને દૃષ્ટાંતથી સમજાવે છે કે જે કોઇ મનુષ્ય પોતાના પડોશીને પોતાની મેળવેલી વસ્તુઓ આપવાની ના પાડે છે, તે કોયલાના જેવા કાળા કહેવાય છે. **વાસ્તવિકરીતે દાન એજ પ્રાપ્તિનો ઉપાય છે.** સર્વસ્વત્યાગ, જે કાંઇ આપણને મળે તે આપણા પાડોશીઓને તરતજ આપી દેવું, એજ ગૌર બનવાની કુંચી છે. ધોળી વસ્તુઓના આ ગુણને પ્રાપ્ત કરશો એટલે તમે સહેલાઇથી સફલતા મેળવશો. હવે સફેદ-શ્વેત-ધોળા-ગૌર વર્ણથી હું શું કહેવા માગું છું? શું એનો અર્થ "યૂરોપના લોકો" એવો થાય છે? ના, કેવળ "યૂરોપના લોકો" એમજ નહિ, પણ સફેદ કાચ, સફેદ મોતી, સફેદ બતક, સફેદ બરફ, વિશુદ્ધતા અને પવિત્રતાનાં બધાં ચિન્હો તમારાં મહાન શિક્ષક છે. **એટલા માટે બલિદાનની ભાવનાને ગ્રહણ કરો અને**

**તમને જે કાંઇ પ્રાપ્ત થાય તેને બીજાઓ ઉપર પ્રતિબિંબિત કરો.** સ્વાર્થી શોષકવૃત્તિ નહિ રાખો એટલે તમે સફેદ થઈ જશો. અંકુરના રૂપમાં ફુટી નીકળીને વૃક્ષ થવા માટે બીજને પોતાના સ્વરૂપનો નાશ સહન કરવો પડે છે; એજ પ્રમાણે સંપૂર્ણ આત્મોન્નતિનું અન્તિમ પરિણામ સફલતા છે. બધા શિક્ષકો મારા આ કથનનું સમર્થન કરશે કે આપણે જ્ઞાનનો પ્રકાશ જેટલો વધારે ફેલાવીએ છીએ, તેટલો આપણે વધારે મેળવતા જઇએ છીએ.

ત્રીજો સિદ્ધાન્ત–આત્મવિસ્મૃતિ

વિદ્યાર્થીઓ સારી પેઠે જાણે છે કે પોતાની સાહિત્યની સભાઓમાં વ્યાખ્યાન આપતી વખતે જ્યાં એવો વિચાર એમના મનમાં આવે છે કે " હું વ્યાખ્યાન આપું છું " એટલે એમનું વ્યાખ્યાન બગડી જાય છે. કામ કરતી વખતે પોતાના તુચ્છ અહંભાવને ભૂલી જાઓ અને જીવ દઈને એમાં તદ્રૂપ થઇ જાઓ, એટલે તમે સફલતા પ્રાપ્ત કરશો. તમે કોઈ પણ જાતનો માત્ર વિચારજ કરતા હો તોપણ તે વિચારરૂપજ બની જાઓ એટલે તમે સફલ થશો. કોઇ પણ કામમાં લાગી ગયા હો તો તે'કામમય બની જશો એટલે સફલતા મેળવશોજ. સફલતા મેળવવાનો આજ માત્ર એક ઉપાય છે. કોઇએ ઠીકજ કહ્યું છે કે:—

" મુક્ત થઇશ હું ક્યારે ? જ્યારે " હું " નહિ રહે ત્યારે. "

ભારતવર્ષના બે રજપૂત નવજુવાનોની એક વાત છે. એ બન્નેએ ભારત મોગલસમ્રાટ અકબરની પાસે જઈને નોકરીની માગણી કરી. શાહનશાહ અકબરે તેઓને તેમની યોગ્યતા પૂછી, એટલે તેઓએ કહ્યું કે અમે શૂરવીર છીએ. અકબરે તેઓને પોતાના કહેવાનું પ્રમાણ બતાવવા કહ્યું. બન્નેએ પોતાનાં ખંજર મ્યાનમાંથી બહાર કહાડયાં. અકબરના દરબારમાં બે વિજળીઓ ચમકવા માંડી. ખંજરોનો ચળકાટ બે વીરોની આન્તરિક શુરવીરતાનો નમુનો હતો. તરતજ ખંજરની બે અણીઓ બન્ને શરીરમાં પેસી ગઈ. બન્નેએ પોતાનાં ખંજરોની અણી એકબીજાની છાતીપર ધરી અને નિર્ગમ શાંતિપૂર્વક ખંજરપર છાતી રાખીને પોતાની શુરવીરતાનું પ્રમાણ દેખાડી આપ્યું. બન્ને શરીર ભૂમિપર પડયાં, આત્માની એકતા થઇ અને એ બન્ને જણા વીર સિદ્ધ થયા. ઉન્નતિના આ યુગમાં આ કહાણી આઘાત પહોંચાડે એવી છે; પણ મારો ઉદ્દેશ વાર્તાપ્રતિ નહિ, પણ એમાંથી મળતા ઉપદેશપ્રતિ લક્ષ આપવાનો છે. આ વાત ઉપરથી એમ શિક્ષણ મળે છે કે પોતાના તુચ્છ

અહંભાવનો ઉત્સર્ગ કરી નાખો, પોતાનું કામ કરવામાં એ ક્ષુદ્ર અહંકારને ભૂલી જાઓ; એટલે સફલતા સાક્ષાત્ તમારી સમક્ષ આવીને ઉભી રહેશે. એ સિવાય બીજું પરિણામ આવવાનો સંભવજ નથી. શું હું એમ ન કહી શકું કે સફલતા પ્રાપ્ત કરતાં પહેલાં સફલતાની ઇચ્છાનો તમારા કામમાં અંત આવવો જોઈએ ?

### ચોથો સિદ્ધાન્ત-સાર્વભૌમ પ્રેમ

પ્રેમ સફલતાનો એક વળી બીજો સિદ્ધાંત છે. પ્રેમ કરો અને પ્રેમ પ્રાપ્ત કરો એજ એનું લક્ષ્ય છે. હાથને પોતાનું અસ્તિત્વ ટકાવી રાખવા માટે શરીરનાં બધાં અંગો સાથે પ્રેમ રાખવો પડશે. જો એ પોતાને શરીરથી જૂદો સમજીને વિચાર કરે કે: "મારી કમાણીનો લાભ આખું શરીર શામાટે પામે ? " તો એમાં એને લાભ થનાર નથી; એથી તો ઉલટું એને પોતાને પણ મરવું પડશે. પોતાના સ્વાર્થી વિચારોમાં હઠ રાખવી હોય તો પોતાની લેખિની અથવા તલવારના પરિશ્રમથી પ્રાપ્ત કરેલા આહારને હાથે મુખમાં ન નાખવો જોઈએ, પણ પોતે સ્વાર્થી છે એટલા માટે બધા પૌષ્ટિક પદાર્થોને પોતાની ચામડી ચીરીને અંદર નાખવા જોઈએ અને શરીરનાં બીજાં અંગોને પોતે કરેલા પરિશ્રમનો લાભ ન લેવા દેવો જોઇએ. આવી રીતે અન્ન બહારથી ભરવાથી મધમાખીના ડંખથી ફુલી ગયેલા અંગની પેઠે હાથ જાડો દેખાશે ખરો, પરંતુ એવી જાડાઇ તો હિતના કરતાં વિશેષ અહિત કરનારીજ થઇ પડશે. સોજો ચડે એ કાંઇ આરોગ્ય અથવા ઉન્નતિ નથી અને એવી સ્વાર્થી ક્રિયાથી તો એ અવશ્ય મરી જવાનો. હાથ તો ત્યારેજ પુષ્ટ અને સમૃદ્ધ થઇ શકે કે જ્યારે એ શરીરનાં બધાં અંગો સાથે પોતાનો અહંભાવ છોડીને પોતાની એકતાનો વાસ્તવિક અનુભવ કરે અને બધાંના હિતથી પોતાનું હિત જૂદું ન સમજે.

સહકારીપણું એ માત્ર પ્રેમનું બાહ્ય પ્રકટ લક્ષણ છે. સહકારીપણાના ઉપયોગના સંબંધમાં તમે ઘણું સાંભળતા રહો છો. એ વિષયમાં વિસ્તારપૂર્વક કહેવું જરૂરનું નથી. તમારા હાર્દિક પ્રેમમાંથી એ સહકારીપણાનો ઉદ્ભવ થવો જોઇએ. પ્રેમમય બની જતાંજ સમજજો કે તમે સફલ નિવડશો. જે વેપારી પોતાનાં ગ્રાહકોના સ્વાર્થને પોતાનો સ્વાર્થ નથી સમજતો તે સફલતા નથી પ્રાપ્ત કરી શકતો. સમૃદ્ધિવાન થવા માટે એણે પોતાનાં ગ્રાહકો સાથે પ્રેમ રાખવો જોઇએ. હૃદયથી એણે એમની સેવા કરવી જોઇએ.

પાંચમો સિદ્ધાન્ત—પ્રસન્નતા

ત્યાર પછી જે વસ્તુ સફલતા સંપાદન કરવામાં મહત્ત્વપૂર્ણ સ્થાન ભોગવે છે તે પ્રસન્નતા છે. મારા ભાઇઓ ! તમે સ્વભાવથીજ પ્રસન્નચિત્ત છો; તમારા ખીલતા ચહેરાપરનાં હાસ્ય જોઇને મને આનંદ થાય છે; તમે તો હસતાં પુષ્પો છો; તમે માનવજાતિની હસતી કુસુમકળીઓ છો; તમે મૂર્તિમાન આનંદ છો. હું તમને એમ કહેવા માગું છું કે સમયના અંત સુધી તમારા જીવનનું આ લક્ષણ કાયમ રાખજો. હવે આપણે એ જોવાનું છે કે એની રક્ષા કેવી રીતે થઇ શકે ?

તમારા પ્રયત્નોનો બદલો મેળવવા માટે ચિન્તા ન કરો. ભવિષ્યની પરવા ન રાખો. સંશયોનો ત્યાગ કરો. સફલતા અને અસફલતાનો વિચારજ ન કરો. કેવળ કાર્યને ખાતરજ કાર્ય કરો, કામ પોતેજ પોતાનો પૂરતો બદલો છે. ભૂતકાલની ઉપર ખિન્ન થયા વિના અને ભવિષ્યની કોઇપણ ચિન્તા કર્યા વિના વર્તમાનમાં કામ કરો, કામ કરો અને કામ કરો. આ ભાવ તમને પ્રત્યેક અવસ્થામાં પ્રસન્ન રાખશે. સજીવન બીજને ફલીભૂત થવા માટે હવા, પાણી અને માટીની જેટલા પ્રમાણમાં આવશ્યકતા હોય છે તેટલા પ્રમાણમાં કાર્યકારણના અબાધિત નિયમ પ્રમાણે એ બીજ એ વસ્તુઓને પોતાના ભણી ખેંચી લે છે. એજ નિયમાનુસાર પ્રકૃતિ પ્રસન્નચિત્ત કર્મઠ કાર્યકર્તાને પ્રત્યેક પ્રકારની સહાયતા આપવાનું વચન આપે છે. "જે કાંઇ આપણને પ્રાપ્ત થયું છે એનો સદુપયોગ કરવો એજ અધિક પ્રકાશ પ્રાપ્ત કરવાનું સાધન છે." કોઇ અંધારી રાત્રિએ તમારે વીસ માઇલની યાત્રા કરવાની હોય અને તમારા હાથના ફાનસનો પ્રકાશ માત્ર દશ ફીટસુધીજ પહોંચતો હોય તો બધા અપ્રકાશિત ( અંધારાવાળા ) માર્ગનો વિચાર ન કર્યા કરતાં જેટલા માર્ગપર પ્રકાશ પડતો હોય એટલો રસ્તો કાપી નાખો એટલે બીજા દશ ફીટના રસ્તા ઉપર સહેજે પ્રકાશ પડશે અને એમ કરતાં કરતાં માર્ગમાં કોઇ પણ ઠેકાણે અંધારૂં નહિ રહે. આજ નિયમ પ્રમાણે કોઇપણ વાસ્તવિક અને ઉત્સુક કાર્યકર્તાને એક આવશ્યક નિયમાનુસાર પોતાના માર્ગમાં કોઇ અંધકારમય પ્રદેશ મળતોજ નથી. આમ હોય છે તો પછી કાર્યના સંબંધમાં ચિન્તાગ્રસ્ત બનીને આપણે હૃદયને શામાટે દુર્બળ બનાવીએ ? જે લોકો તરવાનું નથી જાણતા તેઓ કદાચિત્ અકસ્માત્ પાણીમાં પડી જાય તો માત્ર પોતાના ચિત્તની સમતાને લીધે પણ પોતાની રક્ષા કરી શકે છે. મનુષ્યના શરીરનું ગુરુત્વ

પાણીના ગુરુત્વ કરતાં ઓછું હોવાથી સહેજે એ પાણી ઉપર તર્યા કરશે; પરંતુ સાધારણ મનુષ્યના ચિત્તની સ્થિરતા રહી શકતી નથી અને પોતાના તરતાં રહેવાના પ્રયત્નમાંજ તેઓ જેમ ડુબી જાય છે, તેમ ભાવી સફલતાની વ્યગ્રતાજ ઘણેભાગે અસફલતાનું કારણ થઈ પડે છે.

સફલતાની પાછળ દોડવાના અને ભવિષ્યને વળગી રહેવાના સ્વભાવને આપણે ઓળખી લેવો જોઇએ. કોઈ મનુષ્ય પોતાની છાયા પકડવા જાય એના જેવું એ છે. અનંત કાલ સુધી ભલે એની પાછળ દોડયા કરે પણ એની છાયા એના હાથમાં કદિ નહિ આવે; પરંતુ જો તે છાયા તરફ પીઠ ફેરવીને સૂર્યના તરફ દૃષ્ટિ કરે તો પછી જુઓ કે એજ છાયા એની પાછળ પાછળ દોડતી આવે છે કે નહિ ! એવીજ રીતે જેવી તમે સફલતાની ભણી પીઠ ફેરવશો, જેવા તમે પરિણામની ચિન્તાનો ત્યાગ કરશો, જ્યાં તમે તમારી ઉદ્યોગશક્તિને તમારા ઉપસ્થિત કર્તવ્યની ઉપર એકાગ્ર કરશો, કે સફલતા તમારી સાથેજ થઇ જાય છે, તમારી પાછળ પાછળ દોડતી આવે છે.એટલા માટે સફલતાની પાછળ પાછળ ન દોડશો, સફલતાને તમારૂં લક્ષ્ય ન બનાવશો. આમ કરશો ત્યારેજ માત્ર સફલતા તમને શોધતી આવશે. કોઇ પણ ન્યાયાલયમાં ન્યાયાધીશને પોતાની કચેરી ભરવા માટે વાદીપ્રતિવાદીઓ, વકીલો અને પટાવાળાઓ વગેરેને બોલાવવાની જરૂર નથી પડતી. ન્યાયાધીશને તો જાતે પોતાના ન્યાયાસન ઉપર બેસી જવાનીજ આવશ્યકતા છે, પછી સર્વ વ્યવહારો એની સામે આપોઆપ પ્રકટ થઈ જાય છે. વહાલા મિત્રો ! આજ સફલતાની ચાવી છે. અત્યંત પ્રસન્નતાથી તમારાં કર્તવ્યનું પાલન કરતા રહો, એટલે સફલતાને માટે તમારે જે જે આવશ્યકતાઓ હશે, એ બધી તમારા ચરણમાં આવીને પડશે.

### છઠો સિદ્ધાન્ત–નિર્ભયતા

હવે એક બીજો સિદ્ધાન્ત તમારી સમક્ષ મૂકીને જેના ભણી હું તમારૂં ધ્યાન ખેંચું છું અને જેની વાસ્તવિકતા સ્વાનુભવવડે સિદ્ધ કરવાનો હું તમને આગ્રહ કરૂં છું તે નિર્ભયતા છે. એકજ દૃષ્ટિપાતથી સિંહને વશીભૂત કરી શકાય છે, એકજ દૃષ્ટિથી શત્રુને શાંત કરી શકાય છે, એકજ નિર્ભય પ્રહારથી વિજય પ્રાપ્ત કરી શકાય છે. હિમાલયનાં ઘન જંગલોમાં હું ફર્યો છું, ચિત્તા, રીંછ, વરૂ અને ઝેરી પ્રાણીઓ મને મળ્યાં છે; પરંતુ કોઈ પણ જાતની હાનિ મને નથી થઇ. જંગલી જનાવરો ભણી નિ:શંકભાવથી સીધો દૃષ્ટિ-

પાત કર્યો, નેત્ર નેત્ર મળ્યાં એટલે હિંસક પ્રાણીઓ સ્તબ્ધ થઇ ગયાં અને ભયંકર કહેવાતાં પશુઓ ચાલ્યાં ગયાં. આ નિર્ભયતાનું પરિણામ છે. તમે નિર્ભય થશો એટલે તમને કોઇપણ નુકસાન નહિ કરી શકે.

કબુતર બિલાડીને જોઇને કેવી રીતે પોતાની આંખો બંધ કરી દે છે એ તમે જોયું હશે. એ કદાચિત્ એમ સમજતું હોય છે કે એ બિલાડીને નથી જોઇ શકતું તેથી બિલાડી પણ એને નહિ દેખતી હોય; પરંતુ પરિણામ એજ આવે છે કે બિલાડી તેના ઉપર તરાપ મારે છે અને એનો શિકાર કરે છે. નિર્ભયતાથી ચિત્તાને પણ પાળી શકાય છે અને ભયભીતને તો બિલાડી પણ ખાઇ જાય છે.

તમે જોયું હશે કે કાંપતો હાથ એક વાસણમાંથી કોઇ પણ પ્રવાહી પદાર્થ બીજા વાસણમાં નથી નાખી શકતો. એમ કરવા જતાં વસ્તુ ઢળી જાય છે; પરંતુ સ્થિર નિઃશંક હાથ એક પણ ટીપું નીચે ઢોળ્યા વગર મૂલ્યવાન પ્રવાહી પદાર્થને હેરવી ફેરવી શકે છે. આમ અહીં પણ પ્રકૃતિ તમને અજેય ઓજસ્વિતાનો ઉપદેશ આપી રહી છે.

એકવાર એક પંજાબી સિપાઇ કોઈ આગબોટ ઉપર કોઇ ચેપી રોગથી માંદો પડયો. આગબોટના ડૉકટરે એને આગબોટમાંથી સમુદ્રમાં ફેંકી દેવાનો હુકમ ફરમાવ્યો. આ ડૉકટરો કોઈ કોઈવાર પ્રાણવધનો દંડ કરે છે. પેલા સિપાઇને આની ખબર પડી ગઇ. શત્રુથી ઘેરાઇ જાય ત્યારે સાધારણ લોકોમાં પણ નિર્ભયતા ભડકી ઉઠે છે. અસીમ શકિતવડે સિપાઈ ઉછળી ઉઠયો અને નિર્ભય બની ગયો. એ સીધો ડૉકટરની પાસે પહોંચ્યો અને પોતાની પિસ્તોલ એના ભણી સીધી તાકીને બોલ્યો કેઃ" શું હું માંદો છું ? તમે એવું કહો છો ? હું તમને ગોળીથી ઠાર કરીશ." આટલું સાંભળતાંજ ડૉકતરે તરતજ એને નીરોગી હોવાનું પ્રમાણપત્ર ( સર્ટિફિકેટ ) લખી આપ્યું. નિરાશાજ નિર્બલતા છે માટે એનાથી બચો. નિર્ભયતાજ સમસ્ત શકિતનું મૂળ છે; માટે મારા આ–" નિર્ભયતા " શબ્દની ઉપર ધ્યાન આપો. નિર્ભય થઇ જાઓ.

## સાતમો સિદ્ધાન્ત-સ્વાલંબન

છેવટનો છતાં નજીવો નહિ, પરન્તુ સફલતાનો માર્મિક સિદ્ધાન્ત અથવા સફલતાની સ્વયં કુંચી સ્વાવલંબન અર્થાત્ આત્મ–નિર્ભરતા છે.મને જો કોઈ એક શબ્દમાંજ મારૂં તત્ત્વજ્ઞાન કહી દેવાનું કહે તો હું એમજ કહીશ કે "સ્વા-

વલંબન"–આત્માનું જ્ઞાન. હે મનુષ્ય ! સાંભળ, તું તારા 'આત્માને ઓળખી લે.એ સાચું છે–ખરેખર અક્ષરે અક્ષર સાચું છે કે જ્યારે તમે તમારી પોતાની જાતને સહાય કરો છો ત્યારે ઇશ્વર પણ તમારી સહાયતા કરવા તૈયાર થઇ જાય છે. દૈવ તમારી સહાયતા કરવા બંધાયેલું છે.એ સિદ્ધ થઇ શકે એમ છે અને અનુભવ કરી શકાય એમ છે કે તમારો આત્માજ સાક્ષાત ઇશ્વર છે, અનન્ત છે, સર્વશકિતમાન છે. એ એક વાસ્તવિક સત્તા છે, કે જે પ્રયોગ અને અનુભવથી ખાત્રી કરવાની આશા રાખે છે. ખરેખર, તમારા આત્મા ઉપર નિર્ભર રહો; એટલે તમે બધુંએ કરી શકશો. તમારી સામે કશુંએ અસંભવિત નહિ રહે.

સિંહ વનરાજ કહેવાય છે. એ પોતાની જાતપર નિર્ભર રહે છે.એ હિંમતવાન, બલવાન અને બધી મુશીબતો ઉપર વિજયી નિવડે છે, કારણ કે એ હમેશાં સ્વસ્થ રહે છે; પરંતુ હાથી પોતાના શત્રુઓથી હમેશાં ભયભીત રહે છે. હાથીઓ હમેશાં પોતાનાં ટોળાં બાંધીને રહે છે અને સૂતી વખતે પોતાની રક્ષાને માટે ચોકીદાર નિયત કરી રાખે છે; એમાંથી કોઈ પણ પોતાની જાત ઉપર અથવા પોતાના સામર્થ્ય ઉપર વિશ્વાસ નથી રાખી શકતો. તેઓ પોતાને નિર્બલ માને છે અને એ માન્યતા પ્રમાણે તેઓને નિર્બલ રહેવું પડે છે. સિંહની એક સાહસી ઝપટ એને ભયભીત કરી મૂકે છે અને હાથીઓનું મોટું ટોળું ગભરાઈ જાય છે; ધારે તો હરતા ફરતા પહાડ જેવો એકજ હાથી વીસ સિંહોને પોતાના પગતળે છુંદી નાખે તેવો હોય છે.

પોતાના બાપના વારસાની મિલ્કત સમભાગે વહેંચી લીધી હતી તેવા બે ભાઇઓની એક શિખામણ લેવા જેવી વાત છે. થોડાં વર્ષો પછી એક તો ગરીબ થઇ ગયો અને બીજાએ પોતાની સંપત્તિ અનેકગણી વધારી દીધી. જે લક્ષાધીશ થઇ ગયો હતો તેણે કોઇના " કેમ અને કેવી રીતે એમ થયું " એવા પૂછેલા પ્રશ્નના ઉત્તરમાં જવાબ આપ્યો કે, મારો ભાઇ હમેશાં બધાંને કહ્યા કરતો હતો કે, " જાઓ, જાઓ, " અને હું કહેતો હતો કે, " આવો, આવો." આનો ખરો અર્થ એવો છે કે એક તો પોતાના નરમ નરમ સુંવાળા ગાદીતકીઆ ઉપર પડયો રહેતો અને નોકરોને હુકમ કર્યા કરતો કે, "જાઓ, જાઓ, અમુક કામ કરો;" અને બીજો પોતાનું કામ જાતે કરવા મંડી પડતો અને પોતાના નોકરોને પોતાની સાથે કામ કરવા બોલાવતો અને કહેતો કે, "આવો, આવો, આ કામ કરો. " એક પોતાની શકિતપર નિર્ભર હતો

એથી એના નોકરો તથા ધનની વૃદ્ધિ થઈ અને બીજો પોતાના નોકરોને હુકમ કરતો હતો કે, " જાઓ, જાઓ, " તેથી એના નોકરો ચાલ્યા ગયા અને એની સંપત્તિયે પણ એની " જાઓ, જાઓ " ની આજ્ઞાનું પાલન કરીને એને એકલો કરી મૂક્યો. રામ કહે છે કે, "આવો, આવો" અને મારી સફલતા અને આનંદમાં ભાગીદાર થાઓ. ભાઈઓ, મિત્રો, દેશવાસીઓ! સાચી વાત તો આવી છે. મનુષ્ય પોતાના ભાગ્યનો પોતેજ માલિક છે. જાપાનવાસીઓ! મને તમારી પાસે મારા વિચાર પ્રકટ કરવાનો બીજો કોઈ પ્રસંગ આવશે તો સ્પષ્ટ બતાવી શકાય એમ છે કે કથાકહાણીઓ અને પૌરાણિક વાર્તાઓપર વિશ્વાસ રાખવાનો અને પોતાની બહાર આપણું કેન્દ્ર માનવાનો કોઈ પણ પ્રમાણયુક્ત આધાર નથી. એક ગુલામ પણ પોતાની ગુલામગીરીની માન્યતામાં સ્વતંત્ર હોવાને લીધે ગુલામ રહે છે. સ્વાધીનતાથી આપણે સુખી થઇ શકીએ છીએ આપણી સ્વાધીનતાનો નાશ થતાંજ આપણે કષ્ટ ભોગવવાં પડે છે અને આપણી સ્વાધીનતાજ આપણને ગુલામ બનાવે છે; તો પછી આપણે શામાટે વિલાપ કરીએ અને હાયવોય કરીને પોતાની સામાજિક તથા શારીરિક સ્વાધીનતાને માટે આપણી સ્વતંત્રતાનો ઉપયોગ ન કરીએ?

રામ જે ધર્મ જાપાનમાં લાવ્યો છે તે ધર્મ એજ છે કે સૈકાઓ પહેલાં બુદ્ધના અનુયાયીઓ અહિં લાવ્યા હતા; પરંતુ વર્તમાનયુગની આવશ્યકતાઓને ઉપયોગી થઇ પડે એટલા માટે ખાસકરીને ભિન્ન સ્થિતિ–બિન્દુથી એ ધર્મનો ઉહાપોહ કરવાની આવશ્યકતા છે. પાશ્ચાત્ય પદાર્થવિજ્ઞાન અને તત્ત્વજ્ઞાનની દૃષ્ટિથી એનાપર પ્રકાશ પાડવાનો છે. મારા ધર્મના મૂલ અને આવશ્યક સિદ્ધાન્તોનું વર્ણન જર્મનીના કવિ ગેટેના શબ્દોમાં આવી રીતે થઇ શકે છે.

" હું તમને મનુષ્યનો પરમ વ્યવસાય શું છે એ કહું છું. મારી પહેલાં કોઈ જગત્ નહોતું; આ મારી સૃષ્ટિ છે. એ હુંજ હતો કે જેણે સૂર્યને સમુદ્રમાંથી બહાર કહાડયો અને ચન્દ્રે પોતાની પરિવર્તનશીલ ગતિ મારી સાથેજ શરૂ કરી. "

એકવાર તમે આનો અનુભવ કરો એટલે તમે એજ ક્ષણે સ્વતંત્ર થશો. એકજવાર તમે એ અનુભવ કરશો એટલે તમે સફલ નિવડશો. માત્ર એકજ વખત આવો અનુભવ કરશો એટલે મલિન કારાગૃહ પણ સુંદર નંદનવનના રૂપમાં બદલાઇ જશે.

ૐ ! ૐ ! ! ૐ ! ! !

# પ્રકરણ ૧૭ મું—સ્વામી રામ અમેરિકામાં

"સ્વામી રામ કેવા એક સાચા સાધુ તરિકે રહેતા; કેલિફોર્નિયાના પર્વતીય "પ્રદેશના અસંખ્ય ગ્રામ્યજનોનાં કેવા પ્રેમથી તેમણે હૃદય હરી લીધાં હતાં; જે "વર્તમાનપત્રોમાં પોતાનાં વ્યાખ્યાન તથા કાર્યના ગુણાનુવાદ છપાતા તે બધાંને "કેવી નિસ્પૃહતાથી સમુદ્રમાં ફેંકી દેતા; એમનાં વ્યાખ્યાન સાંભળવા માટે આવના- "રા શ્રોતાવર્ગની પાસેથી સભા ભરવા માટે થતા ખર્ચ માટે કોઇ પણ જાતની ફી "ન રાખતાં, ઉલટું એનો સમસ્ત ખર્ચ ઉપાડી લેવા પોતાના એક ધનાઢ્ય મિત્રને "કેવા આગ્રહપૂર્વક આજ્ઞા કરી હતી કે, "બેશક, તમારે સભાઓનો ખર્ચ ઉપાડી લેવો "જોઇએ."—આવાં આવાં એમનાં અનેક મીઠાં સંસ્મરણોનું, અમેરિકાના આ (સા- "ન્ફ્રાન્સિસ્કો ) વિભાગમાં એવી ઘણી વ્યકિતઓ છે કે જેઓ પ્રેમભર્યા ભાવે "સ્મરણ કર્યા કરે છે. અમેરિકામાં અત્યાર સુધીમાં આવેલા બધા હિંદુઓમાં એ "સર્વશ્રેષ્ઠ હિંદુ હતા. તેઓ એક સાચા સંત અને વિરકત સંન્યાસી હતા. એમ- "ના જીવનમાં આર્યોની અધ્યાત્મવિદ્યાના સર્વોત્તમ સિદ્ધાન્તોનું દિગ્દર્શન થતું. જે "વિશ્વપ્રેમનો સાક્ષાત્કાર કરવાનો એમણે અવિરત પરિશ્રમ કર્યો હતો, એ પ્રેમમાં "એમના આત્માનાં વિશુદ્ધ પ્રતિબિંબ દેખાતાં."

( લાલા હરદયાળે ( એમ૦ એ૦ ) અમેરિકાથી કલકત્તાના "મૉડર્ન રિવ્યુ" નામના માસિક પત્રમાં જુલાઇ ૧૯૧૧ માં લખેલો ગુણાનુવાદ. )

જાપાનમાં માત્ર ચૌદ દિવસ જેટલો ટુંકો સમય ગાળી, ત્યાંના ઉદ્યમી લોકોને પણ સફલતાના વાસ્તવિક સિદ્ધાન્તો સમજાવી, એમનાં ધર્મરહસ્યો- ની સાક્ષાત્ પ્રતિમા જેવા સ્વામી રામ સૌનાં અંતઃકરણમાં ભગવાન બુદ્ધનાં ત્યાગ, જ્ઞાન અને વિશ્વપ્રેમની પ્રતિભા પાડી, પ્રૉફેસર વિષ્ણુપંત છત્રેના સર- કસ સાથે અમેરિકા સિધાવ્યા. ઈ૦ સ૦ ૧૯૦૨ ના નવેંબર માસમાં ત્યાં પહોં- ચ્યા પછી થોડો કાલ તો છત્રેજીના સર્કસ સાથેજ પરિભ્રમણ કર્યું, પણ ત્યાર પછી જેમ જેમ ત્યાંના સ્વાતંત્ર્યપ્રિય લોકોના સમાગમમાં આવતા ગયા, તેમ તેમ એ લોકોનાં ભકિતભાવ એટલાં બધાં વધી ગયાં કે સ્રાટલ નગરના સહૃદય સજ્જનોએ શ્રીયુત છત્રેની પાસેથી એ સમર્થ વ્યકિતને છીનવી લીધી; છતાં પણ શ્રીયુત વાસુદેવજી જોશી જ્યાંસુધી સ્વામી રામના પરિ- ચયમાં રહ્યા ત્યાંસુધી ભારતવર્ષની ઉન્નતિને માટે વખતોવખત સ્વામીજી પાસે એ વિષયનાં વ્યાખ્યાન અપાવતા. જે જીવનમાં વેદાન્તના સિદ્ધાન્તોનો

અપરોક્ષ અનુભવ રગેરગ વ્યાપી રહ્યો હતો, જેનામાંથી શ્રીકૃષ્ણભકિતના ભાવાવેશ પ્રેમના પારિભાષિક શબ્દો અને ભાવનાવડે ક્ષણે ક્ષણે વ્યકત થતા હતા, સમસ્ત જગતનો એક માત્ર વ્યાધિ અદ્વૈતનું અજ્ઞાન અને આત્મનિષ્ઠાનો અભાવ છે એમ જેઓ માનતા અને પ્રત્યેક સ્ત્રીપુરુષને પોતાનો જન્મસિદ્ધ બ્રહ્મવિદ્પણાનો અધિકાર પ્રાપ્ત કરવાનો ઉપદેશ આપતા, એવા સ્વામી રામને પણ જ્યારે જાપાન અને અમેરિકાના સ્વતંત્ર વાતાવરણમાં વિહાર કરવાનો પ્રસંગ આવ્યો ત્યારે ભારતવર્ષની સાધનહીન પ્રજાને માટે અલૌકિક શાન્તિ અને સુખનાં જ્ઞાનદાન કરતાં આ લોક સુખપ્રાપ્તિ કરવાના વ્યાવહારિક જ્ઞાનની વિશેષ આવશ્યકતા છે એમ સમજાયલું.

અમેરિકામાં લગભગ બે વર્ષસુધી સ્વામીજી રહ્યા તે દરમ્યાન ઘણોખરો કાળ એમણે નિત્યના એકાન્તપ્રિય સ્વભાવ પ્રમાણે કૅલીફૉર્નિયાનાં અરણ્યોમાંજ ગાળ્યો છે. એમણે ભિન્ન ભિન્ન સ્થળે વ્યાખ્યાન આપ્યાં છે, પરંતુ એ કેવલ નિમંત્રણોનો સ્વીકાર કરીનેજ. જે વેદાન્તસિદ્ધાંતની એ સાક્ષાત્ પ્રતિમા હતા, એ જ્ઞાનનો પ્રભાવ એમના વ્યકિતત્વમાંજ એટલો બધો પ્રોજ્જવલ દેખાતો હતો કે બે વર્ષ જેટલો ટુંકો સમય અને તેમાંનો મોટો ભાગ એકાન્તમાં ગાળવા છતાંયે એમનું કાર્ય બહુ મહત્ત્વનું થઇ પડયું હતું. સર્વધર્મપરિષદ્નું નિમિત્ત એમને જાપાન લઇ ગયું અને કેવલ શ્રીયુત છત્રે તથા જોશીની પ્રેરણાથી એમણે અમેરિકાની સ્વતંત્ર ભૂમિપ્રદેશમાં વિહાર કરવાનું કબૂલ કર્યું. જાણે એ બધો સંકેત પરમાત્માએ પોતાની અગોચર લીલાથીજ ગોઠવ્યો હોય નહિ !

આનંદના તરંગો ઉપર તરંગો એમના માનસસરમાંથી ઉછળતા રહેતા. અહોનિશ તદાકારવૃત્તિમાં રહેનારા રામ ૐનું સતત નામસ્મરણ કરતા અને આત્મિક સ્વરાજ્યના સિંહાસનપર આરૂઢ રહીને પરિચયમાં આવનારી વ્યકિતઓને પોતાની આત્મભાવનાથી ભરપૂર કરી દેતા. જાપાનથી અમેરિકા ભણી જતાં આગબોટ જ્યારે ત્યાંના સાન્ફ્રાન્સિસ્કો બંદરે થોડી વાર ઉભી રહી ત્યારે પોતે આગબોટ ઉપર આમ તેમ, હિમાલયના સ્વતંત્ર પ્રદેશમાં વિહાર કરતા હોય, તેમ ફરવા માંડયા; એટલામાં એક અમેરિકન સજ્જન, એમના આવેશપૂર્ણ આનંદ અને ઉન્માદથી વિસ્મિત થઇને એમની પાસે આવ્યો અને પૂછયું કે: “ કેમ આપ બીજા ઉતારૂઓની પેઠે નીચે ઉતરવાની ઉતાવળ કરતા નથી ? આપનો સામાન કયાં છે ? ”

**"આ મારા શરીર ઉપર જે કાંઇ છે તે સિવાય બીજો કશોયે સામાન મારી પાસે નથી"** સ્વામીજીએ પોતાની નિજાનંદની લહરિઓમાં ડોલતાં ડોલતાં નિસ્પૃહતાથી ઉત્તર આપ્યો.

"ત્યારે આપ આપનું દ્રવ્ય કયાં રાખો છો ?" સામાનવિના તો ચાલી શકે પરંતુ દ્રવ્ય તો અવશ્ય કાંઇ હોવું જોઇએ એવી ભાવનાથી આવો બીજો પ્રશ્ન કર્યો. એક વિદેશી સજ્જનને વિચિત્ર વસ્ત્રમાં અને નિશ્ચિંત વિહાર કરતા જોઇને સદા સર્વથા બાહ્ય પરિસ્થિતિઓમાં પરતંત્ર બનેલા અમેરિકનના ચિત્તમાં બીજો શો વિચાર આવી શકે ?

"હું દ્રવ્ય રાખતોજ નથી" સ્વામીજીએ ઉત્તર આપ્યો.

"ત્યારે આપનો નિર્વાહ કેવી રીતે ચાલે છે ?" પેલા સજ્જને વિશેષ વિસ્મિત થઇને પૂછ્યું.

"બધાંને પ્રેમી બનાવીને હું મારો જીવનનિર્વાહ કરૂં છું. જ્યારે મને તૃષા લાગે છે ત્યારે કોઈને કોઇ પાણીનો પ્યાલો ભરીને મને પાવા માટે તયાર ઉભું હોય છે; અને જ્યારે મને ભૂખ લાગે છે ત્યારે કોઇ ભોજન લઇને મારી પાસે હાજર હોય છે."

"ત્યારે અમેરિકામાં આપના કોઈ મિત્રો છે ?"

"હાજી, હું માત્ર એકજ અમેરિકનને ઓળખું છું અને તે તમે છો." સ્વામી રામે પેલા સજ્જનના ખભા ઉપર હાથ મૂકીને જેવું ઉપર પ્રમાણે કહ્યું એટલે એ સભ્યગૃહસ્થ, આત્માનાં કોઈ ભવોભવનાં વિસારે પડેલાં જૂનાં ઓળખાણ સાંભરી આવ્યાં હોય તેમ, રામના હસ્તસ્પર્શથી કંપી ઉઠયો. પ્રેમનાં આંદોલને એનામાં પ્રાણસંચાર કર્યો; સમસ્ત માનવજનતાની સાથે અભેદ અનુભવતા સ્વામી રામના સ્પર્શથી એ ગૃહસ્થના જીવનમાં અપરોક્ષ અભેદાનુભવ થયો. ત્યાર પછી એ સજ્જન એમનો પરમ અનુયાયી બની ગયો. પોતાના એક પત્રમાં એણે લખ્યું હતું કેઃ-"હિમાલયના પ્રદેશમાંથી ઉતરી આવેલી એ એક જ્ઞાનની પ્રોજ્જ્વલ જ્યોતિ છે. અગ્નિ એને બાળી શકે એમ નથી; લોખંડ એને કાપી શકે તેમ નથી; રામનાં નેત્રોમાંથી આનંદનાં અશ્રુઓ વહ્યા કરે છે અને એમનું વ્યક્તિત્વ પરિચયમાં આવનારા પ્રત્યેક જીવનમાં ચૈતન્ય રેડે છે."

**એમની આત્મીયતા એટલી ઓજસ્વિની હતી કે એકવાર પરિચયમાં આવ-**

નારાં સજ્જનો એમના પ્રેમના પ્રેમી બની જતાં. ડૉકટર આલ્બર્ટ હિલર નામના વયોવૃદ્ધ સજ્જન અને એમનાં ધર્મપત્નીને એમના પ્રતિ એટલો બધો સદ્ભાવ ઉત્પન્ન થયો હતો કે અત્યંત આગ્રહથી એમણે રામને પોતાને ત્યાંજ રહેવાનો આગ્રહ કર્યો હતો. શાસ્ટા નામનાં ઝરણાંની સમીપ, સાન્ફ્રાન્સિસ્કો શહેરના વતની પૂર્વોક્ત ડૉકટરના અરણ્યમાં બંધાવેલા એક એકાન્તભવનમાં સ્વામીજી લગભગ એકવર્ષ સુધી રહ્યા હતા. એ ભાવિક પતિપત્નીને કશી સંતતિ નહોતી. સૈનિક સંસ્થામાં લાંબો સમય નોકરી કરીને નિવૃત્ત થયેલા એ એક પ્રતિષ્ઠિત વયોવૃદ્ધ પેન્શન મેળવેલા ડૉકટર હતા. એમની એક વર્ષગાંઠને દિવસે સ્વામી રામને એમણે નિમંત્રણ કરેલું ત્યારે ડૉકટરે પોતાની પાર્થિવ જીવનની આ છેલ્લી પળો છે એવું નિરાશાજનક વાક્ય ઉચ્ચાર્યું હતું. સ્વામી રામે એના ઉત્તરમાં પાર્થિવ જીવનનો માનવજીવનની ત્રિકાલાતીત અનંત સત્તા સાથે જરાયે સંબંધ નથી, મનુષ્યના વાસ્તવિક સ્વરૂપમાં જન્મમરણ જેવું કશુંયે નથી અને બાલક, યુવા અને વૃદ્ધાવસ્થાનાં આવરણો માત્ર ભિન્ન ભિન્ન વસ્ત્રો અને વર્ષની બદલાતી ઋતુઓ જેવાં છે એમ સમજાવી આત્માની પરમ સત્તાનો બોધ કર્યો હતો, તેથી ડૉકટરના વૃદ્ધ જીવનમાં યૌવનકાલના જીવન જેવો ઉત્સાહ અને આનંદ ઉભરાઇ ગયાં. પ્રજાના અભાવે જાગેલા શોકમોહથી પતિપત્ની ઉભય મુક્ત થયાં અને રામનાં એકનિષ્ઠ સેવક બની ગયાં.

સ્વામી રામે એમના એકાન્ત નિકેતનમાં રહેતી વખતે પોતાનો સમસ્ત કાલ આસપાસના પર્વતીય પ્રદેશમાં વિહાર કરવામાં, શાસ્ટાના ઝરાઓની અગોચર વનવાટિકાઓમાં સ્વચ્છંદે વિચરવામાં, અવારનવાર નિમંત્રણ આવે ત્યાં જઈ વેદાન્તપ્રતિપાદિત વ્યાખ્યાનો આપવામાં અને સ્થાનીય જિજ્ઞાસુઓનું પ્રત્યેક રવિવારે પોતાના નિવાસસ્થાનપર શંકાસમાધાન કરવામાં ગાળ્યો હતો. હિમાલયના નિવાસદરમિયાન પણ વ્યાયામ કરવામાં, તેમજ લાંબી મુસાફરી કરવામાં શારીરિક પરિશ્રમ કરવાનું જેમ સ્વામી રામ ભૂલતા નહોતા; તેમ અમેરિકા જેવા શ્રમજીવી પ્રદેશમાં કર્મપરાયણ રહેવાનું પણ તેઓ ખાસ લક્ષમાં રાખતા. પોતાની કુટિની સમીપના ઝરણા ઉપર કુહાડાવડે જંગલમાંથી લાકડાં કાપી લાવીને એક નાનો એવો પૂલ તેમણે બનાવ્યો હતો. બાળવાને માટે પણ લાકડાંની ભારીઓ ખભે ઉંચકીને લઇ આવતા. તેઓ કહેતા કે " અમેરિકા જેવા દેશમાં શારીરિક શ્રમવિના નિર્વાહ ચલાવવો એ યોગ્ય

નથી, એટલા માટે રામ પણ બહુ પરિશ્રમ કરતો. ”

શાસ્ટાના ઝરાઓની ખીણોમાં ત્યાંના પ્રવાસીઓ દૂર મૂળસુધી દોડવાની શરત રમતા, તેમાં રામ એકવાર દોડીને સૌથી પ્રથમ આવ્યા હતા; પણ એમને જ્યારે એનું ઈનામ આપવામાં આવ્યું ત્યારે સહર્ષ આભાર માનીને તે પાછું વાળ્યું. એક ભારતીય સંન્યાસીના આ અદ્દ્ભુત પરાક્રમની વાત જે સમાચારપત્રમાં છાપવામાં આવી હતી, તેની તે દિવસે એટલી બધી નકલો વેચાઈ હતી કે તેટલું વેચાણ તે પહેલાં કદિ પણ થયું નહોતું.

એકવાર ત્યાંના સિપાઈઓની ૩૦ માઈલ દોડવાની શરતમાં પણ રામ કેવલ ગમ્મતની ખાતર દોડીને સૌથી બે કલાક પહેલા આવી ગયા હતા. સાન્ફ્રાન્સિસ્કો શહેરમાં એકવાર રસ્તામાં તેઓ એટલી ઝડપથી ચાલ્યા જતા હતા કે એમને જોઈને એક સજ્જને એવી ચર્ચા કરી કે, “જાણે આપ એમજ ચાલો છો કે એ જમીનપર આપનો એકલાનોજ અધિકાર હોય ? ”સ્વામી રામ એ સાંભળીને માત્ર “ હાજી ” કહીને ચાલતા રહ્યા.

એમના ઉપદેશથી ત્યાં અનેક સભાઓ સ્થાપવામાં આવી હતી, જેનો મુખ્ય ઉદ્દેશ ભારતીય વિદ્યાર્થીઓને સહાયતા કરવાનો હતો. એમના એકાંતનિવાસમાં એમનો ઉપદેશ સાંભળવા આવનારા જિજ્ઞાસુમંડળને એમણે “ સંતમંડળ ” એવું નામ આપ્યું હતું. જિજ્ઞાસુઓ પોતાનાં શંકાઓ અને પ્રશ્નો કાગળ ઉપર લખી લાવતા અને રામ એક પછી એક એ પ્રશ્નોના ઉત્તર આપતા. એ મંડળમાં શ્રીમતી પૉલિન વ્હિટમેન નામની એક સન્નારી સ્વામીજીનાં લગભગ બધાં વ્યાખ્યાનોની શોર્ટહેન્ડથી નોંધ કરી લેતી અને પાછળથી તેની ટાઈપ કોપી બનાવી સ્વામીજીની સેવામાં ધરતી. એ સન્નારીને સ્વામીજી વખતોવખત ઉત્તમ વિચારો ગદ્યમાં ગોઠવી આપતા તે ઉપરથી માત્ર થોડાજ કાળમાં સુંદર પદ્ય બનાવી લાવતી. આપણને અત્યારે જે ઉપદેશવાચનનો લાભ મળે છે તે બધો એ સન્નારીની ભક્તિનોજ પ્રતાપ છે. સ્વામી રામ જેવી રીતે પોતાના ગુણાનુવાદનાં સમાચારપત્રોને, જેમ જેમ આવતાં જાય તેમ તેમ, સેક્રેમેન્ટો નદીમાં પધરાવતા જતા હતા,તેટલાજ તેઓ પોતાના ઉપદેશને સાચવી રાખવામાં નિસ્પૃહ હતા; પરંતુ આ સન્નારીની જિજ્ઞાસાવૃત્તિએ એ ઉપદેશામૃતનું નિત્ય નિરંતર પાન કરવા માટે એનો સંગ્રહ કરી રાખ્યો અને એ સ્વહિતના સાધનમાંથી અત્યારે અસંખ્ય જનોનાં પરહિતસાધનનો ઉદ્ભવ થયો. ધન્ય એ સન્નારીને !

સ્વામીજીએ પોતાના પાશ્ચાત્ય શિષ્યોને પૌર્વાત્ય નામસંજ્ઞાઓ આપી હતી. શ્રીમતી પૉલિન વ્હિટમૅનને સ્વામી કમલાનંદ એવું નામ આપ્યું હતું. એની બહેન મિસ ફ્લૉરાને ચંપાના નામથી સ્વામીજી સંબોધતા; શ્રીમતી વ્હિટમૅનના પુત્રને શ્રીયુત ઓમ્‌ની નામસંજ્ઞા આપી હતી. ડૉક્ટર આલ્બર્ટ હિલરની ભક્તિથી આકર્ષાઇને એમને સ્વામી નારદના નામાભિધાનથી સંબોધતા. આમ પાશ્ચાત્ય પ્રદેશમાં પૌર્વાત્ય સંસ્કારોનો પ્રભાવ પાડી એમણે વેદાન્તના જ્ઞાનરંગથી પોતાનાં શિષ્યો અને ભક્તોનાં અંતરોને સંન્યાસની આંતરિક ભાવનાવડે રંગી નાખ્યાં હતાં. સ્વામીજી એક સ્થળે કહે છે કે, “ડૉક્ટર હિલર તથા તેમનાં પત્ની અત્યંત વયોવૃદ્ધ હતાં તેથી તેમને આનંદી રાખવાને માટે વખતોવખત રામ તેમને હાસ્યથી તરબોળ કરી નાખતો. રામના પ્રતિ એમની એટલી બધી ભક્તિ હતી કે રામને પોતાને ત્યાંજ શેષ જીવન વ્યતીત કરવાનો તેઓ આગ્રહ કરતા.”

એકવાર એક અત્યંત ધનાઢ્ય સન્નારી જેને રામે શ્રીમતીગંગા એવું નામ આપ્યું હતું તે રામનાં દર્શને આવી. રામ કહે છે કે, “તેણે પોતાનું ધન, વૈભવ, જમીનજાગીર, ઘરબાર અને પોતાનું સર્વસ્વ રામને ચરણે અર્પણ કરીને સંન્યાસિની થવાની ઇચ્છા પ્રકટ કરી; પણ રામને એમાંથી કયી વસ્તુની આવશ્યકતા હોય ? એનું અંતઃકરણ બહુ શુદ્ધ હતું. એનામાં અત્યંત ઉદારતા હતી. પરમાત્મા એનું કલ્યાણ કરે. ખરેખર એ એક મહાન્ સ્ત્રી હતી.

એક દિવસ નાટ્યમંડળીમાં કામ કરતી એક સુવિખ્યાત ઍક્ટ્રેસે સ્વામીજી એકલા હોય ત્યારે દર્શન કરવાની વિનતિ કરી. રામે એનો સહર્ષ સ્વીકાર કર્યો. સ્વામીજી પાસે એ પોતાના વસ્ત્રાલંકારમાં સજ્જ થઇને આવી ત્યારે હીરામોતીના બહુમૂલ્ય અલંકારથી એના અવયવો લચી પડતા હતા. કિંમતી વસ્ત્રોથી એનાં અંગપ્રત્યંગ આચ્છાદિત કરેલાં હતાં; અને સૌગંધિક દ્રવ્યોનો તો એણે એટલો બધો ઉપયોગ કર્યો હતો કે જાણે સુગંધની એ સાક્ષાત્મૂર્તિ હોય. એના આવતાંવેંતજ મકાનમાં સુગંધની લહેરો ઉઠવા માંડી. એના સુકુમાર અધરોમાં મંદમધુર હાસ્ય ઉભરાતું; મુખાકૃતિપર અવનવીન હાસ્યની છટા તરતી હતી.

પરંતુ આવતાં વેંતજ, સ્વામીજીની પાસે બેસતાં બેસતાંમાં તો એ રડી પડી; અને ગળગળી થઇને બોલી ઉઠી:—

“સ્વામીજી! હું બહુ દુઃખી છું; મને સુખી કરો; મને સુખ આપો.

મારાં આ હીરામોતી ભણી ન જોશો, મારાં આ હાસ્યને સાચું ન માનશો; એ હાસ્ય તો મારા અભિનયની કલા છે; એનાથી તો "હું પોતે" "મારૂં હુંપણું" "મારૂં જીવન સર્વસ્વ" કંટાળી ગયાં છે."

સ્વામી રામે એને આશ્વાસન આપ્યું; આન્તરિક જીવનનું, વાસ્તવિક આનંદનું અને પોતાના સાચા સ્વરૂપનું એને ભાન કરાવ્યું. સ્વામીજીની એકલાની પાસે આવી પોતાની આંતરવેદના પ્રકટ કરવામાં એ નાયિકાનો ઉદ્દેશ માત્ર બાહ્ય માનાપમાનનો એને ભય હતો. પરંતુ રામને તો એની એ આત્મકથામાં સમસ્ત પાશ્ચાત્ય સુધારણાની ભયંકર મૂર્તિ જાણે સાક્ષાત્ ઉતરી આવી હોય અને પશ્ચાત્તાપની વેદનામાંથી ઉત્પન્ન થતા પ્રાયશ્ચિતરૂપે પોતાનો અથેતિ ઇતિહાસ કહેતી હોય એવો આભાસ થયો.

એક અન્ય સન્નારી એકવાર સ્વામીજીની પાસે અત્યંત શોકાગ્રસ્ત હૃદયે આવીને રડી પડી. થોડાજ સમય પહેલાં એનું એક માત્ર બાલક મરણ પામ્યું હતું, એના વિયોગથી એના ચિત્તમાં બહુ શોક થતો હતો. રામને એણે સુખી કરવાની વિનતિ કરી એટલે રામે ઉત્તર આપ્યો કે:—

"હા, રામ સુખ વેચે છે, પણ તમારે તેની કિંમત આપવી પડશે."

"ગમે તે કિંમત સ્વામીજી! ગમે તેટલી કિંમત હોય તેમાં શું ?" પેલી સ્ત્રીએ સુખની આશામાં આતુરતાપૂર્વક ગમે તેટલી કિંમત આપવાની પ્રસન્નતા દેખાડી.

"પણ સુખના સામ્રાજ્યમાં કિંમતનો સિક્કો તદ્દન જૂદો છે; એટલા માટે તમારે રામના દેશનો—સુખના પ્રદેશનો—અલૌકિક સિક્કો આપવો પડશે." રામે પોતાની અલંકારિક ભાષામાં વાસ્તવિક સુખના મૂલ્યની માગણી કરી.

"હા, સ્વામી !ગમે તે સિક્કો હોય તેથી શું ? હું આપવા તૈયાર છું." પાર્થિવ દ્રવ્યની વિપુલતામાં અંધ બનેલી ભલી બિચારી બાઇ અલૌકિક સુખના અલૌકિક મૂલ્યની વાત શી રીતે સમજે ?

"વારૂ ત્યારે, જાઓ, પેલા હબસીના છોકરાને ખોળે લ્યો, એનું પ્રેમથી લાલનપાલન કરો અને એનેજ તમારો પુત્ર માની લ્યો. રામના રાજ્યમાં સુખની આવી કિંમત છે."સ્વામીજીએ વાસ્તવિક સુખની વાસ્તવિક કિંમત માગી."

"પણ, એ તો બહુ મુશ્કેલ છે." પાશ્ચાત્ય વર્ણભેદના અહંકારમાં અંધ બનેલી ગોરવર્ણ પ્રજાની પુત્રી હબસીના છોકરાને ખોળે લેવાની વાત એકા-

એક કેવી રીતે સમજી શકે ? અને એની સુખની ભાવના સાથે આ વાતને કેટલો નિકટ સંબંધ છે તેનું તાત્કાલિક રહસ્ય પણ આટલી વાતચીત ઉપરથી શી રીતે એનાથી સમજી શકાય ?

"ત્યારે સુખી થવું એ પણ એટલુંજ અઘરૂં છે." રામે એ સ્રીને સુખ પ્રાપ્ત કરવાનું એજ માત્ર એક સાધન છે એમ સમજાવવા માટે આવો નિઃશંક ઉત્તર આપ્યો.

પરંતુ, વાચક ! ધન્ય છે એ સન્નારીના હૃદયને કે છેવટે એણે એ સુખ પ્રાપ્ત કર્યું. રામની આજ્ઞાની એના સરલ હૃદય ઉપર એવી તો અસર થઇ કે એણે સીદીના બાલકને પોતાને ઘેર રાખી એનું પુત્રવત્ પાલન કર્યું. સાંસારિક સંબંધોની સમસ્ત ભાવનાઓ કલ્પિત છે, એમ સમજીને પ્રાણીમાત્રમાં એકજ આત્મદર્શન કરવા માટે રાગદ્વેષને દૂર કરવાનું સાધન સાર્વભૌમ પ્રેમભાવ કેળવવામાં છે, એ રહસ્ય સમજાવવાનો સ્વામીજીનો જે ઉદ્દેશ હતો, તે ફળીભૂત થયો. રામના કથનનો એ સન્નારીના હૃદય ઉપર અલૌકિક પ્રભાવ પડયો; એને સુખશાંતિ પ્રાપ્ત થયાં.

એક નાસ્તિકમંડળની વિદુષી સન્નારી રામની સાથે ધાર્મિક વાદવિવાદ કરવા માટે આવી. રામ બાદશાહ એ વખતે સમાધિ નિમગ્ન હતા. નાસ્તિક સન્નારી સ્વામીજી જાગૃત થયા ત્યાંસુધી શાંત બેસી રહી અને રામની ભણી એકીટસે જોયાં કર્યું. સમાધિમાંથી વ્યુત્થાન પામતા જેવો રામે એના પ્રતિ દૃષ્ટિપાત કરીને એના આવવાનો ઉદ્દેશ પૂછયો એટલે વાદવિવાદના અગ્નિથી ભરેલી સ્રી શાંતશીતલ ભાવથી, સ્વામીજીના નીરવ વાતાવરણમાં વિક્ષેપ કરતી હોય એમ બોલી ઉઠી કેઃ—"ઓ મારા પ્રભુ ! હું નાસ્તિક નથી; આપનાં દર્શનથીજ મારી બધી શંકાઓ દૂર થઈ ગઇ છે."

મનોવિજ્ઞાનશાસ્ત્રનો સુપ્રસિદ્ધ અભ્યાસી પ્રૉફેસર જેમ્સ રામના વિષયમાં કહે છે કે, "એ આધ્યાત્મિક અવધૂત ભાગ્યેજ દેહાધ્યાસમાં નિવાસ કરતો." એકવાર સાન્ફ્રાન્સિસ્કોથી ન્યુયૉર્ક જવું હતું ત્યારે રામની એક શિષ્યા મિસ ટેલર ગ્રેટ પૅસિફિક રેલરોડ કું૦ ના મેનેજર પાસે ધર્મગુરુઓના ઓછા દરે ટિકિટ લેવા માટેએમને લઇ ગયા ત્યારે રામના અલૌકિક હાસ્યથી અંજાઇને એણે કહ્યુંકે "શું એમને ઓછા ભાવે?–નહિ, નહિ, એમને તો હું પૂલમેન કાર મફત આપીશ. એમનાં હાસ્ય રોકયાં રોકાય તેમ નથી; એમાં માધુર્ય અને મનમોહક આકર્ષણ છે!" એમ કહીને પોતાની રેલવેમાં એક સુંદર ડબ્બો

રામને માટે કહાડી આપ્યો.

એમના વ્યાખ્યાનના પ્રભાવથી મુગ્ધ થઇને એક વર્તમાન પત્રે "**જીવિત ઈસુખ્રિસ્ત અમેરીકામાં પધાર્યા છે.**" એવું મથાળું કરીને એમના ગુણાનુવાદ ગાઇ ખૂબ પ્રશંસા કરી હતી. ન્યુયૉર્કના એક બીજા સમાચાર પત્રે લખ્યું હતું કે ભારતવર્ષમાંથી અમેરીકામાં એક એવા વિચિત્ર સાધુ આવ્યા છે કે જે પોતાનાં ચશ્માં સિવાય બીજી કોઇ પણ ધાતુને સ્પર્શ સુદ્ધાં કરતા નથી. પોતાની સાથે કોઇ પણ જાતની ભોજનસામગ્રી પણ રાખતા નથી. જ્યારે ફરવા નીકળે છે ત્યારે માત્ર સાધારણ વસ્ત્ર પહેરીને કેટલાએ દિવસો સુધી અત્યંત શીતલ સ્થાનોમાં ફર્યા કરે છે. જ્યારે વ્યાખ્યાન આપે છે ત્યારે એક એક વ્યાખ્યાનમાં ત્રણ ત્રણ કલાક સુધી લાગલાગટ બોલ્યા કરે છે. એનું સુંદર સ્વરૂપ અત્યંત મનોહર છે."

આવી રીતે એમના વ્યક્તિત્વથી અનેક સ્રીપુરુષો આકર્ષાઇને એમની પવિત્રતાથી પવિત્ર થતાં, એમના ભાવને હૃદયંગમ કરી જીવનમાં આનંદ અને માધુર્ય અનુભવતાં અને એમનાં વિદ્વત્તા, ત્યાગ અને જ્ઞાનનો લાભ પ્રાપ્ત કરી "ૐ" અને આત્મસાક્ષાત્કારનાં સાધક બનતાં. અમેરિકામાં વ્યાખ્યાનની સામાન્ય પદ્ધતિ એવી હોય છે કે વ્યાખ્યાતાને જૂદી જૂદી સભાઓ અને મંડળીઓ પોતાના સભાસ્થાનમાં વ્યાખ્યાન માટે નિમંત્રણ કરી તેમની પાસે વ્યાખ્યાન અપાવે છે, અને લોકો પાસેથી ફી લઇ વ્યાખ્યાતાને એમાંથી પુરસ્કાર આપે છે. સ્વામી રામ પોતે નિષ્કંચન રહેતા તેથી જ્યારે ત્યાંની આ પદ્ધતિની એમને ખબર પડી કે પોતાના વ્યાખ્યાનમાંથી એ મંડળીઓ દ્રવ્ય ઉપાર્જન કરે છે ત્યારે એમણે ખુલ્લું જાહેર કરી દીધું કે એમનાં વ્યાખ્યાન મફત અપાય છે. આનું પરિણામ એ આવ્યું કે એમના વ્યાખ્યાનમાં નિર્ધન અને ધનિક, સૌને સમાન અધિકાર મળતો. ૐ ની અહોનિશ સાધનાનો શ્રોતાઓ ઉપર અદ્ભુત પ્રભાવ પડતો. આન્તરિક વેદનાઓથી પીડાતાં થોડાં જિજ્ઞાસુઓને જેમ જેમ એમની પાસેથી શાન્તિ મળતી ગઇ તેમ તેમ શારીરિક પીડા ભોગવતાં વ્યાધિગ્રસ્ત લોકો પણ શ્રદ્ધાથી એમની પાસે આવવા લાગ્યાં; પરંતુ સ્વામી રામ એવી સાંસારિક ઉપાધિઓથી નિરંતર મુક્ત રહેતા. કોઇ પણ જાતની શક્તિવિષયક અથવા ચમત્કારના આભાસ થાય એવી વાતો કે ક્રિયાઓથી હમેશાં દૂર રહેતા. છતાં એ રોગીઓ રામને ખબર ન પડે તેમ પાછળથી એમનાં વસ્ત્રને સ્પર્શ કરી જતાં, અને પોતાની શ્રદ્ધાના

ફલરૂપે વ્યાધિમાંથી મુક્ત થતાં. અમેરિકામાં એક સરોવરને કિનારે રામ એકાન્તમાં રહેતા હતા અને પોતાનો સમસ્ત સમય ૐકારનાં સંગીત જપ અને ગુંજનમાં વ્યતીત કરતા હતા, ત્યાં આસપાસનાં અનેક દીન દુઃખી જનોને એમના નિવાસથી આશ્વાસન મળતું; અને ત્યાં એક હવાફેર કરવા માટેનું સેનેટોરિયમ હતું, ત્યાંના લોકોને એમનામાં અપૂર્વશ્રદ્ધા ઉત્પન્ન થઇ હતી, ઘણાઓના વ્યાધિ દૂર થતા, અને તેઓ રામને અધ્યાત્મ વૈદ્ય તરીકે "દૈવી વૈદ્ય" ના નામથી ઓળખતા.

સેંટલુઇમાં સ્વામી રામના પ્રમુખપણા નીચે એક પ્રદર્શન ભરાયું હતું. એ પ્રદર્શન સમયના એમના પ્રભાવનું વર્ણન કરતાં સ્થાનીય સમાચારપત્રોએ લખ્યું હતું કે, "સમારોહમાં કોઇ ચમત્કારિક વ્યક્તિ કે વસ્તુ હોય તો તે સ્વામી રામ છે." વ્યાખ્યાન આપવાની પદ્ધતિ તથા તેનાં મથાળાં પણ એ વિચિત્ર રીતે પસંદ કરતા. ડેનવરમાં એક વ્યાખ્યાનનું મથાળું એવું હતું કે "રોજ રોજ દીવાળી ને રોજ રોજ બેસતું વર્ષ" આવીજ રીતે ત્યાં આપેલા સમસ્ત ઉપદેશોમાં એમની વિલક્ષણતા જણાઇ આવે છે. વ્યાખ્યાન આપવા માટે જ્યાં જ્યાં નિમંત્રણ આવે ત્યાં તેઓ નિયમિતરીતે જતા. ખ્રિસ્તીઓનાં દેવળમાં અને તેમની સાંપ્રદાયિક મંડળીઓમાં પણ એમણે વ્યાખ્યાન આપ્યાં છે, એ ઉપરથી સ્પષ્ટ થાય છે કે એમનો પ્રભાવ નિર્મળ અને પ્રિયકર હતો. એકવાર એક વિદ્યાપીઠમાં "સુધરેલા જગતપર ભારતવર્ષનું અધ્યાત્મઋણ" એ વિષયપર વ્યાખ્યાન આપ્યું ત્યારે એ વિદ્યાપીઠના આચાર્યને એમજ લાગ્યું કે જગતના ઇતિહાસમાં પૂર્વ અને પશ્ચિમના અનુસંધાનરૂપે જે પ્રકરણની ખોટ લાગતી હતી તે આ વેદાંત વિષયક વ્યાખ્યાનથી પૂરી પડે છે. ત્યાર પછી એ આચાર્યે વિદ્યાપીઠ તરફથી થોડાં પુસ્તકો રામને ભેટ આપવા માટે એક કારકૂનને આજ્ઞા કરી. એ પુસ્તકોમાંથી એક પુસ્તકનું પૂંઠું થોડું ભેજ લાગવાથી બગડી ગયું હતું એટલે આચાર્યે પેલા કારકુનને રામની ઓળખાણ કરાવતાં કહ્યું કે: "તમે હમણાં સ્વામીજીનું વ્યાખ્યાન નથી સાંભળ્યું? તમને ખબર નથી કે આ પુસ્તકો કોને ભેટ આપવાનાં છે? વિદ્યાપીઠ તરફથી દવી રામને એ સમર્પણ કરવાનાં છે. જાઓ બદલીને બીજાં સારી બાંધણીનાં લઇ આવો." આવી રીતે અનેક વિદ્યાપીઠોમાં એમના વ્યાખ્યાનો થયાં હતાં. ગણિતશાસ્ત્રના નિપુણ અધ્યાપક તરીકે નહિ, પણ પૂર્વના પ્રદેશમાંથી આવેલા વેદાન્તના એક ધુરંધર આચાર્ય તરીકે પોતાની અપૂર્વ વિદ્વત્તા અને અનુભ-

વના બળ વડે વ્યાખ્યાનો આપીને શું વિદ્વાન કે શું ભાવિક, બધાંનાં એક સરખી રીતે એમણે મન હરી લીધાં હતાં. પૂર્વાશ્રમમાં પોતે ગણિતશાસ્ત્રના અધ્યાપક હતા, એ વાત જો કે ત્યાં જગજાહેર થઇ ચૂકી હતી; પણ ગણિતનો ત્યાગ કરીને વેદાન્તના આચાર્ય થવા માટેજ એમણે સંન્યાસ ગ્રહણ કર્યો હતો; એનું એમને સતત ભાન રહેતું હોય તેમ વેદાન્ત, દેશભક્તિ અને સુધારણાના વિષયપરજ વ્યાખ્યાન આપ્યાં હતાં.તેઓ જ્યાં જ્યાં ફર્યા ત્યાં બધે સૌના પ્રેમભાજન થઈ પડતા. એમના સંસર્ગમાં આવનારાંમાં એમના પ્રતિ સ્વાભાવિક પૂજ્યબુદ્ધિ ઉત્પન્ન થતી. ત્યાં આપેલાં વ્યાખ્યાનો, શંકાસમાધાન, પ્રશ્નોત્તર, અને વારંવાર લખાયેલા પત્રોપરથી આપણને માલુમ પડે છે કે વેદાન્તનો પ્રચાર કરવામાં એમને બહુ સફલતા પ્રાપ્ત થઇ હતી. એ વ્યાખ્યાનોના સંગ્રહનું માન તો આપણે ઉપર કહી ગયા તેમ શ્રીમતી પૉલિન વિટમેનનેજ ઘટે છે. એ સન્નારીએ અત્યંત આદર અને ભક્તિપૂર્વક જેટલાં જેટલાં વ્યાખ્યાનો અને ચર્ચાઓમાં પોતે હાજર હતી, એ બધાંની શૉર્ટહેન્ડથી નોંધ કરી અધ્યાત્મવિદ્યાના જિજ્ઞાસુઓની મહાન સેવા બજાવી છે.

એમના અમેરિકાના કાર્યનું વર્ણન કરતાં મિ. પૂરણસિંહ લખે છે કે, “સ્વામી રામ હમેશાં પ્રસન્નમુખ રહેતા. એમનો આનંદ કોઇ પણ રીતે નષ્ટ નહોતો થતો. એ તો એમના ભાગ્યમાંજ લખાઈ ચૂક્યો હતો.........સ્વાભાવિક ઘરગથ્થુ ભાષામાં કરેલી શંકાઓ અને પ્રશ્નોનો ઉત્તર આપતાં આપતાં મિનિટોની મિનિટો સુધી તેઓ હસતા હતા અને હસીનેજ જાણે પરોક્ષ રીતે એમ કહેતા હોય કે ઇશ્વર અને મનુષ્યના સંબંધના પરાપૂર્વથી ચાલ્યા આવતા પ્રશ્નોના ઉત્તરમાં મારૂં મનોહર વ્યક્તિત્વ અને હૃદયગ્રાહી ચૈતન્યજ પૂરતાં છે. એમના હાસ્યમાં વિદ્યુત્ સમાન શક્તિ હતી. લોકોને તેઓ કંપાવી દેતા. પોતાને તેઓ રામ બાદશાહ કહેતા કારણ કે પોતાના ઉલ્લાસપર્ણ જીવનવડે એમણે સાંસારિક રાજા મહારાજાઓની સજાવટને ખરી રીતે જોતાં ઉપહાસજનકજ બનાવી મૂકી હતી.

તેઓ હમેશાં પ્રેમપૂર્ણ હતા. નીચમાં નીચની સાથે પણ એમનો વ્યવહાર અત્યંત કોમળ હતો. પોતાનાં પુસ્તકો, કલમો, પેન્સિલો, છીએ અને બીજી વસ્તુઓને પણ સજીવન પ્રાણીઓની પેઠે સંબોધન કરતા અને અનેક વાર મેં એમને વસ્તુઓને ચુંબન કરતા અને અત્યંત પ્રીતિપૂર્વક વાતચીત કરતા જોયા છે. એમના વિચાર અને વાર્તાલાપ પ્રત્યેક વસ્તુને ઉન્નત કરી દેતા.

એમને મન નહોતું કોઇ ઉચ્ચ કે નહોતું નીચ; તેમજ નહોતું કોઈ નિર્જીવ કે સજીવ. પ્રત્યેક વસ્તુ પોતાના બાહ્ય સ્વરૂપમાં પણ એમને મન તો કાંઇક વિશેષ દર્શન આપતી–સાક્ષાત્ પરબ્રહ્મરૂપેભાસતી.જે કોઇની સાથે એમને મળવાનું થતું એ બધાની સાથે હૃદયપૂર્વક એકતા અનુભવવાનો યત્ન કરતા અને એવી રીતે પ્રથમ સામાના હૃદયને પ્રેમથી વશીભુત કર્યા પછી અપ્રત્યક્ષ સૂચનાઓદ્વારા સત્યની જિજ્ઞાસાને માટે એની બુદ્ધિને છેડતા હતા. નેત્રો બંધ કરીને ઉંડી અને નિર્મળ સત્યતાના ગંભીર સ્વરોવડે ઉર્દુ અથવા ફારસીનાં પોતાને પ્રિય થઇ પડેલાં અનેક કાવ્યોનો જ્યારે વારંવાર પાઠ કરતા, ત્યારે એમના ગુલાબી ગાલો ઉપરથી આનંદનાં અશ્રુ ટપકવા માંડતાં. એ કાવ્યોનો એમના ઉપર એવો પ્રભાવ પડતો કે પ્રત્યેક પાસે બેઠેલી વ્યકિતને રામ એ કાવ્યના ભાવોમાં બિલકુલ તરબોળ થઇ ગયા છે, એમ પ્રત્યક્ષ માલુમ પડતું. કલાકોના કલાકોસુધી આવી સ્થિતિ રહેલી પોતાનાં સાર્વજનિક વ્યાખ્યાનોની વચમાં વ્યાખ્યાતાની દશાની વિસ્મૃતિ થઈ જતી અને પોતાના પ્રિય પવિત્ર મંત્ર ૐ, ૐ,ૐની આવૃત્તિઓ ઉપર આવૃત્તિઓ કર્યે જતા; અને તે એટલે સુધી કે એમના અમેરિકન સ્નેહીઓ તો એમજ કહેતા કે શરીર કેન્દ્રમાં તેઓ બહુ થોડો કાલ નિવાસ કરતા. એમની સ્થિતિ નિત્ય પરમાત્મામાં રહેતી. ત્યાંના કેટલાએક મનોવિજ્ઞાનશાસ્ત્રીઓએ એવી ભવિષ્યવાણી ભાખી હતી કે સ્વામી રામ જેવી વ્યક્તિઓ જેઓ ઉચ્ચ આધ્યાત્મિક વિચારોમાં વ્યસ્ત રહે છે; અને પોતે શરીર છે એ ભાવનાને ભૂલી જઇને દિનરાત અધ્યાત્મભાવનામાં લીન રહે છે, તેઓ આ શારીરિક બંધનની મર્યાદામાં વિશેષ સમય રહી શકતાજ નથી.સ્વામી રામને દેહસ્મૃતિ આ પ્રમાણે બહુ ક્ષીણ બની ગઇ હતી. એમનું શરીર એમના ઉચ્ચતમ જીવનને માટે એક ઉત્તમ વાહનરૂપજ હતું. શબ્દોવડે એ શરીરની ખુબીઓનું વર્ણન થઇ શકે એમ નથી. એમની દૃષ્ટિ સામાનો સંપૂર્ણ પ્રેમ આકર્ષી લેતી–એમના સમાગમથી શુષ્ક હૃદયોમાં પણ ઉત્સાહ ઉત્પન્ન થઈ આવતો અને તેનો આત્મા દૈવી આનંદની સુવાસિત હરીઆળાવડે શોભી નીકળતો. બધા મહાત્માઓમાં જીવનનાં આવાં લક્ષણો આપણે જોઈએ છીએ. પુરાણોમાં કાવ્યમય વર્ણનમાં એનો મનોહર ઉલ્લેખ કરતાં લખેલું છે કે અમુક વ્યકિતના આગમનથી સૂકાં વૃક્ષોને નવાં પર્ણ અને કળીઓ ખીલી નીકળી; ફળફુલાદિના બાગ ફળવા માંડયા; અને સુકાઇ ગયેલાં નદીનાળાં હર્ષોન્મદિમાં આવી જઇને સ્ફાટિક જેવા જલનો

પ્રવાહ વહેવરાવવા માડયાં.”

એમના ભાવપૂર્ણ જીવનદ્વારા અમેરિકાના પાશ્ચાત્ય દર્શનશાસ્ત્રોની અપૂર્ણતાથી અસંતુષ્ટ થયેલા જિજ્ઞાસુઓને અત્યંત લાભ થયો હતો. સ્વતંત્ર આચારવિચારમાં ઉછરેલી પ્રજામાં વિરહતા એ મુકતાત્માનો ત્યાં યથાયોગ્ય સત્કાર થયો હતો. નિઃસ્પૃહતા, નિષ્કાંચન નિષ્કામ અવસ્થા, દેશભકિતપરનાં વ્યાખ્યાન, ભારતવર્ષની અધ્યાત્મવિદ્યાની પ્રશંસા, હિંદી વિદ્યાર્થીઓને સહાયતા કરવાની વૃત્ત અને નિરંતર સ્વરૂપ સ્થિતિમાં હર્ષોન્મત્ત રહેવાના સ્વભાવથી સ્વામી રામ ત્યાં બહુ પ્રિય થઇ પડયા હતા.

અમેરિકાના નિવાસ દરમ્યાન એમના ગુણાનુવાદ જે જે વર્તમાનપત્રોમાં છપાતા, તેની નકલો એમના શિષ્યો એમની સમક્ષ લાવતા; ત્યારે તે આવતી જાય તેમ તેમ સેક્રેમેન્ટો નદીમાં નાખી દેતા, તેથી એમના કાર્યનો વિસ્તૃત વૃત્તાંત આપણને મળી શકે તેમ નથી. અત્યારે જે કાંઇ ઉપદેશવિભાગ તથા વર્ણન આપણને પ્રાપ્ત થયાં છે તેમાં બે વ્યકિતએ મુખ્ય ભાગ ભજવ્યો છે. એક શ્રીમતી પૉલિન વિટમેન (કમલાનંદ)કે જેણે એમના વ્યાખ્યાનોની નોંધ કરી લીધી હતી અને પોતાની માતા તથા એક પુત્ર સાથે સ્વામી રામના વિદેહ થયા પછી ભારતવર્ષમાં આવી સરદાર પૂરણસિંહ જ્યારે ડેહરાડૂનમાં “ઇમ્પીરીયલ ફૉરેસ્ટ કૉલેજ”ના મુખ્ય રસાયનશાસ્ત્રી હતા, ત્યારે લગભગ છ એક માસ એમની સાથે રહી હતી. ત્યારપછી બીજી વ્યકિત શ્રીમતી એ. વેલમેન નામની કૅલીફોર્નિયાના લૉસ અન્જીલિસ શહેરની વતની હતી. સ્વામીજીનાં દર્શનમાત્રથી એના જીવનમાં અદ્ભુત ધર્મજાગૃતિ આવી ગઇ હતી. એ વયોવૃદ્ધ માતા કે જેને સ્વામીજીએ 'સૂર્યાનંદ' એવી નામસંજ્ઞા આપી હતી, તેને રામના પ્રિય ભારતવર્ષની સેવા કરવાની વૃત્તિ ઉત્પન્ન થઇ આવી અને આ દેશમાં આવીને લગભગ એકાદ વર્ષ જેટલું રહી, કેટલીએક પરોપકારની પ્રવૃત્તિ કરી ગઇ.

એ વૃદ્ધ માતાને જ્યારે સ્વામીજીનાં દર્શનની ઇચ્છા થઇ ત્યારે પોતે કેટલીએક સાંસારિક ઉપાધિઓથી બહુ શોકગ્રસ્ત રહેલી હતી. સ્વામીજીનાં દર્શનની એણે આજ્ઞા માગી અને જઇને પોતાનાં દુઃખવૃત્તાંતનું વર્ણન કરતાં કરતાં અશ્રુપૂર્ણ નયને રુદન કરવા માંડયું; સ્વામી રામ તે વખતે આસન વાળીને શાંત બંધનેત્રે ધ્યાનમગ્ન અવસ્થામાં બેઠા હતા. મીસીસ વેલમેને પોતાની જીવનકથા કહેતાં કહેતાં કલાકોના કલાકો સુધી રડયા કર્યું. જ્યારે એણે જોયું કે

સ્વામીજી એની વાતપર જરાયે લક્ષ આપતા નથી ત્યારે સ્વજીવનની વ્યથાનું વર્ણન કરતી કોઈ સન્નારી રુદન કરતી હોય તે વખતે એક મહાપુરુષ કે જેની પાસે એ પોતાની હ્રદયવ્યથાનો ભાર ઓછો કરી, શાન્તિ અને સુખપ્રાપ્તિની આશાથી આવી હતી, એ આમ શાંત, મૂક અને નિશ્ચેષ્ટ બેસી રહે એ કેટલું બધું અસભ્ય કહેવાય, એમ એને લાગ્યું. સ્વામીજીના મુખમાથી ન તો એક શબ્દ નીકળ્યો કે ન તો એમણે લાગણીભર્યો દૃષ્ટિપાત કરવાની સ્પૃહા કરી! બંધ નેત્રે સાંભળવા છતાયે જાણે કશુંયે ન સાંભળતા હોય તેમ નિશ્ચેષ્ટ જડમૂર્તિની પેઠે બેસીજ રહ્યા. " આ હિંદીઓ કેટલા બધા અભિમાની અને અસભ્ય હોય છે !" એવો ભાવ એ આર્તહ્રદયા બાઇના મનમાં તરતજ ઉત્પન્ન થયો; પરંતુ જ્યાં એની ઉપાધિકથા પૂરી થઇ કે સ્વામીજીએ પોતાનાં નેત્રો ઉઘાડ્યાં; અને આવેશપૂર્ણ રક્તવર્ણ નેત્રે એક એવો તો દૃષ્ટિપાત કર્યો કે મિસિસ વેલમેનના શરીરમાં વિદ્યુતના જેવો કંપ ઉત્પન્ન થયો. એ નેત્રોમાંથી જાણે અગ્નિના સ્ફુલિંગ વર્ષતા વર્ષતા એના પ્રાણમાં ચેતનાની જ્યોતિ જગાવતા હોય એવો એને ભાસ થયો. સ્વામીજીએ પોતાના પ્રેમપૂર્ણ માયાળુ શબ્દોમાં માત્ર એકજ શબ્દ " માતાજી ! " કહીને પોતાનો પરમપ્રિય વેદમંત્ર " ૐ " " ૐ " નો ઉચ્ચાર કરવા માંડયો; પરંતુ એ મીઠા અને ભાવગ્રાહી, " માતાજી " શબ્દનું સંબોધન અને " ૐ " " ૐ " " ૐ " ની જ્વલંત ગુંજનાથીજ શ્રીમતી વેલમેનના જીવનમાં કોઈ અનેરી ઉષાનો ઉદય થયો. સૂર્યનાં પ્રખર કિરણોથી હિમાલયનો હિમ ગળીને જેમ શીતલ જલપ્રવાહના રૂપમાં તપ્ત દેહને શીતલ કરે છે, તેમ રામનાં દૃષ્ટિપાત, શબ્દોચ્ચાર અને ૐકારગુંજનથી એ સન્નારીના હ્રદયનો દુઃખભાર હતોનહોતો થઈ ગયો. આત્માનંદના રશ્મિરાજે (સૂર્ય દેવતાએ) એનાં અજ્ઞાન દુઃખના અંધકારનો સર્વથા નાશ કર્યો. મિસિસ વેલમેન એ પ્રસંગનું વર્ણન કરતાં કહે છે કે:-
"પાર્થિવ પ્રદેશપરથી સ્વર્ગના ઉચ્ચ પ્રદેશ પ્રતિ આરોહણ કરતી હોઉં; પ્રકાશના ગગનવિહારી પક્ષીની પેઠે જાણે હું અનંત આકાશમાં વિહાર કરતી હોઉં એવું મને ભાન થયું; અને એમનો " માતાજી " નો ભાવભર્યો શબ્દ સાંભળતાં તો—જાણે સમસ્ત વિશ્વની હું દેવી માતા છું એવો અનુભવ થવા લાગ્યો. અહા ! સમસ્ત વિશ્વની હું માતા છું; બધા દેશ મારો સ્વદેશ છે; સમસ્ત પ્રજાઓ મારી સંતતિ છે; મને લાગ્યું કે મારે ભારતવર્ષનાં દર્શન કરવાં જોઇએ. એ સુવર્ણભૂમિમાં મારે અવશ્ય જવું જોઇએ. જે દેશમાં આવા પ્રકા-

શોના પ્રકાશ જેવા, આનંદના મહાસાગર જેવા મહાપુરુષો જન્મે છે; જ્યાં આ પરમપુરુષ સ્વામી રામે જન્મ લીધો છે; એ દેશમાં એ નગરમાં, એ ભૂમિમાં દર્શન કરવા, સેવા કરવા, આનંદનો અનુભવ કરવા અને અધિકાધિક દૈવી પ્રકાશ પામવા મારે અવશ્ય જવું જોઈએ, એવી મને પ્રેરણા થઇ આવી. મારી નસેનસમાં, મારા રક્તમાં અને મારા પ્રાણમાં, એમના "ૐ" ની ગર્જના ગુંજે છે; એનો દૈવી પ્રવાહ મારી રગેરગમાં વહન કરે છે. માત્ર એ"માતાજી" શબ્દજ મને અનન્ત પ્રભુતામાં લીન કરી દે છે. અહા ! હું એમનો ચરણ-સ્પર્શ કરૂં. જે વિશ્રાંતિ એમણે મને આપી છે, એમાં હું અનન્તકાલ સુધી લીન થઇને પડી રહું. મારા અંતર્યામીમાંથી કોઈ અગમ્ય અમૃતધારાનો પ્રવાહ ફુટી નીકળ્યો છે; એણે મારા અજ્ઞાનનાં જડ આવરણો તોડી નાખ્યાં છે, મને એણે પવિત્ર બનાવી છે."

આ સન્નારી ત્યારથી સ્વામી રામના વિશેષ પરિચયમાં આવ્યાં, સ્વામીજીના અમેરિકામાં ભારતવર્ષના વિદ્યાર્થીઓને સહાયતા આપવાના પ્રયત્નોમાં એમણે બહુ આગળ પડતો ભાગ લીધો અને છેવટે સેવાવૃત્તિથી ઉશ્કેરાઈને સ્વામીજી જ્યારે અમેરિકામાં હતા ત્યારે ભારતવર્ષમાં આવ્યાં હતાં. એમણે રામના જન્મસ્થાન મુરાલીવાલાની યાત્રા કરી; રામે જે ગૃહમાં જન્મ ધારણ કર્યો હતો, જે શાળામાં રામે વિદ્યાભ્યાસ કર્યો હતો. ત્યાં જઇ એણે પોતાના ભક્તિભાવની જાગૃતિ કરી. રામનાં બાલપણનાં વસ્ત્રો, લાહોરમાં લાલા હરલાલ પાસેનું રામનું પુસ્તકાલય અને રામના શિષ્યો તથા સત્સંગીઓનાં એણે પ્રેમપૂર્વક દર્શન કર્યાં. અયોધ્યા, મથુરા, લાહોર, ડેહરાડુન વગેરે અનેક સ્થળે પ્રવાસ કર્યો; ડેહરાડુનની એક કન્યાશાળામાં અંગ્રેજીનું શિક્ષણ આપતાં રહ્યાં; મથુરામાં બે ત્રણ માસ સુધી " પ્રેકટીકલ વિઝડમ " અર્થાત્ " વ્યાવહારિક વિજ્ઞાન" નામનું એક અંગ્રેજી ભાષામાં માસિકપત્ર ચલાવ્યું અને સ્વામીજી અમેરિકાથી ભારતવર્ષમાં પાછા ફરી હિમાલયમાં એકાન્તનિવાસાર્થે ગયા ત્યારે રામના પરમપ્રિય ગંગા પ્રદેશમાં વિહાર કરતાં કરતાં, અરણ્યમાં રામના સાનિધ્યમાં દિવસોના દિવસો સુધી સત્સંગસેવન કર્યું. પોતાની આર્થિક સ્થિતિ અત્યંત સાધારણ હોવાથી અને અમેરિકાના અશ્રદ્ધાળુ જડવાદી લોકોના આક્ષેપથી એને ભારતવર્ષ આવવામાં ઘણાં વિઘ્નો આવ્યાં હતાં; પરંતુ એ બધાને ન ગણકારતાં,સ્વામીજીની આજ્ઞા અને પ્રેરણાનુસાર એણે ભારતવર્ષમાં આવીને વેદાન્તનો અનુભવ કર્યો. નિરંતર એ

પ્રણુવનો જાપ જપતી; હુમેશાં આનંદમાં તરંગાયિત રહેતી; ભારતવર્ષને પોતાનો સ્વદેશ માનતી અને સમસ્ત પ્રકૃતિ ( કુદરત ) ની સાથે તાદાત્મ્ય અનુભવતી એ સન્નારીએ એકાદ વર્ષ જેટલો સમય ભારતવર્ષની યાત્રામાં ગાળ્યો; પરંતુ છેવટે અહિંનાં હવાપાણી માફક ન આવવાથી અને પોતાની નિરાધાર વૃદ્ધાવસ્થા હોવાને લીધે રામના અસ્તિત્વકાલમાંજ એને અમેરિકા પાછાં જવું પડયું. ત્યાં જઈને એણે પોતાના સ્થાનનું નામ "શાંતિઆશ્રમ" રાખ્યું હતું. એ સન્નારીને જ્યારે ભારતવર્ષ આવવાની તૈયારી કરવાની હતી ત્યારે, અમેરિકામાં અને ભારતવર્ષમાં આવ્યા પછી રામે જે સૂચના અને ઉત્સાહ પ્રેરનારા પત્રો લખ્યા છે તે વાંચવાથી વાચકને રામના સંસર્ગથી એક પાશ્ચાત્ય સન્નારીમાં કેવું રૂપાન્તર થઇ ગયું હતું, એના જીવનમાં પૌર્વાત્ય સંસ્કારો કેવા સર્વાંશે આરૂઢ થઈ ગયા હતા તેનું ખરેખરૂં દર્શન થશે-રહસ્ય સમજાશે.[1] રામના દેહાન્તની જ્યારે અમેરિકામાં એને ખબર પડી, ત્યારે સંઘરી રાખેલા એ બધા પત્રોને ભારતવર્ષમાં રવાના કરતાં સરદાર પૂરણુસિંહને રામનાં સંસ્મરણોનું ગુણગાન ગાતાં એ લખે છે કે:—

"રામ મને પત્રોમાં લખતા કે, "રામ હમેશાં તમારી સાથે છે" એનો મને સાક્ષાત્ અનુભવ થાય છે; કારણ કે આત્માને દેશકાલનો પરિચ્છેદ નથી......................એ મહાન વિભૂતિએ બાલવત્ વિનય અને વિવેકથી આપણાં હૃદય અને ચિત્તને ઇશ્વરાભિમુખ કર્યાં હતાં. અહા ! મહર્ષિ રામમાં દર્શન કરાવતો એ પરમાત્માનો મધુર અનુભવ, એ રસાસ્વાદ, એ નિજાનંદ-એનું કેવી રીતે વર્ણન થાય ? એ તો સાક્ષાત્ પરમાત્મા આપણી સાથે નિવાસ કરતા હતા; અને આપણામાના ઘણાએ એમને ન ઓળખ્યા; પરંતુ એ તો હજુ આપણી પાસેજ છે. "મૃત્યુ જેવું કશુંયે છેજ નહિ" એવું જે સત્ય રામ સમજાવતા તે પ્રમાણે જેને નેત્ર હોય તે હજુ પણ એનાં દર્શન કરી શકે છે, જેને કર્ણ હોય તે એને હજુ પણ સાંભળી શકે છે. એ તો નિરન્તર નિકટવર્તી છે. એ મહાત્માનાં મેં ઇ૦ સ૦ ૧૯૦૩ ના પ્રારંભમાં દર્શન કર્યાં. સાન્ફ્રાન્સિસ્કો શહેરમાં એમનું એક દિવસ વ્યાખ્યાન હતું. હું તો સહેજ સ્વભાવે સાંભળવા ગઈ હતી, પણ એમના "ૐ" કારનો ઉચ્ચાર સાંભળતાંજ મને લાગ્યું કે મારૂં અંતઃકરણ કોઇ દિવ્ય પ્રદેશમાં આરોહણ

૧ જુઓ સ્વામી રામતીર્થ-ગ્રંથ બીજામાં અન્ય સજ્જનો ઉપરના પત્રોમાં સૂર્યાનન્દની ઉપરના પત્રો.

કરે છે. કોઇ અપૂર્વ આનંદથી મારો સમસ્ત દેહ કંપાયમાન થઈ રહ્યો. કોઇ દૈવી સુખકર શાંતિનો મને પ્રકાશ મળ્યો. ”

“ત્યાર પછી તો આન્તરિક જીવનને એમના ઉપદેશમાંથી જે પુષ્ટિ મળતી તેનો લાભ લેવાનું હું કદિ ભૂલીજ નથી. એમનો ઉદાર ઉપદેશ સાંભળવાની મેં એક પણ તક ત્યાર પછી ગુમાવી નથી. અમેરિકાના લોકોને ભારતવર્ષમાં જઇને ત્યાંના લોકો સાથે સહાનુભૂતિપૂર્વક સમાન કોટિનું જીવન ગાળવાની અને લોકસેવા કરવાની તેમણે એક વ્યાખ્યાનમાં વિનતિ કરી હતી. ઘણા-ઓએ ત્યાં જવાની વૃત્તિ દેખાડી, પણ તેમાંથી કોઇએ ન જઇ શક્યું. એક દિવસે મેં એમને કહ્યું: “ સ્વામીજી ! આપે મારા ઉપર જે ઉપકાર કર્યો છે તેના બદલામાં આપના ભારતવાસી બંધુઓની મારાથી શું સેવા થઈ શકે એમ છે ? ” એમણે ઉત્તર આપ્યો: “ જો તમારી ઇચ્છા હોય તો તમે ભારતવર્ષમાં જાઓ તો ઘણું મહત્ત્વનું કાર્ય કરી શકો. ” મેં એમની આજ્ઞા શિરોધાર્ય માની અને કહ્યું કે, “હું અવશ્ય જઇશ ” પરંતુ મારા મિત્રો મને નિરુત્સાહ કર્યા કરતા અને મને રોકી રાખવાના પ્રયત્ન કરતા. હું આર્થિક સાધનહીન હતી તેથી ત્યાંથી પાછા આવવાને માટે મારી પાસે દ્રવ્ય નહોતું અને એવી સ્થિતિમાં ત્યાં જવું એ તો ચોખ્ખી મૂર્ખતાજ છે એમ ઘણા મને કહેતા; પણ રામે મને ઉત્સાહ આપ્યો કે: “જો તમે વેદાન્તનું વાસ્તવિક જ્ઞાન પ્રાપ્ત કર્યું હોય તો તમારે નિર્ભય અને નિશ્ચિન્ત થવું જોઇએ. જે પર-માત્મા તમારૂં અમેરિકામાં યોગક્ષેમ ચલાવે છે, તે પરમાત્મા ભારતવર્ષમાં પણ વિદ્યમાન છે.” અને એમના એ શબ્દો અક્ષરશઃ ખરા પડયા. ભારતવ-ર્ષનાં મારાં વહાલાં બંધુભગિનીઓની વહાલસોઇ સહાયતા અને સંભાળથી હું ત્યાં રહી અને અહિ પાછી આવી. પરમાત્માની સર્વવ્યાપી સત્તાનો મને ત્યાં સાક્ષાત્કાર થયો; છતાં પણ રામને વચન આપ્યા પછી એના પ્રિય ભાર-તમાં પહોંચતાં પહોંચતાં પાંચ મહિના વીતી ગયા. એકલી એ દૂર દેશમાં ત્યાંની કોઈ પણ વ્યકિતની ઓળખાણવિના, રામના શિક્ષણાનુસાર કેવલ સર્વરક્ષક પરમાત્માના કૃપાળુ હસ્તનો આશ્રય રાખીને શ્રદ્ધાપૂર્વક મેં પ્રયાણ કર્યું. ”

મિસિસ વેલ્મેનનો અમેરિકામાં રામને કેમ પરિચય થયો અને એના જીવનમાં કેવું સુંદર દૈવી પરિવર્તન થયું, એ આપણે એના પોતાના શબ્દો-માંજ જોયું. હવે આપણે સ્વામી રામનાં એક ભાવિક શિષ્યાપ્રત્યે અપાએલા

પ્રેરણાત્મક ઉપદેશનો થોડો ભાગ વાંચી આ પ્રકરણ પૂરૂં કરીએ.

"હમેશાં પ્રાતઃકાલે તમને આપેલા મંત્રનો નિયમિત અર્ધો કલાક જપ "કરશો. જ્યારે એ જપ ચાલુ હોય ત્યારે તેના રહસ્યનું તમારી નામસંજ્ઞા- "(સૂર્યાનંદ) ના ભાવાર્થમાં અનુસંધાન કરતાં રહેજો. આવી અવિરત અહંગ્રહ "ઉપાસના તમને સાચાં સંન્યાસિની બનાવશે. તા.૧૬-૧૦-૦૨"

"તમે હૃદયપૂર્વક તમને પોતાને એક હિન્દુ માનો છો? એમના દોષો "અને વહેમોને તમે તમારાં પોતાનાં સમજો છો? એ તમારાં બંધુભગિનીઓ છે "એવો વિશ્વાસ તમને એમનામાં ઉત્પન્ન થાય છે? તમે અમેરિકામાં જન્મ્યાં "છો, એ ભૂલી જઇને "હું હિંદુસ્તાનમાં જન્મી છું" એવી ભાવના થઈ ગઈ "છે? રામ જેવી રીતે પોતાને એક પરમ શ્રદ્ધાશીલ ખ્રિસ્તી માને છે તેમ "તમે પોતાને હિન્દુ અનુભવો છો? એવું હશે તો સ્વભાવિકરીતેજ તમારી- "દ્વારા અદ્‌ભુત સેવાકાર્ય થવા પામશે. તા. ૧૫-૨-૦૪"

"વેદાન્તની દૃષ્ટિએ એક સાધારણ મજુરનું ક્ષુદ્રકાર્ય પણ ઇસુખ્રિસ્ત અને "ભગવાન શ્રીકૃષ્ણના કાર્ય જેટલુંજ મહત્ત્વનું અને પવિત્ર છે. જ્યારે આપણે "ખુરસીનો એક પાયો ખસેડીએ છીએ ત્યારે શું આપણે આખી ખુરસીને "નથી ખસેડતા? એવીજ રીતે જો આપણે એકજ જીવાત્માની સેવા કરીને "એને ઉન્નત કરી શકીએ ત્યારે શું એનાદ્વારા (બ્રહ્માંડની વાસ્તવ એક અખંડ "રૂપતાને લીધે) આપણે સમસ્ત જગતને ઉન્નત અને ધાર્મિક નથી કરતા? "કારણ કે મનુષ્યનું સંગીનપણું એવું મક્કમ છે. તા. ૧૪-૨-૧૯૦૫"

ૐ ! ૐ ! ! ૐ ! ! !

---

## પ્રકરણ ૧૮ મું-અમેરિકાનું કાર્યક્ષેત્ર

" વેદાન્તપર અંધશ્રદ્ધાથી વિશ્વાસ રાખો એમ મારૂં કહેવું નથી, હું કોઇને અન્ય " મતાવલંબી કરવા નથી માગતો, કિંતુ વેદાન્તનો સ્પષ્ટાર્થ કરીને હું એમ કહેવા " માગુ છું કે સાચી અધ્યાત્મવિદ્યા સંસારના પર્વતો અર્થાત્ વિશાલ અને પ્રતાપી " હિમાલયમાંથી ઉતરી આવી છે. જેવી રીતે ગંગા, બ્રહ્મપુત્રા આદિ મહાન નદીઓ " હિમાલયમાંથી વહે છે તેવી રીતે એ વેદાન્ત—એ તત્ત્વજ્ઞાનનો પ્રવાહ પણ હિમાલ- " યમાંથી-હિંદુસ્તાનમાંથી ઉત્પન્ન થઇને રેલી રહ્યો છે." **સ્વામી રામતીર્થ**

અમેરિકામાં બે વર્ષ જેટલા ટુંકા સમયમાં સ્વામી રામે બહુ મહત્ત્વનું

કાર્ય કર્યું છે. વેદાન્તવિષયક પ્રશ્નોત્તરદ્વારા અનેક જિજ્ઞાસુઓને સાધનમાં પ્રવૃત્ત કર્યા છે; ખ્રિસ્તિધર્મની અનુયાયી પ્રજાને અંધશ્રદ્ધા અને ભૌતિક પરાધીનતામાંથી મુકત કરી, આત્મનિષ્ઠા અને સ્વાશ્રય ઉપર ઉભાં રહેતાં શિખવી નિજાનંદનો અનુભવ કરાવ્યો છે. ગહનમાં ગહન પ્રશ્નોનું સરલ ભાષા અને કથાવાર્તાનાં સાદાં દૃષ્ટાંતોવડે સમાધાન કરી આપ્યું છે. એમના ત્યાંના એ સમયના ઉપદેશનું મુખ્યત્વે ત્રણ વિષયમાં વર્ગીકરણ થઈ શકે એમ છે. (૧) વેદાન્તના દાર્શનિક સિદ્ધાન્તોની ચર્ચા (૨) સામાજિક સુધારણા અને ગૃહસ્થ ધર્મનો ઉપદેશ (૩) વર્તમાન ભારતની સ્થિતિનું સ્પષ્ટીકરણ અને ભારતવર્ષની સહાયતા માટે વિનતિ તથા સભાસ્થાપના.

પ્રથમ વર્ગનાં વ્યાખ્યાનોમાં સ્વામી રામ પાશ્ચાત્ય દર્શનશાસ્ત્રોના એક અચ્છા અભ્યાસીતરિકે રજુ થાય છે. હર્બર્ટસ્પેન્સર, બર્કલે, કેન્ટ, હેકલ, ડાર્વિન વિગેરે વિજ્ઞાનશાસ્ત્રીઓ અને વિચારકોના સિદ્ધાન્તોનો જ્યારે એ વેદાન્તદૃષ્ટિએ સમન્વય કરે છે ત્યારે એ વિદ્વત્તાની પાછળ એમના અપરોક્ષ અનુભવની તટસ્થ જ્યોતિ વિજ્ઞાનનો પ્રકાશ પાડતી હોય, તેમ તાર્કિક સિદ્ધાન્તીઓનાં નીરસ હૃદયના અજ્ઞાનતિમિરને દૂર કરે છે અને એમનાં અંતઃકરણમાં જ્ઞાનસૂર્યની ઓજસ્વિની ઉષાનો ઉદય કરાવે છે. શ્રોતાઓને એ સ્વતંત્ર વિવેકશકિત કેળવવાનું કહે છે; રસાયનશાસ્ત્રના પ્રયોગોની પેઠે વેદાન્તના શિક્ષણને વ્યાવહારિક પ્રયોગોદ્વારા અનુભવની કસોટી ઉપર મૂકીને પછી એના ઉપદેશની વાસ્તવિકતાનો સ્વીકાર કરવાની ભલામણ કરે છે. કેવલ શ્રદ્ધાનો અર્થ તેઓ અંધવિશ્વાસ કરતા નહિ અને એવી અંધશ્રદ્ધા રાખવાનો એમનો આગ્રહ પણ નથી; પરંતુ પરોક્ષજ્ઞાનને પરિણામે અપરોક્ષ અનુભવની ઝાંખી થતાં થતાં સાધકના હૃદયમાંથી નિજાનંદની લહરિઓ છુટવા માંડે ત્યારે ઉપદેશની વાસ્તવિકતામાં અને સાધનની સત્યતામાં જે પ્રિયબુદ્ધિ ઉત્પન્ન થાય તેનેજ સ્વામી રામ શ્રદ્ધા કહે છે; અને સૌની પાસે એ શ્રદ્ધાનીજ એ આશા રાખે છે. અમેરિકામાં તત્ત્વવિચારક એમર્સનના સિદ્ધાન્તના ઘણા અનુયાયીઓ છે; પ્રેતતત્ત્વવિદોની પણ હાલના સમયમાં ત્યાં સંખ્યા વધતી જાય છે; પ્રાર્થનાદ્વારા વ્યાધિનિવારણ કરનારાઓનાં પણ ત્યાં ઘણાં મંડળો છે; ખ્રિસ્તીધર્મમાં પણ ઈસૂખ્રિસ્તપર શ્રદ્ધા રાખી તેને જીવાત્માનો તારક અને ઉદ્ધારક માની એમનાદ્વારાજ આપણો ઉદ્ધાર થશે, આપણે તો પાપી છીએ, એવી અંધમાન્યતા રાખનારા પણ ત્યાં અનેક છે; અને વિશેષે કરીને

સ્ત્રીઓ આવા કાર્યમાં અધિક ભાગ લે છે. સ્વામી રામનાં વ્યાખ્યાનોમાં "પ્રશ્નોત્તર" રૂપે આવી સત્સંગીઓની સાથે થયેલી ચર્ચા અને શંકાસમાધાનનું આપણને જ્યાં જ્યાં દર્શન થાય છે ત્યાં ત્યાં એમની નિર્ભય છતાં તટસ્થ અને સચોટ છતાં પ્રેમભરી શૈલી સ્પષ્ટ જણાઈ આવે છે. કોઈપણ સંપ્રદાયના મતાધીન સિદ્ધાન્તોનું વિવેચન કરતાં શ્રોતાઓની શ્રદ્ધાશીલ વૃત્તિઓનો તેઓ અનાદર નથી કરતા; પરંતુ વેદાન્તના સિદ્ધાન્તોનું જ્ઞાન આપતી વખતે સરલ અને સાદાં દૃષ્ટાંતો આપી, શ્રોતાઓની બુદ્ધિના કરતાં એમનાં હૃદયોને એ સીધો ઉપદેશ આપે છે; એમના હૃદયમાં પોતે વિરાજે છે અને પ્રેમદ્વારા એમના અંતઃકરણમાં ઉદારતા ભરીને પછી એમના બુદ્ધિવિષયક તર્કોનું સમાધાન કરે છે. એમના ઉપદેશમાં તર્ક કરતાં હૃદયને વિશેષ સ્થાન અપાયેલું છે; પ્રેમ અને વિવેકદ્વારા મહાવાક્ય "तत्त्वमसि" નો સીધો ઉપદેશ કરી શ્રોતાઓનાં હૃદયમાં એવી તો આત્મશ્રદ્ધા ભરી દે છે કે સૌને રામમાં અભેદ–અદ્વૈત રામનાં દર્શન થાય છે–સૌ પોતપોતાનામાં રામનો–આત્માનો અનુભવ કરે છે. ॐ ની સતત ગર્જના, આનંદની ઉત્સાહી ઝલક, પ્રેમની પ્રોજ્જ્વલ પ્રવાહધારા અને જ્ઞાનવૈરાગ્યની જ્વલંત મૂર્તિ જેવા સંન્યાસી રામ સૌથી તટસ્થ અને પર છતાંએ એમને સૌમાં સૌના જેવા વિહાર કરતા આપણે જોઈએ છીએ.

બીજા વર્ગનાં વ્યાખ્યાનોમાં ગૃહસ્થાશ્રમનું સેવન કરતાં કરતાં કેવી રીતે આત્મસાક્ષાત્કારની ભૂમિકા સુધી પહોચી શકાય એને માટે ઉપદેશ કરેલો છે. ગૃહસ્થાશ્રમમાં પણ આત્માનુભવ થઇ શકે, એ સત્યનું સમર્થન કરતા ઘણીવાર એમાં શ્રોતાઓનો વિશેષ અધિકાર નહિ દેખાતાં, એ આશ્રમની મહત્તા એમણે વર્ણવી છે, છતાં સર્વશ્રેષ્ઠ ત્યાગની અને સંન્યાસાશ્રમની શ્રેષ્ઠતાનાં દૃષ્ટાન્તો એજ વિષયનાં વ્યાખ્યાનોમાં આપણે સ્થળે સ્થળે જોઇએ છીએ. ભારતવર્ષના સાધુસંન્યાસીઓ, વિરક્તોનાં અને ભગવદ્ભક્તોનાં દૃષ્ટાન્તો આપતાં જગતનું મિથ્યાપણું અને એક કેવલ પરબ્રહ્મની વાસ્તવિક સત્તાવિષે એમણે સમર્થનપૂર્વક વર્ણન કર્યું છે. એકાન્તનિવાસની અગત્ય સ્વીકારતાં એમણે કહેલું છે કે પ્રત્યેક જિજ્ઞાસુને, પછી તે સ્ત્રી હોય કે પુરુષ, પરંતુ તત્ત્વદર્શનને માટે પરમાત્માનો અનુભવ કરવા માટે થોરો કાલ પણ એકાન્તસેવન તો અવશ્ય કરવુંજ જોઇએ. એક દૃષ્ટાંતમાં તેઓ પ્રખ્યાત ભકત કવિ તુલસીદાસજીના કાવ્યનો અનુવાદ સમજાવતાં કહે છે કેઃ—

"હિંદુસ્તાની ભાષામાં એક સુંદર ગીત છે; પરન્તુ તે અહિં ગાઇ સંભળાવવાની આવશ્યકતા નથી. તેનો સારાંશ એ છે કે, જો સત્યને માર્ગે પળતાં, સત્યનો સાક્ષાત્કાર કરતાં પિતા આડે આવે તો તેને નહિ ગણકારતાં જેમ ભકતપ્રવર પ્રલ્હાદે કર્યું હતું તેમ તેની આજ્ઞાનું પણ ઉલ્લંઘન કરો............જો સત્ય તરફ જતાં ભાઈ આડે આવતો હોય તો જેમ વિભીષણે રાવણનો ત્યાગ કર્યો તેમ તમે પણ કરો. પત્ની વચ્ચે આવતી હોય તો યોગીરાજ ભર્તૃહરિની પેઠે તેને પણ અલગી કરો. જો પતિ આડો આવતો હોય તો મીરાંબાઈની માફક પતિનો સંગ ત્યજો. જો ગુરુ–ધર્મગુરુ સત્યના સાક્ષાત્કારમાં વિક્ષેપ નાખે તો ભીષ્મપિતામહની પેઠે તેને પણ દૂર કરો; કારણ કે તમારો ખરો સંબંધી અને ઇષ્ટ મિત્ર તો માત્ર સત્યજ છે. તે સિવાય કોઇ છેજ નહિ. બીજાં સર્વ સંબંધીઓ, મિત્રો વિગેરે ક્ષણિક છે, નાશવંત છે; પરંતુ સત્ય નિરંતર તમારી પાસે છે. સત્યજ તમારો આત્મા છે. માતાપિતા, સ્ત્રીસંતતિ, મિત્ર વગેરે સર્વ કરતાં સત્ય તમારૂં સર્વથી નિકટવર્તી સંબંધી છે, માટે સર્વ કરતાં સત્યને વિશેષ માન આપો."

આમ જ્યાં એક બાજુ ગૃહસ્થાશ્રમમાં પતિપત્ની પરસ્પરનાં તારક, ઉદ્ધારક કે સહાયક થઇ શકે એવો ઉપદેશ આપ્યો છે, ત્યાં બીજી બાજુએ ઉપરોકત ઉપદેશદ્વારા એકમાત્ર પરમ સત્યના ઉપાસકને સર્વ સાંસારિક સંબંધોની અસારતા સમજાવી આત્મસાક્ષાત્કારજ એક પરમ ધર્મ છે અને એની સાધનાજ માત્ર માનવજીવનનું પરમ ધ્યેય છે, એમ સ્પષ્ટ ઉપદેશ કર્યો છે. સત્ય એમણે કદિ અપ્રકટ રાખ્યું નથી. શ્રોતાઓના અધિકારપરત્વે ઉપદેશમાં કોઇવાર વિરોધ દેખાશે પણ દીર્ઘદૃષ્ટિથી જોનારને તો વેદાન્તના સર્વોત્તમ સિદ્ધાન્તોની એકધારી સંગતિજ એમાં સર્વત્ર જણાઈ આવશે.

ત્રીજા વર્ગનાં વ્યાખ્યાનોમાં ભારતવર્ષને માટે કરેલું કાર્ય અને સ્વદેશની સેવામાટે અમેરિકાનિવાસીઓને જાગૃત કરી અહિં આવવા માટે પ્રેરણા આપી છે. ભારતવર્ષની વર્તમાન અવદશાનું "ભારતવર્ષને માટે અમેરિકનોને વિનતિ" નામના વ્યાખ્યાનમાં વર્ણન કરીને છેવટે ત્યાંના લોકોને સહાયતા કરવા માટે તૈયાર થવાનું કહેતાં સ્વામીજી કેવા ભાવમય શબ્દોમાં બોલે છે તે આપણે વાંચીએઃ—

"રામના શરીરને માટે અન્નવસ્ત્ર પૂરાં પાડવા માટે આ 'અપીલ' નથી. "પોતાના અંગત સ્વાર્થ કે ઉપભોગને માટે જો એક પણ શબ્દ આ હોઠ-

"માંથી નીકળે તો તેનો નાશ થશે. આ કાર્ય તો જેવું રામનું છે તેવુંજ તમા-
"રૂં છે. રામ તો જેવો હિંદી છે તેવોજ અમેરિકન પણ છે. આ વિશાલ વિશ્વ
"મારી કુટિ છે અને કલ્યાણ કરવું એ મારો ધર્મ છે.........રામ કોઈ અમુક
"નાતજાતની વ્યક્તિ નથી. રામ તમારો છે, સત્ય તમારૂં છે. સત્ય, ન્યાય,
"માનવજાતિ અને અમેરિકાની સ્વતંત્રતાને ખાતર ભારતવર્ષ પ્રત્યે સહાનુ-
"ભૂતિ દર્શાવી તેને સહાયતા કરવા બહાર પડવાની તમને તે વિનતિ કરે છે.
"બોલો, તમે શું કરવા ખુશી છો ? કોઇ લેખિની લેખ લખીને જનસમૂહને
"આકર્ષી શકે તેમ છે, કોઇ વાણીથી વ્યાખ્યાનો આપીને પ્રજાને સેવા કરવા
"તૈયાર કરી શકે તેમ છે,તો કોઇ શારીરિક પરિશ્રમથી સહાયતા કરી શકે તેમ
"છે; તો કોઇ થેલી ઉઘાડીને દ્રવ્યની મદદ કરી શકે એમ છે. વહાલા અમે-
"રિકનો ! બોલો, તમે કયી રીતે સેવા કરવા, આ ધર્મકાર્ય ઉપાડી લેવા
"તૈયાર થાઓ છો ? સહાયતા કરવાના અનેક માર્ગમાંથી તમે કયો માર્ગ
"સ્વીકારી લ્યો છો ? ધનવાનોએ ધન આપવું જોઇએ. કર્મવીરોએ ભારત-
"વર્ષમાં જઇને જનસમૂહમાં હળીમળીને તેઓને શિક્ષણ આપવું જોઈએ.ઢેડ
"ભંગી જેવી પદદલિત જાતિઓની સાથે ભળીને કાર્ય કરવું જોઈએ. વાણી-
"વિલાસી બુદ્ધિમાનોએ પોતાના ધનવાન મિત્રોને વાતચિતથી સહાયતા
"આપવા તૈયાર કરવા જોઇએ. વર્તમાનપત્રોના અધિપતિઓએ પોતાની
"લેખિનીથી મદદ કરવી જોઇએ."

ઉપર પ્રમાણે એ અમેરિકાના સ્વાધીન અને સ્વાતંત્ર્યપ્રિય લોકોને ભારતવર્ષની અવમાનિત પ્રજાને સહાયતા કરવા માટે વિનતિ કરે છે. ભારતવર્ષની પ્રાચીન ઉન્નત અવસ્થાનું પણ સાથે સાથે વર્ણન કરી, એની સર્વશ્રેષ્ઠ અધ્યાત્મવિદ્યા, પ્રાચીન યુગગૌરવ અને સમસ્ત વિશ્વની ધર્મજનની ભારતમાતા છે, એવું પ્રમાણપુરઃસર સાબીત કરી તેનાપ્રતિ સર્વને ભકિતભાવ અને પૂજ્યબુદ્ધિ ઉત્પન્ન કરાવે છે. એમની આજ્ઞા અને ઉપદેશના પ્રભાવથી ત્યાં અનેક સભાઓ સ્થાપવામાં આવી હતી, જેનો મુખ્ય ઉદ્દેશ ભારતના વિદ્યાર્થીઓને સહાયતા આપવાનો હતો. " ડેનવેર "માં પ્રસિદ્ધ થતું " ધિ રૉકી માઉન્ટન ન્યુઝ " નામનું વર્તમાનપત્ર સ્વામી રામના કાર્યનું વર્ણન કરતાં પોતાના તા. ૪–૧–૧૯૦૪ ના અંકમાં નીચે પ્રમાણે લખે છેઃ–

" ડેનવરમાં આવેલા હિંદુ પ્રૉફેસર સ્વામી રામે પોતાના તત્ત્વજ્ઞાનના
" વિષય ઉપર ગઈ કાલે મધ્યાહ્ન પછી અહીંના " યુનિટિ ચર્ચ " માં એક

" વ્યાખ્યાન આપ્યું. પ્રોફેસર રામનો અમેરિકાનો કાર્યપ્રદેશ મુખ્યત્વે કરીને
" હિંદુઓનો જ્ઞાતિભેદ નિર્મૂળ કરવાના પ્રયત્નો માટે અમેરિકા પાસેથી સ-
" હાયતા મેળવવાનો છે. તે ઉપરાંત તેઓ એક ઉત્તમ તત્ત્વવેત્તા છે અને
"પોતાના ધર્મને એક સાધારણ ધર્મ તરિકે ઓળખાવે છે. તેઓ જ્યાં જ્યાં જાય
" છે ત્યાં જિજ્ઞાસુઓને ઉપદેશ કરે છે. આજ સવારે સ્વામી રામ " મિનિસ્ટિ-
" રિયલ ઍલાયન્સ " નામની સંસ્થામાં " ભારતવર્ષના જ્ઞાતિભેદ " ઉપર
" વ્યાખ્યાન આપવાના છે. આવતી કાલના મધ્યાહ્ન પછીથી યુનિટિ
" ચર્ચમાં પોતાની વ્યાખ્યાનમાળા શરૂ કરશે. આવતી કાલના
" વ્યાખ્યાનનો વિષય " ઉત્કર્ષનું રહસ્ય " છે અને સમય બપોરના
" બે વાગ્યાનો રાખવામાં આવ્યો છે. એ ઉપરાંત બીજાં વ્યાખ્યાનોના વિષય
" નીચે પ્રમાણે છે " ભકિતદ્વારા ઈશ્વરપ્રાપ્તિ " " તમે કોણ છો ? " " આ-
" નંદનો ઈતિહાસ અને નિવાસ " " પાપનાં નિદાન, ચિકિત્સા અને
" ઉપાય " વગેરે. ગઈ કાલના વ્યાખ્યાનમાં સ્વામી રામ બોલ્યા હતા કે:-

" આ જ્ઞાનનો ઉદ્દેશ માત્ર વર્તમાન જીવનવ્યવહારને સંયમી બનાવવા-
" નો છે. વર્તમાન વસ્તુસ્થિતિ સાથે એનો પ્રત્યક્ષ અને વ્યાવહારિક સંબંધ
" છે. હું હિમાલયનાં ગાઢ અરણ્યોમાંથી આવું છું; છતાં મારા જીવનમાં
" કશુંયે ચમત્કારિક કે અલૌકિક નથી, તેથી તમને કદાચિત્ નિરાશા થશે.
" શકિતનો દુર્વ્યય અટકાવીને એને નિયમિત કરવી; શરીર અને ચિત્તની
" નિરર્થક ઉપાધિઓને દૂર કરવી; ઇર્ષ્યા, દંભ, ક્રોધ અને શોકમોહ જેવી
"વૃત્તિઓમાંથી મુકત થવું; માનસિક વ્યાધિ (અજીર્ણ) નિર્મૂળ કરવા, બૌદ્ધિક
" દુર્બળતા તથા આધ્યાત્મિક પરાધીનતા દૂર કરવી, સફલતાપૂર્વક કાર્ય
" કરવાનું રહસ્ય પ્રાપ્ત કરવું, પ્રેમ-ભકિતદ્વારા પરમાત્માનો અનુભવ કરવો,
"જ્ઞાનપ્રાપ્તિના કેન્દ્રરૂપી નિજાનંદમાં રમમાણ રહેવું અને ચિત્તની સમતા
" અને શાંતિ કેવી રીતે સાચવી રાખવાં, એવા વિષયોનુંજ માત્ર હું શિક્ષણ
"આપું છું.

" મારા ધર્મનું હિંદુ, મુસલમાન, ખ્રિસ્તી, કૅથોલિક કે પ્રોટેસ્ટંટ એવું
"કશુંયે નામ નથી, છતાં એને કોઈ પણ ધર્મ સાથે વિરોધ નથી. સૂર્ય, પ્રકાશ,
"તારાઓ, નદીઓ, શરીર, મન અને આકર્ષણશકિતનો જ્યાં જ્યાં પ્રવેશ
" છે, એ સમસ્ત પ્રદેશ મારા ધર્મનું ક્ષેત્ર છે. શું કમળમાં કોઇ પ્રેસ્બીટે-
" રિયન કમળ હોય છે ખરૂં ? શું જમીનમાં કોઇ ઠેકાણે મેથોડિસ્ટ જમીન

" છે ખરી ? એવીજ રીતે સૂર્યનાં કિરણો, તારાનો પ્રકાશ, વૃક્ષનાં પર્ણો,
" ઘાસની પાંદડીઓ, રેતીના કણો, વાઘ, હાથી, ઘેટાં, કીડીઓ, પુરુષો, સ્ત્રીઓ
" અને બાલકોની સાથે મળતી વખતે હું કોઇ પણ જાતનો નાતજાતનો, વ-
" ર્ણનો, વર્ગનો કે મતસંપ્રદાયનો ભેદ પાડતો નથી. મારો ધર્મ કોઇપણ
" જાતના વિશિષ્ટ નામવિનાનો છે. હું કોઈનું નામ પાડતો નથી કોઇને છાપ
" મારતો નથી, કશામાં ભેદ પાડતો નથી, કશુંયે રાખતો નથી; પણ સૂર્ય
" અને પ્રકાશની પેઠે બધાના એકસરખી સેવા કરૂં છું અને એટલા માટે
" મારા ધર્મને હું " સામાન્ય ધર્મ " એવું નામ આપું છું.

" એ સામાન્ય ધર્મનાં મુખ્ય લક્ષણોને હું નીચે પ્રમાણે કાવ્યમાં
" ગોઠવું છું.

પ્રશ્ન:–" ઓ મધુર કમલ ! તું કોણ કહેને ?
ઝાકળભીનાં નેત્ર ઉઘાડી; દૃષ્ટિ ઉંચે જરા ઉપાડી;
કહે મને તું, હોય કોઈ ના તુજ સમીપ,
તવ એકાકી તું કોણ કહે એ ? "

ઉત્તર:–"ધીરે ધીરે કમલ કહે છે: નમ્ર શબ્દમાં વિનય વહે છે:
પડું છું હું જ્યારે એકાકી, સખેદ મારે કહેવું બાકી;
" કોણ છું હું ?" એ કહેવું કયમ એ ભેદ અનાદિ કોઈ ન જાણે.
પૃથ્વીપટપર અને ગગનમાં, સજાતીય મમ પુષ્પ અન્યમાં;
ભેદ નથી કંઇ, એકમેવ સહુ, તત્ત્વ એક એ પુષ્પવન્યમાં. "

" ભારતવર્ષના રાજામહારાજાઓના કરતાં પણ ઉત્તમ વર્ણમાં જન્મ
"પામેલા સ્વામી રામે પોતાના જાતિના કલ્યાણને માટે પોતાનું જીવન અર્પણ
" કર્યું છે. નીચા અને નાજુક બાંધાના, કાળાં, ઉત્સુક, ચકચકિત નેત્રોવાળા,
" ગૌરવર્ણના, શ્યામ વસ્ત્રોમાં સજ્જિત થયેલા અને મસ્તકપર હમેશાં કા-
" ષાય વર્ણનો ફેંટો બાંધી રાખનારા,—એ સ્વામી રામ છે. હાલમાં પોર્ટ-
" લેંડમાં નિવાસ કરનારા ભારતવર્ષના એ એક મનુષ્ય છે. એક સાધારણ
" મનુષ્યજ નાહ; એ તો માનવજાતિનું—ભારતવર્ષનું રત્ન છે. ભારતવર્ષ-
" ના નિવાસીઓ બહુધા આ બંદરસુધી આવતા નથી; પરંતુ આવા વિશાલ
" જ્ઞાનવાળા, લોકહિતની ઉદાર ભાવનાવાળા અને આવી નિઃસ્વાર્થ વૃત્તિ-
" વાળા કોઈકોઇ કદાચિત્ આવી ચડે છે."

" લગભગ બેએક અઠવાડિયાંથી તેઓ અહીં આવ્યા છે. સ્ત્રીમંડળ,

" બિશપ સ્કૉટ ઍકેડમી, ખ્રિસ્તી યુવક મંડળ, યુનિટેરિયન ચર્ચ, પ્રેતાવાહી
" મંડળ અને ક્રિશ્ચિયન યુનિયન જેવી સંસ્થાઓમાં કોઇ પણ જાતના ભેદ
" ભાવ વગર પોતાના વર્ગ ચલાવી વ્યાખ્યાનો આપે છે; કારણ કે એમના
" તત્ત્વજ્ઞાનમાં બધા ધર્મની શ્રદ્ધાઓ અને માન્યતાઓને માટે સંપૂર્ણ ઉદાર-
" તા છે. એમનું એ જ્ઞાન એક વિશાળ કામળા જેવું છે કે જેમાં અનેક મનુષ્યો
" સોડ ઘાલીને સૂએ છતાં પણ બીજા જે કોઈ આવે તેને માટે જગ્યા ખા-
" લીજ પડેલી હોય; એટલા માટે સ્વામીજી અમુક સંપ્રદાય અથવા સંસ્થાને
" મારો ધર્મ અનુકૂળ આવશે કે કેમ, એવો વિચારજ કરતા નથી. જ્યાંથી
" જ્યાંથી એમને વ્યાખ્યાનને માટે નિમંત્રણ આવે છે તેનો એ સહર્ષ સ્વી-
" કાર કરે છે અને જ્યારે નિમંત્રણ વધી જવાથી એકજ દિવસે વિશેષ વ્યા-
" ખ્યાન આપવાં પડે છે, ત્યારે સવારે, બપોરે અને સાંજે એમ ત્રણ ત્રણ
" વખત પણ બોલવા તૈયાર થઈ જાય છે. જ્યારે જ્યારે અને જ્યાં જ્યાં
" એમણે વ્યાખ્યાન આપ્યાં છે ત્યાં એટલા તો પ્રભાવ અને પદ્ધતિપુરઃસર
" તેઓ બોલ્યા છે કે લોકોને પોતાની માનવલઘુતામાંથી દૈવી મહત્તામાં એ
" ઉંચે ઉપાડી લે છે. મંત્રીઓ, ન્યાયાધીશો, વકીલો, જિજ્ઞાસુઓ અને તાર્કિકો
" એ બધાને એમના વ્યાખ્યાનમાં બહુ રસ પડયો છે."

" સંક્ષેપમાં પણ ખરેખરૂં કહીએ તો સ્વામી રામ તત્ત્વજ્ઞાન અને વ્યાવ-
" હારિક વિજ્ઞાનનો સમન્વય કરે છે. તેઓ એક અચ્છા ભાષાવિદ્ છે અને
" પૂર્વ અને પશ્ચિમની ભાષાઓનું એમને વિશાલ જ્ઞાન છે. પ્રાચીન દર્શન-
" શાસ્ત્રો અને ધર્મોનો તેમજ અર્વાચીન ઇતિહાસ, સાહિત્ય, લોકકથા
" અને બધા દેશોના ધર્મોનો એમનો બહોળો અભ્યાસ છે. લાહોરની પં-
" જાબ યુનિવર્સિટીના ગણિતશાસ્ત્ર અને પૌવાત્ય દર્શનશાસ્ત્રના તેઓ ભુત-
" પૂર્વ અધ્યાપક છે. જ્યારે એમને એમના ધર્મસંબંધી પ્રશ્ન કરીએ છીએ
" ત્યારે તેઓ દવી ચેતનાને માટે આત્મસત્તાને જાગૃત કરનારા વેદાન્ત
" સિદ્ધાન્તનું પ્રતિપાદન કરે છે."

" અમેરિકાનું એમનું કાર્ય બેવડા ઉદ્દેશનું છે. એમના સ્વદેશ અને દેશ-
" બંધુઓને માટેઅમેરિકાનિવાસીઓને રસ લેતા કરવા અને ભારતનિવાસી
" યુવકોને માટે અમેરિકામાં શિક્ષણ લેવાની યોજના કરાવવી. એમનો મુખ્ય
" ઉદ્દેશ એવો છે કે એ ભારતના યુવકો અમેરિકાની વિદ્યાપીઠમાં શિક્ષણ લેવા
" આવે તેની સાથે સાથે તેઓ અમેરિકાનાં ઉત્સાહ, સ્વાતંત્ર્ય અને સ્વાધી-

"નતાની ભાવના પ્રાપ્ત કરીને જ્યારે સ્વદેશ પાછા જાય ત્યારે પોતાના "સ્વદેશબંધુઓને એ પ્રમાણે કેળવણી આપે. તેઓ આશા રાખે છે કે "વર્તમાન ભારતમાં જે જ્ઞાતિવિભાગનું અરિષ્ટ છે તે આથી દૂર થશે."

"એમનો બીજો ઉદ્દેશ પરમાત્માનો જીવાત્મા સાથેના અભેદનો કે જે "એમનો તાત્ત્વિક સિદ્ધાન્ત છે તેનો પ્રચાર કરવાનો છે. એ બધા કાર્યની "સાથે ઓરેગન અને યુનાઈટેડ સ્ટેટ્સની બીજી વિદ્યાપીઠો અને પાઠશા- "ળાને ભારતવાસી વિદ્યાર્થીઓને મફત કેળવણી આપવા માટે વિનતિ કર- "વાનો છે. સાન્ફ્રાન્સિસ્કોમાં તેઓ બે માસ રહ્યા; તેમાં ત્યાંના એ વિષયમાં "રસ લેનારા અને લાગવગવાળા લોકોદ્વારા પોતાના ઉદ્દેશ પ્રમાણે એક "વિદ્યાર્થીને માટે વિદ્યાપીઠમાં મફત અભ્યાસ કરવાની ગોઠવણ કરવામાં "વિજયી નિવડયા છે. પૉર્ટલૅંડ છોડયા પછી અહિંનાં બીજાં શહેરોમાં "પ્રવાસ કરીને બીજા વધારે લોકોને એ વિષયમાં રસ લેતા કરીને તેઓ "પોતાનું કાર્ય વિજયી કરવા ધારે છે."

એક બીજું "પૉર્ટલૅંડ જર્નલ" નામનું પત્ર લખે છે કેઃ—

"છેલ્લા દશેક દિવસમાં પૉર્ટલૅંડમાં, ભારતવર્ષના એક ઉત્તમ સાધુ "સ્વામી રામતીર્થ વ્યાખ્યાનો અને ઉપદેશ આપે છે. એ દેશમાં અહિંના મિ- "શિનરીઓ જે લખલૂટ ખર્ચ કરીને ધર્મપ્રચારનું અને લોકસેવાનું કાર્ય કરે છે "તેને બદલે થોડે ખર્ચે પણ અસરકારક અને સ્થાયી પરિણામ આવે એવું "કાર્ય કરવા માટે અહિંના લોકોને જ્ઞાન આપવાનો એમનો ઉદ્દેશ છે. આ ધર્મ- "કાર્યને ભારતવર્ષમાં વિશેષ ફલદાયી બનાવવાના ઉદ્દેશને માટે "ભારતવર્ષની "વર્તમાન અવસ્થા" નામના વિષયપર સ્વામી રામ તા. ૩૦ મી ડીસેમ્બ- "રને રવિવારે બપોરે ત્રણ વાગ્યે, માકવેૅન થિયેટરમાં એક વ્યાખ્યાન આપશે. "શ્રોતાઓને માટે કશી પણ ફી રાખવામાં આવી નથી, છતાં શનિવારે બપોર- "ના દશ વાગ્યા પછી થોડી ખુરશીઓ રિઝર્વ કરી આપવામાં આવશે."

"સ્વામી રામ પોતાના ઉપયોગને માટે કશી આર્થિક સહાયતા માગતા "નથી; પણ વ્યાખ્યાન પૂરૂં થયા પછી એમના પરોપકારી કાર્યને માટે જે કો- "ઈને આર્થિક સહાયતા કરવી હોય તેઓને એ સેવાનો લાભ લેવામાટે એક "ફંડ ઉભું કરવામાં આવશે. આ નાણાંનો ભારતવર્ષમાં નહિ પણ અમેરિકા- "માંજ ઉપયોગ કરવામાં આવશે; કારણ રામની યોજના એવી છે કે ભારત- "વર્ષના વિદ્યાર્થીઓ અને ગ્રૅજ્યુએટોને અમેરિકામાં બોલાવીને અહિં તેઓ

"વિશેષ ઉપયોગી શિક્ષણ પ્રાપ્ત કરે અને પછી સ્વદેશમાં જઈને પોતાના "દેશબંધુઓમાં સામાજિક સુધારણા કરવા માટે પોતાનાં શકિત અને સમયનો "સદુપયોગ કરે. સ્ટૅન્ડફૅર્ડ યુનિવર્સિટીવાળા ડૉકટર સ્ટાર જોર્ડન, કૅલીફૉર્નિ-"યા યુનિવર્સિટીના પ્રમુખ મિ૦બી૦આઈ૦ વ્હેલર અને કૅલીફૉર્નિયાની "યુના-"ઈટેડ સ્ટેટ્સ કૉર્ટસ ઓફ અપીલ" ના ન્યાયાધીશ મિ૦ મેરો, જે ફંડને માટે "દ્રવ્યની સહાયતા માગવામાં આવે છે એના કોષાધ્યક્ષ છે."

"યુનિટેરિયન ચર્ચ" માં અપાયેલા "આત્મવિકાસ"નામના વ્યાખ્યાનની ચર્ચા કરતાં એક અમેરિકન વર્તમાનપત્ર લખે છે કેઃ-

"કવિ અને તત્ત્વવિદ્ સ્વામી રામનું "આત્મવિકાસ" નામનું વ્યાખ્યાન "ગઈ કાલે સવારે "યુનિટેરિયન ચર્ચ" માં આપવામાં આવ્યું ત્યારે શ્રોતા-"ઓથી હૉલ ચિકાર ભરાઇ ગયો હતો; કેટલાએકને બેસવાની જગ્યા પણ "નહોતી મળી. સ્વામીના વિચારો અને વિષયની રૂપરેખાઓ એવી તો સરલ "અને સ્પષ્ટ પદ્ધતિએ રજુ કરવામાં આવી હતી કે શ્રોતાઓએ એકચિત્ત "થઈને રસપૂર્વક સાંભળ્યું. "આત્મવિકાસ" ની ભાવનાનું સ્વરૂપ સમજાવવા "માટે એક સીધી લીંટીને સ્પર્શ કરે એવાં એકની અંદર બીજું આવી જાય "તેમ ચાર વર્તુલો દોરીને તેમણે પોતાના વ્યાખ્યાનની શરૂઆત કરી. ખનિજ, "ઉદ્ભિજ્જ, પ્રાણિજ, સ્વદેશસ્વાર્થી અને મુકત પુરુષોની ભૂમિકાઓ સમજા-"વવા માટે અને ધર્મ અને નીતિના પ્રદેશના ભિન્ન વિભાગો બતાવવા માટે "એ વર્તુલોનો એમણે ઉપયોગ કર્યો હતો. સ્વાર્થી અને ઈંદ્રિયલોલુપ માનવદેહ-"ધારી લોકોમાં ખનિજ પદાર્થો કરતાં જરાએ વિશેષતા નથી એમ કહ્યું. નીરો, "ટિબેરિયસ અને સીઝર જેવા બીજા રાજાઓને બહુ કિંમતી ખનિજની "ગણત્રીમાં મૂકયા હતા; પરંતુ હરતાફરતા ભમરડા જેવા કે ઘડીઆળના લોલ-"ક જેવા એ મનુષ્યોનું બહુ અચ્છું વર્ણન કરીને કહ્યું કે એને માનવકોટિમાં તો "મૂકીજ શકાય નહિ. પ્રેમના વિકાસપાત્ર થએલા, ગૃહકુટુંબમાં પોતાના સ્વા-"ર્થનો વિસ્તાર જોતા અને સાંસારિક કાર્યોમાંજ રચીપચી રહેલાને એમણે ઉ-"દ્ભિજ્જવર્ગમાં ગણી બતાવ્યા. માનવદેહના રૂપમાં એ સુંદર પુષ્પો, ફ્રૈરો, "દેવદાર કે ચંદનનાં સુંદર વૃક્ષો છે; પરંતુ માનવજીવનની મહત્તા જોતાં "એમને વાસ્તવિક મનુષ્ય તો કહી શકાયજ નહિ. વનસ્પતિની જેવી રીતે આ "જગતમાં ઉપયોગિતા છે તેવીજ રીતે આ સ્થુલ જગતમાં એમનો પણ પ્રમા-"ણસર હિસ્સો છે, એમ એમણે એ વિષયમાં સમજાવ્યું.ત્યારપછી માનવશરીરમાં

"પાશવવૃત્તિવાળા લોકોની વાત કહી સંભળાવી. એ લોકો પોતાના સ્વાર્થનો "વિસ્તાર પોતાની નાતજાત કે સંપ્રદાય સુધી કરે છે; એમનું સંસારવર્તુલ "પ્રથમના બે પ્રકારના લોકોના વર્તુલ કરતાં જરા મોટું છે અને એમના વર્તુલ-"માં અનેક શારીરિક તથા કૌટુંબિક વર્તુલોનો સમાવેશ થઈ જાય છે; પરંતુ "એમાંયે જેવી રીતે અનાજનાં વિકાસ અને રક્ષામાટે છોતરાંનો થોડા સમય સુધી "ઉપયોગ હોય છે અને અનાજ પાકયા પછી ઉલટું એ અનાજના વિકાસને "રોકી રાખે છે, એવી રીતે અમુક સંપ્રદાયની મર્યાદા થોડા કાળ માટે મનુષ્યને "હિતકર છે; પણ જો એ નિત્યને માટે એમાં બંધાયમાન થઇ રહે તો પરિણા-"મે એનાં વિકાસ અને ઉન્નતિને બાધ આવે છે. એને મળતા પ્રકાશનો જો એ "વિસ્તાર નથી કરતો અને જનસમાજને પોતાને પ્રાપ્ત થયેલા જ્ઞાનનો લાભ "નથી લેવા દેતો તો એજ સંપ્રદાયરૂપી મર્યાદા એને આત્મઘાતક નિવડે છે. "ત્યાર પછી માનવરૂપમાં મનુષ્યજીવનની કિંમત સમજાવી હતી. સમસ્ત પ્રજાના "હિતને માટે જેનું હૃદય તડફડતું હોય, જેનું ધ્યેય કોઈપણ જાતના વર્ગ, વર્ણ "કે જાતિભેદવિના સમસ્ત દેશના કલ્યાણરૂપ બની ગયું હોય અને જે પ્રાણી-"માત્રમાં પોતાના આત્માનું દર્શન કરતો હોય, એવા દેહધારીને વાસ્તવિક મ-"નુષ્યની ઉપમા આપી શકાય અને એનેજ આત્મવિકાસનું ભાન થયું છે "એમ કહેવાય. છેવટે મુક્ત પુરુષ અર્થાત્ દૈવી મનુષ્યનું બહુ સુંદર વર્ણન કર્યું "હતું. જેના આત્માનો વિકાસ સમસ્તવિશ્વના વિરાટ આત્મા સુધી પહોંચ્યો "હોય, સૂર્યમાથી જેવી રીતે સ્વાભાવિકરીતે પ્રત્યેક પ્રાણીપદાર્થને સમાન-"ભાવે પ્રકાશ મળે છે, તેમ જે વ્યકિતદ્વારા સર્વત્ર અને સર્વ પ્રતિ સમાન "પ્રેમનો સ્વાભાવિક પ્રવાહ વહ્યા કરતો હોય એવા મનુષ્યને મુકતપુરુષ કહી "શકાય; એમ કહી વ્યાખ્યાનની સમાપ્તિ કરી હતી."

" સ્વામી રામનું તા. ૧૬ મી ડીસેમ્બરે (૧૯૦૪) ટેમ્પલ બેથ ઈઝરાએ-" લમાં વ્યાખ્યાન થશે અને આવતે શુક્રવારે બપોરના તેઓ " વિમેન્સ " કલબ " ( વનિતામંડળ ) માં વ્યાખ્યાન આપશે. "

પૉર્ટલેન્ડનું એક વર્તમાનપત્ર લખે છે કે:—

" ભારતવર્ષના તત્ત્વવિદ્ સ્વામી રામ કે જેઓએ ગયા અઠવાડિયામાં " પોતાના ધર્મોપદેશથી પૉર્ટલેન્ડના અનેક શ્રોતાવર્ગને આનંદ આપ્યો છે, " તેઓએ એ વિષયમાં જિજ્ઞાસા રાખનારી બધી વ્યક્તિઓને વિશેષ જ્ઞાન " મેળવવાની તક મળે એટલા માટે બીજાં છ વ્યાખ્યાન આપવાનો નિર્ણય

" કર્યો છે. આજે તારીખો નક્કી કરવા માટે એક શરૂઆતની સભા બોલાવવા-
" માં આવશે. (મિસીસ એ. એન. ડેનિ, ( ૩૭૫, સોળમી ગલી-પૉર્ટલેન્ડ )
" ને ત્યાં વર્ગો ભરવામાં આવશે અને સામાન્યરીતે " પુનર્જીવન એટલેજ
" ઈશ્વરસાક્ષાત્કાર " એ વિષય રહેશે. સાક્ષાત્કારના નીચે પ્રમાણે છ માર્ગ
" (યોગ)નું એ વ્યાખ્યાનોમાં વિવેચન કરવામાં આવશે. (૧) કર્મ (૨) ભક્તિ
" (૩) જ્ઞાન(૪) નિર્ભયતા (૫) ચિત્તશુદ્ધિ અને (૬) યોગ. "

"આવતે રવિવારે "યુનિટેરિયનચર્ચ"ની વ્યાખ્યાનપીઠપરથી તેઓ ભાષણ
" આપશે, તે દિવસે "આત્મવિકાસ"ના વિષયપર બોલશે. પૉર્ટલેન્ડના ધ-
" ર્મગુરુઓએ એમના પ્રતિ બહુ સભ્યતા બતાવી છે અને એને માટે સ્વામી
" રામ એમને ધન્યવાદ આપવાના છે. અહિં આવ્યા પછી એમને બહુ મજેના
" અનુભવો થયા છે. એમાં મુખ્યત્વે એ છે કે "બિશપ સ્કૉટ બોર્ડિંગ" સમક્ષ
" એમણેગઈ કાલે વ્યાખ્યાન આપ્યું ત્યા તેમનો બહુ સારો સત્કાર થયો હતો.
" વારંવાર વિદ્યાર્થીઓએ રામનાં વખાણ કર્યાં અને જ્યારે તેમના આચાર્યે
" કહ્યું કે મારો અને સ્વામી રામનો ભારતવર્ષના એકજ પ્રાન્તમાં જન્મ થયો
" છે ત્યારે તો વિદ્યાર્થીઓએ મહાન હર્ષગર્જના કરીને રામને વધાવી લીધા."

ભારતવર્ષની સેવા કરવાના નિમિત્તેજ સ્થાપન થયેલી એક મંડળી પોતાના ઉદ્દેશનું વિવેચન કરતાં લખે છે કે:—

" ભારતવર્ષના જ્ઞાતિભેદાનવારણમાટે સ્થપાયેલી ઓરેગન મંડળી:--
" પ્રમુખ—ન્યાયાધીશ ચાર્લ્સ બી૦ બેલિંજર
" ઉપપ્રમુખ; (૧) ન્યાયાધીશ એલ૦આર૦વેબ્સ્ટર
" ,, (૨) મિસીસ. એ૦એન૦ડેનિ
" મંત્રી–વિલ્યમ એચ૦ગૅલ્વાની
" કોષાધ્યક્ષ–એ૦સી૦ગોઈંગ

"આ મંડળીની સ્થાપનાનો ઉદ્દેશ તો એના નામ ઉપરથીજ સ્પષ્ટ સમજાય
" એવો છે. એ સર્વદેશીય અને અસાંપ્રદાયિક છે. આ વીસમી સદીમાં પણ
" હજુ એવી અગણિત લોકોની એક પ્રજા છે કે જે સર્વાંશે ગુલામગીરી ભો-
"ગવે છે. આધુનિક સંસ્કૃતિની છાયા નીચે એ પ્રજા અજ્ઞાનતિમિરમાં ગોથાં
"ખાય છે. પ્રાચીન જ્ઞાન અને સંસ્કૃતિની આદિજનેતા પ્રજાના એ વંશજોને
" આધુનિક શિક્ષણ અને સંસ્કૃતિનો લાભ આપવા અને એમ કરી સમસ્ત
" માનવજાતિનેજ શિરે લાગતા કલંકમાંથી એ પ્રજાને મુક્ત કરવાનો આ

" સભાનો ઉદ્દેશ છે. લોકહિતમાં ભાગ લેનારા સમસ્ત જનસમાજને અમારી " આ સભાને સહાયતા કરીને સહકારી થવાની વિનતિ છે. શિક્ષણ એ " અમારો મુખ્ય ઉદ્દેશ છે અને અમને શ્રદ્ધા છે કે આ દેશના સ્વતંત્ર " વાતાવરણમાં ભારતવર્ષનાં યુવકયુવતીઓને વ્યાવહારિક શિક્ષણ આપવાથી " આપણે એ પ્રજાને પરાધીનતાના બંધનમાંથી મુકત કરી શકીશું."

" અમારા કાર્યની યોજના સરલ છે. ભારતવર્ષની એક સાધારણ સભા "જે વિદ્યાર્થીઓ અથવા વિદ્યાર્થિનીઓને યોગ્ય સમજે એવાં તરુણતરુણીઓને " આ દેશમાં શિક્ષણ આપવાને માટે શિષ્યવૃત્તિઓની યોજના કરવી અને " એટલા માટે ભારતવર્ષની ઉન્નતિને માટે બીજી જે સંસ્થાઓ કાર્ય કરતી " હોય તેને બનતી સહાયતા કરવા માટે યુનાઈટેડ સ્ટેટ્સની સમસ્ત પ્રજાને " આ સંસ્થાના સભાસદ થવાની વિનતિ કરીએ છીએ. "

સ્વામી રામના આજ પ્રદેશના કાર્યનું વિસ્તૃત વર્ણન આપતો " મિનિયાપોલિસ ટ્રીબ્યુન " પત્રે કરેલો ઉલ્લેખ આપણે જોઇએ.

"ભારતવર્ષમાં આવો શ્રાતૃસમૂહ કદિ હોતોજ નથી; એવા ઉદ્ગાર ઉચ્ચ " વર્ણના હિંદુ સ્વામી રામે યુનિવર્સિટીમાં આજ સવારે વ્યાખ્યાન આપતાં " જ્યારે શ્રોતાઓનો અર્ધો ભાગ કુમારિકાનો જોયો ત્યારે કહાડયા હતા. " સ્વામીજી ભારતવર્ષની અજ્ઞાનદલિત પ્રજાની ઉન્નતિને માટે સહાયતા મે- " ળવવા માટે આ દેશની મુલાકાતે આવ્યા છે. તેઓએ યુનિવર્સિટીમાં " વ્યાખ્યાન આપ્યું હતું તે વખતે વિદ્યાર્થીઓથી હૉલ ચિકાર ભરાઈ ગયો " હતો. ભારતવર્ષની અવનત અવસ્થાનું એમણે તાદશ ચિત્ર રજુ કર્યું હતું. " એમણે કહ્યું:-"લાખોની સંખ્યામાં દરવર્ષે લોકો મરણ પામે છે. ખરૂં જોતાં "એ એમની અંધશ્રદ્ધા અને વહેમોનું પરિણામ છે. એ બધાં દુ:ખોનું મૂલ "કારણ જ્ઞાતિવિભાગ છે. નીચ વર્ગની જ્ઞાતિના લોકોને ઉચ્ચ વર્ગના લોકો "સાથે એકજ રસ્તે ચાલવા દેવામાં આવતા નથી. વિદ્યાપીઠોમાં એમને દાખલ "કરવામાં આવતા નથી. ઉચ્ચ વર્ગના લોકોની આર્થિક સ્થિતિપણ સારી નથી. "વિદ્યાપીઠમાંથી ઉત્તીર્ણ થયેલા સ્નાતકો (ગ્રેજ્યુએટો) ભાગ્યેજ મહિને રૂા.૬૦) "નો પગાર મેળવી શકે છે અને એમાંથી એને એક મોટા કુટુંબનો નિર્વાહ "ચલાવવાનો હોય છે. અમેરિકાના પાદરીઓ ત્યાં જો કે ઘણું કામ કરે છે છતાં "તેઓ ત્યાં અજાણ્યા અને વિદેશી કહેવાય. ઉચ્ચવર્ગના લોકોને એમની " સાથે જરાયે સંબંધ હોતો નથી. તેઓ માત્ર નીચ જ્ઞાતિઓના

" લોકોમાં થોડું ઘણું કામ કરી શકે છે. અંગ્રેજી રાજ્ય તેનાથી બને તેટલું " શિક્ષણ સુધારણાનું કાર્ય કરે છે; પણ જ્ઞાતિભેદનાં આવરણોને એ તોડી શકે " તેમ નથી. વળી તે ભારતવર્ષની સ્ત્રીઓને એમની વર્તમાન અવનત સ્થિતિ- " માંથી ઉચ્ચ કક્ષાએ મૂકી શકે તેમ નથી. "

"પ્રત્યેક સુધારણાનું મૂળ આન્તરિક પ્રદેશમાં હોવું જોઇએ. ભારતવર્ષના " લોકોને માટે સ્વતંત્રતા પ્રાપ્ત કરાવવાની મારી યોજનામાં અર્ધી સદીપર "જાપાનના લોકોએ જે રીતે સ્વાધીનતા પ્રાપ્ત કરી એ ધોરણપર કાર્ય કરવાની "પદ્ધતિ છે. જાપાનવિદ્યાપીઠના તરુણ વિદ્યાર્થીઓ અમેરિકામાં શિક્ષણ પ્રાપ્ત "કરીને ઉત્સાહ,શક્તિ, સમભાવ અને બુદ્ધિકૌશલ્ય પ્રાપ્ત કરીને પોતાના સ્વદેશ " ગયા અને એનો લાભ પોતાના દેશબન્ધુઓને આપ્યો, ત્યારથી એ દેશમાં " મહાન ઉન્નતિ થતી આવી છે. હિંદુઓના કરતાં જાપાની લોકો વિશેષ અં- "ધકારના બંધનમાં હતા. એમને અંગ્રેજી આવડતું નહોતું, પણ ભારતવર્ષની " વિદ્યાપીઠનો વિદ્યાર્થી અંગ્રેજી ભાષાનું અચ્છું જ્ઞાન ધરાવે છે. " માનસિક ભાવોમાં હિંદુસ્તાનના વિદ્યાર્થી બહુ વિનીત હોય છે; પણ " શારીરિક ઉદ્યોગનું એમને શિક્ષણ નથી મળતું. તેઓ કેટલીએક બા- " બતોમાં બહુ ધર્મભીરુ છે. અમેરિકામાંથી થોડીઘણી સહાયતા મળશે " તોપણ એમનામાં ઘણું પરિવર્તન થઈ જશે. તેઓ અહિંઆં આવશે " એટલે સ્વાધીનતા, ઉત્સાહ અને ઉદ્યમના વાતાવરણનો લાભ પ્રાપ્ત કરશે. " ઉપયોગી કલાકૌશલ્યનું તેમને શિક્ષણ મળશે અને મિશનરીઓ કરતાં એ "લોકો પોતાના જાતભાઇઓને ઉન્નત કરાવામાં વિશેષ ઉપયોગી થઈ પડશે."

" યુનાઈટેડ સ્ટેટસની ઘણી વિદ્યાપીઠોમાં સ્વામીજીએ પોતાની યોજના- " સંબંધે વ્યાખ્યાનો આપ્યાં છે અને એમાં એમને સફલતા મળી છે. " એમના કાર્યમાં સહાયતા કરવામાટે અનેક સંસ્થાઓની સ્થાપના થઈ છે "અને ભારતવર્ષના વિદ્યાર્થીઓના લાભને માટે અનેક શિષ્યવૃત્તિઓની "યોજના થઇ ગઈ છે. ભારતવર્ષમાં સ્થપાયેલી એક સંસ્થા ત્યાંના નિર્ધન "વિદ્યાર્થીઓને અહિં મોકલી શકે એટલા માટે એ સંસ્થાને સહાયતા કરવા "માટે સ્વામીજી કાર્ય કરી રહ્યા છે. આવતે મંગળવારે બપોરના ચાર વાગે "યુનિવર્સિટી ચેપલમાં એક સભા સમક્ષ તેઓ પોતાનું વ્યાખ્યાન "આપવાના છે. "

આ બધાં અવતરણો ઉપરથી આપણે જોઇ શકીએ છીએ કે એમના ત્યાંના

કાર્યમાં વેદાન્તના ઉપદેશની સાથે ભારતવર્ષમાં અજ્ઞાનને લીધે સર્વવ્યાપી થઇ પડેલાં દુ:ખો અને બંધનો લોકોને માથું ઉંચું કરવા નથી દેતાં; અને જે વસ્તુને આપણે છેલ્લાં દશ વર્ષથી અસ્પૃશ્યતાના નામે ઓળખવા માંડી છે, તેના નિવારણને માટે સ્વામી રામે ભગીરથ પ્રયત્ન કર્યો હતો. અમેરિકા અને યૂરોપના પાદરી લોકો અહીં આવીને શિક્ષણ આપવાનું કાર્ય કરી અસ્પૃશ્ય જાતિની સેવા કરે છે; પણ એને પરિણામે હિંદુધર્મની જનસંખ્યામાં ઘટાડો થાય છે. પરમાત્માના પ્રકાશનો સનાતન લાભ આપનારા ગૌરવાન્વિત, પ્રાચીન સનાતન ધર્મના લાભથી ભારતવર્ષની એ પ્રજા વંચિત થતી જાય છે તેમજ પરિણામે વિદ્વેષ અને જ્ઞાતિભેદ વધતા જાય છે. કોઇ પણ જાતના વ્યાવહારિક લાભાલાભનો વિચાર કર્યા વિના ભારતવર્ષની જે હિંદુ પ્રજા માત્ર અંધશ્રદ્ધા અને અયોગ્ય રૂઢિબંધનોની પરંપરાગત થઇ પડેલી પ્રથાને છોડીને માનવજાતિના વાસ્તવિક હિતને માટે યોજાયેલાં શાસ્ત્રીય વિધિવિધાનોને વ્યવહારમાં મૂકવાની ના પાડે છે, તેને પરિણામે અત્યારના યુગધર્મમાં વિશેષ ચંચલતા, અવિવેક અને અવિચારનું વાતાવરણ વધતું ગયું અને વધતું જાય છે. સ્વામીજી એના નિવારણમાટે નીચે પ્રમાણે કાર્યદિશાઓ સૂચવે છે:–

"(૧) ભારતવર્ષના યોગ્ય વિદ્યાર્થીઓને શિષ્યવૃત્તિઓ આપી વિદેશમાં કલાકૌશલ્ય અને જ્ઞાનવિજ્ઞાનનું શિક્ષણ પ્રાપ્ત કરવા માટે મોકલવા.

(૨) વિદેશી લખલૂટ ખર્ચ કરીને રહેનારા પાદરીઓ અસ્પૃશ્ય જાતિને શિક્ષણ અને ઔષધસેવા જેવી નજીવી સહાયતા આપી વિધર્મી બનાવે છે અને એક અંધશ્રદ્ધામાંથી મુક્ત કરી અન્ય પરાધીનતાના બંધનમાં બાંધી લે છે, તેને બદલે ભારતવર્ષના અસ્પૃશ્યતાના ભેદબંધનને દૂર કરી સૌને હિંદુધર્મનું વાસ્તવિક શાસ્ત્રીય શિક્ષણ આપવું ( કે જે શિક્ષણનો અત્યારે ખ્રિસ્તીધર્મના વહેમી વાતાવરણમાં ગુલામગિરી ભોગવતી પ્રજા પણ સહર્ષ સ્વીકાર કરવા તૈયાર થઇ રહી છે. ) કે જેથી સર્વ અધોગતિના મૂળકારણરૂપ અજ્ઞાન દૂર થાય. આ પ્રકારનું કાર્ય વિદેશમાંથી શિક્ષણ પ્રાપ્ત કરી આવેલા વિદ્યાર્થીઓ પાસે કરાવવું અને પરિણામે કળાકૌશલ્ય તથા લોકસેવાની સંસ્થાઓ સ્થાપિત કરવી. "આવી એક સંસ્થાની રૂપરેખા આંકતાં તેઓ લખે છે કે:–

"(૧)**ધાર્મિક તત્ત્વજ્ઞાન**–આ સંસ્થામાં તુલનાત્મક ધર્મ અને તત્ત્વજ્ઞાનનો અભ્યાસ સમાવવામાં આવશે. આ સંસ્થા ઉમેદવારોને પરસ્પર વિરોધી પ્રાચીન અને અર્વાચીન ધર્મ અને તત્ત્વજ્ઞાનનો અભ્યાસ એકાદ પ્રમાણિક

શાંત ન્યાયાધીશની પેઠે શાંતિથી નિષ્પક્ષપણેથી અને નિર્વિકાર મનથી કરવામાં મદદ કરશે. દરેક વિદ્યાર્થીને પોતપોતાની યોગ્યતા પ્રમાણે ધર્મના અને તત્ત્વજ્ઞાનના ગ્રંથો પોતાની જાતે વાંચવા પડશે; (અલબત જ્યાં જરૂર પડશે ત્યાં આચાર્યની મદદ મળશે.) અને સાંજે સભાની સાર્વજનિક બેઠકમાં પોતે જે વાંચ્યું હોય અથવા દિવસે વાંચતી વખતે જે વિચારો આવ્યા હોય, તેનો સંક્ષિપ્ત હેવાલ આપવો પડશે. એ હેવાલો સાંભળી સંસ્થાના જૂદા જૂદા સભાસદો તરફથી ચર્ચેલા વિષયોનો સમન્વય કરવાને દરરોજ રાતે રામના પ્રમુખપણા નીચે ચર્ચાત્મક પરંતુ માનભરેલા સંવાદો ચાલશે; અને એ પ્રમાણે દરેક જણ પોતાના માનસિક પરિશ્રમનો લાભ સૌને આપવાથી શુદ્ધ ભાવના, સંપ અને પ્રેમની વૃદ્ધિ થશે. આધુનિક કાલને અનુસરતા બુદ્ધિવિષયક અને સામાજિક સંપથી માનસિક દક્ષતાને અને સંસ્કારને પુષ્ટિ મળશેજ.

(૨) **લૌકિક શાસ્ત્ર**-ધર્મ અને તત્ત્વજ્ઞાનદ્વારા પરસ્પર સહાયક પદ્ધતિની નવા વિદ્યાર્થીઓમાં લાગણી ઉત્પન્ન કર્યા પછી તેમના અભ્યાસક્રમમાં વનસ્પતિશાસ્ત્ર, પ્રાણીશાસ્ત્ર, વિદ્યુચ્છાસ્ત્ર, ભૂગોળશાસ્ત્ર, રસાયનશાસ્ત્ર, ખગોળશાસ્ત્ર ઇત્યાદિ વિજ્ઞાનશાસ્ત્રો શીખવવાનો પ્રારંભ કરવામાં આવશે અને જૂદાં જૂદાં શાસ્ત્રોના અધ્યયનની શરૂઆત થઇ કે પુસ્તકશાળા, પ્રયોગશાળા અને વેધશાળા વગેરે પણ સ્થપાશેજ. લોકોના ભયંકર ધાર્મિક અજ્ઞાનને દૂર કરી તેમની શક્તિને વધારે સયુક્તિક અને વિશેષ ઉપયોગી વલણ આપવા માટે આ સંસ્થાદ્વારા વિજ્ઞાનશાસ્ત્રનો પ્રચાર કરવો જોઇએ. વળી આ સંસ્થામાં વિજ્ઞાનશાસ્ત્રનો અભ્યાસ ઉંડી ધાર્મિક ભાવના સાથે કરવાનો છે. વેદાન્તના સિદ્ધાન્તોને વ્યાવહારમાં મૂકવા માટે અર્થાત્ વ્યાવહારિક વેદાન્ત શીખવવા માટે વિજ્ઞાન, કલા અને બહારથી વ્યાવહારિક દેખાતા બીજા ઉદ્યોગોનો અભ્યાસ કરવાની જરૂર છે. અગાઝીઝ નામના એક મહાન સૃષ્ટિશાસ્ત્રવેત્તાવિષે એમ કહેવાય છે કે તે પોતાની પ્રયોગશાળાને મંદિરના જેટલીજ પવિત્ર માનતો અને તેને દરેક લૌકિક નિયમ નીતિતત્ત્વના જેટલોજ મહત્ત્વનો લાગતો. સૃષ્ટિની જૂદી જૂદી જાતો વચ્ચે સામ્ય અને સામર્થ્ય શોધી કહાડવું એ " ઇશ્વરની ઇચ્છાઓનું સંસ્મરણ કરવા જેવું છે " એમ એ માનતો.

(૩) **ઔદ્યોગિક કલા**-યોગ્ય વખતે સંસ્થાના ત્રીજા કામતરિકે આ-

ધોગિક અભ્યાસનું કામ શરૂ કરવામાં આવશે. હિંદુસ્તાનમાં ઔદ્યોગિક કલાની કેટલી ખોટ છે તે કહેવાની કાંઇ આવશ્યકતા નથી. યૂરોપ અને અમેરિકાનાં કેટલાંક મોટાં વિશ્વવિદ્યાલયો ( દાખલાતરિકે યેલ, હાર્વર્ડ, સ્ટૅન્ફર્ડ, ચિકાગો ) તદ્દન ખાનગી સંસ્થાઓ છે. હજી હિંદુસ્તાનના લોકો પોતાની આવશ્યકતાઓ તરફ ન જોતાં પોતાના શિક્ષણને માટે સરકારની પદ્ધતિનેજ વળગી રહ્યા છે, એ અતિશોચનીય બીના છે.

રામે સૂચવેલા “ જીવનમઠ ” માં કર્મઠમતના ગ્રંથોને તેમજ પાખંડી મતના ગ્રંથોને શાસ્ત્રીય અને નિષ્પક્ષપાત ન્યાયે એકજ સ્થાન મળશે. **“सत्य, संपूर्ण सत्य, अव्यवच्छिन्न सत्य ”** એજ આ સંસ્થાનું બીરદ રહેશે. ”

ઉપર આપેલાં અમેરિકાનાં ભિન્ન ભિન્ન વર્તમાનપત્રોનાં વિવરણો ઉપરથી રામના કાર્યક્ષેત્રની વાસ્તવિક કલ્પના આવી શકે એમ છે. દેશહિતની આ લાગણી એમના લાહોરનિવાસસમયે આપણે સ્પષ્ટરૂપે જોતા નથી; પરંતુ વિદ્યાર્થી અવસ્થામાં ગવર્નમેંટ કૉલેજના આચાર્યે જ્યારે એમને એમના જીવનધ્યેયનો પ્રશ્ન કર્યો હતો, ત્યારે એમણે એવોજ ઉત્તર આપ્યો હતો કે: “જો મારી કંઇપણ ઇચ્છા હોય તો તે એવું કાર્ય કરવાની છે કે જેમાં મારા શ્વાસોચ્છવાસ પરમાત્માની સેવામાં અર્પણ કરૂં. પરમાત્માની સેવા લોકોની સેવા કરવાથી બને છે.” વિદ્યાર્થી અવસ્થામાં મિશનરીઓની સેવાનાં દૃષ્ટાંતો એમની સમક્ષ મોજૂદ હતાં. એમની કાર્યપદ્ધતિનું એમને ચોક્કસ જ્ઞાન હતું. એ મિશનરીઓ અહીં કેવી રીતે કાર્ય કરે છે એનું અમેરિકાના લોકો સમક્ષ વર્ણન કરતાં તેઓ કહે છે કે:—

“ મિશન કૉલેજો અને નિશાળો ઉચ્ચ જ્ઞાતિના લોકોને કેળવણી આ-
“ પવાનો પ્રયાસ કરે છે. હિંદુઓને કેળવણી આપવાને માટે અમેરિકાના
“ મિશનોનો અમારે બેશક ઘણો આભાર માનવો જોઈએ; પણ તેની સાથે
“એ કાર્યની બીજી બાજુ તરફ દુર્લક્ષ કરવું વ્યાજબી નથી. હિંદુસ્તાનમાં
“ જનારા આ ખ્રિસ્તી મિશનરીઓ સેંકરોનો પગાર લે છે અને ઠાઠમાઠમાં
“ જીંદગી ગુજારે છે. તેઓ હિંદુકુટુંબોમાં કુસંપ દાખલ કરે છેઅને હિંદુ-
“ સ્તાનની અનેક જ્ઞાતિઓમાં ઉલટો એક જ્ઞાતિનો વધારો કરે છે. ખ્રિસ્તી
“ થઇ ગયેલા હિંદુઓ બીજા હિંદુઓના કટ્ટા દુશ્મનો બને છે. તેઓ હિંદુ-
“ ઓની સાથે ભળતા નથી અને હિંદુઓ પણ તે લોકોની સાથે

"હળીમળીને રહેતા નથી. તેમના સંબંધો તૂટી જાય છે, ભેદભાવ વધતો
" જાય છે અને દિવસે દિવસે એ મતભેદ પ્રબળ થતો જાય છે. બાલિકાઓ પોતા-
" નાં માતાપિતાથી અને સ્ત્રીઓ પોતાના પતિથી વિખૂટી પડે છે.હિંદુઓના અ-
" શિક્ષિતવર્ગની ધાર્મિક માન્યતાઓને બદલીને તેમના અંતઃક-
" રણમાં ખ્રિસ્તી ધર્મની ભાવનાઓને સચોટ બેસાડવા માટે ખ્રિસ્તી
" પાદરીઓ પ્રયત્ન કરે છે. પરસ્પર ટીકા કરવાની રૂઢિ પ્રબળ કરવામાં,
" નાનાં બાલકોને લાંચ કે લાલચો આપીને પોતાનાં માબાપોથી વિખુટાં પા-
" ડવામાં અને એમ કરીને ખ્રિસ્તીધર્મના વહેમોની જાળમાં સપડાવવાના
" પ્રયત્નો કરવામાંજ ખ્રિસ્તી ધર્મની ઉદારતાનો ઉપયોગ થાય છે. આવી
" વસ્તુસ્થિતિમાં હિંદુજાતિમાં જડમૂળ કરી રહેલ મતમતાંતર અને ભેદભા-
" વનાનો આવેશ આવી જાતના ખ્રિસ્તીપણાના દુરાગ્રહને લીધે વિશેષ દૃઢ
" થતો જાય છે અને સહાનુભૂતિ કે પરસ્પર પ્રેમભાવનાનો બાકી રહેલો થોડો-
" ઘણો અંશ પણ નિર્મૂળ થતો જાય છે. આ એ પ્રશ્નની કાળી બાજુ છે;
" અને આપણે સમજી શકીએ એવું છે કે એમ કરવાથી વસ્તુસ્થિતિ જરાયે
" સુધરે તેમ નથી...........અમેરિકનોને ત્યાં મોકલવા જોઇએ ખરા; પરંતુ
" સત્યના આગ્રહી, સત્યને માટે દેહાર્પણ કરનાર અમેરિકનોએજ હિંદુ-
"સ્તાનમાં જવું જોઇએ. અમેરિકાના કચરાની ત્યાં જરૂર નથી. કામકાજ ન કરી
" શકે એવા આળસુ અને બાયલાને ત્યાં ન ધકેલી મૂકશો. ત્યાં તો અમેરિ-
" કાના સત્ત્વની આવશ્યકતા છે.............ત્યાં વાડીબંગલામાં રહેનારા,
" ગાડીઘોડામાં મઝા માણનારા અને લોકો ઉપર હુકમ ગુજારનારા મિશનરી
" જેવા લોકોની આવશ્યકતા નથી. હિંદુસ્તાનની ઉન્નતિ કે મુક્તિ એવા
"લોકોથી કદિ પણ થવાની નથી."

ભારતવર્ષમાં સેવા કરતા મિશનરીઓ-પાદરીબાવાઓનું આવું યથાર્થ વર્ણન કરી, રામ કહેવા માગે છે કે ભારતવર્ષના યુવકો જો એ કાર્ય ઉપાડી લે તોજ વાસ્તવિક દેશોન્નતિ થઈ શકે એમ છે. કલાકૌશલ્યનાં મંદિરો સ્થપાય, શિક્ષણશાળાઓની યોજના થાય, ઔષધાલયોની સ્થાપનાઓ થાય અને એવી એવી સમયને અનુકૂળ થઈ પડેલાં સાધનની યોજનાઓ ઘડાય તોજ ભારતવર્ષનું કલ્યાણ થાય, એ તો સ્પષ્ટ વાત છે; પરંતુ એ બધાંને માટે સ્વામી રામ ભારતવર્ષના યુવકોને નિમંત્રણ કરે છે અને અમેરિકાના લોકોને એવા નવયુવકોને શિષ્યવૃત્તિઓ આપી શિક્ષણ આપવા માટે તૈયાર થવાની પ્રેરણા

કરે છે. એ કાર્યની કેટલીક સફલતા પણ થઇ હતી અને થાડાક વિદ્યાર્થીઓ-એ તેનો લાભ લીધો હતો, એમ આપણે ત્યાંનાં વર્તમાનપત્રોના લેખો ઉપર-થી જોઈ શકીએ છીએ; પરંતુ ત્યાર પછી એ સંસ્થાઓ અનેક કારણોને લીધે વિશેષ સ્થાયી રહી શકી નથી; એનું મૂળ કારણ તો કાંઇ જૂદુંજ છે. સ્વામી રામના સમસ્ત જીવનનું અવલોકન કરતાં આપણે જોઇ શકીએ છીએ કે એ તો જ્ઞાનપ્રધાન કવિ હતા. નિજાનંદમાં નિમગ્ન રહેતા ધ્યાની હતા; "અલિફ" માસિકપત્ર પ્રકટ કર્યું ત્યારથી તે અંતિમ કાલસુધીમાં એમની વિજ્ઞાનદશા એકધારી સ્થાયી રહી છે; એમના તરફથી દેશસુધારણાનાં કે અન્ય સેવાકાર્યની પ્રવૃત્તિનાં જે વ્યાખ્યાનો અપાયાં છે, તે માત્ર અન્ય દેશભક્તોની પ્રેરણાથીજ અપાયાં છે. વેદાન્તનો ઉપદેશ એમની આંતરપ્રેરણામાંથી ઉદ્ભવ પામ્યો છે, ત્યારે અન્ય વિષયનાં વ્યાખ્યાનોમાં અન્ય સજ્જનોની આકાંક્ષાઓ નિમિત્ત બનેલી હોય છે. ભારતવર્ષમાં ઉપદેશપ્રચાર માટે પ્રથમ નિમંત્રણ કરનાર સ્વામી શિવગણાચાર્ય હતા. જાપાનથી અમેરિકા જતાં શ્રીયુત છત્રે તથા જોશીના સહવાસના પરિણામે જ્ઞાતિભેદનિવારણ અને વિદ્યાર્થીની સહાયતાનો પ્રશ્ન એમણે ઉપાડી લીધો હતો; છતાં એમનાં વ્યાખ્યાનોની સં-ખ્યા જોતાં એ કાર્ય બહુ ગાૈણ રહ્યું છે. વેદાન્તવિષયક વ્યાખ્યાનોની સંખ્યા ભારતવર્ષનાં વ્યાખ્યાનોની સંખ્યા કરતાં લગભગ ચારગણી મોટી છે. એ વ્યા-ખ્યાનોમાં વેદાન્તને એવું તો ઘરગતુ અને સાદાં દૃષ્ટાન્તોથી સમજાવ્યું છે, કે જે વેદાન્તને તેઓ વ્યાવહારિક કહેતા. તેનો વ્યવહારમાં અનુભવ કરવા માટે એક સાધારણ જિજ્ઞાસુને પણ સરલ માર્ગ અને સાધન કરી આપે એવો ઉપદેશ એમાં ભરેલો છે. પાશ્ચાત્ય પ્રજામાં ધર્મને કેટલું ગાૈણ સ્થાન આપવા-માં આવે છે, એનુ એ પ્રજાને કેવી સુંદર રીતે ભાન કરાવે છે એ આપણે વાંચીએ:—

"યૂરોપ અને અમેરિકામાં ધર્મ શું છે ? એ તો દિવાનખાનાની શણ-"ગારની વસ્તુ છે. આ મારી સ્ત્રી છે, આ મારાં છોકરાં છે, આ ભવ્ય વિશાલ "મહેલ છે, આ મારી મિલ્કત છે અને આટલા કરોડ ડૉલર બેંકમાં જમા છે. "મારે આ બધું છે, પણ તે છતાં અરે ! હું કાંઇક વધારે ઈચ્છું છું. મારે "કાંઇક વિશેષ જોઇએ છીએ. સંચય કરવાની આ વૃત્તિથી ઉશ્કેરાઈને સં-"પાદન કરવાના અને એકત્ર કરવાના વિચારથી દોરવાઇને તેઓ બીજી એક "વધારે વસ્તુ સંપાદન કરવા ઇચ્છે છે. જેવી રીતે દિવાનખાનું સંબંધીઓ-

" ની છબિઓ સિવાય અલંકૃત થતું નથી, તેવી રીતે થોડાઘણા ધર્મ સિવાય
" હું દ્રવ્યવાન મનુષ્યતરિકે સંતુષ્ટ થઈ શકું નહિ. બીજી વસ્તુઓ સાથે ધર્મ
" પણ મારે પ્રાપ્ત કરવો જોઈએ; પણ બીજી વસ્તુઓ પહેલી પ્રાપ્ત કરવી
" જોઈએ અને આ ધર્મ સૌથી છેલ્લે."

આટઆટલી વ્યાખ્યાન અને સભાઓ સ્થાપન કરવાની પ્રવૃત્તિમાં પણ પોતાની નિજાનંદની અવસ્થામાં રામનો રંગ જેવો ને તેવો સચવાઈ રહ્યો હતો. બાહ્ય પ્રવૃત્તિ તો એમના જીવનની એક સ્થુલ છાયા જેવીજ છે. એણે એમના અંતઃકરણ ઉપર કોઇ પ્રકારના સ્થાયી કે પ્રબલ સંસ્કાર પાડયાજ નથી. એ તો સર્વ અવસ્થામાં રમતા રામ છે; પોતાના શિષ્યોને એમણે વાસ્તવિક સ્વરૂપાનુભવમાં રહેવાનીજ પ્રેરણા કરી છે. એક અમેરિકન શિષ્યને આ સંબંધમાં તેમણે લખેલો એક પત્ર વાંચી આ પ્રકરણ આટલેથી પૂરૂં કરીએ.

"તા. ૧૯-૫-૧૯૦૩ રામ સરિતાતટપરની એક ભવ્ય શિલાપર આ
" રામ લેતો હતો, એટલામાં ડૉકટર હીલરના મકાનના વ્યવસ્થાપક સીઆ-
" ટલના એક સ્નેહીએ મોકલેલો હીંચકો લઇને આવ્યા. તરતજ તેને નીલ-
" વર્ણી ઓક અને રક્તવર્ણી દેવદારનાં વૃક્ષો સાથે ઉંચે હવામાં ઝુલતો
" બાંધી દેવામાં આવ્યો. અપૂર્વ આનંદ અને નિઃસીમ હાસ્ય કરતાં કરતાં
" રામે પોતાનો દેહ એના ઉપર ફેંકી દીધો. સુવાસિક શીતલ સમીરે રા-
" મને આમતેમ હીંચકા નાખવા શરૂ કર્યા અને સરિતાએ મધુર ધ્વનિથી
" પ્રણવગીત આરંભ્યું. રામ ખડખડાટ હસ્યો. અત્યંત હસ્યો. તમે તે સાં-
" ભળતાં હતાં? રામ જ્યારે આમ હીંચકતો હતો ત્યારે ચીં ચીં કરતું એક
" રોબિન પક્ષી માથા ઉપર વૃક્ષની ડાળમાંથી રામની સામે એકીટશે જોઇ
" રહ્યું હતું. શું એને રામની ઈર્ષ્યા આવતી હશે? નહિ; એ અસંભવિત છે.
" પ્રત્યેક રોબિન, ચકલી કે બુલબુલ રામને પોતાનુંજ સ્વરૂપ માને છે. ગમે
" તેમ હોય પણ રામે જ્યારે પોતાના હૃદયના એ અનિવાર્ય આનંદનો
" આસ્વાદ આમ તેમ નાચવાકુદવામાં લેવા માટે હીંચકાને છોડી દીધો ત્યારે
" એ સુંદર રોબિને હીંચકામાં હીંચકવાનો પ્રયત્ન કરવાની તક સાધી.
" બોલો-શું રામનાં એ કોમલ પક્ષીઓ અને કુસુમો રમતિયાળ, આનંદી
" અને સ્વતંત્ર નથી?"

"તા. ૨૦-૫-૧૯૦૩, મધ્યાન્હ. ઉત્તરના પ્રદેશ તરફ યુનાઈટેડ સ્ટેટસનો
"પ્રેસિડેન્ટ અહીં શાસ્ટાસ્પ્રિંગ્ઝમાં થોડો વખત રોકાયો હતો. સ્પ્રિંગ્ઝ કું. ની

"પ્રતિનિધિ સ્ત્રીએ એને એક મનોહર પુષ્પની છાબ ભેટ ધરી અને ત્યાર પછી "તરતજ તેણે રામની પાસેથી "હિંદુસ્તાનને માટે અમેરિકનોને અપીલ" એ "ભાષણનું પુસ્તક અત્યંત આભાર, પ્રેમ અને આનંદપૂર્વક સ્વીકાર્યું. બધો "વખત એણે એ પુસ્તક પોતાના જમણા હાથમાં રાખ્યું હતું અને લોકોની "સલામોનો એ જમણે હાથે સ્વીકાર કરતાં કરતાં સ્વાભાવિક રીતેજ એ પુસ્તક "તેને કપાળે સુમારે સોએક વખત તો ગયું હશે.ગાડી જ્યારે ઉપડી ત્યારે તે "પોતાના ડબામાં એને ધ્યાનપૂર્વક વાંચતો જણાતો હતો; અને ઉપડતી ગાડી-"માંથી એણે ફરી એકવાર હાથ હલાવીને રામનો આભાર માન્યો.

"પણ અરે ! જુઓ તો ખરા ! રામે એ પ્રેસિડેન્ટને હીંચકામાં હીંચક-"વાનો આનંદ માણવા નહોતો બોલાવ્યો. શામાટે નહિ બોલાવ્યો હોય "એનું તમે અનુમાન કરી શકો છો ? કૃપા કરીને કહો જોઇએ. વારૂ, જ્યારે "તમે બોલતાંજ નથી, ત્યારે રામ પોતેજ કહેશે. કારણ તદ્દન સ્પષ્ટ છે. એ "કહેવાતા સ્વતંત્ર અમેરિકાનો પ્રેસિડેન્ટ રામનાં સ્વતંત્ર પક્ષીઓ અને વાયુના "સહસ્રાંશે પણ સ્વતંત્ર નથી.

" પ્રેસિડેન્ટનું તમારે શું કામ છે ? તમે સ્વતંત્ર થઇ શકો છો ? અને "તે પણ રામના જેવાંજ, તેથી વાયુ અને પ્રકાશ તમારાં વિશ્વાસુ પવિત્ર દાસ "બની જશે. રામ બની જાઓ એટલે રામ તમને સૂર્યમંડલ, તારામંડલ, વાયુ, "સમુદ્ર, મેઘમંડલ, અરણ્યો,પર્વતો અને બધુંએ આપી દેશે. પ્રત્યેક પદાર્થ-"પર તમારૂં સ્વામિત્વ થશે. શું એ સુંદર સારૂં નથી ? શું તે એવુંજ નથી ? "પ્રિય ! કૃપા કરી એ સર્વસ્વ મેળવી લ્યો.

"પ્રાતઃકાળે ચાર વાગતાં,ઉષાનાં ચુંબનોથી જાગૃત થઇ, મનસ્વી શીતલ "વાયુલહરીઓની ગલીપચીથી હાસ્ય કરતાં અને આનંદસ્તોત્ર ગાતાં પક્ષી-"ઓનાં મધુર સંગીત સાંભળતાં સાંભળતાં રામ ગિરિશિખરોપર ફરવા "નીકળી પડે છે.

"આવો, આવો, આપણે સાથે હસીએ. હસો, હસો, હસો; અરે ઓ "સૂર્ય ! મારા બાલક, આવ. નિર્ભય રામનાં સ્મિતભર નેત્રોભણી દૃષ્ટિ કર "અને પ્રકૃતિ તથા રામમાં તન્મય જીવન વ્યતીત કર. એ તન્મયાવસ્થા તેજ "હું છું.

તમારો—આત્મા—રામ"

# પ્રકરણ ૧૯ મું—અમેરિકામાં ગુણાનુવાદ

"ચિકાગો વિશ્વવિદ્યાલયના એક વિદ્યાર્થીએ રામના તત્ત્વજ્ઞાન ઉપરનાં કેટલાએ-
"ક ભાષણનું ટાંચણ કરી લીધું અને તેમાં થોડું પોતાનું લખાણ ઉમેરીને થોડાજ
"દિવસમાં એક પુસ્તક બનાવીને વિશ્વવિદ્યાલયમાં ભેટ ધર્યું. તુરતજ તે વિદ્યાર્થીને
"ઉપલા વર્ગમાં ચડાવવામાં આવ્યો. તેણે મિલ અને મિલ્ટનનાં પુસ્તકો પોતાના મગ-
"જમાં ભર્યાં હતાં કે નહિ, તે કાંઈ જોવામાં આવ્યું નહિ............એક વખતે રામ
"શાસ્ટા નામના ઝરાઓની પાસે અરણ્યમાં એકાંતનિવાસ કરતો હતો, ત્યાં કેટલા-
"એક લોકો મળવા આવ્યા, તેમની સાથે એક બાર વર્ષની છોકરી હતી. બધા રામનો
"ઉપદેશ ધ્યાન દઈને સાંભળતા હતા, પણ થોડી વારે પેલી છોકરી ઉઠીને દૂર જઈ
"બેઠી અને જ્યારે પાછી આવી ત્યારે તેણે એક કાગળ રજુ કર્યો. તેમાં શું લખ્યું હતું?
"રામનો સમગ્ર ઉપદેશ કવિતાના રૂપમાં ઉતાર્યો હતો. પછી તે કવિતા વર્તમા-
"નપત્રોમાં પ્રસિદ્ધ થઈ.[1]" સ્વામી રામતીર્થ

અમેરિકામાં માત્ર બે વર્ષ જેટલો ટુંકો સમયજ નિવાસ કર્યા છતાં અવિરત પરિશ્રમ કરીને એમણે કાર્યની અનેક દિશાઓ ઉત્પન્ન કરી હતી. એમના સંસર્ગથી અનેકના જીવનમાં પરિવર્તન થઈ ગયાં; સ્વામી રામ સર્વ શ્રેષ્ઠ કવિ હતા. પર્વતીય નદીઓનો નાદજ એમનો યથેષ્ટ સહવાસી હતો. વૃક્ષો-ની શાંત છાયામાં બેસીને ગાન ગાતાં પક્ષીઓ જાણે એમને માટેજ પ્રકૃતિનાં રહસ્યોનું વર્ણન કરતાં. વિશ્વસંગીત એમને સીધું સંભળાતું હતું. સમુદ્રની ધ્રુજતી લહરિઓમાં, વનલતાઓના ઝુલવામાં અને જંગલની નિર્જનતામાં એમને સાર્વભૌમ સૌંદર્યનાં દર્શન થતાં. પ્રકૃતિમાતાની સાથે આત્માની એકતા નેજ એ વાસ્તવિક આચાર માનતા હતા. તેઓ કહેતા કે કોઈપણ મનુષ્યને એ એકતામાં સ્થાયી કરીએ એટલે એને બીજી કોઇ ન્યૂનતાજ નહિ રહે અને સદાચારના સર્વોત્તમ સ્વાર્થો એની પાસે નિરંતર સુરક્ષિત રહેશે. એમાં સ્થિતિ કરીનેજ મનુષ્યને પોતાની વાસ્તવિકતાનું મનમાન્યું દર્શન કરવા દ્યો, એટલે પછી તો એ પોતાની અચલતા અને અજેયતાના શિખરપર સ્વાભાવિક રીતે ઉભો રહેતાં શીખશે. અનુભવજ મનુષ્યનો વાસ્તવિક ધર્મ છે, મનુષ્યનો આત્માજ એક એવી શકિત છે કે જે સમસ્ત વિશ્વને પ્રાણચૈતન્ય અર્પે છે અને જડચેતનની પ્રત્યેક નસની એજ ગુપ્ત શકિત છે, એવી પરમ શ્રદ્ધાજ સાધા-

[1] જુઓ "નગદ ધર્મ" નામનું વ્યાખ્યાન.

રણમાં સાધારણ મનુષ્યને મહાન વિજયોના રાજમાર્ગપર લઇ જઇને ઉભો રાખે છે. માનવજીવનની સર્વ સફલતાઓની આજ ખરી કુંચી છે.

સ્વામી રામે પ્રકૃતિનું સર્વશ્રેષ્ઠ માનવી કાવ્ય વાંચી લીધું હતું. એમના યુગના એ એક મહાન વેદાન્તપ્રચારક હતા. સમસ્ત હિંદુગ્રંથોના નિષ્કર્ષની એ સાક્ષાત્ મૂર્તિ હતા. હિંદુ સંતમહાત્માઓના ગૌરવના પ્રતિનિધિ સ્વરૂપ હતા. પૂર્ણ સદાચાર, આમૂલ સંયમ અને ધર્મસંગત આચરણના તેઓ પ્રચારક હતા અને અધ્યાત્મવિદ્યાનેજ માનવચરિત્રની ઉપયોગી માર્ગદર્શક બતાવતા. ઉચ્ચકોટિનો પરોપકાર એમના અંતઃકરણનો સાધારણ સ્વભાવ હતો, એમના અમેરિકાના કાર્યનો સંપૂર્ણ ખ્યાલ આપણને આ ગણ્યાગાંઠયા વૃત્તાંતો ઉપરથી આવી શકે તેમ નથી. એમને પ્રાપ્ત થએલાં એમના ગુણાનુવાદ ગાનારાં વર્તમાનપત્રોને તો એમણે નદી અને સમુદ્રમાં પધરાવી દીધાં હતાં; પરન્તુ કેટલીકવાર એવા ઓજસ્વી અસામાન્ય મહાપુરુષોનું આગમન સંસારમાં માત્ર દિશાનું સૂચન અને સંકેત કરવા માટેજ હોય છે. વિજળીના ઝબકારાની પેઠે ઉન્નતિશીલ સાધકોના માર્ગપર પ્રકાશ પાડીને તેમને રસ્તે ચઢાવે છે અને પછી જોતજોતામાં પલાયન કરી જાય છે. પોતાના વિશિષ્ટ આચરણથી મનુષ્યોનો પ્રેમ તેઓ પોતાના તરફ આકર્ષે છે અને જ્યારે લોકો એમનાપર આધાર રાખતાં શિખે છે, એમના જીવનપરજ અવલંબન રાખતાં ટેવાઈ જાય છે, ત્યારે પછી લોકોને પરાવલંબનમાંથી મુકત કરવા માટે અને તેમને પોતાના પગપર ઉભા રહેતાં શીખવવા માટે તેમને વ્યગ્ર દશામાંજ છોડી દઇને અદૃશ્ય થઈ જાય છે.

સ્વામી રામનું અસામાન્ય વ્યકિતત્વ સ્વાધીનતા અને બંધનવિમોચનના એક સાક્ષાત્ દીપકરૂપ હતું. એમની વ્યાખ્યાનપ્રણાલી વિચિત્ર હતી. સંસારભરના ગ્રંથકારો, સાધુઓ, કવિઓ અને પરમભકતોના સંબંધમાં પોતાનો મત પ્રગટ કરતી વખતે તેઓ એક પ્રકારની વિશિષ્ટ અને અદ્ભુત રસિકતાનો પરિચય કરાવતા. એમની વિચિત્ર અને નિષ્પક્ષ આલોચનામાં કોઇ પણ પ્રકારનું પાંડિત્યપ્રદર્શન કે બનાવટી અભિમાનની નામમાત્ર પણ છાયા અથવા કોઇ નિઃસાર વાત નહોતી માલૂમ પડતી. અત્યુચ્ચ કોટિના વિદ્વાન હોવા છતાંએ તેઓ તત્ત્વજ્ઞ અને બ્રહ્મવિદ્ હતા. અમેરિકામાં ભારતવર્ષના હિતને માટે જે કાર્યક્ષેત્ર એમણે ઉઘાડયું હતું, તેનું વૃત્તાંત આપણે પાછળના પ્રકરણમાં જોઇ ગયા છીએ; પરન્તુ એમના વ્યકિતત્વની પ્રતિભાથી

અધિકારી જીવાત્માઓના જીવનમાં જે પરિવર્તન થયાં હતાં અને ઉચ્ચ જીવનના જે સ્થાયી સંસ્કાર તેમના અંતઃકરણમાં પડયા હતા તેનું વર્ણન એ ગૌરવર્ણ શિષ્યોએ સ્વામી રામના દેહાન્ત પછી ત્યાંથી લખેલા પત્રોમાંથી આપણને મળી આવે છે. એમણે તો પોતાનો નગદધર્મ ખુલ્લા શબ્દોમાં અને નિર્ભયતાથી સંભળાવ્યો છે; બાહ્યાડંબરની વિષમય જ્વાલામાંથી સાવધાન થવા માટે અમેરિકનોને સૂચના આપી છે. એક સુંદર પ્રસંગનું વર્ણન કરતાં તેઓ લખે છે કે:—

"એક શીતલ શિલાનું ઓશીકું કરીને મૃદુ રેતીની પથારી ઉપર, પગ
" ઉપર પગ ચડાવીને, આનંદથી નિર્મળ હવા ખાતાં ખાતાં
"દિવ્ય પ્રકાશને ચુંબન કરતાં, આનંદપૂર્વક પ્રણવમંત્રનું ગાન કરતાં
" ખળ ખળ વહેતા ઝરાના તાલ સાથે તાલ મેળવતાં રામ દેવદાર અને
" તાડનાં વૃક્ષો નીચે આરામ લેતા હતા; તે પ્રસંગે નવીન પાશ્ચાત્ય સભ્યતાથી
" અક્કડ થએલા એક સજ્જને વિનોદપૂર્વક પૂછયું કે:—

"એશીઆના લોકોનો આળસુ સ્વભાવ તમે વળી અમેરિકામાં કયાં લાવો
"છો ? ઉઠો કંઇક પરોપકાર કરો.

"રામઃ—મારા પરમપ્રિય આત્મસ્વરૂપ !...........શિષ્ટાચારના પંથમાં
"શ્રમ કર્યા કરવો; રૂઢિના પ્રવાહમાં તણાયા જવું; દશ્ય પ્રપંચના કૂવામાં
"મૃતપિંડની પેઠે ડુબી મરવું; સંપત્તિના ખાબોચીઆમાં સડી જવું; ઈશ્વર-
"ચિંતનમાં વખત ગાળવો જોઇએ તે પૈસા મેળવવામાં ગાળવો અને એ બધાં-
"ને "કંઇક પરોપકાર" નું નામ આપવું, એ શું આળસ નથી ? ...............
"જરા દયા ખાઓ ભાઇઓ ! પોતાની જાતપર જરા દયા લાવો.........યૂરોપ
"અને અમેરિકાના સુધરેલા ગણાતા દેશો વિનાશના પંથમાં ઘણા આગળ
"વધ્યા છે; પરન્તુ ઐહિક અથવા આધ્યાત્મિક ઉન્નતિ એજ ખરી પ્રકૃતિ છે.
"................**વાસ્તવિક ઉન્નતિને ઐહિક સંપત્તિ સાથે જરાએ**
"**લેવાદેવા નથી** અને નકામી જરૂરિયાતો વધારવાનું પણ એને કંઇ
"પણ કારણ નથી. દૈવી ગ્રંથો લખનાર અને કેવલ સાદાઇથી રહેનાર નિષ્કિંચન
"પ્રાચીન આર્યોના જીવનક્રમનું યોગ્ય ફેરફારપૂર્વક અનુકરણ કરીને ઇતિહાસ
"તેની પુનરાવૃત્તિ કરશે. આધુનિક સંસ્કાર ઇષ્ટમાર્ગથી આડે માર્ગે દોરવાયા
"છે. હાલમાં મનુષ્યો ભાજીપાલા અને ધાન્યના જેવાં થઇ પડયાં છે. તેના
"ભાવમાં ચઢઉતર થાય છે. ભ્રામક વિચારો છોડી દો. એમાંનું કાંઈ પણ તમારી
"કિંમત આંકી શકશે નહિ.

" ભપકાના વહાલા ભક્તો ! આર્યોનાં સંન્યાસ અને ત્યાગનાં ધ્યેય તો
" તમને સ્વપ્નાં જેવાજ ભાસે છે; પણ સાવધ રહો ! તમને ઢંઢોળીને જગાડ-
" વાનો અને તમે કેવા ભયંકર ભ્રમમાં સપડાયા છો એ સમજાવવાનો સમય
" આવી પહોંચ્યો છે. **જેનામાં ભક્તિભર્યો ત્યાગ નથી તેને અનુભવી**
" **અને હોશિયાર જંગલી પ્રાણીજ કહેવો જોઇએ.**

" પ્રશ્નઃ-કોઈ નવો પંથ સ્થાપવાની આપની ઈચ્છા છે કે ?

" રામઃ—રામ કોઇ ખાસ સંપ્રદાયના સિદ્ધાન્તોનો પ્રચારક નથી. સત્ય
" એની મેળેજ સ્થાપિત થાય છે.......................................

" પ્રશ્નઃ—આપ કોઈ ધર્મના સંસ્થાપક અથવા આચાર્ય છો કે ?

" રામઃ—ના, આચાર્ય થવાથી મારી કિંમત ઘટે છે. હું સાક્ષાત્
" ઇશ્વરજ છું અને તું પણ તેજ છે. " तत्वमसि " શરીર તો મારૂં સા-
" ધનમાત્ર છે. "

આટલી નિસ્પૃહતાથી પરંતુ સંપૂર્ણ સ્વાનુભવપૂર્વકનો અને પ્રખર વૈરાગ્યની જ્વાલા જેવો સંભળાવેલો એમનો જ્ઞાનોપદેશ અમેરિકાની પ્રજાએ ઝીલ્યો, એનું મુખ્ય કારણ એમના આનંદની ઝલક, એમના પ્રેમની પ્રતિભા, એમના ભાવ, આવેશ અને એમના અભેદની ઉર્મિઓ હતાં. સંત્સંગીને તેઓ પોતાના દિવ્ય પ્રેમથી વશીભૂત કરી, એના અંતઃકરણને ઉન્નતિના પથપ્રતિ એવું ઉંચે ચડાવી દેતા કે તેમાં શંકાઓને સ્થાનજ નહોતું મળતું; એમના ઉપદેશ સાથે એમના આચારની એકતા હતી; તેઓ જે ઉપદેશ આપતા હતા તેનો પ્રથમ સંપૂર્ણ વિચાર કરી લેતા; અને પંડે એનો અનુભવ કરી લીધા પછીજ લોકોને એનો સદ્બોધ કરતા. તેઓ હમેશાં કહેતા કે હું અનુભવી શકાય એવા વ્યાવહારિક ધર્મમાંજ વિશ્વાસ રાખું છું; મારે માત્ર મોઢાના સિદ્ધાન્તોનુંજ નહિ પણ અનુભવપૂર્ણ વિચારોનુંજ કામ છે. આચાર-વિચારની એકતાના તેઓ પક્ષપાતી હતા અને એવા સિદ્ધાન્તને તેઓએ 'વ્યાવહારિક વેદાન્ત' એવું નામ આપ્યું હતું.

અમેરિકાના એમના ઉપદેશકાર્યને માટે મિ૦ પૂરણસિંહે એમને અમેરિકાથી પાછા આવ્યા ત્યારે પ્રશ્ન કર્યો હતો કે:-

" સ્વામીજી ! આપ એમ માનો છો કે ભારતવર્ષના કરતાં અમેરિકામાં
" વેદાન્તને માટે વિશેષ અભિરુચિ છે ? "

" સ્વામીજીએ ઉત્તર આપ્યો:-" નહિ. અમેરિકા રામના વેદાન્તનો

" માત્ર આધિભૌતિક ક્ષેત્રમાંજ ઉપયોગ કરે છે. ×રામ તો એમ ઇચ્છે છે કે " વિશ્વની સમસ્ત પ્રજાઓ સત્યનો આધિદૈવિક અને આધ્યાત્મિક પ્રદેશમાં " એક સમાન ઉપયોગ કરે. **ગમે તેટલો આધિભૌતિક વિકાસ કરવા " છતાંયે અમેરિકા અને બધા પાશ્ચાત્ય દેશો સ્વાર્થસંકુચિત થઇ** " ગયા છે; અને ભારતવર્ષે કેવલ આધિદૈવિક ક્ષેત્રમાંજ શતાબ્દિઓ સુધી " જીવન વ્યતીત કરવાથી એ તો પશ્ચિમના કોઇ પણ દેશ કરતાં વિશેષ અ- " ધોગત થઇ ગયું છે. ભારતવર્ષે અધ્યાત્મવિદ્યાનાં બારણાં બંધ કરીને " આધિભૌતિક ઉન્નતિને માટે કેવલ અર્ધું બારણું ઉઘાડું રાખ્યું છે. " તેમજ આધિદૈવિક ક્ષેત્રમાં તો એનો સંપૂર્ણ વિનાશ થઇ ચૂકયો " છે. વેદાન્ત તો એક સંપૂર્ણ અવિચ્છિન્ન સત્ય છે;જો એનું સર્વાંશે પરિપાલન " ન કર્યું હોય તો સાધકને ઉલટું એ આત્મઘાતી નિવડે છે. સત્યને પંથે " પળવામાં કાં તો એનું સર્વાંશે પરિપાલન અથવા તો મૃત્યુ એ સિવાય બીજો " કોઇ નિયમ નથી. રામનું એમ કહેવું નથી કે ભારતવર્ષમાં એ સત્યની જિજ્ઞા- "સા નથી; પણ એ જિજ્ઞાસા તો પેલા **અજીર્ણથી પીડાતા રોગીની ખોટી** " ભૂખ જેવી છે; અને રામે તમને કહ્યું તેમ ભારતવર્ષમાં થોડે કે ઘણે અંશે બૌ- "દ્ધિક અજીર્ણ ફેલાઇ ગયું છે. ગમે તેટલું સુંદર સાધન કે માર્ગ હોવા છતાંયે "કેવલ આધિદૈવિક(માનસિક) પ્રદેશમાં વિહાર કરવાની જૂની પુરાણી એકની "એક પદ્ધતિને લીધે ભારતવર્ષની બધી પ્રણાલિકાઓ, સંપ્રદાયો, રીતરિવા- "જો, નાતજાતો, માન્યતાઓ અને ધાર્મિક શ્રદ્ધાઓ તો હવે આધ્યાત્મિક "વ્યાધિઓની રહી ગયેલી નામમાત્રની રેખાઓરૂપેજ રહેવા પામી છે.એની "અધોગતિની પરાકાષ્ઠારૂપે આ દેશમાં તો હવે પ્રપંચી અજ્ઞાન અને દંભી "માન્યતાનાં ખોખાંજ રહેવા પામ્યાં છે.

" આધ્યાત્મિક કે આધિદૈવિક દૃષ્ટિએ દેશોના સારા કે ખરાબ ભાગ પાડી " શકાયજ નહિ. દેશમાં કેટલાંએક એવાં પણ સ્ત્રીપુરુષો હોય છે કે જેમનાં

× સ્વામી વિવેકાનંદ, રામતીર્થ, એમર્સન એવાઓદ્વારા અધ્યાત્મવિદ્યાના સિદ્ધાંતો અમેરિકામાં ફેલાયા પછી એ સિદ્ધાંતોને સાંસારિક સ્થિતિ સુધારવામાં કેવી રીતે ઉપ- યોગમાં લેવા, એને લગતાં અમેરિકામાં જે સેંકડો પુસ્તકો માર્ડન,હસ્તુહારા, વગેરે- દ્વારા લખાઇ પ્રસિદ્ધ થયાં છે અને મનોબળ, પ્રાણાયામ, વગેરેદ્વારા દરદો મટાડવાને લગતાં જે સેંકડો ઉપચારસ્થાનો સ્થપાયાં છે, તે સ્વામીજીની ઉપરોક્ત કથનની પાકી સાબીતી છે.

સંપાદક

" જીવન મહત્ત્વનાં ગણી શકાય. બાકીના બીજા મોટા ભાગના લોકોની તો કશી
" કિંમતજ હોતી નથી. કોઇ પણ દેશમાં તમે પહેલા કે બીજા વર્ગના લોકો-
" માંથી કોના અંગત પરિચયમાં આવો છો, એ તો એક ભાગ્યની વાત છે અને
" એટલા માટે એવા અંગત ઓળખાણ ઉપરથી બાંધેલો અભિપ્રાય પણ હમે-
" શાં અંગત અર્થાત્ વ્યક્તિગતજ ગણાવો જોઇએ. સ્વર્ગ અને નરક તો એ-
" કજ ગૃહસંસારમાં–અરે, એકજ શરીરમાં તેમજ સર્વ દેશકાલ તથા વ્ય-
" ક્તિઓમાં સાથે સાથેજ હોય છે, એટલે તમારી દૃષ્ટિ સમક્ષ જે સ્થિતિ
" વિશેષરૂપે આવી ચડી હોય તે ઉપરથીજ તમારી મનોવૃત્તિ એ દેશની
" સ્થિતિની કલ્પના કરે છે. એટલા માટે જો કોઇ પણ દેશનાં ઉત્તમ અને
" સંસ્કારી વર્ગનાં સ્ત્રીપુરુષોના સહવાસમાં આવવાની ઇચ્છા રાખો, તો
" બધા દેશો તમારે માટે એકસરખા આધ્યાત્મિક, સંસ્કારી, દૈવી
" અને સુંદર છે."

"નહિ; મારો તો આપના આર્ય તત્ત્વજ્ઞાનના ઉપદેશને માટે પ્રશ્ન છે!" મિ૦ પૂરણસિંહે પોતાનો પ્રશ્ન વિશેષ સ્પષ્ટ કર્યો.

સ્વામીજીએ ઉત્તર વાળ્યો:–" અરે! અમેરિકામાં તત્ત્વોપદેશ કરવા
" માટે તો ઉપદેશકને અગાધ તૈયારી કરવી જોઇએ. એનું જ્ઞાન વિશાલ હોવું
" જોઈએ; એનો અભ્યાસ બહોળો હોવો જોઈએ. ત્યાં ઉપદેશ આપવો એ
" રમત વાત નથી. ત્યાંની વિદ્યાપીઠોના સંસ્કારી વિદ્વન્મંડળપર તમારો
" પ્રભાવ પડવો જોઈએ અને એમની સહાયતા હોય તોજ કામ થઈ શકે.
" એ દેશમાં કોઇપણ જાતનો સ્થાયી પ્રભાવ પાડવો એ સહેલું નથી. તમારા
" વિચિત્ર શબ્દો સાંભળવા અને તમારી નવીન મુખાકૃતિ ભણી તાકી
" રહેવા માટે ઘરમાં કશુંએ કામ નહિ હોવાથી નવરી બેસી રહેનારી સુંદર
" ધનિક સ્ત્રીઓનાં ટોળેટોળાં તમારી આસપાસ ઉભરાવા માંડશે; પણ એ તો
" કેવલ એક આશ્ચર્યને ખાતરજ. સેંકડો સ્ત્રીઓના પરિચયમાં રામ આવ્યો
" હતો; પણ એ બધામાં માત્ર બેજ વાસ્તવિક જિજ્ઞાસાવાળી હતી અને
" ખાસ કરીને એ બેમાં ગંગા[1] તો ખરેખર એક દેવી હતી."

અમેરિકા તેમજ પાશ્ચાત્ય પ્રદેશની સ્થિતિનું કેવું વાસ્તવિક વર્ણન સ્વામી રામે કર્યું છે! એ પ્રજાની વાસ્તવિક નાડીપરીક્ષા એમણે કરી લીધી હતી.

---

૧અમેરિકન શિષ્યાઓને રામ આર્યનામ આપતા એ આપણે પાછળ જોઈ ગયા છીએ.

તેમણે બે વર્ષ જેટલા સમયમાં પાશ્ચાત્ય દર્શનશાસ્ત્રોનાં ઘણાં ખરાં પુસ્તકો વાંચી નાખ્યાં હતાં. એટલા ટુંકા સમયમાં પણ એમણે જે ઉપકારક જીવન ત્યાં વ્યતીત કર્યું હતું, એટલું ઉપકારક જીવન બીજો સામાન્ય મનુષ્ય વીસ વર્ષ સુધી રહે તોપણ ભાગ્યેજ બનાવવાને શક્તિશાળી નિવડે. વિદ્યાવ્યાસંગી અને આજીવન અભ્યાસપરાયણ રામે તો પોતાના પાંડિત્ય ઉપરાંત અનુભવની જ્યોતિવડે પણ અધિકારીઓનાં હૃદય ઉજાળ્યાં હતાં; તેમના જીવનમાં ચેતના રેડી હતી અને પ્રાણમાં જાગૃતિ પ્રેરી હતી. અનેક વિદ્વાનોએ એમના સત્સંગનો લાભ લીધો હતો, અનેક સન્નારીઓએ એમના શિક્ષણથી સ્વજીવનમાં શુદ્ધિ પ્રાપ્ત કરી હતી અને એકંદરે અનેકને એમનામાં ગુરુબુદ્ધિ, ભક્તિભાવ કે મમતા બંધાયાં હશે; છતાં એ રમતા રામ તો નિરન્તર નિર્લિપ્ત, નિર્વિકાર, અસંગ અને એકાકીજ રહ્યા હતા. કોઇ પણ પ્રવૃત્તિએ એમને વિશેષકાલ સુધી બાંધી રાખ્યા નથી. અરે, એ સભાઓ અને સંસ્થાઓના ચાલકોએ જ્યારે રામને શિરે કાર્યભાર ઢોળી પાડવાનો આગ્રહ કર્યો, ત્યારે પોતાના નિષ્કંચન નિયમને લીધે એમણે એ કાર્યને માટે ચોખ્ખી ના કહી દીધી અને એ હિતેચ્છુઓને સ્વાશ્રયી રહીનેજ કાર્ય કરવાનો માર્ગ બતાવ્યો. એમના અમેરિકામાંથી ચાલ્યા આવ્યા પછીથી એ સંસ્થાઓ વિશેષ સમયસુધી કાર્ય ન કરી શકી એનું એક કારણ તો એ છે કે રામની પ્રકૃતિમાં એ તત્ત્વજ નહોતું કે પોતાની નિજાનંદની ભૂમિકામાથી નીચે ઉતરીને કર્મના પ્રદેશમાં તેઓ પ્રવૃત્ત થાય. શ્રીયુત જોશીના પરિચય અને આગ્રહથી એ કાર્ય થઇ ગયું હતું; એમની સ્વાભાવિક સ્થિતિ જો આપણે તપાસીએ તો મુખ્યત્વે એમનો એક વર્ષ જેટલો સમય શાસ્ટા પ્રદેશમાં એકાન્તનિવાસમા અને વેદાન્તવિષયક વ્યાખ્યાનો આપવામાંજ વ્યતીત થયો છે, છતાં એ સંસ્થાઓ સ્થાપવાના કાર્યનો એમણે નિરાદર કર્યો નથી. જે જે સન્નારીઓ અથવા સજ્જનોએ એ કાર્યપ્રદેશમાં પ્રવૃત્તિ કરી હતી, તે બધાંને એમણે નિરન્તર ઉત્સાહી કર્યાં છે. મિસીસ વેલમેન (સૂર્યાનંદ) ને ભારતવર્ષમાં આવવા માટે એમણે જે ઉત્સાહ આપ્યો છે તે એમના ઉપર લખેલા પત્રોપરથી સ્પષ્ટ જણાઇ આવે છે. મિસીસ પૌલિન વ્હિટમૈન ( કમલાનંદ ) ને જ્યારે રામના દેહાવસાન પછી મિ૦ પૂરણસિંહે રામની અમેરિકાની પ્રવૃત્તિવિષે પૂછાવ્યું ત્યારે એ સન્નારીએ જે જે સંસ્થાઓ ત્યાં સ્થાપવામાં આવી હતી, તેના બધા રામભક્ત સભાસદોને એણે એ શોક-

સમાચાર મોકલ્યા અને એના ઉત્તરમાં અનેક પ્રશંસાપત્રો આવ્યાં હતા. સભાઓનું અસ્તિત્વ એટલા બે વર્ષના સમયમાંજ રહ્યું નહોતું; અને એમાં મુખ્યત્વે ખામી દ્રવ્યના અભાવની હતી. છતાં એ સભાસદોનો સ્વામી રામના પ્રતિનો ભક્તિભાવ અપ્રતિમ હતો અને એમનાં સંસ્મરણો માયાળુ હતાં. મિસિસ પૉલિન વ્હિટમેન ( કમલાનંદ ) પોતાનાં સંસ્મરણોનો ઉલ્લેખ કરતાં લખે છે કે:—

"જે ભાવ ભાષાના નીરસ સંકુચિત શબ્દોમાં વ્યક્ત કરવાનું અત્યંત "કઠિન છે, તેનું વર્ણન કરવાનો જ્યારે હું પ્રયત્ન કરૂં છું, ત્યારે મને શબ્દોજ "મળતા નથી. રામની ભાષા તો મધુર, નિર્દોષ બાલકની, પક્ષીઓ, પુષ્પો, "વહેતી નદીઓ, વૃક્ષની હાલતી શાખાઓ, તેમજ સૂર્ય, ચંદ્ર અને "તારાઓની ભાષા હતી. સંસાર અને સાંસારિક મનુષ્યોનાં બાહ્ય નામ-"રૂપોમાં આભ્યન્તર વહેતા પ્રવાહ જેવી એમની વાણી હતી.

"સમુદ્રો અને મહાદ્વીપો, ખેતરો તથા ઘાસ અને વૃક્ષોનાં મૂળોની નીચે "ઉંડાણમાં વહેતું એમનું જીવન પ્રકૃતિની સાથે એકતા પામેલું હતું. એમ "કહો કે પ્રકૃતિના તેઓ જીવનપ્રાણ હતા. મનુષ્યોના ક્ષુદ્ર વિચારો અને "સ્વપ્નોની નીચે એમની ભાષા બહુ દૂર દૂરસુધી પ્રવેશ કરતી હતી. એ "વિલક્ષણ મધુર તાનને સાંભળનારા કાનો ઘણા થોડા હોય છે; પણ એમ-"ણે તો એ સાંભળ્યું; એનો અનુભવ કર્યો; એનાજ શ્વાસ લીધા; એનોજ "ઉપદેશ આપ્યો અને એમનો સમગ્ર આત્મા એજ ગાનના ઘેરા રંગથી "રંગાયો હતો. એ તો એક આનંદપૂર્ણ દેવદૂત હતા.

"હે મુક્ત પુરુષ! શરીરની સાથે જેનો સંબંધ પૂરો થઇ ચૂકયો છે એવા "હે આત્મન્! હે પરલોકના પ્રવાસી, અવર્ણનીય સુખી, ઉન્નતગામી, મુક્ત "અને વાસ્તવસ્વરૂપ આત્મન્! તને નમસ્કાર! પ્રણામ!

"તેઓ એટલા તો નમ્ર, સરલ, બાલવત્, પવિત્ર, શ્રેષ્ઠ, સાચા, એકાગ્ર "અને નિરભિમાન હતા કે સત્યની જિજ્ઞાસાવાળાં આતુર હૃદયોમાંથી જે જે "એમના સંસર્ગમાં આવ્યાં હતાં તેઓ અપાર લાભ સંપાદન કર્યા વિના "રહ્યાં નથી. પ્રત્યેક વ્યાખ્યાન અથવા વિદ્યાર્થીઓને શિક્ષણ આપ્યા પછી "એમને જે પ્રશ્નો પૂછવામાં આવતા તેના હમેશાં અત્યંત સ્પષ્ટ, સંક્ષિપ્ત, "મધુર અને પ્રેમપૂર્ણ ઉત્તર તેઓ આપતા. તેઓ હમેશાં આનંદ અને "શાંતિથી ભરપૂર રહેતા અને જ્યારે સત્સંગ અથવા લેખનવાચનમાં ન

" રોકાયા હોય ત્યારે નિરન્તર ૐ રટયા કરતા. તેઓ પ્રત્યેકમાં અને સર્વમાં
" ઈશ્વરનુંજ દર્શન કરતા અને પ્રત્યેકને ' મંગલમય પરમેશ્વર ' કહીને
" સંબોધન કરતા.

" રામ આનંદના એકધારા વહેતા અને ઉછળતા ઝરા જેવા હતા. પર-
"માત્મામાંજ તેઓ રહેતા, પરમાત્મામાંજ તેમનાં અસ્તિત્વ અને ગતિ હતાં.
" અરે ! પરમાત્માનુંજ એ સ્વરૂપ હતા. એકવાર તેમણે મને લખ્યું હતું કે
" જેઓને આનંદ લૂંટવાની ઇચ્છા હોય, તેઓ પ્રકૃતિએ તેમની સેવાને
" માટેજ તેમના ચરણમાં ધરેલા તારામય પ્રકાશિત આકાશના ચમકતા
" હીરાઓમાંથી આનંદ મેળવે; હસતાં અરણ્યો અને નાચતી નદીઓમાંથી
" અથાગ સુખ પ્રાપ્ત કરે; શીતલ સમીરણ, ઉષ્ણ સૂર્યરશ્મિ અને સુખકર
" ચાંદિનીમાંથી અનન્ત આનંદ ભોગવે. જેઓની એવી માન્યતા હોય કે
" અમારૂં સુખ અમુક વસ્તુસ્થિતિઓપરજ નિર્ભર છે, તેઓ સુખના દિવ-
" સોને હમેશાં પોતાનાથી દૂર ભાગતા અને મૃગજલની પેઠે નિરંતર આગળ
" ને આગળ નાસતા જોશે. સંસારમાં સુખનાં સાધનરૂપ કહેવાતી વસ્તુઓ
" વાસ્તવિક આનંદ ન આપતાં ઉલટી સમસ્ત પૃથ્વી અને સ્વર્ગનાં સુંદર
" દૃશ્યોના ગૌરવ અને સૌરભને આચ્છાદિત કરનારા બનાવટી પડદાનીજ
" ગરજ સારે છે.

"રામ પહાડી પ્રદેશમાં એક તંબુમાં રહેતા અને લંચહાઉસ(ઉપહારગૃહ)માં
" ભોજન લેતા.બ ને બાજુ હમેશાં લીલાંછમ રહેતાં વૃક્ષો અને સઘન ઝાડીઓ-
" થી છવાયેલું મનોહર દૃશ્યોવાળું એ એક રમણીય સ્થાન હતું.એ ખીણમાંથી
" સેક્રેમેન્ટો નદી પ્રચંડ વેગથી નીકળી આવે છે. અહીંઆંજ રામે અનેકાનેક
" પુસ્તકોનું અવલોકન કર્યું, પોતાની સર્વોત્કૃષ્ટ કવિતાઓ લખી અને
" નિરન્તર કલાકો સુધી ધ્યાનનિમગ્ન રહ્યા. નદીમાં એક સ્થળે પ્રવાહ બહુ
" વેગભર્યો હતો. ત્યાં શિલાપર નિત્ય બેસી રહેતા અને ભોજનસમયેજ
" માત્ર ઘેર આવતા ત્યારે અમને ઉત્તમ વાતો કહી સંભળાવતા. શાસ્ટાસ્પ્રીં-
" ગ્ઝમાંથી અસંખ્ય મુલાકાતીઓ એમનાં દર્શને આવતાં અને નિરંતર
" એમનું સહર્ષ સ્વાગત થતું. એમના સર્વોત્તમ વિચારોની બધા ઉપર
" ગંભીર અને સ્થાયી છાપ પડતી. જેઓ માત્ર કુતૂહલની ખાતરજ એમને
" મળવા આવતા તેઓ પણ તૃપ્ત થઇને પાછા જતા અને નિરંતરને માટે
" સત્યનાં બીજ એમનાં અંતઃકરણોમાં રોપાઇ જતાં.સંભવિત છે કે થોડોકાલ

" એ સંસ્કારોનું એ લોકોને ભાન ન રહેતું હોય, પણ સમય જતાં એ
" બીજમાંથી અંકુર ફૂટીને પુષ્ટ અને પ્રબલ વૃક્ષ અવશ્ય ઉગી નીકળશે
" અને એની શાખાઓ ચારે બાજુ ફેલાઇને સંસારની સમસ્ત દિશાઓને
" દૈવી પ્રેમ અને બન્ધુભાવનાં બંધનોથી બાંધી લેશે. ખરેખર, સત્યનાં બીજ
" હમેશાં ફલદાયીજ હોય છે.

" તેઓ બહુ દૂર સુધી ફરવા નીકળી પડતા. આમ શાસ્ટાસ્પ્રિન્ગ્ઝમાં
" તેમણે સાધારણ, સ્વતંત્ર, ઉદ્યોગી અને આનંદમય જીવન વ્યતીત કર્યું
" છે. અહા! તેઓ કેટલા બધા આનંદી રહેતા! એમનું હાસ્ય અનાયાસે
" ઉછળી આવતું અને નદીપર હસતા હોય તોપણ એમનો આનંદધ્વનિ
" અમારા ઘરસુધી સંભળાતો. બાલક અને સાધુના જેવા તેઓ સ્વતંત્ર
" મુક્ત હતા. લાગલાગટ દિવસોના દિવસોસુધી તેઓ બ્રહ્મભાવમાં રહેતા.
" ભારતવર્ષપ્રતિની એમની અચલ ભક્તિ અને અંધકારમાં પડેલા ભારત-
" વાસીઓને ઉન્નત કરવાની એમની આકાંક્ષા ખરેખર એમનો સંપૂર્ણ
" સ્વાર્થત્યાગ સિદ્ધ કરે છે.

" મેં જ્યારે એ સ્થાન છોડયું ત્યાર પછી એમનો એક પત્ર મને મળ્યો
" હતો. મને પાછળથી ખબર પડી કે એ પત્ર તેમની સખત માંદગીની અ-
" વસ્થામાં લખાયેલો હતો. એમાં લખ્યું હતું: " એકાગ્રતા અને વિશુદ્ધ
" આધ્યાત્મિક ભાવાવેશની આજકાલ એટલી તો વિલક્ષણ પ્રબળતા છે, કે
" બ્રહ્મભાવ બહુ અદ્ભુત અધિકાર જમાવી બેઠો છે. વાસનાઓ અને વિકારો
" ને વશવર્તી એવા માનવશરીરને માટે આ દુષ્ટ મૃગજલની સાથે હું મારી
" એકતા કદિ પણ નહિ સ્વીકારૂં. માંદગીમાં એકાગ્રતા અને આન્તરિક
' શાંતિ બહુ ઉચ્ચ પ્રમાણમાં સચવાય છે. શારીરિક વ્યાધિઓ જેવા ક્ષણિક
" અતિથિઓનું યોગ્ય સ્વાગત કરવામાં જેઓ આનાકાની કરે છે તેઓ ખરે-
" ખર અત્યંત કૃપણ છે. "

" તેઓ હમેશા અમને કહ્યા કરતા કે, " જે સર્વોત્તમ શક્તિ સૂર્ય અને
" નક્ષત્રદ્વારા પોતાની સત્તા પ્રકટ કરે છે તેજ હું છું, તે હું છું. તે તમે છો.
" આ વાસ્તવિક આત્મભાવનો, તમારા આ મહત્ પદનો સ્વીકાર કરો, આ
" જીવનને નિત્ય માનો, તમારા આ વાસ્તવિક સુંદર સ્વરૂપનું મનન કરો
" અને આ દૃશ્યપ્રપંચરૂપી વિનાશી નામરૂપનાં તેમજ શરીરનાં બંધનો
" સાથે તમારે જરાયે સંબંધ નથી એમ માનીને ક્ષુદ્ર અહંકારની સમસ્ત

" ભાવનાને તદ્દન ભૂલી જાઓ. નથી મૃત્યુ કે નથી રોગ, નથી શોક કે નથી " મોહ. સંપૂર્ણ આનંદી, સંપૂર્ણ સુખી અને સંપૂર્ણ શાંત રહો. દેહ અને " દેહાધ્યાસની વૃત્તિઓને નિર્મૂળ કરીને સ્વરૂપમાં સ્થિતિ રાખો." આવું " શિક્ષણ એમણે પ્રત્યેકને આપ્યું છે.

" સ્વામી રામ જેવા પવિત્ર પુરુષનાં દર્શન, એમની સાથે સત્સંગ અને " એમના કાર્યમાં સહાયતા કરવાનું મને સાભાગ્ય પ્રાપ્ત થયું એનો વિચાર " આવે છે ત્યારે મને આશ્ચર્ય થાય છે કે એ ઉષાદેવીના સંતાન હતા અને " સૂર્યોદયથી સૂર્યાસ્તસુધી પોતાનું સંગીત સંભળાવ્યા કરતા. ઘડીઆળના " ટકોરા અને મનુષ્યોનો પરિશ્રમ તથા વલણ કેવાં હતાં તેની એમને પર્વાજ " નહોતી. એમના વિનમ્ર અને પ્રભાવશાળી વિચારો સૂર્યની સાથે ગતિમાન " રહેતા કે જેને લીધે સમસ્ત દિવસ ચિરસ્થાયી ઉષાનું ભાન કરાવતો. " થૉરો કહે છે કે શારીરિક શ્રમને માટે લાખો મનુષ્યો જાગ્યા કરે છે, પણ કરો-" ડોમાં એવો તો કોઇકજ હોય છે કે જે કાવ્યપૂર્ણ અને દૈવી જીવન ગાળે છે.× " રામ એવા વિરલ આત્માઓમાંના એક હતા કે જે સમયે સમયે આ સં-" સારમાં ઉતરી આવે છે.

" એમ કહો કે રશ્મિરાજ છે કેવલ એની પ્રતિકૃતિ;
એમ કહો કે મનુષ્ય **એની** અવિકલ રૂપે એક કૃતિ.
એમ કહો કે નભ નક્ષત્રે **એજ** પાડતો દિવ્ય ઉજાસ;
એમ કહો કે સુરભિ પુષ્પમાં **એનાં** ખીલે અનુપમ હાસ્ય.
એમ કહો કે કોકિલ કંઠે વસી કરે **એ** દૈવી ગાન;
એમ કહો કે વિશ્વવાયુમાં **એજ** વહે છે પ્રાણાપાન.
એમ કહો કે મેઘવૃષ્ટિમાં **એજ** કરે છે અશ્રુપાત;
એમ કહો કે શીતકાલમાં **એજ** સુએ છે આખી રાત.
એમ કહો કે કલકલ કરતી નદીઓમાં એ દોડયો જાય.
એમ કહો **એ** ઈન્દ્ર ધનુષ્યની કમાનમાં હીંચકતો જાય.
એમ કહો કે રશ્મિપ્રવાહે યાત્રા એ સ્વર્ગીય કરે;
રામ ઋચાઓ એવી કં કૈં હૃદય હૃદયમાં ભાવ ભરે."

---

× સરખાવો:-**या निशा सर्वभूतानां तस्यां जागर्ति संयमी ।**
**यस्यां जाग्रति भूतानि सा निशा पश्यतो मुनेः॥**
(ગી. અ. ૨-૬૯)

અમેરિકાના અને ભારતવર્ષના સ્વામીજીના ઉપદેશમાં એક મહાન તફાવત આપણને એ લાગે છે કે, અહીં એમણે જ્ઞાતિભેદનિવારણને માટે કોઇ પણ વ્યાખ્યાનમાં ઉલ્લેખ કર્યો નથી. અમેરિકામાં મિશનરીઓના પરિચયમાં આવવાથી એ પ્રશ્ન એમણે ઉપાડી લીધો હોય તોપણ સંભવિત છે. અનેક વ્યાખ્યાનોમાં એમણે વિવાહિત જીવનની સુધારણાવિષે ઉપદેશ આપ્યો છે અને વેદાન્તના દાર્શનિક સિદ્ધાન્તોની ચર્ચા કરી છે.નિજાનંદની–પરમાત્માની ચર્ચા કરવાની હોય, વેદાન્તનું શિક્ષણ આપવાનું હોય અથવા નિત્ય દવી વિધાનની મહત્તા સમજાવવી હોય, ત્યારે એમાં આપણને એમના સર્વોત્તમ સ્વરૂપની ઝાંખી થાય છે. એમના મૌલિક સ્વભાવનું તે વખતે આપણને વાસ્તવિક દર્શન થાય છે. રામ પોતાના સર્વોપરિ પ્રિય વેદાન્તનું રહસ્ય સમજાવવામાંજ પ્રખર ભાવ, અપૂર્વ નિજાનંદ અને અખંડ બ્રાહ્મ સ્થિતિનું દિગ્દર્શન કરાવે છે. બીજા વિષયોનું પ્રસંગોપાત એમણે વિવેચન કર્યું છે; પરંતુ એમાં એ વિષયની વિગતો કરતાં એમની સહૃદય લાગણીઓની અસર વિશેષ દીપી નીકળે છે. એમના સમસ્ત ઉપદેશમાં વેદાન્ત—વેદાન્ત અને વેદાન્તનીજ અપૂર્વ ગર્જના સંભળાય છે. માનવજીવનને પરિસ્થિતિઓની પરંપરા જેવી લૌકિકપારલૌકિક જીવનશૃંખલાઓની ઘટમાળમાંથી મુકત થવાનું કહી, નિર્વિકારી, નિશ્ચલ અને અનન્ત જીવનમાં તદાકાર બનવાનોજ એ ઉપદેશ કરે છે. એમના વ્યાખ્યાનોના પ્રભાવની પ્રશંસા કરતાં સાન્ફ્રાન્સિસ્કોનું એક વર્તમાનપત્ર લખે છે કેઃ–

"પુરાણી પ્રથાઓમાં હવે પરિવર્તન થવા માંડયું છે. ઉત્તર ભારતનાં અરણ્યો-
" માંથી એક એવા અદ્ભુત જ્ઞાની, કવિ, તત્ત્વવિદ્, શાસ્ત્રવિદ્ અને આચાર્ય
" આવ્યા છે કે જે યુનાઇટેડ સ્ટેટ્સમાં ધર્મોપદેશકનું કાર્ય કરે છે.—ડોલર
" દેવના મૂર્તિપૂજકોને એ નિઃસ્વાર્થપણાનો નવીન સિદ્ધાન્ત અને અધ્યા-
" ત્મ બલનો મંત્રસંદેશ સંભળાવે છે. ઉત્તમ બ્રાહ્મણ વર્ણના અને ગોસ્વા-
" મી કુલના એ વંશજ છે અને એમના મિત્રમંડળમાં સ્વામી રામના
" નામથી ઓળખાય છે.

"હિમાલયના આ અદ્વિતીય સંત સ્વભાવે એક ધર્મોપદેશકને છાજે તેવી
" સાધુવૃત્તિવાળા, બ્રાહ્મણ વર્ણના અને ગૌરકાંતિના કુશાગ્ર બુદ્ધિમાન
" પુરુષ છે. એમનું લલાટ વિશાળ અને ગૌર છે; એમનું મસ્તિષ્ક ઉંચું
" અને વિકાસપૂર્ણ છે; અને એમની દાઢીનો આકાર જોતાં તેઓ દુરાગ્રહમુક્ત

" ધારણાબલવાળા જણાય છે. શુદ્ધ ધવલ દંતપંકિતઓથી શોભા પામતું,
" એમનું નાનુંશું મુખ જ્યારે અલૌકિક હાસ્ય કરે છે, ત્યારે એમની આસ-
" પાસ સર્વત્ર જ્ઞાનનો ઉજાસ છવાઈ રહે છે.અને એમના ઓજસના પ્રકાશ-
" નો જેઓ લાભ લે છે, તે બધાંના એ શ્રદ્ધાપાત્ર અને પ્રેમભાજન
" થઈ પડે છે.

"એમને ગઇ કાલે કોઈએ પૂછ્યું ત્યારે તેમણે ઉત્તર આપ્યો કે હું કેમ જીવન
" ગાળું છું, એ પ્રશ્નનો ઉત્તર તો બહુ સરલ છે. હું જરાયે પ્રયત્ન કરતો નથી.
" શ્રદ્ધા એજ મારૂં જીવન છે. સમસ્ત માનવજાતિના પ્રેમ સાથે હું મારા
" આત્માનું દૈવી અનુસંધાન કરૂં છું, એથી પ્રત્યેક મનુષ્યો મને ચહાય છે
" અને જ્યાં પ્રેમ છે, ત્યાં કશી ન્યૂનતા કે ઉપાધિ હોતાં નથી. ચિત્તની આ
" અવસ્થા અને હૃદયની શ્રદ્ધાવડે મને એવો અનુભવ થયો છે કે કોઈ પણ
" જાતની ઇચ્છા કે યાચના કર્યા વિના મારી શારીરિક આવશ્યકતાઓ પૂરી
" પડે છે. મને ભૂખ લાગે છે, ત્યારે કોઈને કોઇ મારે માટે ભોજન લઈને
" તૈયાર ઉભું હોય છે. દ્રવ્ય લેવાની, રાખવાની કે એને માટે માગણી કરવા-
" ની મારો આશ્રમ નિષેધ કરે છે; છતાં પણ મારી પાસે સર્વસ્વ હાજર
" રહે છે અને જોઇએ તે કરતાં મને વિશેષ મળે છે; કારણ કે હું એવા વાતા-
" વરણમાં જીવન વ્યતીત કરૂં છું કે જેમાં બહુ થોડા જીવાત્માઓ પ્રવેશ
" કરી શકે છે."

અમેરિકામાં "રામ સોસાઇટી"ના મંત્રીને જ્યારે રામના દેહાન્ત પછી મિસીસ પૉલીન વ્હિટમેને રામના કાર્યને માટે વિગતો પૂછી ત્યારે તેના મંત્રી મિસીસ એનિ અફ્-હૅસ્ટિંગ્સે નીચે પ્રમાણે ઉત્તર આપ્યો હતો:-

૮૧૪ ફિડેલિટિ બિલ્ડિંગ્ઝ, બફેલો, ન્યુયોર્ક તા, ૧૮-૧-૧૯૦૭

"પ્રિય મિસીસ વ્હિટમેન

" તમારો તા. ૨૪-૧૨-૧૯૦૬ નો રામ સોસાયટીના મંત્રીને સ-
" રનામે લખેલો પત્ર મળ્યો; કારણ કે હું એની ભૂતપૂર્વ મંત્રી છું.એ સોસા-
" યટી હવે નથી રહી.સ્વામી રામના વિદેહ થયાના સમાચારે મને ખરેખર વિ-
" સ્મિત કરી છે; છતાં પણ હું એમ નથી માનતી કે એ પ્રસંગે એમને માટે
" કોઈપણ જાતનું દુર્દૈવ જેવું કહી શકાય. આ ભૂલોકપર એમના ટુંકા જીવન-
" માંથી એમને સર્વોત્કૃષ્ટ અને સંપૂર્ણ અનુભવનો પરિપાક મળી ચૂકયો હતો.
"અને એમને અભીષ્ટ ધ્યેય પ્રાપ્ત થયું હતું. એમને અખંડ શાંતિ પ્રાપ્ત થાઓ!

" ઇ૦ સ૦ ૧૯૦૪ ની વસંત અને ગ્રીષ્મ ઋતુઓમાં સ્વામી રામે બે
" ત્રણ અઠવાડિયાં જેટલો સમય બફેલોમાં ગાળ્યો હતો. ભારતવર્ષની સારી-
" માઠી બાજુઓ અને વેદાન્ત દર્શનશાસ્ત્ર ઉપર એમણે અહીં ઘણાં વ્યા-
" ખ્યાનો આપ્યાં હતાં અને ભારતવર્ષનાં વ્યાખ્યાનોમાં જ્ઞાતિભેદનાં અનિષ્ટ
"પરિણામોનું ખાસ વિવેચન કરીને એનું નિવારણ કરવાની આવશ્યકતા સ-
" મજાવી હતી. ભારતવર્ષને માટે એમણે યુક્તિપુરઃસર વિનતિ કરી હતી
"અને અહીં એક સભા સ્થાપવામાં તેઓ ફળીભૂત થયા હતા. ત્યાંના હિંદુ વિદ્યા-
" ર્થીઓને આ દેશમાં શિક્ષણ પ્રાપ્ત કરાવવાના ઉદ્દેશ માટે એવી અનેક સંસ્થા-
" ઓ સ્થાપિત કરાવવાનો એમનો હેતુ હતો એ તમે સારી રીતે જાણો છો.
" આ હેતુને માટે તેઓ એક ઉત્સાહી અને ઉત્કૃષ્ટ વકતા હતા અને પોતાના
" શ્રોતાઓમાં અપૂર્વ ઉત્સાહ એમણે ઉત્પન્ન કર્યો હતો; છતાં પણ બફેલો
" શહેર થોડું સાંકડા વિચારવાળું છે અને સભાના કાર્યકર્તાઓ બહુજ
"સાધારણ સ્થિતિના અને શ્રમજીવી હોવાથી એ કાર્યને માટે જેટલું ઉત્તરદા-
" યિત્વ અને સાધન જોઇએ તે એમની શક્તિની બહારની વાત હતી. એથી
" જે કાંઇ થોડું ઘણું દ્રવ્ય ભેગું થયું હતું તે પૉર્ટલેન્ડ પ્રગણામાં આવેલા
" ઓરેગન શહેરની સંસ્થાને મોકલી દેવામાં આવ્યું હતું; કારણ કે એ
" સંસ્થા બહુ સારૂં કામ કરી રહી હતી અને ભવિષ્યમાં પણ સારૂં કામ
" કરશે એમ લાગે છે. અહીંની સંસ્થા તો રામના ગયા પછી તરતજ બંધ
" પડી હતી.

" તમે જાણતાં હશોજ કે સ્વામી રામે યુનાઇટેડ સ્ટેટ્સમાં અનેક સ્થળે
"વ્યાખ્યાનો આપ્યાં છે.બફેલો આવ્યા પહેલાં એમણે કેટલાં સ્થળોની મુલા-
"કાત લીધી હતી, તેની મને ખબર નથી; પણ અહીંથી તેઓ લિલિડેલ (અ-
" ધ્યાત્મવિદ્યાના એક સારા કેન્દ્રસ્થાન)માં ગયા અને ત્યાંથી ચિકાગો, બો-
" સ્ટન, ગ્રીનેકર મેઇન (જ્યાં દર ઉનાળામાં ઘણા અધ્યાત્મવિદ્યાના ઉપદેશકો-
"નાં વ્યાખ્યાનો થાય છે.) અને ન્યુયોર્ક વગેરે વિખ્યાત નગરોનો પ્રવાસ
" કર્યો. અત્યંત પરિશ્રમમાંથી વિશ્રાંતિ લેવા માટે જ્યારે તેઓ ફ્લોરિડા-
" માં એકાન્તનિવાસમાટે ગયા ત્યારે ત્યાંથી મને છેવટનો પત્ર મળ્યો હતો.

" અહીંના લોકસમૂહને આકર્ષિત કરવાનાં જે ખાસ લક્ષણો સ્વામી
" રામમાં હતાં, તેમાં એમની વિદ્વત્તા અને અધ્યાત્મવિદ્યાનું વિજ્ઞાનજ નહિ
"પણ એમની કુશલતા અને સુંદર માયાળુ વર્તણુક ( કે જે આ દેશમાં

" ભાગ્યેજ જોવામાં આવે છે ) પણ કારણભૂત હતાં. ઉત્તમ બ્રાહ્મણ વર્ણ " અને જ્ઞાતિબંધનના અંધશ્રદ્ધાળુ વાતાવરણમાં જન્મ પ્રાપ્ત કરેલો હોવા " છતાંયે એમની સરલ સ્વાભાવિક રહેણીકરણી અને વસ્તુસ્થિતિને અનુ- " કૂલ થઇ જવાના મિલનસાર સ્વભાવથી એઓ સૌના પ્રીતિભાજન થઇ પડયા " હતા. કલાકોના કલાકો સુધી પૌર્વાત્ય પદ્ધતિએ તેઓ ધ્યાનનિમગ્ન બેસી " રહેતા. તત્ત્વજ્ઞાનના પ્રશ્નોપર વાર્તાલાપ કરતા, મળવા આવનારા લોકો સાથે " હસતા અને આનંદ કરતા અને બૉલની રમત રમવાનો પ્રસંગ આવે તો " તેમાં પણ શામિલ થતા.

"અમેરિકાની સંસ્થાઓ અને તેમની ભાવનાનું એ સુંદર અને સૂક્ષ્મ "અવલોકન કરીને કહેતા કે પૂર્વના દેશોને પશ્ચિમના આ યુવાન રાક્ષસ પા- "સેથી ઘણું નવું શીખવાનું છે અને તેની સાથે એમ પણ સમજાવતા કે ભારત- "વર્ષની પાસેથી પણ આ પશ્ચિમના દેશોને વિનમ્ર અને આધીન ભાવે બહુ "શિક્ષણ પ્રાપ્ત કરવાનું છે. આ દેશની સ્ત્રીઓના સ્વાતંત્ર્યના એમના ચિત્ત "ઉપર બહુ અદ્ભુત સંસ્કાર પડયા હતા; કારણ કે તેઓ કહેતા કે એ સ્ત્રીઓની "સ્વતંત્રતા એમને કોઇ રીતે અવનતિ કરાવે તેવી નથી. એ વિષય ઉપર બહુ "હર્ષથી તેઓ પોતાનો અભિપ્રાય જણાવતા.

"આ દેશમાં બીજા લોકોની સાથે જ્યાં જ્યાં તેઓ રહ્યા હતા, તનાં નામ- "ઠામની મને લાગે છે કે તમને ખબર હશેજ. મારા કરતાં એ લોકો એમનાં "અહિંનાં કાર્ય અને તેના પરિણામની વિશેષ માહિતી આપી શકશે. તમને "ખબર હશે કે મિ૦વિલ્યમ ઍચ. ગૅલવાની પૉર્ટલૅન્ડની ઑરેગન સોસાયટીના "મંત્રી છે અને જો તમે તેમને ન લખ્યું હોય તો લખશો, કારણ કે એમની "પાસેથી સ્વામીજીના કાર્યસંબંધે તમને ઘણું જાણવાનું મળશે. અમને "અહિં બફેલોમાં એમજ લાગ્યું હતું કે સ્વામીજીએ પોતાના કાર્યની મહત્તા "અને એની જવાબદારી જેમને શિરે સોંપી હતી તેઓએ તેનો પૂરેપૂરો ખ્યાલ "નહોતો કર્યો; પરંતુ એમના સ્વદેશ અને આ દેશના જાતિસ્વભાવ "વચ્ચે કાર્યપદ્ધતિનો જે મહાન ભેદ છે એને લીધેજ એમ થવા પામ્યું હોય "તો તેમાં કાંઈ નવાઇ નથી. એનિ-એફ-હેસ્ટિંગ્સ"

આપણે ઉપરની મતલબનોજ એક સન્નારીનો લખેલો બીજો પત્ર વાંચીએ

ડેનવર, તા. ૨૫-૧-૧૯૦૭

"પ્રિય મિસીસ વ્હિટમેન,

"ત્રણ વર્ષ પહેલાં મને અપૂર્વ મહાપુરુષનાં દર્શન થયાં હતાં. એમના "સત્સંગથી હું પરમાત્માના સાન્નિધ્યમાં આવી અને અનન્ત જીવનના ઉદ્ગમની "નિકટવર્તિની થઇ. એમના શબ્દે શબ્દ સાદા અને સરલ હતા; છતાં એમના "જ્ઞાનનો એમાં અનુભવ દીપી નીકળતો. એમાં એમના અનુભવની અપૂર્વ "શ્રદ્ધા તરવરતી. અમારી સાથે હતા ત્યારે 'સ્વામી રામ' એ સંજ્ઞાથી તેઓ "સહી કરતા.

"પરંતુ એ એમના શબ્દો નહિ, એમનું જાતીય વ્યકિતત્વ નહિ, પરંતુ "એમના જીવનમાં આવિર્ભાવ પામેલી પ્રભુતાનાં–પરમાત્માનાં–અમને દર્શન "થતાં અને એને લીધેજ જે જે એમના પરિચયમાં આવ્યાં તે બધાં એમના "જ્ઞાનવિજ્ઞાનથી આકૃષ્ટ થઇને એમના ગાઢ સંસર્ગમાં આવવા માંડયાં.

"પૂર્વના દૂરદૂર દેશમાંથી આવેલા એ પુરુષ નાના નાજુક કદના અને ઘઉં-"વર્ણ હોવા છતાંયે પશ્ચિમના મહાપુરુષ ( ઇસુ ખ્રિસ્ત ) નું એમણે સ્થાન "પ્રાપ્ત કર્યું હતું. જ્યાં જ્યાં તેઓ ગયા ત્યાં પુષ્પો ખીલી નીકળ્યાં; ખરેખર "એમાંથી બીજનો ઉદ્ભવ થઇને સર્વત્ર વિસ્તાર પામતાં પામતાં વિશાળ વિશ્વ "એક સુંદર નંદકાનન બની જશે. એ પુષ્પનું નામાભિધાન પ્રેમ છે.

"ઇસુખ્રિસ્તના,ભગવાન કૃષ્ણના અને પરમાત્માના પ્રેમનું તેઓ વર્ણન કરતા "અને એવા સરલ ભાવથી કહેતા કે અમને પૂરેપૂરી સમજણ પડતી. અમારાં "હૃદયસરમાં સત્યપિપાસાનાં કમલો ખીલાવીને જ્ઞાનરશ્મિના પ્રકાશમાં "એની પાંદડીએ પાંદડીએ રસ પીવાનું અને જ્ઞાનસારભનો પ્રસાર કરવાનું "એમણે બીજારોપણ કર્યું છે. આપણા જીવનવિહારથી આ સંસાર આપણે "આવ્યાં હોઇએ તે સમય કરતાં વિશેષ માંગલિક કરવાનો એ ઉપદેશ આપતા.

"જેવીરીતે જલબુદ્બુદ્ ઉત્પન્ન થઇને છેવટે વિશાળ મહાસાગરમાં એકરસ "થઇ જાય છે તેવીરીતે સ્વામી રામનું શરીર આ પૃથ્વીતલપર હવે નથી; "પરંતુ એ પોતેજ એક સંપૂર્ણ બ્રહ્માંડ છે. પ્રત્યેક અણુમાં–પ્રત્યેક પ્રાણી-"પદાર્થોમાં એ વિદ્યમાન છે અને આપણે જો એમનાં દર્શન કરવાં હોય તો "થઇ શકે એમ છે. બરફનાં તોફાનોમાં, પ્રત્યેક જલબિંદુમાં એમનું અસ્તિત્વ "છે; પરંતુ એ એવી અગોચર અને શાંતરીતે લીન થઇ જાય છે કે આપણે "એમનું સાવધાનતાથી દર્શન ન કરીએ તો એમના અસ્તિત્વથી આપણે

"અજાણ્યાંજ રહી જઇએ.

"એણે પોતાનું સર્વસ્વ આપી દીધું; અને એને મહાસાગરના અવિશ્રાંત "તટપરથી એથીએ વિશેષ મળ્યું. ઘાસની પાંદડીઓમાંથી અને એની ઉદાર "દૃષ્ટિને ઉઘાડતા મંદ મંદ સમીરણમાંથી એને એજ વસ્તુ પ્રાપ્ત થઈ. પ્રત્યેક "સજીવ વસ્તુઓમાંથી પરમાત્માનું સર્વસ્વ એના પ્રતિકારરૂપે એના પ્રતિ "આકૃષ્ટ થઇને એને તો પાછું મળે છે.

"જે શક્તિથી વૃક્ષો વિકાસ પામે છે, જેનાથી નદીઓ ખળખળ કરતી "વહેતી રહે છે એનું રહસ્ય તેઓ સમજાવતા; અને એજ એક શક્તિ આપણા "વાળ ઉગાડે છે, આપણા લોહીને વહેવડાવે છે અને જે એક માત્ર સત્તા "આપણા સમસ્ત જીવનમાં વ્યાપી રહી છે, એ બધાની એકતાનું ભાન કરા- "વીને માનવસત્તા અપરિછિન્ન છે, એવું અમને દર્શન-જ્ઞાન કરાવતા.

" સૂર્ય આપણને એમ નથી કહેતો કે હવે હું પ્રકાશવાનો છું; પણ એના "કિરણસ્પર્શથી આપણને એની સત્તાનું જ્ઞાન થાય છે, તેવીજ રીતે સ્વામી "રામનાં પવિત્ર સંસ્મરણોની પ્રેરણાથી આપણે જેના જેના સંસર્ગમાં આવી- "એ તે બધાંને આપણાદ્વારા પ્રેમનો પ્રકાશ મળે અને આત્માની અનેરી સૌ- "રભનો સૌ આનંદ માણે ! ફ્લૉરેન્સ કે. "

આ બધાં અવતરણોમાં સ્વામી રામના વ્યક્તિત્વનો પ્રભાવ આપણે જોયો. અમેરિકાના વિદ્વાન વર્ગમાં ન્યાયાધીશો, યુનિવર્સિટીના આચાર્યો વગેરેમાં એ પ્રિય થઈ પડયા હતા અને તેની સાથે અનેક કુટુંબના સંસર્ગમાં આવ્યા હતા, એ પણ અનેક સન્નારીઓના સંસ્મરણો ઉપરથી પ્રતીત થાય છે. પાશ્ચાત્ય અને પૌર્વાત્ય સંસ્કૃતિના વાતાવરણમાં બીજા અનેક ભેદાભેદ અથવા ગુણ-દોષનો વિરોધ હોય તેમ છતાંયે એટલું તો આપણે નિઃશંકરીતે કબૂલ કરવું પડે છે, કે જે પ્રાચીન સંસ્કૃતિનો યુગ એક કાળે ભારતવર્ષમાં સુવર્ણકાલ કહેવાતો, તે કાળે આર્ય સન્નારીઓમાં જ્ઞાન, શીલ, વિનય, શ્રી અને શક્તિની સંજ્ઞાઓ જેવી સ્વતંત્રતા હતી. આધુનિક કાલમાં પરાધીનતાને વશ થયેલી, નિર્માલ્ય અને દેહદૌર્બલ્ય તથા માનસચાંચલ્યના સાક્ષાત્ સ્વરૂપ જેવી સ્ત્રીઓની સાથે પશ્ચિમની ઉચ્ચ કુળની સ્ત્રીઓની સરખામણી કરીએ તો ત્યાં સ્વતંત્રતા છે, જ્ઞાન છે, સ્વાધીન વિવેકબુદ્ધિ છે અને પરિણામે ઉન્નતિની આકાંક્ષાનો પ્રકાશ છે. સ્વામી રામે અમેરિકાના સ્ત્રીસ્વાતંત્ર્યની જે પ્રશંસા કરી છે, તેમાં મુખ્યત્વે ઉચ્ચ

કુલની સન્નારીઓમાં એમણે વિદ્યા અને વિનયના સંસ્કાર જોયા, તેનીજ પ્રશંસા કરી છે એમ કહીએ તો ખોટું નથી; કારણ કે એની સાથે સાથેજ પાશ્ચાત્ય સ્રીસ્વાતંત્ર્યના દુરુપયોગને પરિણામે કેવું ભયંકર પરિણામ આવે છે તેની સાવધાનતા સમજાવતી એક ટુંકી નોંધ પણ આપણને એમની નોંધ-પોથીમાંથી નીચે પ્રમાણે પ્રાપ્ત થાય છે.

મહુમદગોરીએ જ્યારે પૃથ્વીરાજના સમયમાં ભારતવર્ષ પર ચઢાઇ કરી,ત્યારે હિન્દુઓની ગૌરક્ષાની એણે ધર્મભાવનાનો લાભ લીધો હતો, એ ઐતિહાસિક વાત છે. સ્વામી રામે પોતાના એક વ્યાખ્યાનમાંજ એ વાતનો ઉલ્લેખ કરેલો છે કે મહુમદગોરીએ પોતાના લશ્કરની આગળ અને આસપાસ એટલા માટે ગાયોનો કિલ્લો કરી રાખ્યો હતો, કે પૃથ્વીરાજનું હિંદુલશ્કર ગૌવધના ભયથી એના લશ્કર ઉપર પ્રહાર ન કરે અને મુસલમાન લશ્કર સુખે હિંદુ-ઓપર આક્રમણ કરી વિજય પ્રાપ્ત કરે. એનું પરિણામ પણ એજ આવ્યું હતું કે મુસલમાનોએ એ ઉપાયથી જીત મેળવી. આજ દૃષ્ટાન્તને લાગુ પાડી-ને સ્વામી રામ લખે છે કે:—

"(૧)પાશ્ચાત્ય પ્રદેશોમાં 'મોહ'ને પ્રેમના નામથી ઓળખવામાં આવે છે. " ભારતવર્ષમાં 'મોહ'ને બહુ અધમ માનવામાં આવે છે અને 'પ્રેમ' અથવા " 'પ્રીતિ' શબ્દનો કદિ દુરુપયોગ કરવામાં આવતો નથી.'પ્રેમ' તો માત્ર પર-" માત્માને માટેજ વપરાય છે.

" (૨) જે કિલ્લાથી અમેરિકા ( પાતાલભૂમિ ) ની રક્ષા કરવામાં આવે " છે તે કિલ્લો મહુમદ ગોરીએ ઉપયોગ કર્યો હતો તેમ ગાયોનો નથી,પણ ના-" ગિણીઓનો છે. જેને અમેરિકાના ( લોકોના ) આન્તરપ્રદેશમાં પ્રવેશ " કરવો હોય, તેણે આ વિષારી મોહિનીઓ—નાગિણીઓને વીંધીનેજ " જવું જોઇએ. "

" (૩) એમ કહેવાય છે કે સર્પો રાત્રે છાનામાના ગાયો બાંધી હોય ત્યાં " આવીને ગાયોના થાનમાંથી દૂધ પીને ચાલ્યા જાય છે; અને તેથી સવારે " જ્યારે ભરવાડ ગાયોનાં થાન તપાસે છે ત્યારે તેને દૂધ મળતું નથી. એવી-" જ રીતે અમેરિકામાં સ્રીઓ નાગણીઓનું કામ કરે છે, માટે સાવધાન!

" (૪) એક બાલકની સાથે એક સર્પ એટલો બધો હળી ગયો હતો કે " બન્ને સાથે રમતાં અને બાલકની સાથે એ દૂધ પીતો. એક દિવસે એ " બાલકના પિતાને એની ખબર પડી ગઈ એટલે તેણે સર્પને મારી નાખ્યો;

" પરંતુ બાલકનો એ સર્પની સાથે એટલો બધો સ્નેહ બંધાઇ ગયો હતો કે
" એના વિયોગથી તે પણ મરી ગયું. એવીજ રીતે જો એ દેશની નાગિણી-
" ઓના પાશમાં તમે એકવાર આવી ગયા એટલે તેમનામાં એવી મોહિની
" શક્તિ હોય છે કે પછી એનાવિના જીવવુંજ અસંભવિત થઇ પડશે."

આવી રીતે સ્વામી રામ એક બાજુ ત્યાંના સ્રીસ્વાતંત્ર્યની પ્રશંસા કરે છે અને બીજી બાજુ એજ વાતાવરણમાં ભરેલા દૂષિત સંસ્કારોમાંથી સુરક્ષિત રહેવાની પણ સાવધાનભરી સૂચના આપે છે. સારગ્રાહી વિવેકબુદ્ધિથી તેઓ પશ્ચિમના સદ્ગુણો ગ્રહણ કરવાની ભલામણ કરે છે ખરા, છતાં એની સાથે સાથેજ ઇંદ્રિયલોલુપતાને ઉત્તેજન આપતી ત્યાંની સર્વભક્ષી મોહિનીઓની જ્વાલામાંથી બચવાને માટે સચોટ સૂચના કરે છે.એક અમેરિકન ધનાઢ્ય કિન્તુ પરોપકારી માતાનું દૃષ્ટાન્ત આપતાં તેઓ કહે છે કેઃ—

" એક વખત એક ધનવાન સ્રીએ રામને નિમંત્રણ આપ્યું. તે સ્રી
" વિપુલ ધનની અધિકારિણી હતી. તેણે પોતાના દેશની ઉન્નતિની ખાતર
" પિસ્તાળીસ લાખ રૂપીઆનું દાન કર્યું હતું. રામ ત્યાં પહોંચ્યો ત્યારે એ
" શ્રીમંત બાઇ જોડા સાફ કરવા માટે રાહ જોઇને ઉભી હતી. રામે આશ્ચર્ય-
" થી પૂછ્યું કે આટલા નોકરો હાજર છે છતાં આ કામ તમે સ્વહસ્તે શા
" માટે કરવા ઇચ્છો છો ? તેણે જવાબ આપ્યો કે આ કામ કરવામાં લજ્જા
" શેની ? આવું શારીરિક કામ કરવામાંજ અમે અમારૂં ગૌરવ માનીએ છીએ.
" એમ કહી એણે એ કામ પોતાને હાથે કર્યું."

આવાં ઉચ્ચ વર્તનનાં દૃષ્ટાન્તો આપતાં આપતાં ભારતવર્ષના શ્રોતાઓને પોતે એ દેશની પાસેથી યોગ્ય સદ્ગુણો પ્રાપ્ત કરવાની નિષ્પક્ષ ભલામણ કરતાં એક વ્યાખ્યાનમાં તેઓ કહે છે કેઃ–

" અહીંઆં એકઠા થયેલા ગૃહસ્થો કહેતા હશે કે, 'બસ કરો. અમેરિકન
" લોકોની પ્રશંસા તે હજી ક્યાસુધી ગાયા કરશો ? તમે શું અમને અમેરિકન
" બનાવવા માગો છો ?' આવી કલ્પના કરનારને રામ કહે છે કે, શું હિંદી
" લોકોએ અમેરિકન થવું ? હર ! હર ! કોઇના મનમાં એવો ખ્યાલ પણ
" આવ્યો હોય તો નાશ પામો. જો કોઇ માણસ એવી ઉમેદ રાખતો હોય
" તો તે ઉમેદ દટાઇ જાઓ. રામના મનમાં કદિ એવો વિચાર આવ્યો નથી
" અને આવશે પણ નહિ. એટલું તો ખરૂં કે કેટલીએક બાબતો તેમની પાસે-
"થી શીખવાની આપણે અત્યંત જરૂર છે.જોઆપણો રાષ્ટ્રીયક્ષયના પંજામાંથી

" છૂટવું હોય અને હિંદી રહેવું હોય તો તેમની વિદ્યાઓ અને કલાઓ શી-
" ખવીજ જોઇએ. પછી ભલે તેની ગમે તેટલી કિંમત આપવી પડે."

હવે આવાં વિશેષ અવતરણો ન આપતાં અમે વાચકને ભારતવર્ષમાં આપેલાં વ્યાખ્યાનો વિચારપૂર્વક વાંચી જવાની ખાસ ભલામણ કરીએ છીએ. અમેરિકામાંથી મળેલા સારભૂત સદ્ગુણો અને ઉન્નતિનાં લક્ષણોનું વર્ણન કરતાં તેઓ સ્પષ્ટ સમજાવે છે કે આપણે એ દેશનું સ્ત્રીશિક્ષણ, કલાકૌશલ્ય અને વ્યક્તિસ્વાતંત્ર્ય વિગેરે અનેક વ્યાવહારિક બાબતોનું જ્ઞાન પ્રાપ્ત કરવાની આવશ્યકતા છે. ભારતવર્ષનાં પ્રાચીન ગૌરવભર્યાં ઐતિહાસિક તેમજ પૌરાણિક પાત્રોનાં દૃષ્ટાન્તો આપી, વર્તમાનકાલમાં એનો કેવો અભાવ છે અને એના કારણરૂપે આપણી સંકુચિત દૃષ્ટિને ઉદાર કરવાની કેટલી આવશ્યકતા છે, આપણા ધાર્મિક જ્ઞાન સાથે ભળી ગયેલાં મતમતાંતર અને ભીરુતાનો ત્યાગ કરી સાહસ, વિદેશગમન, સહિષ્ણુતા અને હસ્તકૌશલ્યના શિક્ષણનો પ્રચાર કરવાની કેટલી બધી જરૂર છે તેનો તેઓ અનેક આગ્રહપૂર્વક ઉપદેશ કરે છે.

અમેરિકામાં એમની પ્રેરણાદ્વારા સંસ્થાઓની સ્થાપના થઇ, અનેક સ્ત્રી-પુરુષોમાં વેદાન્તનિષ્ઠાના શુભ સંસ્કાર પડયા, આત્મીયબલપર તેઓને નિર્ભર થતાં શીખવ્યું, ભારતવર્ષના ગૌરવનું એમને ભાન કરાવ્યું, પૌર્વાત્ય સંસ્કૃતિની બહુમૂલ્ય વિદ્યાપ્રતિ રુચિ કરાવી અને સર્વાંતે સંન્યાસની પ્રોજ્જવલ ભાવનાથી એમના ચિત્તને રંગવામાં પોતાના સર્વશ્રેષ્ઠ–વર્ણાશ્રમથી અતીત વ્યક્તિત્વનો એમણે ઉપયોગ કર્યો. એમણે ગમે એટલા સામાજિક સુધારણાના પ્રશ્નોની ચર્ચા કરી હોય, ગમે તેટલાં રાજકીય આંદોલનોમાં ચેતના પૂરી હોય, ગમે તેટલી દેશભક્તિની સંસ્થાઓમાં પ્રાણ પૂર્યા હોય, ગમે તેટલી વ્યક્તિઓમાં સાહસ અને ઉત્સાહનાં જીવન સીંચ્યાં હોય અને સ્વદેશની સ્ત્રીઓમાં પ્રાચીન ગૌરવાન્વિત સીતા, દ્રૌપદી, અનસુયા વગેરે સ્ત્રીરત્નોની પ્રશંસનીય વ્યક્તિપ્રભા દીપી નીકળે એટલા માટે વિદેશીય સ્ત્રીસ્વાતંત્ર્યની પ્રશંસા કરી હોય; પરંતુ એ બધાંમાં રહેલું એકમાત્ર લક્ષ્ય ભારતનો ઉદ્ધાર, ઉદ્ધાર અને ઉદ્ધારજ સિદ્ધ થાય છે. એ બધાંથી વિશેષ તો એ છે કે પોતાની સર્વશ્રેષ્ઠ સ્થિતિમાં તેઓ સર્વથા અચ્યુત અને એકનિષ્ઠ રહ્યા છે. એમનું એકમાત્ર લક્ષ્ય તો આત્મસત્તાનું ભાન કરાવવામાંજ દીપી રહ્યું છે. આત્મજ્ઞાન, આત્મબલ અને આત્મનિષ્ઠાના અવલંબનમાંથીજ શું વ્યક્તિગત કે શું રાષ્ટ્રીય

ઉન્નતિનાં સાધનો સ્વત: અને સ્વાભાવિક રીતેજ ઉદ્ભવ પામશે, એવી એમની દૃઢ શ્રદ્ધા છે અને એટલા માટે એવી સ્થિતિમાંથી કેવા નિ:સ્પૃહ ભાવથી ત્યાંના લોકોને તેઓ સંબોધે છે, એ જોવાથી એમની વાસ્તવિક આન્તરદશાનું આપણને ભાન થશે.

અમેરિકાના લોકોને તેઓ કહે છે કે:—

" તમે સભાઓ મેળવવાનું કાયમ રાખો કે ન રાખો, રામના નામને " યાદ કરો કે તેને તમારા પગતળે કચરી નાખો, તેની સ્તુતિ " કરો કે નિંદા કરો; તેમાં રામને લેશમાત્ર લેવાદેવા નથી. " .... .... .... .... ....આ ( જગત ) તો કૂતરાની પૂંછડી જેવું છે. " જ્યાંસુધી તમે તેને દાબીને સીધી પકડી રાખશો ત્યાંસુધીજ તે સીધી રહેશે " અને છોડી દેશો એટલે પાછી તે જેવી ને તેવીજ વાંકી થઈ જવાની. " આ પ્રમાણે જે લોકો જનસમાજને સુધારવાની ઇચ્છાથી કટિબદ્ધ થાય છે " અને ચારે તરફ ઘોઘાટ કરી મૂકે છે, તેઓ પણ ખરેખર સ્વકલ્પિત ભ્રાંતિ- " માંજ પડેલા છે. હે યુવકો ! યાદ રાખો કે જગતમાં કોઇપણ સાંસારિક " કામની શરૂઆત કરવામાં તમે મોટી ભૂલ કરો છો. તમારૂં ગુરુત્વાકર્ષણનું " મધ્યબિન્દુ તમારી બહાર ફેંકો નહિ. "+

+ હિંદુસ્તાનના સાધુ, બ્રાહ્મણ વગેરેમાં ફેલાઇ રહેલી અકર્મણ્યતા–પામરતાના બચાવમાં રામ સ્વામીનું આ કથન કોઇ વાપરવા માગે તો તે બિચારાને સમજાવવાની જરૂર છે કે એ તો પરમાત્માસંબંધી આંતરિક જ્ઞાનભક્તિરૂપ અંતરંગ સાધના કરવા જેટલી વિશુદ્ધિએ પહોંચેલા નરદેવોને માટેનું કથન હોઇને તે તેવાઓને કર્મપ્રદેશમાંથી જ્ઞાનધ્યાનના પ્રદેશમાં ચડાવવાના હેતુથી કહેલું છે. ભગવદ્ગીતા પણ એવાને માટે એમજ કહે છે. બાકી સ્વાર્થમાં, વિષયલોલુપતામાં, ધાર્મિક દંભમાં તેમજ બાહ્યાચારમાં ડુબી રહેલા અથવા તો મંદિરે દર્શન કરી આવી આખો વખત જુઠા પ્રપંચમાં ગાળનારાઓ માટે આ ઉપદેશ નથી. આ પામરતા ટાળવા માટે તો પ્રથમ એવાઓએ ધર્મનીતિપૂર્વક વિષયો મેળવતાં, ખર્ચતાં અને ભોગવતાં શીખવું જોઇએ અને તેટલી યોગ્યતાએ પહોંચ્યા હોય તેવાઓ માટે પણ ગીતા ઉપદેશે છે તેમ પોતાના સ્વાર્થમાટે પ્રવૃત્તિ કરવાને બદલે પ્રભુની કૃપા–ચિત્તવિશુદ્ધિ–મેળવવા માટે નિષ્કામ કર્મ અને નિ:સ્વાર્થ પરોપકારમાં જોડાવાની જરૂર છે; અને તેવે પ્રકારે ચિત્તની યોગ્ય શુદ્ધિ થયા પછીજ તેવી બાહ્ય પ્રવૃત્તિઓને ઠેકાણે જ્ઞાનભક્તિરૂપી અંતરંગ સાધના યોજવી જરૂરી હોઇને તેવાઓ માટેજ પછી પરોપકારી કામોનો

× × × ×

સંસ્થા સ્થાપનારાઓને ઉદારતાનો પાઠ આપતાં તેઓ કહે છે કેઃ–

" જો કોઇ સંસ્થા સ્થપાય તો ભલે, પરંતુ તે બીજી સંસ્થાઓની પેઠે
" દાસત્વવાળી ન હોવી જોઇએ...............રામના ગયા પછી સંસ્થા સ્થાપો
"તો..................અમુકજ નામ તેને ન આપશો...............રામનું કહેવું
" એવું છે કે જો સંસ્થાઓ સ્થાપો તો સ્વાભાવિક નિયમ ઉપર સ્થાપજો,કોઇની
" દેખાદેખી કે અદેખાઇ કરશો નહિ.સંસ્થાના નિયમો સભાસદોને બંધનકારક
"ન હોવા જોઇએ. ઉપદેશ આપવાની ઇચ્છા થાય ત્યારે હરકોઇ તે આપે; પણ
" કૃત્રિમ સીસોટીની પેઠે ન વર્તશો ' સત્ય—રામ ' કોઈ નિયમથી મર્યાદિત
" થઇ શકેજ નહિ. "

પૂજાસત્કારની એમને સ્પૃહા નહોતી; માનાપમાનનાં દ્વંદ્વોથી તેઓ પર હતા. પોતાના કાર્યના કોઈ ગુણાનુવાદ ગાય કે સત્યનો પ્રચાર કરવા જતાં સંકુચિત ચિત્તનાં મનુષ્યો એમની નિંદા કે અવગણના કરે, એની રામને જરાયે પર્વા નહોતી.એમના ત્યાગનાં દૃષ્ટાન્તો અનેક છે.વિદેશની યાત્રા એકલા કરવાં છતાંયે એમણે દ્રવ્યનો સ્પર્શ સુદ્ધાં કર્યો નથી. એમનાં વ્યાખ્યાનોમાં જ્યારે સંસ્થાઓએ ફ્રી રાખવા માંડી ત્યારે એમણે તરતજ એ પદ્ધતિ બંધ કરાવી હતી. એક અમેરિકન સન્નારી ( ગંગા ) એ આવીને એમને પોતાની સર્વ સંપત્તિ સમર્પણ કરવાની ઇચ્છા પ્રકટ કરી, ત્યારે એ સર્વનો તેમણે અસ્વીકાર કર્યો હતો; અરે ! દેશહિતના કાર્યમાટે પણ એની યોજના કરવાની ઉપાધિથી એ મુક્ત રહ્યા. એક અમેરિકને એમનાં ભારતવર્ષની ઉન્ન-

---

પણ નિષેધ કરવામાં આવે છે. અહિં એક વધુ અગત્યનો મુદ્દો પણ ભૂલવાનો નથી કે ઉપલા સર્વ ઉપદેશો પામર, વિષયી અને જિજ્ઞાસુની કોટી સુધીનાઓને માટેજ છે. પરમાત્મસાક્ષાત્કારને પામી કૃતકૃત્ય બનેલાઓ તો કર્તા છતાં અકર્તાપણું અનુભવતા રહી યથાપ્રારબ્ધ પ્રવૃત્તિનિવૃત્તિ મિશ્ર પ્રકારે જીવન વ્યતીત કરે તેથી એમને વાસ્તવ હાનિ કે લાભ છેજ નહિ; તેમ ત્રિવિધ શરીરમાં અહંતામમતાના અભાવે તેમને પુણ્યપાપ પણ લેપાયમાન કરી શકતાં નથી. સામાન્ય મનુષ્યો બિચારાં આ રહસ્ય સમજી શકતાં નથી એટલે એવા જીવન્મુક્તોને માટે પણ એ ડુબ્યો, એ ડ્સ્યો, એમ કહે છે. ભગવાન શ્રીકૃષ્ણ પોતાને લોકસંગ્રહાર્થે પ્રવૃત્તિ કરતા કહે છે તે પણ એવાઓને મન તો ફ્સેલાજ ! ! જ્ઞાનની ભૂમિકાઓની માહિતી ધરાવનારને આ સર્વ માહિતી મળી ચૂકેલીજ હોય છે. સંપાદક

તિનેમાટેનાં વ્યાખ્યાનો સાંભળ્યાં, ત્યારે ૩૦૦ એકર જેટલી જમીન આપવાનું કહ્યું અને ત્યાં રામના અધ્યક્ષપણા નીચે એક સંસ્થા સ્થાપવાની વિનતિ કરી, ત્યારે પણ એ પરોપકારી કાર્યને માટે ચોખ્ખો ઉત્તર આપ્યો હતો કેઃ "મુકત રામનું કાર્ય તો તમારામાં જીવન પૂરવાનું છે; તમારા સ્વાર્થી વ્યક્તિત્વની મર્યાદા તોડવાનું છે; તમારામાં લોકહિતની ભાવના રેડવાનું છે; માટે તમારા પોતાનાથીજ એ કાર્ય થઇ શકે તો ઉપાડી લ્યો." આમ કહીને એ ઉપાધિરૂપ કર્મથી મુકત રહ્યા હતા. એમને પોતાની પરમમહંસવૃત્તિનું, ब्रह्म सत्यं ની એકનિષ્ઠ ભાવનાનું સદાસર્વથા ભાન હતું. સત્યની પ્રતિષ્ઠા અને પ્રચાર તો સર્વકાલે અને સર્વદેશમાં યોગ્ય પદ્ધતિએ થયાજ કરશે, એવી એમને સંપૂર્ણ ખાત્રી હતી. રામ નામની ખાસ વ્યકિતદ્વારા એ પ્રચાર થાય તોજ સત્યનો પ્રચાર થઇ શકે, એવી એમની સ્વાર્થી ભાવના નહોતી. એમને નામરૂપ સાથે નહિ,પણ નામરૂપાતીત સર્વોપરિ સત્તા સાથેજ સીધો સંબંધ હતો. એમનો સ્વર તો અનાદિ અનંત છે; એમનો ધ્વનિ–એમની ઘોષણા તો વેદની સનાતન ગર્જના છે. એમનો ઉપદેશ તો સાર્વભૌમ છે અને એટલા માટેજ આપણે એમની ગર્જના સાંભળીએ છીએ કેઃ–

" **હું રામ બાદશાહ છું અને તમારૂં હૃદય મારૂં સિંહાસન છે.** [૧]વેદોદ્વારા તેમજ [૨]કુરુક્ષેત્ર, [૩]જેરુસલેમ અને [૪]મક્કાનાં સ્થાનોમાં મેં જ્યારે ઉપદેશ કર્યો ત્યારે લોકોએ તેનો ઉંધો અર્થ કર્યો. હવે હું ફરીથી મુખ ઉઘાડું છું. હું અને મારો શબ્દ એજ તમે અને તમારો શબ્દ तत्वमसि ! જે જે કાંઇ તને દેખાય છે તે તું છે.

તમારામાંના કેટલાક ભવાં ચઢાવે છે, કેટલાક ગરુડની ચાંચની પેઠે મોં મરડે છે, ગમે તેમ કરો; પરંતુ ઇશ્વરેચ્છાનો અમલ થશેજ, કોઇ તેને અટકાવી શકે તેમ નથી. કોઇપણ રાજા, દેવ, દાનવ રામના–સત્યના માર્ગમાં વિઘ્ન નાખી શકે તેમ નથી. સત્યની ગતિ અનિવાર્ય છે. નિરાશ થશો નહિ. મારૂં મસ્તક તમારૂં છે. ગમે તો તેને કાપી નાખો, તેની જગ્યાએ બીજાં હજારો ઉત્પન્ન થશે. "

૧ પ્રાચીન મહર્ષિઓએ ઉપદેશેલું ઉપનિષદ્‌નું બ્રહ્મજ્ઞાન. ૨ ભગવાન શ્રીકૃષ્ણે મહાભારતના યુદ્ધસમયે આપેલો વીર અર્જુનને ગીતોપદેશ ૩ ઇસુખ્રિસ્તે પોતાના શિષ્યોને આપેલો બાઇબલનો ઉપદેશ ૪ હઝરત મહમ્મદ પેગંબરે આપેલો કુરાનનો ઉપદેશ.

સ્વામી રામને વિદાય દેતી વખતે અમેરિકન લોકોએ ગાયેલું એક ગુણગાન:-

**સ્વામી રામ !**

આમ્રઘટાની સુવર્ણકુંજે કોકિલ બેઠું ગાન કરે;
રામ નિરન્તર ધન્ય ધ્વનિથી પ્રણુવ ગુંજતે ધ્યાન ધરે,
પશ્ચિમ દેશનિવાસી જનનાં હૃદય દૃષ્ટિમાં પ્રાણુ ભરે;
અવનવીન પણુ પ્રાચ્ય પુરાતન ઉદિત ઉષાનાં જ્ઞાન ઝરે. ૧
પાન્થ પક્ષી નભ નિત્ય વિહારી પરમ પ્રભુનાં કહેણુ કહે;
એક માત્ર સંદેશ સ્વરૂપે બ્રહ્મભાવનાં વ્હેણુ વહે,
દિવ્ય શબ્દ, શ્રુતિવાકય સુણાવી દૂરદૂર એ જાય સર્યો;
ધુમકેતુસમ પ્રકાશ પાડી ખરરર ખરતો જાય ખર્યો. ૨
ઊર્ધ્વગામિની પ્રકાશ છાયા પાછળ રશ્મિ રાખી જતી;
સમસ્ત મનુકુલ હિતને માટે વિશ્વપ્રેમની ઝાંખી થતી,
અવનવીન એ પરાભકિતનું અનુભવબિન્દુ રેડી જતી;
સમસ્ત પ્રભુનું-પ્રભુ સમસ્ત એ જ્ઞાનદૃષ્ટિ છેડીજતી. ૩
પ્રણામ! પ્રભુ!હે મધુર રામ હો!શતધા શિષ્ય પ્રણામ કરે!
મૃદુ મધુરી તવ હાસ્ય ચેતના નિર્જીવ જડમાં પ્રાણુ ભરે,
વિકારવર્તી પૃથ્વી પ્રદેશે અન્તવાન માનવતન રે!
પુન: દેહનાં દર્શન એ તો વ્યર્થ માનવી સ્વપ્ન ખરે! ૪
કિન્તુ અમારી અખંડ શ્રદ્ધા રામ અમારૂં આત્મસ્વરૂપ;
"પ્રભુમાં તું" "પ્રભુ તુંમાં" રહેતો એકમેવ તું રૂપ અરૂપ,
પ્રેમપાન પરિતૃપ્ત શિષ્ય સૌ વિદાય અર્પે વિરહ સહે;
ભકિતભાવમાં અભેદભેદે સ્મરણે નમને કુશલ રહે. ૫
ૐ! ૐ!! ૐ!!!

## પ્રકરણ ૨૦ મું

## પાછા સ્વદેશમાં-મથુરા, પુષ્કર અને હરદ્વાર

" પણુ ભાઇ! એ (રામ) તો "મોજનો માલિક!" વિચાર તો એવો હતો કે દુનિયાના દડાને ઉરાડતો ઉરાડતો ( એટલે કે ઈંગ્લાંડ, ફ્રાન્સ વગેરે દેશોમાં ફરતો ફરતો ) રામ પારિસને રસ્તે કદાચ હિંદુસ્તાન આવી પહોંચશે; પણુ એનું શું ઠેકાણું ?

"નથી ભૂત કે નથી ભવિષ્ય, નથી કર્તવ્ય કે નથી ઋણ, નથી કંઈ લેવા કે દેવા ! ચિત્તની ઉપરામતામાં એક દહાડે શું આ શરીરનો પરપોટો ફુટી જવાનો નથી? અહીંઆં તો કોનુ હિંદુસ્તાન કે કોનું અમેરિકા? જેને ગરજ હોય તે આ હસ્તલિખિત કાગળોના ઢગલાને પાછળથી છપાવતા ફરે ! છોડ દુનિયા, છોડ દુનિયાનાં કામકાજ અને એની સાથેજ એ દુનિયાનાં લોકો." સ્વામી રામતીર્થ

અમેરિકામાં અત્યંત પ્રવૃત્તિમય જીવન ગાળવા છતાંયે કાર્યક્ષેત્રમાં અંતરથી પોતે કેવા નિઃસ્પૃહ અને નિર્લેપ હતા, તેનું વર્ણન ઉપરના અમેરિકાથી લખેલા તા. ૧૦–૮–૧૯૦૩ ના પત્રમાં આપણે જોઈએ છીએ. ઈ૦ સ૦ ૧૯૦૪ ના ઑકટોબર માસમાં એમણે અમેરિકાથી પ્રયાણ કર્યું. એમના ત્યાંના કાર્યનો ખ્યાલ આપણને પાછલાં બે પ્રકરણ વાંચવાથી આવે તેમ છે. એકાન્તનિવાસની અભિરુચિએ જો કે એમને ત્યાં વિશેષ પ્રવૃત્તિમાં નહોતા ઉતરવા દીધા, છતાં પણ ભારતવર્ષને માટે કાર્ય કરવામાં એમણે બહુ મહત્ત્વનો ભાગ લીધો હોય એમ જણાય છે. અનેક શિષ્યોને વેદાન્તની જ્ઞાનદીક્ષા આપી ભારતવર્ષના પુરાપ્રાચીન જ્ઞાનપ્રતિ રુચિ અને ભારતવર્ષપ્રતિ ભકિત ઉત્પન્ન કરાવવામાં એઓ ફળીભૂત થયા હતા. ત્યાંના ગૌરવર્ણ જિજ્ઞાસુઓનાં પવિત્ર હૃદયોમાં વેદાન્તનો ભાવ ભરીને જિબ્રાલ્ટરને રસ્તે તેઓ હિંદુસ્તાન ભણી આવવા નીકળ્યા અને રસ્તામાં મિસર દેશમાં કેરોમાં એક ફારસીભાષામાં વ્યાખ્યાન આપ્યું. અમેરિકામાં જે શ્રદ્ધા અને સમાનદષ્ટિથી એમણે ખ્રિસ્તની અનુયાયી પ્રજાને ખ્રિસ્તીધર્મનાં વાસ્તવિક રહસ્યો સમજાવવામાં ઉદારતા અને સમભાવ દર્શાવીને સૌની પ્રીતિ સંપાદન કરી હતી, એવીજ ઉદારતાનો અહિં એમણે મુસલમાન ભાઈઓને પણ પરિચય કરાવ્યો. એ વ્યાખ્યાન એક મસ્જીદમાં આપવામાં આવ્યું હતું અને ત્યાંના પાશાએ એ સભાનું પ્રમુખસ્થાન સ્વીકાર્યું હતું. ત્યાંના અરબ્બી ભાષામાં નીકળતા "અલ્વહાબ" નામના પત્રે એમના વ્યાખ્યાનની ખૂબ પ્રશંસા કરી હતી અને ભારતવર્ષના એક વિદ્વાન તત્ત્વવિદ્‌ની રામને ઉપમા આપીને એમની તટસ્થ શ્રદ્ધાની અને નિષ્પક્ષ શૈલીનાં વખાણ કર્યાં હતાં. રામની સરલ અને વસ્તુસ્થિતિને અનુકૂલ થઇ જવાની રહેણીકરણીથી જેવી રીતે અમેરિકામાં તેઓ લોકપ્રિય થઈ પડયા હતા, તેવીજ રીતે પ્રવાસદરમ્યાન પોતાના પ્રવાસી બન્ધુઓમાં પણ તેઓ એટલાજ હળીમળી જતા. એ પ્રવાસનાં વર્ણનો એમણે પોતાનાં ભારતવર્ષનાં વ્યાખ્યાનોમાં ઘણે ઠેકાણે આપેલાં છે. એક વખતનું દષ્ટાંત

આપતાં તેઓ કહે છે કેઃ—

" એક વખત રામ જર્મન સ્ટીમરમાં મુસાફરી કરતો હતો. રામ સ્ટીમરના તુતક ઉપર ગયો અને થોડાં ભજન ગાવાનો આરંભ કર્યો. ઠંડી ઠંડી હવા વાતી હતી. આકાશ સ્વચ્છ હતું. પ્રાકૃતિક સૌંદર્ય જોવા જેવું હતું.એકાન્ત હોવાથી રામે ઉચ્ચસ્વરે ગાવા માંડયું. રામ પૂર્ણ આનંદમગ્ન હતો; એટલામાં રામનું ગાયન સાંભળીને તે સ્ટીમરનો કપ્તાન અને બીજા કેટલાએક મુસાફરો કે જેઓ બધા જર્મન હતા, તે રામની પાસે આવ્યા અને રામની સાથે વાતચીત કરવા માંડી. કપ્તાન સિવાય બીજું કોઇ અંગ્રેજી નહોતું સમજી શકતું. રામ અંગ્રેજીમાં વાત કરતો હતો અને કપ્તાન પોતાના સાથીઓને પોતાની ભાષામાં સમજાવતો હતો. એમ કરતાં કરતાં પરિચય વધવા માંડયો. એ સ્ટીમરમાં પાંચસો છસો જર્મનો હતા. કેટલાએક જર્મનો રામને પોતાની કેબીનમાં લઇ જતા અને એમની સાથે વાતચીત કર્યા કરતા. જેમ બાલક કોઇ ભાષા બહુ જલ્દી શીખી લે છે એમ રામે જર્મન ભાષા એ પ્રવાસદરમ્યાન આઠેક દિવસમાં શીખી લીધી. "

એમની લોકપ્રિયતાનાં આપણે અમેરિકાનાં જે વૃત્તાંતો વાંચ્યાં છે, તેમાં આ પ્રસંગ વિશેષ સાક્ષી પૂરે છે. "આનંદ" એમની પ્રકૃતિમાં એટલો બધો ઓતપ્રોત થઇ ગયો હતો, કે સુગંધિત પુષ્પસૌરભની પેઠે એમની આસપાસ ઉલ્હાસ, ઉત્સાહ અને ઉમંગનું વાતાવરણ પ્રસરી જતું. એવીજ દૈવી પ્રભાનો પ્રકાશ પાડીને મિસરના મુસલમાન બન્ધુઓને પોતાનાં સ્વતઃસિદ્ધ ઉદારતા અને પ્રેમનો પરિચય કરાવી તા. ૮-૧૨-૧૯૦૫ને દિવસે તેઓ મુંબઇ આવી પહોંચ્યા. એમના આવવાના સમાચાર ભારતવર્ષમાં વર્તમાનપત્રોદ્વારા પહોંચી ચૂકયા હતા, તેથી મુંબઇના શ્રીયુત જોશી વિગેરે એમના પૂર્વપરિચિત સજ્જનોએ સ્વાગત કર્યું. મુંબઇમાં તેઓ બહુ સમય રહ્યા નથી; કારણ કે સ્વામી શિવગણાચાર્ય એમને સંયુક્ત પ્રાન્તમાં લઇ જવા માટે મથુરાથી મુંબઇ આવ્યા હતા. છતાં " રામનો સંદેશ " નામનું એક વ્યાખ્યાન મુંબઇમાં એમણે આપ્યું હતું કે જે પાછળથી ચોપાનિયાના આકારમાં છપાવવામાં આવ્યું હતું.

અમેરિકાની પ્રજા સમક્ષ એમણે વેદાન્તના ગહન સિદ્ધાન્તોની ચર્ચા કરી છે; પણ ભારતવર્ષમાં તો દેશની આધુનિક સ્થિતિમાં કેવા પ્રકારની સુધારણાની આવશ્યકતા છે, એ વિષયનોજ એમણે ઉપદેશ આપ્યો છે. ભારતવર્ષમાં

વેદાન્તનો પ્રદેશ કેવલ વિષયની શુષ્ક તાર્કિક ચર્ચા કરવા જેટલોજ રહ્યો છે; પરન્તુ એની અનુભવભૂમિકાપર નિર્ભર થઈ વ્યાવહારિક જીવનમાં એનો ઉપયોગ કરવાનો જે અભાવ જણાય છે તે દૂર કરવા માટે અમેરિકાથી આવ્યા પછી એમણે બે માર્ગની રૂપરેખા દોરી આપી હતી.

(૧) જીવનના પ્રત્યેક કાર્ય અને વિભાગમાં સંગઠન કરવાની અને (૨) સંઘબલની એકતાવડે કાર્ય કરવાની આવશ્યકતા. એ બે સિદ્ધાન્તોનીજ ભારતવર્ષની ઉન્નતિને માટે વર્તમાનકાળમાં જરૂર છે, એમ એમણે સમસ્ત અનુભવનો નિષ્કર્ષ કહી બતાવ્યો હતો; અને એ બે સિદ્ધાન્તોના આધારેજ એમણે ભારતવર્ષમાં આવ્યા પછી સંયુક્ત પ્રાન્ત વિગેરે પ્રદેશોમાં વ્યાખ્યાન આપ્યાં છે.

મુંબઇથી આગ્રા અને હોસંગાબાદમાં થોડા દિવસો રહી, વ્યાખ્યાન-સુધાથી ત્યાંની જનતાને તૃપ્ત કરી, સ્વામી શિવગણાચાર્યના આગ્રહથી તેઓ મથુરા ગયા. સ્વામી શિવગણાચાર્યનો પરિચય વાચકોને અમે પહેલાં કરાવી ગયા છીએ. એ સ્વામીએ મથુરા તથા ફૈઝાબાદમાં પોતાના “શાન્તિઆશ્રમ” નામની સંસ્થાઓની યોજના કરી હતી. સંસ્કૃતનું એમને વિશેષ જ્ઞાન નહોતું પણ પૂર્વાશ્રમમાં પોસ્ટ માસ્તર હોવાથી અંગ્રેજી ભાષાનો એમને જેટલો પરિ· ચય હતો તેદ્વારા, તેમજ ઉર્દૂ ભાષાના જ્ઞાનદ્વારા વેદાન્તનો એમણે અભ્યાસ કર્યો હતો. સ્વામી રામનો એમને લાહોરમાં પરિચય થયો, ત્યારથી એમના ચિત્તમાં સ્વામી રામને પોતાના આશ્રમના અધિષ્ઠાતા બનાવવાની વૃત્તિ ઉદ્ભવી હતી; એટલા માટે સ્વામી રામ અમેરિકામાં હતા, ત્યારે પણ એમની સાથે પત્રવ્યવહારનો સંબંધ રાખતા હતા અને મિસીસ વેલમેન (સૂર્યાનંદ) ને પણ ભારતવર્ષમાં એમણે સહાયતા કરી હતી. મથુરાના શાંતિઆશ્રમમાં મિસીસ વેલમેને ઘણો લાંબો સમય ગાળ્યો હતો અને સ્વામી શિવગણા-ચાર્યે એના તંત્રીપણા નીચે “ પ્રેકટીકલ વિઝડમ ” અર્થાત્ “ વ્યાવહારિક વિજ્ઞાન ” નામના અંગ્રેજી ભાષાના એક માસિક પત્રની પ્રવૃત્તિ ચાલુ કરી હતી. એમાં સ્વામી રામના, મિ૦ પૂરણસિંહના અને સ્વામી રામના અમેરિ· કન શિષ્યોના વેદાન્તવિષયક લેખો છપાતા; પણ એ પ્રવૃત્તિ સ્વામી શિવગ· ણાચાર્યના સંકુચિત વ્યવહારને લીધે લાંબો વખત ચાલી નહોતી. સ્વામી રામતીર્થ સ્વદેશમાં પાછા ફર્યા ત્યારે એ સન્નારી પણ તે વખતે મથુરામાં હતી. સ્વામીજી જ્યારે મથુરામાં આવ્યા, ત્યારે સ્વામી શિવગણાચાર્યે એમને

ભારતવર્ષના રાજામહારાજાઓ, સુપ્રસિદ્ધ ધનાઢયો અને અગ્રગણ્ય કાર્ય-કર્તાઓની સહાયતાવડે એક નવીન સંસ્થા ઉભી કરવાની ભલામણ કરી. મિ૦ પૂરણસિંહ એ વિષયમાં લખતાં કહે છે કે:"પ્રાચીન પદ્ધતિપર એક આશ્રમ સ્થાપી ત્યાંથી વેદાન્તના સિદ્ધાન્તનો પ્રચાર કરવા તેમજ દેશહિતના કાર્યની યોજના કરવા માટે એક પરમાર્થની પોષક સંસ્થા સ્થાપવાનો સ્વામી શિવગણાચાર્યે રામને બહુ આગ્રહ કર્યો હતો. વારંવાર રામને તેઓ એ સંબંધે વિનતિ કરતા અને એકાન્તમાં એકવાર શિષ્યભાવે એમનું શરણ ગ્રહણ કરી, રામના સેવકતરિકે રહેવા તથા એમને અધીન થઈને કાર્ય કરવા વૃત્તિ દેખાડી હતી; પરંતુ રામ એમના સ્વભાવથી પૂરેપૂરા પરિચિત હતા. સ્વામી રામની પ્રતિભાનો ઉપયોગ કરીને એમને કીર્તિ અને મહત્તા સંપાદન કરવાની ઇચ્છા હતી; તેથી રામે એ માટે એમને સ્પષ્ટ ના કહી દીધી."

મથુરામાં બીજા પણ અનેક ભક્તોએ એમને એક સંસ્થા સ્થાપવાની વિનતિ કરી હતી અને રામના સ્વદેશોન્નતિના વિચારોને એ દ્વારા વ્યાવહારિક યોજનાનું સ્વરૂપ આપવાનો આગ્રહ કર્યો હતો. ભારતવર્ષની ઉન્નતિના વિચારો એમના કેટલા બધા ઉન્નત હતા અને દેશહિતની લાગણીનો આવેશ કેટલો પ્રબલ હતો, એ આપણે એમના કાર્ય ઉપરથી જોઇ શકીએ છીએ. લોકોની આવી સૂચના સાંભળતાંજ રામ એવા તો ઉદારતા, પ્રેમ અને દેશભક્તિના ભાવાવેશમાં આવી ગયા કે સમસ્ત ભરતખંડને—અરે વિશાળ વિશ્વને આલિંગન આપતા હોય તેમ બન્ને હાથને ફેલાવીને અશ્રુપૂર્ણ નેત્રે બોલી ઉઠયા કે:—

"ભારતવર્ષમાં જેટલી સભા–સમાજો છે એ બધી રામની છે. રામ એમની સાથે કામ કરશે. ( આંખો બંધ કરીને પ્રેમાશ્રુ વહેવરાવતા ) ખ્રિસ્તી, આર્યસમાજી, સિખ, પારસી, મુસલમાન, યાહુદી અને જે બધા લોકોનાં રક્તમાંસ અને અસ્થિ મારા ઇષ્ટદેવ ભરતખંડના અન્નલવણથી બનેલાં છે, એ બધા મારા બન્ધુઓ છે–મારાં આત્મસ્વરૂપો છે."

" જાઓ, એ બધાને કહો કે રામ એમનો છે. રામ એ બધાને પોતાની છાતીએ ચાંપે છે અને કોઇને પણ પોતાના પ્રેમાલિંગનમાંથી ભિન્ન નથી માનતો. "

"હું સંસારની ઉપર પ્રેમની વૃષ્ટિ કરીશ અને સમસ્ત વિશ્વને આનંદથી સ્નાન કરાવીશ; મારી સાથે કોઈને વિરોધ પડશે, તોપણ હું એનું સ્વાગત

કરીશ, કારણ કે હું પ્રેમની વર્ષા કરૂં છું. સમસ્ત સંસ્થાઓ મારી છે; નાની કે મોટી બધી શક્તિઓ મારીજ છે. અહા ! હું તો પ્રેમનીજ વૃષ્ટિ કરીશ, પ્રેમનાં પૂર વહેવરાવીશ. ૐ ! ”

કોઇ વાજિંત્રના તાર છોડતાં જેમ એમાંથી સંગીતમય પ્રોત્સાહપૂર્ણ ધ્વનિનો ઝણઝણાટ બહાર પડે તેમ એમના અનુકંપા અને પ્રેમપૂર્ણ દેહમાંથી કંપિત શબ્દોના તાર છૂટયા. ગૌરવર્ણ કપોલપર પ્રેમની લાલી ભરાઈ આવી; નેત્રમાંથી અશ્રુઓની ઉની ધારા વહેવા માંડી; અને સમસ્ત ભારતની નવશક્તિનો આવિર્ભાવ એકજ સંન્યસ્ત વ્યક્તિમાં મૂર્તિમાન થઈને પોતાના સનાતન શબ્દની આજ્ઞા સંભળાવતો હોય તેમ રામના ગૌરકાંતિ મુખારવિંદમાંથી અગ્નિના સ્ફુલિંગો જેવા ઉપરોક્ત શબ્દો નીકળી પડયા.

સ્વદેશપ્રીતિનો આટલો બધો પ્રભાવ અમેરિકા જવા પહેલાંના વ્યાખ્યાનો તથા લેખોમાં આપણે જોતા નથી; પરંતુ ત્યાંથી પાછા ફર્યા ત્યાર પછી એમના પ્રત્યેક લેખ અને વ્યાખ્યાનમાં દેશસેવાના રંગ પૂરાયલા જણાય છે. મથુરામાં આવ્યા પછી મિ૦ પૂરણસિંહ એમનાં દર્શન કરવા માટે ગયા, તે વખતની એમની સ્થિતિનું વર્ણન કરતાં તેઓ લખે છે કેઃ–

“ હું મારા એક મિત્રને લઇને સ્વામીજીનાં દર્શન માટે લાહોરથી મથુરા ગયો. સવારમાં આઠ વાગે જ્યારે રેલથી ઉતરીને સીધો એમનાં દર્શનમાટે યમુનાને સામે કાંઠે આવેલા સ્વામી શિવગણાચાર્યના આશ્રમમાં ગયો ત્યારે મને ખબર મળ્યા કે સ્વામીજી એક બંધ ઓરડામાં ધ્યાનમગ્ન હતા; પરંતુ મને દર્શનની એટલી બધી આતુરતા હતી કે હું ધૈર્ય ન રાખી શકયો અને બારણાં પાસે જઇને બહારથી ધીમા ટકોરા કર્યા. તરતજ અંદરથી પ્રશ્ન પૂછયો કે, “ કોણ છે ? ”

મેં ઉત્તર આપ્યોઃ–“ હું, આપનો પૂરણ. ”

“ મારૂં નામ સાંભળીને એમણે ઉભા થઇને બારણું ઉઘાડયું. ત્રણ વર્ષ પછી મને એમનાં દર્શન કરવાનો સુયોગ મળ્યો.[1] શિયાળો હતો એટલે ટાઢ બહુ પડતી હતી. ભગવારંગનો એક કામળો ઓઢીને તેઓ આવ્યા અને કોઈ પણ જાતના શિષ્ટાચારવિના મને મળ્યા. તરતજ મને એમની સમક્ષ બેસ-

૧ આ વખતે મિ૦ પૂરણસિંહે સંન્યાસાશ્રમનો ત્યાગ કરીને ગૃહસ્થાશ્રમનો સ્વીકાર કર્યો હતો, છતાં સ્વામી રામના પ્રતિ એમનાં ભક્તિ તથા પૂજ્યબુદ્ધિ પૂર્વના જેવાંજ હતાં.

વાની આજ્ઞા કરી. એમનાં નેત્રમાંથી પ્રકાશનાં કિરણો ફૂટી નીકળતાં હતાં; મને બેસાડીને તરતજ બોલી ઉઠયા.

"આ દેશનો ઉદ્ધાર તો માત્ર બલિદાન આપવાથીજ થશે.રામનું મસ્તિષ્ક હોમાય, ત્યાર પછી પૂરણનું અને ત્યાર પછી બીજાં સેંકડો મનુષ્યોનાં મસ્તિષ્કની આહુતિ અપાશે ત્યારે આ દેશ સ્વતંત્ર થશે. ભારતવર્ષ–ભારતમાતા સ્વતંત્ર થવીજ જોઇએ !"

"મને આ સાંભળીને બહુ આશ્ચર્ય થયું. ટોકિયોમાં જ્યારે મને એમનાં પ્રથમ દર્શન થયાં ત્યારે એમનામાં આ ભાવના હતીજ નહિ; પરંતુ ત્યાર પછી ભિન્ન ભિન્ન દેશમાં એમણે પ્રવાસ કર્યો, એ ઉપરથી સ્વદેશની સ્થિતિનું એમને ભાન આવ્યું અને વેદાંતપ્રચારની ભૂમિકામાંથી તેઓ પાશ્ચાત્ય દેશની ઉન્નતિ જોઇને સ્વદેશસેવાના ક્ષેત્રમાં ઉતરી પડયા હોય એમ મને લાગ્યું. એ સમયની એમની સાથેની વાતચીતનો મેં એવો નિષ્કર્ષ ખેંચ્યો કે દેશસેવાની ભાવના એમના હૃદયમાં એ સમયે પ્રધાનતા ભોગવતી હતી."

અમેરિકાની સ્વાતંત્ર્ય ભોગવતી પ્રજાનાં સુખવૈભવ જોઇને ભારતવર્ષની પદદલિત પ્રજાને સ્વતંત્રતાનાં સાધન પ્રાપ્ત કરવા માટે સાચા કર્મવીરોની અને વિરક્ત કાર્યકર્તાઓની આવશ્યકતા છે, એવું એમને જે ભાન થયું હતું, એ એમના "રામનો સંદેશ" નામના મુંબઇમાં આપેલા વ્યાખ્યાન ઉપરથી સમજાય છે. મિ૦ પૂરણસિંહને તે વખતે એમની અમેરિકાની પ્રવૃત્તિની પૂરેપૂરી ખબર નહોતી તેથી એમને આશ્ચર્ય થાય એ સ્વાભાવિક હતું; પરંતુ રામની જે સ્થિતિનું આપણે અવલોકન કર્યું છે તે ઉપરથી અત્યારે આપણને સમજાય છે કે એમના મથુરાના આ ઉદ્‌ગાર તદ્દન સ્વાભાવિક હતા. "સુધારણા" નામના એક અમેરિકામાં લખાયેલા લેખમાં ભારતવર્ષની ભાવી સ્થિતિનું સુંદર સ્વપ્ન જોતા હોય તેમ તેઓ લખે છે કેઃ–

"હિંદુસ્તાનના રાજારજવાડાઓ ! ધર્મગુરુઓ ! શૂદ્રો અને રાજકર્તાઓ ! થોડાજ વર્ષોમાં શું પરિણામ આવશે તેનો તમને ખ્યાલ પણ છે ? ગમે તો મને વિચિત્ર મનુષ્ય ગણીને હસી કહાડો;પરંતુ મારી સમક્ષ દેખાય છે કે આ જગત સ્વામીઓ ( સાચા સંન્યાસીઓ—કર્મવીરો ) થી ઉભરાઇ રહ્યું છે, પૃથ્વીપર દેવો સંચાર કરતા હોય એમ ભાસે છે, મનુષ્યોનાં શરીર અને વર્ણ ઉપરથી નક્કી કરેલા ( જાતિ ) ભેદ નષ્ટ થઇ ગયા છે. હિંદુસ્તાન, ચીન,

જાપાન, અમેરિકા અને ઇંગ્લૅંડ વચ્ચેનો ભેદભાવ જતો રહ્યો છે, નવો સંઘ તૈયાર થાય છે અને વળી તે પણ ઓગળી જઇને તેની જગ્યાએ નવો થશે. ”

“ હે સ્વપ્નમાં સૂનારા વહાલાઓ ! તમારાં નેત્રનો પડદો દૂર કરો, એટલે અત્યુચ્ચ સંન્યાસી અત્યંત નીચ શૂદ્રની સાથે મળીને કામ કરતો નજરે પડશે. જુઓ ! જુઓ ! ! પેલાં ભિક્ષાપાત્ર એકદમ પાવડા અને કોદાળી થઈ ગયાં. સંન્યાસીની નૈષ્કર્મ્ય સ્થિતિ જતી રહી. શૂદ્રના કર્મને સંન્યસ્તની ઉચ્ચ પદવી મળી છે, સૌમાં ત્યાગવૃત્તિ આવી છે, ગણિકાની નિર્લજ્જ સાહસિકતા અને રામની પરમ પવિત્રતા એકરૂપ થઇ ગયાં છે, બકરીની ગરીબાઇ અને સિંહના અચલ ધૈર્યનું સંલગ્ન થયું છે,વિરોધી સ્થિતિઓનું ઐક્ય થયું છે—આન્તરિક વિરોધ નષ્ટ થયો છે, વિશ્વ એક કુટુંબ બન્યું છે. જુઓ, આ સર્વોત્મ દીર્ઘદૃષ્ટિ પ્રાપ્ત કરો અને પછી અવલોકન કરો. ”

“આપણને અગ્નિ અથવા શસ્ત્રોની જરૂર પડશે કે ? ના. પોલીસની? ના. આ શું હવાઇ કિલ્લા છે ? ના. કેવલ મનોરાજ્ય છે ? ના. શું આ કેવલ વિચારભ્રમ છે ? ના. આ શું સામ્યવાદ કે રાષ્ટ્રવાદ છે ? હશે; પરંતુ એ તો હિંદુસ્તાનમાં મૂળથીજ છે; નવો નથી. વેદાન્તનો એ એક સ્વાભાવિક ઉપસિદ્ધાન્ત છે. હે હિંદવાસીઓ ! જો તમે આત્માને ઓળખશો અને ત્યાગ સ્વીકારશો તો તમારો ( પરાધીનતાનો ) રોગ ક્યાં રહેશે ? આંતરિક ઉપાધિ ( અજ્ઞાન ) નાશ પામતાંજ બાહ્યોપાધિ ( પરાધીનતા ) એની મેળેજ શમી જશે. યુક્તિ કે પ્રપંચની જરાયે જરૂર નથી. શંકા અથવા ભીતિ રાખવાનું કાંઈ કારણ નથી. બીકણ ઇશ્વરદ્રોહીઓ ભલે તેમને ફાવે તે માર્ગ સ્વીકારે. ”

ભારતવર્ષની અત્યારની સ્થિતિ જોતાં સ્વામી રામના ઈ૦ સ૦ ૧૯૦૫ ના ઉપરોક્ત કથનનો શબ્દેશબ્દ સાચો પડયો હોય એમ નથી જણાતું ? ત્યાર પછીનાં વીસવર્ષમાં ભારતવર્ષની સ્થિતિમાં કેટલાં મહાન પરિવર્તન થયાં છે. જૂના કાર્યકર્તાઓનાં સ્થાન નવીન કર્મવીરોએ લીધાં છે. પ્રેમના આદિકારણ જેવો અહિંસાધર્મનો મંત્ર ફૂંકીને દેશભરમાં ગાંધીજીએ નવજીવન રેડયું છે. સ્વામી રામ દેશના ઉદ્ધાર માટે જે સંન્યાસીના નવસંઘનું દર્શન કરે છે, તેવા શ્વેત વસ્ત્રધારી કાર્યકર્તાઓનો સેનાસંઘ દેશમાં વર્ણભેદ, જાતિભેદ, અવસ્થાભેદ અને મતભેદનાં બંધનો તોડીને સર્વત્ર સત્ય, અહિંસા, પ્રેમ, સહાનુભૂતિ અને સહિષ્ણુતાને જીવનમાં ઓતપ્રોત કરી પ્રત્યેક ભારતવાસીઓના જીવનમાં યમનિયમનાં રહસ્ય રેડી, આત્મબલનું સિંચન કરે છે.

"અલિફ્ " માસિકપત્રના લેખોમાં માનવજાતિની દીનહીન અવસ્થા અને દુર્બલતાનાં બંધનો જોઇને તેઓ એમના ઉદ્ધારને માટે આત્મસત્તામાં શ્રદ્ધા રાખવાનો જે એક માત્ર ઉપાય સૂચવે છે, તેમાં ઉત્તરાવસ્થામાં પરિવર્તન થયું જણાય છે; પરંતુ જેને મનુષ્યમાં દેવત્વ અને બ્રહ્મત્વનું દર્શન થતું હતું, એવો મહાપુરુષ માનવકુલની પામરતા કેમ સાંખી શકે ? સ્વામી રામને એ પામરતા દૂર કરવી હતી; એ પામરતા એમને મન મહાન પાપ હતું; અને એ પાપવિમોચનને માટેજ " અલિફ્ " દ્વારા વેદાન્તની ગર્જના સંભળાવવી શરૂ કરી હતી; પરંતુ ઉત્તરાવસ્થામાં દેશોદ્ધારની જે અન્ય દિશાઓ એમને સૂઝી આવી, એમાં વિદેશગમનના સંસ્કાર મુખ્ય ભાગ ભજવે છે.

મથુરામાં પોતાના અનુયાયીઓને યમુનાના રેતાળ પ્રદેશમાં સાંજરે ફરવા લઇ જતા અને શું વૃદ્ધ કે યુવાન બધાને પોતાનાં કોટખમીસ અને બૂટ ઉતરાવીને આગ્રહપૂર્વક વ્યાયામ કરાવતા. સંધ્યાકાળે ખુલ્લા મેદાનમાં પોતાનાં પ્રેમસંગીત ગાતા ગાતા યમુનાતટે ભક્તિના આવેશમાં નૃત્યકીર્તન કરતા અને સત્સંગીઓને આવેશપૂર્ણ કરી દેતા.

એક દિવસ સાંજરે ત્યાં યમુનાને સામે કાંઠે ફરવા ગયા અને મિ૦ પૂરણસિંહ સાથે બેઠા હતા, તેવામાં એક નૌકામાં કેટલાંએક હિંદી ખ્રિસ્તી સ્ત્રીપુરુષો કોઇ ઠેકાણે ઉજાણી કરવા જતાં હતાં. સ્વામીજીએ એમને જોઇને પૂરણજીને કહ્યું: " પૂરણજી ! એ તો રામનાં સ્વજન છે; રામ એમનો છે; તેમને અહીં બોલાવી શકશો ? એની સાથે રામ થોડી વાતચીત કરે. "

એ વખતે માત્ર એકજ ભગવી ચાદર ઓઢીને રામ ખુલ્લા મેદાનમાં, રૂપેરી રેતીપર આસન વાળીને બેઠા હતા. પૂરણજી એ ખ્રિસ્તીઓને રામની પાસે બોલાવી લાવ્યા. રામે એમની સાથે થોડી વાતચીત કરી; પરસ્પર બન્નેને આનંદ થયો. રામે એમની સાથે એવી તો પ્રેમભરી વાતો કરી કે એ પરમતાવલંબી થઇ ગયેલાં આર્યસંતાનોને બહુ સંતોષ થયો. વાતચીતમાં રામે કહ્યું:—

" તમારી સ્થિતિ સુધારવા માટે રામ ખ્રિસ્તીધર્મનો ઉપકાર માને છે. હિંદુઓ તમારે માટે જે ન કરી શક્યા તે કામ ખ્રિસ્તી લોકોએ કર્યું. તમારી સાંસારિક ઉન્નતિ અને આનંદી ચહેરા જોઈને રામને હર્ષ થાય છે. રામ તમારોજ છે એમ માનજો. ખરેખર તમે રામનાજ છો. " આટલું કહીને એમણે પોતાના અમેરિકાના અનુભવની કેટલીએ વાતો કહી સંભળાવી અને તેની

સાથે ભારતવર્ષ તમારી જન્મભૂમિ છે એમ એ બધાંને સ્મરણ કરાવી માતૃભૂમિ પ્રતિ ભક્તિભાવ રાખવાનો ઉપદેશ આપ્યો.

પૂરણજી એક પોતાનો મથુરાનો અનુભવ લખતાં કહે છે કે:-" જે દિવસે હું તથા મારા મિત્ર પંજાબથી એમનાં દર્શને ગયા, ત્યારે સવારમાં અમારી સાથે વાતચીત થઈ રહ્યા પછી થોડીજ વારમાં શહેરમાંથી માથે કાળી ટોપી અને શરીરે કામળા ઓઢીને બે મનુષ્યોએ રામના ઓરડામાં દર્શનને બહાને પ્રવેશ કર્યો. સ્વામીજીએ એમના પ્રણામના ઉત્તરમાં એવું તો અદ્દભુત હાસ્ય કર્યું, કે આખો ઓરડો ગાજી ઉઠયો.વિશેષ કાંઈપણ પ્રશ્નોત્તર ન થતાં રામે પોતાનું હાસ્ય વેગથી ચાલુ રાખ્યું અને છેવટે કહ્યું:-" મારા દેશબાંધવો! તમે રામની છુપી તપાસ કરવા માટે આવ્યા છો, નહિ વારૂ? ભલે ત્યારે, રામ તો તમારી સમક્ષ હૃદય ખોલીને બેઠો છે. સંસારમાં એજ મહત્ત્વનું કાર્ય છે કે રામની છુપી તપાસ કરવી-એને શોધી કહાડવો. કરો એની તપાસ, એને શોધી કહાડો એટલે જગત તો તમારા ચરણમાં ઢળી પડશે. "

" હું અને મારો મિત્ર તો આ બન્ને સજ્જનોની આમ મળવા આવવાની અને સ્વામીજીની આવી અદ્દભુત અને વિચિત્ર ઉત્તર આપવાની પદ્ધતિ જોઇને આભાજ બની ગયા. એ બન્ને માણસો એકદમ સ્વામીજીનાં ચરણમાં ઢળી પડયા અને તેમાંના એકે દીન બનીને કહ્યું: " સ્વામીજી ! ક્ષમા કરો. અમે તો નોકરીના માર્યા આવ્યા છીએ; પણ આપનાં દર્શન કરતાં-વેંતજ પકડાઈ ગયા. આપના પ્રેમથી અમે હારી ગયા. અમે તો સ્વામીજી! પાપી છીએ. "

એમ કહીને તેઓએ કબૂલ કર્યું કે સરકારી છુપી પોલિસના તેઓ નોકર હતા. દેશભકતોનાં વ્યાખ્યાનો અને પ્રતિભા સાંભળીને એનો ભેદ લેવા માટે જેમ અત્યારે પણ એ ખાતું પોતાનાં માણસો મોકલેછે તેમ તે વખતે પણ સ્વામીજીની પાછળ એવા લોકો ફરતા; પરંતુ વિમુક્ત અને વિશુદ્ધ રામની દૈવી વાણી અને નિઃસ્પૃહ જીવનમાં એમને રામનાં-પરમ સત્યનાં દર્શન થતાં અને એ વાણી એમને પોતાના પાપતાપનું ભાન કરાવી વિશુદ્ધિને પંથે વાળતી.

× × × × × ×

મથુરાથી એકાન્તનિવાસના ઉદ્દેશથી તેઓ અજમેર પાસેના પુષ્કરક્ષેત્રમાં આવીને બેએક માસ રહ્યા. અજમેરના ટાઉનહૉલમાં બે વ્યાખ્યાનો આપ્યાં હતાં; પરંતુ વિશેષ સમય તો વાચનમાં અને ભિન્ન ભિન્ન લેખો લખવામાં

વ્યતીત થતો હતો. અહીં લખેલા લેખો અને વ્યાખ્યાનોમાં દેશભક્તિના ભાવો ભરેલા છે. "ટીકા અને વિશ્વવ્યાપી પ્રેમ" "યજ્ઞનું રહસ્ય" અને "ભારતવર્ષનો ભવિષ્યકાલ" એ લેખો તથા મથુરા વિગેરે ભિન્ન ભિન્ન સ્થળે અપાયેલાં વ્યાખ્યાનો પૈકી "બ્રહ્મચર્ય" "આત્મકૃપા" "વિદેશના અનુભવ" "નગદ્ધર્મ" "વિશ્વાસ" વગેરે વ્યાખ્યાનોમાં ભારતવર્ષની પ્રજાને ઉત્સાહ, જાગૃતિ અને પ્રેરણાના સંદેશ સંભળાવ્યા છે; છતાં પુષ્કરથી લખેલા પત્રોમાં તો એ પોતાના મૂલસ્વરૂપમાંજ આપણને દર્શન દે છે.

પુષ્કરનિવાસદરમ્યાન સ્વામી નારાયણ પોતાની ઇંગ્લૅંડની મુસાફરીમાંથી પાછા આવી દક્ષિણમાં નીલગિરિના પર્વતોમાં એકાન્તનિવાસ કરતા હતા, ત્યાંથી સ્વામી રામના આગમનના સમાચાર સાંભળી અહીં એમનાં દર્શને આવ્યા.પૂરણજી પણ લાહોરથી થોડા દિવસ સત્સંગ માટે આવી પહોંચ્યા હતા. સ્વામીજી તળાવને કાંઠે બંધાવેલા કિશનગઢ રાજ્યના એક બંગલામાં રહેતા હતા. દૂર દૂર સુધી સાંજરે પોતાના નિત્યના અભ્યાસ પ્રમાણે ફરવા નીકળી પડતા,મળવા આવનારાઓને ઉપદેશામૃતનું પાન કરાવતા અને અનેક શાસ્ત્રીય ગ્રંથોનું અવલોકન કરતા. પૂરણજી એ સમયના પ્રસંગોનું બહુ સુંદર વર્ણન કરતાં લખે છે કેઃ—

"હું એમનાં દર્શન કરીને બેઠો એટલે એમના હાથમાં એક વાંસની ભૂંગળી હતી તે બતાવીને મને કહ્યું: "તમે આ વાંસની ભુંગળી નહિ જોઈ હોય? એ એક અદ્ભુત વસ્તુ છે. તળાવમાં સ્નાન કરતી વખતે મગરોને હાંકી કહાડવાની એ 'જાદુઈ લકડી' છે. વળી એ રામની કાગળ, પેન્સીલ અને કલમ રાખવાનું કલમદાન છે." એમ કહીને એ ભુંગળીમાંથી કહાડીને મને તેમાંની એવી કેટલીક ચીજો બતાવી અને વળી પાછું કહેવા માંડયું: "બસ હવે રામના સામાનમાં આ એક ભુંગળીજ રહી છે. એજ રામનું સર્વસ્વ છે. બીજી બધી વસ્તુઓ કહાડી નાખી છે અને આ ભુંગળીમાંજ બધી શારીરિક આવશ્યકતાઓનો સમાવેશ કરી નાખ્યો છે." એમ કહેતાં કહેતાં તેઓ પુષ્કળ જોરથી હસ્યા. વિશેષમાં તેમણે કહ્યું કેઃ—

"જ્યારે કોઇનો મુસાફરીનો સામાન માત્ર આટલોજ રહે અને આ ભુંગળી જેટલી જગ્યામાં એની જરૂરની બધી વસ્તુઓ સમાઇ જાય, ત્યારે ખરેખર એ બાદશાહ બને છે!

"શિયાળાની ઋતુ હતી તેથી છત ઉપર તડકામાં તેઓ ઘણો ખરો વખત

બેસી રહેતા, લખવાવાંચવાનું કામ ત્યાંજ કરતા અને "ઓરડાઓ તો બંધ ગુફા જેવા લાગે છે, એમાં પૂરાઇ રહેવું રામને પસંદ નથી" એમ કહેતા.

"પુષ્કરનીખુલ્લી ટેકરીઓ ઉપર અમને દૂર સુધી ફરવા લઈ જતા અને અટક્યા વગર કોઇપણ જાતના હેતુવિના ચાલ્યાજ કરતા.વચમાં અમને પણ આરામ ન લેવા દેતા અને ૐ ૐ ૐનું સંગીત ગાતા ગાતા અમારી પાસે પણ એનો ધ્વનિ કરાવતા. ચાલવામાં વળી કોઈએ ધીમા પણ ન પડવું જોઈએ. એમની ઉતાવળી ચાલમાં સાથે સાથેજ રહેવું પડે. પછી ભલે એમ કરતાં આપણે દોડવું પડે એની હરકત નહિ.એક વાર પર્વતની એક ટેકરીપર, સૂર્યનાં ખુલ્લાં કિરણોનો પ્રકાશ ઝીલતાં ઝીલતાં આરામથી બેઠા હતા. એવામાં થોડીવારે સમસ્ત માનવકુલને આમંત્રણ કરીને કહેતા હોય તેમ એકાએક બોલી ઉઠયા કેઃ " મનુષ્યો કેમ ઇશ્વરને નહિ શોધી શકતાં હોય! એમને બોલાવો; એ બધાંને કહો કે રામની પાસે આવે; એમને ઢંઢેરો પીટાવીને સંભળાવો કે રામને ઇશ્વરપ્રાપ્તિ થઇ છે. પરમાત્મા સાક્ષાત્ હાજર છે !" એમ બોલતાં બોલતાં એમનાં નેત્રો બંધ પડયાં; ઉનાં આંસુની ભાવભરી ધારા વહેવા માંડી; એમના મુખારવિંદપર પ્રકાશ અને લાલિમાનું તેજ ચમકી ઉઠયું; અને સમસ્ત વિશ્વને આલિંગન આપતા હોય તેમ એમના કરદ્વય વાયુ મંડળમાં વિસ્તૃત થયા. "પ્રભુ ! પરમાત્મન્ ! અહા! ઇશ્વર આ રહ્યો! આવો, આવો. જેને ઇશ્વરનાં દર્શન કરવાં હોય તે જલ્દી અહીં આવો" એમ કહેતા કહેતા શાન્ત નીરવ સમાધિમાં ઉતરી પડયા. એમના ઉપરના હોઠે દૃઢતાના ચિન્હરૂપે નીચેના હોઠને દબાવી દીધો. એમના ચહેરા ઉપર બાલવત્ શ્રદ્ધા અને સરલતાનાં ચિન્હો વ્યકત થયાં. આમ એ સમયે વાતચીતોમાં તેઓ ઘણીવાર અચલ શાંતિ ધારણ કરતા, તો કોઇ વાર અવિરત અશ્રુધારાના પ્રવાહરૂપે એમના ઉન્માદ અને આનંદનો સ્રોત ચાલી નીકળતો જણાતો.

" એકવાર મને તેઓ પુષ્કરના સરોવરમાં સ્નાન કરવા માટે સાથે લઇ ગયા. " રામ તમારી આગળ આગળ અંદર ઉતરશે; તમે એની પાછળ ઉભા રહીને સ્નાન કરજો; આજ તો આપણે આ મગરોની સાથેજ સ્નાન કરવાનું છે." એમ કહીને અમે બન્ને પાણીમાં નહાવા ઉતર્યા; મારી આગળ ચાલીને છાતીસમા પાણીમાં રામ જઈને ઉભા રહ્યા. એક તો મને તરતાં નહોતું આવડતું તેથી તથા અર્ધો એમને માટે અને મારે માટે પૂરો ડરતો ડરતો હું એમની પાછળ પાછળ ઉતર્યો. ખરેખર, મગરોને માટે બે ગૌરવર્ણ, માંસલ

શરીરનો મજેદાર શિકાર હતો; પરંતુ રામને એ મગરની ટેવની ખબર હોવાથી એ તો જાણે તદ્દન નિર્ભય થઇને ઉભા હતા. એમણે એમની "જાદુઈ ભુંગળી" પાણીમાં તરતી મૂકી દીધી. જાણે મગરને અમારી તરફ આવતાં રોકી રાખવા માટેજ એ રાખી ન હોય તેમ, હાથેકને છેટે રામની આગળ એ તર્યા કરતી હતી. બે આંગળીઓવડે નસકોરાં બંધ કરીને રામે પાણીમાં ડુબકી મારી. હું પાછળ ઉભો ઉભો નહાતો હતો. થોડી વારે ડુબકીમાંથી બહાર આવીને કહ્યું: " પૂરણજી ! જુઓ, મગરો તો આપણા ભણી આવવા માંડયા છે. ચાલો બહાર નીકળીએ, આપણને એમના જલસામ્રાજ્યમાં વિશેષ રહેવા દેવાની એમની ઇચ્છા નથી લાગતી." એટલે અમે ઉતાવળથી બહાર નીકળી આવ્યા. સ્વામીજી પોતાની ભુંગળી નહોતા ભૂલ્યા; બહાર લાવીને એ ભુંગળીને જરા પથ્થર સાથે અફાળીને બોલ્યા કે: "વાહ ! આ કેવી મજાની છે ! રામની કેવી ચાકરી કરે છે ! "

"રાતે તેલના દીવા પાસે અથવા મીણબત્તી સળગાવીને એ વખતમાં તેઓ નઝીરનાં કાવ્યો વાંચતા. નઝીરની સ્વતંત્રતાનાં બહુ વખાણ કરતા. તેઓ કહેતા કે:" નઝીર તો રામનો મુક્ત કુમાર છે. એની કવિતામાં કેટલીએક અસભ્યતા છે છતાં એની પર્વા નહિ. એ એક એવી ધાતુનો તાર છે કે જે પરમાત્માના નામમાત્રથી છેડી શકાય છે. ઇશ્વરનું નામ લેતાંજ એમાંથી સૂર નીકળવા માંડે છે. "

"પંજાબી સાહિત્યમાં તે વખતે ગોપાલસિંહની કાફીઓ વાંચતા. નેત્રો બંધ કરીને ઉચ્ચ સ્વરે અને કવિના પોતાના ભાવાવેશથી ગાયા કરતા. ગોપાલસિંહને માટે તેઓ કહેતા કે:-"સિયાલકોટમાં રામ હતો ત્યારથીજ એની કાફીઓ વાંચતો. એ ભલો ભકતકવિ પંજાબમાંથી વૃન્દાવન સુધી પગે ચાલીને શ્રીકૃષ્ણની બાળલીલાની ભૂમિનાં દર્શન કરવા ગયો હતો. આખી જીંદગી એણે નિજાનંદનાં ઉન્મત્ત ગીત ગાયાં છે. "

"એ સમયે કોઇ પણ વ્યકિતવિષયક અંગત વાતો પોતાની સમક્ષ તેઓ કરવા દેતા નહિ અને અમને પણ એવી વ્યક્તિગત ચર્ચામાંથી મુકત રહેવાનું કહેતા. "કોઇપણ વ્યકિતની નીચ, અંગત ક્ષુદ્ર ટીકામાં ઉતરી પડવું અને એના ચારિત્રની નિંદા કરવી એ જરાયે ઠીક નથી. દરેક મનુષ્ય અને વસ્તુની આપણે ઉજળી બાજુભણીજ દષ્ટિ કરવી જોઈએ અને જેવી રીતે આપણે આપણો પોતાનો વિચાર કરીએ છીએ તેવાજ વિવેકથી કોઇને માટે અભિમા-

ય બાંધવો જોઇએ " એવો એમનો ઉપદેશ હતો. એમ છતાંયે કોઇ કોઇવાર ભારતવર્ષ અને દેશસેવકો ઉપર જ્યારે વાતો નીકળતી ત્યારે જાણ્યે અજાણ્યે અંગત વાતો અને મતભેદ ઉપર અમે ઉતરી પડતા. તે વખતે તરતજ પોતે ૐ—ૐ—ૐ નું નામસ્મરણ કરીને અમને ઠપકો આપતા કે, " બસ કરો; કોઈપણ જાતની કોઈની અંગત ચર્ચા કે ટીકા ન કરો. ૐ-ૐ-ૐ ગાઓ." એમની સાથે અમને પણ પ્રણવ-ગુંજન કરાવતા;વચમાં વચમાં અમારો સ્વર ધીરો પડે ત્યારે વળી પાછા ઉશ્કેરતા કે, " ધીરા ન પડો. ૐ નું સ્મરણ તો એકધારૂં રહેવું જોઈએ.વચમાં અંતરાય ન પડવા દ્યો." આ વિષયનો મને એક હસવા જેવો પ્રસંગ સાંભરી આવે છે.

" લાહોરની ઔદ્યોગિક શાળાનો મિ-નાયડુ કરીને એક મદ્રાસી વિદ્યાર્થી મારી સાથે લાહોરથી રામનાં દર્શનમાટે આવ્યો હતો.એ વિદ્યાર્થી પાછળથી અમેરિકા જઇને રસાયનવિદ્યાનું ઉચ્ચ શિક્ષણ પ્રાપ્ત કરી આવ્યો. પુષ્કરમાં જેટલા દહાડા હું રહ્યો તેટલા દિવસ એ રસોઈ કરતો અને અમને જમાડતો. સ્વામી રામના સતત પ્રણવગુંજનની એના ઉપર એટલી બધી અસર થઇ હતી કે પ્રત્યેક વાતચીતમાં 'હા ના' ના પ્રસંગમાં એ માત્ર ૐ કહીને ઉત્તર વાળતો. રસોડાની બહાર પરશાળમાં જમતાં જમતાં સ્વામીજી દાળ માગે ત્યારેનાયડુ માત્ર ૐશબ્દથી તરતજ જવાબ આપતો અને દાળ લઇને હાજર થાય ત્યારે પણ દાળ લાવ્યો છું એમ ન કહેતાં ૐ-ૐ કહેતો ઉભો રહેતો. એવીજ રીતે પ્રત્યેક વ્યવહારમાં એના ૐ નો ઉચ્ચાર એવો તો અતડો અને અપ્રાસંગિક લાગતો કે એક વાર તો અમે બધા કલાકોના કલાકો સુધી હસ્યા.

"પુષ્કરમાં એમને મળવા માટે લોકોની બહુ ભીડ નહોતી થતી; છતાં પણ હમેશાં પાંચ છ અતિથિઓ તો એમના સત્સંગને માટે આવી ચઢતા. સ્વામી નારાયણ એમના લેખોની નકલ કરવાની વ્યવસ્થા કરતા અને એવી રીતે લગભગ બે માસ જેટલો સમય અહીં એમણે એકાન્તમાં ગાળ્યો. "

સંયુકત પ્રદેશમાંના ભિન્ન ભિન્ન સ્થળોમાંથી એમને નિમંત્રણ આવતાં હતાં. સ્વામી શિવગણાચાર્ય પોતાના નિત્યના સ્વભાવ પ્રમાણે કાર્ય કરવાનો આગ્રહ કરવાના પત્રો લખ્યા કરતા હતા; છતાં પુષ્કરનું સ્થાન એમને એટલું બધું ગમી ગયું હતું કે પ્રવાસની વિશ્રાંતિ લેવા માટે એમણે બહુ લાંબો સમય પુષ્કરમાં ગાળ્યો. સ્વામી શિવગણાચાર્યને એક પત્ર લખીને સ્પષ્ટ જણાવી દીધું કે એમની યોજનામાં કોઇ રીતે પોતે શામિલ થઈ શકે એમ

નથી. રામને એમની પેઠે ધમાલ મચાવીને માનલાલસા તૃપ્ત કરવાની ઈચ્છા નહોતી; પણ જો કોઈ પણ જાતની સેવા કરવી હોય તો તે શાંત, સ્થાયી અને સાચી કરવાની હતી એવો સ્પષ્ટ ઉત્તર આપીને પોતે એમની સાથે-નિઃસંબંધ થઇ જાય છે. સ્વામી શિવગણાચાર્યની કિશનગઢના અમાત્યને મળવાની, શરીરની સંભાળ રાખવાની અને સાથે દ્રવ્ય રાખવાની સલાહનો ઉત્તર આપતાં રામ લખે છે કેઃ—

"જો હું તરત રવાના થાઉં તો આપના અને કિશનગઢ રાજ્યના સુયોગ્ય અમાત્યના સમાગમનો આનંદ લેવાનો તેમજ આપના સવિવેક વિચારોનો લાભ લેવાનો ઉત્તમ પ્રસંગ મળે એમ છે; પરન્તુ મારો અંતર્યામી એમ આદેશ કરે છે કે જ્યારે હું સંપૂર્ણ રીતે તૈયાર થઇશ ત્યારે એથી પણ ઉત્તમ પ્રસંગો મને પ્રાપ્ત થશે............આપણા દેશબન્ધુઓમાં કાર્ય કરવાની શકિત અને સત્તાનો સંચાર કરી શકું એટલા માટે મારે મારામાંજ અવશ્ય અપરિમિત શકિતનો સંચય કરીને કાર્યારંભ કરવો જોઈએ. સમય આવવા દો, આપ અવશ્ય મારી સાથેજ હશો................મારે મારા અધ્યયનકાર્યમાંજ મારૂં સમસ્ત જીવન વ્યતીત કરવાનું નથી. નિરંતર પરિશ્રમદ્વારા જે કાંઇ મેં પ્રાપ્ત કર્યા કર્યું છે તે બહુ થોડા કાલમાં મનુષ્યોના આચારવિચારમાં ઉતારવા માટે આપી દઈશ. મને પૂરો વિશ્વાસ છે કે જો મેં ધાર્યું હોત તો કયારનીએ દેશભરમાં ધમાલ ફેલાવી દીધી હોત.... ....હું એ કાર્યને માટે ખાસ યોગ્યતા ધરાવું છું અને જો ઉતાવળ અને અધીરાઈથી કોઇ નાના કામને ઉપાડી લઉં તો મારી શકિતઓ છિન્નભિન્ન થઇ જાય. મારે ઉપદેશ કરવો છે, નહિ તો બાલપણથીજ હું શામાટે આટલા શોખથી એવી આકાંક્ષાને પોષણ કરતો રહ્યો હોઇશ? મારે જરૂર ઉપદેશ કરવો છે, નહિ તો માતા, પિતા, પત્ની, બાલકો, સાંસારિક સ્થિતિ (પદવી) અને આશાપૂર્ણ ઉન્નતિનો ત્યાગજ શા માટે કરત?............ભવિષ્યના ઉપયોગને માટે રૂપિયા રાખવાની આપની સલાહને માટે હું આપનો ઉપકાર માનું છું."

સ્વામી શિવગણાચાર્યની જાળમાંથી છુટવા માટે સત્યથી ભરેલો પણ કેવો વિવેકપૂર્ણ પત્ર લખીને એક સાચા કાર્યકર્તાની પદ્ધતિનું વાસ્તવિક ચિત્ર દોરી આપ્યું છે! વિરકત દેશભકતની કેવી કાર્યપદ્ધતિ હોવી જોઈએ, એનામાં કેટલું જ્ઞાન હોવું જોઈએ, પોતાની યથાર્થ શકિતનું એને કેવું ભાન હોવું જોઇએ અને એ સૌથી વિશેષમાં ખોટી કીર્તિની લાલસાથી મુકત રહીને

અવિરત પરિશ્રમ કરવાની એની તૈયારી હોવી જોઈએ. એવાં લક્ષણોનું પોતાનામાં આરોપણ કરીને સ્વામી શિવગણાચાર્યને સાચા કાર્યની પરોક્ષપણે દિશા બતાવે છે. ભારતવર્ષની વાસ્તવિક સ્થિતિનું ભાન થતાં રામ જેવા ઉન્મત્ત અને શક્તિશાળી મહાપુરુષમાં દેશસેવાના આવેશ ઉછળી આવે એ સ્વાભાવિક છે; પરન્તુ એવા જીવન્મુક્તોની આન્તરવૃત્તિનું વલણ તો એકમાત્ર નિરંતર બ્રહ્મભાવમાં નિમગ્ન રહેવા તરફજ હોય છે. એ સર્વાતીત અવસ્થાનું જ્ઞાન અને અનુભવ ન ધરાવનારા મનુષ્યોને કદાચ એ બ્રહ્મવિદ્‌ના ઉન્મત્ત અને અવધુત જીવનમાં સ્વાર્થપરાયણતા કે એવાજ બીજા ક્ષુદ્ર ભાવોની કલ્પના ક્ષણભર થઈ આવે; પરંતુ એવા સ્થિતપ્રજ્ઞ મુક્ત પુરુષોની જીવનકલાનું યથાર્થ રહસ્ય તો એજ કોટિનો મહાપુરુષ સમજી શકે અથવા શ્રદ્ધાસંપન્ન જિજ્ઞાસુ એના આન્તરિક પ્રદેશમાં ભક્તિભાવથી પ્રવેશ કરી અનેકાનેક પ્રણામ સાથે એનું સંસ્મરણ કરી કૃતકૃત્ય થવાનો લહાવો લઈ શકે. જે કાળે તેઓ સ્વામી શિવગણાચાર્યને આવો ભાવી જીવનના કાર્યક્રમની રૂપરેખા આંકતો પત્ર લખે છે, તેજ સમયે પોતાની વાસ્તવિક આંતરિક પ્રજ્ઞાનું પ્રદર્શન કરાવતો એક પત્ર મિ. પૂરણસિંહને પણ તેઓ લખે છે; એ ઉપરથી વાચકને સ્વામી રામની બ્રાહ્મીદશાનું દૈવી દર્શન થઈ શકશે. એ પત્ર નીચે પ્રમાણે છે:—

## હું કોણ છું ?

"એક દર્પણ લ્યો એટલે એમાં મારૂં પ્રતિબિંબ દેખાશે. તમારા અંતઃકરણના એકાન્તમાં પ્રવેશ કરો એટલે મારી અવ્યક્ત શક્તિનો અનુભવ થશે. સૂર્ય પ્રતિ દૃષ્ટિ કરો એટલે ત્યાં મારૂં સ્વરૂપ ઓળખાશે."

"નિશ્ચય કરીને મને જાણો અને મનુષ્યજન્મનો એ સર્વોત્તમ લાભ છે. મને ઓળખો; જે કોઇ મને ઓળખે છે એના ભાવી સુખમાં કોઇ પણ કાર્યદ્વારા વિક્ષેપ આવતો નથી. જે મને જાણે છે એના ચહેરાની ચમક કદિ નથી ભૂંસાતી."

" તું ગમે તે હો પણ જો તારાં નેત્રોની પલક મારૂં દર્શન કરવા માટે નીચે ઢળે તો તને ધન્ય છે ! એ સ્થાન પણ ધન્ય છે કે જ્યાં તું હરે ફરે છે; કારણ કે તારી સમદૃષ્ટિના પ્રભાવથી એ સ્થાન સ્વર્ગ થઇ જશે. મારો નિવાસ સર્વત્ર છે. "

"તારા હૃદયમાં ધબકારા મારનાર, તારાં નેત્રોમાં જોનાર, તારી નાડીઓમાં ગતિ કરનાર, પુષ્પોમાં હસનાર, વિદ્યુત્‌માં ચમકનાર, નદીઓમાં ગર્જનાર અને પર્વતોમાં શાન્ત રહેનાર—એ બધું રામજ છે. બ્રાહ્મણપણાને દૂર ફેંકો; સ્વામી-

પણાને બાળી દો;આપણાનેનિજસ્વરૂપથી ભિન્ન કરે એવી પદવીઓ અને ઉપાધિઓને દૂર કરો; હે વહાલા! રામ તમારી સાથે છે. તમે ગમે તે હો, વિદ્વાન હો કે મૂર્ખ, ધની હો કે નિર્ધન, પુરુષ હો કે સ્ત્રી, મહાત્મા હો કે પાપી, ક્રાઇસ્ટ હો કે જુડાસ, કૃષ્ણ હો કે ગોપી; રામ તમારો આત્મા નિજસ્વરૂપ છે. મેં એ નિશ્ચય કર્યો છે કે તમારાં હૃદયોમાં મારૂં ઈશ્વરત્વ તમારૂં ઈશ્વરત્વ થઈને ગર્જના કરે અને એ તમારાં પ્રત્યેક કાર્ય અને ચેષ્ટામાં પ્રકટ થાય."

"મારે જર્મની, ઈંગ્લંડ, અમેરિકા, ભારત અને સમસ્ત દેશોને સ્વતંત્ર થવા માટે અવશ્ય હલમલાવી દેવાં છે. હું જૂના ખેલથી કંટાળી ગયો છું. હે સ્વપ્નવિહારી! શું તું હિમાલયની આ ગર્જના સાંભળે છે? શું તું કડકડતી ઉષાનો અનુભવ કરે છે? સ્વતંત્રતા! સ્વતંત્રતા!!"

"આ કાંઇ નિઃસાર ખોટી કલ્પના નથી; રામ જે તમારા આત્માનો આત્મા છે, તે એમજ ઇચ્છે છે અને રામની આજ્ઞા સર્વમાન્ય અને અલંઘ્ય છે."

સ્વતંત્રતા! સ્વતંત્રતા!

"રામનું મિશન (ઉદ્દેશ્ય) બુદ્ધ, મહમ્મદ, ક્રાઇસ્ટ અને બીજા પેગંબરો કે અવતારોની પેઠે પોતાના લાખો અનુયાયી બનાવવાનું નથી; પરંતુ પ્રત્યેક સ્ત્રી, પુરુષ અને બાલકમાં સ્વયં રામને પ્રગટ કરવાનું, જાગૃત કરવાનું અને ઉત્પન્ન કરવાનું છે. રામના શરીરને કચરી નાખો, આ વ્યક્તિત્વને ખાઈ જાઓ, દાટોવાટો કરી નાખો અને મને પચાવી જાઓ ત્યારે-અરે ત્યારેજ તમે રામને ન્યાય આપ્યો કહેવાશે."

ॐ! ॐ!! ॐ!!!

× × × ×

પુષ્કરથી નીકળી જયપુર, અલવર વગેરે સ્થાનોમાં વ્યાખ્યાનો આપતા આપતા ગ્રીષ્મઋતુ વ્યતીત કરવા માટે દાર્જિલિંગ ગયા અને ત્યાં ઉનાળાની ઋતુ પૂરી થતાં સુધી નિવાસ કરી ગાઝીપુર, ફૈજાબાદ, પ્રયાગ, મુરાદાબાદ વગેરે નગરોના જિજ્ઞાસુઓને સત્સંગનો લાભ આપી ઑક્ટોબર ૧૯૦૫ માં હરદ્વાર પધાર્યા;પરંતુ ત્યાં આવતાંવેંતજ એમને સખ્ત તાવ આવવા માંડયો. સંયુક્ત પ્રદેશ તથા અન્ય સ્થલેથી વ્યાખ્યાનો માટે અનેક નિમંત્રણ આવતાં હતાં; પરંતુ એમનો વિચાર એકાન્તનિવાસ માટે હિમાલય ભણી જવાનો હતો, તેથી હરદ્વાર આવ્યા. સ્વામી નારાયણ એ સમયે સિંધમાં પ્રવાસ કરતા હતા તે પણ એમની માંદગીના સમાચાર સાંભળીને અહીં આવી પહોંચ્યા.

માંદગી લગભગ એકાદ માસ સુધી લંબાઇ હતી. સ્વામી યોગાનન્દ નામના એક તરુણ સંન્યાસી જેમને એ સમયે એમના સહવાસસેવનને લાભ મળ્યો હતો, તેઓ એ વખતના એક પ્રસંગનું રામે કરેલું અદ્દભુત આત્મનિરીક્ષણ કહી બતાવે છે. સ્વામી નારાયણ જ્યારે સ્વામી રામની આજ્ઞાથી જાપાનથી ઈંગ્લૅંડ ગયા ત્યારે ત્યાંની સખ્ત શરદીને લીધે બહુ માંદા પડી ગયા હતા. અનેક ડૅાકટરોને હાથે ઔષધિપ્રયોગ કર્યા છતાંયે જ્યારે પ્રકૃતિ ન સુધરી ત્યારે એમણે ઔષધિવિના કેવલ પ્રાકૃતિક તત્ત્વોની સહાયતાવડે આહારપાનની શુદ્ધિ રાખવાથી અને મર્દન વગેરે નૈસર્ગિક ચિકિત્સાવડે વ્યાધિ નિવારણ કરવાનાં પાશ્ચાત્ય ડૅાકટરોનાં પુસ્તકોને અભ્યાસ કરી પોતાનું શરીર સારૂં કર્યું હતું. એમણે અહીં આવીને રામના શરીરની ખૂબ સંભાળ લેવા માંડી. પૂરણજી પણ લાહોરથી એમની સેવામાં હાજર થઇ ગયા હતા. એવી અવસ્થામાં યોગાનંદજીએ એકવાર સ્વામી રામને આ માંદગીનું કારણ પૂછયું,ત્યારે રામે કહ્યું કે:—

"રામનો વિચાર તો જનસંસર્ગ છોડીને હિમાલયનાં ગહન વનમાં તપશ્ચર્યા કરવા જવાનો હતો. પાશ્ચાત્ય પ્રવૃત્તિનો પરિશ્રમ ઉતારવા રામે પરમ પ્રિય ગંગાજીના તટપર, નિત્યપ્રિય અગોચર વનમાં વિહાર કરવાનો નિશ્ચય કર્યો હતો અને એજ નિશ્ચયથી રામ હરદ્વાર આવ્યો હતો; પણ અહીં આવ્યા પછી નીચેના પ્રદેશમાંથી જે ઉપરાઉપરિ નિમંત્રણ આવ્યા કરે છે તેનો સ્વીકાર કરવાનું રામના ચિત્તમાં પ્રલોભન થઇ આવ્યું. એકવાર કોઈપણ શુદ્ધ નિશ્ચય કર્યા પછી, તેની વિરુદ્ધ દિશાનાં પ્રલોભનો જ્યારે ચિત્તમાં વિક્ષેપ ઉત્પન્ન કરે, ત્યારે હૃદય દુર્બલ બને છે અને ઉત્પન્ન થયેલો પ્રલોભનનો વિકાર ચલિતચિત્તરૂપી સૂક્ષ્મ દેહમાંથી પ્રકટ થતો થતો બાહ્ય સ્થુલ શરીરમાં પ્રવેશ કરી કોઇ પણ જાતની ઉપાધિ કે આપત્તિ ઉત્પન્ન કરે છે. રામના ચિત્તની હિમાલયનિવાસના નિશ્ચયમાં જે ચલિત સ્થિતિ થઇ, તેને પરિણામેજ આ જ્વરપીડાની શારીરિક આપત્તિ આવી પડી છે;બીજું કાંઇ નથી."

રામનું આવું આત્મનિરીક્ષણ કાંઈ નવું નથી. વિદ્યાર્થીઅવસ્થાના પત્રોમાં પણ આપણને એમની એજ દૃષ્ટિનું દર્શન થાય છે. વ્યાખ્યાનો, લેખો અને પત્રોમાં એજ વાત અનેક સ્થલે કહી છે અને ભારતવર્ષની વર્તમાન અવનતિનું કારણ બતાવતાં પણ રામે સ્થળે સ્થળે કહ્યું છે કે સમસ્ત બાહ્યોપાધિનું કારણ આન્તરિક અવનતિમાંથી ઉદ્દભવ પામે છે.

હરદ્વારની આ માંદગીના પ્રસંગમાં સેવા કરવા માટે લગભગ એકાદ માસ જેટલું રહેલા પૂરણજી તે વખતના એક પ્રસંગનું વર્ણન આપતાં લખે છે કે:—

"હરદ્વારમાં જ્યારે સ્વામીજી માંદા પડયા, ત્યારે હું એમની સેવામાં હતો. મારાપર એમની સંપૂર્ણ કૃપા હતી; એમના કૃપાકટાક્ષથી મારાં નેત્રોમાં આંસુ આવી જતાં; એમનાં દર્શનમાત્રથી મારા હૃદયના તાર છેડાઈ પડતા, તેમ મારાં ભાવભક્તિથી તેઓ પણ નિરન્તર પ્રસન્ન રહેતા. એમની સેવામાં રહેતો હોઉં, ત્યારે એમની ઇચ્છાનુસાર પ્રત્યેક કાર્ય કરવાની હું કાળજી રાખતો. એમના ઓરડામાં વિનય અને વિવેકથી ધીરે નમ્ર પગલે વિનમ્ર વાયુની લહરિની પેઠે જાઉં આવું અને કોઇ પણ રીતે એ-મને ઉપાધિરૂપ ન થાઉં એની હું ખાસ સંભાળ રાખતો. એમનાં ગૌરકાંતિ શરીર, હસતું મુખારવિંદ, આનંદી સ્વભાવ, ઉપરાંત એ એવા તો મનમોહક અને આકર્ષક હતા કે કોઇ નવયૌવના યુવતીની પેઠે હું એમના પ્રેમમાં પડયો હતો. એમની ઇચ્છા પ્રમાણેજ એમની આજ્ઞા ઉઠાવતો. એમની મરજી પ્રમાણેજ એમની સેવા બજાવતો. "નાજી" કહેવાની તો મારી હિંમતજ ચાલતી નહિ. "હાજી" ના શબ્દજ મારા મુખમાંથી નીકળ્યા કરતા અને સેવાથી પ્રસન્ન થઇને મારાપર રામ અત્યંત કૃપાદૃષ્ટિ રાખતા. એમના મહાન જીવનમાંથી મળતા શિક્ષણનો અશ્રુપૂર્ણ નેત્રે અને ભાવભર્યા હૃદયથી હું લાભ લીધા કરતો. એક મહિનાથી એમની માંદગીની અવસ્થામાં હું સેવા કર્યા કરતો હતો. ભક્તિ અને પૂજ્યબુદ્ધિથી મારાં તનમન એમનાં ચરણે ઢળી પડેલાં હતાં. અહોનિશ બ્રહ્માનંદમય રહેવા ઈચ્છનારા એ મહાપુરુષના શરીરને પાશ્ચાત્ય પ્રવૃત્તિથી કૃશતા પ્રાપ્ત થઇ હતી, છતાં એમાં સુંદરતાની વૃદ્ધિ થઇ હતી અને એ માંદગીમાંયે જ્યારે એ પોતાનું હાસ્યહસતા ત્યારે હરદ્વારની આસપાસનાં દૂર દૂરનાં ગિરિશૃંગો સુધી એનો પ્રતિધ્વનિ ગાજી ઉઠયો હોય એમ જણાતું."

"એક દિવસ એમનાં પૂર્વાશ્રમનાં પત્ની, ઓરમાન માતા અને છએક વર્ષનો નાનો પુત્ર બ્રહ્માનંદ પંજાબથી ખાસ એમનાં દર્શન કરવા માટે ત્યાં આવ્યાં. અમેરિકાથી તેઓ હજુ હાલમાંજ પાછા ફર્યા હતા અને હિમાલયના મુરલીધરના બગીચામાંથી એમનાં ધર્મપત્ની મુરાલીવાલા પાછાં ગયાં, ત્યારપછી સ્વામીજીનાં આ આશ્રમમાં એમને દર્શન કરવાનો કદિ પ્રસંગ

પ્રાપ્ત થયો નહોતો. એમના કુટુંબની બહુ નિર્ધન અવસ્થા હતી તે આપણે જાણીએ છીએ. જે કુટુંબના નિર્વાહનું એક સારૂં એવું સાધનપાત્ર, પોતાના વિશાલ વિશ્વપ્રેમને લઇને એમનાથી વિખૂટું પડી અમેરિકા જેવા દૂરદેશનો પ્રવાસ કરી, પુનઃ સ્વદેશમાં ગૌરવપૂર્વક પાછું ફર્યું હતું એમ જ્યારે એમણે જાણ્યું,ત્યારે દર્શનની અભિલાષાથી પોતાની સ્થિતિ ઉપરાન્તનું ખર્ચ કરીને મુરાલીવાલાથી લાહોર સુધી એ કુટુંબ ખેંચાઇ આવ્યું. હું બહાર સ્ટેશન-ભણી ગયો હતો, ત્યાં મને એ બધાં મળ્યાં. સ્વામીજીને એમના આગમનની ખબર આપવાની અને દર્શનની આજ્ઞા માગવાની તેઓએ મને વાત કરી, એટલે મેં સ્વામીજી પાસે જઇને એ હકીકત નિવેદન કરી. સ્વામીજીનો વ્યાધિ નહોતો રહ્યો પણ હજુ બહાર જઇ હરી ફરી શકે એવી એમના શરીરની સ્થિતિ નહોતી. ઘણો ખરો વખત આસનપરજ પડયા રહેતા. શરીર હજુ બહુ દુર્બલ હતું. એમના ગૌરવર્ણ કપોલ ઉપર પૂર્વવત્ લાલિમાની છટા ખીલતી જતી હતી; મુખારવિંદપર જાણે બે શ્યામવર્ણ નેત્રભ્રમર નિશ્ચિંત વિશ્રાંતિ લેતા હોય એમ દેખાતું; રેશમી ચાદર ઓઢીને શાંત, સુખકર નિવૃત્તિમાં નિજાનંદયુક્ત સ્વામીજી પલંગપર પડયા હતા; ત્યાં જ્યારે મેં એમનાં એ શારીરિક સંબંધીઓની ઇચ્છાની ખબર આપી, ત્યારે ધીરે ધીરે તેઓ બેઠા થયા. મારી પાસે પોતાનાં ચશ્માં માગ્યાં તે મેં એમને આપ્યાં એટલે રેશમી વસ્ત્રથી તેઓ સાફ કરવા માંડયાં. મને સત્વર ઉત્તર ન મળ્યો તેથી હું કલ્પના કરતો હતો કે શું ઉત્તર આપવો એનો સ્વામીજી વિચાર કરતા હશે; પણ તરતજ તેઓ શાંત, ગંભીર ભાવથી બોલી ઉઠયા:-

"પૂરણજી ! તમારી પાસે કાંઇ દ્રવ્ય છે ?"

"હાજી;દ્રવ્ય છે મારી પાસે,પણ કેટલું જોઇએ છીએ ? વધારે જોઇએ તો-પણ સગવડ થઇ શકશે." મેં જવાબ આપ્યો.

સ્વામીજીએ કહ્યું:-"ત્યારે જાઓ, એ લોકોને પાછાં રેલ્વેસ્ટેશનપર લઇ જાઓ અને પંજાબ જવાની ટીકીટ અપાવી દ્યો. એમને કહો કે ગંગાજીમાં સ્નાન કરવું હોય તો કરી લે અને પછી પાછાં ઘેર જાય. મને મળવાની કશી જરૂર નથી."

"લગભગ એક માસથી મૂંગેમોંએ સેવા કરતો હું એમની સાથે હતો, પણ આવા શબ્દો સાંભળતાં જાણે મારા અંતરમાં એમણે અગ્નિ સળગાવ્યો હોય તેમ મારી ધીરજ ખૂટી ગઇ; હું ઉશ્કેરાઇ ગયો."

" નમસ્કાર, સ્વામીજી ! ત્યારે તો હું પણ આ ચાલ્યો; ફરી આપની પાસે હવે નહિ આવું. આપ–આપ એ કુટુંબના સર્વાધાર હતા, આપજ એ બધાંના નિર્વાહનું એકમાત્ર સાધન હતા તે આપ–તો એનો ત્યાગ કરીને ચાલી નીકળ્યા; અને આટલે વર્ષે એમની દરિદ્ર અવસ્થામાં માંડમાંડ બચાવેલું ધન ખરચીને જ્યારે તેઓ મહામહેનતે અહીં સુધી આપની પાસે આવ્યાં છે તોપણ એનો કાંઇ જાણે વિચારજ નહિ ! અને અમે, આ મૂર્ખ છોકરાઓ અને જુવાનીઆઓ, આપની પાસે આવીએ, હાજી હા કરીએ અને આપને આનંદ આપીએ એ બધા બહુ સારા કેમ ? અમે બધા બહુ વહાલા લાગીએ નહિ વારૂ ? એ બિચારાં યાત્રાળુની પેઠે આવ્યાં છે અને આપનાં-એક સંન્યાસીનાં કેવલ દર્શનની ઇચ્છા રાખે છે. આપના ઉપર કોઈ પણ જાતનો અધિકાર માનીને અથવા આપને પાછા લઇ જવા માટે તેઓ આવ્યાંજ નથી. આપ એમને ન મળો એ તો નિષ્ઠુરતાજ કહેવાય. આપના જેવા પુરુષ એવા નિષ્ઠુર હૃદયથી અંગત સંબંધોનો નિરાદર કરે અને ખાસકરીને જ્યારે એ લોકો કેવલ આપનાં દર્શનની–આપની મીઠી નજરનીજ ઇચ્છા રાખતાં હોય, તોપણ આપ એનો અનાદર કરો ત્યારે ખરેખર હું પણ આપની પાસે નહિ રહું." આટલું કહીને હું જવા ઉભો થયો અને હું ચાલ્યોજ ગયો હોત પણ હજુ જ્યાં બારણું અર્ધું ઉઘાડયું એટલામાં સ્વામીજી જોરથી હસ્યા અને મને પાછો બોલાવીને કહ્યું:" ઠીક ત્યારે, જાઓ બોલાવી લાવો એ બધાંને."

" એમના પ્રતિ મારા આવા નિરર્થક ઉશ્કેરાઇ જવાથી મને શરમ આવી; થોડીવારમાં એ બધાં અંદર આવ્યાં. સ્વામીજી તો પોતાના સ્વભાવાનુસાર હસતા હસતા બેઠા હતા. એ બધાં ભણી એમણે હસતી કિંતુ સંન્યાસીને છાજે એવી ગંભીર મુખમુદ્રા રાખીને દૃષ્ટિપાત કર્યો. આવતાંવેંતજ નમસ્કાર કરીને બ્રહ્માનંદ પોતાના બાલવત્ સ્વભાવથી બોલ્યો:–"સ્વામીજી! હું મારા પાઠ કહી સંભળાવું ? " " વાહવાહ, તું વાંચતાં શીખી ગયો કે ? કેવું સરસ ! " એમ કહીને સ્વામીજીએ એના પાઠ સાંભળ્યા અને પછી મને કહ્યું:–" પૂરણજી ! એને થોડી દ્રાક્ષ આપો. "

"મેં અભરાઇ ઉપરથી બ્રહ્માનંદને દ્રાક્ષ આપી અને એ નાના નિર્દોષ બાલકે સંકોચથી હાથ પહોળા કરતાં કરતાં લીધી; પણ એથી એને સંતોષ ક્યાંથી થાય ? એને તો એવી સ્થુલ વસ્તુ કરતાં પણ કાંઈક વિશેષ–કાંઈક

સૂક્ષ્મ–કાંઇક દૈવી વસ્તુની વાંચ્છના હતી; પણ હવે એ ક્યાંથી મળે ? સ્વામીજીનાં પત્ની એ બધી વાર એક બાજુ દૂર સ્વામીજીને નિહાળતાં મૌન ધારણ કરીને શાંત ઉભાં હતાં. એ બન્ને વચ્ચે તો એક શબ્દ જેટલી પણ વાતચીત ન થઇ. સ્વામીજીએ પોતાનાં ઓરમાન માતાજી સાથે હસતાં હસતાં થોડી વાતચીત કરી. કુટુંબનાં બધાં સ્વજનોના કુશળવર્તમાન પૂછયા અને થોડી વારે એ પૂર્વાશ્રમનાં સ્વજનો–રામનાં દર્શનોત્સુકો પોતાની યાત્રા સફલ માનીને ઓરડામાંથી બહાર નીકળ્યાં."

## બિમારીકા સતાના
### ( ગજલ કવ્વાલી )

[૧]બિઠાકર આપ [૨] પહલૂમેં, હમેં આંખેં દિખાતા હૈ;
સુના બૈઠેંગે હમ સચ્ચી, ફકીરો કો સતાતા હૈ–૧
અરે દુનિયાં કે [૩]બાશિન્દો! ડરો મત, [૪]બીમકો છોડો;
યહ [૫]શીરીં–રૂ તો [૬]મિસરી હૈ, [૭]ભવેં નાહક ચઢાતા હૈ–૨
યહ [૮]સલવટ ડાલના ચેહરે પે ગંગાજી સે સીખા હૈ;
હૈ અન્દર સે મહા શીતલ, યહ ઉપરસે ડરાતા –૩
બનાવટકી [૯]જબીં પુર ચીન, હૈ [૧૦]ઉલ્ફત સે [૧૧]મુલબબ દિલ;
બનાવટ [૧૨]ચાલબાજીસે યહ ક્યોં [૧૩]ભરરેમેં લાતા હૈ–૪
અગર હૈ [૧૪]જર્રે જર્રહમેં કિ બલકિ [૧૫]લાખવેં [૧૬]જુજમેં;
તો [૧૭]જુજવો–કુલભી સબ વહ હૈ, [૧૮]દિગર ઝટ ઉડહી જાતા હૈ–૫
[૧૯]નિગાહે–ગૌર રખ [૨૦]કાયમ, જરા [૨૧]બુરકા કો [૨૨]તાકે જા;
યહ બુરકા સાફ ઉડતા હૈ, વહ પ્યારા નઝર આતા હૈ–૬
[૨૩]તલાતમ–ખેજ [૨૪]બેહરે–હુસનો [૨૫]ખૂબી હ અહાહાહા;
[૨૬]હવાસો–હોશકી [૨૭]કિશતી કો [૨૮]દમભરમેં બહાતા હૈ–૭
[૨૯]હસીનોં ! [૩૦]હુસનો–ખૂબી હૈ મેરી [૩૧]જુલ્ફે–સ્નિયાહ કા [૩૨]જિલ;

૧ બેસાડીને ૨ પાસે, પડખામા ૩ રહેનારા, નિવાસી ૪ ભય ૫ મધુરભાષી ૬ સાકર ૭ ભવાં ૮ વળ, કરચલી ૯ કરચલીવાળું મુખ ૧૦ પ્રેમ ૧૧ ભરેલું ૧૨ કૃત્રિમ યુક્તિ ૧૩ પંજામાં ૧૪ પ્રત્યેક પરમાણુમાં ૧૫ લાખમા ૧૬ ભાગમા ૧૭ વ્યષ્ટિ અને સમષ્ટિ ૧૮ બીજું, દ્વૈતભાવ ૧૯ વિવેકદૃષ્ટિ ૨૦ હમેશાં, સ્થાયી ૨૧ પડદો, આવરણ ૨૨ એના ભણીજ દૃષ્ટિ રાખ ૨૩ તરંગોમા ઉછળનાર ૨૪ સૌંદર્યનો સમુદ્ર ૨૫ આશ્ચર્ય ૨૬ જ્ઞાનેંદ્રિય ૨૭ નૌકા ૨૮ એક પળમાં ૨૯ સુન્દર પુરુષો ૩૦ સૌંદર્ય અને આશ્ચર્ય ૩૧ કાળી કેશલટા (માયા) ૩૨ છાયા, પ્રતિબિંબ

[33]અબસ સાયા–[34]પરસ્તોં કા પડા દિલ [35]તલમલાતા હૈ–૮
અરે [36]શોહરત ! અરે[37]રુસવાઇ ! અરે[38]તોહમત ! અરે [39]અજમત!
મરો લડ લડકે તુમ અબ રામ તો પલ્લા છુડાતા હૈ–૯

**ભાવાર્થ:—**

રામનું શરીર જરા માંદું પડયું ત્યારે રામ પોતાના ( પ્રેમાત્મા ) સ્વરૂપને સંબોધીને કહે છેઃ–હે વહાલા ! તારી પાસે બેસાડીને હવે આંખો કહાડે છે, પણ યાદ રાખજે, કે અમે સાચુંજ સંભળાવી દેશું. શું ફકીરોને સતાવે છે ? (૧)

હે સંસારી લોકો ! ડરશો નહિ; ભય છોડી દ્યો; કારણ કે એ મધુર મુખ ખરૂં જોતાં તો સાકર જેવું છે; પરન્તુ એ તો અમસ્તાંજ ભવાં ચડાવે છે. ( અર્થાત્ બહારથી ગુસ્સે થાય છે અને તે પણ અમસ્તોજ. ) (૨)

આમ ચહેરા ઉપર કરચલી પાડવાનું અમારો વહાલો ગંગાજી પાસેથી શીખ્યો છે. ( કારણ કે વહેતી વખતે ગંગાજીના પ્રવાહ ઉપર વમળ પડે છે અને અંદરથી તો જલ અત્યંત શીતલ હોય છે; તેવીજ રીતે એ પ્રીતમ ) અંદરથી અત્યંત શાન્ત–શીતલ છે અને બહારથી ડરાવે છે. (૩)

એ વહાલાનું કરચલીવાળું કપાળ તો તદ્દન કૃત્રિમજ છે; કારણ કે એનું હૃદય તો પ્રેમથી તરબોળ ભર્યું છે; પરંતુ કોણ જાણે શામાટે એ પોતાના આવા બનાવટી વેશથી લોકોને ભ્રમમાં નાખે છે. (૪)

અને જો પરમાણુ માત્રમાં એ છે, અરે ! એના લાખમા ભાગમાં પણ તે છે, તો પછી વ્યષ્ટિસમષ્ટિ પણ બધું એજ છે; તેના સિવાય અન્ય કશું રહીજ શકતું નથી. (૫)

નિરન્તર વિચારદષ્ટિવડે ( આ માયાના) પડદાને જોતો રહે; એ વિવેકવડે એ પડદો ( આવરણ ) તદ્દન ઉડી જાય છે અને એ વહાલો ( આત્મા ) દષ્ટિએ પડવા માંડે છે. (૬)

અહાહાહા ! મારા સૌંદર્યનો સમુદ્ર કેવો ઉછળી રહ્યો છે; એ મનબુદ્ધિની નૌકાને એક શ્વાસ લેતાં લેતાંમાં તો તાણીને લઇ જાય છે એટલે કે મનબુદ્ધિ એને જોઇને વિસ્મિત થઇ જાય છે. (૭)

હે વહાલા સુન્દર પુરુષો ! યાદ રાખજો કે તમારૂં સૌંદર્ય તો મારી કાળી

૩૩ મિથ્યા ૩૪ રૂપાસક્ત, માયાસક્ત ૩૫ તડફડે છે ૩૬ યશ ૩૭ અપયશ ૩૮ કલંક ૩૯ મોટાઇ

કેશલટો (માયા)નો કેવલ પડછાયો છે; પડછાયાના પૂજારીઓ ( બાહ્યરૂપમાં મોહિત થનારા અથવા માયાના આસકત પુરુષો ) નાં ચિત્ત તો તાકતાંજ રહી જાય છે. (૮)

હે યશ ! હે અપયશ ! હે કલંક ! હે મોટાઇ ! તમે બધાં હવે લડી લડીને મરી પરવારો. રામ તો હવે તમારા બધાથી તદ્દન છેડો છોડીને બેઠો છે. ( તમારાથી પૃથક્ થઇને બેઠો છે. ) (૯)



## પ્રકરણ ૨૧ મું-હિમાલયનિવાસ-વ્યાસાશ્રમ

" હાથને રાખ ચોળી હોય તો હાથની ચામડી સાફ કરે છે. એવીજ રીતે ધન્ય છે શારીરિક વ્યાધિઓને કે જે પોતાની સાથે દેહાધ્યાસને પણ લેતા જાય છે ! અહા ! આવો, પધારો હે વ્યાધિઓ અને વ્યથાઓ ! " સ્વામી રામતીર્થ

હરદ્વારની માંદગીમાંથી સાજા થયા પછી પૂરણજીને એક પત્રમાં વ્યાધિમાંથી પણ ઉત્તમ આધ્યાત્મિક નિષ્કર્ષ ખેંચનારો ઉપર પ્રમાણે પત્ર લખ્યો હતો. હરદ્વારથી નીચેના પ્રદેશમાં એકવાર પુન: ગાઝીપુર અને મુઝફ્ફરનગર સુધી ગયા હતા; પરંતુ નવેંબર માસમાં પાછા હરદ્વાર થઇ હૃષીકેશને રસ્તે હિમાલય તરફ પ્રયાણ કર્યું.

પ્રયાગ અને કાશીમાં, તેમજ હરદ્વારમાં પોતાનાં વ્યાખ્યાનો અને સત્સંગમાં અનેકવાર કહ્યા કરતા કે રામને "માનસગતિશાસ્ત્ર" નામનું એક અંગ્રેજી ભાષામાં વેદાન્તવિષયક પુસ્તક લખવાનો વિચાર છે. અમેરિકાનાં વ્યાખ્યાનોની જે હસ્તલિખિત પ્રતો તેઓ પોતાની સાથે લાવ્યા હતા, એ બધાનો એમાં ઉપયોગ કરીને એક મોટો ગ્રંથ તૈયાર કરવાનો એમનો વિચાર હતો. અમેરિકાનાં જે વ્યાખ્યાનો આપણને અત્યારે ઉપલબ્ધ થયાં છે, એ બધાં અત્યાર સુધી એમના નિકટનાં સહવાસીઓ તથા શિષ્યોને એટલા માટેજ નહોતાં બતાવ્યાં; કારણ કે એમાં હજુ ઘણો સુધારો કરવાની એમની ઇચ્છા હતી. છતાં પણ સંયુક્ત પ્રાન્તના એ સમયના પ્રવાસમાં એમની સમક્ષ દર્શન-સત્સંગ માટે આવનારા જિજ્ઞાસુઓને અમેરિકામાં લખેલાં કાવ્યો, નાના નાના લેખો તથા વ્યાખ્યાનોના વિભાગોની પ્રસાદી આપીને કહેતા કે " લઇ જાઓ, આ રામ બાદશાહનો પ્રસાદ છે. " આમ મૂલ્યવાન મોતીઓની

ઉજાણી ચાલુ હતી; પરંતુ જે પુસ્તકના નામનો ઉલ્લેખ એમના અનેક વ્યાખ્યાનમાં આપણે જોઇએ છીએ, એની સામગ્રીરૂપે એ બધાં વ્યાખ્યાનો અમેરિકાથી પોતાની સાથે લાવ્યા હતા અને એમાં સુધારાવધારા કરીને તથા એ બધાને પદ્ધતિપુરઃસર ગોઠવીને વેદાન્તવિષયક નવીન પ્રકાશ પાડતું એક સુંદર, સરલ પુસ્તક લખવાની એમની ઇચ્છા હતી અને એજ ઇચ્છાથી વિદેશમાંથી પાછા ફર્યા પછી, ભારતવર્ષના પ્રત્યેક ભાગમાંથી આવતાં નિમંત્રણોનો અનાદર કરીને પણ, હિમાલયમાં એકાન્તનિવાસ માટે જવાની ઉત્કંઠા દેખાડતા હતા.

આગ્રાના ભૂતપૂર્વ ન્યાયાધીશ અને અત્યારે સ્વર્ગસ્થ લાલા બૈજનાથજી એમના પરિચયમાં આવ્યા હતા. એ સજ્જને પોતે અંગ્રેજીમાં "પ્રાચીન અને અર્વાચીન હિંદુધર્મ" વિષયક એક પુસ્તક લખ્યું હતું, જેની પ્રસ્તાવના સ્વામી રામે પુષ્કરમાં લખી આપી હતી અને "ભારતવર્ષનો ભવિષ્ય કાલ" નામના મથાળાથી ગુજરાતીમાં એનો અનુવાદ થયો છે. પુષ્કરમાં "યજ્ઞનું રહસ્ય" નામનો કર્મકાંડની મીમાંસા કરનારો એક લેખ લખ્યો હતો. એ લેખમાં તેમજ અન્ય સ્થલે અપાયેલાં વ્યાખ્યાનોમાં પ્રાચીન વૈદિક કર્મકાંડની આધુનિક કાલને માટે નિરર્થકતા પ્રતિપાદન કરવાનો પ્રયત્ન કર્યો હતો; અને દેશભરને અત્યારે ઉપયોગી થઈ પડે એવાં લોકોપકારક કલાકૌશલ્યરૂપી કર્મકાંડને પ્રધાનતા આપી હતી. કાલના વહેવા સાથે કર્મકાંડની પદ્ધતિ બદલાય છે એમ એમણે ઘણે સ્થલે કહ્યું છે; "યજ્ઞનું રહસ્ય" નામના લેખમાં એ કર્મકાંડના પરિવર્તનનું વર્ણન કરતાં તેઓ લખે છે કે:—

"હિંદુસ્તાનના ઇતિહાસમાં પાછળથી વૈદિક યજ્ઞનું સ્થાન પૌરાણિક કર્મકાંડે લીધું છે. મહાભારતના કૌટુંબિક યુદ્ધથી મહત્ત્વનું પરિવર્તન થયેલું જણાય છે................પૌરાણિક દેવોના સંબંધમાં લોકોની જે માન્યતા હતી તે બદલાઇ ગઈ, વ્યાવહારિક આવશ્યકતાઓ અત્યંત વધી પડી, માત્ર એકજ યજ્ઞને માટે મહિનાઓના મહિનાઓ અને વર્ષોનાં વર્ષો ગુમાવવાનું લોકોને પસંદ પડ્યું નહિ; આથી પ્રાચીન યજ્ઞોની જગ્યાએ પૌરાણિક કર્મકાંડની રૂઢિ કેમ ઘુસી ગઇ તે સમજાશે................આપણા કર્મકાંડ બદલીને ચાલુ પરિસ્થિતિને અનુકૂળ કરવા જોઇએ. આપણી આવશ્યકતાઓ વેદકાલીન ઋષિઓની આવશ્યકતાઓથી ભિન્ન છે."

ઉપર પ્રમાણે કર્મકાંડમાં પરિવર્તનની સૂચના કરીનેજ ન અટકતાં વેદા-

ન્તના ધુરંધર આચાર્ય ભગવાન શંકર તેમજ અન્ય રામાનુજ મધ્વ વિગેરે આચાર્યોપર એ લેખમાં આક્ષેપ જેવું થોડું નીચે પ્રમાણે લખાણ છે.

" પ્રાચીન સ્થિતિને ભવિષ્યમાં ઉત્પન્ન કરવાની આકાંક્ષા રાખનાર અને ભૂતકાળનેજ હમેશાં પોતાની દૃષ્ટિ સમક્ષ રાખનારના જેવી દયાજનક સ્થિતિ બીજા કોઇ મનુષ્યની હોતી નથી. આ લેખના સમર્થનમાં ગીતા, મનુસ્મૃતિ અને શ્રુતિનાં પ્રમાણો ટાંકી શકાય તેમ છે; પરંતુ...............પ્રતિપક્ષીઓ પણ એ પ્રમાણુનાં વિરોધી પ્રમાણો એજ પુસ્તકોમાથી ટાંકી બતાવશે અને એમ થતાં મુખ્ય મુદ્દો દૂર રહી જઇ નીરસ શબ્દવાદ વધી જશે; એટલુંજ નહિ પરંતુ વસ્તુસ્થિતિના અભ્યાસ કરતાં પુસ્તકોના અધ્યયનને વિશેષ મહત્ત્વ આપનારી ભૂલભરેલી શિક્ષણપદ્ધતિ જે ચાલી આવે છે એને ઉત્તેજન આપ્યા જેવું થશે. "

પોતાના વિશાળ વેદાભ્યાસમાંથી, આટલું લખીને અને પ્રાચીન ભારતના ગૌરવ સમાન બ્રહ્મર્ષિઓનાં અનુભવપ્રમાણો આપીને વૈદિક ધર્મનું સંસ્થાપન કરનાર ભગવાન શંકરાચાર્ય, રામાનુજાચાર્ય, મધ્વાચાર્ય વગેરે સમર્થ પુરુષોની પદ્ધતિમાં નીચે પ્રમાણે દોષારોપણ કરે છે:—

"મહાત્મા શંકરની મોટામાં મોટી ભૂલ એ હતી કે તેમણે પોતાનો (અનુભવનો) ખરો પ્રકાશ ગુપ્ત રાખ્યો હતો. સ્વાનુભવ કરતાં અધિક પ્રમાણુપાત્ર બીજું કયું પ્રમાણ માની શકાય ? છતાં સ્વાનુભવથી જે વાસ્તવિક તત્ત્વ તેઓ સમજ્યા હતા તે તત્ત્વને પ્રકટ કરવા માટે પ્રાચીન ગ્રંથોનાં પાનાં ઉથલાવવામાં અને શબ્દોનો વિપર્યાસ કરવામા નકામો વખત ગાળવાની તેમણે શામાટે માથાફોડ કરી હશે ? ત્યારપછી અન્ય મહાત્માઓ (રામાનુજ, મધ્વાચાર્ય વગેરે) થયા અને તેમણે પણ એજ કંગાલ શબ્દો લીધા અને એ શબ્દોના પોતાને અનુકૂલ આવે એવા અર્થો કર્યા. આ શુભેચ્છાથી કરેલા પ્રયત્નથી સત્યનો વેગ વધવાની વાત તો બાજુપર રહી, પણ ઉલટી તેથી તેની ગતિ મંદ પડી. સ્પષ્ટ કહીએ તો ભારતવર્ષની સાંપ્રત અવનતિનું કારણ એજ છે કે આપણે સૃષ્ટિક્રમવિરુદ્ધ આપણા નિત્ય અમર આત્મદેવને પુસ્તકરૂપી પિશાચનો ગુલામ બનાવી દીધો છે, શ્રુતિમાતાની એવી દુર્દશા થઇ ગઇ છે કે તેનો એક પુત્ર એના સુંદર વાળ એક તરફ ખેંચે છે તો બીજો બીજી તરફ ખેંચે છે; અને વળી ત્રીજો એનો ચોટલો મજબૂત પકડીને અન્ય

દિશા ભણી ખેંચી જાય છે. આવી રીતે પ્રત્યેક જણ શ્રુતિના નામ નીચે પોતાને ફાવે તેવો મત ઘુસાડી દે છે અને આ બધાનું પરિણામ એવું આવે છે કે તે પોતે સત્યથી વિમુખ થાય છે. ”

આટલું બધું લાંબું અવતરણ ઉતારવાની એટલા માટે આવશ્યકતા લાગી છે કે તે સમયના સંયુક્ત પ્રદેશના ભ્રમણમાં જ્યારે એમણે પોતાના ગ્રંથ-લેખનના વિચાર પ્રકટ કર્યા અને એક સમયે પ્રયાગમાં વિદ્વાન પંડિતો સાથે સમાગમ થયો, ત્યારે એમના આવા વિચાર જોઇને એ સાત્ત્વિક બ્રાહ્મણોએ સ્વામી રામને વેદવેદાંગનો જાતે અભ્યાસ કર્યા પછીજ પોતાનું પુસ્તક લખવાની વિનમ્ર સૂચના કરી. અમારે સ્પષ્ટ કહેવું જોઈએ કે સ્વામી રામે જ્યારે સંન્યાસ આશ્રમ ગ્રહણ કર્યો ત્યાર પહેલા એમનો અભ્યાસ જેટલો ફારસી ભાષાના સૂફી કવિઓના મસ્તીભર્યા કાવ્યોનો હતો, તેટલો વેદાન્તનાં પ્રાચીન પુસ્તકોનો નહોતો. દ્વારકાપીઠના અધિષ્ઠાતા ભગવાન શંકરાચાર્યનો એમને માત્ર એકાદ અઠવાડિયા જેટલો સત્સંગ રહ્યો હતો. તે પહેલાં એમણે શ્રીમદ્ભગવદ્ગીતા, ઉપનિષદ્, આદ્ય શંકરાચાર્યના નાના નાના લેખો, ષડ્દર્શનો અને બ્રહ્મસૂત્ર તથા ઉપનિષદ્ ઉપરનાં શાંકરભાષ્યોનો અંગ્રેજીમા અભ્યાસ કર્યો હતો. તપોવનમાં વિહાર કરતી વખતનું એમનું નિત્યનું સાથી ઉપનિષદ્નું પુસ્તક પણ અંગ્રેજી ભાષાનું હતું અને એ પુસ્તક હજુ પણ “રામતીર્થ પબ્લિકેશન લીગ” લખનઉના પુસ્તકાલયમાં છે, એ આ લેખકે જાતે જોયેલું છે. સ્વામી રામને પંડિતાઈની પર્વા નહોતી; વિદ્વાન બનવાની એમની અભિલાષાજ નહોતી; એમને તો અનુભવ, અનુભવ અને અપરોક્ષ અનુભવનીજ એકમાત્ર લાલસા હતી અને અહંગ્રહ ઉપાસનાદ્વારા હિમાલયમાં પ્રચંડ તપસ્યા કરીને એમણે એ લાલસા તૃપ્ત કરી હતી. અખંડ નિજાનંદની સ્થિતિ સંપાદન કરી, વેદાન્તની સાક્ષાત્ મૂર્તિ બની તેઓ જનસમાજમાં પોતાના અનુભવનાં ઉજ્જવલ આંદોલન આપવા ઉતરી પડયા હતા. વેદાન્તપ્રચારના વ્યાવહારિક ક્ષેત્રમાં એટલા માટેજ એમનાં વ્યાખ્યાનોમાં કર્મ તથા ઉપાસનાનો વિશેષ ઉલ્લેખ આપણે નથી જોતા. મહાવાક્ય तत्त्वमसि નો સીધો ઉપદેશ આપવાનું કાર્ય એમણે પ્રારંભથીજ કરવા માંડયું હતું અને જ્ઞાનજ-આત્મજ્ઞાનજ એક માત્ર ઉદ્ધારનો અપૂર્વ માર્ગ છે, એમ છચોક એમણે બધાને સંભળાવવા માંડયું હતું; પરંતુ વાસ્તવિક વિચાર કરી જોતાં વેદાન્ત કર્મ તથા ઉપાસનાનું વિરોધી નથી. વેદાન્ત અદ્વૈતજ્ઞાનનું પક્ષપાતી છે ખરૂં; પણ કર્મ,

ઉપાસના અને જ્ઞાનના અધિકારપરત્વે ભેદ પાડી, જ્ઞાનના ઉત્તમ અધિકારનેજ એ નિર્ગુણ ઉપાસનાદ્વારા બ્રહ્મસાક્ષાત્કાર કરવાનો ઉપદેશ કરે છે. યજ્ઞનાં કર્મકાંડ તથા પંચદેવની ઉપાસનાના વૈદિક સિદ્ધાન્તનો અધિકારપરત્વે વેદાન્ત સ્વીકાર કરે છે અને અધિકારપરત્વે એની ઉપયોગતાનો સ્વીકાર કરીને અંતિમ પદપર આરૂઢ થઇ શકે એવા અધિકારીને મહાવાકયનો ઉપદેશ કરે છે. ભગવાન શંકરાચાર્ય તથા અન્ય સર્વ આચાર્યો શ્રુતિનાં પ્રમાણો આપીને પોતપોતાના અનુભવની, પ્રાચીન અનુભવીઓનાં શાસ્ત્રપ્રમાણો સાથે, એકવાકયતા તપાસી પોતપોતાનો સિદ્ધાન્ત પ્રતિપાદન કરે એમાં શ્રુતિનો કે એ આચાર્યોનો કેવી રીતે દોષ કાઢી શકાય? જગતના લોક વિવિધ રુચિના છે; વિશાલ માનવસમાજના અધિકાર ભિન્ન ભિન્ન છે અને એ સમર્થ પુરુષોએ લોકોના અધિકારપરત્વે, દેશકાલનો વિચાર કરીને જે જે સાધનોનો ઉપયોગ બતાવ્યો હોય,તેમાં આધુનિક યુગને આવશ્યક પરિવર્તન કરવું, એ અત્યારના આચાર્યોનું કાર્ય છે; પરંતુ એની સાથે એ સ્મરણમાં રાખવું જોઇએ કે ઉપનિષદ્ આદિ વેદગ્રંથોમાં જે સિદ્ધાન્તો પ્રતિપાદિત કર્યા છે, તે માત્ર આ લોકસુખ–સાધનનાજ નથી. એ શાસ્ત્રોનો ઉદ્દેશ તો યજ્ઞયાગ અને ઉપાસનાનાં સાધનવડે જીવાત્માને લોકપરલોકનાં અનેક બંધનોથી મુક્ત કરવાનો છે. પિતૃયાન ને દેવયાનના બે સુંદર માર્ગનું વર્ણન કરી ઉપનિષદ્ અનેક સુંદર આખ્યાયિકાઓ અને વૈજ્ઞાનિક અન્વેષણોના અનુભવદ્વારા એ કર્મકાંડનું રહસ્ય પ્રતિપાદન કરે છે.એ વિષય કેવળ સ્થુલ વિશ્વનોજ નહિ, પણ સૂક્ષ્મ તથા કારણ જગતનાં પરિવર્તનો સાથે સંબંધ રાખનારો હોઇ, સાધકને એમાં પ્રથમ શ્રદ્ધાથીજ પ્રવેશ કરવાનું હોય છે. એટલા માટે માત્ર વૈદિક ગ્રંથોનાં પ્રમાણોદ્વારાજ એનું પ્રતિપાદન પરાપૂર્વથી થતું આવે છે; અને ભારતવર્ષના પ્રત્યેક કાલના આચાર્યો પોતાના અનુભવની વાસ્તવિકતા અને સિદ્ધાન્તની યથાર્થતા સિદ્ધ કરવા માટે અપૌરુષેય વેદગ્રંથોનાં પ્રમાણોનો આશ્રય એટલા માટેજ લેતા આવ્યા છે.

સ્વામી રામતીર્થનો સંસ્કૃત ભાષાનો અભ્યાસ પોતાના અનુભવપૂરતોજ હતો; અને જ્યારે એમનાં વ્યાખ્યાનોમાં તથા લેખોમાં અસંગતિ જણાવા માંડી, ત્યારે વિદ્વાન પંડિતો તથા સંતસાધુઓએ એમને વેદવેદાંગ, શાંકરભાષ્યસાથે પ્રસ્થાનત્રયી તથા વેદાન્તના ચિત્સુખી, અદ્વૈતસિદ્ધિ વિગેરે ગ્રંથોનું સંસ્કૃતભાષામાં અવલોકન કરવાની સલાહ આપી; અને સરલ,

સાત્ત્વિક રામે એનો સ્વીકાર કર્યો. વિદ્યાર્થી અવસ્થામાં જે અવિરત પરિશ્રમ અને સ્વાશ્રયના બલવડે ગણિતશાસ્ત્ર, ફારસીના મસ્તીભર્યા મસનવી, પાશ્ચાત્ય દર્શનશાસ્ત્રો અને વેદાન્તના ગ્રંથોનું અનુશીલન કર્યું હતું, એજ વિદ્યાપ્રેમ, એજ પરિશ્રમબલ અને એજ અભ્યાસપરાયણતા સ્વામી રામમાં અત્યારે જાગૃત થઈ આવ્યાં અને લાલા બૈજનાથને સમસ્ત વેદ-વેદાંગ, નિરુક્ત, પાણિનિકૃત અષ્ટાધ્યાયી, એના ઉપરનું પાતંજલમહાભાષ્ય અને એવા અન્ય અનેક સંસ્કૃત ગ્રંથો હિમાલયમાં મોકલવાની આજ્ઞા કરીને પોતે મુઝફ્ફરનગરથી હરદ્વાર થઇને હૃષીકેશ આવ્યા.

વિદેશગમન પહેલાં હિમાલયના ભાગીરથી ગંગાના પશ્ચિમપ્રદેશ ગંગોત્રી ભણી નિવાસ કર્યો હતો અને ગંગોત્રી તથા યમુનોત્રીની ઉપરનાં હિમાચ્છાદિત શિખરોપર ભિન્ન ભિન્ન સ્થલે વિહાર કરી તપોમય જીવન ગાળ્યું હતું. આ વખતે એમણે ગંગાજીના પૂર્વભાગમાં આવેલાં સઘન વનોમાં રહેવાનો વિચાર કર્યો. હૃષીકેશથી ત્રીસેક માઇલ ઉપર ગંગાજીને પશ્ચિમ કિનારે વ્યાસચટ્ટી નામનું સ્થાન છે ત્યાંથી સાતેક માઈલ ઉંચે વ્યાસાશ્રમ નામનું સ્થાન એમણે પસંદ કર્યું. એમ કહેવાય છે કે આ એકાન્ત નિર્જનવનમાંજ ભગવાન કૃષ્ણ દ્વૈપાયન વેદવ્યાસે તપશ્ચર્યા કરી હતી. આ સ્થાન જેટલું નિર્જન છે એટલુંજ અગોચર છે. આસપાસ દશ દશ માઇલ સુધી વસ્તી નથી. એ અરણ્યમાં જવા માટે વ્યાસગંગા નામની નદી ઉતરવી પડે છે; બદરિનારાયણનાં યાત્રાળુઓને ભાગીરથી, અલકનંદા, મંદાકિની વિગેરે જે મોટી તથા નાની અનેક નદીઓ માર્ગમાં આવે છે, ત્યાં લોખંડી દોરડાંના ઝુલતા પૂલ બાંધેલા છે; પરંતુ તે સિવાય અન્ય રસ્તે જતાં જ્યાંજ્યાં નદીઓ ઓળંગવી પડે છે ત્યાં વનવાસીઓ ઝાડની છાલનાં મજબૂત દોરડાં વણીને એનાં શીંકાં બાંધી પ્રવાસીઓને આ પારથી પેલે પાર જવા માટે સગવડ કરી રાખે છે. વ્યાસાશ્રમમાં જવા માટે વ્યાસગંગાની ઉપર આવો દોરડાંનો એક ઝુલો હતો. સ્વામીજીનાં અમેરિકન શિષ્યા મિસિસ વેલમેન (સૂર્યાનંદ) જ્યારે અમેરિકા જવા પહેલાં સ્વામીજીનાં દર્શન કરી વિદાય લેવા ગયાં, ત્યારે એને મળવા માટે સ્વામીજી એ ઝુલો પાર કરીને વ્યાસગંગાને આ કાંઠે પોતે આવ્યા હતા; કારણ કે એ વૃદ્ધ વિદેશી સન્નારી બે સામસામી ઉંચી ભેખડોને આધારે બાંધેલા દોરડાંના શીંકામાં બેસીને નિર્ભયપણે જઇ શકે એમ નહોતું.

અહીં એમને માટે એક પર્ણકુટિ બંધાવવામાં આવી હતી. નારાયણ

સ્વામી એમની સેવામાં હતા. વેદવેદાંગનાં પુસ્તકો આવી પહોંચ્યાં એટલે સ્વામી રામે અભ્યાસ શરૂ કર્યો. અધ્યયનની એમની પદ્ધતિ અને સ્વાશ્રય-વડેજ અભ્યાસ કરવાની ટેવ એમણે પોતાના વિદ્યાર્થીજીવનમાંથીજ કેળવી હતી, એ આપણે જાણીએ છીએ. પાણિનિકૃત અષ્ટાધ્યાયી અને એના ઉપરના પાતંજલમહાભાષ્યનો અને તેની સાથે નિરુકતનો અભ્યાસ શરૂ કર્યો. પૂરણજી અહિં પણ પોતાના સ્વાભાવિક નિયમ પ્રમાણે એમનાં દર્શનસત્સંગ માટે ગયા હતા. તેઓ લખે છે કે:—

ઇ૦સ૦૧૯૦૫ના ફેબ્રુઆરીથી ઇ૦સ૦૧૯૦૬ના ફેબ્રુઆરી માસસુધી તેઓ અહિં રહ્યા.તે દરમ્યાન એમણે દાઢી વધારી હતી. એમનાં દર્શન માટે જે કોઈ જતું તેને કહેતા કે:–'જુઓ; રામે વ્યાસના જેવી દાઢી વધારી છે.' પ્રયાગના પંડિતોની સલાહથી એમણે વેદવેદાન્ત તથા શાંકરભાષ્યનો પ્રાચીન પદ્ધતિએ અભ્યાસ કરવો શરૂ કર્યો હતો; પરંતુ સંસ્કૃતના આ અભ્યાસથી એમના સ્વભાવમાં બહુ ફેરફાર થઇ ગયો હતો. આનંદી અને ઉન્મત્ત રામમાં ધ્યાન-પરાયણતા આવવા માંડી હતી. કલાકોના કલાકોસુધી તેઓ શાંત બેસી રહેતા. એમના એ અભ્યાસકાલે મેં તો એક એવી મતલબનો પત્ર લખવાની પણ ધૃષ્ટતા કરી હતી કે: "આપના ટીકાકાર પંડિતો તો બધા મરીપર્વાર્યા છે. આપ શામાટે સંસ્કૃત વ્યાકરણ ભણવામાં આપના આનંદનો ભોગ આપો છો ? " પરંતુ એમણે એવો ઉત્તર વાળ્યો હતો કે: "કાંઇ પવા નહિ; રામમાં હજુ ઘણી શકિત છે, તો પછી સંસ્કૃત શીખવામાં શામાટે એનો ઉપયોગ ન કરવો ? "

"અહિં વ્યાસાશ્રમમાં વેદમંત્રોનાં રહસ્યો ઉકેલતા, અનેક ભાષ્યકારોના અર્થોની વિચિત્રતા જોઇને ઘણીવાર હસતા અને એ વેદમંત્રોમાંથી પાશ્ચાત્ય વિજ્ઞાનશાસ્ત્રોને સમર્થક થઇ પડે એવા અર્થો શોધી કહાડનારા માટે એમને બહુ આશ્ચર્ય થતું. તેઓ કહેતા કે:–

"સૌને પોતપોતાની સમજણ પ્રમાણે વૈદિક શબ્દોના અર્થ કરવાનો અધિકાર છે. દૃષ્ટાંતતરિકે રામ જેવીરીતે ફારસી કવી હાફેઝના 'શરાબ' શબ્દને દૈવી ઉન્માદના અર્થમાં વાપરીને આનંદ માણે છે, પરંતુ એથી હાફેઝે વાપરેલા મૂલ શબ્દનો એવોજ અર્થ છે એમ કહેવાનો રામનો અભિપ્રાય નથી. એવીજ રીતે દરેકે વેદમંત્રોના શબ્દોનો મરડીમચડીને અર્થ ન બેસાડવો જોઇએ. "

"સ્વામી રામ સાયણાચાર્યના ભાષ્યને બહુ માન આપતા. વેદ ઉપરના

એ ભાષ્યને બહુ પ્રામાણિક આધારરૂપ માનતા. એ સમયમાં અનેક લેખ લખતા અને એ બધા લેખમાં ભકિતની ભાવના પ્રધાનપણે દષ્ટિગોચર થતી. વ્યાખ્યાનોમાં વિશેષેકરીને આત્મજ્ઞાનનોજ સીધો ઉપદેશ આપતા; પણ એમના વિચારશીલ લેખોમાં પ્રેમભકિતના તરંગો, સત્સંગ, ગ્રંથપરિશીલન અને ધ્યાનધારણાના સંકેત જણાઈ આવે છે. અહીંઆં લખેલા 'ઇશ્વરભક્તિ અને ધર્મતત્ત્વ'નામનાલેખમાં પદ્ધતિપુર:સર વેદાન્તનાં સાધનોનો ઉલ્લેખ જણાય છે.

"વ્યાસાશ્રમમાં અરણ્યનિવાસીઓ એમની પાસે આવતા અને દૂધફૂલ વિગેરે આપી જતા. હું એમને સ્વામીજી માટે પૂછતો ત્યારે તેઓ કહેતા કે:"સ્વામીજી મનુષ્ય નથી, એ તો દેવ છે.' રામના તત્ત્વજ્ઞાનનો એ બિચારા એક શબ્દ પણ ભાગ્યેજ સમજતા, છતાં એમના પ્રતિની ભકિતને લીધે એ લોકોએ માત્ર એકજ દિવસમાં એક સુંદર પર્ણકુટિ બનાવી આપી હતી.

"રામના સ્વભાવમાં ફેરફાર થવા માંડયો હતો એમ પહેલાં હું કહી ગયો છું. આનંદ, હાસ્ય અનેચૈતન્યના જે પ્રવાહ એમના જીવનમાંથી વહેતા, એનો મેં જ્યારે અભાવ જોયો ત્યારે એક દહાડો મેં એમને પ્રશ્ન પૂછવાની ધૃષ્ટતા કરી:—

"સ્વામીજી ! આપ આટલા બધા બદલાઇ કેમ ગયા છો ? ખરેખર આપ બહુજ શોકાન્વિત લાગો છો."

"ઊંડી, શાન્ત, ગંભીર, ભાવગ્રસ્ત અવસ્થામાંથી જાણે અનિચ્છાએ જાગૃત થતા હોય તેમ વિશદ સ્વરે તેઓ બોલ્યા:—

"પૂરણજી ! આ જગતને તો કેવલ મારા આનંદની પુષ્પકલિઓ સાથેજ સંબંધ છે.એ આનંદપુષ્પો લઇને હું જ્યારે જગતને ભેટ ધરવા જાઉં છું, ત્યારે ખરેખર તે એની સૌરભ માણે છે; પરંતુ એ પુષ્પકલિઓ મારી જે જીવનલતામાંથી ઉત્પન્ન થાય છે અને એ આનંદપુષ્પો જે જીવનવલ્લી ઉપર ખીલે છે, એ જીવનલતાના મૂળમાં રસકસ પૂરવા માટે એકાન્તમાં જે અવિરત પરિશ્રમ મારે કરવો પડે છે, એનું એ લોકોને જરાએ ભાન નથી. હું એ જીવનલતા–આનંદલતાનાં મૂલને અત્યારે પોષણ આપું છું; અને મને લાગે છે કે જગતને આપણા ઉત્તમ વિચારો આપવા અને આવેશપૂર્ણ વ્યાખ્યાનો કરવાં; તેના કરતાં આવી મૌનની સાધના વિશેષ મહત્ત્વનું કાર્ય છે. ભગવાન શંકરાચાર્યના દિગ્વિજયી કાર્યની પછવાડે ભગવાન ગૌડપાદ અને ગોવિંદાચાર્યનું મૌનજ કાર્ય કરતું હતું."

સ્વામી રામને અમેરિકાની એક વિદ્યાપીઠે એલ. એલ. ડી. ની સન્માનસૂચક ઉપાધિ આપવાની ઇચ્છા પ્રગટ કરી; ત્યારે એમણે ઉત્તર આપ્યો હતો કે: "રામને એક એમ. એ. ની અને બીજી આ ચતુર્થાશ્રમના 'સ્વામી'પણાની એમ બે ઉપાધિઓજ ભારે પડે છે, ત્યાં વળી એવી બીજી ઉપાધિઓ કયાં ઉપાડતો ફરે ?" આમ કહીને એનો સાભાર અસ્વીકાર કર્યો હતો.

એ સમયનું વિશેષ ચિત્ર આલેખતાં પૂરણજી લખે છે કે:–"મારી માન્યતા પ્રમાણે સંસ્કૃતના અભ્યાસથી એમના ચિત્ત ઉપર એવા શાન્ત સંસ્કારો પડયા હતા કે માયાવાદની યથાર્થતા એમનામાં વિશેષ દૃષ્ટિગોચર થતી હતી. કવિતાપૂર્ણ આવેશના કરતાં જ્ઞાનની અવિચલ ગંભીર શાન્તિ એમના હૃદયમાં સામ્રાજ્ય ભોગવતી હતી.વેદાન્તના સિદ્ધાન્તાનુસાર પદ્માસન વાળીને તેઓ હમેશાં ધ્યાનમગ્ન બેસી રહેતા. દ્વંદ્વોથી કે જગતના પ્રસંગોથી એમના ચિત્તપર અસર નહોતી થવા પામતી. અસંગ, અનાસકત, એકાકી રામ જ્યારે ને ત્યારે અમને જોઇને એમ કહેતા કે:–" કોણ કહે છે કે જગતનું અસ્તિત્વ છે ? એ કદિ પણ હતું નહિ, છે પણ નહિ અને ભવિષ્યમાં પણ નથીજ." એની સાથે સાથે અમને એમ પણ કહેતા કે:–" તમે બધા આવીને રામને તમારામાં–તમારા અવાસ્તવિક નામરૂપમાં આશ્રય લેવરાવો છો અને પરમાત્માનું વિસ્મરણ કરાવો છો. તમારા આવવાથીજ જગતની પ્રતીતિ થાય છે." આ ઉપરથી મને એમ લાગતું કે એમના અંતઃકરણમાં પ્રેમભકિતના આવેશો શાંત થતા જતા હતા અને તેને સ્થાને ચિત્તની નિશ્ચલતા તથા શાંતિનો પ્રભાવ વધતો જતો હતો. પરમાત્માને 'પ્રેમ' 'મારો પ્રિયતમ' એમ કહીને વારંવાર તેઓ સંબોધતા અને એજ ભાવાવેશમાં દિનરાત મસ્ત પડયા રહેતા.

"એકવાર અમે સઘન વનમાં ફરવા નીકળી પડયા, ત્યારે તેમણે મને કહ્યુ:–"તમે લગ્ન કર્યું એ ઠીક કર્યું. ગૃહસ્થાશ્રમી જીવન સ્થાયી જીવન છે. તમારી પત્ની તમને. પરમાત્માનો સાક્ષાત્કાર કરવામાં સહાયતા કરશે. આવો, સંસાર છોડીને બન્ને જણાં અહિં આ પર્વતોમાં ચાલ્યાં આવો. રામ આ ટેકરી ઉપર રહે છે. તમે બન્નેજણાં અહિંથી થોડે દૂર બીજી ટેકરીપર નિવાસ કરજો."

પૂરણજીએ એકવારસંન્યાસધારણકરી પાછળથીપોતાનાંમાતાપિતાતથા લગ્નબંધનથી બંધાયેલીકુમારિકાના આગ્રહથી ગૃહસ્થાશ્રમનો સ્વીકારકર્યો હતો. આ

પ્રમાણે તેમણેવિનાઅધિકારે શ્મશાનવૈરાગ્યનેલીધે સ્વીકારેલાસંન્યસ્તનોત્યાગ કરીને પોતાના ખરા અધિકારને અનુસરતો ગૃહસ્થાશ્રમ સ્વીકારી લીધો તેને માટે તેમને ઉત્સાહ આપવા સારૂ,તેમજ સમજણવિનાના સંન્યાસ કરતાં સમજણપૂર્વકનો ગૃહસ્થાશ્રમ સારો છે,એમ દર્શાવવા સારૂ સ્વામીજીએ તેમને ઉપરોક્ત વચન કહ્યાં હોય એમ લાગે છે.વળી એની સાથે એમ કહેલું પણ યાદ રાખવાનું છે કે:"સંસાર છોડીને બંનેજણ અહિં આ પર્વતોમાં ચાલ્યાં આવો."

રામનાં પૂર્વાશ્રમનાં ધર્મપત્ની તથા પુત્ર એમનાં દર્શન માટે આવ્યાં ત્યારે એમણે જે આધારે એમને દર્શનમાટે ના પાડી હતી,તેનાં અનેક શાસ્ત્રીય કારણો છે. શરીરની સાથે સંબંધ ધરાવનારાં તેમજ અન્ય મમતાવશ થઇ પડેલાં સ્નેહીસંબંધીઓની દૃષ્ટિ સંન્યાસીનાં વિદ્વત્તા, પ્રતિષ્ઠા, જ્ઞાન અને પ્રતિભાપ્રતિ પહેલાંના કરતાં પણ વિશેષ આકૃષ્ટ થાય છે અને પરિણામે પ્રથમના મોહમાં તેથી વૃદ્ધિ થાય છે. બ્રહ્મવિદ્‌ની દૃષ્ટિ તો અહંમમત્વના સંબંધથી મુક્ત હોય છે; એના ચિત્તમાં સર્વને માટે સમાનભાવ હોય છે; જેથી જિજ્ઞાસુઓનો સંસર્ગ તો એ સહન કરી લે છે; કારણ કે એમાં જે કોઈ એના પરિચયમાં આવે છે તે બધાંને એ પરમાત્મદૃષ્ટિનું દાન કરી મોહમાયાથી મુક્ત થવાનીજ દીક્ષાશિક્ષા આપે છે, તેથી એ સંબંધો એને બાધક ન નિવડતાં ઉલટા એના પરમાર્થમાર્ગમાં સાધક થઇ પડે છે. અન્ય લોકની સાથે નિત્ય જ્ઞાનચર્ચા, આત્મકથન અને સત્સંગની લહાણી કરતો સંન્યાસી કદિ પણ દેહવાર્તા કે દેહસંબંધોની કુથલીમાં પોતે ન ઉતરતાં સહવાસીઓને પણ વ્યક્તિગત ભાવના અને સંબંધોમાંથી મુક્ત થવાનું શીખવે છે, ત્યારે દેહનાં સંબંધીઓ પોતાની દુર્બલતાને લીધે દેહદૃષ્ટિનો ત્યાગ ન કરતાં પ્રથમના કરતાં પણ મોહપાશમાં વિશેષ બંધાતાં જાય છે. ભગવાન બુદ્ધ તથા શંકરાચાર્ય જેવા ઉત્તમ કોટિના સામર્થ્યવાન મહાપુરુષોએ પણ પોતાનાં પૂર્વાશ્રમનાં સંબંધીઓને જ્યારે તેઓએ તેમનો વિરક્ત પુરુષતરિકે સ્વીકાર કર્યો ત્યારેજ સંસર્ગ સેવવા દીધો હતો એ સુપ્રસિદ્ધ વાર્તા છે. સમર્થ રામદાસ બાર વર્ષ જેટલી નાની વયમાં પોતાનાં માતા તથા બંધુનો ત્યાગ કરી ચોવીસ વર્ષ જેટલો લાંબો સમય વિયોગ વેઠી પોતાની સાધના પૂર્ણ કરીને પાછા આવ્યા ત્યારે તેમનાં માતાએ એમને ઘેર રહેવાનો આગ્રહ કર્યો હતો; પરંતુ એ મહાપુરુષે એમને સમજાવ્યું હતું કે: "હું તો મારા ધર્મ પ્રમાણે વિહાર કરતોજ રહીશ; અને પ્રસંગોપાત તમને મળ્યા કરીશ." ત્યાર પછી

દક્ષિણમાં એમણે નિવાસ કર્યો હતો, છતાં પોતાના સ્વધર્મ પ્રમાણે મધુકરી-પર નિર્વાહ કરતા, સ્થાને સ્થાને મઠ સ્થાપી આર્યધર્મની રક્ષાનાં લોકોને સાધનો કરી આપતા અને એમ વિરક્ત રહીનેજ અનેક મુમુક્ષોઓને એમણે માર્ગ દેખાડી આપ્યો હતો.

સ્વામી રામ હવે ચતુર્થાશ્રમનાં બંધનોથી પણ ઉપરામ થયા હતા, એવા ભાવનું પણ પૂરણજી પોતાના અંગ્રેજી ચરિત્રમાં આગળ જતાં લખે છે; પરંતુ એમ હોય તો તેમાં એમની પરમહંસ વૃત્તિનુંજ સુંદર દિગ્દર્શન થાય છે. એમની એ ઉદાસીનતામાંજ એમના બ્રહ્માનંદની પ્રોજ્જવલ પ્રતિભા જણાઇ આવે છે.અમેરિકામાં આપેલાં વ્યાખ્યાનોના આધારવડે વેદાન્તનું એક ઉત્તમ પુસ્તક લખવાની ધારણાને લીધેજ તેમણે હિમાલયનો એકાન્તવાસ સ્વીકાર્યો હતો અને એ ગ્રંથલેખનમાં ઉપયોગી થઇ પડે એટલા માટેજ વેદવેદાંગનો અભ્યાસ કરવા માંડયો હતો; પણ એ બધાનો એમના સ્વજીવનપર એવો તો પ્રબલ પ્રભાવ પડયો કે ગ્રંથલેખનની વૃત્તિ શૂન્યવત્ થઇ ગઇ; રામ-નિત્યના રમતા રામ-આત્મારામમાં નિમગ્ન થઇ ગયા. નીચેના પ્રદેશમાંથી અનેક નિમંત્રણો આવતાં ત્યાં પણ પંડે ન જતાં નારાયણ સ્વામીનેજ મોકલી દેતા.

આવી નિવૃત્તિપરાયણ અવસ્થામાં ચિત્તની ઉદાસીનતાને આપણે શોકની ઉપમા ન આપતાં ઉપરામની પરાકાષ્ઠાજ કહેવી જોઇએ.વ્યાસાશ્રમના નિવાસદરમ્યાન એમણે વિશેષ લેખ તેમજ પત્રો લખ્યા નથી; પરંતુ ઘણો ખરો વખત સંસ્કૃત ગ્રંથોના પરિશીલનમાંજ ગાળ્યોછે.નીચેના પ્રદેશમાંથી પૂરણજી તથા અન્ય ભક્તો એમનાં દર્શને જતા, ત્યારે સંસારનું મિથ્યાત્વ સમજાવીને એ બધાંને બ્રહ્મની એકમાત્ર સત્તાનું ભાન કરાવતા. એ સમયે એમની જીવનકલામાં પૂર્વવત્ ભાવાવેશ નહોતા, પણ વિજ્ઞાનપૂર્ણ શાંતિ, ગંભીરતા અને શીતલતાભરી સમતાનાં દર્શન થતાં. ભગવાન શંકરાચાર્યનાં ભાષ્યોથી એ એવા તો તૃપ્ત થઇ ગયા હતા કે ફારસી ભાષાના મસ્ત શાયરોને બદલે નિરંતર વેદાન્તનાં સ્તોત્રોજ લલકારતા. નીચેના પ્રદેશમાંથી જ્યારે નારાયણ સ્વામીને પોતાની પાસે બોલાવ્યા ત્યારે એક હારમોનિયમ મંગાવ્યું હતું, પોતાની પાસે એક મોટો શંખ રાખ્યો હતો અને ઘણીવાર પગે ઘુઘરા બાંધીને નાચતા નાચતા વેદમંત્રોના ધ્વનિથી આસપાસના વાતાવરણમાં બ્રહ્માનંદના તરંગો પ્રસરાવતા. ભગવાન

શંકરાચાર્યનાં વેદાન્તસ્તોત્રનાં અંતિમ પદોમાંનાં

" चिदानन्दरूपः शिवोऽहम् शिवोऽहम् "

× × × ×

અને "तदेकोऽवशिष्टः शिवः केवलोऽहम् "

ની ધૂન મચાવતા અને विज्ञाननैाकाનો નીચેનો શ્લોક પ્રત્યેકને મંત્ર દીક્ષાના સ્વરૂપમાં કહી સંભળાવતા:—

यदानन्दरूपं प्रकाशस्वरूपं निरस्तप्रपंचं परिच्छेदशून्यं ।

अहंब्रह्मवृत्त्यैकगम्यं तुरीयं परं ब्रह्म नित्यं तदेवाहमस्मि ॥

અર્થ:—આનંદસ્વરૂપ, પ્રકાશસ્વરૂપ, પ્રપંચરહિત, પરિચ્છેદરહિત, 'હું બ્રહ્મ છું.' આવી વૃત્તિવડેજ જાણી શકાય એવું જે તુરીય નિત્ય પરબ્રહ્મ તે હુંજ છું.

પરંતુ આ બધા આનંદતરંગોની પાછળ એકાંતસેવનદ્વારા આત્મબળ વધારીને અદ્ભુત કાર્યપ્રદેશમાં ઉતરી પડવાની ઉંડી આકાંક્ષા હતી, તે એ સમયના નારાયણ સ્વામી ઉપરના પત્રોમાંથી સ્પષ્ટ જણાઈ આવે છે. પોતે વ્યાસાશ્રમમાં રહેવાનો નિશ્ચય કર્યો ત્યારે નારાયણ સ્વામી એકવાર પત્યાળા ભણી એકાદ માસને માટે ગયા. ત્યાં રામે તેમને પત્ર લખ્યો કે તમારે ત્રણેક વર્ષસુધી રામથી દૂર રહીને એકાન્તસેવન કરવું અને સ્વતંત્રતા પ્રાપ્ત કરવી. ગુરુદેવના વિયોગની જ્યારે એમને આવી આજ્ઞા થઇ ત્યારે એમના હૃદયમાં બહુ આઘાત થયો. રામને એમણે એવા ભાવાર્થના પત્રો લખ્યા કે જેમાં આક્ષેપ જેવાં વાક્યો હતાં. બુદ્ધ, ઇસુખ્રિસ્ત, શંકરાચાર્ય આદિ મહાપુરુષોનાં દૃષ્ટાંતો ટાંકી એ બધા પોતાના શિષ્યોને કેવી સંકલનાપૂર્વક તૈયાર કરતા હતા,એનુંસ્મરણકરાવવાનો એ પત્રોમાં એમણે પ્રયત્ન કર્યોહતો.સ્વામી રામની એ સમયની એકમાત્ર ઇચ્છા એકાન્તસેવન કરવાની હતી અને તેની સાથે સાથે એમના ઉપર અવલંબન રાખીને પરાધીન થઈ પડેલા શિષ્યોને સ્વતંત્ર–મુક્ત થવાની શિક્ષા આપવાનો પણ એમાં ઉદ્દેશ હતો; તેથી એ પત્રોના ઉત્તરમાં એમણે જે અનેક પત્રો લખ્યા હતા,તેમાં તે સમયની એમની આન્તરિક અવસ્થાનું યથાર્થ દર્શન થાય છે. એ પત્રોને પાછળથી સુધારીવધારીને " અનંત જીવનનો નિયમ " ના મથાળા નીચે ગોઠવ્યા હતા અને એક

પત્રમાં છપાવવા માટે મોકલી આપ્યા હતા. એમાં પોતાના અવ્યક્ત ભાવોને પ્રકટ કરતાં રામ લખે છે કેઃ—

" રામ કોઈ પણ અમુક મિશન, ઈશ્વરી પેગામ કે સંપ્રદાયનો હોવાનો દાવો કરતો નથી. સર્વ કાર્ય ઇશ્વરનું જ છે. બુદ્ધ અને એવાં બીજાં આદર્શ કે ઉદાહરણોની આપણને શી જરૂર છે ? આપણા મનનું તો દૈવી નિયમસાથે સીધું અનુસંધાન થવું જોઈએ..................વનવાસનાં સાત વર્ષોમાંથી બુદ્ધે છેવટનાં બે વર્ષો કેવલ એકાન્તમાં ગાળ્યાં હતાં, ત્યારેજ તેને મહાજ્યોતિની પ્રાપ્તિ થઇ હતી; અને ત્યાર પછીજ શિષ્યોનાં ટોળેટોળાં એમની પાસે આવવા લાગ્યાં અને સત્કાર પામવા લાગ્યાં. "

× × × × × × × × ×

" મક્ષિકા જેવી રીતે મધની અંદર ચોંટી જાય છે અને પોતાના મધવાળા પગ ધીરે ધીરે સાફ કરી નાખે છે, તેવી રીતે આપણે પણ આ નામરૂપાત્મક જગતની વ્યક્તિગત આસક્તિનોસંપૂર્ણ ત્યાગ કરી નાખવો જોઈએ."

× × × × × × × × ×

" શું રામે ત્રિશૂલ સાથે લગ્ન નથી કર્યું ? સત્યની સાથે અને દૈવી નિયમની સાથે તેણે લગ્ન નથી કર્યું ? વેશ્યાની માફક બીજામાં આસક્તિ અને બીજા સાથે સંબંધ તેને હશે એમ શું તમે માનો છો ? "

× × × ×

" રામે શો અપરાધ કર્યો છે કે તમે તેને સાંસારિક સંબંધોના સંકુચિત કુંડાળામાં ઘસડી જશો ? મહેરબાની કરીને તેને જવા દો. તમારા હિતને ખાતર તેને જવા દો. તેમાંજ તમારા દેશનું અને માનવજાતિનું કલ્યાણ રહેલું છે. તમે એમ ધારો છો કે તમે તેના શરીરની બરાબર સંભાળ નહિ રાખો તો તે એકલો ને એકલો મરણ પામશે ? ના, એમ નહિ બને. ઇશ્વર ( બ્રહ્મ ) સત્ય છે અને ઈશ્વરમાં જીવન ગાળનારને આપત્તિ જણાતી નથી. ઇશ્વરે નિર્માણ કરેલું કાર્ય પૂરૂં થતાં પહેલાં આ શરીર કદિએ પડવાનું નથી."

× × × ×

" આ મૂર્તિમાન રામપ્રતિ તમારાં જે ભક્તિ અને પ્રેમ છે તેને દૂર રાખો; કેમકે સત્યસ્વરૂપ રામ કે જે સર્વનો આત્મા છે તેને માટે એ અપમાનકારક છે. નામરૂપાત્મક સ્વપ્નમાંથી તમે જાગૃત થઇ જાઓ. "

× × × ×

" [૧]ગર હૈ ફકીર તો તૂ ન રખ યહાં કિસીસે [૨]મેલ;
ન તૂબડી ન બેલ, પડા અપને સિર પૈ ખેલ.
જબ તૂ હુઆ ફકીર, તો [૩]નાતા કિસીસે કયા;
છોડા કુટુંબ તો ફિર રહા [૪]રિશ્તા કિસીસે કયા.
મતલબ ભલા ફકીર કો બાબા કિસીસે કયા,
[૫]દિલબરકો અપને છોડ કે મિલના કિસીસે કયા.
ગર હૈ ફકીર તો તૂ ન રખ યહાં કિસીસે મેલ;
ન તૂબડી ન બેલ, પડા અપને સિર પૈ ખેલ."

ૐ ! ૐ ! ! ૐ ! ! !

## પ્રકરણ ૨૨ મું–વસિષ્ઠાશ્રમનિવાસ અને શિષ્યોને અંતિમ વિદાય

### ( ૧ )

"**સાત વર્ષના અનુભવ પછી:**—વેદાન્તને માટે પાત્ર ( અધિકાર ) ની અનિવાર્ય આવશ્યકતા છે. અદ્વૈત ( જ્ઞાન ) રૂપી શુદ્ધ દૂધ રેડીએ તે પહેલાં જો ( મેલા, ખાટા કે ફટાએલા ) અહંકારની જરાયે અસર રહી જાય તો બધું બગડી જાય છે અને ઉલટું ( મનુષ્યનુ ) અધઃપતન થાય છે. જઠરમાં ખાધેલો ખોરાક પૂરેપૂરો પચી ગયા પછી જો બીજો આહાર કર્યો હોય તોજ આરોગ્ય પ્રાપ્ત થાય છે, નહિ તો પહેલાં ખાધેલા અન્નમાં વિકાર થાય છે, એમાં ઝેરી જંતુઓ ઉત્પન્ન થાય છે અને પરિણામે લોહી અને માસ સડી જાય એવા ભયંકર વ્યાધિઓ ફૂટી નીકળે છે. એવીજ સ્થિતિ આ અંદરના જઠર( અંતઃકરણ ) ની છે. ( અદ્વૈતના ઉપદેશ પહેલાં ) સંપૂર્ણ આત્મનિવેદન, દેહાધ્યાસનો સમૂળો ઉચ્છેદ અને સ્વેચ્છા નહિ પણ **इष्टेच्छा बलीयसी** ની ભાવનાનો ઉદય–એજ આત્મસામ્રાજ્યની કિંમત છે." **સ્વામી રામતીર્થ**

વ્યાસાશ્રમમાં નિવાસ કરીને સંસ્કૃતનો અભ્યાસ કરી વેદવેદાંગનું સૂક્ષ્મ અવલોકન કર્યું, ત્યાર પછી પોતાના સંન્યાસાશ્રમના સાત વર્ષના નિષ્કર્ષ-રૂપે સ્વામી રામે તે સમયની પોતાની નોંધપોથીમાં એક સ્થળે ઉપર પ્રમાણે ઉલ્લેખ કર્યો છે. એમનાં વ્યાખ્યાનોમાં આથી સાધારણ વાચકોને જે વિરોધ જણાતો હશે,તે દૂર થવા સંભવ છે.અમેરિકામાં તેમજ ભારતવર્ષમાં આપેલા

૧ અગર, જો ૨ મેળાપ, સંબંધ ૩ મૈત્રી ૪ સંબંધ ૫ પરમાત્મા

ઉપદેશોમાં કેટલીકવાર ગૃહસ્થાશ્રમની પ્રશંસા કરતાં કરતાં એની સર્વોપરિ શ્રેષ્ઠતા બતાવી છે, તો કોઇવાર સંપૂર્ણ ત્યાગની મહત્તા વર્ણવવામાં પણ સંકોચ નથી રાખ્યો. મહાવાકય तत्वमसि ના ઉપદેશમાં પણ એમણે ઘણીવાર અધિકારભેદના પ્રશ્નને સમૂળો ઉડાવી દીધો છે, તો કોઈવાર ચિત્તશુદ્ધિની આવશ્યકતા સ્વીકારીને આત્મજ્ઞાનથીજ ચિત્તની અંતિમશુદ્ધિ થાય છે એવો પણ ઉલ્લેખ કર્યો છે;પરંતુ એ બધા વિરોધાભાસમાં જે જૂદા જૂદા પ્રકારના શ્રોતાઓને સંબોધીને એ વ્યાખ્યાનો આપેલાં હોય છે, તેનો જો આપણે વિચાર કરીએ તો સહેજે સમજાય એવું છે કે અમેરિકા જેવા પ્રવૃત્તિપરાયણ પ્રદેશની ઇંદ્રિયસુખમાં લોલુપ રહેનારી પ્રજાને ક્રમે ક્રમે ત્યાગની ઉચ્ચ ભાવના સમજાવવા માટે ગૃહસ્થાશ્રમમાં રહીને પણ ઇશ્વરસાક્ષાત્કાર થઇ શકે એમ સમજાવવાનો એમનો ઉદ્દેશ હતો.“ ગૃહસ્થાશ્રમ અને આત્મસાક્ષાત્કાર ” નામના વ્યાખ્યાનમાં તેઓ કહે છે કેઃ—

“ સદ્ધર્મથી આચરણ કરનાર ગૃહસ્થને જેટલી સુગમતાથી આત્મસાક્ષાત્કાર થઇ શકે છે, તેટલી સુગમતાથી અવિવાહિત પુરુષને થઇ શકતો નથી. ”

× × × ×

“ સ્ત્રી તો નરકનું દ્વાર છે,એમ કહીને જેઓ સર્વાંશે તેની વિરુદ્ધ બોલે છે, તેમાં રામ સંમત નથી. ”

× × × ×

“ અલબત્ત, અર્વાચીન લગ્નવ્યવસ્થા અને ગૃહસ્થાશ્રમ તો કારાગૃહ છે–નરકનું દ્વારજ છે. પુરુષ અને સ્ત્રી ખરેખર જો અન્યોન્યની અધોગતિનાંજ કારણ હોય તો જે ઇશ્વરે બાઈબલ રચ્યું તેજ ઇશ્વર પુરુષમાં સ્ત્રીસહવાસની અને સ્ત્રીમાં પુરુષના સહવાસની ઇચ્છાજ શામાટે ઉત્પન્ન કરે ? આ એક વિરોધાભાસ છે; પરંતુ આમાં ગૂઢ રહસ્ય સમાએલું છે. માત્ર અજ્ઞાનને લીધેજ એ ગૃહસ્થાશ્રમ નરકાલય બને છે; ગૃહસ્થાશ્રમ કે લગ્ન નહિ, પણ એ અજ્ઞાનજ નિન્દનીય છે. ”

આવી રીતનાં ઘણાં વિવાહિત જીવનનાં પ્રશંસાવચન એમના વ્યાખ્યાનમાંથી મળી આવે છે; પણ એથી એવો નિષ્કર્ષ ખેંચવાનો નથી કે સ્વામી રામ વિવાહિત જીવનના પક્ષપાતી હતા. આ ઉપદેશોમાં દીર્ઘદર્શી વિચારકોને સહજે સમજાય એવું છે કે સ્વામી રામ કોઇ પણ આશ્રમની અતિશયો-

ક્તિભરી પ્રશંસા ન કરતાં સર્વત્ર અજ્ઞાનનીજ નિન્દા કરે છે.

અમેરિકાથી પાછા આવ્યા પછી એમની પ્રકૃતિમાં જે પરિવર્તન થયું હતું અને ઉન્મત્ત અવસ્થાને બદલે ચિત્તની જે શાન્ત, ગંભીર સ્થિતિ પ્રાપ્ત થઇ હતી, તેનું કારણ વેદાન્તનો વિશેષ ઉંડો અભ્યાસ અને એકાન્તસેવનપૂર્વકની ઉચ્ચતર આત્મમયતા કે જે જ્ઞાનની ઉચ્ચ ભૂમિકાના ચિન્હરૂપ છે તે હતાં. એમના ઉપદેશોમાં પણ એજ કારણથી આપણે કેટલુંક પરિવર્તન જોઇએ છીએ. નિર્વાણ કાલ પહેલાં એક માસ પૂર્વેજ એમણે લખેલો "ઉપાસના" નો લેખ; "અનંતજીવનનો નિયમ" નામનો નારાયણ સ્વામીને લખેલો પત્રસમૂહ; "નિજાનંદ" નામનો અંતિમ લેખ અને લાલા બૈજનાથને લખેલા પત્રમાં એમના ઉપરામ ચિત્તની સાક્ષાત્ પ્રતિકૃતિ–તાદૃશ ચિત્ર માલૂમ પડે છે. વેદાન્ત એ વ્યાખ્યાનનો, સુધારણાનાં કાર્યનો કે ઉપદેશનો નહિ કિન્તુ સ્વાનુભવનો વિષય છે, એમ પ્રતિપાદન કરનારાં સેંકડો વાક્યો એ બધાંમાંથી આપણને મળી આવે છે. "ઉપાસના"ના લેખની નાની એવી પ્રસ્તાવના લખતાં તેઓ લખે છે કેઃ–

"રામને (લાલા બૈજનાથના "શાસ્ત્રોક્ત ઉપાસના" નામના) પુસ્તકની પ્રસ્તાવના લખવાની સૂચના થઇ એના ઉત્તરમાં નાના નાના વિચાર સીધી અને સાદી ભાષામાં લખી આપ્યા છે,જેનાથી લેખકને તો અંદર બહાર રામનાંજ દર્શન થયાં.સમસ્ત સંસાર ઝગમગાટ કરતા હીરાની પેઠે પ્રકાશ પાડતો રામસાગર બની ગયો છે.

ब्रह्मैवेदममृतं पुरस्ताद् ब्रह्म पश्चाद् ब्रह्म दक्षिणतश्चोत्तरेण । ॐ ॥"

× × × ×

"**આપવીતી કહું કે જગવીતી?**–જ્યારે ભૂલમાં પણ કોઇ સાંસારિક વસ્તુમાં ઇષ્ટાનિષ્ટ ભાવ જમાવું છું; હાનિલાભ કે મોટપનાનપમાં મન પરોવું છું; દેહની આરોગ્યતા આદિને બહુ મોટી વાત માનું છું; કોઇ મનુષ્યને મારોપરાયો જાણું છું; મને પોતાને પરિચ્છિન્ન દેહાદિ જાણું છું; અર્થાત્ શુદ્ધ સ્વરૂપને ભૂલીને શરીરમાં મમત્વ ધારણ કરીને ભેદદૃષ્ટિથી જોવું શરૂ કરીને વિચાર કરૂં છું તો અવશ્યમેવ કોઇને કોઇ ત્રિવિધ તાપ મને ઘેરી લે છે. .... .... .... ....જ્યારે દેહાદિ સ્વપ્નને દૂર ફેંકીને, ભેદભાવનાનો ત્યાગ કરીને આન્તરદૃષ્ટિ ઉઘાડું છું, ત્યારે સંસારનાં સર્વ

તત્ત્વ મારાં પોતાનાં બની જાય છે અને એ સર્વને હું મારી ઇચ્છા પ્રમાણે નચાવી શકું છુ. ”

× × × ×

“**વેદાન્તપ્રતિ એક મોટો આક્ષેપ એ છે કે:**—વેદાન્ત લાગણીઓનો નાશ કરે છે; અને રસિક દૃષ્ટિને નિષ્ઠુર બનાવી દે છે. તેની આવી પ્રેમશૂન્યતા તેને જડ પ્રકૃતિના જેવો સરલ બનાવી દે છે અને સંબંધીઓ માટે તેને જરાયે પ્રીતિ હોતીજ નથી. ” ઉત્તર:-“ હા, એવી સ્થિતિ થાય છે. વેદાન્તના ખરા ઉપાસકને તેના સત્યને લઈને એવી દશા પ્રાપ્ત થવીજ જોઇએ કે જેથી વસ્તુઓ,મનુષ્યો,કાર્યકારણભાવ, નિર્ણય ઇત્યાદિ સર્વ દેખાવમાત્ર-આભાસમાત્રજ જણાય. ”

× × × ×

“ માનુષી અને ખાસ કરીને પાશવી લાગણીઓનો નાશ થઇ જાય છે-એ સત્ય છે; પરંતુ તેના બદલામાં દિવ્ય ભાવનાઓનો આવિર્ભાવ થાય છે, કૃત્રિમ પ્રકાશોનો નાશ થઇ તેની જગ્યાએ સૂર્યનો હસતો પ્રકાશ પ્રકાશે છે કે જે આસપાસની બધી વસ્તુઓને આનંદમાં નિમગ્ન કરે છે. ”

× × × ×

“ સાંભળો ! વેદાન્ત એ કાંઇ શબ્દાડંબર કે ઢોંગ નથી; જગત કે જે છેજ નહિ,એમાં જે સત્ય માનીને વ્યવહાર કરે છે એનો વિનાશ થાય છે. માત્ર પરમાત્માજ સત્ય છે. હા; હા; હા; હા; ૐ ”

એક નોંધપોથીમાં તેઓ લખે છે કે:-

“ તા. ૨૮-૬-૧૯૦૬:-વસિષ્ઠાશ્રમમાં નિવાસ કરતી વખતે નારાયણને દૂર રહેવા માટે આજ્ઞા કરી. જગતની સાથે રામનું આ એકમાત્ર બંધન રહ્યું હતું, તેનો આવી રીતે નાશ કર્યો અને પરિણામે અત્યારે કેવી સર્વવ્યાપી શાન્તિ અને આનંદ-આનંદ છે. અહા ! રામ કેવો સદ્ભાગી છે ! ”

× × × ×

( ૨ )

વ્યાસાશ્રમમાંથી ફેબ્રુઆરી ૧૯૦૬માં જ્યારે શિયાળો પૂરો થવા આવ્યો, ત્યારે એથી પણ વિશેષ શીતલ કોઇ અન્ય સ્થાનની શોધ કરવા માંડી. પરિણામે ત્યાંથી દેવપ્રયાગ થઈને ટિહરી ગયા અને ત્યાંથી પચાસેક માઇલને છેટે આવેલા વસિષ્ઠાશ્રમ નામના સઘનવનમાં ઉનાળો વ્યતીત કરવાનો

નિશ્ચય કર્યો; એટલે ટિહરીના મહારાજાએ સર્વ પ્રકારની તૈયારી કરી આપી. એ સમયમાં નીચેના પ્રદેશમાંથી અનેક નિમંત્રણો આવ્યાં હતાં;પરન્તુ રામ-ની વૃત્તિ એટલી બધી આત્મપરાયણ હતી કે એ બધે સ્થાને નારાયણ સ્વા-મીને મોકલી દીધા અને પોતે વસિષ્ઠાશ્રમભણી પ્રયાણ કર્યું. આ સ્થાન સમુદ્રપટથી ૧૩૦૦૦ ફૂટની ઉંચાઇએ છે.અહીં આવીને પોતાનો વેદનોઅભ્યાસ શરૂ કરી દીધો. સામવેદનું વાચન પૂરું થયું હતું અને અથર્વવેદના વાચનની શરૂઆત કરી હતી. તે ઉપરાંત પાશ્ચાત્ય પંડિતોનાં પણ અનેક પુસ્તકો પૂરણજી પાસે મંગાવ્યાં હતાં તે લઈને તેઓ ત્યાં ગયા હતા. એમના ચિત્તપર તે સમયની શાન્ત અવસ્થાની જે અસરથઇ તેનું વર્ણન કરતાં તેઓ લખે છે કેઃ–

"રામમાં મને ત્યાં બહુ પરિવર્તન થયું હોય એમ લાગ્યું. એમનો આનંદ અને એ ઉછળતા ખળખળ વહેતા ઝરણુના જેવો હર્ષોન્માદ જાણે શાંત થઇ ગયાં હોય એમ મને જણાયું. અત્યંત વેગથી ચાલનારા રામ ફરવા જઇએ ત્યારે ઘણીએવાર લપસી પડે ત્યારે ઉભા રહીને બોલી ઉઠતા-કેઃ—"અહા ! રામ પરમાત્માને ભૂલી ગયો હતો તેથી એ પડી ગયો. નહિ તો આમ કદિ બનેજ નહિ. પહેલાં આપણે હૃદયમાં અધઃપતન પામીએ છીએ ત્યારેજ આમ બહાર પણ પડી જવાય છે. બાહ્યપતન અન્તરપતનપરજ આધાર રાખે છે, માટે નિરંતર હૃદયમાં સાવધાન રહો. પરમાત્માના સ્મરણવિના એક પણ શ્વાસ ન લેવો જોઇએ. એના સ્મરણથી-જ શ્વાસોચ્છવાસ ભર્યા કરો." આમ નિરન્તર કહ્યા કરતા. એમનો વેદનો અભ્યાસ ચાલુ હતો. એકવાર મને કહ્યું કેઃ—"રામની વેદના રહસ્ય ઉપર એક પુસ્તક લખવાની ધારણા છે.તેમાં અત્યારસુધી વેદના અન્ય ભાષ્યકારોએ કરેલા અને રામના પોતાના અર્થોનું વર્ણન આવશે. રામ એક દિવસ એક મોટી શિલાપર બેઠો હતો. આકાશમાં વાદળાંઓ ભરાવા માંડયાં હતાં અને ધીમો ઝરમરઝરમર વરસાદ વરસતો હતો.એમાં સ્નાન કરીનેવિશુદ્ધ થઇને કોઇ સતી સ્ત્રી જેમ પોતાના પ્રિયતમના આગમનની વાટ જોતી બેઠી હોય એમ રામ પ્રિયતમ પરમાત્માના સંયોગસુખનો ઉપભોગ કરવા તૈયાર થઇ ગયો; એના રકતમાં ઉષ્ણુતા આવી ગઇ; એના હૃદયમા વીણાના સ્વરની પેઠે પ્રેમ-ભકિતના આવેશ ઉછળવા માંડયા; પ્રકૃતિનાં દશ્યોએ મનમોહક રંગવૈચિત્ર્ય ધારણ કર્યું; અને એવે સમયે સતીસાધ્વી જેવો રામ પ્રિયતમનું સ્વાગત કરવા તૈયાર થઇ રહ્યો હતો. પ્રાર્થના આવી હતીઃ—

**त्र्यंबकं यजामहे सुगन्धि पतिवेदनम्।**
**उर्वारुकमिव बन्धनादितो मुक्षीय मामुतः॥**

" ઓ પ્રભુ ! પધારો, આવો, આવો તમને ગર્ભમાં ધારણ કરીશ. હું આપનામાંથી જીવનરસ પ્રાપ્ત કરીશ. "

**तं त्वा भग प्रविशानि स्वाहा। स मा भग प्रविश स्वाहा॥**

"હે ભગવન્ ! હું તમારામાં પ્રવેશ કરૂં, સ્વાહા ! હે ભગવન્ ! તમે મારામાં પ્રવેશ કરો, સ્વાહા ! "

"આવી પ્રેમભરી પ્રાર્થનાઓ કરી અને જ્યારેઅભ્યાસ કરવા માટે વેદનો ગ્રંથ ઉઘાડયો ત્યારે જે અવસ્થાનો આનંદ એના ચિત્તે પ્રાતઃકાલે લીધો હતો તેવીજ અવસ્થાનું વર્ણન કરતા મંત્રોનું પૃષ્ઠ અકસ્માત ઉઘડી પડયું. "

આવી રીતે વેદવેદાંગના અભ્યાસનો પુસ્તક લખવામાં ઉપયોગ કરવાનો ઉદ્દેશ તો બાજુએ રહ્યો પણ એમના ચિત્તની અવસ્થા એટલી ઉન્નત અને તદાકાર થઈ ગઈ કે એમાં દ્વૈતાભાસનો નિતાન્ત ધ્વંસ થવા માંડયો. સમસ્ત પ્રવૃત્તિની ભાવનાઓ શૂન્યવત્ થવા માંડી; અને સર્વત્ર એક માત્ર બ્રહ્માનંદની લહરિઓ અનુભવાઈ રહી.વેદના અભ્યાસનું વર્ણન કરતાં તેઓ લખે છે કે:" રામને એમ લાગે છે કે વેદ ખાસકરીને રામને માટેજ નિર્માણ કરેલા છે અને પરંપરાથી એને માટેજ અત્યારસુધી સુરક્ષિત રહ્યા છે. " × × × " રામ સંહિતામંત્રોનો પાઠ કરે છે ! અહા ! કેવો ઉચ્ચ અને આનંદપ્રદ અભ્યાસ છે ! "

આવા આવા ઉદ્ગાર વેદના અભ્યાસ પછી એમણે અનેકવાર કહાડયા છે; અને એને પરિણામે અપૂર્વ શાન્તિ, સમસ્ત પ્રવૃત્તિપ્રત્યે ઉદાસીનતા અને સાંસારિક સર્વ સંબંધોથી ઉપરામતા આવી ગયાં હતાં. પૂરણજી આગળ વર્ણન કરતાં લખે છે કે:—

"સાયંકાલે તેઓ આનંદના આવેશમાં આવીને નાચવા માંડતા અને તાળીઓ પાડીને ભજન લલકારતા.એમને જોઇને મને ચૈતન્ય મહાપ્રભુના મહાભાવોનું સ્મરણ થઈ આવતું. ભકિતના ભાવો એમના ચિત્તમાં પ્રધાનપદ ભોગવતા હોય એમ લાગતું અને એજ અરસામાં એમણે આવેશથી ઉછળતો " ઉપાસના " નો લેખ લખ્યો હતો, કે જેમાં એમના અંતઃકરણની વાસ્તવિક અવસ્થા આલેખાયેલી છે. "

"એક દિવસે સ્નાન કરતાં કરતાં રામ બોલી ઉઠયા કે:"જો વેદાન્તનોસંપૂર્ણ પણે અનુભવ કર્યો હોય તો આ સ્થૂલ શરીરને પણ અમર બનાવી શકાય."

હું એનો જરાયે ભાવાર્થ ન સમજી શકયો; અને મને લાગે છે કે એમના કહેવાનો ભાવાર્થ એમના એ શબ્દો કરતાં કાંઇ જૂદાજ પ્રકારનો હોવો જોઇએ કે જે એમના મનમાં પૂરેપૂરો વ્યકત પણ ન થયો હોય. ”

“ એમનું જીવન અત્યંત અધ્યયનપરાયણ હતું. મારી પાસે એમણે થોડાં પુસ્તકો મંગાવ્યાં હતાં, તે લઈને હું ત્યાં ગયો હતો. એમની પર્ણકુટિની પાસે તેઓ બેઠા કે આડા પડયા હોય ત્યારે એ પુસ્તકોપ્રતિ એમનું હું લક્ષ ખેંચતો અને ઘણીવાર એકાદ પુસ્તક વાંચવા માટે એમના હાથમાં મૂકતો; પણ મને લાગતું કે વાંચવાનું હવે એમનાથી બની શકે તેમ નહોતું. એમની વૃત્તિ એટલી બધી અંતર્મુખ થઈ ગઇ હતી કે તેઓ લગભગ નિશ્ચેષ્ટ બની જતા; એમના હાથમાંથી મારૂં આપેલું પુસ્તક સ્હેજે સરી પડતું; નેત્રમાંથી અશ્રુઓની ધારા ચાલી નીકળતી અને થોડા શાન્ત, મધુર, ઉદાસીન શબ્દો નીકળી પડતા કે:–“ રામ હવે નહિ વાંચી શકે—એનાથી વાંચવાનું બને એમજ નથી. ” આ શબ્દોપરથી શું અનુમાન બાંધવું ? એ તે વૃત્તિઓની સામાન્ય અંતર્મુખતા હતી, કે ઉંડી–ગંભીર આત્મનિમગ્નઅવસ્થા ? એમાં ઉપરામ અને ઉદાસીનતા હતાં કે બ્રહ્માકાર–બ્રહ્મપરાયણતા ? એમાં વૈરાગ્યની છાયા હતી કે સર્વોત્તમ ભૂમિકાની અવર્ણનીય સ્થિતિ ? ”

એ ઉદાસીનતાનું આગળ વર્ણન કરતાં પૂરણજી લખે છે કે:–

“જયારે મને જાપાનમાં એમનાં પ્રથમ દર્શન થયાં ત્યારે એમનું વ્યકિતત્ત્વ પ્રભાવશાળી હતું. ભકતના પર એમના જીવનની પ્રતિભા પડતી; ઉપાસકને એ પોતાનામાં વિગલિત કરી દેતા; એના જીવનમાં રામનું વ્યકિતત્વ તદાકાર થઇ જતું; એમના સંસર્ગમાં આવનાર જિજ્ઞાસુ સરલ શુદ્ધ ભાવથી જો એમનો સત્સંગ કરે તો એમના સમસ્ત જ્ઞાનનો એનામાં આવિર્ભાવ થઇ આવતો. મેં વેદાન્તના તેમજ આર્યદર્શનશાસ્ત્રોના ગ્રંથોનો જરાયે અભ્યાસ કર્યો નહોતો, પણ હું એમનાઓજસ્થી અંજાઇ ગયો હતો. એ શું કહેતા એનો મને વિચાર સુદ્ધાં નહોતો આવતો તેમજ એમના ઉપદેશનો નિષ્કર્ષ ખેંચવાજેટલી પણ મારામાં શકિત નહોતી. જાપાનમાં બીજા સત્સંગીઓએએમના ઉપદેશનો લાભ લીધો હશે, એટલો મેં ભાગ્યેજ લીધો હશે; છતાં પણ એમના સ્પર્શ-માત્રથી મારામાં આવેશનાં આંદોલનો આવી ગયાં અને હું એમનો અનુયાયી ભકત–ઉપાસક થયો; અને અનુકરણરૂપે મેં સંન્યસ્ત ગ્રહણ કર્યું. ”

“ એવુંજ મિસીસ વેલમેનના સંબંધમાં બન્યું હતું. એ અમેરિકન સન્નારીને એમનાં દર્શનસત્સંગથી ભારતવર્ષમાં આવવાની વૃત્તિ ઉદ્ભવી.

મિસીસ પૉલિન વ્હિટમૅન કહે છે કેઃ "રામ અમેરિકાના સ્વતંત્ર વાતાવરણમાં નિત્યનિરંતર આનંદ અને ઉત્સાહમાં રહેતા. ગૃહસ્થાશ્રમની બહુ પ્રશંસા કરતા અને એમ કહેતા કે રામને અમેરિકામાં એક આશ્રમ બાંધીને રહેવાનો વિચાર છે."

"મથુરા,પુષ્કર, હરદ્વાર અને વ્યાસાશ્રમમાં હું એમની પાસે જઇને રહ્યો અને તે વખતે એમની પહેલાંની ભાવપૂર્ણ અવસ્થાનો અભાવ માલૂમ પડતો હતો. એમની ઉદાસીનતા વધતી જતી હતી; કોઈ કોઇવાર ભારતવર્ષના ઉદ્ધારના પ્રશ્નો એમના હૃદયમાંથી નીકળી પડતા.દાર્જીલિંગથી પાછા ફર્યા પછી તેમણે મને કહ્યું હતું કેઃ" ત્યાંની નિર્વિકલ્પ અવસ્થામાં પણ રામને ભારતવર્ષ સ્વતંત્ર થાય-સ્વાધીન થાય—એવા સંકલ્પો ઉઠતા હતા." પણ આ બધી અવસ્થાઓનાં આપણે કેવી રીતે અનુમાન બાધી શકીએ ? પોતાની આન્તરિક સ્થિતિની અમને—મને (પૂરણજીને) અથવા એમના શિષ્ય નારાયણ સ્વામીને કોઈ રીતે કલ્પનાજ આવતી નહોતી. નારાયણ સ્વામી એમની એ અવસ્થાનું કારણ એમની શારીરિક દુબર્લતા હતી, એમ અનુમાન કરતા, અને ઘણીવાર તો પોતાના અપ્રતિમ ભકિતભાવથી રામને આક્ષેપ પણ કરી બેસતા. એટલામાટે એમણે નારાયણ સ્વામીને વસિષ્ઠાશ્રમ ગયા પછી ત્યાંથી સાતેકમાઈલદૂરરહેવાની આજ્ઞા કરીહતી.સ્વામીનારાયણની એમના પ્રતિ અપ્રતિમ ભકિત હતી. પોતાનું જીવન એમણે રામને ચરણે સમર્પણ કર્યું હતું. એમની આજ્ઞાને તેઓ હમેશાં શિરોધાર્ય માનતા; છતાં પણ આવે સમયે તેઓ ઘણીવાર રામની શારીરિક દુર્બળતા સમજીને દુ:ખના માર્યા રામને અનેક પ્રકારની સલાહ આપવા મંડી પડતા. એકવાર અમે ત્યાંથી પવાલીકાંટા નામના સ્થાન ભણી જવા નીકળ્યા, ત્યારે બુઢા કેદારનાં દૂરનાં હિમદલ સુધી જવાનો અમારો સંકલ્પ હતો; પરંતુ થોડે દૂર ગયા પછી રામે એ વિચાર માંડી વળ્યો. એમની પૂર્વાવસ્થાનો વિચાર કરતાં એ વાત આશ્ચર્ય પમાડે એવી લાગે છે. પોતાના એવા સંકલ્પમાં તેઓ કદિ ચાલતી વખતે સાથીઓની પર્વા નહોતા કરતા; પણ અત્યારે સ્થિતિ બદલાઇ ગઇ હતી. સ્વામી નારાયણ હમેશાં કહ્યા કરતા કે આવી ઉદાસીનતા એ એમની શારીરિક કૃશતાનું પરિણામ છે; પરંતુ રામ એને આન્તરિક ઉપરામતાનું નામ આપતા. ખરી રીતે તો અમે બન્ને એ મહાપુરુષની સ્થિતિનું કશુંયે નિદાન નહોતા કરી શકતા અને એને પરિણામેજ સ્વામી નારાયણને બહુ દૂર રહેવાની એમણે આજ્ઞા કરી હતી."

"બુઢા કેદાર જવા માટે અમે બધા સાથે નીકળ્યા. વસુ શિખરસુધી જઈ પહોચ્યા અને હરિયાળી ભૂમિના સપાટ પ્રદેશમાં, હિમાચ્છાદિત શિખરોનાં દર્શન કરતા કરતા સાંજ પડી ત્યારે આશ્રય લેવા માટે સ્થાન શોધતા હતા; તેવામાં છેટે એક વનવાસી ભરવાડનું ઝુંપડું જોવામાં આવ્યું. ત્યાં જઈને મેં એ ભરવાડની પાસે રાતવાસો રહેવાની માગણી કરી; પણ મારૂં કહ્યું એણે ન માન્યું. સ્વામી નારાયણે જઈને પણ એને બહુએ સમજાવ્યો પણ એમનું કહેવું પણ વ્યર્થ ગયું. છેવટે જ્યારે સ્વામી રામ અમને બધાને પોતાની સાથે લઈને અંદર પેઠા એટલે એ વનવાસીએ કોઇ પણ જાતની આનાકાનીસિવાય અમારે માટે સગવડ કરી આપી. આવો એમનો વ્યકિતપ્રભાવ હતો. એ ભરવાડના ઝુંપડામાં આખી રાત અમે નિરાંતે ગાળી. સવારે રામ અમને લઇને બહાર ફરવા નીકળી પડયા. ઉગતા સૂર્યનાં સુવર્ણરંગી કિરણોથી રંગાયેલાં બદરિનારાયણથી માંડીને જન્મોત્રી સુધીનાં એકજ પંકિતમાં આવેલાં હિમાચ્છાદિત શિખરોનાં સુંદર દશ્યોનો આનંદ લેતા લેતા અમે ચાલ્યા જતા હતા; પરંતુ મને તરતજ માલૂમ પડયું કે આમ કોઈ પણ જાતના ઉદ્દેશવિના નિરર્થક ચાલ્યા કરવાની રામની ઈચ્છા નહોતી. એમને એમાં પહેલાંની પેઠે હવે રસ નહોતો પડતો. તેઓ તરતજ બોલી ઉઠયા કે:—"આમ ચાલતાં ચાલતાં પણ પરમાત્માનું વિસ્મરણ થઇ જાય તો પછી એ ફરવાનો ઉદ્દેશ શો રહ્યો ? ઘેર બેઠાંજ જો આપણને એનાં દર્શન થતાં હોય તો ઘેર બેસી રહેવામાંજ આનંદ છે."

"એમના એવા ઉદ્દેશને ટેકો મળે એટલા માટે મેં મારા ફોલ્લા પડેલાં પગનાં તળીઆં બતાવ્યાં અને મારાથી એક ડગલુંએ આગળ નહિ ચલાય એમ કહ્યું એટલે એમણે નારાયણ સ્વામીને સંબોધીને કહ્યું: "પૂરણજી હવે આગળ નહિ ચાલી શકે; એને આવી રીતે ચાલવાની ટેવ નથી, માટે ચાલો આપણે આશ્રમભણી પાછા વળીએ."

"આવા નબળા લોકો સાથે ફરવા નીકળવું એજ મૂર્ખતા છે." નારાયણ સ્વામીએ ઉશ્કેરાઈને મને સંબોધીને કહ્યું: "તમારા પગ કેટલા બધા નાજુક છે ?" એ પછી એમણે રામની ભણી ફરીને કહ્યું કે: "સ્વામીજી ! આપનેજ આગળ જવાની ઇચ્છા નથી ને પૂરણજીનું આપ બહાનું કહાડો છો મને ખાત્રી છે કે જો આપ ચાલો તો પૂરણજી જરૂર ચાલશે."

"ખરેખર નારાયણ સ્વામીનો આ પ્રહાર જરા સખ્ત હતો, પણ રામે

તરતજ તેમને આજ્ઞા કરી કે: " નારાયણજી ! નહિ, આપણે પાછા ફરવુંજ જોઇએ. " એટલે અમે બધા પાછા ફર્યાં. આમાં એમની આન્તરિક ઉદાસીનતા કારણભૂત હતી. પ્રથમના દિવસોમાં આવું કદિ પણ બનતું નહિ. માઇલોના માઈલો સુધી કોઇ પણ જાતની ધારણાવિના તેઓ ફરવા નીકળી પડતા અને સાથે ચાલનારાઓને પણ આગ્રહપૂર્વક ચલાવતા. "

" સ્વામી નારાયણ આવી રીતે ઘણીવાર આક્ષેપમાં ઉતરી પડતા પણ રામ એમને તરતજ શાંત પાડીને કહેતાઃ—" એવી ચર્ચા ન કરવી જોઇએ. " એમની સાથેની વાતચીતમાં કોઇ પણ જાતની અંગત ટીકા કે ચર્ચા થાય એવી વ્યક્તિગત વાતો નહિ કરવાની એમણે અમને સ્પષ્ટ આજ્ઞા કરી હતી; પરંતુ અમને બધાને વારેઘડીએ એ આજ્ઞાનું વિસ્મરણ થતું અને કોઇને કોઇ એવી વાત અવશ્ય છેડી બેસતા. "

" એકવાર નારાયણ સ્વામી અમુક વ્યક્તિની બહુજ કઠોર ભાષામાં ટીકા કરતા હતા, ત્યારે રામે તેમને પોતે કરી રાખેલી આજ્ઞાનું સ્મરણ કરાવ્યું; પરંતુ નારાયણ સ્વામી પોતાના સ્વભાવ પ્રમાણે બોલી ઉઠયા કે: "નહિ સ્વામીજી ! હું તો એના ચિત્તની અવસ્થાની મીમાંસા કરૂં છું; એને પોતાને માટે હું કશુંયે કહેતો નથી. " આથી અમને બધાને ઘણીવાર સુધી હસવું આવ્યું. આ દિવસોમાં રામનું હૃદય એટલું કોમલ થઇ ગયું હતું કે કોઇ પણ જાતની અંગત ટીકા એમનાથી સહન નહોતી થઈ શકતી અને એટલા માટેજ એમણે નારાયણ સ્વામીને સાતેક માઈલ દૂર રહેવાની આજ્ઞા કરી હતી. "

" એજ અરસામાં એક પત્ર એમને મળ્યો કે સ્વામી રામ એક સુપ્રસિદ્ધ રાષ્ટ્રવાદી છે એટલા માટે છુપી પોલિસનાં માણસો એમની પછવાડે પડેલાં છે. એ સમાચાર સાંભળતાંજ એમણે કહ્યું:"જાઓ, એ લોકોને કહો કે રામ પોતાનો બચાવ કરતો નથી; એમની ઇચ્છામાં આવે તેમ રામની તપાસ કરે. હું તો જેવો છું તેવોજ છું; મારામાં કશો ફેરફાર થઇ શકે એમ નથી. એક ભારતવાસીતરિકે હું ઇચ્છું છું કે મારો સ્વદેશ સ્વતંત્ર થાય. એ એક દિવસે તો અવશ્ય સ્વતંત્ર થશેજ; પરંતુ આ રામ એની સ્વાધીનતા પ્રાપ્ત કરશે કે બીજા હજારો રામના પ્રયત્નથી એ સ્વતંત્ર થશે, એ તો પરમાત્મા જાણે. "

" વસિષ્ઠાશ્રમથી જે દિવસે મારે નીકળવું હતું, તે દિવસે સવારે એમણે મને સાથે સ્નાન કરવાનું કહ્યું. હું એમનું કમંડલુ અને ટુવાલ લઇને એમની

પાછળ પાછળ ઝરણુ સુધી ગયો. એમને પોતાની મેળે કોઇ પણ કામ કરવાની બહુ થોડી ટેવ હતી. મેં એમના શરીરપરથી વસ્ત્ર ઉતાર્યાં અને એમને કો-પીનધારી કર્યા. તેઓ ધીમે ધીમે નદીમાં ઉતર્યા એટલે મેં મારા હાથવડે એમનું શરીર ચોળવા માંડ્યું. કોઇ પણ જાતની ખાસ વાતચીત સ્નાન કરતી વખતે નહોતી થઇ. તે દિવસે સવારે આકાશમાં વાદળાંનો ભરાવ રહ્યો હતો અને અમે જ્યારે પર્ણકુટિએ પાછા ફર્યા ત્યારે મારે એમની વિદાય લેવાનો સમય થઇ ગયો હતો. એમણે મને આ પ્રમાણે આજ્ઞા કરી:—

" પૂરણજી ! તમે ગમે ત્યાં જાઓ, પણ નિરંતર આ સુવર્ણભુમિમાં–આ હેમખંડમાં–આ આન્તરજ્યોતિમાં નિવાસ કરજો. રામે જે કાર્યની શ-રૂઆત કરી આપી છે, તે ચાલુ રાખજો; કારણ કે રામને હવે મૌનવ્રત લેવાનો સમય સમીપ આવ્યો છે. બસ; राम अब मौन हो जायगा ।"

" સ્વામીજી ! પરંતુ હું તો આવીને આપને આંગળીઓ કરીશ; આપને પજવીશ એટલે આપ અવશ્ય હસવાના અને મારી સાથે વાતો પણ કરવાના. હું તો આપના માનવ્રતનો અવશ્ય ભંગ કરાવીશ. " મેં મારા લાડભર્યા શ-બ્દોમાં ઉપર પ્રમાણે કહ્યું; પરંતુ મારા એ શબ્દો સાંભળતાં તો એમની આંખો લાલચોળ થઇ ગઇ; એકાએક મુખમુદ્રાપર અપૂર્વ ગંભીરતા પ્રસરી રહી અને કઠોર વ્રતધારી રામના મુખમાંથી ઉત્તર નીકળ્યો:—

" એવું કોનામાં સામર્થ્ય છે " કે મૌનવ્રતધારીને ફરી બોલાવી શકે ?" એ શબ્દોના ઉત્તરમાં મારાથી એક અક્ષર પણ ન બોલી શકાયો. ખરેખર; મને પણ ભય લાગ્યો. "

" પછી હું જવા નીકળ્યો ત્યારે નારાયણ સ્વામી, એક બીજા સન્મિત્ર અને સ્વામીજી મને વળાવવા માટે સાથે સાથે ચાલ્યા. શિખરપરથી ઘણે નીચે સુધી તેઓ મારી સાથે આવ્યા. સ્નાન કરીને સીધાજ આવેલા હોવાથી સ્વામીજીએ માત્ર કૌપીનજ ધારણ કરી હતી. મારાં નેત્રોમાંથી વિયોગનાં માર્યાં આંસુ વહેવા માંડયાં; અને જ્યારે વિદાય લેતી વખતે મેં એમના ચ-રણમાં પ્રણામ કર્યા ત્યારે તેઓ મારા ભણી એક પણ પાછો દૃષ્ટિપાત કર્યા વિના પોતાના નિત્યના સ્વભાવાનુસાર મારી સાથેના વ્યક્તિગત સંબંધને તોડી નાખવાનો પ્રયત્ન કરતા હોય તેમ એકાએક ઝડપથી દોડીને ટેકરીપર ચડી ગયા. ત્યાર પછી મને એમનાં પુનઃ દર્શન નથી થયાં. "

× × ×

(૩)

ઉપરોકત વર્ણનને અનુકૂળ પણ થોડા ફેરફારવાળું વર્ણનજ નારાયણ સ્વામી કરે છે. તેઓ લખે છે કે: " વસિષ્ઠાશ્રમનાં જલવાયુ ઠીક નહોતાં. ભિક્ષાનો પ્રબંધ ઠીક નહોતો. અન્નમાં હલકા પ્રકારના લોટનો ભેગ થતો હતો તેથી સ્વામીજીને વારંવાર ઝાડા થઇ જતા. શરીર દુબળું પડી ગયું હતું; ખોરાક જરાયે પાચન થઇ શકતો નહોતો. મને જ્યારે એમની માંદગીની નીચેના પ્રદેશમાં ખબર પડી ત્યારે હું તરતજ ત્યાં ગયો; કિન્તુ મારા શરીર ઉપર પણ ત્યાંનાં જલવાયુની એવીજ અસર થઇ. ગામડામાંથી આવતા અન્નનો ત્યાગ કરીને મેં ભિક્ષાનું અન્ન લેવા માંડયું અને તેથી મારૂં શરીર જરા ઠીક થયું; પરન્તુ સ્વામીજીએ અન્ન ત્યાગ કરીને પોતાના નિત્યપ્રિય દૂધપરજ નિર્વાહ કરવા માંડયો. આથી એમનો વ્યાધિ જતો રહ્યો પણ શરીરની દુર્બલતા તો પહેલાંના જેવીજ રહી. "

" એમનું ચિત્ત એટલું બધું એકાન્તપરાયણ હતું કે રસોઇને માટે બનાવેલી પર્ણકુટિ પણ એમની પર્ણકુટિથી બે માઇલને અન્તરે રાખી હતી. એમની શારીરિક સ્થિતિ જોઇને મને બહુ દુઃખ થતું; આહારમાં નિયમિતતા કરવાની અથવા સ્થાન બદલવાની હું વારંવાર વિનતિ કરતો, પણ એનાપર સ્વામીજી કશુંયે લક્ષ નહોતા આપતા અને ઉલટી મને ત્યાંથી સાત માઇલ દૂર એકાન્તનિવાસ કરવાની આજ્ઞા કરી. "

" સ્વામીજીના પરમભક્ત પ્રિય પૂરણજી, પંડિત જગતરામજી તથા પંડિત હરિશર્મા સ્વામીજીનાં દર્શનસત્સંગ માટે વસિષ્ઠાશ્રમમાં આવ્યા હતા. સ્વામીજીએ દિવસોમાં કેવલ દૂધપરજ નિર્વાહ કરતા હતા. તેમણે આવીને સ્વામીજીને અન્ન લેવાની વિનતિ કરી અને સ્વામીજીએ એમના આગ્રહથી બે ચાર ગ્રાસ ખાધા પણ ખરા, પરન્તુ એ પ્રેમવશ લીધેલા આહારનું પરિણામ પાછું પૂર્વવત્ આવ્યું. સ્વામીજીનું શરીર બગડવા માંડયું એટલે દર્શન માટે આવેલા સજ્જનોને ખાત્રી થઇ કે રામને અન્નને માટે આગ્રહ કરવો એ એમની પ્રકૃતિથી વિરુદ્ધ છે. "

" પૂરણજી વિગેરે ત્યાં આવ્યા ત્યારે મને પણ સૌની સાથે રહેવા માટે ત્યાં બોલાવી લીધો. મને એમનાં દર્શનમાટે પ્રત્યેક રવિવારે જવાની આજ્ઞા હતી, પણ પૂરણજી આવ્યા પછી અમે બધા લગભગ એકાદ માસ જેટલું

સાથે રહ્યા. પૂરણજી સૌથી વિશેષ સમય ત્યાં રહ્યા હતા. પંડિત હરિશર્માને× પૂરણજી મહામુશીબતે અહીં સુધી લઇ આવ્યા હતા. ઘેરથી નીકળતી વખતે એમનામાં ઉત્સાહ હતો, પરંતુ માર્ગનો વિકટ પરિશ્રમ જોઈને વચમાંથીજ તેમણે પાછા જવાની ઘણીવાર વૃત્તિ દેખાડી હતી. વસિષ્ઠાશ્રમમાં પણ પૂરણજીની સાથે સાથે નહિ ચાલી શકવાથી તેઓ એક દિવસ પાછળથી આવી પહોંચ્યા હતા. અહીં આવીને પણ એમણે એકાન્તસત્સંગનો લાભ લીધો નથી. પોતાની સગર્ભા સ્ત્રીની વાતચીત પ્રત્યેકની પાસે કર્યા કરતા અને ચિંતા-માં ને ચિંતામાં ઉદાસીન રહેતા.છેવટે કંટાળીને ત્રીજેજ દિવસે રામે એમને ઘેર જવાની આજ્ઞા આપી. ”

“ પૂરણજી અને પંડિત જગતરામજી લગભગ એકાદ માસ જેટલું વસિ-ષ્ઠાશ્રમમાં રહ્યા. થોડાજ દિવસોમાં અમારા બધાના શરીરપર ત્યાંનાં જલ-વાયુની ખરાબ અસર થવા માંડી, એટલે અમે સ્વામીજીને એ સ્થાન છોડીને કોઇ અન્ય અનુકૂલ સ્થાનમાં નિવાસ કરવાની વિનતિ કરી. બધાના કહેવાથી એમણે એ વિનતિનો સ્વીકાર કર્યો અને ટિહરી સુધી નીચેના પ્રદેશમાં જવાનો ઇરાદો કર્યો. પૂરણજી લગભગ એકાદ માસ જેટલું રહ્યા હતા અને એમના રજાના દિવસો પૂરા થવા આવ્યા હતા એટલે તેઓ પણ હવે જવાની તૈયારી કરતા હતા. મને સ્વામીજીએ પોતાનાં પુસ્તકો લઈ જવા માટે મજૂર લઈ આવવા માટે ટિહરી જવાની આજ્ઞા કરી અને અમે બધા સાથે ટિહરી સુધી ગયા. પૂરણજી લાહોર જવા માટે તૈયાર થયા ત્યારે સ્વામીજી એમને વિદાય

× આ સજ્જન રેલ્વેમાં એક સાધારણ કારકુનની જગ્યાએ કામ કરતા હતા. માત્ર આટલા ત્રણ દિવસ જેટલોજ સ્વામીજીનો એમણે સહવાસ કર્યો હતો; છતાં સ્વામી રામના નિર્વાણકાલ પછી તરતજ થોડી ઘણી હકીકત એકઠી કરી, પોતાને રામના પરમભક્ત જાહેર કરી એક જીવનચરિત લખી નાખ્યું અને ભવિ-ષ્યમાં એના અન્ય ભાગ પ્રકટ થવાના છે એવી જાહેરખબર છપાવી એક ફંડને માટે નાણાં ઉઘરાવવા માંડયાં. પોતાનાં વિનતિપત્રો ભારતવર્ષના રામપ્રેમીઓ પાસે નહિ, પણ અમેરિકા જેવા પ્રદેશ સુધી મોકલવાની પણ એમણે ધૃષ્ટતા કરી હતી. ઘણે ઠેકાણેથી એમની પાસે દ્રવ્ય આવવા માંડયું હતુ અને એ દ્રવ્યની કશી યોગ્ય વ્યવસ્થા નહોતી જણાતી, ત્યારે એ રામભક્તોએ પૂરણજી તથા નારાયણ સ્વામીને ઠપકાના પત્રો લખવા માંડયા હતા. પાછળથી એ હરિજીએ અનેક નિંદ્ય કર્મો કર્યાં છે અને અત્યારે કયાં છે તેની પણ ભાગ્યેજ કોઈને ખબર છે. લેખક

કરવા માટે બહુ દૂરસુધી સાથે સાથે આવ્યા. માર્ગમાં બહુ શાન્ત, મૃદુ અને વત્સલ શબ્દોમાં તેમણે પૂરણજીને ઉદ્દેશીને કહ્યું કે: "રામ હવે કદાચિત્ બહુ જલદી મૌન ધારણ કરશે.હવે તો તમેજ બધા રામ બની જાઓ. તમારી સાથે હવે પત્રવ્યવહાર પણ બંધ થઈ જાય તેમજ બોલવાચાલવાનું કે હળવામળવાનું પણ કદાચ હવે ન રહે." એ શબ્દો સાંભળતાંવેંતજ પૂરણજીની આંખોમાંથી તીવ્ર વેગથી અશ્રુઓ વહેવા માંડયાં અને આંસુઓની ધારા ગળવા માંડી કે તરતજ સ્વામીજી પાછા ફરીને તિરોધાન થઈ ગયા. પૂરણજીનું રુદન એથી બમણા વેગથી વધી પડયું. કલાકોસુધી પૂરણજીએ એ આઘાતથી રડયા કર્યું."

"ટિહરી જઈને પૂરણજીએ ત્યાંની શાળામાં એક વ્યાખ્યાન આપ્યું અને બીજે દિવસે મસૂરીભણી લાહોર જવા રવાના થયા. હું સ્વામીજીનાં પુસ્તકો લેવા માટે ટિહરીથી મજૂર લઈને પાછો વસિષ્ઠાશ્રમ ગયો. એકાદ અઠવાડિયામાં સ્વામીજી ટિહરી જઈ પહોંચ્યા અને એમનાં પુસ્તકો લેવરાવીને બેચાર દિવસ પછી હું ટિહરી પહોંચ્યો."

"સ્વામીજીનો વિચાર ટિહરીની આસપાસ કોઈ સ્થાનમાંજ એકાન્તનિવાસ કરવાનો હતો. હવે એમની એવી ઇચ્છા હતી કે કોઇ એવા સ્થાનની યોજના થવી જોઇએ કે જે વારંવાર બદલવું ન પડે. ટિહરીમાં આવીને ટિહરીથી દક્ષિણ દિશામાં એક માઇલ દૂર રાજ્યના સિમલાસુ નામના ઉપવનમાં એક ભવ્ય બંગલો હતો ત્યાં મહારાજા સાહેબે એમનું આસન કરાવ્યું. એક દિવસ સ્વામીજી કોઈ અનુકૂળ સ્થાનની શોધમાં ગંગાજીને કાંઠે કાંઠે ફરવા નીકળી પડયા. ટિહરીથી ગંગોત્રીને રસ્તે ચારેક માઇલ દૂર માલિદેવલ કરીને એક ૩૦-૪૦ ઘરની વસ્તીવાળું ગામ છે, ત્યાંથી અર્ધોક માઇલ દૂર ગંગાજીને એકાન્તતટે જ્યાં ગંગાજીનો પ્રવાહ ઉત્તરવાહી થઇ જાય છે, એ સ્થાન એમણે પસંદ કર્યું. ટિહરીમાં ટપાલ તથા તારની સગવડ છે અને આ સ્થાન માત્ર ચારજ માઇલ હોવાથી એ બધી અનુકૂળતા સચવાશે એમ ધારી ત્યાં એક કુટિ બંધાવવાની એમણે ઇચ્છા પ્રકટ કરી."

"આ સ્થાન પ્રથમથીજ વિરક્ત સંતસાધુઓના નિવાસથી પવિત્ર થયેલું હતું. સ્વામી કેશવાશ્રમ નામના એક સંત ત્યાં લગભગ સાઠેક વર્ષસુધી રહ્યા હતા અને એંસી વર્ષની વયે એમણે ત્યાં સમાધિ લીધી હતી. એમના નિર્વાણને બે ત્રણ વર્ષજ થયાં હતાં. ગામના ભાવિક ભક્તોએ ત્યાં એક નાના

એવા શિવલિંગની સ્થાપના કરી હતી અને અત્યારે એ સ્થાન જૂની પર્ણ-કુટિના અવશેષનું ભાન કરાવતું પવિત્ર અને એકાન્તપ્રિય ચિત્તને વિશેષ અનુકૂળ લાગે એવું હતું. ”

“ સ્વામીજીએ એ સ્થાન પસંદ કરીને ત્યાં એક કુટિ બાંધવા માટે પોતાના સ્વહસ્તે લીંટીઓ ખેંચી આપી અને ત્યાં કુટિ બંધાવવાની વ્યવસ્થા કરવા માટે મને આજ્ઞા કરી; પરન્તુ જ્યારે આ વાતની ટિહરીના મહારાજા સાહેબને ખબર પડી ત્યારે એઓશ્રીએ રાજ્ય તરફથી એક પાકી કુટિ બાંધી આપવા માટે સ્વામીજીને વિનતિ કરી અને રાજ્યની આજ્ઞાનુસાર રાજ્ય-સેવકોએ એ કાર્યની શરૂઆત કરી દીધી, પરંતુ સિમલાસુ બાગમાં થોડા દહાડા રહ્યા પછી તરતજ સ્વામીજીએ મને આજ્ઞા કરી કે: “ આપણે બંને થોડે દૂર દૂર રહીએ તો ઠીક. ” અને એમ કહીને મને માલિદેવલ ગ્રામથી ત્રણેક માઇલને છેટે આવેલી બમરોગી નામની ગંગાતટપર આવેલી નિર્જન ગુહામાં રહેવાની સૂચના કરી. ગુફા તો તૈયારજ હતી એટલે મેં જવાની તૈયારી કરી અને સ્વામીજીની કુટિ પથ્થરની બનાવવાની હોવાથી એ તૈયાર થાય ત્યાંસુધી સ્વામીજીએ એ બગીચામાંજ રહેવાનો વિચાર રાખ્યો. ”

“ એમની આજ્ઞાનુસાર હું જવાને તૈયાર થયો, ત્યારે જેવો પ્રણામ કરીને હું ચાલવા માંડું છું એટલામાં સ્વામીજી ઉઘાડે પગે ને ઉઘાડે માથે ફરવા નીકળવાને બહાને મારી સાથે ચાલી નીકળ્યા. લગભગ અર્ધોએક માઇલ મારી સાથે સાથે આવ્યા હશે. રસ્તામાં અંતઃકરણના ઉંડાણમાંથી નીકળતા હોય એવા ગંભીર માર્મિક શબ્દોમાં મને તેઓ ઉપદેશ કરતા રહ્યા; મારા ચિત્ત-માં વિયોગનું દુઃખ હતું; એમના કૃશ શરીરની ચિંતા મને રાત દહાડો સતાવતી હતી. તેઓ નિરંતર ઉદાસીન રહેતા એથી મને પણ ચિત્તમાં ખિન્નતા રહેતી હતી. એમાં જ્યારે પૂરણજીને વિદાય આપતી વખતે કહેલા શબ્દોનાં ભાવાર્થવાળાંજ વાકયો એમના વાત્સલ્યભર્યા હૃદયમાંથી નીકળવા માંડયાં ત્યારે એક બાજુ આશ્ચર્યથી હું વિસ્મિત બનીને દિંગમૂઢ જેવો, સાંભળતો છતાયે બહેરા જેવો ચાલ્યા કરતો હતો અને એમની વાણીની અગમ્ય માર્મિકતાપર સંકલ્પવિકલ્પ થવાથી મારા ચિત્તની ખિન્નતામાં વધારો થતો જતો હતો. એમણે કહ્યું:—

“ દેખો બેટા ! રામ હવે કદાચિત્ જલદી મૂંગો થઇ જાય; મૌન ધારણ કરી લે. શરીર તો તું જુએ છે કે કૃશ અને દુર્બળ થઇ ગયું છે; અને દિવસે

દિવસે વિશેષ દુબળું પડતું જાય છે. ચિત્તવૃત્તિ પણ સંસારથી હવે એટલી બધી ઉપરામ થતી જાય છે કે કોઈ પણ જાતના લેખનવાચનના કામને હાથ લગાડવાનું પણ મન થતું નથી. એમ લાગે છે કે થોડાજ દિવસોમાં રામની કલમ પણ હવે બંધ થઇ જાય; અને રામનું શરીર બહુ જલ્દી નિશ્ચેષ્ટ, મૂક અને નિષ્ક્રિય બની જાય. રામનું શરીર હવે નીચેના પ્રદેશોમાં ભાગ્યેજ જઇ શકે. રામને પ્રત્યક્ષ સમજાય છે કે હવે એનાથી ગંગાજીના તટને ત્યાગ નહિ થઇ શકે."

એમણે પોતાની પ્રેમાળ શબ્દધારા વળી આગળ ચલાવીને કહ્યું: "બેટા! ગભરાઇશ નહિ; ગુફામાં એકાન્તસેવન કરીને ખૂબ અધ્યયન કરજે; નિત્ય આત્મચિંતનમાં મંડયો રહેજે. નિરન્તર સ્વરૂપમાંજ સ્થિતિ રાખજે. હમણાં જે લેખ રામ લખે છે એ જ્યારે પૂરો થશે ત્યારે તરતજ એની નકલ કરવા માટે રામ તને બોલાવી લેશે અને કુટિ તૈયાર થયા પછી રામ જ્યારે માલિદેવલમાં રહેવા જાય ત્યારે પ્રત્યેક રવિવારે તું રામની પાસે આવતો રહેજે. રામના શારીરિક વિયોગનો વિચાર કરીશ નહિ; તેમજ એની શારીરિક સેવાની પણ ચિંતા ન રાખીશ. રામનું શરીર તો હવે તદ્દન નિષ્ક્રિય અને નિશ્ચેષ્ટ થઇ જવાનું છે. તું હવે કેવલ તારી પોતાની વાસ્તવિક ઉન્નતિનોજ વિચાર કરજે. કોઇના આશ્રયની અપેક્ષા ન રાખીશ. તારા પોતાનાજ પગપર ઉભો રહેતાં શીખજે; પ્રત્યેક રીતે વેદાન્તની સાક્ષાત્ મૂર્તિ બનજે."

" આ એમનો અંતિમ ઉપદેશ; અને એમનાં અંતિમ દર્શન."

× × × ×

(૪)

સ્વામી રામની અમેરિકન શિષ્યા મિસીસ વેલમેન ( સૂર્યાનન્દ ) ભારતવર્ષમાંથી પોતાના સ્વદેશ ભણી પાછાં જતી વખતે સ્વામીજીનાં દર્શનમાટે વ્યાસાશ્રમ સુધી ગયાં હતાં. ત્યાં જતી વખતે વ્યાસગંગા પાર કરીને જવુંપડે એવું હતું અને એ નદી ઉપર એક સીંકાનો ઝુલો બનાવેલો હતો. એ વૃદ્ધ વિદેશીય સન્નારી એવા ઝુલતા સીંકાપર નિર્ભય થઇને ન બેસી શકે એટલા માટે સ્વામીજી પોતે તેમને મળવા માટે નીચે ઉતરી આવ્યા હતા. એ સન્નારીને સ્વામીજીની જેવી રીતે મુલાકાત થઇ તેનું વર્ણન કરતાં તેણે પૂરણજીને કહેલું કે:-" મને વિદાય આપતી વખતે સૂર્યાસ્તનો સમય હતો. વ્યાસગંગાના શાન્ત, નીલ, ગંભીર જલપ્રવાહ ઉપર એ અસ્ત થતા સૂર્યનાં કિરણોનો ઝાંખો પ્રકાશ પડતો હતો. પરમાત્માનાં પ્રતિબિંબ જેવાં એ કિરણોમાં તરં-

આવલી હીંચોળા ખાતી હતી. પરબ્રહ્મની સાક્ષાત્ મૂર્તિ જેવા રામે મને સંબોધીને કહ્યું: "સૂર્યાનંદ ! નમસ્કાર ! જાઓ, સ્વદેશ ભણી સિધાવો. પણ જુઓ; પેલા સૂર્યભણી દૃષ્ટિ કરો; એ અસ્ત પામતો જાય છે; તમારા સ્વદેશમાં હવે એ પ્રકાશ પાડશે; એજ રામ છે; પણ એ હેમખંડ—એ સુવર્ણપ્રદેશ —એ હિરણ્યમયખંડને ન ભૂલશો. જ્યાં જ્યાં જાઓ ત્યાં બધે એ ખંડમાંજ નિવાસ કરજો. "એમ કહેતાં કહેતાં એઓ ગળગળા થઈ ગયા. મને ચોક્કસ ભાન થયું કે એ મને પોતાના અંતિમ પ્રણામ–અંતિમ આશીર્વાદ આપતા હતા. ખરેખર ! મને એમજ લાગ્યું છે. ભારતમાતાએ એક સત્પુત્રને ગુમાવ્યો ! સ્વામી રામ હવે એ ખંડમાંથી નીચેના પ્રદેશમાં નહિ ઉતરે. એમની દેશયાત્રા પૂરી થઈ ચૂકી."

× × × ×

(૫)

વસિષ્ઠાશ્રમના નિવાસદરમિયાનનાં એમનાં કૃપાપાત્ર શિષ્યો પૂરણજી, નારાયણ સ્વામી, મિસીસ વેલમેન વગેરેનાં વર્ણનો આપણે અહિંસુધી જોયાં. એ બધા ઉપરથી એટલું સ્પષ્ટ જણાઈ આવે છે કે એ સમયમાં સ્વામી રામનું શરીર નિરોગી નહોતું. જલવાયુની અસરથી એમને ઘણીવાર ઝાડા થઈ જતા; અન્નનો ત્યાગ કરી દૂધ ઉપર રહેવા માંડયાથી જો કે વ્યાધિ મટી ગયો હતો પણ શારીરિક દુર્બળતા દૂર નહોતી થઇ. જે ગ્રંથલેખનના ઉદ્દેશથી તેઓએ હિમાલયપ્રતિ પ્રયાણ કર્યું હતું અને સંસ્કૃતના તેમજ વેદવેદાંગના અધ્યયનનો આરંભ કર્યો હતો, એ પ્રવૃત્તિપ્રતિ તેમની ઉદાસીનતા આવી ગઈ હતી; એટલુંજ નહિ પણ સમસ્ત દ્વૈતાભાસનો જાણે સમૂળો લોપ થઇ ગયો હોય અને નિરન્તર બ્રહ્માકારવૃત્તિમાં રહેતી સ્થિતિમાંથી વ્યુત્થાન પામવામાં એમને પરાધીનતા અને કષ્ટ પડતાં હોય એવા ઉપરામતાના શબ્દો એમના મુખમાંથી વારંવાર નીકળેલા આપણે જોઈએ છીએ. ત્યાંથી એમણે "ઉપાસના" નામનો નિબંધ લખ્યો; એક "ધર્મતત્ત્વ" નામનો લેખ પણ ત્યાંથીજ છપાવવા મોકલ્યો હતો. અનેક ભજનો પણ એમની લેખિનીમાંથી પ્રવાહિત થયાં હતાં. દિનરાત વેદાન્તની શાન્ત, નિર્મલ, નિવૃત્તમૂર્તિ જેવા નિશ્ચેષ્ટ પડયા રહેવામાંજ એમને ત્યાં આનંદ મળતો હતો. પૂર્વવત્ આવેશ અને ઉન્મત્ત તરંગો ઉછળી ઉછળીને હવે શાન્ત પડી ગયા હતા, સમસ્ત પ્રવૃત્તિના ઉદ્દેશો નિવૃત્ત થઇ ગયા હતા; પરંતુ વાસ્તવિકરીતે જોઇએ તો પ્રવૃત્તિ

એમની પ્રકૃતિમાંજ નહોતી. ભારતવર્ષને માટે અમેરિકામાં કરેલી પ્રવૃત્તિને માટે પૂરણજીને તથા સ્વામી નારાયણને એમણે અનેકવાર કહેલું કે એ બધી પ્રવૃત્તિનું મૂળ શ્રીયુત જોશી હતા. એમની પ્રેરણાથીજ એ પ્રદેશમાં એમનાથી એટલું કાર્ય થયું હતું. કોઇ પણ જાતની એવી જાતની પ્રવૃત્તિઓમાં, લેખન તથા વ્યાખ્યાનની વ્યવસ્થામાં આપણને જે અસંગતિ જણાય છે એનું એકજ વાસ્તવિક અને પ્રબલ કારણ છે કે સ્વામી રામ અદ્વૈતના અપરોક્ષ અનુભવી હતા. ભૂતભાવીનો કદિ વિચાર ન કરનારા એ અવધુત હતા. દેશકાલથી પર રહેનારા એ પરમહંસ હતા. એમના સમગ્ર રાજકીય, સામાજિક કે અન્ય સુધારણાવિષયક ઉપદેશમાં જો સૂક્ષ્મદૃષ્ટિથી આપણે જોઇએ તો એ બધી કાર્ય-દિશાઓ અને ઉપદેશોની પાછળ એમનું અદ્‌ભુત ઓજસ્ દીપી નીકળે છે; એમની વ્યક્તિપ્રભા, એમનું અનુભવતેજ, એમની આત્મજ્યોતિ—એ બધી પ્રવૃત્તિઓને આંજી નાખીને દૂર-સુદૂર દેશવિદેશની મર્યાદાઓની પાર પોતાનો પરમ પ્રકાશ પહોંચાડે છે. સ્વામી રામ પોતાના પ્રકાશથી મનુષ્યને પોતાની જાતની, પોતાના સ્વદેશની, પોતાના સંસારની અને જીવનના સમસ્ત ક્ષેત્રની વાસ્તવિક સ્થિતિનું દર્શન કરાવે છે.મનુષ્યને જાગૃત કરવો અને એના જીવનપથપર પ્રકાશ પાડવો એજ એમનું કાર્ય છે; એમને માનવજીવનની પરાધીનતા દૂર કરવી છે; એમને તો પ્રત્યેકને રામ બનાવવા છે. સૌને સ્વપ્રજ્ઞા કેળવતાં શીખવવું છે અને પરિણામે પામરતાથી દબાયેલા જીવાત્માને બ્રહ્માનંદની સાક્ષાત્ સ્વતંત્રતામાં આરૂઢ કરીને એને સચ્ચિદાનંદનો સાક્ષાત્કાર કરાવવો છે.

આવી ઉચ્ચ કક્ષાના મહાપુરુષની જીવનલીલા ઉકેલતાં પૂરણજી એમની ઉદાસીનતાનાં અનેક કારણો આરોપિત કરે છે. આશ્રમના પરાધીનતા એમને સાલતી હતી એમ કહે છે; ભારતવર્ષની સ્થિતિમાં એમને સંપૂર્ણ સ્વાધીનતા નહોતી એમ તેઓ લખે છે; ગૃહસ્થાશ્રમના તેઓ પક્ષપાતી હતા એવો પણ તેઓ અર્થ બેસાડે છે; પાશ્ચાત્ય પ્રદેશની પ્રવૃત્તિથી એમને પરિશ્રમ પડયો હતો અને પરિણામે એમનાં આનંદ, આવેશ અને ઉન્માદ શિથિલ થઇ ગયાં હતાં, એવી પણ ઘડીભર તેઓ કલ્પના કરે છે. વળી નારાયણ સ્વામી એ બધી અવસ્થાનું કારણ એમની શારીરિક દુર્બલતા હોય એમ અનુમાન બાંધે છે; પરંતુ આપણે આ પ્રકરણના આરંભમાં જોઇ ગયા તેમ એમના ઉપ-

દેશમાં સ્વામી રામે કોઇ પણ જાતની વિશિષ્ટ સ્થિતિપ્રતિ અભિરુચિ દેખાડી હોય એમ જણાતું નથી. અત્યારસુધી બે ચાર માસ કરતાં વધારે સમય કોઈ પણ સ્થળે સ્થાયી ન રહેવાના નિશ્ચયવાલા, કોઇ પણ જાતના મઠ, આશ્રમ કે સંસ્થા સ્થાપવાના ખાસ વિરોધી, કોઈ પણ જાતની પ્રવૃત્તિ ન વહોરી લેવાના પક્ષપાતી રામ છેવટે ગંગાતટપર પાકી કુટિ બાંધીને નિરન્તર ગંગાતટપરજ નિવાસ કરવાનો નિર્ણય કરે એજ સૂચવી આપે છે કે એમના ચિત્તમાં ઉપરામની પરાકાષ્ઠા આવી હતી. પ્રથમના ફારસી અને અંગ્રેજી ભાષાના કવિઓના વાચનના પરિણામે ઉદ્ભવ પામેલા ઉન્મત્ત ભાવાવેશને બદલે આર્ય વેદાન્તના અધ્યયનથી શાન્ત, ગંભીર, નિર્મલતાનો એમના ચિત્તપર પ્રભાવ પડવા માંડયો હતો અને એ પરમનિવૃત્તિના ચિન્હરૂપેજ એમણે ગંગાતટપર શેષ જીવન ગાળવાનો નિશ્ચય કર્યો હતો એવી અમારી માન્યતા છે; ઉપરાંત એમના પોતાના શબ્દો પણ એવાજ પ્રકારની સાક્ષી પૂરે છે. એમના સમગ્ર ઉપદેશ એમના અવધુતજીવનની સાક્ષાત્ મૂર્તિ જેવા છે; એ બધામાં અસંગ, એકાકી, અવધુત રામનું આપણને સહજ દર્શન થાય છે. એક સાધારણ નિર્ધન બ્રાહ્મણ કુટુંબમાં જન્મ ધારણ કરી, નિર્દોષ વિદ્યાર્થીજીવન ગાળી, પોતાના સ્વાશ્રય અને સ્વસામર્થ્યના આધારેજ હિમાલયનાં અગોચર અરણ્યોમાં કઠિન તપશ્ચર્યાવડે ઉપનિષદ્ગત મહાવાકયોનો અપરોક્ષ અનુભવ કરી સર્વત્ર–આત્મજ્યોતિના પ્રોજ્જ્વલ રશ્મિરાજની પેઠે જેમણે પ્રકાશ પાડયો છે, એ રામને કોણ નહિ સમજી શકે? એમનું જીવન દીપકના જેવું પ્રકટ અને પ્રકાશવાન છે; એમની લીલા ટુંકી અને તારતમ્યવાળી છે; એમના સદ્બોધ સૂક્ષ્મ અને સારસૂચક છે; એમના ભાવ નિર્દોષ અને નિકટવર્તી છે; વ્યાસાશ્રમ અને વસિષ્ઠાશ્રમમાં એમણે ઑકટોબર ઇ૦ સ૦ ૧૯૦૫ થી સપ્ટેમ્બર ૧૯૦૬ સુધીનો સમય ગાળ્યો; દરમ્યાનમાં એમણે વેદવેદાંગ વાંચ્યાં; અનેક પાશ્ચાત્ય વિદ્વાનોની કૃતિઓનું અવલોકન કર્યું; અવધુતની પેઠે ઘુઘરા પહેરીને નાચ્યા; કૂદ્યા; ભજનસંકીર્તન કર્યાં; શંખધ્વનિની ગર્જનાઓ કરી; પ્રેમનાં અશ્રુઓ વહેવરાવ્યાં; થોડા પણ ભાવથી ભરેલા લેખો અને પત્રો લખ્યા. જે અનેક ભજનો એમની લેખિનીમાંથી સરી પડયાં તેમાંનાં થોડાંએક અહીં આપીને આ પ્રકરણ હવે પૂરૂં કરીએ.

## જંગલકા જોગી

હર હર ઓમ, હર હર ઓમ- (ટેક)
જંગલમેં જોગી [1]બસતા હૈ, [2]ગહ રોતા હૈ [3]ગહ હસતા હૈ;
દિલ ઉસકા કહીં ન [4]ફંસતા હૈ, તન મનમેં [5]ચૈન બરસતા હૈ. ૧
ખુશ ફિરતા[6] નંગમનંગા હૈ, નૈનોંમેં [7]બૈહતી ગંગા હૈ;
જો [8]આજાયે સો [9]ચંગા હૈ, મુખ રંગ ભરા મન [10]રંગા હૈ. ૨
ગાતા [11]મૌલા [12]મતવાલા હૈ, જબ દેખો ભોલા ભાલા હૈ;
[13]મન મનકા ઉસકી માલા હૈ, તન ઉસકા એક [14]શિવાલા હૈ. ૩
નહિ [15]પરવાહ મરને જીનેકી, હૈ યાદ ન ખાનેપીને કી;
કુછ દિન કી સુદ્ધિ ન મહીને કી, [16-17]હૈ પવન સમાલ પસીને કી. ૪
પાસ ઇસકે [18]પંછી આતે હૈં, ઔર દરયા ગીત સુનાતે હૈં;
બાદલ અશનાન કરાતે હૈં, [19]બૃછ ઉસકે [20]રિશતે નાતે હૈં. ૫
[21]ગુલનાર [22]શફક વહ રંગભરી, જોગી કે [23]આગે હૈ જો[24]ખડી;
જોગી કી [25]નિગાહ [26]હૈરાનગૈહરી, કો [27]તકતીરહ રહ કર હૈ[28]પરી. ૬
વહ ચાંદ ચટકતા,[29]ગુલ જો ખિલા, ઇસ[30]મિહરકી[31]જોતસે ફૂલ[32]ઝડા;
[33]ફૂવ્વારહ [34]ફરહત કા ઉછલા, [35]પુહાર કા જગપર [36]નૂર પડા. ૭

## બેહરે-ખુશી

( ગઝલ )

મુઝ બૈહરે-ખુશીકી લેહરોં પર, દુનિયાંકી કિશતી રહતી હૈ;
અજ સેલે-સરૂર ધડકતી હૈ, છાતી ઔર કિશતી બૈહતી હૈ.
ગુલ ખિલતે હૈં, ગાતે હૈં રો રો બુલબુલ;
કયા હંસતે હૈં નાલે નદીયાં, રંગે-શફક ઘુલતા હૈ;

---

૧ રહે છે ૨ કદિ ૩ કદિ ૪ ફસાતુ નથી, આસકત થતું નથી ૫ આનંદ વરસે છે ૬ અસંગ ૭ ગંગા વહે છે, આનંદનાં અશ્રુ ચાલ્યાં જાય છે ૮ મળી આવે ૯ ઠીક ૧૦ રંગીલું ૧૧ ફકીર, જ્ઞાની ૧૨ મસ્ત ૧૩ મનરૂપી મણુકા ૧૪ શિવાલય ૧૫ દરકાર ૧૬-૧૭ પરસેવો લ્હોવામાટે રૂમાલરૂપી પવન છે. ૧૮ પક્ષી ૧૯ વૃક્ષ ૨૦ સગાંસંબંધી ૨૧ દાડમનારંગી જેવી ૨૨ સંધ્યા ૨૩ આગળ ૨૪ ઉભી ૨૫ દષ્ટિ ૨૬ આશ્ચર્યગંભીર ૨૭ જોતી, તાકી રહેતી ૨૮ દેવી, પ્રકૃતિરૂપ અપ્સરા ૨૯ પુષ્પ ૩૦ સૂર્ય ૩૧ પ્રકાશ ૩૨ ખર્યું ૩૩ ફુવારો ૩૪ આનંદ ૩૫ વાછંટ ( આનંદરૂપી ) ૩૬ પ્રકાશ.

બાદે-સબા ચલતી હૈ, ગિરતા હૈ છમછમ બારાં;
મુઝમેં ! મુઝમેં !! મુઝમેં !!! (૧)
કરતે હૈં અજમ જગમગ, ચલતા હૈ સૂરજ ધકધક;
સજતે હૈં બાગો-બિયબાં;
બસતે હું નંદન પૈરિસ, પુજતે કાશી મક્કા;
બનતે હૈં જિન્નતો-રિજવા, મુઝમેં ! મુઝમેં !! મુઝમેં !!! (૨)
ઉડતી હૈં રેલેં ફરફર, બેહતી હૈં બોટે ઝરઝર;
આતી હૈ આંધી સરસર, લડતી હૈં ફ્રૌજેં મરમર;
ફિરતે હૈં જોગી દરદર, હોતી હૈ પૂજા હરહર;
મુઝમેં ! મુઝમેં !! મુઝમેં !!! (૩)
ચર્ખકા રંગ રસીલા, નીલા નીલા, હર તરફ દમકતા હૈ;
કૈલાસ ઝલકતા હૈ, બેહર ડલકતા હૈ, ચાંદ ચમકતા હૈ;
મુઝમેં ! મુઝમેં !! મુઝમેં !!! (૪)
આજાદી હૈ, આજાદી હૈ, આજાદી મેરે હાં;
ગુંજાયશો-જા સબકે લિયે બેહદો-પાંયાં.
સબ વેદ ઔર દર્શન, સબ મહજહબ, કુરાન, અંજીલ ઔર ત્રિપીટિકા;
બુદ્ધ, શંકર, ઇસા ઔર મહમ્મદ, થા રહના સેહના ઇન સબકા;
મુઝમેં ! મુઝમેં !! મુઝમેં !!! મુઝમેં !!!! (૫)
થે કપિલ, કણાદ ઔર અફલાતૂં, સ્પેન્સર, કૈન્ટ, ઔર હૈમિલ્ટન્;
શ્રી રામ, યુદ્ધિષ્ઠિર, અસકન્દર, વિક્રમ, કૈસર અલઝમથ આર અકબર;
મુઝમેં ! મુઝમેં !! મુઝમેં !!! મુઝમેં !!!! (૬)
મૈદાને-અબદ ઔર રોજે-અજલ, કુલ માજી, હાલ ઔર મુસ્તક બિલ;
ચીજોંકા બેહદ રદ્દો-બદલ, ઔર તખતા-એ-દૈહરકા હૈ હલચલ;
મુઝમેં ! મુઝમેં !! મુઝમેં !!! મુઝમેં !!!! (૭)
હૂં રિશતા-એ વહદત દર કસરત, હૈ ઇલ્લતો -સિહત ઔર રાહત;
હર વિદ્યા, ઇલ્મ, હુનર, હિકમત, હરખૂબી, દોલત ઔર બરકત;
હર નિમત, ઇજ્જત, ઔર લજ્જત, હર કશિશ કા મર્કજ હર તાકત;
હર મતલબ, કારણ, કારજ સબ ક્યોં, કિસજા, કૈસે, ક્યોંકર, કબ;
મુઝમેં ! મુઝમેં !! મુઝમેં ! ! મુઝમેં !!!! (૮)
હૂં આગે, પીછે, ઉપર, નીચે, જાહર, બાતિન, મૈં હી મેં;

માશૂક, ઓર આશક, શાઇર, મજમૂન, બુલબુલ, ગુલશન મૈં હી મૈં. (૯)

**ભાવાર્થઃ**—મારા આનંદસમુદ્રના તરંગો ઉપર સંસારનૌકા રહે છે; એ પ્રચંડ તુફાનના ઝંઝાપાતથી છાતી ધડકે છે અને નૌકા ચાલી જાય છે; પુષ્પો ખીલી રહ્યાં છે; બુલબુલ રોતાં રોતાં ગાય છે; નદીનાળાં હસે છે; સંધ્યા ગળતી જાય છે; પૂર્વનો વાયુ વહેવા માંડયો; છમછમ જલવૃષ્ટિ થવા માંડી —એ બધું મારામાં છે—મારામાં—મારામાં. (૧)

તારા ઝગમગ ઝળકી રહ્યા છે; સૂરજ ધગધગ કરતો ચાલ્યો જાય છે; વનઉપવન શોભા સજે છે; લન્ડન અને પારિસનાં શહેરો વસતાં જાય છે; કાશી અને મક્કા પૂજાય છે; સ્વર્ગ અને ઇન્દ્ર રચાતાં જાય છે; એ બધું મારામાં છે—મારામાં—મારામાં. (૨)

ફરફર કરતી રેલગાડીઓ ઉડતી જાય છે; આગબોટો ઝરઝર કરતી વહેતી જાય છે; સરસર કરતો વંટોળ આવે છે, ફોજ મરી મરીને પણ લડે છે; જોગીઓ ઘરઘર ફરે છે; હરહર પૂજા થાય છે; એ બધું મારામાં છે—મારામાં-મારામાં. (૩)

આકાશનો નીલો રસીલો રંગ હર તરફ ખીલ્યો છે—કૈલાસ ઝળકી રહ્યું છે; સમુદ્ર ખળભળે છે; ચંદ્રમા ચમકાટ કરે છે; એ બધું મારામાં છે—મારામાં—મારામાં. (૪)

સ્વતંત્રતા છે; સ્વતંત્રતા છે; મારે ત્યાં સ્વતંત્રતા છે. બધાને માટે પૂરેપૂરી જગ્યા છે; બધાં વેદ અને દર્શનશાસ્ત્ર, બધા ધર્મ, કુરાન, બાઇબલ, ત્રિપીટિકા, બુદ્ધ, શંકરાચાર્ય, ઇસુખ્રિસ્ત, અહમદ, એ બધાની રહેણીકરણી મારામાં હતી—મારામાં—મારામાં—મારામાં. (૫)

કપિલ, કણાદ, પ્લેટો, સ્પેન્સર, કૅન્ટ, હૅમિલ્ટન, શ્રીરામ, યુધિષ્ઠિર, સિકન્દર, વિક્રમ, કૈસર, ઇલિઝાબેથ, અકબર—એ બધા મારામાં હતા—મારામાં—મારામાં—મારામાં. (૬)

અવિનાશી પદ, પ્રલયકાળ, ભૂત, ભવિષ્ય અને વર્તમાનકાલ, વસ્તુઓના વિકારીભાવ અને યમરાજની ન્યાયતુલાની હાલચાલ એ બધું મારામાં છે—મારામાં—મારામાં—મારામાં. (૭)

એકતાનો સૂત્રસંબંધ અને અનેક હું છું; સુખદુઃખ અને વિશ્રાંતિ હું છું; પ્રત્યેક વિદ્યા, શિક્ષણ, કલા, કૌશલ્ય, સૌંદર્ય, ધન, ઉન્નતિ, પ્રતિષ્ઠા, કીર્તિ, ઉપભોગ; પ્રત્યેક ક્રિયાનું કેન્દ્ર; પ્રત્યેક શકિત; હેતુ, કારણકાર્ય, કેમ ?

ક્યાં ? કેવી રીતે ? શામાટે ?—એ બધું મારામાં છે—મારામાં—મારામાં—મારામાં. (૮)

આગળ, પાછળ, ઉપર, નીચે, પ્રકટ, ગુપ્ત હુંજ હું છું;
પ્રિયા, પ્રિયતમ, કવિ, કવિતા, બુલબુલ, ઉદ્યાન હુંજ હું છું.* (૯)

## અમૃતબર્ષા

( રાગ ગઝલ, તાલ પશતો )

ઠંડક ભરી હૈ દિલમેં, આનન્દ બેહ રહા હૈ;
અમૃત બરસ રહા હૈ,ઝિમ ! ઝિમ ! ઝિમ ! ! ! (ટેક)
ફૈલી સુબહે—શાદી, કયા ચૈન કી ઘડી હૈ;
સુખકે છુટે ફવ્વારે, ફરહત ચટક રહી હૈ;
કયા નૂર કી ઝડી હૈ, ઝિમ ! ઝિમ ! ! ઝિમ !!!
શબનમ કે દલ ને ચાહા, પામાલ કર દે ગુલકો;
સબ ફિકર મિલકર આયે, કિ નિઢાલકર દે દિલકો;
આયા સબા કા ઝોંકા, વહ સબાયે—રોશની કા;
ઝડતી હૈ શબનમે—ગમ, ઝિમ! ઝિમ!! ઝિમ !!!
ડટ કર ખડા હું ખોફ સે, ખાલી જહાન મેં;
તસકીને—દિલ ભરી હૈ, મેરે દિલમેં જાન મેં;
સૂંઘે જમાં, મકાં, મેરે પાઓં મિસલે—સગ;
મૈં કસે આ સકૂં હૂં કૈદે—બિયાન મેં.
ઠંડક ભરી હૈ દિલમેં, આનંદ બેહ રહા હૈ;
અમૃત બરસ રહા હૈ,ઝિમ ! ઝિમ !! ઝિમ ! ! !

**ભાવાર્થઃ—**

હૃદયમાં શાંતિ ભરી છે; આનંદનો પ્રવાહ વહી રહ્યો છે; ઝિમ, ઝિમ, ઝિમ, અમૃતની વૃષ્ટિ થયા કરે છે. (ટેક)

આનંદના પ્રાતઃકાલનો ઉદય થયો છે; અહા ! શાન્તિની કેવી ધન્યપળ છે ! સુખના ફુવારા છુટયા છે; સ્ફૂર્તિ ઉછાળા મારી રહી છે. ઝિમ, ઝિમ, ઝિમ પ્રકાશની લહરિઓ આવે છે.

* આ કવિતા કોઇ ખાસ વૃત્ત વા છંદમાં નથી લખાયેલી. ગદ્યપદ્યાત્મક મિશ્ર-ધ્વનિમાં એનો પ્રવાહ વહેતો ચાલ્યો જાય છે. અંગ્રેજીમાં એવાજ ભાવાર્થની એક કવિતા છે તેનો સ્વામી રામકૃત ઉર્દુ અનુવાદ છે.

ઝાકળનાં દળે આવીને એમ ઈચ્છા કરી કે પુષ્પને પાયમાલ કરી નાખવાં. બધી ચિન્તાઓએ આવીને એમ ધાર્યું કે ચિત્તને હરાવી દેવું; પણ પૂર્વ દિશામાંથી અર્થાત્ પ્રાત:કાલની વાયુની લહરિ આવી, પેલા પ્રકાશ (જ્ઞાન)નો અંબાર છુટયો, તો ઝિમ ઝિમ ઝિમ કરતાં એ ઝાકળ અને ચિન્તા બધાં વિખરાઇ ગયાં.

આ પૃથ્વી ઉપર પ્રચંડરૂપે હું હિમાલયની પેઠે સ્થિર થઇને ઉભો છું. મારા હૃદય અને પ્રાણમાં શાંતિ ભરી છે. દેશ અને કાલ તો કૂતરાની પેઠે મારા પગ ચૂમે છે. કહો ભલા હું વર્ણનરૂપી બંધમાં કેવી રીતે આવી શકું ? મારા હૃદયમાં ઠંડક ભરી છે; આનંદ રેલી રહ્યો છે; અને ઝિમ, ઝિમ, ઝિમ અમૃતની વૃષ્ટિ થઇ રહી છે.

## પ્રકરણ ૨૩ મું–અન્તિમ નિવાસ અને જલસમાધિ

" તા. ૭ ઑક્ટોબર ૧૯૦૬ નો પત્ર:—ગંગાજીના તટ ઉપર એક અત્યન્ત સુંદર સ્થાનપર એક વિશાલ ક્ષેત્રમાં ( ટિહરીના ) મહારાજા સાહેબે શરદઋતુ વ્યતીત કરવા માટે એક નાની એવી કુટિ બંધાવી છે; એટલા માટે આવતા સાતેક માસ સુધી આ પ્રમાણે સરનામું રહેશે.

સ્વામી રામતીર્થ; પોસ્ટ–ટિહરી ગઢવાલ; હિમાલય. "

આ એમનો ફૈજાબાદના વતની લાલા રામ રઘુવીરલાલજીને લખેલો છેલ્લો પત્ર છે; એમાં જે નવીન કુટિ લગભગ તૈયાર થવા આવી હતી તે વિષે તથા આવતા સાતેક માસ ત્યાંજ સ્થાયી રહેવાનો સંકેત છે. વસિષ્ઠાશ્રમમાં જલવાયુ અનુકૂલ ન થયાં તેથી એ ઉચ્ચ અગોચર અરણ્યમાંથી ટિહરી પાસેના સમશીતોષ્ણ પ્રદેશમાં રહેવા માટે એમના ભક્તોના આગ્રહથી ઉતરી આવ્યા હતા એ આપણે ગયા પ્રકરણમાં સ્વામી નારાયણના વૃત્તાંત ઉપરથી જોયું.

પાછળનાં બે પ્રકરણોમાં આપણે એમની એકાન્તપ્રીતિ અને ચિત્તની ઉપરામતા જોયાં. પર્વાશ્રમનાં સંબંધીઓને મુલાકાત આપવી એ ઇષ્ટ નથી, એવી વૃત્તિનો પ્રસંગ જોયો. સંસારની સાથે એકમાત્ર અવશેષરૂપે રહેલા પોતાના શિષ્ય નારાયણ સ્વામી સાથેના સંબંધનો સમૂળો ઉચ્છેદ કરવા માટે એમને પણ દૂર રહેવા જવાની આજ્ઞા કરી અને પૂરણજી તથા સૂધાનન્દ ( મિસીસ વેલમેન ) ને નિરન્તર જે હિરણ્મય સ્થિતિનું ઉપનિષદો સૂક્ત-

કંઠે વર્ણન કરે છે, એની સંજ્ઞારૂપ સૂર્યનાં દર્શન કરાવીને હેમખંડ-હિમાલયરૂપી આત્મજ્યોતિમાં સ્થિતિ કરવાનો અંતમવિદાયકાલે ઉપદેશ આપ્યો એનું સુંદર વર્ણન વાંચ્યું. આ બધા ઉપરથી પૂરણજી કંઈ કંઇ અનુમાનો બાંધે છે. પૂર્વાશ્રમનાં પત્નીનું દર્શને આવવું અને સંન્યાસાશ્રમની પરાધીનતાના કારણે એ વસ્ત્રોનો ત્યાગ કરવાના અધૈર્યના પ્રસંગો કહેલા એ ઉપરથી રામનું ચિત્ત ઉદાસીન રહેતું હતું, એમ પૂરણજી કલ્પના કરે છે. પૂરણજી વળી એમ પણ ધારે છે કે અમેરિકામાં કરેલી એમની સ્વભાવવિરુદ્ધની દેશસેવાની પ્રવૃત્તિથી એમને પરિશ્રમ પડયો હતો અને એને અંગે એમના ભાવાવેશ શાન્ત પડી ગયા હતા; પરન્તુ એ બધાનાં કારણ અમારી માન્યતા પ્રમાણે જૂદાંજ છે.

માનવમાત્રની પામરતા અને પરાધીનતા જોઇને જે રામનું હૃદય દ્રવીભૂત થઇ જતું; જીવાત્માની દીનહીન અજ્ઞાનમય સ્થિતિ જોઈને જેનાં રોમેરોમ કંપી ઉઠતાં; જનતાને અદ્વૈતનિષ્ઠાનું પાન કરાવી સૌને અમૃતનો આસ્વાદ કરાવવા માટે જેણે ગૃહસ્થાશ્રમમાંથી "અલિફ" માસિક પત્રની શરૂઆત કરી હતી અને પોતાના સમસ્ત જીવનમાં અપરોક્ષ અનુભવબલના આધારે સૌને સ્વતંત્ર-સ્વાધીન અને મુક્ત અવસ્થાનો મંત્રોપદેશ કર્યો હતો; એ રામને સાંસારિક અવસ્થાઓ, વર્ણ અથવા આશ્રમના ભેદો, તેમજ કોઇ વિશિષ્ટ સ્થિતિ બંધનમાં રાખી શકે અથવા ઉદાસીનતામાં નિમગ્ન કરી શકે એ અસંભવિત લાગે છે. જેમ નારાયણ સ્વામીને દૂર મોકલવાનો એમનો એક માત્ર ઉદ્દેશ નારાયણ સ્વામીની રામપર આશ્રય રાખવાની પરાધીન સ્થિતિ દૂર કરવાનો હતો,તેવીજ રીતે ગૃહસ્થાશ્રમનાં સંબંધીઓ કે અન્ય કોઈ પણ માનવવ્યક્તિઓને રામ નામની અમુક વ્યક્તિપર કદિ આધાર રાખવાનું એ પસંદજ નહોતા કરતા. એમના ઉપદેશમાં એમણે છચોક કહ્યું છે કે સૌ સત્યનું અવલંબન કરો. બધા પોતપોતાના આત્માપર નિર્ભર રહેતાં શીખો. જેવી રીતે સ્વામી રામે પોતે ધન્નારામજીપરના આશ્રયનું નિરાકરણ કરીને સ્વતંત્રતા પ્રાપ્ત કરી હતી, દ્વૈતભક્તિના પદપરથી સ્વતંત્ર આત્મજ્ઞાનના પદપર જેવી રીતે પોતે સ્વાશ્રયના બલવડે આરૂઢ થયા હતા અને સર્વાંશે મુક્તાવસ્થાનો આનંદ લૂંટી સૌને એવીજ સ્વાશ્રયની દીક્ષા આપ્યા કરતા હતા, એવા પરમહંસ સ્વામી રામનો સૌને દૂર રાખવામાં અને સૌથી દૂર રહીને એકાન્તમાં નિવાસ કરવાની ઇચ્છામાં એક માત્ર કલ્યાણમય ઉદ્દેશ

એજ હતો કે એમનાથી માનવજાતિની પરાધીનતા સહન નહોતી થઇ શકતી. મનુષ્ય ગુલામગિરી ભોગવે, દ્વતાભાસરૂપ અજ્ઞાનમાં રુદનઆક્રંદ કરી સંતપ્ત રહે, દાસત્વની બેડીઓમાં જકડાઇ રહે અને પોતાનાં ભવોભવનાં બંધન વધાર્યા કરે, એ એમને માટે અસહ્ય હતું.એમના ઉપદેશમાં આત્મજ્ઞાનનો જે સીધો અને સરલ ઉપદેશ હતો એ એમના અનુભવનું અને સ્વજીવનના આચારનું ફલ હતું. જેનો એ ઉપદેશ આપતા તેનો સ્વજીવનમાં અનુભવ કરતા અને જે એમણે સ્વાનુભવથી સિદ્ધ કર્યું હોય, તેનોજ એ લોકસમાજમાં પ્રચાર કરતા એ એમનો સિદ્ધાન્ત હતો. એક વાર ગાઝીપુરમાં વ્યાખ્યાન આપતાં અધવચ એકાએક બેસી ગયા અને વ્યાખ્યાન એટલેથીજ બંધ રહ્યું. એમના સત્સંગસેવી લાલા બૈજનાથે જ્યારે એનું કારણ પૂછ્યું ત્યારે રામે કહ્યું કે: " બોલતાં બોલતાં એક એવું વાક્ય જીહ્વાગ્રે આવ્યું કે જેનો મને અનુભવ નહોતો થયો. મારો સિદ્ધાન્ત છે જે સત્યનો મેં અનુભવ ન કર્યો હોય તેનો મારે ઉપદેશ ન આપવો. "

આવી સરલતા અને સહૃદયતાનું નિત્યનિરન્તર સેવન કરનાર મહા પુરુષ એકાકી જીવન ગાળવામાં સ્વાર્થ કે સંકુચિતપણાનું નહિ પણ પરમ હિતાવહ પરોપકારનું પાલન કરતા હતા. પોતે એકાકી રહીને જનસમાજને પણ સ્વતંત્ર બનાવવા ઇચ્છતા હતા અને પ્રત્યેક પ્રાણીમાત્રને પોતાના પગપર ઉભાં રહેતાં શીખવવાની એમની મહત્ત્વાકાંક્ષા હતી, એવું વિવેકી વાચકને એમના ઉપદેશમાંથી સ્થળે સ્થળે સ્પષ્ટ સમજી શકાય તેમ છે.

નારાયણ સ્વામીને બ્રમરોગી ગુફામાં મોકલ્યાને હજી પાંચ દિવસ પણ પૂરા નથી થયા કે એમને રામના તરફથી એક નોકરે આવી નીચે પ્રમાણે ચીઠ્ઠી આપી. તેમાં ત્યાર પછીને રવિવારે રામની પાસે જવાની આજ્ઞા હતી. એ ચીઠ્ઠી આ પ્રમાણે છે:—

" જે લેખ ( ખુદમસ્તી અથવા નિજાનંદ[1] ) લખાતો હતો, એ હવે જલદી પૂરો થવા આવ્યો છે એટલા માટે રવિવારે તમે જરૂર અહીં આવજો, કે જેથી શુદ્ધ નકલ કરીને "જમાના" અથવા બીજા કોઇ ઉત્તમ માસિકપત્રમાં છપાવવા માટે મોકલી દેવાય."

આ ચીઠ્ઠી વાંચીને નારાયણ સ્વામીએ ત્યાર પછીના રવિવારે સ્વામીજી પાસે એમની આજ્ઞાનુસાર સ્રિમલાસુ બાગમાં જવાનો વિચાર રાખ્યો હતો;

૧ આ લેખ ચોથા ગ્રંથમાં છપાયેલો છે.

પણ શનિવાર તા. ૧૭ ઑક્ટોબર ૧૯૦૬ ની સાંજે રાજ્યના એક નોકરે આવીને એમને હૃદયઘાતક શોકસમાચાર સંભળાવ્યા કે, "સ્વામીજીનું શરીર ભૃગુગંગામાં તણાઇ ગયું અને ટિહરીના લોકોએ આપને ખબર આપવા માટે મને મોકલ્યો છે."

સ્વામી નારાયણ એ પ્રસંગોનું વર્ણન કરતાં લખે છે કે:—" એ સમાચાર સાંભળતાંજ હું તરતજ ટિહરી જવા ચાલી નીકળ્યો અને લગભગ રાતના આઠેક વાગતાંને સુમારે ત્યાં પહોંચ્યો.ટિહરીના લોકો શોકાન્વિત હતા. એ નિર્દોષ હિમાલયનિવાસીઓની રામના પ્રતિ અપૂર્વ ભક્તિ હતી. ટિહરીના મહારાજા સાહેબ તે દિવસે ડેહરાડુન ગયા હતા. હું ટિહરિથી આગળ વધીને સીધો સિમલાસુ બાગમાં ગયો, ત્યાં સ્વામીજીના રસોયા ભોલાદત્તને પૂછતાં તેણે નીચે પ્રમાણે વિગત જણાવી:—

" સ્વામીજી અને હું બન્ને આજ બપોરે સ્નાન કરવા માટે ગંગાજીપર ગયા હતા. હું તરતજ સ્નાન કરીને સ્વામીજીનાં વસ્ત્ર સંભાળીને કિનારે બેઠો હતો અને સ્વામીજી થોડી કસરત કરીને પાણીમાં ઉતરી સ્નાન કરવા મંડયા. છાતીસમાન પાણીમાં ઉભા ઉભા એમણે શરીર ચોળવા માંડયું. પહેલાં તેમણે એક ડુબકી મારી; થોડી વારે બહાર નીકળીને પાછા તેજ જગ્યાએ ઉભા ઉભા શરીરને ચોળ્યા કર્યું. પાણીનો વેગ બહુ હતો. થોડીવાર પછી જ્યારે સ્વામીજીએ એક બીજી ડુબકી મારી ત્યારે એમના પગનીચેથી એક મોટો પથ્થર ખસી ગયો, એટલે સ્વામીજી ઉંડા પાણીમાં આગળ તણાઈ ગયા. એ ઉંડાં ગંભીર જલમાં તેઓ ઉભા રહી ન શકયા. પાણીના વેગમાં એમનું શરીર તણાવા લાગ્યું અને આગળ જતાં એક મોટા વમળમાં ફસાઈ પડયું. હું ઉપર દોડી ગયો અને બાગના નોકરોને બોલાવવા માટે બૂમો પાડી; પણ આજ મહારાજા સાહેબ ડેહરાડુનથી ટિહરી આવવાના હોવાથી એ બધા ટિહરી ગયા હતા, એટલે હું પાછો ગંગાકિનારે આવ્યો. મેં મદદને માટે બૂમો પાડયા કરી, પણ કોઇ આસપાસ હોય એમ મને ન લાગ્યું. મારી બૂમો સાંભળીને સ્વામીજીએ કહ્યું:—" બેટા ! ગભરાઇશ નહિ; હું બહાર નીકળવાની મહેનત કરૂં છું. હમણાં તારી પાસે આવીશ." સ્વામીજીએ એમ કહીને દશ બાર મિનીટ સુધી એ વમળમાંથી બહાર આવવાની મહેનત કરી પણ તેઓ નીકળી ન શકયા. જ્યારે બહાર નીકળવાના પ્રયત્નો નકામા ગયા, ત્યારે ઉંડા પાણીના એજ વમળમાં એકજોરથી ડુબકી મારીને ત્યાંથી ત્રીસેક ડગલાં

દૂર પ્રવાહની વચ્ચોવચ્ચ જઇ પહોંચ્યા. પાણીમાં પડયે એમને ઘણો વખત થઈ ગયો હતો, મહેનત બહુ કરવી પડી હતી અને એમનું શરીર ઘણા દહાડાથી બહુ દુર્બળ થઈ ગયું હતું, તેથી વધારે વખત તેઓ ટક્કર ન ઝીલી શક્યા. એમના મોંમાં પાણી ભરાવા માંડયું. .શરીર ગળકાં ખાવા માંડયું. એમનાથી નહોતું આ કિનારે આવી શકાય તેવું, તેમ નહોતી રહી પેલે કિનારે પહોંચવા જેટલી શકિત. તીવ્ર વેગના પ્રવાહમાં એમનું શરીર તણાવા માંડયું. જ્યારે એમને પોતાના શરીરની પ્રવાહમાં પરવશ સ્થિતિ થઇ પડી છે એમ લાગ્યું, ત્યારે એમણે ઉચ્ચ સ્વરે ૐ-ૐ-ૐ ની ગર્જના કરીને હાથપગ સમેટવા માંડયા. એમનું શરીર અદૃશ્ય થઈ ગયું. જલનો પ્રવાહ લગભગ બસોફુટ સીધો જઇને એક ભેખડની સાથે અથડાઇ ત્યાંથી કાટખૂણાના આકારે અન્ય દિશામાં વહેતો હતો. એમનું શરીર એ ભેખડની ખોમાં ભરાઈ ગયું હોય એમ મને લાગ્યું; કારણ કે ૐકારની ગર્જના પછી એમણે જે ડુબકી મારી ત્યાર પછી એમનું શરીર અદૃશ્ય થઈ ગયું. એમનું શરીર જેવું અદૃશ્ય થયું કે તરતજ ટિહરીમાં તોપોના અવાજ થવા માંડયા. સમય બપોરના બારેક વાગ્યાનો હતો. મહારાજા સાહેબ ડેહરાડુનથી પોતાની રાજ્યધાનીમાં પાછા આવતા હતા. એમના સ્વાગતમાં તોપો ફોડવામાં આવતી હતી. ”

“ આવા પ્રકારનું વર્ણન ભોલાદત્તે મારી સમક્ષ કર્યું. એક તરફ સ્વામી રામનું તિરોધાન થવું અને બીજી બાજુ મહારાજાનું આગમન એ બન્ને એકજ સમયે થયાં. દેવોના પ્રિય એ બ્રહ્મર્ષિના અનન્ત સમાધિસ્થ થવાના હર્ષમાં દેવો દુંદુભિની ગર્જના કરતા હોય તેમ મહારાજાના સ્વાગતમાં થતા તોપના ધ્વનિએ ગરજ સારી. રસોયાને મોઢેથી આવી ઘટના સાંભળી મારા ચિત્તપર વજ્રપ્રહાર થયો. મારી ગેરહાજરીમાં એમનું શરીર પડયું અને માત્ર પાંચજ દિવસ પહેલાં મારે એમને છોડીને જવું પડયું હતું, એનું સ્મરણ થતાં મને મારા દુર્દૈવના વિચાર આવવા માંડયા. અકસ્માત્ જલપ્રવાહમાં શરીરના તિરોધાન થવાથી મારા શોકમાં વૃદ્ધિ થતી ગઇ.”

ભારતવર્ષનો એક દેશભકત, વિરકત, આર્ય પ્રજાનો એક સર્વોત્કૃષ્ટ આદર્શ પરમહંસ, શિષ્યોનો અપ્રતિમ કૃપાપાત્ર સદ્ગુરુ, જિજ્ઞાસુઓનો સરલ માર્ગદર્શક અને પ્રજાનો વિરલ પંથપ્રદર્શક વીર તેત્રીશ વર્ષ જેટલી નાની વયમાં અકસ્માત્ ગંગાજીનો ભોગ થઇ પડયો! વેદનાં અદ્ભુત રહસ્યોનું દર્શન કરાવતું પુસ્તક લખવાની ઉત્કંઠા, “માનસ-

ગતિશાસ્ત્ર" નામનો વેદાન્તના પ્રવૃત્તિનિવૃત્તિ અને વિદ્યાઅવિદ્યાના વાસ્તવિક સિદ્ધાન્ત સમજાવનારો એક સરલ ગ્રંથ લખવાની ધારણા, દેશહિતનાં અનેક કાર્યોનો સંકેત કરી આપીને ભારતવર્ષની પ્રજાને સ્વતંત્ર નિહાળવાની પરમ શુભેચ્છા—એ અને એવી બીજી કલ્યાણકારી પ્રવૃત્તિઓ રામના શરીર સાથે ગંગાજીની જલધારામાં ચાલી ગઇ !

આગળ જતાં સ્વામી નારાયણ રામના વિરહથી પોતાને ઉપજેલા ખેદનું તેમજ રામની શકિતનું વર્ણન કર્યા પછી તેમના દેહપતનના કારણવિષે લખે છે કે:-

"આવી આત્મસત્તાવાળા રામ બાદશાહ આમ ગંગામાં સ્નાન કરતી વખતે અકસ્માત્ ચાલ્યા જાય એ મારી બુદ્ધિમાંજ નહોતું ઉતરતું. મારો અંતર્યામી એ પ્રસંગને માનવાની ચોખ્ખી ના પાડતો; પણ એ બધી વાતનો વિવેકપુરઃસર વિચાર કરવાની એ વખતે મારામાં શકિતજ નહોતી રહી. હું ઘડીમાં આંખોમાંથી આંસુ વહેવરાવતો, ઘડીમાં છાતીફાટ રડતો તો ઘડીમાં દિંગમૂઢ બનીને શાન્ત બેસી રહેતો, કોઈવાર કયાં જાઉં છું એના ભાનવગર અરણ્યમાં ભટકયા કરતો તો ઘણીવાર ગંગાજીને કિનારે જ્યાં સ્વામીજી સ્નાન કરવા માટે ગયા હતા ત્યાં જઇને, શું દિવસે કે શું રાત્રિએ સૂનસાન પડયો રહેતો. મારા જીવનના ઉદ્ધારક, મારા અંતરના એકમાત્ર આધાર, મારા હૃદયના પ્રેમપાત્ર, મારા જીવનસર્વસ્વ ગુરુદેવના વિયોગે મને તો ખરેખર ગાંડોજ બનાવી દીધો હતો. આમ વિહ્વલ સ્થિતિમાં બીજે કે ત્રીજે દિવસે હું એક દહાડો ટિહરી ગયો ત્યાં પૂરણજી મને મળ્યા. અમે રડી રડીને ભેટયા; ભેટી ભેટીને રડયા; પરસ્પરનાં આંસુઓવડે અમારાં વસ્ત્રો પલાળ્યાં અને થોડી વારે શાંત પડયા ત્યારે સિમલાસુ બગીચા ભણી જવા ઉપડયા. ત્યાં જઇને જ્યારે પૂરણજીને એમ ખબર પડી કે મેં શોકવિહ્વલ થઇને હજુ રામનાં પુસ્તકો તથા આસનને સ્પર્શ સુદ્ધાં કર્યો નથી અને જે લેખની નકલ કરવા માટે મને રામે ચિઠ્ઠી લખી હતી, તેની પણ મેં તપાસ કરી નથી, ત્યારે એમણે મને રામના આસન પાસે જવાની પ્રેરણા કરી. અમે બન્ને ગુરુબંધુઓ, રામના સમાન કૃપાપાત્ર, પરસ્પર એકજ પ્રેમપાશથી બંધાએલા જયારે મળ્યા ત્યારે અન્યોન્યની વાતચીતથી અમારાં બન્નેનાં હૃદય થોડાં હલકાં થયાં."

"ત્યાર પછી અમે બન્ને જણા એ રાત્રિએ સ્વામીજીવાળા બંગલામાં જઇને સૂઈ રહ્યા અને બીજે દિવસે સવારે ઉઠીને પહેલું કામ અમે એમનાં આસન,

ઉઘાડી પડેલી પેટીઓ, અસ્તવ્યસ્ત પડેલાં પુસ્તકો અને કાગળો તપાસવાનું કર્યું. થોડા કાગળો આમ તેમ ફેરવી જોતાં જે લેખને માટે મને ત્યાં બોલાવ્યો હતો, એના ભણી અમારી નજર પડી. પાનાંપર હજુ આંકડા નહોતા નાખ્યા. જેમજેમ પાનાં હાથમાં આવતાં ગયાં તેમ તેમ વાંચવા માંડયાં એટલામાં એક પૃષ્ઠપર બહુ સ્પષ્ટ અક્ષરોમાં નીચે પ્રમાણે લખાણ જોવામાં આવ્યું:-

" ब्रह्मा, विष्णु, शिव, इन्द्र, गंगा, भारत !

ऐ मौत[1] ! बेशक उड़ा दे इस एक [2]जिस्म को, मेरे और [3]अजसाम ही मुझे कुछ कम नहीं। [4]सिर्फ [5]चांदकी किरणें, चांदीकी [6]तारें [7]पहन कर चैन से काट सकता हूं। पहाडी नदीनालों के [8]भेसमें गीत गाता फिरूंगा, [9]बहरे-मव्वाज के [10]लिबास में मैं ही लहराता फिरूंगा। मैं ही [11]बादे-खुशखरांम नसीमे-मस्ताना गाम हूं। मेरी यह [12]सूरते-सैलानी हर वक्त [13]रवानी में रहती है। इस रूप में पहाडों से उतरा, [14]मुर्झाते पौदों को ताजा किया, [15]गुलों को हंसाया, बुलबुलको रुलाया, दरवाजों को खटखटाया, [16]सोतों को जगाया, किसीका आंसू पूंछा, किसीका घूंघट उड़ाया। इसको छेड, उसको छेड, तुझको छेड। वह गया, वह गया। न कुछ साथ रक्खा, न किसी के हाथ आया।

અર્થ:-બ્રહ્મા, વિષ્ણુ, શિવ ઇન્દ્ર, ગંગા અને ભારત!

હે મોત ! બેશક ઉડાવી દે આ એક શરીરને, મારાં બીજાં અનેક શરીરની મારે કાંઈ ખોટ નથી. કેવલ ચંદ્રમાનાં કિરણો-ચાંદીના તારો પહેરીને હું ચેનથી (દિવસ) ગાળી શકીશ, પહાડી નદીનાળાંના વેશમાં ગીત ગાતો ફરીશ! ઉછળતા સમુદ્રના પોશાકમાં હું લહેરાતો ફરીશ! હું જ પ્રાતઃકાલનો આનંદી ઉન્મત્ત વાયુ છું. મારી આ સેર કરતી સૂરત હમેશાં બદલતી રહે છે! આવે રૂપે પહાડો ઉપરથી ઉતર્યો, કરમાતા છોડને તાજા કર્યા, ફૂલોને હસાવ્યાં બુલબુલોને રડાવ્યાં, બારણાં ખટખટાવ્યાં, સૂતેલાંને જગાડયાં, કોઇનાં આંસુ લુછયાં, કોઇના ઘુંઘટ ઉઘાડયા, આને છેડયો, એને છેડયો, તેને છેડયો. એ ગયો, એ ગયો; ન કાંઇ સાથે રાખ્યું, ન કોઈને હાથ આવ્યો. "

---

૧ મૃત્યુ ૨ શરીરને ૩ અનેક શરીર ૪ કેવલ ૫ ચંદ્રમા ૬ તાર ૭ પહેરીને ૮ વેશમાં ૯ લહેરાતો સમુદ્ર ૧૦ પોશાક ૧૧ આનંદથી વહેતો અને મસ્તીમાં ભટકતો પ્રાતઃકાલનો વાયુ ૧૨ સેર કરનારી મૂર્તિ ૧૩ બદલતી ૧૪ કરમાતા છોડ ૧૫ ફૂલોને ૧૬ સૂતેલાંને

"આ લખાણની છેવટની લીંટીની નીચે એક મોટી લીંટી દોરી હતી. આટલું વાંચતાં અમારા બન્નેનાં ચિત્તને થોડી શાંતિ થઈ. અમારી ભ્રમણા અને શંકા થોડી દૂર થઈ. અમને સમજાયું કે આ લખાણમાં એમની સમાધિનો સંકેત હતો. ધીમે ધીમે અમે એમનાં પુસ્તકોની પેટીઓ જોવા માંડી; કાગળોપરનાં લખાણ પણ તપાસવા માંડયાં. અમે બન્ને સ્વામીજીની પાસે એવા તો વિનમ્ર અને આજ્ઞાધીન રહેતા કે એમની કોઈ પણ વસ્તુને એમની આજ્ઞાવિના સ્પર્શ કરતા નહિ. અમેરિકાથી પાછા આવ્યા પછી અમને કોઈ પણ દિવસ એમની પેટીઓમાં શું શું લખાણ તથા પુસ્તકો છે એની કશી ખબરજ નહોતી; પરન્તુ આજ તપાસી જોતાં અમેરિકામાં આપેલાં વ્યાખ્યાનોનો એક બૃહદ્ સંગ્રહ અમારા હાથમાં આવ્યો. એક બાજુ આવા ઉત્તમ અમૂલ્ય ખજાનાનાં દર્શન થતાં અમને આનંદ થયો હતો, તો બીજી બાજુ સ્વામીજી અમેરિકાથી પાછા આવ્યા પછી એમ કહેતા હતા, કે આ પેટીઓમાં "માનસગતિશાસ્ત્ર" નામનું પુસ્તક લખવા માટેનાં કાચાં લખાણ છે. એ કથનનું સ્મરણ થતાં એવા વિચાર આવત કે હવે એ બધું કોણ પૂરૂં કરશે? એ ગ્રંથ અને એ ગ્રંથની ભાવનાઓ રામની સાથે નિત્યને માટે સ્વધામ–સ્વરૂપમાં લીન થઈ ગઈ."

"જે છેવટનો લેખ ઉર્દુમાં તૈયાર લખાયલો પડયો હતો, તેને વિષે ભોલાદત્ત રસોયાને પૂછયું ત્યારે તેણે જે વર્ણન કર્યું તેનો સાર નીચે પ્રમાણે છેઃ–

"સ્નાન કરવા જતાં પહેલાં કેટલાએ કલાકોથી સ્વામીજી આ કાગળો ઉપર કાંઇક લખ્યા કરતા હતા. એ કાગળો જ્યારે એમના હાથમાં હતા, ત્યારે એમનો ચહેરો લાલચોળ દેખાતો હતો, આંખોમાંથી અગ્નિના તણખા નીકળતા હોય એમ જણાતું હતું, તેની સાથે સાથે મોતીઓની પેઠે આંસુનાં ટીપાં સરકતાં હતાં. આ લખાણ લખવામાં તેઓ એવા તો મશગુલ થઇ રહ્યા હતા કે શરીર હાલતુંચાલતું પણ નહોતું. હું એમને ભિક્ષા માટે બોલાવવા ગયો ત્યારે ઘણીવાર પાસે ઉભો રહ્યો છતાં મારા ભણી બહુ વારે દૃષ્ટિ કરી. લગભગ બાર વાગવા આવ્યા હતા. મેં જઇને કહ્યું કે:– "ભગવન્! ભિક્ષા તૈયાર છે." પણ સ્વામીજી તો તદ્દન સ્તબ્ધ પડયા હતા. હાથમાંથી કલમ નીચે સરી પડી હતી. કાગળો આમતેમ વેરાયલા હતા. ધીરેથી વળી પાછું મેં કહ્યું કે: "ભગવન્! ભિક્ષા તૈયાર છે" છતાં પણ કશો જવાબ ન મળ્યો. વળી પાછું મેં થોડીવાર રાહ જોઇને ભિક્ષાને માટે યાદ દેવરાવ્યું. ત્રીજીવાર

હું જરા જોરથી બોલ્યો એટલે એમનું લક્ષ્ય મારા પ્રતિ ગયું. ધીમેથી આંખો ઉઘાડીને મારા ભણી જોઇને બોલ્યા: "બેટા! શું કહે છે?" ઉંઘમાંથી જાણે જાગૃત થયા હોય અને મારા કહેવાનો ભાવાર્થ સમજતાજ ન હોય તેમ તેમણે ઉપર પ્રમાણે પ્રશ્ન કર્યો. મેં પ્રાર્થના કરી કે, "મહારાજ! ભિક્ષા તૈયાર છે. આપની આજ્ઞા હોય તો નહાવાને માટે ગંગાજલ ઉપર લઈ આવું." થોડા દિવસપર ગંગાજી તરીને પેલે પાર જતાં એમના ઘુંટણમાં વાગ્યું હતું, તેથી તેઓ ઉપર ગંગાજલ મંગાવીને સ્નાન કરતા હતા; પરન્તુ આજ એમણે મને પૂછ્યું કે: "તેં ખાધું કે નહિ?" મેં જવાબ આપ્યો કે, "હું હજુ ભૂખ્યો છું. આજે તો હું પણ ગંગાસ્નાન કર્યા પછી ખાઇશ." મારા આવા ઉત્તરથી સ્વામીજી બહુ હસ્યા અને મારા જવાબથી આશ્ચર્ય પામીને પૂછ્યું કે:"પ્યારે! આજ તારે ગંગાસ્નાન કરવાનું શું કારણ છે?" મેં જવાબ આપ્યો કે: "મહારાજ! આજ દીવાળીનો દિવસ છે, તેમજ સંક્રાન્તિ છે એટલે સ્નાન કર્યા વિના આજ હું ભોજન નહિ કરૂં." મારો આવો ઉત્તર સાંભળીને એમણે કહ્યું કે: "ચાલો ત્યારે આજ આપણે બન્ને સાથે સ્નાન કરવા જઇએ. રામને પગે પણ ઠીક છે હવે." એમ કહ્યા પછી અમે બન્ને સ્નાન કરવા ગયા. મેં પ્રથમ સ્નાન કરી લીધું અને સ્વામીજીનાં વસ્ત્ર લઇને હું કિનારે બેઠો. સ્વામીજી વ્યાયામ કરીને નહાવાને માટે છાતીપર પાણીમાં ગંગાજીમાં ઉતર્યા."

"આ વર્ણન સાંભળ્યા પછી અમે બધા લેખો તપાસ્યા; અમેરિકાનાં આપેલાં વ્યાખ્યાનોનો સંગ્રહ જોયો. છેવટનો લખેલો નિજાનંદ નામનો લેખ વાંચી ગયા અને એ બધાને પદ્ધતિપુર:સર ગોઠવીને છપાવવાની યોજના કરવાનો વિચાર કર્યો; પરંતુ ચાર પાંચ દિવસ થયા છતાંયે એમના શરીરનો કશોયે પત્તો મળતો ન હતો. મેં ગંગાજીના પ્રવાહમાં એની ખૂબ તપાસ કરી. ચોમાસાના દિવસો હોવાથી ગંગાજીમાં પાણીનાં પૂર હતાં. સ્વામીજીનું શરીર ભૃગુગંગામાં તણાઈ ગયું હતું. ત્યાંથી એકાદ માઈલ ટિહરી પાસે જઈને એ નદીનો ભાગીરથી સાથે સંગમ થતો હતો. એમના શરીરનો જ્યારે પત્તો ન મળ્યો ત્યારે સિમલાસૂ બગીચાથી ટિહરી સુધી ભૃગુગંગામાં થોડે થોડે અંતરે બે ત્રણ જાળો નંખાવી. સાતમે દિવસે એક જાળમાં એમનું શરીર ભરાઇ ગયું. તે વખતે શરીર ફૂલી ગયું હતું, છતાં ચહેરાપર કોઇ પણ જાતની વિકૃતિ નહોતી થઇ. પદ્માસન વાળીને સમાધિસ્થ અવસ્થામાં બેઠેલું એ શરીર અમે બહાર કહાડ્યું. બન્ને હાથ છાતી ઉપર ઉપરાઉપરિ રાખેલા

હતા. ॐકારનો ઉચ્ચાર કરતા હોય તેમ બન્ને હોઠ થોડા ઉઘાડા હતા. આંખો અર્ધમિલિત હતી. આઠ દિવસ સુધી પાણીમાં રહેવા છતાંયે એમનું શરીર તદ્દન સુરક્ષિત રહ્યું હતું; પણ અનુમાન કરતાં અમને જણાયું કે એ શરીર ગંગાજીની એક ભેખડની ખોમાં ભરાઈ રહ્યું હતું; તેથી માછલાં વિગેરે જલચર પ્રાણીઓ એને ઈજા નહોતાં કરી શક્યાં. એ શરીરને બહાર કહાડીને એક સુંદર પેટીમાં મૂકી વિધિપુર:સર ભગવતી ભાગીરથી ગંગામાંજ રામની પરમ પ્રિય ગોલી ગંગીમાં નિત્યને માટે પધરાવી દીધું; ગંગામાં ગંગારૂપ થઈ ગયું."

સ્વામી રામનું શરીર તેત્રીસ વર્ષ પૂરાં કરી પોતાના જન્મદિન કાર્તિક શુક્લ પ્રતિપદાના એક દિવસ આગળ દીવાળીને દિવસે તિરોધાન પામ્યું; પણ તેથી એમ અનુમાન બાંધી શકાય તેવું નથી કે જલસમાધિની ઈચ્છાથીજ તેઓ તે દિવસે ગંગાસ્નાન કરવા ગયા હતા. એ સાચી વાત છે કે એમની ઉત્તરાવસ્થા કૃતકૃત્યતાથી પરિપૂર્ણ હતી; એમના જીવનમાં એ સમયે તૃપ્તિ અને કૃતાર્થતાનાં લક્ષણો પ્રતીત થતાં હતાં. ઉપરતિની પરાકાષ્ઠારૂપ આ છેવટના લેખનો અન્તિમભાગ પણ એમજ સૂચવે છે કે ઉન્મની અવસ્થાની લહેરોમાં એ લહેરાતા હતા. સમષ્ટિનાં પ્રત્યેક અંગ સાથે એમનો અભેદાનુભવ એમાં એમણે ગાયો છે. જીવનની સાર્થકતા એમને પૂરી થઈ ચૂકી હતી. બ્રહ્માનંદના તરંગોમાંજ એમનું ચિત્ત નિત્યનિરંતર લહેરાયા કરતું હતું. શરીર હો કે ન હો, એની એમને કશીયે કાળજી નહોતી. વસિષ્ઠાશ્રમમાં દેહ વ્યાધિગ્રસ્ત થયો તે વખતે નારાયણ સ્વામીએ એની સંભાળ લેવાની ચિંતા કરવા માંડી અને અનેક પ્રાર્થનાઓ પણ કરી ત્યારે તે વખતે એને એ સંબંધે નિશ્ચિંત રહેવાનું કહી દૂર નિવાસ કરવા માટે આજ્ઞા કરી હતી, એટલે આ ઘટના તો એક આકસ્મિક પ્રસંગજ છે, એમ સહેજે સમજાય છે. દેહનાં બંધન એવા મહાપુરુષને કોઇ ધન્ય પળે જ્યારે બ્રહ્માનંદનો અનુભવ કરતા હોય ત્યારે સંકુચિત લાગે એ સંભવિત છે; પરન્તુ એ ઉપરથી જાણીજોઈને એઓ શરીરનો ત્યાગ કરે એમ માની શકાય તેમ નથી. સ્નાન કરતાં કરતાં જ્યારે પગ લપસી ગયો અને શરીર ઉંડા પાણીના વમળમાં ઘસડાઈ ગયું, ત્યારે એમણે બચવાનો પ્રયત્ન કર્યો હતો એમ રસોયો સાક્ષી પૂરે છે. માલિદેવલગ્રામ પાસે પોતાને હવે જીવનનો અવશેષ કાલ ગાળવો હતો એટલા માટે પાકી કુટિ બંધાવવામાં પોતે સંમતિ આપી હતી અને એ કુટિ લગભગ અર્ધી તૈયાર પણ થઇ ગઈ હતી. ઉત્તમ ગ્રંથો લખવા માટે પોતે અનેક તૈયારીઓ કરી રહ્યા હતા

અને સૌથી મોટો પ્રશ્ન તો એ કે જે રામ શરીરનો કદિ વિચાર પણ ભાગ્યેજ કરતા, તેઓ આવું ઈચ્છાપુરઃસર જલસમાધિ લેવાનું પગલું શામાટે ભરે?*

* રામની આજ્ઞા (સત્તા)થીજ સર્વ કાંઇ બને છે, તેના વિના કંઇ પણ બની શકેજ નહિ, એવા ભાવનાં વાકયો અનેક જીવન્મુકતો મસ્તીમાં આવે ત્યારે આત્મભાવથી (નહિ કે ઉપાધિભાવથી) બોલે છે, તેમ રામ પણ બોલતા. આત્મભાવને બદલે દેહભાવમાં એવાં કથન માની લેવાની ભૂલ કરીએ તોજ એવો અવળો આભાસ આવે કે (તેમણે ઇરાદા કર્યો ન હોય ત્યાંસુધી) તેમનું શરીર છુટવું જોઇતું ન હતું. જીવન્મુકતોની ઉન્નત દશા વર્ણવતાં ભગવદ્ગીતામાં કહ્યું છે કેઃ-

समदुःखसुखः स्वस्थः समलोष्टाश्मकांचनः ।
तुल्यप्रियाप्रियो धीरस्तुल्योनिंदात्मसंस्तुतिः ॥

**અર્થ**:-તેમજ જે દુઃખસુખમાં સમદષ્ટિવાળો અને સ્વસ્થ રહે છે; જેને માટી, પથ્થર અને સોનું સમાન છે; જેને પ્રિય અને અપ્રિય તેમજ પોતાની નિંદા અને સ્તુતિ બેઉ સરખાં છે; અને જે ધીરજવાળો છે.

જીવન્મુકત પોતાનાં તનમનને કષ્ટ થતાં તેની નિવૃત્તિ માટે કાંઇ યત્ન કરે, તોપણ પોતાના બુદ્ધિપ્રદેશમાં તો તેઓ ઉપર જણાવ્યા જેવીજ નિષ્ઠાવાળા હોઇને અનાત્મામાં આત્મબુદ્ધિના અભાવે તેના તરફ બને તેટલા નિસ્પૃહજ રહે છે. વળી જ્ઞાનનિષ્ઠાની ઉચ્ચતમ અવસ્થામાં રમણ કરનારા જીવન્મુકતો તો ગૌણભાવે પણ કષ્ટનિવૃત્તિનો યત્ન કરતા નથી. ભગવાન ઋષભદેવે પોતાનું શરીર અગ્નિની વચ્ચે આવી જવા છતાં પણ તેને બચાવવાની ચેષ્ટા ન કરતાં જીવતાંજીવત તેને અગ્નિમાં બળી જવા દીધું હતું. શ્રીરામકૃષ્ણ પરમહંસ પોતાના મનોબળવડે વ્યાધિને દૂર કરી શકે એવા છતાં પણ શરીરમાં આત્મભાવ નહિ હોવાથી અને તેને તો ઉલટું કેદખાના જેવું માનતા હોવાથી તથા સર્વસુહૃદ સર્વેશ્વરની જાણમાં થતાં સુખદુઃખાદિને શરીરના પ્રારબ્ધભોગ સમજીને તેનું કાંઇ પણ કરતા નહિ; તેમ તેમના શિષ્યો ભાવભક્તિપૂર્વક દવા દારૂ કરાવતા, તેને પણ પ્રારબ્ધભોગ સમજી લઇ ના પાડતા નહિ. મહી નદીને કિનારે આવેલા દેહેવાણ ગામમાં પોણોસોક વર્ષ ઉપર "દયાળ મહારાજ" કરીને એક જીવન્મુકત મહાત્મા થઇ ગયા, તેઓને પાછળ બોચી ઉપર પાઠું થઇ તેમાં જીવ પડયા હતા. આમાંનો કોઈ જીવ નીચે ભોંયપર પડી ગએલો જોતાંજ તેઓ તેને સ્વહસ્તે પાછો તે પાઠામાં મૂકી દેતા. (દુનિયાઈ દુઃખસુખની બાબતમાં ખુદ પોતાના શરીરમાટે પણ મનોબળ વાપરે નહિ, તેવા આ જીવન્મુકતો બીજાઓ માટે મનોબળ વાપરી ચમત્કારો બતાવવાનું તેમજ

ગમે તે અનુમાન બાંધો, પણ એ પરમહંસનું શરીર નિત્યને માટે તિરોધાન પામ્યું. ટિહરીમાં સાતમે દિવસે જ્યારે એમના શરીરને ભાગીરથીગંગામાં બંધ પેટીમાં મૂકી પધરાવવામાં આવ્યું, ત્યારે મહારાજાએ બધી ઑફીસો બંધ રાખીને એક મોટી શોકસભા ભરી હતી. પૂરણજીએ ત્યાં એક વ્યાખ્યાન આપ્યું હતું. એ શોકવર્તમાન તરતજ રામના ગૃહસ્થાશ્રમનાં સંબંધીઓને મોકલવામાં આવ્યા. એમનાં પત્ની એ સમાચાર સાંભળતાં મૂર્છિત થઈ ગયાં. એમના પિતાને પણ બહુ આઘાત પહોંચ્યો. અન્ય ભકતમંડળોમાં પણ ગ્લાનિની છાયા પ્રસરી રહી. લાહોર, લખનઉ, ફૈઝાબાદ વગેરે અનેક ઠેકાણે અનેક સભાઓ ભરાઈ અને ભારતવર્ષનો એક વીર સત્પુત્ર, જિજ્ઞાસુઓનો એક આદર્શ સંન્યાસી એમની દૃષ્ટિસમીપથી અદૃશ્ય થઇ ગયો, એને માટે સૌને બહુ લાગ્યું.

રામ ગયા; એમ કહો કે રામનું સ્થુલ શરીર ગયું; અનુભવના ઉદ્ગાર અને જીવનનો પ્રકાશ વહેંચી એમનું યશઃશરીર તો અનંત કાલને માટે અમરત્વને પામી ચૂક્યું છે. અલબત્ત સ્થુલભાવે આવા સમર્થ સંન્યાસીનો ભારતવર્ષને વિયોગ થયો એ દેશનું ખરેખર આવે અણીને સમયે દુર્દૈવ છે. એમના કૃપાપ્રસાદથી અનેકનાં જીવનમાં પરિવર્તન થયાં હતાં; એમના સંસર્ગથી અનેકના હૃદયમાં ભાવજાગૃતિ થઈ હતી; એમના દૃષ્ટિપાતથી અનેકના પ્રાણમાં ચેતના સ્ફુરી હતી; એવા પરમપુરુષ તેત્રીસ વર્ષ જેટલી નાની વયે એકાએક તિરોધાન થયાં ! પણ દૈવની લીલા અગમ્ય છે, રામની ગતિ વિચિત્ર છે. સ્વામી નારાયણ એ ઘટનાનું સમાધાન કરતાં લખે છે કેઃ—

"આત્મવિદ્યાનો એક એવો નિયમ છે કે જ્યારે લોકો ब्रह्मसत्यं जगन्मिथ्या એ સિદ્ધાન્ત ભૂલી જઇને સંસારના મોહપાશમાં ફસાઇ પડે છે, ત્યારે તેમને સેંકડો જાતની વિપત્તિઓ ઘેરી લે છે. જ્યારે માતાપિતા પોતાની સંતતિ સાથેનો દેવી સંબંધ વિસરી જઇને તેમનાં રક્તમાંસના દેહ ઉપરજ પ્રેમ રાખવા માંડે છે, ત્યારે તેઓ પોતાની પ્રજાનું અકલ્યાણ કરે છે. પ્ર-

---

વર કે શાપ આપવાનું અનુચિત સમજે એ સ્વાભાવિકજ છે. હા, ભાવભક્તિથી એવાંઓની સેવાશુશ્રૂષા કરનાર સ્વશ્રદ્ધાના બળથી તેમજ કુદરતના નિયમને અનુસરીને ચમત્કારિક લાભ અનુભવે તો તે સ્વાભાવિકજ છે; કેમકે તેમનાં ફળેચ્છારહિત શુભકર્મોનાં શુભફળ તેમના તરફ સદ્ભાવ ધરાવી સેવાશુશ્રૂષા કરનારને મળે છે એમ વેદાન્ત કહે છે) જેઓ મનોબળના ચમત્કાર કરી બતાવનારનેજ મહાત્મા—જીવન્મુક્ત માને તેઓને તો વેદાંત 'બાલ જીવ'જ કહે છે. સંપાદક

ખ્યાત મહાત્માઓનું સત્વર તિરોધાન પામવાનું આજ મહાકારણ છે. એમના શરીરપર લોકોની મોહમમતા વધવા માંડે છે, એટલે એવો મહાપુરુષ એ સંસારમાં વિશેષ કાલ રહેવાનું પસંદજ કરતો નથી. લોકોને પરાધીન થતા જોઇને એ તરતજ લોપ થઈ જાય છે. એવા મહાત્માઓ સમાજને સ્વતંત્ર કરવા માટે આવે છે; નહિ કે ઉલટી એમની પરાધીનતામાં વૃદ્ધિ કરવા. આપણી પણ સ્વામી રામના સંબંધમાં એવીજ અવસ્થા થઇ હતી. આપણો પ્રેમ રામના શરીરપર વધવા માંડયો હતો, તેથીજ આપણને એમનો વિયોગ થયો. લોકોને જેટલો એમના શરીરપર પ્રેમ હતો, તેટલાં એમના ઉપદેશપર ભાવભકિત નહોતાં. વાસ્તવિક રામનો ત્યાગ કરીને લોકો મૂલસ્વરૂપની છાયા જેવા એમના ગૌરવર્ણ શરીર, મધ્યમ બાંધો, ચંદ્ર જેવું મુખ, અદ્ભુત વિદ્વત્તા, હસતો ચહેરો, આનંદી સ્વભાવ અને પ્રેમભરી દૃષ્ટિ ઉપર મુગ્ધ થઇ ગયા હતા. એટલા માટેજ એમના શરીરનો આપણને અકાલે વિયોગ થયો; અને વિરહનું દુઃખ આપણને આપણા અજ્ઞાનને લીધેજ ભોગવવું પડયું. જલસમાધિ લીધા પહેલાંના એમના ઉદ્ગાર ઉપરથી આપણને સ્પષ્ટ સમજાય છે કે સ્વામીજી પોતાના સ્વરૂપમાં એટલા તો નિમગ્ન હતા કે સંસારનાં નામરૂપનો સંબંધ તદ્દન શિથિલ થઈ ગયો હતો. એમની એવી ઉન્મની સ્થિતિ થઈ ગઇ હતી કે શરીર રહે કે ખાખ થઇ જાય, એની એમને જરાયે ચિન્તા નહોતી. દેહ સાથેનો સંબંધ તદ્દન તૂટી ગયો હતો અને આઠે પ્રહર તેઓ બ્રહ્માનંદમાં નિમગ્ન રહેતા હતા. ”

સ્વામી રામ ગયા; આપણને સૌને આપણી એમનાપરની શ્રદ્ધાનુસાર એ ઘટનાનું અનુમાન કરવાનું રહ્યું; પોતાની નિત્યસિદ્ધ પ્રકુતિ પ્રમાણે ભાવભર્યા હૃદયે “ નિજાનંદ ” નામનો લેખ લખતા હતા. મૃત્યુને આવાહન કરતા કરતા સ્નાન કરવા ગયા એમ પણ અનુમાન થઈ શકે છે અને એ લેખ પૂરો લખાઇ ચૂકયો હતો કે કેમ એવી પણ શંકા કરી શકાય છે; તેમ વળી મૃત્યુના સંબોધનવિષયક અંતિમ ભાગ એમની એક નોંધપોથીમાંથી કોઈ અંગ્રેજ પાદરીના લખાણમાંથી ઉતારેલા અંગ્રેજી ફકરાનો ઉર્દુમાં અનુવાદ છે, એમ પણ એ નોંધપોથી વાંચતાં અનુમાન થાય છે. નિજાનંદના લેખમાં કોઈ પણ ઠેકાણે મૃત્યુનું અનુસંધાન બંધબેસતું આવતું નથી. જે અંગ્રેજી અવતરણ પોતાની નોંધપોથીમાં ઘણાં વર્ષો પહેલાં એમણે લખેલું હતું, તેના તરફ દૃષ્ટિ પડતાં શરીરથી પર રહી ઉન્નત અવસ્થાનો આનંદ અનુભવતાં

મૃત્યુની સાથે ગેલ કરતા હોય, તેવી રીતે એ સંબોધન લખ્યું હોય એવું અનુમાન પણ કરી શકાય છે.

આપણે તો એમના ઉપદેશોમાં એમનું દર્શન કરવાનું રહ્યું; એમની જીવનકલાની જે છુટીછવાઈ રૂપરેખાઓ અત્યાર સુધીમાં આપણે જોઈ તેમાંથી એમના દૈવી જીવનનાં મીઠાં સંસ્મરણોદ્વારા આપણા જીવનમાં રસ રેડવાનો રહ્યો અને જેટલું એમના ઉપદેશામૃતમાંથી પાન કરી જીવનની તૃપ્તિ પ્રાપ્ત કરીએ, રામનો—પરમસત્યનો સાક્ષાત્કાર કરવાનો જેટલો પુરુષાર્થ કરીએ, સચ્ચિદાનંદનો જેટલો અનુભવ કરીએ, એટલોજ એ મહાપુરુષના જીવનની કલાઓ ઉકેલવાનો અર્થ અને એટલુંજ રહસ્ય.

એમના દેહવિલયની વાર્તા અમેરિકામાં પહોંચતાં ત્યાં પણ એમના ગૌરવર્ણ શિષ્યોએ સભાઓ ભરી શોક પ્રદર્શિત કર્યો હતો. એ વિષયના કેટલાએ પત્રો પૂરણજી અને સ્વામી નારાયણતીર્થપર આવ્યા હતા. ભારતવર્ષમાં પણ લાહોરમાં એક મોટી સભા ભરાઇ હતી, તેમાં કૉલેજના આચાર્ય તથા અધ્યાપકોએ એમનાં બહુ ગુણગાન ગાયાં હતાં. લખનૌમાં એમના સત્સંગસેવી બાબુ ગંગાપ્રસાદ વર્માએ પોતાના "ઍડવોકેટ" નામના પત્રમાં વિસ્તારથી એમના ગુણાનુવાદભર્યો એક લેખ લખ્યો હતો. એમનાં પૂર્વાશ્રમનાં સંબંધીઓને એ સમાચાર સાંભળી બહુ ખેદ થયો હતો. ત્યારપછી એકજ વર્ષમાં એટલે ઇ૦ સ૦ ૧૯૦૭ માં એમનાં ધર્મપત્નીએ શોકનિમગ્ન અવસ્થામાં દેહત્યાગ કર્યો. એમના પિતા ગોસ્વામી હીરાનંદજી ઇ૦ સ૦ ૧૯૦૯ માં આ વિનાશી સંસારનો ત્યાગ કરી ગયા. એમની પુત્રી સુભદ્રા ક્ષયના વ્યાધિથી પીડાઇ ઇ૦ સ૦ ૧૯૧૫ માં પરલોકવાસી થઈ. એમના મોટા પુત્ર મદનમોહનને ટિહરી મહારાજાએ શિષ્યવૃત્તિ આપી ઇંગ્લંડ અભ્યાસ કરવા મોકલ્યો હતો, તે અત્યારે પત્યાલા રાજ્યમાં માઈનિંગ ઈજનેરતરિકે ઉંચા હોદ્દાની નોકરી કરે છે. નાનો પુત્ર બ્રહ્માનંદ કાશીની હિંદુવિદ્યાપીઠમાં એમ. એ. નો અભ્યાસ કરે છે. એમના ભાઇ ગુરુદાસ તથા મોહનલાલ માલાકંડ નામના ગામમાં યજમાનવૃત્તિથી પોતાનો નિર્વાહ કરે છે. આ બધું આપણે એમના સ્થુલ દેહના સંસારનું સ્વરૂપ જોયું. એમના આધ્યાત્મિક સ્વરૂપ સાથે સંબંધ રાખનારા ભક્તો પૈકી એમના સંન્યાસી શિષ્યમાં સ્વામી નારાયણ આજકાલ ઘણુંખરૂં લખનઉમાં નિવાસ કરે છે અને "રામતીર્થ પબ્લિકેશન લીગ" નામની સંસ્થાની થોડાં વર્ષ પૂર્વે એમણે યોજના કરી છે અને તે દ્વારા સ્વા-

મીજીના સમથ ઉપદેશો હિંદીમાં તૈયાર કરાવી પ્રસિદ્ધ કર્યા છે. એ ઉપરાંત અન્ય પણ જનસેવામાં તેઓ ભાગ લેતા રહે છે. સ્વામી રામાનંદનું શરીર હાલ હયાત નથી. એક શિષ્ય સ્વામી ગોવિંદાનંદ પંજાબમાં કોઈ એકાન્ત સ્થલે નિવૃત્તિનિવાસ કરે છે. સરદાર પૂરણસિંહ સંન્યાસનો ત્યાગ કરી હાલમાં ગૃહસ્થાશ્રમમાં છે અને ગ્વાલિયર રાજ્યમાં રસાયનશાસ્ત્રીતરિકે કામ કરતા હતા એમ સાંભળ્યું છે;પરંતુ આ બધો વિસ્તાર ક્યાંસુધી લંબાવી શકાય? એમનાં દેહનાં દર્શન કર્યાં હોય એવા બહુ થોડા હશે, પરંતુ એમના ઉપદેશથી રામમાં નિમગ્ન બનેલા, રામરૂપ થવાનો પુરુષાર્થ કરનારા તો પુષ્કળ છે. જે રામ પ્રત્યેક પ્રાણીપદાર્થમાં આત્મદર્શન પામતા, જેને જડચેતનમાં સર્વત્ર બ્રહ્મદર્શન થતું, એ રામના સ્વરૂપમાં એકાકાર પામવા પ્રયત્ન કરનારા રામભક્તોની કેવી રીતે ગણત્રી કરી શકાય ?

રામ ગયા ! એ આનંદમગ્ન હતા; એ મુકત હતા; એમનામાં શોકનો અભાવ હતો; આપણને એમણે આનંદસાગરમાં નિમગ્ન રહેવાનું કહ્યું છે. એમણે એક અંગ્રેજીમાં લખેલા 'મુક્તની સમાધિ' નામના કાવ્યનું વાચન કરી આ પ્રકરણ પૂરૂં કરીએ:–

### મુકતની સમાધિ[1]

મારી સમાધિપર કદી ના કોઈ રોતાં આવશો;
ના શોક કે ના દિલગીરી, ભય, મોહ ત્યાં ના લાવશો. ૧
હું હોઠ બંધ કરી સૂતો મૂંગો થઈને શાન્ત ત્યાં;
એ વ્યર્થ દુ:ખકર દર્શનોને ત્યાં નહિ પહોંચાડશો. ૨
જે મોતની ઝાંખી મહત્તાથી પ્રકાશિત થઈ રહ્યા;
એવા સુશોભિત અશ્વને ત્યાં કોઈ ના દોડાવશો. ૩
છાતી ઉપર ધરી હાથ હું સૂતો સુખે આરામમાં;
ત્યાં આવવા ટોળે મળી ના ગાડીઓ જોડાવશો. ૪
સંસારના નિર્જન તટે બાકી તમે જે ત્યાં રહ્યાં;
આવી અહીં કરુણાવડે મુજ ધુળ ના ધિક્કારશો. ૫
સહવા, થવા ગમગીન, કે ખોવાઇ ને માટી થવા;
કરુણા કરૂં તો હું કરૂં, પામરપણામાં લ્હાવ શો ? ૬
મારે મુશીબત, સખ્તી, કે દિલદર્દ વા કંકાસ ના;

[1] સ્વામી રામના એક અંગ્રેજી કાવ્ય ઉપરથી

ના શોક કે જીવન વિલાપો, વ્યર્થ અહિં એ ભાવ શો ? ૭
હું દિવ્ય મહિમા ભોગવું–આનન્દની પૂર્ણાહુતિ;
સૌ શોકમાત્ર વિનાશ પામ્યા વિઘ્ન ત્યાં ના નાખશો. ૮
સૌ ભાવી ચિન્તાથી ભરેલા ગાઢ અંધારે ડરો;
એવાં બિચારાં પ્રાણીઓ ! અહિં ના રહ્યા ડર એ કશો. ૯
શું શાન્ત ગંભીર ગુપ્તભાવે હું સ્વધામે જઈ વસ્યો;
હું સ્વસ્થ છું, ત્યાં આ તમારા શોકનો છે અર્થ શો ? ૧૦

## પ્રકરણ ૨૪ મું–ઉપસંહાર

" જીવનચરિત્ર " લખનારાઓ કેવલ બાહ્ય પ્રસંગો અને સાધનોને જોઈનેજ તેને જીવનસિદ્ધિનું કારણ માને છે અને તેના આટલા અનુયાયીઓ છે એમ જણાવે છે; પરન્તુ કાર્યસિદ્ધિના ખરા આત્માને તેઓ જોતા નથી. જે વૃક્ષ નીચે બેસીને હું લખું છું, તે વૃક્ષ ઉપર કયી જાતનાં પક્ષીઓ બેઠાં છે એ ઉપરથી જાણે મારા કાર્યસિદ્ધિની પરીક્ષા થતી હોય તેના જેવું એ છે. ( ખરૂં જોતાં ) આપણી બાહ્ય સ્થિતિ અને પ્રસંગોની એમાં કશી કિંમત નથી. "

× × × × ×

" આપણા પ્રત્યેક નાનામાં નાના અનુભવમાં પણ સમગ્ર ઇતિહાસ રહેલો છે, આપણે તે વાંચતા નથી. જો આપણે યોગ્ય માર્ગ સ્વીકારીએ તો બુદ્ધ અને ક્રાઇસ્ટ બનવું પણ સુગમ છે, યોગ્ય માર્ગ સ્વીકારવો એનો અર્થ એજ કે આપણી અંદર રહેલી અહંતાનો ત્યાગ કરી ઇશ્વરને જીવન સમર્પણ કરવું, એક મ્યાનમાં બે તલવારો રહી શકેજ નહિ. સ્તુતિ અને નિંદાનો આપણા ઉપર વર્ષાદ વર્ષે તોપણ તેના તરફ લક્ષ ન આપવાની જો આપણે શક્તિ ખીલવીએ, કર્તાપણાના જ્વરથી મુક્ત થઇએ, જીતવું અને મેળવવું એવો આપણા જીવનનો ઉદ્દેશ ન રાખીએ, સત્યના હિમાયતી બનવા કરતાં જો આપણે સત્ય સ્વરૂપ થવા ઇચ્છીએ, સૂર્ય આખો દિવસ પ્રકાશ આપતો હોવા છતાં જેમ તેને માટે મનની ઇચ્છા નથી રાખતો તેવી રીતે પોતાની બધી શક્તિઓનો ઉપયોગ કરવા છતાં તેનું માન ખાટવાની જો આપણે ઇચ્છા ન કરીએ, તો અવશ્ય જાણજો કે આપણે ઇશ્વરના પણ ઇશ્વર થઈ શકીશું. "

સ્વામી રામતીર્થ

ઉપરના શબ્દેશબ્દમાં સ્વામી રામની જીવનકલા ખીલી રહેલી છે. એમના સ્થુલ જીવનરૂપી વૃક્ષની આપણે જાત તપાસી, એની શાખાઓ જોઇ, એનાં પાંદડાં ગણ્યાં, એની છાયામાં વિશ્રાન્તિ લીધી, એનાપર બેઠેલાં પક્ષી સાંભળ્યાં પણ એ બધામાં 'રામ ક્યાં છે,' એ પ્રશ્ન તો જેવોને તેવોજ જાણે હજુ ઉભો હોય એમ લાગે છે !

પણ એજ રામ આપણને બીજા અવતરણમાં એનો ઉત્તર આપે છે, એટલે આશ્વાસન મળે છે. શરૂથીજ એમને માનની ઇચ્છા નહોતી, સત્યના એમને હિમાયતી થવું નહોતું; પણ સત્યસ્વરૂપ થવાની જિજ્ઞાસા હતી. એમને કશુંયે નવું બનવાનું નહોતું-એમને કાંઈ થવું નહોતું. જીવનનો નવો ઘાટ એમને ઘડવો નહોતો, પણ ઘડેલો ફોડી નાખવો હતો. અહંકાર એમને વધારવો કે ખીલવવો નહોતો, પણ કેળવી કેળવીને ગાળવો હતો.

ગોસ્વામી તીર્થરામમાંથી એ સ્વામી રામ બન્યા; પૂર્વમાંથી પશ્ચિમમાં જઇ ચડયા; ત્યાગવૈરાગ્યનાં એમણે રંગબેરંગી વસ્ત્ર સજ્યાં અને અનુભવનો દીપક સળગાવ્યો, સ્થળે સ્થળે આત્માનો પ્રકાશ પાડયો.

આ લાંબી કથામાં એમના બાહ્ય પ્રસંગો જોયા; એમની આંતરલીલાનું વિવેચન કર્યું; પરન્તુ એટલુંજ શું એમનું વાસ્તવિક ચિત્ર ? એવુંજ શું એમનું માનસચિત્ર હશે? શું ત્યાંજ એમની રેખાઓ-મર્યાદાઓની અવધિ અંકાઈ ગઈ ? નહિ; એ બ્રહ્મવિદ્‌ની લીલા તો માપી મપાય નહિ તેવી અનંતતાના મહાસાગરસમી વિશાલ અને વિચિત્ર છે.

ઇશ્વરી આજ્ઞાઓના એ સમર્થક હતા, સંશોધક નહિ; એ સૂત્રો ગોઠવનાર નહિ, પણ સનાતન સૂત્રોની નવીનતા સૂઝાડનાર, જૂના દીપકમાં નવું તેલ પૂરનાર-નવો પ્રકાશ પાડનાર હતા; એ બ્રહ્મવિદ્ નહિ પણ બ્રહ્મસ્વરૂપ હતા; એ જ્ઞાની નહિ પણ વિશુદ્ધ જ્ઞાનસ્વરૂપ હતા. એમને અનુભવોની શૃંખલાઓ નહોતી ગોઠવવી પણ વિજ્ઞાનનો-અનુભવનો-વેદનો અંત વેદાન્ત એમને તો બનવું હતું. કવિઓની પેઠે તરંગો નહોતા ઉછાળવા પણ મૂર્તિમાન કાવ્ય બનવું હતું. સમસ્ત જીવનમાં એકરસ, એકાકાર, અસંગ, અનાસકત, અખંડ રામ બની રમવું હતું; અને એમાં એ જીતી ગયા. પૂરેપૂરા ફળીભૂત થયા. એમણે પોતાનું જીવનધ્યેય સાર્થક-સફળ કર્યું.

એક સાધારણ, નિર્ધન બ્રાહ્મણ કુટુંબમાં એમણે જન્મ ધારણ કર્યો. જ્ઞાનમાર્તંડ વસિષ્ઠના એ ગોત્રજ હતા. ભકતભાનુ તુલસીદાસના એ વંશજ

મર્યાદાભૂષણ ભગવાન રામચંદ્ર એકના શિષ્ય તો અન્યના સાક્ષાત્ ભગવાન; એવાજ રામરૂપ થવા એમનો આવિર્ભાવ હશે, એથીએજ કુલગોત્રમાં એમની કાયા કેળવાઈ. નવ માસની નાની વયે હૃદયપોષક માતાના વાત્સલ્યનો અને દેહપોષક દૂધનો એમને દુકાળ પડયો. પુરાણપ્રિય પિતાના સંસ્કારમાં વાત્સલ્ય હતું, પણ વિદ્યા અને વિનય નહોતાં. ઘરમાં એ ઘણું ન ટકી શકયા. નાના ગામડામાં શિક્ષણનો સંકોચ હતો. પિતાએ પરગામ પાઠવ્યા. પિતાના મિત્રે–ભગત ધન્નારામે પિતાની ગરજ સારી. રામ મુરારિવલાથી ગુજરાંવાલા ગયા. ઉર્દુ પૂરૂં કરી અંગ્રેજી ભણ્યા.

બાલપણથીજ એ તો નિર્દોષતાની જાણે પ્રતિમા હતા. એમના ભગતજીને સંતોની સેવા ગમતી; જ્ઞાનની વાતો સાંભળવાનો શોખ હતો; કુસ્તીની ખેલ કૂદમાં એમણે કુંવારા રહેવાનું વ્રત લઈ લીધું. કોઈ સંતની કૃપાયે વેદાન્તની વાતો કરતાં શીખ્યા; કાયાના જેવા મનના પણ એ મજબૂત હતા. દેહની સ્થુલતાએ બુદ્ધિને આવરી લીધી હતી; યોગવાસિષ્ઠ મહારામાયણના મહાસિદ્ધાંતો એમણે સદ્ભાગ્યે સાંભળ્યા હતા અને વેદાન્તનાં વાકયોના જોરે એમણે ખુદા બનવાનો લહાવો પણ લીધો. એવા ભગતજી–ભગત ધન્નારામજી રામના વાલી બન્યા-લાલન પાલન કરવા ભાગ્યશાળી નીવડયા.

હીરાનંદજીના એ મિત્ર રામના રક્ષક બન્યા; ધીરે ધીરે ગુરુ બન્યા; અને રામએ નિર્દોષ રામ એમની બાહ્ય છાયામાં શીતલતા પામ્યા. રામ વિવેકી વિદ્યાર્થી હતા,નમાલા નિશાળીઆ નહિ. તોફાન કે મસ્તી એમની પ્રકૃતિમાંજ નહોતાં. ખેલકૂદ એમણે માણીજ નથી. પુસ્તકોના પઠનમાંજ એમણે પ્રીતિ વધાર્યા કરી છે. વાંચન અને વિચારમાંજ પોતાનું કૌમાર કેળવ્યું છે. ધન્ય ધન્ના ભગતે એમની દૃષ્ટિ અન્તર્મુખ કરી. સનાતનશૂરી ઉપનિષદોરૂપ ધેનુની ગર્જના સમો ૐકારનો મંત્ર રામે એમની પાસેથી ઝીલી લીધો–એમના સ્વભાવે એમની પાસેથી સારવી કહાડયો. કોઇ અજ્ઞાત અવધુતે આવી મહત્તાના મહામંત્ર જેવું तत्वमासि વાકય એમને કર્ણગોચર કરાવ્યું. અદ્વૈતની દીક્ષા એમને ત્યારથીજ મળી; બારમે વર્ષેજ એમણે જ્ઞાનનું ઉષ:પાન કર્યું.

પણ લક્ષ્મીજીનાં રૂપણું તો બહુ લાંબાં ચાલ્યાં. એ તો એવાંને એવાંજ એમના કલાના આધિપત્ય ( એમ. એ. ) સુધી મૂંગાં દૂર દોાયલાં બનીને બેસી રહ્યાં. એમના કાન્તની કાન્તિસમા, કૃષ્ણની કલાના કમનીય બાલકની એમણે કસોટી કર્યા કરી. બહુ તાવ્યા, બહુ પારખ્યા, વિષ્ણુના

અભેદ દેહી કૃષ્ણને રામે રીઝવ્યા; એમનો વિયોગ રડયા; વિરહની ગંગાઓ ઠાલવી; હૃદયના પડદા ચીર્યા; ઉચ્ચ કક્ષાનું શિક્ષણ એમને સૌની ઇચ્છા વિરુદ્ધ પ્રાપ્ત કરવાનું હતું. એ નિર્ધન તપશ્ચર્યાએ એમનાં તનમન શોષી લીધાં. દેહમાં દૌર્બલ્ય આવ્યાં, પણ એમના પ્રાણમાં તો કોઇ બ્રહ્મર્ષિના મહાપ્રાણ ખીલતા જતા હતા, એ સુકવ્યા શે સૂકાય ? એને માટે એમણે પિતાની લાગણીઓ દુ:ભાવી; નિર્ધનતા સાથે યુદ્ધ કર્યું અને અંતે સરસ્વતીના કૃપાપાત્ર સાચા સેવક નીવડયા.

પણ લક્ષ્મીજી—અને આ કલિકાલમાં તો દ્વાપરને અન્તે રૂષણાં કરી ગયેલાં સત્યભામાની મૂલ પ્રકૃતિસમાં એ લક્ષ્મીજી—તો રામને કૃષ્ણદર્શન થયાં તોયે ન રીઝયાં.

લાહોર તો ભગવાન રામચંદ્રના વીરપુત્રનું રાજ્યધામ. લાહોર એટલે લવપુર. ત્યાં રામ વિદ્યાર્થી બન્યા; પછી અધ્યાપક; પછી વ્યાખ્યાતા; પછી ઉપદેશક—અને અંતે એનાં એજ રૂપરંગમાં વેદાન્તના આચાર્ય બની **अक्षराणामकारोस्मि**—'अ' (અલિફ) ની ધ્વજા ત્યાંથીજ ફરકાવી.

પેલા ભગત ધન્નારામજી, અગીઆર વર્ષની નાની વયમાં અંધશ્રદ્ધાની અજ્ઞાન છાયામાં વગરઓળખ્યે ધારી લીધેલા પ્રભુપ્રેમી ભોળા તીર્થરામના ગુરુદેવ, ગુરુપદથી જાતેજ ઉતરીને વાત્સલ્યમાં ઉતર્યા. દૈવી સંબંધમાંથી પૈતૃક સત્તાનો એમને શોખ થયો. કૃપામાંથી મમત્વપાશમાં બંધાવું એમને ગમ્યું. એમનાં દેહ-કૌમાર્ય પળ્યાં, પણ બ્રહ્મચર્યમાં કંઈ કંઈ આશંકાઓ લોકોને ઉદ્ભવી. એમના જીવનમાં ધનલોભનો, શિષ્યમોહનો, કાળો પડછાયો પડવા માંડયો. તેઓતીર્થરામપર કલ્પતરુસમી છાયા કરતા; હીરાનંદજીનો ચિંતાભાર એમણે સુખે વહોરી લીધો હતો; દશરથના જેવો હાથ ફેરવતા; પણ એ બધું ભૂલીને બિચારા પામરતાના પાશમાં બંધાવા માંડયા; મોહના વમળમાં વહેવા માંડયા; એમણે રામને પુત્ર માન્યો; શિષ્ય માન્યો; પોતેજ પુષ્પ મટી પથ્થર થયા, ઉપાડયા ન ઉપડે એવા પહાડ બન્યા. શિષ્યને માથે કોઇ વક્રદૃષ્ટિ ગ્રહ જેવા ભારેખમ થઇ પડયા. તીર્થરામનાં બંધન વધવા માંડયાં.

સૌજન્યમાં વિવેક હોય છે. ગુરુકૃપામાં નિરાસક્તિ હોય છે. સન્ત એટલે તો સાધુતાની ખાણ; પણ એ ત્યાગ, એ નિર્મોહતા, એ વિરક્તિ ધન્નારામમાં ન હતાં. એ ભગત કહેવાતા; એ અવિવાહિત ઓળખાતા; એ શિષ્યો વધારતા; પણ એ સર્વ બાહ્ય વિસ્તારમાં મનની બાહ્યાસક્તિરૂપી

માયાજાળજ ફેલાતી જતી. એ જાળ—એ પાશ રામને છેવટે તોડવી પડી. ગ્રંથોનું અનુશીલન, શાસ્ત્રોનું અન્વેષણ, સંતોનો સંસર્ગ અને વિવેકનો ઉદય રામને હવે વય વધતાં પ્રાપ્ત થયાં. એમને જ્ઞાનનાં શસ્ત્રાસ્ત્ર મળ્યાં; એમણે પાશ તોડવા માંડયા.

ગુરુ નહિ પણ શિષ્ય વિવેકી હતા. શિષ્યે શિષ્યના ધર્મ જાણ્યા; ગુરુનાં લક્ષણ વાંચ્યાં; શાસ્ત્રનાં પ્રમાણો જોયાં—પણ એકવાક્યતા ન જોઇ, એટલે ધર્મે એમને ઉત્સાહ આપ્યો.

પ્રેમમાંયે ત્યાગ હોય છે; ખરા ત્યાગમાં પણ પ્રેમજ હોય છે; પણ એમાં પરાધીનતા નહિ, કોઇ પણ નામરૂપનો આધાર નહિ, વ્યક્તિના વૃત્તિતરંગો નહિ તેમજ એના ઉછાળા નહિ. આવેશ કે ઉદ્વેગ નહિ—એમાં તો કેવળ શુદ્ધ સાત્વિકતા. નામરૂપના પટની પારનું દર્શન—અભેદદર્શન એજ અભેદ્ય પ્રેમ. એમાં હૃદયનો વિકાસ જોઇએ, સંકોચ નહિ. એવા પ્રેમથી—એવા ત્યાગથી ધીરે પણ ધૈર્યથી, સહજ પણ સત્યભર્યા શબ્દવજ્રથી રામે એ ગુરુતમ પર્વતમાં સુરંગ ગોઠવી. એમના જીવને અત્યારે તો બાવીસ ત્રેવીસ ઉષાઓ-ના રંગ ઝીલ્યા હતા. વેદાન્તભાસ્કરનાં કિરણો ચૂમ્યાં હતાં. હવે તો શંકરાચાર્યનાં ચરણે શિક્ષા દીક્ષા લીધી. જગદ્‌ગુરુનાં દર્શન આગળ સૂર્યની પાસે દીપક જેવા ગુરુ ઝાંખા પડયા. નકામા નિવડયા; લુપ્ત થઇ ગયા.

જગદ્‌ગુરુ શંકરાચાર્ય, પંડિત દીનદયાળ, સ્વામી વિવેકાનંદ, સ્વામી શિવગણાચાર્ય—એવા કૈં કૈં વિરક્ત વા કાષાયાંબરોએ એમના જીવનમાં રંગ રેડયો. એમને સંન્યાસનું એથી શૂરાતન ચડયું. વેદાન્ત—વેદાન્ત—વેદાન્તની ગર્જના એમના અન્તરના ઉંડાણમાંથી ઉઠવા માંડી. એ ઘોષણા ઝીલનારાં દૂર દૂરનાં દેશકાલ એમની વાટ જોતાં હશે નહિ વારૂ ? લાહોર તો એક નાનું એવું નગર એમના વિશાલ વિજ્ઞાન પાસે. હરલાલ નારાયણની જુગલ જોડીએ એમને ઓળખ્યા. ઉપનિષદ્‌નાં અમૃત સારવી સારવીને રામે એમને પાયાં. એ અમૃતની ધારા "અલિફ્"ના બ્રહ્માક્ષરી પત્રમાંથી છુટવા—છંટાવા માંડી; રામવર્ષાની વૃષ્ટિ વરસી, પ્રસરી અને રેલી પંજાબના પ્રદેશમાં; લાહોરનો વિસ્તૃત પ્રવાહ પંજાબમાં સર્વત્ર ફરી વળ્યો.

પણ એટલો એ પ્રદેશ રામને મન મોકળો નહોતો. એમના વિહાર વેસ્તારવાળા હતા. એમને સર્વદેશીયતાનાં સ્વપ્ન આવતાં હતાં. ભગવો રંગ -ભગવાનનો રંગ—ભક્તિનો રંગ—ભાવનો રંગ—ભેખનો રંગ એમની રગેરગમાં

પેસી ગયો હતો, એનું વ્યક્ત સ્વરૂપ એમને વસ્ત્રમાં આલેખવું હતું. એમણે ત્યાગ કર્યો. શેનો ? ધન્નાનો એટલે ધનનો; ( ઉત્તરાવસ્થામાં ધન્નાભગતનું ધનથીજ રામને પોષણ પડતું હતું) કુટુંબનો એટલે કૌટુંબિક મોહનો; સંસારનો એટલે સાંસારિક વિધિઓનો; વિદ્યાનો એટલે નિર્વાહની અવિદ્યાનો અને જનતાનો એટલે જનતાપૂર્ણ કોલાહલનો.

એ હંસ હતા, આત્મજ્ઞાની હતા, આત્મસત્તાવાળા હતા; પણ ઉડયા એ પરમહંસ બનવા–આત્માનુભવી થવા–દેવોના પ્રિય હિમાલય ભણી ઉત્તરાખંડમાં ! જ્ઞાનમસ્તિષ્ક જેવા હિમખંડ–હેમખંડમાં. બ્રહ્મર્ષિઓના અગમ્ય અગોચર અરણ્યમાં એ ગયા. આરણ્યકનો અભ્યાસ કરવા, આર્ષમંત્રોનો અનુભવ માણવા, સચ્ચિદાનંદનો સાક્ષાત્કાર ભોગવવા. પચીસ–પૂરે પચીસ વર્ષે હિમાલયભણી એમની ગૌરવર્ણ કોમળ કાયાએ પગલાં ભર્યાં.

અહા ! ત્યાંની તિતિક્ષાની શી તીવ્રતમ વેદના ! એ તો એજ સહી શકે. તપોવનમાં એમણે તપ સાધ્યાં. ભાગીરથીને કાંઠે ભગીરથનાં વ્રત લઈ બેઠા કે **देहं पातयामि कार्यं वा साधयामि** । અને એમજ કર્યું. **तत्वमसि** ખોટું ? **अहं ब्रह्मास्मि** મિથ્યા ? એનો એમને નિર્ણય કરવો હતો. આપ્તવાક્યોની વાસ્તવિકતા એમને માન્ય હતી. ઋષિઓનાં મહાવાક્યોમાં એ શ્રદ્ધાશીલ હતા. **अयमात्मा ब्रह्म** એ તો વેદનું મહાવાક્ય–એમાં તો હુંજ ખોટો–એ–હું –**अहं**–મિથ્યા **अहंकार** જ મિથ્યા; એજ ખોટો; એવું એમને જ્ઞાન હતું. વિજ્ઞાનને માટે એમણે દેહનો દરિયો ડહોળ્યો. દેહને દરિયામાં નાખ્યો; અહંકાર ગંગામાં ગાળ્યો–**अयमात्मा ब्रह्म** નો સાક્ષાત્કાર થયો. ધન્ય રામ–ધન્ય ગુરુ ! ૐ ! ૐ ! !

પછી–પછી તો ઉતર્યા પાછા ઉત્તરમાંથી પૂર્વમાં, ઉષા તો પ્રથમ પૂર્વમાંજ ઉદય પામે તેમ; ઉત્તરાખંડમાંથી સંયુક્ત પ્રાન્તમાં, ધર્મસભાની વ્યાસપીઠ ગજાવી; મહોત્સવો ઉજવ્યા; કેટલાએ ધર્મચાતકોને રામવર્ષા પાઇ; અને ધુમકેતુની પેઠે જ્ઞાનપ્રકાશનો સંકેત કરી પાછી હિમાલયમાં પ્રતિક્રમા કરી.

હવે તો એ સ્વામી રામતીર્થ હતા. એમની વિદ્વત્તાની શું વ.તો કરીએ ? ફારસી શાયરોની શેરો તો એમને જીભને ટેરવે ટપકતી. પાશ્ચાત્ય કોવિદોનું ડહાપણ એમની રગોમાં ઉછળતું; અને પ્રાચીન સનાતન વેદવિદ્યા–વેદાન્તશિક્ષાના તો એ મૂર્તિમાન અવતાર ! ગૌરકાંતિકાય, પ્રોજ્જ્વલ મુખારવિંદ

અને નહિ નીચી નહિ ઉંચી એવી એમની નાનકડી નાજુક દેહાકૃતિ–નિર્જન નીરવઅરણ્યોમાં અંધારી રાતે પણ દોડાદોડ કરી મૂકતી.એમની ૐની ગર્જનાએ વનચરો ત્રાહિત્રાહિ કરતાં.એમની શિવોઽહમ્ ની ઘોષણાએ (પંચ)ભૂતાવલિ કંપી ઉઠતી. એમની બાદશાહતમાં વનપુષ્પોની સભા ભરાતી. વનઉપવનમાં એમના ભાવો રંગ પૂરતા. ઉષા અને સંધ્યાકાલે આકાશમાં એમનો આત્મા લાલી આલેખતો. હિરણ્મયપાત્ર–સૂર્ય તો એમની પ્રતિમા–પ્રતિકૃતિ. જગતને સૂર્ય જગાડે છે તેમ જિજ્ઞાસુઓને રામ જગાડી ગયા.

દૂર દૂર પૂર્વમાં નવીન સંસ્કૃતિના ગર્ભમાંથી હમણાંજ જન્મ પામેલા, બાલ ઉછેરમાં રડતા હસતા જાપાનમાં ધર્મનો મેળો ભરવાના વાયરા વાવા માંડયા.કોઈએ એ ભણકારો હિમાલયમાં સાંભળ્યો. ટિહરીના મહારાજા ધર્મભાવુક હતા. રામના અંગેઅંગમાં, રોમેરોમમાં વેદાન્તના દીપક પ્રકટયા હતા; જ્ઞાનનો પ્રકાશ રોકયો નહોતો રોકાતો; એમની જ્ઞાનજ્વાલા અતિ તીવ્ર હતી. રામને એ નિમિત્ત મળ્યું; ધર્મસંસ્કારનાં બીજ વાવવા જાપાન જેવું ક્ષેત્ર મળ્યું. પરમહંસની પાંખો ઉડતી ઉડતી જાપાનમાં શાન્ત ઠરી.સાથે સાથે હંસ બચ્ચો નારાયણ ગુરુકૃપાનું પોષણ પામતો હતો.

ભગવાન્ બુદ્ધના સ્મરણશેષ જેવા ધર્મપ્રદેશમાં એક વિહંગ શિશુ–એક તરુણ જ્ઞાને નહિ પણ નામે અને ભાવે પૂર્ણ સંતોના સંઘ જેવો શિખ (શિષ્ય) સંપ્રદાયમાં જન્મ પામેલો પૂરણસિંહ ત્યાં અવનવું રસાયન ભણવા ગયો હતો. પરમાત્માનું એને ભાન હતું, પણ જ્ઞાન નહિ. ઇશ્વર અને આત્મા એને મન હજુ અજ્ઞેય હતાં;પણ એના અંતરમાં આવેશ હતા; કલાનો એ તરંગી તરુણ હતો; કવિતાનો એ ઉપાસક હતો; યૌવનના મદમાં હતો; પણ યૌવનના રંગજંગમાં હજુ ઉતર્યો નહોતો–એ હજુ કુંવારો હતો.

બાદશાહ સલામત રામ જાપાન પહોંચ્યા; સંસારમાં સફલતામાં ઉંચે ચડતી પ્રજાને પણ એમણે "સફલતાનું રહસ્ય" શીખવ્યું. પ્રજા સંતોષાઇ-એમના ઓજસથી અંજાઈ. જાપાનની ઉન્નતિએ રામને ભારતની અવનતિની ઓળખાણ કરાવી. ભારતનો ઉદ્ધાર–ભારતની ઉન્નતિ–સ્વદેશની સ્વતંત્રતાનાં નવીન સ્વપ્નોની રાત્રીઓ રામના જીવનમાં ઉતરી.કો દેશભકતોની છાયાનો એ અંધકાર હતો? કો દેશકાલબદ્ધ હૃદયોના માનસચંદ્રની એ બીજ ઉગી નીકળી. રામને એ ઇદ મુબારક લાગી અને દેશહિતની બાંગ પુકારી.

પણ જાપાનવાળો પેલો ભારતીય પૂરણ, એ આશાભર્યો જુવાન શિખ

હજુ ગુરુવ્હોણો હતો. એને હવે ગુરુ મળ્યા; એને રામ મળ્યા; એના પ્રાણમાં રામ આવ્યા. એના જીવનમાં સંન્યાસનાં શૂર ઉછળ્યાં અને રામના શિષ્ય જેવો એ સ્વામી પૂરણ થયો. એ નવજુવાન નહોતો વેદાન્ત જાણતો કે નહોતી એનામાં આર્યગ્રંથોના અભ્યાસની વિદ્યા; પણ રામના પ્રેમમાં-અરે રામના મોહમાં-કે એથીએ વિશેષ સંન્યાસના મદતરંગોમાં તણાયો-લહેરાયો અને સંન્યાસી બન્યો.

રામની પાંખ તો જાપાનથી પૃથ્વીના અન્ય ગોલાર્ધ ઉપર ઉડી; ઉડતી ઉડતી પહોંચી અમેરિકા. બે વર્ષ ગાળ્યાં ત્યાં; વ્યાખ્યાનો, લેખો, સત્સંગો, સભાઓ અને વનવિહારોથી પશ્ચિમમાં પૂર્વ ખડું કર્યું. વિલાસમાં ત્યાગ પૂર્યા; કાંચનનો એ ત્યાગી વિરકત ખ્રિસ્ત બનીને પૂજાયો, વખણાયો, અનેકના જીવનમંદિરમાં એણે અનન્તજીવનનાં દ્વાર ઉઘાડયાં; અખૂટ આત્મધનના ભંડાર દેખાડયા; શિષ્યશિષ્યાઓના જીવનમાં રસિકતા, કલા, કવિતા અને ધર્મસામગ્રી ભર્યાં. ભારતવર્ષની કથાઓ કહી; એની જનતાનાં દુઃખ રડયાં; એના ઇતિહાસોની ગાથાઓ સંભળાવી; એની સંસ્કૃતિના ગુણાનુવાદ ગાયા; ગૌરવ વર્ણવ્યાં; જ્ઞાનવિજ્ઞાન દેખાડયાં; અને સૌથી વિશેષ સ્વયં સાક્ષાત્ ત્યાગી-જ્ઞાની-વિજ્ઞાનીસમા રાજ્યા અને વિરાજ્યા.

પાછું ભારતમાં પ્રત્યાગમન. વિદેશનાં આનંદ, ઉત્સાહ, જાગૃતિ, ચેતના અને ઉત્કર્ષનાં સ્વપ્નોનો ભાવ પરોપકારી હતો. મારૂં ભારત-મારો સ્વદેશ પેલાં દેશવિદેશનાં સ્વપ્નસમો થાય; મારા બંધુઓ એવા સ્વતંત્ર થાય; મારાં સ્વરૂપો મુકત થાય; એ સ્વપ્નભાવનાઓ એમના સ્વભાવમાં જડાઇ ગઇ. ભારતનાં સંતાનોને એના ઉપાય બતાવ્યા; એના સંકેત કર્યા; એમણે બહેરા આગળ જાગૃતિના શંખ ફૂંકયા; પણ ભારત તે ભારત; એની ઉંઘ તોયે ન ઉડી, એટલે એમણે વિશેષ શકિત ભરવા, વિશેષ ઓજસ પૂરવા એકાન્તસેવનનો સંકલ્પ કર્યો. પાછું હિમાલય પ્રયાણ કર્યું. જ્ઞાનના, વિદ્યાના, અનુભવના, શકિતના અને સર્વસ્વના સમર્થ સૂર્યસમા અનેક રશ્મિધર કલાવાન થવાની એમણે તૈયારીઓ કરવા માંડી.

પરન્તુ અનુભવનો સૂર્ય પાછો ઉગ્યો. પેલી રાત્રી વીતી; ચંદ્ર સંતાઇ ગયો; વિજ્ઞાનની ઉષા પ્રકટી; બ્રહ્મભાસ્કરનો પ્રકાશ પડયો અને દેશકાલનાં સ્વપ્નાં વીત્યાં તે વીત્યાં સદાને માટે. **ब्रह्म सत्यं जगन्मिथ्या**ના સનાતન સંસ્કારે એમની ઉન્મત્ત અવસ્થામાં શાન્ત, ગંભીર, નિર્મલ સમાધિ પૂરી. રામ શા-

ન્ત થવા માંડયા; ઉપરતિની પરાકાષ્ઠાએ એમનાં મનવાચામાં શાન્તિ પૂરવા માંડી–દાબી દાબીને ભરવા માંડી; દેહની ચેષ્ટા શિથિલ થઇ ગઇ; દિનરાત સમાધિસ્થ, નિશ્ચેષ્ટ દેહે ચિત્તને પરમ તત્ત્વમાં નિમગ્ન, તૃપ્ત રાખવા માંડયું. વાચામાં મૌન ઉભરાતું; હૃદયમાંથી ઉન્માદ ઉડી ઉડીને વનોમાં વિહાર કરતો; પણ હવે એનો પ્રત્યાઘાત નહોતો સંભળાતો. આનંદની ઉન્મત્તતા હવે ૐ શાંતિમાં સમાતી જતી હતી.

પેલા પૂરણજી-યૌવનને ઉછાળે ભગવા રંગે રંગાયલા પૂરણજી, પાછા ભરતીમાંથી ઓટમાં ઉતર્યા. જાપાનમાંથી ભારતમાં આવ્યા. માતાપિતાના મોહે એમને પુત્ર બનાવ્યા. અવિવાહિત કન્યાએ એમને પતિદેવ કર્યા અને સંસારમાં સંતતિવાન અને સમૃદ્ધિવાન થઈને સ્થાયી ગૃહસ્થ બન્યા; પણ રામના ભકત તો રહ્યા રામનો દેહ રહેતાં સુધી.

હિમાલયમાં વસિષ્ઠાશ્રમના એમના અંતિમ નિવાસે બ્રહ્મર્ષિ—વસિષ્ઠના જેવાં જ્ઞાનશાંતિ એમને અર્પ્યાં. વસિષ્ઠઋષિ તો તીર્થરામના ગોત્રાચાર્ય. યુગયુગના પડદા ચીરી એમણે સ્વનામધારી આશ્રમમાં સહૃદય ગોત્રજને સ્થાયી જ્ઞાનશાન્તિ આપ્યાં. વેદમંત્રોમાંથી એમને ત્યાં શાન્તિઃ શાન્તિઃ શાન્તિઃ ના પૂર્ણાહુતિભર્યા પાઠ મળ્યા. એ રામે ત્યાં પૂરણજીને રામ બનવા કહ્યું, પણ પૂરણ તે રામ બને ? નારાયણને રામ બનવા કહ્યું; પણ એકની શકિત તે બીજાની થાય ? સૂર્યાનંદને સૂર્યના સંકેતથી રશ્મિ સંબોધ્યાં; પણ પશ્ચિમનો જીવ પૂર્વનો પ્રકાશ ઝીલવા સમર્થ નિવડે ? સૌને રામે રામ બનવા આજ્ઞા કરી; પૂરાય તેટલું ચૈતન્ય પૂર્યું; સૌમાં પ્રાણ ફુંકયા, પણ આત્માની ઉણપ તો આત્મા પોતેજ પૂરી કરે ત્યારે થાય, એ અનાદિ સૂત્ર ખોટાં પડે કે ? ગંગામાં રામનો દેહ ગંગા થયો તે પહેલાં રામે સૌને રામપ્રકાશ આપ્યો; સૌના જીવનપથપર ઉજાસ પાડયો; સૌના માર્ગ અજવાળ્યા અને સૌને દિવ્યપ્રકાશ આપ્યો. સૌને એ પ્રકાશમાં કલ્યાણપથ સૂઝે, સૌને આત્મસિદ્ધિ થાય એજ રામના આશીર્વાદની સાર્થકતા અને આપણી મનોવાંચ્છના ૐ ! !

પરમહંસ રામતીર્થ આવ્યા અને ગયા;એમની એ ટુંકી દેહકલા ઉગી અને આથમી એટલામાં કેટકેટલાનાં ભાગ્ય ઉઘડયાં! એમના આત્મસૂર્યથી અનેકનાં જીવનકમલ ખીલ્યાં; રામરશ્મિથી અનેકની આંખો જાગી; અનેકના જીવમાં જીવ આવ્યા; ચૈતન્યના ફુવારા ફુટયા;કવિતાની કલાઓની પાંખડીઓ ઉઘડી; રામની જીવનકલાઓ ઝીલનારામાં નારાયણ અને પૂરણજીની પ્રથમ પંકિત

બન્નેને રામની હૃદયગુહામાં આસન મળ્યું; ખૂણે બેસીને પણ એમણે રામ-વર્ષાનાં અમૃતબિન્દુ પીધેલાં. બન્નેએ પોતપોતાનાં શ્રદ્ધાશક્તિનાં માપવડે ભરી ભરીને જ્ઞાન પીધાં, તેજ ઝીલ્યાં, હૃદયપુષ્પોથી રામને પૂજ્યા, વધાવ્યા, ભાવથી આરતી ઉતારી, પણ રામની અનન્ત,આત્મકલામાં કેટકેટલી ગર્ભિત માર્મિકતા ભરેલી, એનો પાર તો રામજ પામેલા, અને હજુ પણ રામની લીલા આલેખતાં ૐ રામ-કહીનેજ વિરમવાનું. આપણે એમના ભક્ત-એમના અનુભવના ઉપાસક, એમના ઓજસ્ના પૂજારી, એમની પ્રભાના ઝીલનારા, એટલે એમના આશીર્વાદ માગીએ; એમના આશીર્વાદ જીવનમાં ઉતારવા રામની પ્રાર્થના કરીએ; એમની કૃપા સાર્થક કરવા પુરુષાર્થ કરીએ; એમની સાથે અભેદ થવા એમનું વ્યક્તિત્વ સ્વજીવનમાં ઉતારવા મંથન કરીએ. ૐ !

એમની આં જીવનકથા એમનાં વચનામૃતો, એમના સત્સંગીઓનાં સંસ્મરણો અને એમનાં પરિચિત પાત્રોનાં આલેખનોના આધારે ભાવભક્તિના વેગમાં વહેતાં વહેતાં ઉતારવાનો આ પ્રયત્ન કર્યો. સફલતા કે અસફલતાનો પ્રશ્ન અમારી દૃષ્ટિમાં નથી; એ અવધુત-પરમહંસની જીવનલતાનાં પર્ણપુષ્પો નિહાળતાં નિહાળતાં એના સ્થુલાંશની ચર્ચામાં ઉતરી પડતાં અમે વિપથ ગયા હોઈએ એટલોજ માત્ર ભય.અમને એમનું જીવન આદર્શમય છે; અમારૂં એ જીવનધન છે; અમારો એ માર્ગસંકેત છે; એમના ઉપદેશ અમારા જીવનવેદ છે; એમાં કોઇ ઠેકાણે ક્ષતિ થઇ હોય એ અમારી અપૂર્ણતા, એમના જીવનની વાસ્તવિકતાની નહિ.

વાચક ! તને આ જીવનકથા લાંબી લાગી હોય તો ક્ષમા કરજે ! નીરસ લાગી હોય તો એ ભક્તિમાં રસિકતા પૂરવા માટે અમારે તો રામની પ્રાર્થના કરવાનીજ રહી કે-એ રામ તારા જીવનમાં રસપૂર્તિ કરે;તારાં નેત્રોમાં જ્ઞાન-જ્યોતિ ભરે; તારી બુદ્ધિમાં વિવેક પૂરે; તારા હૃદયમાં શ્રદ્ધાનો ભંડાર ભરે; તારા સમસ્ત જીવનનો અનન્ત જીવન સાથે અભેદ કરાવે; તને મૂર્તિમાન રામ બનાવે અને તારાપર રામના અનંત આશીર્વાદનો વરસાદ વરસાવે. !

पूर्णमदः पूर्णमिदं पूर्णात् पूर्णमुदच्यते ।
पूर्णस्य पूर्णमादाय पूर्णमेवावशिष्यते ॥
ॐ शान्तिः ! शान्तिः ! ! शान्तिः ! ! !

# પ્રકરણ ૨૫ મું–કવિતાઓ

સ્વામી રામે ઉર્દુમાં અનેક ભજનો લખ્યાં છે. અંગ્રેજીમાં પણ અનેક કાવ્યો લખ્યાં છે. એમની જીવનકથામાં પ્રસંગને અનુસરે તેવાં તે તે સમયનાં લખેલાં કાવ્યો એજ સ્થાને ગોઠવવાની અમે યોજના કરી છે;છતાં ઘણું હજુ બાકી છે. એનો આ અન્તિમ પ્રકરણમાં સમાવેશ કર્યો છે. ઉર્દુ કાવ્યસંગ્રહમાંથી જેટલાં ગુજરાતી વાચકોને અનુકૂલ થઇ પડે એટલાં અહિં ઉતાર્યાં છે. અંગ્રેજીમાંથી તો માત્ર બે પાંચજ લેવાયાં છે અને એનો આ અનુવાક અમને પોતાને પણ સંતોષદાયક નથી લાગ્યો; છતાં પણ આટલી વાનગીમાંથી જો વાચકને થોડો પણ રસ પડશે તો અમને સંતોષ છે. વિશેષ અંગ્રેજી કાવ્યોને ગુજરાતીમાં ઉતારવાની અનુકૂલતા કરવામાટે સમયની યોજના કરવાનું કાર્ય ભાવીનું છે. રામની જે કાળે જેવી ઇચ્છા !

## સીનાયે-રામ

( રાગ ભૈરવી, તાલ કેરૂબો )

બિછડતી દુલહન વતનસે હૈ જબ, ખડે હૈં રામ ઔર ગલા રુકે હૈ;
કિ ફિર ન આનેકી હ કોઈ ઢબ, ખડે હૈં રામ ઔર ગલા રુકે હૈ. ૧
યહ દીનો–દુનિયા તુમ્હેં મુબારિક, હમારા દુલહા હમેં સલામત;
પે યાદ રખના, યહ આખિરી છબ, ખડે હૈં રામ ઔર ગલા રુકે હૈ. ૨
હૈ માત દુનિયા મેં બસ ગનીમત, ખરીદો રાહત કો માત કે ભાઓ;
ન કરના ચૂં તક, યહી હૈ મજહબ, ખડે હૈં રામ ઔર ગલા રુકે હૈ. ૩
જિસે હો સમજે કિ જાગ્રત હૈ, યહ ખ્વાબે–ગફ્લત હૈ સખ્ત એ જાં;
કલૉરોફૉરમ હૈં સબ મતાલબ, ખડે હૈં રામ ઔર ગલા રુકે હૈ. ૪
ઠગ્ગો કો કપડે ઉતાર દે દો, લુટા દો અસ્બાબો–માલો–જર સબ;
ખુશી સે ગર્દન પે તેગ ધર તબ, ખડે હૈં રામ ઔર ગલા રુકે હૈ. ૫
જો આર્જૂ કો હૈં દિલમેં રખતે, હૈં બોસા દીવાના સગ કો દેતે;
યહ ફૂટી કિસ્મત કો દેખ જબકબ, ખડે હૈં રામ ઔર ગલા રુકે હૈ. ૬
કહા જો ઉસને ઉડા દો ટુકડે, જિગર કે ટુકડોં કે પ્યારે અર્જુન;
યહ સુનકે નાદોં કે ખુશ્ક હૈં લબ, ખડે હૈં રામ ઔર ગલા રુકે હૈ. ૭
લહુ કા દરયા જો ચીરતે હૈં, હૈં તખ્ત પાતે વોહી હકીકી;

તડલ્લુકોં કો જલાભી દો સબ, ખડે હૈં રોમ ઔર ગલા રુકે હૈ. ૮
હૈ રાત કાલી ઘટા ભયાનક, ગજબ દરિન્દે હૈં, વાયે જંગલ;
અકેલા રોતા હૈ તિફલ યા રબ ! ખડે હૈં રોમ ઔર ગલા રુકે હૈ. ૯
ગુલોં કે બિસ્તર પે ખ્વાબ ઐસા, કિ દિલમેં દીદોમેં ખાર ભરદે;
હૈ સીના કયોં હાથસે ગયા દબ, ખડે હૈં રોમ ઔર ગલા રુકે હૈ. ૧૦
ન બાકી છોડેંગે ઇલ્મ કોઇ, થે ઇસ ઇરાદે સે જમ કે બૈઠે;
હૈ પિછલા લિકખા પઢા હી ગાયબ, ખડે હૈં રોમ ઔર ગલા રુકે હૈ. ૧૧
હૈ બૈઠા પટ્ઠોં મેં કચ્ચા પારા, રહી ન દિલને કી તાબો-તાકત;
ને અસર કરતા હૈ નૈશે-અકરબ, ખડે હૈં રોમ ઔર ગલા રુકે હૈ. ૧૨
પીયે નિગાહોં કે જામ રજકર, નસિર કી સુદ્ધ, બુદ્ધ રહી ન તન કી;
ન દિન કી સૂઝે હૈં, ને તો અબ શબ, ખડે હૈં રોમ ઔર ગલા રુકે હૈ. ૧૩
હવાસે ખમસા કે બન્દ થે દર, કિધર સે કાબિજ હુઆ હૈ આકર;
બલાકા નશ્શા, સિતમ, તઅજ્જુબ ! ખડે હૈં રોમ ઔર ગલા રુકે હૈ. ૧૪
યહ કૈસી આંધી હૈ જાશે મસ્તી કી, કૈસા તુફાં સરૂરકા હૈ;
રહી જમી મહ ન મેહરો-કૌકબ, ખડે હૈં રોમ ઔર ગલા રુકે હૈ. ૧૫
થીં મનકે મન્દિરમેં રકસ કરતી, તરહ તરહ કી સી ખ્વાહિશેં મિલ;
ચિરાગે-ખાના સે જલ ગયા સબ, ખડે હૈં રોમ ઔર ગલા રુકે હૈ. ૧૬
હૈ ચૌડ ચૌપટ યહ ખેલ દુનિયા, લપેટ ગંગામેં ઇસકો ફેંકા;
મરા હૈ પ્રીલા, ઉડા હૈ અશહબ, ખડે હૈં રોમ ઔર ગલા રુકે હૈ. ૧૭
પડા હૈ છાતી પે ધર કે છાતી, કહાં કી દુઈ કહાં કી વહદત;
હૈ કિસકો તાકત બિયાન કી અબ, ખડે હૈં રોમ ઔર ગલા રુકે હૈ. ૧૮
યહ જિસ્મે ફૂર્જી કી મૌત કા અબ, મજા સમેટે સે નહીં સમિટતા;
ઉઠાના દુભર હૈ વૈહમે-કાલિબ, ખડે હૈં રોમ ઔર ગલા રુકે હૈ. ૧૯
કલેજે ઠંડક હૈ, જીમેં રાહત, ભરા હૈ શાદી સે સીનાયે-રામ;
હૈ નૈન અમૃત સે પુર લબાલબ, ખડે હૈં રોમ ઔર ગલા રુકે હૈ. ૨૦

ભાવાર્થ:—

વિવાહ થયા પછી કન્યા જ્યારે પોતાનાં માતાપિતાને ઘેર ( પિયર ) થી જૂદી પડે છે, ત્યારે એ કન્યા અને તેનાં માતાપિતાનાં રોમાંચ ઉભાં થઇ જાય છે અને આશ્ચર્યને લીધે કંઠ રૂંધાઇ જાય છે. હવે એ ઘેર કન્યાના પાછા આવવાની કોઇ જાતની આશા દેખાતી નથી, તેથી હમેશાંની જૂદાઇને લીધે રૂંવાંટાં ઉભાં થઇ જાય

છે અને ગળું રૂંધાઇ જાય છે. (૧)

( કન્યા પોતાના મનમાં એમ કહે છે કે ) હે માતાપિતા ! આ ઘર અને આપનો સંસાર તો હવે આપનેજ મુબારક અને મારા પતિ મને; પરંતુ આ ( જૂદા થતી વખતની ) છેવટની અવસ્થા જરૂર યાદ રાખજો; કારણ કે એ સમયે રોમાંચ થઇ આવે છે અને કંઠ રૂંધાઇ જાય છે.

એવીજ રીતે જ્યારે પુરુષની વૃત્તિરૂપી કન્યા પોતાના પતિ (સ્વરૂપ) સાથે પરણી જાય છે, એટલે કે આત્માની સાથે તદાકાર થઇ જાય છે, ત્યારે એ વૃત્તિનાં અહંકાર અને બુદ્ધિરૂપી પિતામાતાનાં રૂંવાંટાં ઉભાં થઇ જાય છે અને ગળું રૂંધાઇ જાય છે; એ વૃત્તિ હવે પાછી આવવાની નથી, એમ જાણી વિવશ થઇને બધી ઇંદ્રિયોમાં રોમાંચ થાય છે; તે વખતે એ વૃત્તિજ જાણે પોતાનાં અહંકાર, બુદ્ધિ, ઇંદ્રિય આદિ સંબંધીને એમ કહેતી હોય, કે હે માતાપિતા ! આ સંસાર હવે તમને સોંપ્યો; અને મને તો હવે મારા પતિ સાથેજ રહેવા દો. (૨)

આ સંસારમાં અહંકારનું મૃત્યુજ બસ ઉત્તમ છે; માટે એ મૃત્યુરૂપી કિંમત આપીને શાંતિને ખરીદી લ્યો; પરંતુ એમાં ચૂંચાં એટલે કે " કેમ, શામાટે " ન કરવું એજ ધર્મ છે. જો કે એ મોતની કિંમત આપતી વખતે રોમાંચ થઇ આવે છે અને કંઠ રૂંધાઇ જાય છે. (૩)

હે વહાલા ! જેને તમે જાગ્રદવસ્થા સમજી બેઠા છો, એ તો ઘોર સ્વપ્ન છે; કારણ કે આ બધા વિષયો તો કલોરોફૉર્મ ( ઘેનની દવા ) ના જેવા છે કે જેને સુંઘવાથી ( ભોગવવાથી ) રોમાંચ થઇ આવે છે અને કંઠ રૂંધાઈ જાય છે. (૪)

લૂંટારાઓને બધાં કપડાં ઉતારી આપો અને બધી માલમિલ્કત અને સામાન લૂંટાવી દો; ( અહંકારની ) ગરદન ઉપર આનંદથી તલવાર મૂકો, પછી ભલે તે વખતે રોમાંચ થાય અને ગળું બંધ થઇ જાય. ( પરંતુ જ્યાંસુધી આનંદપૂર્વક પોતાની મેળેજ એ અહંકારને નહિ મારો ત્યાંસુધી કોઇ પણ રીતે તમારૂં કલ્યાણ નહિ થાય. ) (૫)

જે કોઈ અંતઃકરણમાં ઇચ્છાઓ રાખે છે તે મૂર્ખાઓ કૂતરાને ચુંબન કરે છે: એવા ફૂટેલા નશીબને જોઇને રોમાંચ થઇ આવે છે અને ગળું બંધ થઈ જાય છે. (૬)

જ્યારે એણે (કૃષ્ણે), અર્જુનને કહ્યું કે હૃદયનાં બધાં સંબંધીઓ (સંબંધો) ના ટુકડે ટુકડા કરી નાખ, ત્યારે એ સાંભળીને એ અજ્ઞાની (અર્જુન) ના હોઠ સુકાઈ ગયા, રોમાંચ થઇ આવ્યો અને ગળું બંધ થઇ ગયું. (૭)

( વળી કૃષ્ણ ભગવાન કહે છે કે હે અર્જુન ! ) જે મનુષ્ય લોહીની નદી ( સંબંધીઓ અર્થાત્ હૃદયના અને રક્તના સાંસારિક સંબંધોરૂપી લોહીની નદી ) તરીને પાર જાય છે, તેજ ખરૂં સ્વરાજ્ય ( સ્વરૂપસાક્ષાત્કાર ) પ્રાપ્ત કરે છે, એટલા માટે હે તાત ! બધા સાંસારિક સંબંધોને બાળીને ભસ્મ કરી નાખ; પરંતુ આવું

સાંભળીને તો અર્જુનનાં રૂંવાંટાં ઉભાં થઇ જાય છે અને ગળું બંધ થઇ જાય છે.(૮)

( જાણે એવું સ્વપ્ન આવ્યું છે કે ) કાળી અંધકારમય રાત્રિ છે, ઘનઘોર ઘટા છાઇ રહી છે; ક્રૂર અને લોહીનાં તરસ્યાં હિંસક પશુઓ છે; મહાન જંગલ છે અને એ જંગલમાં બાલક એકલું રડે છે. તેને રોમાંચ થઇ આવ્યાં છે અને એનો કંઠ રૂંધાઇ ગયો છે; પરંતુ પુષ્પશય્યા ઉપર સૂતાં સૂતાં એવું ભયાનક સ્વપ્ન આવ્યું છે કે જાણે હૃદય અને આંખોમાં કાંટા ભોંકાય છે; પણ હે વહાલા ! હાથવતી કેમ કરતાં છાતી દબાઇ ગઈ કે જેનાથી આવું ભયંકર સ્વપ્ન આવ્યું, રોમાંચ થઇ આવ્યાં અને ગળું બંધ થઇ ગયું. (૯–૧૦)

એવા વિચારથી ગંગાને કિનારે નિશ્ચય કરીને બેઠા હતા કે સંસારની કોઇપણ વિદ્યાનો અભ્યાસ બાકી નથી રાખવો, પણ આ તો પાછળનું ભણ્યુંગણ્યું પણ બધું વિસારે પડયું. રોમાંચ થઇ આવે છે અને કંઠ રૂંધાઇ જાય છે. (૧૧)

હાડકાંમાં જાણે કાચો પારો જામી ગયો હોય તેમ હાલવાની પણ શક્તિ રહી નથી; વીછીનો ડંખ પણ કશીયે અસર નથી કરતો; ઉલટી એવી સ્થિતિ થઇ રહી છે કે રોમાંચ થઇ રહ્યો છે અને કંઠ બંધ થઇ ગયો છે. (૧૨)

પ્રીતમની દૃષ્ટિ (દર્શન) રૂપી અનુભવના પ્યાલા એવા તો ધરાઇને પીધા છે કે માયાનું ભાન અને ધડનું જ્ઞાન પણ રહ્યું નથી; હવે નથી દિવસ સઝતો કે નથી રાત નજરે પડતી; પરંતુ રૂંવાંટાં ઉભાં થઇ જાય છે ને કંઠ રૂંધાઇ જાય છે. (૧૩)

પાંચે જ્ઞાનેંદ્રિયોનાં બારણાં તો બંધ હતાં, છતાં કોણ જાણે કેવી રીતે મસ્તીનું જોર અંદર આવીને વશ થઇ ગયું છે કે ખરેખરૂં આશ્ચર્યનું ઘેન ચડયું છે; અને જુલ્મ થઇ રહ્યો છે; જેથી રોમાંચ થયાં છે અને કંઠ રૂંધાઇ ગયો છે. (૧૪)

આ જ્ઞાનની મસ્તી એવી ઘટા છાઇ રહી છે અને નિજાનંદનું જોર એવું તો વધી પડયું છે કે પૃથ્વી, ચંદ્ર, સૂર્ય અને તારાઓનું પણ ભાન રહ્યું નથી, અર્થાત્ દ્વૈતનો આભાસ પણ રહ્યો નથી; પરંતુ રૂંવાંટાં ઉભાં થઇ ગયાં છે ને ગળું રૂંધાઇ ગયું છે. (૧૫)

મનરૂપી મંદિરમાં જે નાના પ્રકારની ઇચ્છાઓ નાચ્યા કરતી હતી, તે ઘરના દીવા ( આત્માનુભવ ) થી બધી બળીને ભસ્મ થઇ ગઇ; એટલે કે અંદર એવો તો જ્ઞાનાગ્નિ ભડકી ઉઠયો કે બધા પૂર્વસંકલ્પને બાળી મૂક્યા, રોમાંચ થઈ ગયાં અને ગળું બંધ થઈ ગયું. (૧૬)

આ સંસાર શેતરંજના ખેલ જેવો છે. એને સંકેલીને જ્યાં ગંગામાં ફેંકી દીધી એટલે પેલું પ્યાદું મર્યું અને પેલો ઘોડો મર્યો, એ જોઇને રોમાંચ થાય છે અને કંઠ રૂંધાઇ જાય છે. (૧૭)

હવે તો પ્રીતમ છાતી ઉપર છાતી નાખીને પડયા છે; હવે કયાંનું દ્વૈત અને ક્યાંનું અદ્વૈત ! એનું વર્ણન કરવાની પણ હવે કોનામાં શક્તિ છે ? રૂંવાંટાં ઉભાં

થઇ રહ્યાં છે અને કંઠ રૂંધાઈ ગયો છે. (૧૮)

(આ આનંદ આવે છે તે શું છે?) આ સંકલ્પમય (ભાસમાન થતા) અહંકારના મૃત્યુનો આનંદ છે, જેને સંકેલી લેતાં પણ સંકેલાતો નથી. હવે તો (આ આનંદના ઉદ્‌ભવથી) આ પાંચ ભૌતિક શરીરને અહીંથી ઉપાડવાનું પણ મુસ્કેલ થઇ પડયું છે; કારણ કે એ આનંદને લીધે રોમાંચ થઇ આવ્યો છે અને ગળું બંધ થઇ ગયું છે. (૧૯)

હૃદયમાં શાંતિ છે અને મનમાં વિશ્રાંતિ છે; આનંદથી રામનું હૃદય ભરપૂર છે; નયન આનંદના અમૃતથી સંપૂર્ણ ભરેલાં છે; અર્થાત્ આનંદને લીધે અશ્રુની ધારા ચાલી રહી છે, રોમાંચ થઇ આવ્યો છે અને કંઠ રૂંધાઇ ગયો છે. (૨૦)

## આજાદી

(રાગ સોહની, તાલ દીપચંદી)

બલ એ આજાદા! ખુશીકી રૂહ! ઉમ્મીદોંકી જાન;
બુલબુલસાં દમસે તેરે પેચ ખાતા હૈ જહાન. ૧
મુલ્કે-દુનિયાં કે તેરે બસ એક કૂશમા પર લડે;
ખૂન કે દરિયા બહાયે નામ પર તેરે મરે. ૨
હાય મુક્ત! રૂસ્તગારી! હાય આજાદી! નિજાત!
મકસદે-જુમલા મજાહબ હૈ ફકત તેરી હી જાત. ૩
ઉંગલિયોં પર બચ્ચે ગિનતે રહતે હૈં હફ્તે કે રોજ;
કિતને દિન કો આયગા યકશંબ આજાદી-ફ્રોજ. ૪
રમ બ્રાંડી કે મુકયદ સચ્ચી આજાદી સે દૂર;
હો ગયે નશે પૈ લટ્ટુ બૈહરે-અજાદી સરૂર. ૫
સાહિબો! યહ નીંદ ભી મીઠી ન લગતી ઇસ કદર;
કૈદે તનસે દો ઘડી દેતી ન આજાદી અગર. ૬
કૈદ મેં ફંસ કર તડફતા મુર્ગ હ હરાન હો;
કાશ! આજાદી મિલે તનકો, નહીં તો જાન કો. ૭
લમ્હા જો લજ્જત મજે કા થા વહ આજાદી કાં થા;
સચ કહેં લજ્જતમજા જો થા વહ આજાદી હી થા. ૮
કયા હ આજાદી? જહાં જબ જૈસા જી ચાહેં કરેં;
ખાના પીના ઐશ ગુલછરોં મેં સબદિન કાટ દેં? ૯
રાગ શાદી નાચ અશ્રરત-જલ સે રંગા રંગ કે;

બંગલે બાગાતે-આલી યોરોપિયન ઢંગ કે ? ૧૦
કતા ટોપી કી નયી ફેશન નિરાલા બૂટ કા;
દિલકશો-બેદાગ ખિલના બદનપર વહ સૂટ કા ? ૧૧
દિલકો રંગત જિસકી ભાયે શાદી બેખટકે કરેં;
ધર્મકી આધીન ચુપ કે તાક પર તે કર ધરે. ૧૨
ખચ્ચરે ફિટન કે આગે કોચવાન કા પોશ પોશ;
અબલકોં કા બઢ નિકલના હિનહિના જોશ જોશ ? ૧૩
કોટ પૈહનાતા હૈ નૌકર, જુતા પૈહનાયે ગુલામ;
નાક ચઢાતા હૈ આકા, જલ્દ બે નુતફા હરામ ? ૧૪
મુંહ મેં ગટ ગટ સોડાવૉટર ઓર સિગારોંકા ધુંવા;
જોરૂકી દિલમેં શિકાયત, રામકી અબજા કહાં ?- ૧૫
કયા યહ આજાદી હૈ ? હાય ! યહ તો આજાદી નહીં;
ગોયે-ચૌગાં કી પરેશાની હૈ, આજાદી નહીં. ૧૬
અસ્પ હો આજાદ સરપટ, કૈદ હોતા હૈ સવાર;
અસ્પ હો મુતલક ઇનાં હૈરાન રોતા હૈ સવાર. ૧૭
ઇંદ્રિયોં કે ઘોડે છુટે બાગ ડોરી તોડ કર;
વહ મરા વહ ગિર પડા, સ્વાર સિર મુંહ ફોડકર. ૧૮
તાજી તૌસન તુંદખૂ પર દસ્તો-પા જકડે કડે;
લે ઉડા ઘોડા મિજ઼ાપા જાન કે લાલે પડે. ૧૯
જાને-મન ! અજાદ કરના ચાહતે હો આપકો;
કર રહે આજાદ કયાં હો આસ્તીં કે સાંપકો. ૨૦
હાં, વહ હૈ આજાદ જો કાદિર હૈ દિલપર જિસ્મપર;
જિસ્કા મન કાબૂ મેં હૈ કુદરત હ શકલો-ઇસ્મપર. ૨૧
જ્ઞાન સે મિલતી હૈ આજાદી યહ રાહત સર બસર;
વાર કે ફેંકુ મૈં ઇસ પર દો જહાં કા માલો-જર. ૨૨

**ભાવાર્થ:—**

અરે સ્વતંત્રતા ! ઓ આનંદસ્વરૂપ ! ઓ ઉત્સુકોના પ્રાણ ! તારો એક શ્વાસ લેતામાંજ આ સમસ્ત સંસાર દાળોવાટો થઇ જાય છે. પૃથ્વીપરના દેશો તારા નયન-કટાક્ષપર મોહિત થઇને લડી મરે છે. તારા નામ ઉપર તો લોહીની નદીઓ વહેવરાવી. હાય મુક્તિ ! સ્વતંત્રતા ! આજાદી ! છૂટકારો ! સમસ્ત ધર્મ અને મતમતાંતરો

માત્ર તારે માટેજ ઉત્પન્ન થયાં છે. વિદ્યાર્થીઓ અઠવાડિયાના દિવસો આંગળીના વેઢા ઉપર ગણ્યા કરે છે કે હાય! હવે છૂટીનો દિવસ રવિવાર ક્યારે આવશે? રમ અને બ્રાંડી (દારૂ) ના આસક્ત પુરુષો તો સાચી સ્વતંત્રતાથી દૂરજ રહે છે. સ્વતંત્રતાના આનંદ ને નિશામાં ચકચૂર બની જાય છે. ભાઇઓ! ઉંઘ પણ જો શરીરરૂપી કેદખાનામાંથી બે ઘડી આરામ ન આપતી હોત તો આટલી બધી મીઠી લાગત નહિ. મરઘો કેદમાં ફસીને તડફડાટ કરતાં ઇચ્છે છે કે શરીર છૂટું થાય અથવા પ્રાણ જાય પણ જલ્દી છુટકારો થાય તો ઠીક. કાલ જે મઝાનો આનંદ હતો તે સ્વતંત્રતાનો હતો; અરે સાચું કહીએ તો એ આનંદ સ્વતંત્રતાજ હતો. ત્યારે હવે એ સ્વતંત્રતા શું છે? સ્વતંત્રતા એટલે શું? કેવી સ્થિતિ? જે વખતે જ્યાં જેમ મરજીમાં આવે તેમ કરવું તેનું નામ સ્વતંત્રતા? ખાવુંપીવું અને વિષયભોગની મોજમજામાં દિવસો વીતાવી દેવા એ સ્વતંત્રતા છે? ગાયન, મોજ, નાચ, મિજલસનો વિષયાનંદ, બંગલા, વાડી, યૂરોપિયન ઢંગના બાગબગીચામાં રહેવુંફરવું, ટોપીની નવીનવી ફેશન, બૂટની પણ ફાંકડી ફેશન, શરીરપર વિલાયતી ફેશનનો મજેનો સૂટ પહેરવો, મનમાં જે આવે તે વિષયમાં આનંદ મેળવવો, ધર્મ અને શાસ્ત્રની મર્યાદા અને આજ્ઞાને તો સંકેલીને કબાટમાંજ બંધ કરી રાખવી; ઘોડાગાડીની આગળ હણહણતા પૂરપાટમાં દોડી જતા ઘોડા, કોચવાનના "દૂર હટો" ના પોકાર, નોકરનું કોટ પહેરાવવું, ગુલામના જોડા પહેરાવવા અને જરા મોડું થાય તો સાહેબ ગુસ્સે થઇને બોલે કેઃ "વાર કરે છે હરામખોર, નીચ!" મોઢામાં સોડાવોટરના પાણીના ગડગડાટ ઘુંટડા અને સીગારેટોનો ધુમાડો છે, હૃદયમાં નબળાઇ (હાર્ટ નબળું પડી ગયું) છે, આવું બધું હોય ત્યાં રામ ક્યાં નિવાસ કરે? ત્યારે શું આનું નામ સ્વતંત્રતા છે? હાય! આ તો સ્વતંત્રતા નહિ. રમવાના દડાની પેઠે આ તો હેરાનગતી છે, સ્વતંત્રતા નથી. ઘોડો જો પૂરપાટ દોડતો હોય તો સવાર બહુજ સાવચેત રહે છે અને તેથી તે કેદી બની જાય છે અને ઘોડો જો તદ્દન લગામથી બાંધી રાખ્યો હોય તોપણ સવાર હેરાન થાય છે. ઇંદ્રિયો રૂપી ઘોડાને જો સંયમની લગામો તોડીને છૂટો મૂકી દઇએ, તો એ પડયો, એ મર્યો, હમણાં હાથપગ ને મો ભાગી જશે, એમ થાય છે. મેજપા નામનો એક સવાર એકવાર એક તોફાની અરબી ઘોડા ઉપર હાથપગ સજ્જડરીતે બાંધીને સવાર થયો. એટલે ઘોડો દોડતાંજ શરીર છોલાઈ ગયું. અરે ભાઇ! તમે તમારી જાતને સ્વતંત્ર બનાવવા માગતા હો તો તો બાંયની અંદરના સાપને શામાટે સ્વતંત્ર બનાવો છો? ખરો સ્વતંત્ર તો તે છે કે જેનો પોતાના મન અને શરીરપર કાબુ છે, જેનું મન વશ છે, તેનાજ નામરૂપમાં ખરું બલ છે. આ સ્વતંત્રતા, નિત્યની શાન્તિ જ્ઞાનથીજ પ્રાપ્ત થઇ શકે છે. આ બન્ને લોક–સ્વર્ગ અને પૃથ્વીનાં ધનદોલત હું એના ઉપરથી વારી નાખું!

## હબાબે-જિસ્મ

( ગજલ કવાલી )

હબાબે-જિસ્મ લાખોં મર મિટે, પૈદા હુએ મુઝમેં;
સદા હૂં બેહર-બાહદ, લેહર હૈ ધોકા ફરાવા કા. ૧
મેરા સીના હૈ મશરક આફતા બે-જાતે-તાબા કા;
તલૂ-એ-સુબહે-શાદી, વાશુદન હૈ મેરે મિયગાંકા. ૨
જૂબાં અપની બહારે-ઈદકા મુયદહ સુનાતી હૈ;
દુરોં કે જગમગાને સે હુઆ આલમ ચરાગાંકા. ૩
સરાપા--નૂર પેશાની પૈ મેરી મહ દરખશાં હ;
કિ ઝુમર હૈ જબીં સીમીં પૈ ગિર્જાયે-જિમિસ્તાંકા. ૪
ખુશી સે જાન જામે મેં નહીં ફૂલી સમાતી અબ;
ગુલોં કે બાર સે ટુટા, યહ લો દામાં બિયાબાંકા. ૫
ચમન મેં દૌર હૈ જારી, તરબકા, ચેહચહાને કા;
ચહકને મેં હુઆ તબદીલ, શેવન મુર્ગે નાલાંકા. ૬
નિગાહે-મસ્તને જબ રામ કી આમદ કી સુન પાઇ;
હં મજમા સૈદ હોને કો યહાં વૈહશી ગજાલાં કા. ૭

ભાવાર્થ:—

મારામાં પાણીના પરપોટા જેવાં લાખો શરીરો મરી ગયાં અને ઉત્પન્ન પણ થયાં; છતાં હું તો નિત્ય અદ્વૈતરૂપી સમુદ્રજ છું, મારામાં નાનાત્વ-ભેદભાવ-રૂપી લહરિઓ તો માત્ર ભ્રમણા છે. (૧)

મારૂં હૃદય પૂર્વદિશા છે, કે જ્યાંથી ( પ્રકાશસ્વરૂપ આત્મારૂપી ) સૂર્ય ઉદય પામે છે અને મારા હૃદયનયનનું ઉઘડવું એજ આનંદના પ્રાતઃકાલનું પ્રકટ થવું છે; અર્થાત્ આત્મસાક્ષાત્કારનું સ્થાન હૃદય છે અને હૃદયનાં નેત્ર ઉઘડવાથી ચારે તરફ આનંદની ઉષાનો ઉદય થાય છે. (૨)

મારી વાણી આનંદના અવધિની વધામણી લાવે છે અને વાણીમાંથી શબ્દરૂપી મોતીઓના ઝરવાથી અથવા પ્રકાશવાથી બધે દીપમાલા થઈ રહી છે; અર્થાત્ અંધકાર અથવા અવિદ્યાની રાત્રિ મારી વાણીથીજ પ્રકાશિત થઇ જાય છે. (૩)

મારા ઝગમગતા કપાળપર અર્થાત્ પર્વતોના શિખર ઉપર ચંદ્રમા એવી રીતે દીપી રહ્યો છે, કે જાણે પાર્વતીજીના રૂપેરી મસ્તક ઉપર ઝુમ્મર લટકતું હોય. (૪)

આનંદ એટલો બધો વધી ગયો, કે પ્રાણ પણ શરીરની અંદર ફૂલાઇને સમાતો

નથી અથવા રામને પર્વતોમાં એક સ્થાને ઠરીને બેસવા નથી દેતો. જેવી રીતે પુષ્પોના ભારથી ઉપવનનો છેડો તુટી પડયો એમ કહેવાય છે અથવા પુષ્પો વધી પડવાથી બગીચાની બહાર ઉડીને પડે છે, તેવીજ રીતે રામ પણ નિજાનંદના વધી પડવાથી પર્વતોમાંથી હવે નીચે ઉતર્યો કે ઉતરશે. (૫)

આ સંસારરૂપી ઉપવનમાં આનંદનો કલરવ હમેશાં ચાલુજ રહે છે; અને એ કલરવથી પક્ષીઓનું રુદન પણ કલરવમાં બદલાઈ ગયું છે. (૬)

મસ્તપુરુષની દૃષ્ટિએ જ્યારે રામના આગમનની ખબર સાંભળી તો જેવી રીતે જંગલી મૃગો જલની આશામાં ટગરટગર જોયા કરે છે, તેવી રીતે લોકો દર્શનની રાહ જોયા કરે છે. (૭)

---

## દુનિયા કા લિફાફા

( રાગ જય જયવન્તી, તાલ ચાચર )

ઉડા રહા હું મૈં રંગ ભર ભર, તરહ તરહકી યહ સારી દુનિયાં;
ચેહ ખૂબ હોલી મચા રખીથી, પૈ અબ તો હો લી યહ સારી દુનિયાં. ૧
મૈં સાંસ લેતા હું રંગ ખુલતે હૈં, ચાહુ દમ મેં અભી ઉડા દૂં;
અજબ તમાશા હૈ રંગ રલિયાં, હ ખેલ જાદૂ યહ સારી દુનિયાં. ૨
પડા હું મસ્તી મેં ગર્કો - બેખુદ, ન ગૈર આયા ચલા ન ઠૈહરા;
નશે મેં ખરહાટા સા લિયા થા, જો શોર બર્પા હૈ સારી દુનિયાં. ૩
ભરી હૈ ખૂબી હરએક ખરાબી મેં, જરહ જરહ હૈ મિહર આજ્ઞા;
લડાઇ શિકબે મેં ભી મજે હં, યહ ખ્વાબ ચોખા હૈ સારી દુનિયાં. ૪
લિફાફા દેખા જો લમ્બા ચૌડા, હુઆ તહય્યર, કિ કયા હી હોગા;
જો ફાડ દેખા,ઓહો ! કહૂં કયા ? હુઇ હી કબ થી યહ સારી દુનિયા. ૫
યહ રામ સુનિયેગા કયા કહાની, શુરુ ન ઇસકા,ખતમ ન હો યહ;
જો સત્ય પૂછો, હૈ રામ હી રામ, યહ મૈહજ ધોખા હ સારી દુનિયા. ૬

ભાવાર્થઃ—

આ જગતના ભાત ભાતના રંગને હું મનમાન્યા ઉડાવું છું; પહેલાં કેવી હોળી ( અવિદ્યારૂપી સંસાર ) જગવી મૂકી હતી, પણ હવે તો આ બધી ( અવિદ્યા ) દુનિયા પૂરી થઇ ચૂકી. (૧)

હું એક શ્વાસ લઉં છું, એટલીવારમાં અનેક રંગ ખીલે છે, પછી ભલે હું એને એકદમ લેતામાંજ ઉડાવી દઉં. વાહ ! આ રંગબેરંગી કોઇ અજબ ખેલ છે; આ આખી દુનિયા એક જાદુનો ખેલ છે. (૨)

નિજાનંદમાં મસ્ત થઇને પડયો છું. મારા સિવાય (દ્વૈતરૂપી) બીજું કોઇ નથી આવતું, નથી જતું કે નથી ઉભું રહેતું. (માયાના) ઘેનની ઉંઘમાં જાણે નસકોરૂં બોલ્યું હોય, તેવો બધો આ દુનિયાનો શોરબકોર મચી રહ્યો હતો. (૩)

દુનિયાની બધી ખરાબીમાં કંઇકંઇ ખુબીઓ ભરેલી છે; અણુઅણુમાં એક એક સૂર્ય દેખાય છે; લડાઇ અને જેલમાં પણ મઝા છે; ખરેખર આ દુનિયા એક ચોખ્ખું ખ્વાબ (સ્વપ્ન) છે. (૪)

એક લાંબુંપહોળું કવર (લિફાફો) જોયું, તો આશ્ચર્ય લાગ્યું કે આ તે શું હશે? પણ જ્યાં એને ફાડીને (પહોળું કરીને) જોયું તો અહા! શું કહેવું? આ બધી દુનિયા હતીજ ક્યાં? (૫)

રામ કહે છે કે આ કેવી મઝાની કહેણી છે કે નથી એનો પ્રારંભ કે નથી એનો અંત! ખરૂં પૂછો તો માત્ર રામજ રામ છે. જે તમને દુનિયા લાગે છે તે તો કેવલ ભ્રમ-કલ્પનામાત્ર છે. (૬)

## મનકો ઉપદેશ

[1]મનુવા રે [2]નાદાન, જરી માન, માન, માન. (ટેક)
[3]આત્મગંગસંગ જંગ, વિષ્ટામેં ગલતાન;
[4]શાહંશાહી છોડકે, તૂ કયોં હુઆ હૈરાન-મનુવા રે૦
[5]શંકર શિવસ્વરૂપ ત્યાગ, [6]શબ ન બનરી [7]જાન;
[8]ઉદયઅસ્ત રાજ તેરા,તીન લોક[9]સાજ તેરા, ફૂંક દે અજ્ઞાન-મનુ૦
હાય [10]બ્રહ્મઘાત કર કે, કરે તૂ ખાનપાન;
તૂ તો[11]રવિરૂપરામ,શોકમોહસે કાહે કામ,[12]તિમિરકી સંતાન-મ૦

## રામકા નાચ

(રાગ-નટનારાયણ, તાલ દીપચંદી)

નાચૂં મૈં નટરાજ રે, નાચું તં નટરાજ. (ટેક)
સૂરજ નાચૂં, તારે નાચૂં, નાચૂં બન મહતાબ રે-નાચૂં૦૧
તન તેરે મેં મન હો નાચૂં, નાચૂં નાડી નાડ રે-નાચૂં૦૨

૧ મન ૨ અણુસમજુ ૩ આત્મારૂપી મહાન ગંગાનો સંગ છોડીને વિષ્ટામાં રચ્યો-પચ્યો રહે છે. ૪ ત્રિલોકનું રાજ્ય ૫ મંગળમય આત્મસ્વરૂપ ૬ મુર્દું, અનાત્મ દેહભાવ ૭ વહાલા ૮ સૂર્યના ઉદય અને અસ્ત સુધી એટલે પૂર્વથી પશ્ચિમ સુધી ૯ ભોગ-ભૂમિ ૧૦ પરમાત્માને ભૂલી જઇને ૧૧ સૂર્યરૂપી, જ્ઞાનરૂપ પ્રકાશમય ૧૨ અ-જ્ઞાનરૂપી અંધકારમાંથી એની ઉત્પત્તિ છે.

બાદર નાચૂં, વાયુ નાચૂં, નાચૂં નદી અરુ નાવ રે–નાચૂં૦૩
જરરહ્ નાચૂં, સમુદ્ર નાચૂં, નાચૂં મોઘરા કાજ રે–નાચૂં૦૪
મધુઆ લબ બદમસ્તીવાલા, નાચૂં પીપી આજ રે–નાચૂં૦૫
ઘર લાગો રંગ, રંગ ઘર લાગો, નાચૂં પાપા દાજ રે–નાચૂં૦૬
રાગ ગીત સબ હોવત હરદમ, નાચૂં પૂરા સાજ રે–નાચૂં૦૭
રામ હી નાચત, રામ હી બાજત, નાચૂં હૂં નિર્લાજ રે–નાચૂં૦૮

ભાવાર્થઃ—

હું નટરાજ નાચું છું;

સૂર્યરૂપે નાચું છું; તારા થઇને નાચું છું અને ચંદ્ર થઇને નાચું છું. (૧)
તારા તનમાં મન થઇને નાચું છું; એકે એક નાડીમાં નાચું છું. (૨)
વાદળ થઇને નાચું છું, વાયુરૂપે નાચું છું અને નદી અને નૌકા થઇને નાચું છુ. (૩)
પરમાણુરૂપે નાચું છું, સમુદ્ર થઇને નાચું છું અને ભારે પદાર્થ થઇને નાચું છું. (૪)
ઉન્માદથી ભરેલા, પ્રેમરૂપી મધુથી ભરેલા હોઠને પી પીને નાચું છું. (૫)
ઘરમાં રંગ જામ્યો, રંગ (આનંદ) માં ઘર કર્યું, થૈ થૈ નાચું છું. (૬)
હરદમ રાગ, ગીત થયા કરે છે, પૂરા સાજ સાથે નાચું છુ. (૭)
રામજી નાચે છે; રામજી વગાડે છે; હું નિર્લજ્જ થઇને નાચું છું. (૮)

---

## કલીદે-ઇશ્ક

[૧]કલીદે ઇશ્ક કો [૨]સીને કી દીજિયે તો સહી;
મઝાકે લૂટ કભી સૈર કીજિયે તો સહી–૧
કરો શહીદ [૩]ખુદી કે સવાર કો રોકર,
યહ [૪]જિસ્મે દુલદુલે [૫]બેયાર કીજિયે તો સહી–૨
[૬]જલાકે [૭]ખાના–ઓ–અસબાબ [૮]મિસ્લ નીરો કે;
[૯]મજા [૧૦]સરોદકા [૧૧]શોલોંકા લીજિયે તો સહી–૩
હે [૧૨]ખૂમ તો [૧૩]મય સે [૧૪]લબાલબ યહ [૧૫]તિશનાકામી કયોં?

---

૧ પ્રેમની કુંચી ૨ હૃદય ૩ અહંકાર ૪ શરીરરૂપી દુલદુલનો ઘોડો ૫ સવારવિનાનો ૬ બાળીને ૭ ઘરબાર અને માલમિલ્કત ૮ પેઠે ૯ આનંદ ૧૦ પ્રજ્વલિત અગ્નિ ૧૧ રાગરંગ ૧૨ માટલું, પાત્ર ૧૩ શરાબ, પ્રેમમદ્ય ૧૪ પૂરેપૂરૂં ૧૫ તૃષાતુર, સૂકું ગળું.

લો તોડ [16]મોહરે-ખુદી મયભી પીજિયે તો સહી-૪
ઉડા પતંગ [17]મુહબ્બતકા [18]ચર્ખ સે ભી દૂર;
[19]ખિરદકી [20]ડોર કો અબ છોડ દીજિયે તો સહી-૫
મજા દિખાયેંગે જો કહ દો રામ મેં હી હૂં;
[21]જમીં, જમાં કો ભી યૂં 'રામ' કીજિયે તો સહી-૬

ભાવાર્થ:—

આન્તરિક આત્મભંડારને હૃદયના પ્રેમની કુંચી તો આપો અને પછી એની લૂંટ પાડીને એનો આનંદ તો લઇ જૂઓ. (૧)

આ શરીરરૂપી ઘોડા ઉપર અહંકારરૂપી સવાર છે, તેને મારીને શહીદ ( હઝરત હસન હુસેનની સવારીમાં એક ઘોડો હતો, તે યુદ્ધમાં પોતાના સવાર હઝરત હસન હુસેનના માર્યા જવાથી, પોતે પાછો એકલો ઘેર આવ્યો હતો અને પોતાના ધણીના મૃત્યુની એવી રીતે એણે ખબર આપી હતી એટલે એવા સવાર વગરના વિશ્વાસુ ઘોડાને શહીદની ઉપમા અહીં આપી છે. ) કરો અને આ શરીરને સવારવિનાના ઘોડાના જેવું કરી તો જુઓ. (૨)

ગ્રીસના પેલા ગાંડા નીરો બાદશાહ ( એને એવી ટેવ હતી કે નાનાં કે મોટાં ગામનાં ગામ બાળી મૂકી, પોતે પર્વતપર દૂર ઉભો રહી, લોકોની રડારોળ આનંદથી જોતો. ) ની પેઠે તમારાં ઘરબાર અને સામાન ( અહંકાર અને એનો મમતારૂપી બધો વિસ્તાર ) બાળીને ( નિજસ્વરૂપરૂપી શિખર ઉપર ચડીને ) એ અહંકારના બળવાનો અને ( સ્વરૂપાનંદ ) રાગરંગનો આનંદ તો લઇ જુઓ. (૩)

આત્માનંદરૂપી મદિરાથી હૃદયનું પાત્ર પૂરેપૂરૂં ભરેલું છે, તો પછી ગળું શા માટે સુકાવા દ્યો છો ? એ વાસણ (પાત્ર) ની મહોર તોડીને આનંદરૂપી મદિરા પી તો જુઓ !(૪)

પ્રેમનો પતંગ જ્યારે ઉડતો ઉડતો આકાશ કરતાં પણ ઉંચે ચડી જાય, ત્યારે બુદ્ધરૂપી દોરીને ઢીલી તો કરી જુઓ. (૫)

હું સાક્ષાત્ રામ (બ્રહ્મ) છું, એમ જો કહી દો તો તો તમને નિજાનંદનો અનુભવ કરાવીએ; પણ દેશકાલ બધું રામરૂપ તો કરી જુઓ. (૬)

## પેશવાઇ બાજા

(રાગ જિલ્લા, તાલ દાદરા)

ક્યા પેશવાઇ બાજા, અનાહદ શબ્દ હૈ આજ;

૧૬ અહંકારની મહોર ૧૭ પ્રેમ ૧૮ આકાશ ૧૯ બુદ્ધિ ૨૦ દોરી ૨૧ દેશકાલ

વૅલકમ કો કૈસી રોશની, સમદાન્યા હૈ આજ. ૧
ચક્કરસે ઇસ જહાન કે ફિરે અસલ ઘરકો હમ;
ફુટ-બૉલ સબ જમીન હૈ, પા પર ફિદા હૈ આજ. ૨
ચક્કર મેં હૈ જહાન, મૈં મર્કજ હૂં મિહર સાઁ;
ધોકે સે લોગ કહતે હૈં, સૂરજ ચઢા હૈ આજ. ૩
શાહજાદે કા જલૂમ હૈ, અબ તખતે-જાત પર;
હર જરહ સદકા જાતા હૈ, નગમા-સરા હૈ આજ. ૪
હર બર્ગો-મિહરો-માહ કા રકસો-સરાદે હૈ;
આરામ અમન ચૈન કા તૂફાં બપા હૈ આજ. ૫
કિસ શોખે-ચશમ કી હૈ યહ આમદ કિ નૂરે-બર્ક;
દીદોં કો ફાડ ફાડકે રાહ દેખતા હૈ આજ. ૬
આતા કરમ-ફશાં, શાહે-અબર દસ્ત હૈ;
બારશ કી રાહ પાની છિડકતા ખુદા હૈ આજ. ૭
ઝુકઝુક સલામ કરતા હૈ અબ ચાંદે-ઈદ હૈ;
ઇકબાલ રામ રામકા ખુદ હો રહા હૈ આજ. ૮

ભાવાર્થ:—

સ્વાગત કરવા માટે પ્રણવ ( ૐકાર ) ધ્વનિનું વાજું કેવું ઉત્તમ રીતે વાગે છે અને કેવો ઉત્તમ તથા સ્વચ્છ પ્રકાશ ખીલી રહ્યો છે ! ( પ્રણવના ઉચ્ચારણ ( જપધ્યાન ) રૂપી અહગ્રહઉપાસનાથી આત્મસાક્ષાત્કાર થાય છે તે પહેલાં જ્ઞાનરૂપી પ્રકાશ રોમેરોમમાં વ્યાપી જાય છે અને એટલા માટેજ અહીં પ્રણવનો ધ્વનિ અને એ પ્રકાશ આત્મસાક્ષાત્કારનો સ્વાગત કરતાં હોય એવું રૂપક આપ્યું છે. )

આ સંસારરૂપી ચક્રમાંથી નીકળીને અમે જ્યારે અમારા મૂળ સ્થાન ( નિજ-સ્વરૂપ ) ભણી જવા નીકળ્યા, તો પૃથ્વી તો એક ફુટબોલના દડાના જેવી બની ગઇ અને એ તો હવે અમારા ચરણમાં સમર્પણ થવા તૈયાર છે. ( જ્યાંસુધી વૃત્તિ આત્મસ્વરૂપથી વિમુખ હતી અને સંસાર તથા સાંસારિક વિષયોમાં આસકત હતી, ત્યાંસુધી સંસાર અમારાથી દૂર ભાગ્યા કરતો હતો,પણ જ્યારે વૃત્તિ સંસારથી મોં ફેરવીને અંતર્મુખ થઇ, તો એજ સંસાર અમારાં ચરણોમાં પડવા તૈયાર થઇ ગયો. )(૨)

સંસાર તો ચક્રમાં ફર્યા કરે છે, પણ હું તો સૂર્યની પેઠે કેન્દ્ર છું અને લોકો તો ભ્રમને લીધે કહે છે કે આજ સૂર્ય ઉપર ચડયો છે. ( લોકો એવા ભ્રમમાં છે

કે ઇશ્વર કોઇ ઠેકાણે બહાર છે; અને એની શોધમાં ચક્રમાં ફર્યા કરે છે; પરંતુ એ આત્મદેવ તો પેલા સૂર્યની પેઠે બધાનું કેન્દ્ર બનીને બધાની અંદર રહે છે. કેવલ અજ્ઞાનરૂપી વાદળાંથી ઢંકાયેલો છે અને એને દૂર કરવાથી નિત્યઉપસ્થિત આત્મા વિદ્યમાન દેખાય છે; પરન્તુ લોકો ભ્રમને લીધેજ એમ કહે છે, કે અમે એને શોધી કહાડયો. ) (૩)

યુવરાજરૂપી સૂર્યનો હવે પોતાના સ્વરાજ્યરૂપી સિંહાસન ઉપર આરૂઢ થવાનો શુભ સમય આવી રહ્યો છે, એટલે કે ઉદયકાલ થયો છે તેથી પ્રત્યેક પરમાણુ એના પર પ્રાણ વારી જાય છે. ( વૃત્તિનો હવે પોતાના પરમસ્વરૂપમાં લય પામવાનો સમય આવ્યો છે, તેથી પ્રત્યેક પરમાણુ જ્ઞાનીને પોતાના પ્રાણ સમર્પવા તૈયાર. થઇ રહ્યાં છે. ) (૪)

અત્યારે પ્રત્યેક પર્ણ, સૂર્ય અને ચંદ્રનો નાચરાગ થઇ રહ્યો છે; તથા સુખ, આનંદ અને શાન્તિનો સમુદ્ર રેલી રહ્યો છે. ( આ સાક્ષાત્કારના પ્રભાવે પ્રત્યેક પર્ણ, સૂર્ય અને ચંદ્ર પ્રસન્નતાને લીધે નૃત્ય કરી રહ્યાં છે અને ચારે તરફ પ્રસન્નતા, શાન્તિ અને સુખનો સમુદ્ર ઉછળી રહ્યો છે. ) (૫)

આ તે કયા વહાલાની સૂક્ષ્મદષ્ટિનું આગમન છે કે જેની પ્રતીક્ષા કરતાં વીજળીનું તેજ આંખો ફાડી ફાડીને જોયા કરે છે ? ( આવી આનંદની અવસ્થા જોઇને સાધારણ મનુષ્યના ચિત્તમાં સંશય ઉત્પન્ન થાય છે કે એવો તે કયો મહાપુરુષ આવે છે કે જેને લીધે ચારે તરફ પ્રકાશ રેલાઇ રહ્યો છે ? ) (૬)

જેના હાથમાં વાદળ છે (જેનો હાથ વાદળની પેઠે કૃપાવૃષ્ટિ કરે તેવો છે ) એવા કૃપાળુ મહારાજાધિરાજ ( સૂર્ય ) પધારે છે અને વર્ષાની પેઠે આનંદની વૃષ્ટિ કરે છે. ( કૃપાના અધિષ્ઠાનરૂપી પ્રકાશસ્વરૂપ આત્માનો અનુભવ થઇ રહ્યો છે અને વાદળાંને ઠેકાણે ઇશ્વર સ્વયં આનંદની વૃષ્ટિ કરે છે. ) (૭)

બીજનો ચંદ્રમા જાણે ઝુકી ઝુકીને રામને નમસ્કાર કરે છે. આવી રીતે રામ પોતેજ પોતાનું સ્વાગત કરે છે. ( આ અનુભવ પછી બીજનો ચંદ્રમા કે જેને લોકો નમન કરે છે, એ આવા આત્મજ્ઞાનીની સમક્ષ નમન કરે છે. ) (૮)

---

## ઉલ્ફતકા દરયા

### ( રાગ ગઝલ, કવ્વાલી)

જબ ઉમડા દરયા ઉલ્ફતકા, હર ચાર તરફ આબાદી હૈ,
હર રાત નયી એક શાદી હૈ, હર રોજ મુબારકબાદી હૈ;
ખુશ ખંદહ હૈ રંગી ગુલકા, ખુશ શાદી શાદમુરાદી હૈ,

બન સૂરજ આપ દરખશાં હૈ, ખુદ જંગલ હૈ, ખુદ બાદી હૈ;
નિત રાહત હૈ, નિત ફરહત હૈ, નિત રંગ નયે આજાદી હૈ–૧ (ટેક)
હર રંગ રેશે મેં, હર મૂંમેં, અમૃત ભરભર ભરપૂર હુઆ,
સબ કુલફત દૂરી દૂર હુઈ, મન શાદી મર્ગસે ચૂર હુઆ;
હર બર્ગ બધાઈયાં દેતા હૈ, હર જરહ જરહ તુર હુઆ,
જો હૈ સો હૈ અપના મજહર, ખ્વાહ આબી, નારી, બાદી હૈ;
કયા ઠંડક હૈ, કયા રાહત, કયા શાદી હૈ આજાદી હૈ–નિત૦–૨
રિમઝિમ રિમઝિમ આંસૂ બરસે, યહ અબર બહારેં દેતા હૈ,
કયા ખૂબ મજેકી બારિશ મેં, વહ લુત્ફ વસલ કા લેતા હૈ;
કિશતી માજોં મેં ડુબે હૈ, બદમસ્ત ઉસે કબ ખેતા હૈ,
યહ ગર્કાબી હૈ જી ઉઠના, મત ઝિઝકો ઉફ બરબાદી હૈ;
કયા ઠંડક હૈ, કયા રાહત હૈ, કયા શાદી હૈ આજાદી હૈ–નિત૦–૩
માતમ, રંજૂરી, બીમારી, ગલતી, કમજોરી, નાદારી,
ઠોકર ઉંચાનીચા, મિહનત જાતી ઉનપર જાં વારી;
ઈન સબકી મદદોં સે બાઈસ, ચશમા મસ્તીકા હૈ જારી,
શુમશીર, કિ શીરીં તૂફોંમેં, કોહ ઔર તેશા ફરહાદી હૈ;
કયા ઠંડક હૈ, કયા રાહત હૈ, કયા શાદી કયા આજાદી હૈ–નિત૦–૪
ઈસ મરને મેં કયા લજ્જત હૈ, જિસ મુંહ કો ચાટ લગી ઈસકી,
શુકે હૈ શાહંશાહી પર, સબ નેમત દૌલત હો ફીકી;
મય ચાહો ? દિલ સિર દે ફૂંકો, ઔર આગ જલાઓ ભટ્ટીકી,
કયા સસ્તા બાદા બિકતા હૈ “લેલો” કા શોર મુનાદી હૈ;
કયા ઠંડક હૈ કયા રાહત હૈ, કયા શાદી કયા આજાદી હૈ.–નિત૦–૫
ઈલ્લત માલૂલ મેં મત ડુબો, સબ કારણ કાર્ય તુમહી હો,
તુમ હી દફતર સે ખારિજ હો, ઔર લેતે ચારજ તુમહી હો;
તુમ હી મસરૂફ બને બૈઠે, ઔર હોતે હારિજ તુમહી હો,
તૂ દાવર હૈ, તૂ વુકલા હૈ, તૂ પાપી તૂ ફર્યાદી હૈ;
નિત ફરહત હૈ, નિત રાહત હૈ, નિત રંગ નયી આજાદી હૈ. નિત૦–૬
દિન શબકા ઝગડા ન દેખા, ગૌ સૂરજ કા ચિટ્ટા સિર હૈ ?
જબ ખુલતા દીદયે–રૌશન હૈ, હંગામયે–ખ્વાબ કહાં ફિર હૈ ?
આનન્દ સરૂર સમુદ્ર હૈ, જિસકા આગાજ, ન આખિર હૈ,

**સબ રામ પસારા દુનિયાકા, જાદૂગર કી ઉસ્તાદી હૈ;**
**નિત ફરહત હૈ, નિત રાહત હૈ, નિત રંગ નયે આઝાદી હૈ—નિત૦—૭**

**ભાવાર્થ:—**

જ્યારે પ્રેમનો સમુદ્ર ઉભરાઈ પડયો એટલે ચારે તરફ પ્રેમની વસ્તી નજરે પડવા માંડી: રોજ રાતે નવો આનંદ છે અને દિવસે વધામણી છે. હવે તો સુંદર પુષ્પની પેઠે હસવું અને ખીલવુંજ બાકી રહ્યું છે; ચિત્તને નિત્ય પ્રસન્નતા અને આનંદ છે. પોતેજ સૂર્ય બનીને પ્રકાશી રહ્યો છે અને પોતેજ જંગલ તથા વસ્તી બની રહ્યો છે, એમ નિત્ય આનંદ, શાન્તિ અને સર્વ પ્રકારની આનંદી સ્વતંત્રતા વ્યાપી રહી છે. (૧)

રગે રગે, નાડીએ નાડીએ અને રોમરોમમાં આનંદરૂપી અમૃત ભર્યું છે. જૂદાપણા (દ્વૈતભાવ) નાં બધાં દુઃખ અને કષ્ટ દૂર થઇ ગયાં અને મન (અહંકારના) મૃત્યુના આનંદથી તૃપ્ત થઇ ગયું. હવે તો પાંદડે પાંદડું વધાવી લે છે અને જ્ઞાનાગ્નવડે પ્રત્યેક પરમાણુ અગ્નિના પર્વતની પેઠે પ્રકાશિત થઇ રહ્યાં છે. હવે જે કાંઇ છે તે આપણું પોતાનુંજ સ્વરૂપ પ્રકટ કરવાનું સ્થાન છે; પછી તે ભલે જલ, અગ્નિ કે વાયુના રૂપમાં હોય પણ વાહવા ! કેવી ઠંડક છે, કેવો આરામ છે, કેવો આનંદ છે અને કેવી સ્વતંત્રતા છે. (૨)

આનંદની વર્ષાનાં આંસુ રિમઝિમ રિમઝિમ વરસ્યા કરે છે. વાહવા ! આ આનંદનાં વાદળાંનો કેવો સુંદર બહાર છે ! આવી જોરદાર વૃષ્ટિમાં એ (ચિત્ત) અભેદતાનો કેવો અજબ આનંદ લૂંટે છે ! (શરીરરૂપી) નૌકા તો આનંદના તરંગોમાં ડુબવા માંડી છે; પણ પેલો સાચો (આનંદ) ઉન્મત્ત એનાથી કયાં ચલાયમાન થાય એવો છે ? (શરીરનો તો એ વિચારજ કરતો નથી) કારણ કે એ (દેહાધ્યાસ)ડુબી જવું ખરીરીતે અમર થવું છે. એટલા માટે વહાલાઓ ! એવા મૃત્યુથી ન ચમકો, ચમકવામાં તમારી પોતાનીજ હાનિ છે. વાહવા ! એ મૃત્યુમાં તો કેવી ઠંડક છે, કેવો આરામ છે અને કેવો આનંદ તથા સ્વતંત્રતા છે ( કે જેનું વર્ણન પણ થઇ શકે તેમ નથી. (૩)

રડાપીટ, શોકખેદ, મંદવાડ, ભૂલ, દુર્બલતા, નિર્ધનતા, નીચઉંચ, પુરુષાર્થ એ બધાં ઉપર પ્રાણ વારી જાય છે અને એ બધાંની સહાયતાથી ઉન્મત્તતાનો સમુદ્ર રેલી રહ્યો છે. વહાલી શિરીનના ઇશ્કમાં ફર્યાદનો પહાડ અને શિરીન બન્ને લોપ થઇ ગયાં છે. અહા ! કેવી શાંતિ છે, કેવો આરામ છે, કેવો આનંદ અને કેવી સ્વતંત્રતા છે ! (૪)

આ અહંકારના મૃત્યુમાં કેવી લજ્જત છે ! જે મુખને એનો સ્વાદ લાગે તે શહેનશાહીપર થુંકે છે અને એને બધાં ધનવૈભવ લુખાં લાગે છે. તમારે જો આ આનંદરૂપી મદ્યનું પાન કરવું હોય તો મન અને શિર (બુદ્ધિ) ને ફુંકીને એ પ્રેમરૂપી મદ્યને

માટે ભઠ્ઠી સળગાવો. વાહ ! કેવો સસ્તો માલ પ્રેમરૂપી(મદ્ય) વેચાય છે ! 'લઇ લ્યો, લઇ-લ્યો ' ની બૂમ પડી રહી છે; એનાથી કેવી શાન્તિ, આરામ, આનંદ અને સ્વતંત્રતા મળે છે ! (૫)

કારણ અને કાર્યનો પરંપરામાં ન પડો; કારણ કે કારણ અને કાર્ય એ બન્ને તમેજ છો; નોકરીમાંથી નીકળી જાય છે તે અને નોકરીમાં દાખલ થનાર એ બન્ને તમે પોતેજ છો; તમેજ બધા કામમાં પ્રવૃત્ત થઈ રહ્યા છો; અને તમેજ એમાં વિક્ષેપ કરનારા બનો છો; તમેજ ન્યાયાધીશ, તમેજ વકીલ, તમેજ પ્રતિવાદી અને તમેજ વાદી છો. અહા ! નિત્ય મઝા છે, શાંતિ છે ! આનંદ છે અને સ્વતંત્રતા છે. (૬)

સૂર્ય જો કે પોતે શ્વેત છે છતાં દિનરાતરૂપી ઝગડા ત્યાં નથી; કારણ કે દિનરાત તો પૃથ્વીના ફરવાથી થાય છે. એવીજ રીતે જ્યારે આત્મદૃષ્ટિ ઉઘડે છે ત્યારે સ્વપ્ન રહેતું નથી; પરંતુ ચારે તરફ અનંત અને નિત્ય આનંદનો સમુદ્ર ઉછળતો દેખાય છે. આ સંસાર બધો રામનો વિસ્તાર છે અને રામરૂપી જાદુગરની એ ચાલાકી છે.બાકી એમ તો નિત્ય ચેન છે, શાન્તિ છે. નિત્ય રાગરંગ અને નવીન સ્વતંત્રતા છે.(૭)

---

## તજલ્લી નૂર

[૧]કહાં જાઉં ? [૨]કિસે છોડૂં ? કિસે લે લૂં ? કરૂં કયા મૈં ?
મૈં ઇક [૩]તૂફાં [૪]કયામત કા હૂં, [૫]પુર હૈરત તમાશા મૈં. ૧
મૈં [૬]બાતન મૈં [૭]અયાં, [૮]જેરો–[૯]જબર, [૧૦]ચપ [૧૧]રાસ્ત [૧૨]પેશો [૧૩]પસ;
[૧૪]જહાં મૈં, હર [૧૫]મકાં મેં, હર [૧૬]જમાં હૂંગા, સદા થા મૈં. ૨
નહીં કુછ જો નહીં મૈં હૂં, ઇધર મૈં હૂં, ઉધર મૈં હૂં;
મૈં ચાહૂં કયા ? કિસે ઢૂંઢું ? [૧૭]સભોં મેં [૧૮]તાના બાના મૈં. ૩
વહ [૧૯]બહરે હુસ્નો ખૂબી હૂં, [૨૦]હુબાબ હૈ કાફ ઔર કૈલાસ;
ઉઠા ઇક [૨૧]મૌજ સે [૨૨]કતરા, બના તબ [૨૩]મિહર આસા મૈં. ૪
[૨૪]જરો–નેમત મેરી કિરણોં મેં [૨૫]ધોકા થા [૨૬]સુરાબ ઐસા;
[૨૭]તજલ્લી નૂર હૈ મેરા કિ 'રામ' અહમદ હૂં ઇસા મૈં. ૫

---

૧ કયાં ૨ કોને ૩ તોફાન ૪ પ્રલયકાલ ૫ વિસ્મયજનક ખેલ ૬ અંદર ૭ બહાર ૮ નીચે ૯ ઉપર ૧૦ ડાબો ૧૧ જમણો ૧૨ આગળ ૧૩ પાછળ ૧૪ સંસાર ૧૫ દેશ ૧૬ કાલ ૧૭ બધામાં ૧૮ તાણોવાણો ૧૯ સુંદરતાનો સમુદ્ર ૨૦ જલબુદ્બુદ ૨૧ લહરિ ૨૨ કકડો ૨૩ સૂર્ય જેવો ૨૪ ધનવૈભવ ૨૫ મિથ્યાભાસ ૨૬ મૃગજલ ૨૭ તેજોમય પ્રકાશ.

ભાવાર્થ:—

હું હવે ક્યાં જાઉં ? કોનો ત્યાગ કરૂં ? કોને લઇ લઉં ? હું શું કરૂં ? હું તો એક પ્રલયકાલના તોફાન જેવો છું, સંપૂર્ણ વિસ્મયજનક ખેલ છું. (૧)

હુંજ અંદર, હુંજ બહાર, નીચેઉપર, ડાબોજમણો અને આગળપાછળ હુંજ છું. સંસારમાં, દેશમાં, કાલમાં હું હંમેશ અને નિત્ય એમાં હતો. (૨)

જે કંઇ પણ નથી, એ 'નથી' હું છું; 'અહીં' 'હું છું,' 'ત્યાં' હું છું, હું શેની ઇચ્છા કરૂં ? કોને શોધું ? બધામાં હું તાણોવાણો છું. (૩)

પેલો સૌંદર્યનો સમુદ્ર હું છું, કૈલાસ અને હિમાલયપર્વત તો જલબુદ્બુદ જેવા છે. એકજ લહરમાંથી એ કકડા બનીને ઉડી ગયા છે, ત્યારેજ હું સૂર્યસમાન બન્યો છું. (૪)

ધનદોલત તો મારાં કિરણોમાં મૃગજલના જેવો મિથ્યાભાસ હતો. હું રામ, અહમદ કે ઇસુખ્રિસ્ત છું એ તો મારો માત્ર પ્રકાશ છે. (૫)

---

## સુખસાગર રામ

( અંગ્રેજી ઉપરથી )

અહા વર્ણવું સુખ શું મ્હારૂં ! હું સુખસાગર પોતે;
આત્મકામ ને આત્મતૃપ્ત હું, મને વાસના શોધે,
મન્દ મન્દ મધુ વ્હેતો વાયુ બાલસૂર્ય દેખાતાં;
સ્પર્શે ચુમ્બે બાલપુષ્પ સૌ મદમાતાં મ્હેકાતાં. ૧
મેઘધનુષ્ય ધારે ત્યાં પ્હેરૂં સપ્તરંગનાં વસ્ત્રો;
સૂર્યકિરણ સન્દેશા વ્હેતાં, પ્રકાશ મારા દૂતો,
પ્રિયા હું ને પ્રિયતમ હું પોતે દ્વૈત પ્રેમભક્તિ હું;
કામવાસના, આશા તૃષ્ણા, પ્રીતિ, રતિવૃત્તિ હું. ૨
ગુલાબની હસતી કળિઓ હું, ઝાકળકણ હું મોતી;
સૂર્યદેવનાં રશ્મિ પ્રકાશિત, સુવર્ણરંગી જ્યોતિ,
શુદ્ધ શ્વેત અમીરસધારા હું, ચન્દ્રકાન્ત રૂપેરી;
મધુ સ્વાદુ એ વિહાર મ્હારા, લીલા અહા અનેરી ! ૩
રમતિયાળ પાણીની લહરિ, ડોલે તરુવર વૃન્દો;
આલિંગન સુખ કરે લતાઓ, ગુંજે મત્ત મધુપો,
એ સૌ મ્હારાં શ્વાસવહન છે, પ્રાણક્રિયાની ચેષ્ટા;

જીવન–મૃત્યુ પ્રાણ બ્રહ્મનાં, હું તો સાક્ષી, દ્રષ્ટા. ૪
પાપ પુણ્ય ને સુખ દુઃખ સૌ હું દ્વૈતે દ્વંદ્વાભાસો;
પ્રાણાપાનસમી એ ગતિ હું કેવલ શ્વાસોચ્છ્વાસો,
કરવાનું મ્હારે શું કશુંયે ? ક્યાં છે વળી જવાનું ?
દેશમાત્રમાં વ્યાપક હું છું, સ્થાન નથી ખસવાનું. ૫
આશંકા હું કરૂં કશી કે ઈચ્છું હું કયી આશા ?
કાલ સમસ્ત સ્વયં હું સઘળે શક્તિ સહુ મુજ ઉષ્મા,
શંકાશીલ બનું હું, કે હું શોકગ્રસ્ત દુઃખ સેવું ?
નહિ, નહિ, હું મહાવસ્તુ છું, એકરૂપરસ રહેવું. ૬
વર્તમાન હું ત્રિકાલવ્યાપી, અન્તર અહિં રહું સ્થાપી;
આત્મદર્શિણી દૃષ્ટિ દેખું, હૃદયગ્રન્થિ છે કાપી;
સ્વાર્થભાવના કશી નથી, ને નથી બન્ધ કે મુક્તિ;
હું–તું–તે નિજરૂપો સઘળાં કરે નિત્ય નિજભક્તિ. ૭
શત્રુમિત્રનો હું પ્રભુ, સ્વામી, હું નિર્લેપ અસંગી;
વસ્તુમાત્ર સહુ સેવા અર્પે આત્મ–રામનાં અંગી. ૮

---

## નક્ષત્રો

(અંગ્રેજી ઉપરથી)

પ્રચંડ નિર્મલ તારક રોપિત નભમંડલની ઉપરથી;
પ્રોજ્જવલ સાગરતણા પ્રચંડી તરંગના જલપટપરથી,
ખડખડાટ કરતા નિર્શિવાયુભર્ણીથી આવ્યો ધ્વનિ અહા!
" થઇ શકીશ તું તેના જેવો ? રહીશ શું જયમ તે રહેતાં. ૧
આસપાસના મૌન થકી એ નિર્ભય રહે છે સદા બધાં;
દશ્ય જુએ છે જે જે તેથી રહે નિરાકુલ એ બહુધા,
ઈચ્છે નહિ, પણ બાહ્ય વસ્તુઓ એ સૌ સાથે પ્રેમ કરે;
સહાનુભૂતિ અને હર્ષની સહજ બધાંએ ભેટ ધરે. ૨
તારકગણ નિજસ્વભાવથી ત્યાં પ્રકાશ પાડે હર્ષભર્યો;
સમુદ્ર લ્હેરાતો લ્હેરાતો ચંદ્રતરંગે જાય સર્યો,
સ્વયં સદા એ સમચિત રહેતાં આત્મનિષ્ઠ જીવન ગાળે;

ભિન્ન ભિન્ન વ્યક્તિગત તાપે બળે જળે નહિ કો કાળે. ૩
ઈશ્વરનાં સહુ અન્ય કાર્યથી સદા ઉપેક્ષિત એ રહેતાં;
મર્યાદિત નિજ સ્વરૂપમાંને સ્વધર્મ કર્મે રત રહેતાં,
સર્વશક્તિ નિજ કરી સમર્પણ સ્વકર્મસિદ્ધિ આરાધે;
અહા શું મહિમા એ જીવનનો;અદ્ભુત જીવન સૌ સાધે.” ૪

## અમૃતનો વર્ષાદ

(અંગ્રેજીપરથી સ્વતંત્ર અનુવાદ)

શિવ શિવ હર હર બમ બમ બમ;
અમૃત ઝડી ઝરતી રમઝમ.
વર્ષાજલ શી શાન્તિ ઝરતી;
સંગીત અમૃતધારા કરતી;
આનંદ આનંદ છે હરદમ—શિવ૦

જલધર ગગને દડ દડ દડતાં;
જય જય હર હર ધ્વનિ ગડગડતાં;
ગ્રહ મંડળ તૂટે ધમ ધમ—શિવ૦

મહા માયા મારી રાસ રમે છે;
દેશ પ્રજા કલહે ઝઝુમે છે;
ફોજ લડે વાગે પડઘમ—શિવ૦

સાંધે સુધારે તૂટયા સ્નાયુ;
માયાનો અતિ મીઠો વાયુ;
સુંદર શીતલ મનહર રમ્ય—શિવ૦

સંસારી તૃષ્ણા મહીં ઝુલે;
પામર વિષયે પડી પડી ડુલે;
ચક્કર ચાલે ચોગરદમ—શિવ૦

તેજપુંજ મુજ અંબાર ઉજળો;
ક્ષીરસમુદ્ર સુધા સમ ઉછળ્યો,
વિધ વિધ લ્હેરાતા એ તરંગ—શિવ૦

રસભર ભર્યું બ્રહ્માંડ કમંડળ;
પત્રાવલિ ધરી તારક મંડળ;
આરોગે સુર રામ પ્રસન્ન—શિવ૦

## ચન્દ્રિકાને

(અંગ્રેજીપરથી સ્વતંત્ર અનુવાદ)

અયિ ચન્દ્રિકે !

અતિ ઉચ્ચ ગિરિ શૃંગે ચડી, ચર્ચા બધીય નિહાળતી;
એકાન્ત આ મુજ પર્ણકુટિમાં, દૃષ્ટિ ઝાંખી નાખતી. ૧

રસ બાલિકે !

શરમાળ મુગ્ધા શી ધીમે, બધું આસપાસ વિલોકતી;
અંબર સમે ફિકકે વદન, સૌથી ડરીને ચાલતી. ૨

નભતારિકે !

અતિ નમ્ર, શાંત, ગભીર તોયે સાહસો બહુ ખેડતી;
તુજ ધૈર્ય એ અતિ ધન્ય વહાલી! શાંતિ અનુપમ રેડતી. ૩

ઉરનાયિકે !

અતિ ગુપ્ત વેશ વિહારિણિ ! વાતાયનેથી પ્રવેશતી;
ભૂમિ તળથી ભરીને ભલી, શય્યાપરે સહ લેટતી. ૪

નવજીવિકે !

ઝુકી નમ્ર ગંભીર ભાવથી, મૃદુ ભ્રમરને ચુંબન કરે;
રમવા મનોહર સૌ વિહારો, નેત્રની નિદ્રા હરે. ૫

સુખદાયિકે !

તુજ કાન્તિની કરણાંગુલિ ઝગમગ થતી અહિં આવતી;
એ સ્પર્શ મૃદુ, સુંદર મધુ, ભ્રમ-મોહ-નિદ્રા ભાગતી. ૬

અયિ ઓ પ્રિયે !

મુજ આસપાસ પ્રકાશમાં, ‘ હું ’ ‘ તું ’ અભેદ વિરામીએ;
દૃઢ પૂર્ણ પ્રેમાલિંગને, સુખ સ્પર્શનાં સહુ પામીએ. ૭

નિજ આત્મિકે !

શયને સૂતાં, મધુપાન કીધાં, પ્રેમમાં રસબસ ઢળ્યાં;
એ રામ રસપાને પરસ્પર, ઉભય અદ્વૈતે ગળ્યાં. ૮

## રામનો પેગામ

( અંગ્રેજીપરથી )

નહિ કોઇ કાંઇ સલાહ આપે, કોણ શું હાનિ કરે ?
નહિ કોઈ કાંઇ મનાવતું, ના કોઇએ હિંમત કરે. ૧
હું જાઉં જ્યાં ત્યાં સ્થાન કરવા, જગત દૂર ખસી રહે;
હું તેજ ઝળહળ આવું ત્યાં, સૌ દૂર છાયા થઇ રહે. ૨
હું આવું છું સાગર ! ભલા તું, માર્ગ કર વહેંચાઇ જા;
નહિ તો સૂકાઇ બળી જળી, હઠ દૂર થા વિખરાઇ જા. ૩
ઓ પર્વતો ! સહુ ચેતજો, મુજ માર્ગમાં ના આવશો;
તમ હાડકાં સંભાળજો, નહિ તો ચૂરાજ થઇ જશો. ૪
રાજા અને અધિકારીઓ ! ઓ રમકડાં મારાં રૂડાં;
આ અગ્નિ રેલાતો બધે, રસ્તો કરો મુજ બાલુડાં ! ૫
ઓ મંત્રીઓ ! ઉપદેશકો ! ના વ્યર્થ ચર્ચાઓ કરો;
આજ્ઞા હું આપું તેમ વર્તો, મૃત્યુને સ્વાહા કરો. ૬
ઓ વાયુ ! વહેતા સામટા, સૌ શ્વાનશા ભસતા ફૂંકો;
ખેલો પ્રચંડ તુફાન મોટાં, રણશીંગાં ગજવી મૂકો. ૭
તોફાનપર હું સ્વાર થઇ, વંટોળપર ચડી નાચતો;
બંદૂક ફોડું વીજળીની, ઘા નથી ખાલી જતો. ૮
પર્વત, ગુહા, નિધિ, વનતણા, સુંદર પ્રદેશતટે ભમું;
ખેલું શિકાર, શિકારી એનાં, હૃદય ભોજન હું જમું. ૯
ઓ ભાગ્યદેવી દેવ જે, મુજ રથ બધાંય ચલાવતાં;
સૌ તોપધ્વનિથી ગર્જતાં, આ વિશ્વ સર્વે કંપતાં. ૧૦
તોડો બધી જંજાલ માયા, ભાગજો એ ભેદભ્રમ;
સ્વાધીનતાનો વાય વાયુ, ઓમ્ શિવોહમ્ ઓમ્ ૐ ૧૧

## સતને સમર્પણ

(અંગ્રેજી ઉપરથી)

ઓમ્ પ્રેમ ! પ્રેમ ! પરબ્રહ્મ !
જય જય પ્રેમ ! પ્રેમ ! પરબ્રહ્મ !
દેશકાલ વસ્તુથી પરાત્પર,
તને ઉપાસું નિત્ય નિરંતર,
एकं सत् - બહુ ગમ્ય, — જય જય પ્રેમ ૦
વીતે આ પ્રભુ ! નિજાત્મજીવન,
જીવે વિચરે તુંમાં તન-મન,
તુંમાં બધું સમર્પણ, — જય જય પ્રેમ ૦
નિજ જીવનનો તું પ્રભુ ! સ્વામી;
સંતત સત્ સેવું અનુગામી,
કીર્તિ કષ્ટની મધ્ય, — જય જય પ્રેમ૦
તવ ઇચ્છા પ્રભુ ! સદાય મારી,
વિચરૂં એ અનુસાર વિહારી !
તું તારૂં પ્રતિબિંબ, — જય જય પ્રેમ૦

ૐ ! ૐ ! ! ૐ ! ! !



# स्वामी रामतीर्थ

## एमना सदुपदेश

## ग्रंथ ४ थो

## ईश्वरभक्ति

( સ્વામીજીના એક ઉરદુ લેખ ઉપરથી )

ન કભી થે બાદા-પરસ્ત હમ, ન હમેં એ કૈફે-શરાબ હૈ;
લબે યાર ચૂમે થે ખ્વાબ મેં, વહી જોશે-મસ્તીએ-ખ્વાબ હૈ.

અર્થાત્:—ન તો અમે મદિરાના ભક્ત છીએ અને ન તો અમને મદિરાનો ઉન્માદ છે; સ્વપ્નમાં પ્યારાના અધરોને ચુમ્યા હતા તે સ્વપ્નનીજ મસ્તીની ખુમારી અમને ચડી ગઈ છે.

કહે છે કે સૂર્ય તારી વિભૂતિ છે, મનુષ્ય તારા નમુનાપર બનાવવામાં આવ્યાં છે, તારોજ શ્વાસ મનુષ્યમાં પ્રાણરૂપે ચાલી રહ્યો છે, તુંજ ફૂલોમાં હસી રહ્યો છે, તુંજ વર્ષારૂપે દડ દડ આંસુ વહાવે છે, વાયુ પણ તારોજ શ્વાસ છે, રાત તારી નિદ્રાવસ્થા અને દિવસ તારી જાગ્રદવસ્થા છે. નદીઓમાં કલરવરૂપે તું ગાતો ફરે છે, ઈન્દ્રધનુષ તારૂં પારણું છે, વિજળીના ઝબકામાં તુંજ જલદી કુચ કરતો ચાલ્યો જાય છે. હા, એ તો સાચુંજ છે કે આ રંગી બેરંગી જામા, એ ઈન્દ્રધનુષ, એ વાદળો, એ નદીઓ, એ વૃક્ષો, એ સર્વ તારાં ભાતભાતનાં વસ્ત્રો તારાથી ભિન્ન નથી. તુંજ આ સર્વમાં પ્રકાશી રહ્યો છે. આ સંપૂર્ણ નામ-રૂપાત્મક વસ્ત્રો તારા તેજસ્વી સ્વરૂપને-અર્ધું દેખાડે છે અને અર્ધું ઢાંકી રાખે છે. હે પ્રિય ! આ અનેકવિધ વસ્ત્રો અને અલંકારો

શા સારૂ ? પોતાની જાતને આમ પડદા અને જામાઓમાં છુપાવી રાખવાનું શામાટે ? આમ ઘુંઘટની અંદરથી કટાક્ષ કરવાનો શો અર્થ ? પર્દાને ઉઠાવી બહાર આવવામાં શું તને લાજ આવે છે ? શું તારૂં શરીર, તારૂં સ્વરૂપ સુંદર નથી કે જેને લઇને ખુલ્લો થવામાં તું જક કરે છે ? શું આ વિશ્વમાં તારા સિવાય પણ બીજું કોઈ છે કે જેની તને શરમ આવે છે ? જો આમ નથી તો પછી પ્રિય ! આ કપડાં, આ જામો, આ બુરખો,આ પર્દો સર્વ કંઈ ઉતાર. આજ તો તને નાગોજ જોઈશ, ઉઘાડોજ જોઇશ. અવશ્ય જોઇશ. પ્રિય ! ઓ પ્રિય ! કપડાં ઉતારી નાખ.

કયોં આહિલે બેહુ બેહુ ઝાકીદા ? કયોં પર્દા કસ તો રાખીદા ?

અર્થાત્:-ઓથામાં બેસીને હે પ્યારે ! તું કેમ જોયા કરે છે ? અને કહે તો ભલા ! આ પરદો તું કોનો રાખી રહેલ છે ?

આનો એણે જે ઉત્તર વાળ્યો તે વિજળીની જેમ મારા હ્રદયમાં ચમકયા કરે છે, એ ઉત્તર આ હતો:-" ન તો શરમ છે કે ન તો કાંઇ ડર,ન તો કુરૂપ છું કે કપડાં ઉતારવામાં ખંચાતો હોઉં; પણ શું તું ખરેખર મારી સાથે પ્રેમ રાખે છે ? શું તને મારી સાચી પ્રીત લાગેલી છે ? હું પણ કેટલાય વખતથી તારા વિરહનો માર્યો વાદળોમાં રોતો રોતો અને વિજળીમાં આંખો ફાડીને જોતો જોતો તારી શોધમાં હતો. શું તું મારો પ્રેમી છે ? જો હોય તો જલદી કર. કપડાં ઉતાર. તું તારાં ઉતાર ને હું મારાં ઉતારૂં. જો, હમણાંજ એકતા થાય છે. વિલંબ ન કર. છાતીએ છાતી લગાવ. ચક અને પરદા ફાડી નાખ. તું નાગો થા. 'નંગા ખુદા સે ચંગા ' આ પદવી, આ અહંકાર, આ શરીર અને આ નામની કેદ, આ મારૂંતારૂં, જાત જાતના મનસુબા, જાત જાતની હકુમતગિરિઓ ! ઉતારી દે આ બધાં વસ્ત્રો ! અરે! ઉતારી નાખ બધાં કપડાં !"

કપડાં ઉતાર્યાં તો શું હતું ? એનાં રજાઈબિછાનાં ( વાદળ-વર્ષા, રાત્રિ-દિવસ. ) એ મારાં રજાઇબિછાનાં બની ગયાં. બંને એકજ બિસ્તરામાં સૂઇ ગયા. હવે શું રહ્યું હતું ?

મન તો શુદમ, તો મન શુદી, મન તન શુદમ, તો જાઁ શુદી;
તા કસ ન ગોયદ બાદજીં, મન દીગરમ તો દીગરી.

અર્થાત્:-હું તું બની ગયો અને તું હું બની ગયો.હું તન બન્યો, તું પ્રાણ બન્યો, જેથી કોઇ પાછળથી કહી ન શકે કે હું અને તું જૂદા છીએ.

આ મસ્તીના જોસમાં રજાઇઓ ખસી ગઈ. ન કપડાં રહ્યાં, ન રંગરૂપ,

ન દુનિયા રહી, ન દીન ( ધર્મ ) રહ્યો. નામરૂપનું તો ચિન્હજ ન રહ્યું. જે હતો તેજ શુદ્ધસ્વરૂપે રહ્યો.

આપ હી આપ હું યાઁ ગૈર * કા કુછ કામ નહીં,
જાતે + મુતલક મેં મેરી શકલ નહીં, નામ નહીં.
દિયા અપની ખુદીકો જો હમને મિટા,
વહ જો પર્દા સા બીચ મેં થા ન રહા !
રહે પર્દે મેં અબ ન વહ પર્દા નિશીં,
કોઇ દુસરા ઉસકે સિવા ન રહા.

હવે એ અહં કેમ કરીને ટળે, એ સાંભળો. અહંનો નાશ અને ઇશ્વર-પ્રાપ્તિ એ શું જૂદી જૂદી વસ્તુઓ છે ?—નહિ, એ તો એકજ વાત છે. ઘણુ-ઓની એવી માન્યતા છે કે અહં ટળે છે તે પછી ઇશ્વર મળે છે.

હરદમ અજ નાખુન ખરાશમ સીન—એ અફગાર રા,
તા જિ દિલ બેરૂઁ કુનમ ગૈરે—ખયાલે—યાર રા.

અર્થાત:—હું (મારા) હૃદયને હરદમ એટલાજ માટે ખણ્યા કરૂં છું કે જેથી તેમાંથી બીજા યારનો ખ્યાલ દૂર થઈ જાય.

પણ મારો તો એવો અનુભવ છે કે ( સૂર્ય ઉગવાથી અંધકાર જાય છે તેમ ) ઇશ્વર પ્રાપ્ત થવાથી અહં ટળી જાય છે.

ચુ નાઁ પુરશુદ ફિજાએ—સીનહ અજ દોસ્ત,
ખયાલે ખ્વેશ ગુમશુદ અજ જમીરમ.

મિત્રથી મારૂં હૃદયાકાશ એટલું ભરાઇ ગયું છે કે તેમાંથી મારો પોતાનો તો ખ્યાલજ ખોવાઇ ગયો છે. પ્યાલામાં પાણી ભરેલું હતું તે તેમાં પારો નાખતાંજ નીકળી ગયું.પંજાબમાં બુલ્લેહ શાહ નામે એક સાધુ થઈ ગયા છે. એ ન્યાતે સૈયદ ( મુસલમાન ) હતા. જાતે મુસલમાન ન હતા. ( કેમકે જાતિ તો પ્રત્યેક વ્યક્તિની ઇશ્વરજ છે.) એમનો ગુરુ જ્ઞાતે માળી હતો. એક· વાર તે ગુરુ પાસે ગયો અને રોઇ રોઇને કહ્યું. ભગવાન ! કૃપા કરો, કોઈ એવો ઉપાય બતાવો કે જેથી અહંકાર દૂર થાય અને ભગવાન મળે. એ વખતે એ માળી કાંદાની ગાંઠો એક તરફથી ઉખાડી બીજી તરફ દાબતો હતો. તેણે જવાબ આપ્યો કે ભગવાનપ્રાપ્તિ તે વળી બીજી કયી રીતે ? આ તરફથી ઉખાડી પેલી તરફ લગાવો.તારો ભગવાન આકાશમાં હોય તો ત્યાં બેઠાં બેઠાં—વાદળો-

* બીજો. + મારા વાસ્તવ સ્વરૂપમાં.

માં રહેતાં રહેતાં તારા ભગવાનને શરદી થઇ જશે;માટે ઉઠાવ એને ત્યાંથી અને દાખલ કરી દે તારા હૃદયમાં કે જેથી તેને ગરમી રહે અને તેમાં ભરાઇ બેઠેલી અહંભાવરૂપી મલિનતા નીકળી જઇ હૃદય ખુબ ફાલે-ફળે. પછી તેની પાંખડીઓને રોપી દે બધાં શરીરોમાં, કે જેથી તેઓમાં પણ પ્રભુ-પ્રેમ પેદા થાય અને બધાના "હું" માં તેઓ પોતાના "હું" ને ઓળખવા માંડે. અહંકારને કાઢવો અને ઈશ્વરને પ્રાપ્ત કરવો એકજ વાત છે. બંને એક સમાનાર્થ છે; પરંતુ અહંકારનો આ પડદો કેવી રીતે હઠી શકે ? બે રીતે; અને એ બંને રીતો આવશ્યક છે. જુઓ, આ એક રૂમાલનો પડદો છે જે મારી આંખ ઉપર રાખ્યો છે. આ પડદાને હઠાવવાનો એક ઉપાય તો એ છે કે આંખ પરથી એને જરાક બાજુપર ખસેડી લેવો અને બીજો એ કે તેને સમૂળગો ફાડી ફેંકી દેવો.

આ પ્રમાણે પડદાને માત્ર ખસેડયા કરવાથી તો જેમ કોઈ કુંડ વા તલાવ ઉપરની લીલને ખસેડી નાખીએ ત્યારેજ માત્ર પાણી નજરે આવે છે અને થોડી વાર પછી પાછી લીલ પ્રસરી જતાં જલ ઢંકાઇ જાય છે; તેમ સંસારી લોકોના આવાજ હાલ છે. તેઓ અહંના પડદાને હઠાવી પ્રભુનાં દર્શન તો કરે છે, પણ તે માત્ર થોડી વારને માટેજ, સ્થાયી એકતા પ્રાપ્ત કરવાને માટે તો વિશેષ પ્રયત્નની આવશ્યકતા છે.

જો એ લીલ થોડે થોડે તલાવની બહાર કાઢી નખાતી રહે, તો તે ઓછી થતી જશે અને ધીરે ધીરે સમગ્ર તલાવ સ્વચ્છ બની જશે. એવીજ રીતે એ મનુષ્ય અને ઇશ્વર વચ્ચેનો પડદો ઉઠાવવો હોય તો એનો ઉપાય કોઈ ઓરજ છે. રામ હિમાલયમાં રહ્યો છે અને ત્યાં એણે બદરિનાથ, કેદાર નાથ, ગંગોત્રી આદિની યાત્રા કેટલીય વાર પગે ચાલીને કરી છે. આ ભ્રમણોમાં એણે કેટલીએવાર રસ્તામાં સાપ જોયા છે,જે જોવામાં તો મડદા જેવા જણાતા, પણ વાસ્તવમાં તો એ જીવતા હોઇ શરદીના માર્યા ગુંચળું વળીને પડેલા હતા. રામે એમાંના એકાદને પકડીને હલાવ્યો ત્યારેજ માલૂમ પડયું કે એ જીવતો છે. એક માણસ આવા એક સાપને ઉપાડી લાવ્યો હતો. બાળકોએ લઈ જઇ તેને તડકામાં મૂકી દીધો. ગરમી મળતાં એ જીવતો થયો અને ફુંફકારવા લાગ્યો, એકાદ છોકરાને તો કરડયો પણ ખરો. આ પ્રમાણે તમારા મનરૂપી સાપથી તમારી અહંભાવના થોડી વારને માટે પણ દૂર થઈ જતાં તમારૂં મન ચેષ્ટારહિત બની જાય છે. એ કાળે તમે યોગાવસ્થામાં હો છો. આવી

રીતે મનનું મુડદા જેવું બની જવું, એ પણ છે તે એક પ્રકારનું ઇશ્વરદર્શન. આત્મસાક્ષાત્કાર કિંવા ઇશ્વર સાથેનો અભેદ; કિન્તુ સ્થાયી અભેદને વાસ્તે મનરૂપી સાપને મુડદાવત્ બનાવી દેવો એટલુંજ પૂરતું નથી. એ સાપની દાઢ પણ તોડી નાખવી જોઇશે. પછી ભલે એ જાગતો હોય યા સૂતેલો. મરેલો જણાતો હોય વા જીવતો. સાવધાન હોય વા ન હોય તેની કાંઇ પરવા નહિ, કાંઈ ડરવા જેવું નથી. એનામાં વિષજ ન રહ્યું, એટલે પછી એનું હરવુંફરવું ન હરવાફરવા સરખુંજ છે. વેદાંત તો બે–દાંત (દાંતરહિત) છે.

પ્રથમ પ્રયત્ન તો એ કે થોડી વારને માટે મનને મુડદું બનાવી દો. જેવી રીતે કે સત્સંગ કરવો. ત્યાં મનને પ્રેમની ઠંડક મળી અને મડદું બની ગયું; પણ ત્યાંથી જ્યારે ઘેર આવ્યા અને સંસારતાપનો સ્પર્શ થયો એટલે મન-રૂપી સર્પને ગરમી મળતાં વળી પાછું તેનું ઝેર હતું તેવું ને તેવું થઇ ગયું.

એક માણસે દારૂના નિશામાં ને નિશામાં પોતાનું ઘર વેચી નાખ્યું અને પછી ભાન આવ્યું, ત્યારે અરજી કરી કે એ વખતે મને બીલકુલ ભાનજ ન હતું. હવે હું મારા એ કરારનામાનો અસ્વીકાર કરૂં છું. આવી રીતે મનુષ્ય પણ એક તરફ તો સત્સંગના નિશામાં એમ કહે છે કે "હે ઇશ્વર! સર્વ-સ્વ તને અર્પણ કરૂં છું. હું તારો, માલ તારો, જાન તારો, ઘરબાર આદિ" સર્વ તારૂં, પણ પછી જ્યારે ઘેર પહોંચ્યા અને ઘરની સ્ત્રી હાથ બતાવી કહેવા લાગી કે આ મારો ચૂડો જૂનો થઈ ગયો છે. છોકરાના વિવાહના દિવસો આવ્યા. આવી આવી પાંચપંદર વાતો સાંભળી કે બસ બધોય કેફ ઉતરી ગયો! તનમનધન બધું ઇશ્વરને આપેલું તે પાછું ઝૂંટવી લીધું. અહંભાવની કેદમાં આવીને ફસાયા. પ્રભુપ્રેમની મદિરા પીને થોડી વારને વાસ્તે પણ સર્વ કંઈ બ્રહ્માર્પણ કરી દેવું એય બહુ છે; કિન્તુ સાચો ત્યાગ તો બુદ્ધિવડે જાગ્રદ-વસ્થામાં જ્ઞાનના બળથી થાય છે.જો મનુષ્ય ઇચ્છા કરે તો તે આ અહંભાવના પડદાને હમેશને માટે તોડી નાખી શકે છે. એનો ઉપાય એ છે કે આ પડદાની ગડીઓને ઉકેલી પાતળી બનાવતા જાઓ. આવી રીતે ગડીઓ ઉકેલતા જવાથી એ પાતળો થતો જશે; એટલે સુધી પાતળો બની જશે કે એનું હોવું ન હોવું બન્ને સરખું બની જશે.પડદાને હઠાવી લેવો એ કર્મ છે, જ્યારે પડદાને પાતળો બનાવતાં બનાવતાં હમેશને માટે નષ્ટ કરી દેવો એ જ્ઞાન છે.

હવે સંસારમાં ધાર્મિક મનુષ્યોને રામ ત્રણ શ્રેણીમાં વિભક્ત કરે છે. એક તો એ છે કે જેના પડદાને રામ "**તસ્યૈવાહં**" અર્થાત્ "હું એનો છું" એમ કહે

છે. બીજા પ્રકારના પડદાવાળાની અવસ્થાને અમે “ **तवैवाहं** ” અર્થાત્ “ હું તારો છું ” કહીએ છીએ. એનાથી આગળની અવસ્થાવાળાઓમાં અહં-ભાવનો પડદો એટલો પાતળો થઇ ગએલો હોય છે કે જાણે તે છેજ નહિ. એ અવસ્થા છે. “ **त्वमेवाहं** ” અર્થાત્ “હું તો તુંજ છું” અનલહક, શિવોઽહમ્ છું.આ પડદો પણ જ્યારે સમૂળગો હઠી જાય છે ત્યારે તો આ શબ્દ સરખોય નથી રહેવા પામતો.

“**तस्यैवाहं**”“ હું એનો છું ” એમ સમજનારને માટે ઇશ્વર પડદા પાછળ છે. જ્યારે **तवैवाहं** “હું તારો છું ” એમ સમજનારને માટે ઇશ્વર સામેજ ઉપસ્થિત છે. એનો પડદો સૂક્ષ્મતર બની ગયો છે અને અંતર બહુજ ઓછું રહ્યું છે. “**त्वमेवाहं**” “હું તો તુંજ છું” આ સ્થિતિવાળાઓ-ને માટે ઇશ્વર સ્વયં વક્તારૂપે આવી ઉભેલો હોય છે અને પડદો એકદમ સૂક્ષ્મ થઇ ગયો હોય છે. પડદો ગમે તેટલો સૂક્ષ્મ હોય તોપણ એ પડદાનું અસ્તિત્વ છે ત્યાંસુધી તે ભેદભાવનીજ દશા કહેવાય છે. પડદો જ્યારે બીલકુલ દૂર થાય ત્યારેજ વાણી અને મન એ બંનેથી પર અવસ્થા પ્રાપ્ત થાય છે. પૂર્ણ જ્ઞાની કહે છે કેઃ—

અગર યક સરે મૂએ બરતર પરમ !
ફરોગે તજલ્લી બિસોજદ પરમ ! !

અર્થાત:-અગર એક બાળ જેટલો પણ આનાથી અધિક ઉડું તો તેજનો પ્રકાશ મારા પગને બાળી મૂકે.

દિવાલની તરફ ફેંકેલો દડો જેમ ત્યાં અથડાઇને પાછો આવે છે, તેજ મુજબ જ્યાંથી વાણી અને શબ્દ પાછા વળે છે, તે સ્થળે અનલહક, બ્રહ્માસ્મિ, શિવોઽહમ્ એવી ભાવનારૂપ પાતળો પડદો પણ નથી રહેવા પામતો. જ્યાં સાચો પ્રેમ હોય છે ત્યાં પ્રેમની વૃદ્ધિ થતાં અંતર દૂર થઇ જાય છે અને પડદો જરા પણ રહી શકતો નથી. સાંસારિક પ્રેમનુંજ એક ઉદાહરણ લ્યો. અહીંઆં બધી જાતના માણસો મોજૂદ છે.જરા કહો તો કોનો કોની સાથે અધિક, પ્રેમ હોય છે ? ઉત્તર એ છે કે જેની સાથે ભેદભાવનું અંતર ઓછું હોય છે, મનુષ્ય-ને જેટલો પ્રેમ ભાઇપ્રત્યે હોય છે તેટલો બીજા સાથે નથી હોતો અને જેટલી પ્રીતિ પુત્રપર હોય છે, એટલી ભાઇપર નથી હોતી. આમ થવાનું કારણ એજ કે પુત્ર એ પિતાનું પોતાનુંજ રક્ત છે. આકર્ષણનો નિયમ પણ આવોજ છે. જેમ જેમ અંતર ઓછું થતું જશે તેમ તેમ આકર્ષણ વધતું જશે, પ્રેમ વધતો

જશે.આવીજ દશા બિંબ અને પ્રતિબિંબની પણ થાય છે,જેમ જેમ પ્રેમ વધતો જશે તેમ તેમ અંતર ઓછું થતું જશે.

બાદઅે-વસ્લ ચૂં શબ્દ નજદીક, આતિશે-શૌક તેજતર ગર્દદ.

અર્થાત્:-મિલન થવાનો વાયદો. જેમ જેમ નજીક આવતો જાય છે, તેમ તેમ વિરહનો અગ્નિ વધુ તેજ થતો જાય છે.

સ્ત્રી વા પ્રિયતમાની ઉપર ભાઇ અને પુત્ર કરતાંય વધુ પ્રેમ હોય છે. પુત્ર તો અસ્થિમાંસમાંથી પેદા થએલો છે, પણ સ્ત્રીને તો તમે અર્ધાંગના-તમારૂંજ અર્ધું શરીર કહીને તમારો પોતાનોજ આત્મા સમજો છો. તેની સાથે સમય અને સ્થાનને લગતી જૂદાઈ સહન થઇ શકે છે ? કદાપિ નહિ.

જો સમયનુંજ અંતર હોય તો એમ થાય છે કે જાણે દુનિયાની આ જંત્રીઓમાંથી જૂદાઇના એ દિવસો બિલકુલ ઉડી જાય. જો પચ્ચીસ માઇલનું અંતર હોય તો એમ ઇચ્છા થાય છે કે જાણે આ અંતર જરાય ન રહે. જો દિવાલ વચમાં આડી હોય તો કહેવાઇ જાય છે કે આ દિવાલ વચમાંથી ખસી જાય તો સારૂં. એક કપડાનો આંતરો હોય તો તે પણ વચમાંથી હઠી જાય તો સારૂં. જો અસ્થિ, માંસ કે ચામડાંનું અંતર રહી ગયું હોય તોપણ એમ થાય છે કે હે છાતી, અસ્થિ, માંસ ! તમે પણ હઠી જાઓ. બિલ્કુલ ચાલ્યાં જાઓ. યાર અમે, અમે યાર.

" મન તો શુદમ તો મન શુદી, મન તન શુદમ તો જાઁ શુદી;
તા કસ ન ગોયદ બાદ--અજીં, મન દીગરમ તો દીગરી. "

જ્યાંસુધી બન્ને એક નથી થઈ જતાં, ત્યાંલગી પ્રેમ જરાય આરામ લેવા દેતો નથી. દુનિયાના પ્રેમના આવા દરજ્જા છે, તો ઇશ્વરના પ્રેમના શું કોઇ બીજા દરજ્જા હશે ? એકજ નિયમ ત્રણે લોકમાં પોતાની સત્તા ચલાવી રહ્યો છે. આકાશમાંથી તારો ખરે ત્યારે જે આકર્ષણનો નિયમ કાર્ય કરે છે, તેજ નિયમ આંખોમાંથી આંસુ ટપકવા લાગે ત્યારે કાર્ય કરે છે. આ તરફ આંખમાંથી આંસુ ખર્યું અને પેલી તરફ તારો તૂટયો. બન્ને બાબતો એકજ નિયમને આધીન બને છે. એજ પ્રમાણે સંસારી પ્રેમ અને ઇશ્વરીય પ્રેમ બન્નેને કાજે એકજ નિયમ છે. જો સાચોજ પ્રેમ હોય તો જ્યાંલગી તે પૂર્ણ એકતાને નહિ પામે ત્યાંલગી તે વિશ્રાન્તિજ નહિ લેવા દે.

પડદો ચાહે એટલો જાડો હોય તોપણ તેને પાતળો કર્યા વિના વી રીતે હઠાવી શકાય, એ વિષયમાં હવે રામ ઉદાહરણ આપશે. એટલું કેતો

ખરૂં કે આવી રીતે પડદાનું હઠવું એ થોડી વારને માટેજ હોય છે. સાચા પ્રેમી ભક્ત મહાત્માઓના સત્યના બળે કરીને કેવા ભારે પડદાઓ પણ દૂર થઈ જાય છે, એનાં સેંકડો દૃષ્ટાન્તો હિન્દુમુસલમાનોમાં મોજૂદ છે. મૌલાના રૂમે એક ભરવાડનું દૃષ્ટાન્ત આપેલું છે. તુર નામક પહાડના એક શિખરપર કોઈ એક ભરવાઠ ઉભો ઉભો પ્રાર્થના કરતો હતો. તે બોલતો હતો કે, "હે પ્રભુ! દયા કર, દર્શન દે. તારે કાજે હું મારી બકરીઓનું તાજું દૂધ લેઈ આવ્યો છું. દર્શન દે. પ્રભુ! હું તને આ દૂધ પાઈશ, દૂધના સુંદર દહીંથી તારું માથું ચોળીશ. મેં સાંભળ્યું છે, કે તું એક છે, અદ્વિતીય છે, એકલોજ છે. હાય! જ્યારે તું ચાલતો હોઇશ ત્યારે તારા પગમાં કાંટા વાગતા હશે અને કાંકરા ખૂંચતા હશે. તારા એ કાંટા કોણ કાઢતું હશે? તારા માર્ગમાંથી કાંકરા કોણ હઠાવતું હશે? હું તારા કાંટા કાઢીશ. તારા માર્ગપરના કાંકરા સાફ કરીશ. હે દયામય! દયા કર. હું તને પંખો ઢાળીશ. તારી પગચંપી કરીશ. તારી જૂઓ વીણીશ." આ ભરવાડ આમ કહેતો હતો અને રોતો હતો; એટલામાં હજરત મુસા ત્યાં આવી પહોંચ્યા. તેમણે બિચારાની પીઠપર એક દંડો લગાવી દીધો અને કહ્યું કે, "કાફર! શો બકવાદ કરે છે! ઈશ્વરને નકામું કલંક લગાડે છે? ઈશ્વરને નામે અશ્રદ્ધાનાં વચનો બકયા કરે છે? બકે છે કે હું તારી જૂઓ વીણીશ, અરે મૂર્ખ ભગવાન શું આવી રીતે મળે છે?" ભરવાડે પૂછયું:"શું ત્યારે પ્રભુ મને નહિ મળે?" મુસાએ ઉત્તર આપ્યો: "ના, તને પાપીને નહિજ મળે." આ સાંભળી બિચારો ભરવાડ કહેવા લાગ્યો કે, "જો તું નથીજ મળવાનો, તો લે આ હું પણ નથી જીવવાનો." ઠીક આ મોકાપર એક વૃદ્ધ માણસે કૂદીને એના ખભાપર હાથ મૂકયો. જો ઈશ્વર હોય (અને છેજ) તો પછી તે આવા અવસરોમાં હાથ ન મૂકે તો તમારા હાથ કાપી નાખો.

સદ જાઁ ફિદાએ આઁ કિ જુબાનો-દિલશ

અર્થાત્:-જેની વાણી અને મન એક છે એનાપર સેંકડો પ્રાણ કુરબાન છે.

આનું નામ ધર્મ છે. ધર્મ એ શરીર અને બુદ્ધિનો આધાર છે. મન અને બુદ્ધિનું એમાં લીન થઈ જવું એજ ધર્મ છે. પેલો માણસ ગમે તેવો હતો, એનું શરીર, મન, બુદ્ધિ કોઈ પણ પ્રકારનાં હતાં, પણ એ ઈશ્વરને પોતાથી દૂર રહેલો સહન કરી શકતો ન હતો. પરિણામે એ તેનામાંજ લીન થઈ ગયો. સત્યતા (મન, વાણી, શરીરનું ઐકય) આને કહે છે. શ્રદ્ધા તે

આનુંજ નામ. મૂસાએ કહ્યું:"ભરવાડ! તું ભગવાનની મશ્કરી કરે છે?" રામ કહે છે કે આ ભરવાડ કરતાં જેમને ઇશ્વરનું વધારે જ્ઞાન છે, પણ તેમનામાં જો એના જેટલી સત્યતા અને શ્રદ્ધા નથી, જો એમનાં મન અને વાણી એટલાં એક ન હોય તો એવા મનુષ્યો ઈશ્વરની મશ્કરીજ કરી રહ્યા છે, એમ સમજજો. પેલો ભરવાડ ઈશ્વરને જાણતો હતો. **ઇશ્વરને માનવાવાળાની વાત જુદી હોય છે અને જાણવાવાળાની જુદી હોય છે.** જો અહીં કોઇ અંગ્રેજ આવી પહોંચે, જેવા કે ડેપ્યુટી કમિશ્નર, કમિશ્નર કે ગવર્નર સાહેબ, તો બધાય સામટાને સામટા ઉઠી ઉભા થઇ જાય છે. બધાય બસ ચુપચાપ! એમની સામે જૂઠું બોલવાનું સાહસ થતું નથી. કોઇ સ્ત્રીના પ્રતિ કુદૃષ્ટિથી જોવાની કે બીજું કાંઇ બૂરૂં કામ કરવાની હિંમત થતી નથી. શું તમે પરમેશ્વરને માનો છો? એ સર્વવ્યાપી અને સર્વદર્શી (સર્વજ્ઞ) છે, એ વાત જાણો છો? હાય! ગજબ! એને સર્વવ્યાપી અને સર્વદર્શી માનવા છતાંય શું તમે કોઈ એકાદ સ્ત્રીને બૂરી નજરે જોઇ શકો?

આવી જાતનાં દૃષ્ટાન્ત બીજાં પણ છે. રામ હવે એક હિંદુનું દૃષ્ટાન્ત આપશે. નામદેવ નામે એક છોકરો હતો. તેના દાદાનું નામ હતું વામદેવ. આ વામદેવ ઠાકુરજીની મૂર્તિની પૂજા કરતો હતો. બાળક નામદેવ પોતાના દાદા ( માતામહ ) પાસે આવી પૂછતો, દાદા! આ શું છે વારૂ? દાદાએ કહ્યું:—" એ દેવ છે. પરમેશ્વર ગોપાલરૂપે પ્રકટેલા તેનું એ રૂપ છે." બાળકે ગોપાળકૃષ્ણના વિષે પ્રથમ સાંભળ્યું તો હતુંજ કે કૃષ્ણ એક નાના બાળક જેવા છે. તે ઘુંટણીએ ચાલે છે. માખણ ચોરીને ચુપચાપ એ પાછા આવે છે. થોડેક દૂર જઈને એ પાછું વાળીને જુએ છે કે માએ આ જોયું તો નથી? એક હાથમાં માખણ છે અને બીજો હાથ જમીનપર ટેકવી રાખેલો છે. આ મૂર્તિ પથ્થરની કે કાંઈ ધાતુની નહિ પણ આ તો તેજ બાલગોપાળ પ્યારા કૃષ્ણની મૂર્તિ છે, એમ એ બાળકે આજ જાણ્યું અને આ ઉદાહરણની જેમ:—

કુનદ હમજિંસ બા હમજિંસ પરવાજ,
કબૂતર બા કબૂતર કાજ બા કાજ.

અર્થાત્:—જેવી રીતે કબૂતર કબૂતરની સાથે અને કાગડાઓ કાગડા સાથે ઉડે છે, તેજ પ્રમાણે એક કોટીનાં પક્ષીઓ એકસાથે ઉડે છે.

નાનુંશું આ બાળક એક મોટા ભારે ઈશ્વર સાથે તે કેવી રીતે પ્રીતિ

બાંધી શકે ? બાળકને માટે તો કદિ બાળકઈશ્વર હોય તો તેની સાથે એનો પ્રેમ બંધાય. પ્રેમ જ્યાં આપણું ઈષ્ટ હોય છે, ત્યાંજ બંધાય છે. નાનાશા નામદેવના મનમાં નિરંજન નિરાકાર પરમેશ્વરનો ખ્યાલ કેવી રીતે ઉતરી શકે ? એના દિલમાં તો આ માખણચોર પરમેશ્વરજ ઉતર્યો. રામ નાનો હતો ત્યારે આજ માખણચોરે એના દિલને ચોર્યું હતું. બાળક પોતાના દાદાને કહે છે કે:-" હું એની પૂજા કરીશ." દાદાએ કહ્યું:-" તું એની પૂજા કરવા યોગ્ય નથી. નહાતોધોતો તો છે નહિ." દાદા એક દિવસ બહાર ચાલ્યા ગયા એટલે દાદીને કહ્યું:-" ઓ દાદી ! મને પેલા ઠાકુરજી નીચે ન ઉતારી આપો ? મારે એની પૂજા કરવી છે" દાદીએ કહ્યું:- " કાલે સવારે જ્યારે નાઈધોઈ લે ત્યારે પુજા કરજે" આ રાત્રે એ કેટલીએ વાર ચમકી ઉઠયો અને દાદી તથા માને જગાડી જગાડી કહેતો કે:-"સવાર થઈ ગયું. ઠાકુરજીને નીચે ઉતારી આપો." એ કહેતી "હજુ તો રાત છે, સૂઇ રહે." આખરે રાત વીતી અને વહાણું વાયું. નદીમાં ડૂબકી મારીને બાળક જલ્દી આવી પહોંચ્યો. વિધિવિધાન તો તે જાણતોજ ન હતો. જે પાણી એ લઈ આવ્યો હતો એમાં ઠાકુરજીને ડૂબાડી દીધા અને માને કહેવા લાગ્યો:-" દુધ લાવ દુધ " મહા-મુશ્કેલીએ દુધ મળ્યું. અડધું પડધું ઉકાળેલું દુધ આવ્યું. બસ. દેવની સામે એને મૂકી દીધું અને કહ્યું:-'લો,આ પી લો.'ભલા બાળકને ખબર ન હતી કે દાદા તો જે ભોગ ધરાવતા હતા એ સાચો ન હતો. પ્રાયઃ લોકોનું જ્ઞાન માત્ર જીહ્વા ઉપરજ હોય છે, હૃદયમાં નહિ;પણ આ બાળકમાં એ મોઢાની ચાલાકી ન હતી. એના તો રોમરોમમાં પ્રેમ ભરાયલો હતો. દુધ મૂકીને એ કહે છે કે:-"મહારાજ પીઓ." પણ દેવ તો પીતા નથી. બાળક કહે છે કે અરે શુ તારૂં હૃદય પથ્થરનું બની ગયું છે ? બાળક તે બાળકજ ! મા ચાહે તો એનાં કપડાં વેચે પણ બાળકનો હુકમ તો તેણે પાળવોજ જોઈએ. શું દેવમાં આટલી પણ દયા નથી ! એ તો સમગ્ર સંસારનો માતાપિતા છે.

સીમી બરી તો જાનાઁ લેકિન દિલે તો સંગડસ્ત,
દરસીમ સંગ પિનહાં દીદમ ન દીદઃ બુદમ.

હે પ્યારે ! તું તો ચાંદી જેવો છે, પણ તારૂં હૃદય તો પથ્થરનું છે. હાય ! ચાંદીની અંદર પથ્થર છુપાએલ છે. આવું તો મેં કદાપિ જોયું ન હતું.

હે પરમેશ્વર! આ પ્યારો, ભોળોભાળો બાળક કહે છે, કે દુધ પી લે અને તું તો પીતો નથી ! બાળકે વિચાર્યું કે કદાચ આંખ મીંચી દેવાથી ઠાકુર

દુધ પીશે. એણે આંખો હાથવડે ઢાંકી દીધી અને આંગળીઓની આડમાંથી વચમાં વચમાં જોઈ લેતો કે એ દુધ પીએ છે કે નહિ; પણ એણે તો એ પીધુંજ નહિ ! બાળકે વળી વિચાર કર્યો કે કદાચ કાંઈ બબડવાથી એ દુધ પીશે. એણે તેમ કરવાનું શરૂ કર્યું; તોપણ દુધ તો નજ પીધું. બાળકને રાતનો ઉજાગરો હતો અને ભૂખ્યો પણ હતો. એકંદર ત્રણ કલાક થઈ ગયા પણ દેવે દુધ ન પીધું. હાય ભગવાન ! રામને પણ આવા ઠાકુરપર ક્રોધ ચડે છે. ખરૂં છે કે **એ આત્મા બલહીનોને પ્રાપ્ત થતો નથી**; પરંતુ આ બાળક દેખાવમાં નાનો સરખો છતાં પણ એનામાં બળ બહુ હતું. કયું બળ હતું ? દૃઢતા અને વિશ્વાસ. આ વિશ્વાસનું જોશ પણ ગજબનું હોય છે. વૃક્ષો ! મારા માર્ગમાંથી દૂર હઠી જાઓ. નદીઓ ! મારા માર્ગમાંથી ખસી જાઓ. પહાડો! મારી નજર આગળથી ઉડી જાઓ. આ વિશ્વાસ, આ શ્રદ્ધા, આ નિશ્ચય એજ ખરૂં બળ છે. કહેવાય છે કે ફરહાદમાં આ બળ હતું. અડગ શ્રદ્ધાળુ જ્યારે ચાલે છે, ત્યારે જગતભરને હચમચાવી નાખે છે. આ બાળકમાં પણ આ બળ હતું.

" અસર હૈ જજબે ઉલ્ફત મેં તો ખિંચકર આહી જાયઁગે,
હમેં પરવાહ નહિ હમસે અગર વહ તનકે બૈઠે હૈ. "

બાળકે એક તલવાર ઉઠાવી લીધી અને પોતાના ગળાપર મૂકી કહેવા લાગ્યો: "જ્યારે તું દુધ નથીજ પીતો ત્યારે હું પણ જીવવાનો નથી. જીવશું તો તારી ખાતર, નહિ તો નહિ જીવીએ. "

"મરના ભલા હૈ ઉસકા જો અપને લિયે જીયે;
જીતા હૈ વહ જો મર ગયા હો તેરે હી લિયે."

મેજ ઘોડો થઈ જાય એવા અખતરાઓ અમેરિકામાં મનોવિજ્ઞાનશાસ્ત્રના સંબંધમાં કરવામાં આવેલા છે. એમ જે કહેવાય છે તે બનવાજોગ છે. જે સમયે બાળકે ગળા ઉપર આ તલવાર ગોઠવી કે કોણ જાણે કયાંથીએ, આકાશમાંથી કે બાળકના હૃદયમાંથી પેલા મૂર્તિમાન ઈશ્વર સશરીર પ્રકટ થયા અને બાળકને ખોળામાં લઈ લીધો તથા પોતાને હાથેજ દુધનો પ્યાલો ઉંચકી દુધ પીવા લાગ્યા.આ ઘટના જોઇને બાળક હવે રડવાને બદલે હસવા મંડી પડયો. બાળકે જ્યારે જોયું કે એ તો બધુંજ દુધ પી જાય છે, ત્યારે એક થપ્પડ મારીને કહ્યું:–"મારે માટે પણ થોડું રહેવા દેને ! "

મલિનતા, અસ્થિરતા અને અજ્ઞાન, આ ત્રણ અંતરાય કહ્યા છે, તેમાં આ

બાળકમાં અજ્ઞાનનો પડદો બહુજ મોટો હતો. એને ઇશ્વરનું શુદ્ધ જ્ઞાન ન હતું; પરંતુ પડદો મોટો હોય કે પાતળો ગમે એવો કેમ ન હોય, તોપણ પ્રેમ, ચિત્તશુદ્ધિ અને સાચો વિશ્વાસ–ખરી શ્રદ્ધા આ ચીજો એ પડદાને એક વાર તો દૂર હઠાવીજ દે છે. પ્રથમના બે પડદા દૂર થયા હોય તો ત્રીજો પડદો તો પ્રભુ પોતે પણ ચીરી નાખે છે અને ભક્તને જેવી ભાવના, જેવું જ્ઞાન હોય, તેવા રૂપે દર્શન આપે છે. એક નાના બાળકે પણ આટલું કરી બતાવ્યું, તો ધિક્કાર છે મોટી વયના પુરુષોને, કે જેઓ વાતો કરે છે નિરંજન નિરાકારની પણ મળવિક્ષેપના પ્રાથમિક પડદા ખસેડવા જેટલું પણ બળ જેમના પ્રેમ અને શ્રદ્ધામાં આવી શક્યું નથી.

"કીડા જરા સાકિ જો પથ્થર મેં ઘર કરે,
ઇન્સાન વહ ક્યા જો ના દિલે–દિલબર મેં ઘર કરે."
"સિજદએ મસ્તાના અમ બાશદ નમાજ,
દર્દે દિલ બાઓ બુબદ કુરઆને મન."

અર્થાત્:–**મસ્ત બની ઝુકવું એ મારી નમાજ છે અને દિલનું દર્દ એ મારૂં કુરાન છે.**

સાચી નમાજ તો એ કે મસ્તીના માર્યા શરીર ઘડીમાં આમ અને ઘડીમાં તેમ લથડી પડતું હોય.એક વારના મંત્રના કે માળાના જપમાં હજારો જપનું બળ હોઇ શકે છે, પણ જો ખરા દિલથી જપ થાય તોજ. તિબેટમાં એક ચક્ર છે, જેમાં ભરવેલી સેંકડો માળાઓ એક સાથે ફરે છે. ઇશ્વરનું નામોચ્ચારણ જો એકવાર પણ રોમે રોમમાંથી થાય તો તેમાં લાખોવાર નામસ્મરણ કરવા જેટલું બળ અને પરિણામ રહેલું છે. સ્યાલકોટમાં રામનો એક મિત્ર હતો. એણે ઉંમરભરમાં કદિ નમાજ પઢી ન હતી. મુસલમાન શ્રોતાઓ મારી વાતથી માઠું ન માનતા. બાળકમાં પૂર્ણ પ્રેમ હોય છે તેથીજ એ પોતાની માતાના વાળ ખેંચે છે અને તેને બાચકા ભરે છે. સ્યાલકોટમાં ચોર બહુ હતા. એમને બંધ કરવા બારબર્ટન સાહેબને મોકલવામાં આવ્યા. એ એક જાણીતા પોલિસ અમલદાર હતા. એમણે ત્યાં જઇ એવો પ્રબંધ કર્યો કે જેથી નીચ જાતિઓની દિવસમાં ત્રણવાર હાજરી લેવામાં આવતી.આથી ચોરી થોડીઘણી બંધ થઇ. એક દિવસ શુક્રવારને રોજ લોકો નમાજ પઢવા જતા હતા. તેમાંના એકે એક મસ્ત શેખને પૂછ્યું કે તમે કેમ નથી જતા? શેખે કહ્યું, લોકોએ તો ચોરી કરી છે એટલે હાજરી આપવા જાય છે, મેં કંઇ તેવું કર્યું

નથી. પંચભૂતોના શરીરને પોતાનું કરી બેસવું એ મોટી ચોરી છે. જે લોક શરીરને આમ ચોરી બેઠા છે; અર્થાત્ એ શરીરમાં અહંતામમતા માની બેઠા છે. તેઓ એવો ખ્યાલ રાખ્યા કરે છે કે હું બ્રાહ્મણ છું, ક્ષત્રિય છું, વૈશ્ય છું, હું મુસલમાન છું. હા, પછી એક વખત શેખજીએ નમાજ પઢી ખરી પણ તે કેવી રીતે ?

"સિજદે મેં સર ઝુકાકે ઉઠાના હરામ હૈ,
સિજદે મેં ગિર પડે તો ફિર ઉઠના મુહાલ હૈ;
સર કો ઉઠાઊં કયોંકર હર રગમેં યાર હૈ."

તેઓ નમાજ પઢી રહ્યા હતા. તેમણે શિર ઝુકાવ્યું તો ખરૂં પણ પાછું તે નજ ઉંચું થયું, પ્રાણ નીકળી ગયો. આનું નામ તે નમાજ પઢવી. મુસલમાનનો અર્થ છે ઈસ્લામવાળા, અર્થાત્ નિશ્ચયવાળા. નામદેવના હૃદયમાં એ સમયે નિશ્ચય હતો, ઇસ્લામ હતો, સચ્ચાઇ હતી કે જેણે ઈશ્વરને એકવાર સાકાર પ્રકટ કર્યા. પેલા ભરવાડના હૃદયમાં પણ એજ સાચો ઇસ્લામ હતો, એજ નિશ્ચય, એજ શ્રદ્ધા હતી;એથી કરીને પરમેશ્વરે મૂસાને ઠપકો આપ્યો કે

"તૂ બરાએ વસ્લ કર્દન આમદી, ને બરાએ ફસ્લ કર્દન આમદી."

અર્થાત્:-હે મૂસા ! તું તો જગતમાં મારી સાથે અભેદ કરાવવા આવ્યો હતો, નહિ કે ભેદ કરાવવા.

"મી રસી દર કાબા જાહિદ નખદ અજ રાહે તરી;
જુહદે ખુશ્કે સૌમે તો બે દીદએ-ગિરિયાં અબલ."

અર્થાત્:-હે તપસ્વી ! તું કાબે તો પહોંચે છે પણ દરિયાઈ વાટે થઇને જવાને બદલે સૂકા રણને રસ્તે શામાટે જાય છે ? સૂખા રોજા ( અપવાસ ) અને પરહેજગારી ( તપ ) એ સૌ આંસુભરી આંખોવિના વ્યર્થ છે.

ખાલી નમાજ, ખાલી માળા કે જપ, ખાલી રોજા કે એકાદશી આદિ વ્રત, ખાલી પાઠપુજા, એ સર્વ ઘીગોળ વગરના માત્ર લોટ ને પાણીના લાડુ જેવું છે. પ્રેમ, શ્રદ્ધા કે પશ્ચાત્તાપનું એક પણ અશ્રબિંદુ તો ટપકતું નથી, હૃદય તો જરા પણ પીગળતું નથી, એવા વિકટ માર્ગે તું મક્કાની યાત્રા કરવા નીકળ્યો છે. લોક તો દરિયાઈ માર્ગે સફર કરવાથીજ જલદી પહોંચે છે. ( આ સમયે વિષય આમ તેમ થઈ જાય તો કાંઇ ચિંતા નહિ. )

"ચુની તાકત કુજા દારમ કિ પૈમાં રા નિગેહદારદ,
બિયા ઐ સાકી ઓ બિકશન બ યક પૈમાના પૈમાંરા."

અર્થાત્:– મારામાં તે વળી કયારે એવી શક્તિ છે કે હું મારી પ્રતિજ્ઞાપર અટલ રહું. અયે સાકી ! આવ અને એક પ્યાલામાં આ પ્રતિજ્ઞાને તોડી નાખ.

આ બે દૃષ્ટાંતોમાં મોટો પડદો તો હઠી ગએલો છે. હવે એક વધુ દૃષ્ટાંત સાંભળો કે જેમાં પડદો પાતળો હતો અને હઠી ગયો. પંજાબમાં બાબા નાનક થઈ ગયા છે. એ પણ બધાઓની માફક બીજા વર્ગના હતા. એ એક વખત મોદીખાનામાં નોકર હતા. એ વખતે ઠગ લોકો સાધુનો વેષ ધારણ કરીને એમની પાસે આવ્યા. બાબા નાનકે તો એમને ખોબે ખોબે અન્ન આપવા માંડયું. મોઢે મોઢે તો એ ખોબા ગણુતા હતા પણ અંતરમાં કોઈ ઓરજ વિચાર ચાલતા હતા.

"ઇશ્ક કે મકતબ મેં મેરી આજ બિસ્મિલ્લાહ હૈ;
મુંહ સે કહતા હૂં અલીફ દિલસે નિકલતી આહ હૈ."

ઉપર ઉપરથી ચાર, પાંચ, સાત, એમ ગણ્યે જાય છે પણ હૃદયમાં તે ગણત્રી તરફ કાંઇ લક્ષ્યજ નથી. જ્યારે એ તેર સુધી પહોંચ્યા અને 'તેરા' 'તેરા' બોલવા લાગ્યા, ત્યારે બધુંય ભૂલી ગયા અને એમને આત્મવિસ્મૃતિની અવસ્થા આવી ગઇ. આ પછી એમનાથી તેરથી તારૂં તારૂં-થઇ ગયું. બારા અને તેરા ! અથાત્ સર્વ કાંઈ તારૂં અને તારૂંજ છે. ટોપલા ભરી ભરી નાખતા જાય છે અને તેરા, તેરા એમજ કહેતા જાય છે. તન, મન, ધન, અન્ન, વગેરે જે કંઇ છે તે સર્વ તારૂંજ છે.* આમ બોલતાં બોલતાં દેહાભિમાનરહિત થઇને તે જમીનપર ગબડી પડયા. વાચા બંધ થઈ ગઇ, પણ "હું તારો છું" એ અવાજ પ્રત્યેક રોમરોમમાંથી નીકળતો હતો. આ ઘટનાનું પરિણામ એ આવ્યું કે પેલા બનાવટી સાધુઓ જે જાતેજ ચોર હતા, તેમનેજ પરમેશ્વરે ચોરી લીધા ! એ તો બધા ચોરનો ચોર છે. એ ઠગોની પણ એવી હાલત થઈ કે એ પણ "તેરા તેરા" કહેવા લાગ્યા. આ દૃષ્ટાંતમાં અજ્ઞાનનો પડદો હઠી ગયો છે; પણ તે માત્ર થોડીજ વારને માટે.

હવે "હું તું છું" એવા પ્રકારનું એકાદ દૃષ્ટાન્ત આપીશ. ભણવાનું બે પ્રકારનું હોય છે. રામ જ્યારે કૉલેજમાં ભણતો ત્યારે લખતી વેળા એનો હાથ બહુ જલ્દી જલ્દી ચાલતો હતો. એની પરીક્ષા થઈ ત્યારે પ્રશ્નપત્ર ઘણો લાંબો હતો, એમાં સોળ પ્રશ્ન હતા; જેમાંથી આઠ પ્રશ્નના જવાબ લખવાના હતા; પણ રામે તો સોળે સોળના ઉત્તર લખી દીધા અને નોટબુક-

* હિંદીમાં તારૂં ને બદલે "તેરા" કહે છે.

પર લખ્યું કે આમાંથી કોઇપણ આઠ જોઈ લેશો. બીજા વિદ્યાર્થીઓ આટલી ઝડપથી લખી શકતા નહિ. એ સોળે પ્રશ્નના ઉત્તર એમના મગજમાં તો હતા પણ કલમમાં ઉતરતા ન હતા. આવીજ રીતે ઘણા લોકોએ પ્રભુને જ્ઞાનમાં-માનવામાં-ઉતાર્યો હોય છે, પણ ચારિત્ર્યમાં-આચરણમાં નથી ઉતાર્યો હોતો. હવે એ કલમમાં-આચરણમાં કેવી રીતે ઉતરી શકે, એ વિષયમાં રામ એક બીજું દૃષ્ટાન્ત આપશે. મોહમદ સાહેબના પહેલાં અરબસ્તાનના લોક જંગલી હતા. આપણને એજ વિસ્મય થાય છે કે મોહમદ સાહેબે આવા જંગલી લોકોને તે શામાટે ને કેવી રીતે એકત્ર કર્યા હશે ? આમને એકત્રિત કરવાનું એક કારણ તો એ હતું કે એમનો એક સંઘ કરી એને ઇશ્વરની નિકટ આણવો. જાપાનમાં એક વેળા બે જિનરિક્ષા (ગાડી) વાળાઓ વચ્ચે લડાઈ થતી રામે જોઇ. દરેક પોતાની ગાડીમાં રામને બેસાડવાનું ચાહતો હતો; પણ જે વખતે એ બન્નેની આંખેઆંખ મળી એટલે બન્ને હસી પડયા. એ સમયે રામને ખાત્રી થઇ કે આત્મા આંખમાં રહે છે.

જ્યારે આંખેઆંખ મળે છે ત્યારે સ્વાભાવિકરીતેજ પ્રેમ ઉત્પન્ન થાય છે.

આવીજ રીતે જ્યારે વાણી એકતાને પામે છે ત્યારે પણ પ્રેમ ઉત્પન્ન થાય છે. જ્યારે એકમને પ્રભુનિકટ પ્રાર્થના કરીએ છીએ ત્યારે મેળાપ થાય છેજ, થાય છે.

જપ અથવા મંત્રમાં પ્રથમ અક્ષર ૐ હોય છે, જે બાળકો પણ બોલે છે. મંદવાડમાં ૐ ૐ કહીએ ત્યારે થોડી ધીરજ મળે છે. જ્યારે બાળક પ્રસન્ન થાય છે ત્યારે એને મુખેથી પણ ૐ ૐ નીકળે છે. આ શબ્દ પ્રકૃતિથીજ નીકળે છે. એનો કોઇએ ઇજારો નથી રાખ્યો. કુરાનમાં જે "અલમ" અક્ષર આવે છે તે ૐ જ છે. જલાલ-ઉલ-દીન, કમાલ-ઉ-દીન એમાં લકારનું ઉચ્ચારણ કરવામાં નથી આવતું. તેજ મુજબ 'અલમ' માં પણ 'લ'કારનો લોપ થઈ જાય છે. શ્રોતાઓ ! હવે જરા થોડીવારને માટે ૐ નો જપ કરો.

ઋષીકેશની આ એક વાત છે. ગંગાને આ કિનારે ઘણા સાધુઓ રહે છે. એને સામે તટે એક મસ્ત સાધુ રહેતો હતો. એની નસેનસમાં 'શિવોઽહં' ભરેલ હતો. રાત્રીદિવસ એના શરીરમાંથી "શિવોઽહં, શિવોઽહં, શિવોઽહં"-નોજ ધ્વનિ નીકળતો હતો. એક દિવસ ત્યાં એક વાઘ આવી પહોંચ્યો. આ મસ્તને તો એમજ લાગતું હતું કે આ વાઘ પણ હુંજ છું. વાઘ તો આવીને એમના ખભાપર કૂદી પડયો. આ મહાત્મા તો એમજ સમજતા હતા કે આ

વાઘના રૂપમાં હુંજ નરમાંસનો સ્વાદ ચાખી રહ્યો છું.આ વખતે પણ "શિવો-ऽहं, શિવોऽहं"નોજ અવાજ આવતો હતો. દિવાળીના તહેવારોમાં ખાંડનાં હરણ, વાઘ, એવાં તરેહ તરેહનાં રમકડાં બને છે. હવે આ ખાંડનું હરણ પોતાને ખાંડતરીકેજ માને, તો પછી પેલો ખાંડનો વાઘ 'મને મારી ખાય છે' એમ એ કહેશે કે ? હવે જો એ પોતાને ખાંડ માની લે તો પછી એ ખાંડનું હરણ સ્વાભાવિકપણેજ એમ કહી શકે કે હુંજ હરણ છું અને હુંજ વાઘ છું. આજ પ્રમાણે જ્યારે તમે તમારૂં ખરૂં સ્વરૂપ શું છે તે જાણો ત્યારે સમજી શકો કે ખાંડનાં વિવિધ રૂપોની માફક તમે પણ ઇશ્વરનીજ જાતિના અર્થાત્ ઇશ્વરીય છો. આ ખાંડનું હરણ જેમ કહે છે કે હુંજ હરણ અને હુંજ વાઘ છું, તેમ તમે પણ ઇશ્વરી શક્તિના પ્રભાવે "શિવોऽहं શિવોऽहं" કહી શકો છો.

"પગડી પાજામા દુપટ્ટા અઁગરખા ગૌર સે, દેખા તો સબ કુછ સૂત થા,
દામની તોડી તો માલાકો ગઠા, પર નિગાહે હકમેં થા વહી તિલા."

પ્યારે ! આ મહાત્માની એવીજ દૃષ્ટિ હતી. જે સમયે આ વાઘ એમને ખાતો હતો ત્યારે એ શો સ્વાદ લેતા હતા ? આજ હું નરરક્ત ચાખું છું. પગ ખાધો તોપણ "શિવોऽहं, શિવોऽहं"નોજ ધ્વનિ નીકળતો હતો; કેમકે પડદો પહેલેથીજ પાતળો હતો અને હવે તે સમૂળો ખસી ગયો હતો.

સિકંદર જ્યારે ભારતવર્ષમાં આવ્યો ત્યારે એણે જોયું કે સૌથી અધિક સાચા, બુદ્ધિવાન અને કાન્તિમાન લોકો ભારતમાં નિવાસ કરે છે. એણે કહ્યું કે આ ભારતવર્ષમાં તત્ત્વવેત્તા જ્ઞાનીઓને મળવાની મને ઉત્કંઠા છે. એને સિંધુ નદીને કિનારે લઇ જવામાં આવ્યો. ત્યાં એક અવધૂત બેઠા હતા. સિ-કંદર રહ્યો સારી જહાંનો બાદશાહ અને આની પાસે લંગોટી પણ નહિ. સિકંદરમાં પણ એક પ્રકારનો પ્રતાપ હતો; પરંતુ મસ્તની નિગાહ કોઈ ઓ-રજ પ્રકારની હતી:—

"શાહોં કો રોબ ઔર હસીનોં કો હુસ્નોં-નાજ,
દેતા હૂઁ, જબ કિ દેખૂઁ ઉઠાકર નજર કો મૈં."

સિકંદરના ઉપર આ મસ્તનો પ્રભાવ પડયો. એણે કહ્યું:—"મહારાજ ! કૃપા કરો. અહીંના લોક હીરાને ચીંથરામાં લપેટી રાખે છે. પશ્ચિમમાં નાની નાની વસ્તુઓની પણ સારી કદર થાય છે. મારી સાથે ચાલો. હું તમને અ-ધિકાર, ધન, સંપત્તિ, હીરા-જવાહિર જે કંઈ માગશો તે આપીશ." મહા-ત્માએ કહ્યું:—"હું પ્રત્યેક સ્થળમાં છું." સિકંદર આનો ભાવાર્થ ન સમજ્યો

અને કહ્યું: " આપ ચાલો." પાછી ફરીને એની એ લાલચ બતાવી. આ મસ્ત મહાત્માએ કહ્યું: "મને કોઇ વસ્તુની તમા નથી. હું થુંકેલું ચાટવાનો નથી." સિકંદરને ક્રોધ ચડયો અને એણે તલવાર ખેંચી.સાધુ ખડખડાટ હસી પડયો અને કહ્યું " આવું અસત્ય તો તું બોલ્યો ન હતો."

મુઝકો કાટે કહાઁ હૈ વહ તલવાર.

બાળક ધૂળમાં બેસી કોઈવાર પોતાના પગ ઉપર ધૂળ નાખે છે ! કોઇવાર જાતેજ ધૂળનું ઘર બનાવે છે અને પાછો જાતેજ તેને તોડી નાખે છે. આમાં ધુળનું શું ખરાબ થયું ? એ તો પહેલાં જે હતી તેજ હાલમાં પણ છે. પ્યારા ! પેલા સાધુની દશા પણ એવીજ હતી. માણસો કલ્પનામાં જેને પોતાનું ઘર માની બેસે છે, એ આ શરીર તો પેલા મસ્તને મન ધૂળના ઘર સરખું હતું. તમે અગર જે કોઇ આ ધૂળના ઘરને પોતાનું ઘર માને છે અથવા હું તે ઘર છું, એમ માને છે તે પોતાનું અસલ ઘર ગુમાવે છે.

તારે કયા રોશની સે ન્યારે હૈ, તુમ હમારે હો, હમ તુમારે હૈ.

આ ઉત્તર સાંભળતાંજ કંદરના હાથમાંથી તલવાર પડી ગઈ. કોઈ ભુંગડી હતી તે એક રાજાના ઘરમાં વાસીદું વાળતી હતી. કોઈ કોઇ વખતે એને સોનું અગર મોતી મળી જતું. કોઇ વખતે કંઈ પડી ગયું હોય તો તે ઉઠાવી લાવતી હતી. એને એક છોકરો હતો. એ નાનપણથીજ પરદેશ ગએલો હતો. પંદર વર્ષનો થતાં એ ઘેર આવ્યો. જોતાંવેંતજ જણાયું કે માતાએ તો ઝુંપડીમાં ઉપલી વસ્તુઓની એક ઢગલી કરી રાખી હતી પેલાએ પૂછયું: " આ વસ્તુઓ કયાંથી મળી ? " ભંગડીએ કહ્યું: "બેટા! હું એક રાજાને ત્યાં નોકર છું. આ એમનાં પડી ગએલાં મોતીની ઢગલી છે." બાલકે મનમાં વિચાર કર્યો કે જેનાં તુટી પડેલાં મોતી આવાં મઝેનાં છે, એ માણસ જાતે કેવાં રૂપવાન હશે ? આ વિચાર આવતાં તેના હૃદયમાં પ્રેમ ઉભરાઇ આવ્યો અને માને કહ્યું: "મા! તું મને એમનાં દર્શન કરવા લઈ જા." આ ગૃહો **–તારાઓ, ચંદ્ર-સૂર્ય, આ ઝળકતી નદીઓ, આ સર્વ સાંસારિક રૂપ-સૌન્દર્ય એ સૌ એ સત્યસ્વરૂપનાં તૂટી પડેલાં મોતી છે. અરે ! જેનાં તુટી પડેલાં મોતી આવાં સુન્દર છે, તો પછી એ જાતે કેવો હશે ?**

લગાકર પડે ફૂલોં કે કિયે તકસીમ ગુલશન મે,
જમાયા ચાઁદ–સૂરજ કો સજાયે કયા સિતારે હૈ.

જ્યારે લગ્ન થાય છે ત્યારે વરરાજાના માથા ઉપર (વાટકીમાં રૂપિયા પૈસા વગેરે નાખી તે વાટકી કપડામાં બાંધી તેનાવડે) લૂણ ઉતારવામાં આવે છે; અર્થાત ધન તેના ઉપરથી ઓવારી નાખવામાં આવે છે. હે ભવ્ય જીવાત્માઓ! તમે પણ આ વરરાજાને ઓળખી તેનાપર સર્વસ્વ ઓવારી નાખો. રામની આંખ તો એ સ્વામીની આંખ સાથે મળી ચુકી છે, એટલે બાહ્યસંપત્તિની પરવા નથી. જેનું દિલ ચાહે તે આ ઓવારી નખાયલાં સુવર્ણ તથા મોતીને એકઠાં કરે ને સંઘરી રાખે. રામની પાસે તો જામોજ નથી એટલે બાંધવા માટેનો છેડો તો કયાંથીજ હોય!

ૐ! ૐ!! ૐ!!!





# स्वतंत्रता (मुक्ति)

( ઇ०स० १९०१ માં સ્વામી રામતીર્થે પ્રકાશિત કરેલા માસિકપત્ર "અલેફ" ના ૧૩મા અંકમાં છપાયેલો એક લેખ. )

સ્વતંત્રતા ! સ્વતંત્રતા ! સ્વતંત્રતા ! હાય લિબર્ટી! હાય ફ્રીડમ ! છોકરાઓને અઠવાડિયાના દિવસો કોણ ગણતાં શીખવે છે ? છૂટીનો દિવસ એટલે કે રવિવાર. મહેતાજીઓ છોકરાઓને છૂટી આપવામાં જાહેર રીતે તો ના પાડતા હોય તેમ જણાય છે, પણ છૂટીની મઝા કેવી છે, એ જરા એમને પોતાને કોઇ પૂછે તો ખબર પડે. ઓફીસમાં નોકરી કરનારાઓના ફીક્કા ચહેરાપર કયા નામથી લાલી આવી જાય છે ? છૂટીના નામથી. સંસારના ઇતિહાસમાં મોટાં મોટાં યુદ્ધો અને મહાન વિપ્લવો શામાટે થયા છે ? સ્વતંત્રતાને માટે. કરોડો પ્રજાના લોહીની નદીઓ શામાટે વહી ? સ્વતંત્રતાના નામ ઉપર. સામાન્ય રીતે બધા ધર્મો અને ખાસ કરીને હિન્દુધર્મ કયા પ્રકાશને માટે પોતાનાં તન–મન–ધન પતંગિયાંની પેઠે વારી નાખે છે ? સંન્યાસી પોતાનું સર્વસ્વ શેના ઉપર વારી જાય છે ? મુક્તિ ઉપર કે જેનો વાસ્તવિક અર્થ થાય છે–સ્વતંત્રતા.

આજાદા–અમ આજાદા–અમ અજ રંજ દૂર ઉફતાદા–અમ.
અજ ઇશવએ–જાલે–જહાં આજાદા–અમ બાલાસ્તમ.

અર્થઃ—હું સ્વતંત્ર છું, હું મુક્ત છું, શોકથી તદ્દન પર છું. સંસારરૂપી માયાનાં નાચનખરાંના મોહથી તદ્દન નિર્લિપ્ત અને નિર્વિકાર છું.

ઉપરની કવિતાપર ભિન્ન ભિન્ન વિવરણોઃ—

પહેલું વિવરણઃ—મેજપા ( ઘોડેસ્વાર ) ને થએલી શિક્ષા. તેજી અને ખુમારીનું પૂતળું, તોફાનનું ઘર, એવો એક પાણીદાર ઘોડો કે જેના ઉપર પલાણ પણ નહોતું મૂક્યું, જંગલમાંથી હજુ હમણાંજ પકડી લાવવામાં આવ્યો હતો, એ ઘોડા ઉપરથી પડી ન જવાય

એટલા માટે તેના ઉપર બેસવા ઈચ્છનારે પોતાને સારી રીતે બાંધી લીધો. પછી એ તોફાની ઘોડાને ચાબુક લગાવી દઈને વાંદરાને દારૂ પાવા જેવું કર્યું. વીજળીને ઝપાટે એ ઘોડો તેને ઉપાડીને નાઠો. નદીનાળાં પાર કરી ગયો. નાની નાની ખાડીઓ ઓળંગી ગયો. દિવાલોપર ફલંગ મારીને કૂદી ગયો. દોડાદોડ કરી મૂકી. રેતીનાં રણમાં દોડી આવ્યો. વિકટ રસ્તાઓમાં પણ વાતની વાતમાં દોડી આવ્યો. ચપટી વગાડતાંની વારમાં તો ક્યાંનો ક્યાં નીકળી ગયો. ઉપર બેઠેલો, ભાગ્યનો ફુટેલો પેલો સવાર હવે ઉતરવા માટે અધીરો અધીરો થઈ રહ્યો છે. માથું કોઈ વાર જમણી બાજુ અથડાય છે, તો કોઇવાર ડાબી તરફ, કદિ આગળ તો કદિ પાછળ. હે ભગવન ! આ તે કેવી સ્વારી ! ઝાડ સાથે છોલાઈને શરીર લોહિલોહાણ થઇ ગયું; કાંટાથી શરીર વીંધાઈને ચાળણી જેવું થઈ ગયું. ઘોડાની પેઠે સ્વારને પણ મોઢેથી ફીણ નીકળી પડયાં. શરીરમાંથી લોહીનો પરસેવો વહેવા માંડયો. હે ભગવન! આ યાત્રાનો કદિ અંત આવશે ખરો કે ? અને હવે જવું ક્યાં ? ફૂટયું મારૂં નશીબ તો—

ખૂન રોતા હૈ જિગર યહ દેખ આજાદી તેરી,
હાય ! 'મેજપા' યહ આજાદી હૈ બરબાદી તેરી.

અર્થ:—હે મેજપા! ( સવારનું નામ મેજપા કરીને હતું ) તારી આવી સ્વતંત્રતા જોઇને તો હ્રદયમાંથી લોહીનાં આંસુ પડે છે. આ તારી સ્વતંત્રતા નહિ, પણ તારો વિનાશ છે.

**બીજું વિવરણ:**—એક જ્ઞાતિભોજનમાં એમ જોયું કે બાલકો ખાતી વખતે મિષ્ટાન્ન મોંમાં નાખવાને બદલે ઠાંસી ઠાંસીને ખીસ્સામાં ભરતાં હતાં. એક મશ્કરાએ કહ્યું:—" ભાઈ ! કપડાના ખીસ્સામાં નાખેલી મિઠાઈ કાંઇ સ્વાદ નહિ આપે અને તેનાથી ભૂખ પણ નહિ મટે. એને તો પેટના ખીસ્સામાં ભરો." એવી તે કયી મિઠાઈ અથવા ઉત્તમ પદાર્થ છે કે જે સ્વતંત્રતાથી વધારે પ્રિય હોય ? ભાઇઓ ! આ મિઠાઈ શરીરરૂપી વસ્ત્રના ગજવામાં ભરવાથી ક્ષુધા કદિ પણ નિવૃત્ત નહિ થાય. એને તો તમારા સાચા ગજવામાં ભરો. ઘોડાને સ્વતંત્રતા આપવાથી તો ( તમે પોતે સવાર છો તેથી ) તમે પોતેજ બંધનમાં આવી પડશો.

**ત્રીજું વિવરણ:**—એક પઠાણના છોકરાને કોઇ વાંક માટે તેના મૌલવીએ ધમકાવ્યો. છોકરાએ આંખો લાલચોળ કરીને એકદમ તલવાર ઉગામી.

મૌલવીનાં તો હાજાંજ ગગડી ગયાં. ઉઘાડી તલવારે પેલો છોકરો તો મૌલવીની પાછળ દોડયો; એટલામાં સંયોગવશાત્ પઠાણ સાહેબ ત્યાં આવી ચડયા અને મોલવી સાહેબને કહેવા મંડયા: "મૌલવી સાહેબ! ઉભા રહો, ઉભા રહો, મારા છોકરાનો આ પહેલોજ ઘા છે, સંભાળજો ખાલી ન જાય." અરે નવયુવકો! સ્વતંત્રતા જોઇએ છીએ? પણ એ તો કહો કે સ્વતંત્રતા તમારે જોઈએ છે કે તમારા ચતુર ચેલા (અહંકાર) ને? જોઇએ છે તો પોતાને ને આપવી છે બીજાને! ભલે ત્યારે, ઉપડવા દો હાથ. એના પહેલાં તમારોજ વારો આવશે. વાસના સ્વતંત્ર થઈ જશે. તમારૂં તો નામનિશાન પણ નહિ રહે.

**ચોથું વિવરણ**:—ઈ૦ સ૦ ૧૮૫૭ના બળવાના વખતમાં એક નવાબ સાહેબના મહેલ ઉપર બળવાખોર સિપાઇઓએ હુમલો કર્યો. ઘરનો મોટો દરવાજો અંદરથી બંધ હતો, પણ ઘરના પાછળના ભાગમાં એક નાની જેવી શેરીમાં એક બારી પડતી હતી. નવાબ સાહેબે પોતાનો પલંગ એ બારી પાસે રખાવ્યો હતો. બળવાખોરોએ મોટો દરવાજો તોડવા માંડયો છે, એમ જણાયું એટલે નવાબ સાહેબને એ બારીમાંથી નાસી છૂટવાનું સૂઝી આવ્યું; પણ જો નવાબ સાહેબ બે નોકરોના ખભા ઉપર હાથ મૂકયા વિના ઘોડાગાડીમાં બેસે તો પોતાની આબરૂ ઓછી થાય એમ માનતા હતા, તે બારીમાંથી પોતાની મેળે કેવી રીતે કૂદી પડે! જે નવાબ સાહેબને પગે ચાલવું એ તો એટલુંજ ખરાબ હતું કે જેવું વાંદરાનું કૂદવું, એ નવાબ સાહેબ આજ પોતાની મેળેજ કેવી રીતે નાસી છૂટે? નવાબ સાહેબ તો નોકરને બોલાવવા માંડયા:-" અલીમ! અલીમ! અરે જલ્દી આવ, જોડા લાવ મારા, પહેરાવ જલ્દી." જ્યારે કોઈના પોતાના ઉપર આફત આવી પડી હોય ત્યારે બીજાના દુ:ખનો વિચાર નથી આવતો. અલીમની આંખોમાં તો બળવાખોરોની ચમકતી તલવારો અને બરછીઓ ઘુમ્યા કરતી હતી. ચહેરાનો રંગજ બદલાઇ ગયો હતો, શરીર કાપો તો લોહી તો ભાગ્યેજ નીકળે. એટલામાં નવાબ સાહેબે જ્યારે એને બોલાવ્યો ત્યારે બારીને જોતાંજ અલીમના મનમાં પોતાની રક્ષા કરવાનો ઉપાય સૂઝી આવ્યો. નવાબ સાહેબના જોડા તો જોડાને ઠેકાણે રહ્યા અને અલીમ તો સીધો પહોચ્યો બારી પાસે; ને બહાર કૂદી પડયો! "ગયો, ગયો, એમ કરતા કરતા ગાળોનો વરસાદ વરસાવતા નવાબ બીજા નોકરને બોલાવવા માંડયા: "કલીમ! એ કલીમ! અરે જલ્દી

આવ, આ જોડા પહેરાવ કલીમ! આવ્યો કે ?" પણ એવી આફતની વેળાએ કોણ જોડા પહેરાવે! કલીમ પણ ત્યાં આવતાંવેંતજ બારીમાંથી બહાર કૂદી પડયો. વળી પાછો ત્રીજા નોકર સલીમને બોલાવીને જોડા પહેરાવવાનું કહ્યું એટલામાં મોટો દરવાજો અરધોક તો બળવાખોરોને હાથે તૂટી ગયો હતો,એટલે સલીમમિયાંના પણ હાથપગ ઢીલા પડી ગયા હતા. નવાબ સાહેબ શું હુકમ કરે છે,એ તો તેણે સાંભળ્યું સરખું પણ નહિ. એ પણ એકદમ બારી-માંથી નાસી છૂટયો. બસ પછી આફતનું શું કહેવું ? બળવાખોરો ઘરમાં ઘુસી ગયા ને નવાબ સાહેબનું તો પૂછવુંજ શું!

મહાશયો! સત્ય કહેજો કે જોડા પહેરવાની તો શું પણ એવી બીજી અનેક વાતોમાં પરાધીનતાવાળી ફેશનની પરતંત્રતા એ શું અમીરી છે ? એ નવાબ સાહેબ નોકરોના માલેક હતા, કે નોકરોનાએ નોકર ? જે વ્યક્તિ અવિદ્યાના દાવપેચમાં ફસીને એ ઠગણીની બહુરંગી માગણીઓ પૂરી કર-વામાં પ્રવૃત્ત થાય છે, તેને એ ઠગણી માયા ખરીદી લે છે, ગુલામ બનાવી દે છે. એ પુરુષ સ્વતંત્રતાનો હક્ક સિદ્ધ કરવાનો અધિકારીજ નથી.

**પાંચમું વિવરણ:**—વેદાન્તશાસ્ત્રનો અભ્યાસ કરવા બેઠા. વિચારો પર વિચારો આવવા માંડયા. મન ઘડીમાં આમ જાય છે તો ઘડીમાં તેમ. ધ્યાનજ લાગતું નથી. તબિયત ગભરાવા માંડી. મનરૂપી ઘોડો અથવા નોકર પોતાના વશમાં નથી. એને એમ કહેવામાં આવે છે કે, " આ કામ કર. " પણ એ તો સાંભળતોજ નથી. એવા પુરુષને માલિક, સ્વાધીન કે સ્વતંત્ર કહી શકાય ખરો કે ? કદાપિ નહિ. જેનો પોતાના ઘરમાંજ અધિ કાર નથી ચાલતો, તેને કેમ સ્વતંત્ર કહી શકાય ?

**છઠ્ઠું વિવરણ:**—દેશ, કાલ અને વસ્તુનાં ત્રણે પ્રકારનાં બંધનોમાં બંધાયમાન થએલો પુરુષ એટલે કે આત્મજ્ઞાનહીન મનુષ્ય કદિ સ્વતંત્રતા-નો આનંદ ભોગવી શકે ખરો કે ? કદાપિ નહિ. એ ત્રણે કેદખાનામાં પૂરાએલો મનુષ્ય સ્વતંત્રતાની ડંફાશ મારવાનો અધિકારીજ નથી.

**સાતમું વિવરણ:**—જે દેશ, કાલ અને વસ્તુમાંથી મુક્ત છે એજ સાચો સ્વતંત્ર છે. સ્વામી તો એનેજ કહેવાય કે જે તત્ત્વવેત્તા અથવા યતિ હોય. રાજરાજેશ્વર એજ કહેવાય કે જે સ્વરાટ્ હોય. ગંગા કોઈ પણ જાતના યત્નવિના પોતાની મેળેજ શીતળ રહે છે. સૂર્ય હમેશાં પ્રકાશજ આપશે, અંધકાર નહિજ ફેલાવે. એવીજ રીતે શમ, દમ, યમ, નિયમ

**જેના સ્વભાવમાં ઓતપ્રોત થઇ ગયા હોય તેજ સ્વતંત્ર કહેવાય.**

**આઠમું વિવરણ:–(પ્રશ્ન)–સ્વાભાવિક રુચિને રોકવી એ તો પ્રકૃતિના નિયમનું ઉલ્લંઘન કરવું; એ શું પાપ નથી? જેને તમે સ્વતંત્રતા કહો છો એ તો ગંગાનો પ્રવાહ મૂળભણી વહેવરાવવા જેવું છે; એ પાપ નહિ?**

( ઉત્તર ):—ખરેખર, સાચી સ્વતંત્રતાનો એજ અર્થ થાય છે કે ગંગાના પ્રવાહને ઉંચો વહેવરાવવો. ઊર્ધ્વરેતા થવું એટલે તો જરૂર તમારા પ્રાકૃતિક નિયમને તોડવાનોજ અર્થ હોય છે. જો નિયમનું બંધન એમાં રહેતું હોય તો પછી સ્વતંત્રતા કેવી?

કામનાઓ તથા માનસિક ઇચ્છાઓ અને ઉદ્ગાર એ સ્વાભાવિક કહેવાય ખરા કે? સ્વાભાવિક શબ્દનો અહીં કયા અર્થમાં પ્રયોગ કરવામાં આવ્યો છે, તેનો જરા વિચાર કરી જુઓ. રેલના પાટા ઉપર ટ્રોલીનું વાયુની પેઠે ધક્કા ખાતાં ઉડી જવું, એ શું સ્વાભાવિક છે? એ તો સ્થિતિસાતત્ય એટલે જડતા. મેદાનમાં અફળાતાં અફળાતાં દડાનું નાસભાગ કરવું, એ સ્વાભાવિક કહેવાય કે? એ પણ સ્થિતિસાતત્ય એટલે જડતા. આવીજ રીતે માંસાહારી, તૃણાહારી અને સામાન્ય પશુઓનાં શરીરોમાંથી ઉત્તરોત્તર વિકાસ પ્રાપ્ત કરતો કરતો પુરુષ જ્યારે મનુષ્યના શરીરમાં આવી પહોંચે ત્યારે પણ એના ઉપર પાશવિક રુચિઓ અને ઉદ્ગારોનો કાબૂ હોવો એ સ્વાભાવિક કહેવાય કે? ત્યારે એમ થવાનું કારણ શું? અને એ જૂની જડતા–પૂર્વ જડતાના અભ્યાસમાં મનુષ્યની શ્રેષ્ઠતા કયા વિષયમાં કહી શકાય? એનો ઉત્તર એજ છે કે એ ( સ્થિતિસાતત્ય ) જડતા ઉપર વિજય પ્રાપ્ત કરવાની એનામાં યોગ્યતા છે અને પાછળથી લાગતા ધક્કાને નિષ્ફળ કરવાનું સામર્થ્ય છે. આ ઉપરથી યાદ રાખવું જોઇએ કે આ પ્રકૃતિની જડતા ઉપર વિજય પ્રાપ્ત કરવો એમાંજ મનુષ્યની મનુષ્યતા છે. પાશવિક સ્વભાવ ઉપર વિજય મેળવવો એ કાંઇ માનુષીપ્રકૃતિથી વિરુદ્ધ જવા જેવું નથી, એજ સ્વાભાવિક છે, કહો કે એજ મનુષ્યનો પરમોત્તમ સ્વભાવ છે. માનસિક કામનાઓ, રુચિઓ તથા મન અને ઇંદ્રિયો ઉપર કાબૂ મેળવીને તેના સ્વામી બનવાથી નથી તો પ્રકૃતિનો નિયમ ભંગ થતો, કે નથી તો કોઇ જાતનું પાપ થતું. જ્યાંસુધી તમે તમારી જાતને સ્વતંત્ર બનાવીને પ્રકૃતિ કરતાં શ્રેષ્ઠ નહિ થાઓ, ત્યાંસુધી આ સાચો મનુષ્યસ્વભાવ કદિ તમને આરામ લઇને બેસવાજ નહિ દે.

**નવમું વિવરણ:**—વેતાલની વાર્તા યૂરોપ અને એશિઆના લગભગ બધા દેશોમાં પ્રચલિત છે. યોગવાસિષ્ઠમાં પણ વિંધ્યાચલના વેતાલની કથાનો ઉલ્લેખ છે. એ વેતાલના પ્રશ્નોના ઉત્તર પ્રત્યેક મનુષ્યને આપવા પડશે અને જે તેના સાચા જવાબ નહિ આપે તેના પ્રાણ બચવા અસંભવિત છે. ઓ સંસારયાત્રાનાં યાત્રીઓ! શું તમે એના પ્રશ્નોના ઉત્તર આપ્યા વિના એના પંજામાંથી છૂટી શકશો ખરા કે? કદાપિ નહિ. વેતાલ તો ખાઈપીને તમારી પાછળ પડયો છે. એણે તમને ખાધા રે ખાધા. જવાબ આપ્યા વિના તમારો અંત કયાં છે? કદિ નહિ. એ પ્રશ્ન કેવળ બે શબ્દોનો છે અને તે આ છે: "સ્વતંત્રતા એટલે શું?" પ્રત્યેક વ્યક્તિ આ પ્રશ્નનો ઉત્તર આપવાની ભૂલભૂલામણીમાં પડી છે.

લીલી જમીનમાં બીજ નાખ્યા પછી તેના ઉપર પથ્થર આવી જાય તો ઉગતી વખતે નાનો છોડ કયી તરફ વળશે? જે તરફ નજદીકમાં નજદીક પ્રકાશ (સ્વતંત્રતા) દેખાતો હશે તે તરફ વળશે અને વધશે. એવીજ રીતે બીજના રૂપમાં રહેલા પુરુષે વેતાલના પ્રશ્ન (સ્વતંત્રતાના પ્રશ્ન) ના ઉત્તર આવી રીતે આપેલા છે કે, કોઇ પણ વસ્તુ એકજ અવસ્થામાં સ્થિર રહેતી નથી; પ્રકૃતિમાં પ્રત્યેક વસ્તુ સ્વભાવથીજ પરિવર્તનશીલ છે, જેથી સદાય તે પોતાની ચાલુ સ્થિતિને બદલતીજ જાય છે. પોતાના વર્તમાન નામરૂપમાંથી તે સ્વતંત્ર થવા ઇચ્છે છે. વેતાલના પ્રશ્નનો ઉત્તર આપવાનો યત્ન તે કર્યાજ કરે છે.

બહર લહજા બહર સાઅત બહર દમ;
દિગરગૂં મીશવદ અહવાલે-આલમ.

ભાવાર્થ:—સંસારની અવસ્થા પ્રત્યેક ક્ષણે, પળે અને પ્રત્યેક શ્વાસે ભિન્ન ભિન્ન રૂપ ધારણ કરે છે.

પક્ષીની પછવાડે જેવી રીતે બાજ દોડે તેવી રીતે પ્રત્યેક મનુષ્યની પાછળ આ વેતાલનો પ્રશ્ન લાગેલો છે; પરંતુ હાય! એક ભૂલમાંથી હજુ નથી નીકળ્યા કે બીજી ભૂલ તૈયારજ ઉભી હોય છે! ખોટા જવાબોનો છેડો આવતો નથી. "ઑલામાંથી ચલામાં" વાળી વાતજ સાચી પડયાં કરે છે. નામરૂપના સામ્રાજ્યમાં સાચો જવાબ તો કયાંય છેજ નહિ અને એટલા માટેજ નામ અને રૂપના વર્તુલમાં (સંસારચક્રમાં) કોઈ પણ ઠેકાણે સ્થિરતા, સ્થાન, સુખ કે શાન્તિ પ્રાપ્ત થવી દુર્લભ છે.

સંસારમાં લડાઇઝગડા અને પુરુષાર્થ થાય છે તે શામાટે ? અંતરાયો દૂર થાય અને સ્વતંત્રતા મળે એટલાજ માટે. આધુનિક વિજ્ઞાનશાસ્ત્રે એ સિદ્ધ કરી આપ્યું છે કે, સૂર્ય અંધકાર ફેલાવે અને ગંગા નદીનું પાણી ગરમ લાગે એ કદાચિત્ સંભવિત હોય, પણ સ્વતંત્રતા માટેના પુરુષાર્થમાં નહિ ભળનારનો બચાવ તો સ્વપ્ને પણ થઇ શકે તેમ નથી. એ બિચારો આમ સૂતો જોડા નીચેજ છુંદાઇ જવાનો. એ બચવાને યોગ્યજ નથી; એવો પ્રકૃતિનો નિયમ છે. બધાં પાપોની જડ શું છે ? આળસ અને એદીપણું; જેને શાસ્ત્રો તમોગુણના નામથી ઓળખે છે તે. આળસુ માણસ તો વૈતાલના પ્રશ્નનો ઉત્તર આપવાનીજ ના પાડે છે. પરિણામ એ આવશે કે વૈતાલ એનો ભક્ષ કરી જશે.

જે ભોગવિલાસ અથવા આળસમાં પડી જાય, એનાં લોહીમાંસ તો વૈતાલને વેચાઇ ચૂકયાંજ સમજવાં. એ તો મર્યો, નાશ પામ્યોજ સમજવો; માટે એવા પુરુષોને ભૂલી જઇને હવે જે મનુષ્યો સ્વતંત્રતાને માટે કદિ પાછી પાની કરતા નથી, સ્વાધીનતાની ખાતર જે સાહસ ચાલુજ રાખે છે અને ઉદ્યોગ અને પરિશ્રમ કર્યાજ કરે છે, એના ભણી નજર ફેરવો.

યુસુફનું જ્યારે યૂનાન દેશમાં લીલાંઉ થવા માંડયું, ત્યારે એક ડોશીએ આગળ આવીને હરાજીની બીટ આપી અને પોતાની મિલ્કત ( નવટાંક રૂ ) ને બહુજ ખુશીથી કિંમતતરીકે આપવાની મરજી બતાવી શાબાસ ! ધન્ય છે ડોશી તને ! નવટાંક રૂથી યુસુફ તો ન મળ્યો, પણ હજરત યુસુફના ઉમેદવારોમાં તો તારૂં નામ આવ્યું !

ફેશનના ગુલામો ! સ્વતંત્રતાના ગ્રાહકોમાં તો તમારી ગણત્રી થઈ ચૂકી; પણ તમને એવી રીતે તો સ્વતંત્રતા કયાંથી મળવાની હતી ? એક સાધારણ સાંસારિક મનુષ્ય સ્વતંત્રતા એટલે એવી અવસ્થા સમજે છે કે જેમાં માથા ઉપર કોઈનું દબાણ હોય નહિ. એવી સ્થિતિ માટે યોગ્ય કે અયોગ્ય રીતે ફરહાદની પેઠે મહેનત કર્યે જાય છે. પ્રાર્થનાનાં સ્થાનો ( મંદિર, મસ્જીદ કે દેવળો ) માં આવાજ શબ્દો સંભળાયા કરે છે કે "મૈં ગુલામ, મૈં ગુલામ, મૈં ગુલામ તેરા, તૂ દિવાન, તૂ દિવાન, તૂ દિવાન મેરા." "નોકર રાખોજી, હમોને નોકર રાખોજી" વગેરે વગેરે.

એ ભકતો મંદિરો અને મસ્જીદોમાં માથું ઘસી ઘસીને રડયા કરે છે કે, "હું દાસ છું, દીન છું, પાપી છું, પાતકી છું," અને એવી ગોળ ગોળ

વાતો બનાવી બનાવીને પરમેશ્વરની મશ્કરી કરે છે. તેઓને કોઇ એમ સંભળાવે કે, "અરે પાપી! અરે નીચ" તો તરતજ તે ધુંવાકુંવા થઇ જાય છે. ત્યારે શું પરમેશ્વરના મંદિરમાં એ ખોટું નથી બોલી આવ્યો? ત્યારે શું એવું હડહડતું અસત્ય એને સજા પણ કર્યા વિના રહે ખરૂં કે? યાદવો એક બ્રાહ્મણની પાસે ખોટું બોલ્યા હતા અને પુરુષને ગર્ભિણી સ્ત્રી બનાવી હતી, તેનું ફળ શું ભોગવ્યું? પાછળથી તો એ યાદવોએ અનેક પ્રયત્ન કર્યા કે એ શાપથી છૂટા થવાય; પણ એ બનેજ કેમ? એ સત્ય (પેટ ઉપર બાંધેલું વાસણ) નો પથ્થરપર ઘસી ઘસીને દાળોવાટો કરવાની ઘણીએ મહેનત કરી પણ એણે યાદવોનું નિકંદન કાઢી નાખ્યું.

જે લોકો અહંકાર(દેહાધ્યાસ)યુક્ત બાહ્યઆડંબરવડે સ્વતંત્ર-મોટા થવા ઇચ્છે છે, તેઓ પ્રકૃતિ અર્થાત્ નિજસ્વભાવનો ખોટોજ ઉત્તર આપે છે.

હવે મોટાઈનો સાચો અર્થ શું થાય છે? "જાતમાં પ્રધાનપદ ભોગવવું, અદ્વિતીય બનવું, એવી ઉચ્ચ સ્થિતિએ પહોંચવું કે પોતાના જેવો બીજો કોઈ ન રહે, બીજાઓથી શ્રેષ્ઠ કહેવાઈએ, ચિંતાઓમાંથી છૂટકારો થાય, કોઈનો ભય ન રહે, કોઈની તાબેદારી ન કરવી પડે વિગેરે." આવા મનુષ્ય એક બાજુ તો શરીરના અહંકારમાં બંધાઈ બેઠા છે અને બીજી બાજુ સ્વતંત્ર અને મહાન બનવા ઇચ્છે છે; તેઓ હમેશાં નિષ્ફળતા મેળવશે, પસ્તાયાજ કરશે.

ધનધામ વગેરેની મોટાઈમાં ડૂબી રહેલો મનુષ્ય બીજાઓને એવી મોટાઈ મેળવતા જોઇને ગભરાઇ જાય છે; કારણ કે તેને માલૂમ પડે છે કે હું સૌથી ચડીઆતો નથી, મારા જેવા બીજા પણ છે. પેલા વૈતાલનો પ્રશ્ન (સ્વતંત્રતાનો પ્રશ્ન) પાછો તીરની પેઠે તેના હૃદયમાં ભોંકાય છે. બ્રહ્મવિદ્યા જેના આચારમાં નથી આવી, એવો એકાદ મહાન પંડિત બીજા એકાદ વિખ્યાત પંડિતનું નામ સાંભળીને તેની જાહેરમાં નિંદા કદાચ નહિ કરે, પણ તેના મનમાં તો બળતરા થવાનીજ. એક નવા સવા પાસ થએલા યુવકને "હું એમ. એ. છું" એવું અભિમાન રહે છે, પણ પછી બે ચાર પખવાડીઆમાં જ્યારે એને ભાન થાય છે કે મારા જેવા, અરે મારાથી પણ ચડી જાય એવા, બીજા સેંકડો એમ. એ. પડયા છે. કાંઇ હું એકલોજ એમ. એ. નથી. આમ થતાંજ વૈતાલનો પેલો પ્રશ્ન પાછો આગની પેઠે એના હૃદયને બાળવા માંડે છે.

આજ યુનિવર્સિટી (વિશ્વવિદ્યાલય)માં કૉનવોકેશન (પદવિદાન ક્રિયા)

નો મેળાવડો છે. ચાન્સેલર ( પદવીદાતા ) સાહેબ સભામાં ઉચ્ચાસને વિરાજ્યા છે. ફેલો ( સમપાઠી ) ખુરશીઓપર બેઠા છે. દર્શકગણ ચારે તરફથી નવા ગ્રેજ્યુએટો તરફ આંગળીઓ કર્યા કરે છે. નવો સ્નાતક મનમાં અત્યંત આનંદ માને છે કે પંદર સોળ વર્ષનું ફળ મને આજ મળ્યું. પ્રસન્નતાને લીધે તેના ગાલ ફુલી રહ્યા છે. ઝભ્ભો ફફડાવતો તે સર્ટિફિકેટ લેવાને ઉઠે છે, ચાન્સેલર સાહેબની સામે સન્માનપૂર્વક ઉભો રહે છે. અહાહા! એ વખતે તેની ચિત્તવૃત્તિ કેવી એકાગ્ર હોય છે! ઓ આશારૂપી વાટિકાના નવયુવક! વાઇસ–ચાન્સેલર સાહેબનું વ્યાખ્યાન સાંભળ્યા પહેલાં રામની રામકથામાંથી કાન અને ચિત્તને રખે વાળી લેતો. ભાઈ! ગળાથી પગ સુધી ઘોર કાળો ઝભ્ભો જે એ પછી એક દિવસ પણ કામ નથી આવતો તે પહેરીને તું એક બાજુ ઉભો છે; પરંતુ પણે બીજી બાજુ પેલો વૈતાલ આ બધો ખેલ જોતો જોતો હસ્યા કરે છે અને કહે છે કે, " સોળ વર્ષ ગુમાવ્યાં પણ મારા પ્રશ્નનો જવાબ હજુ નથી આપ્યો."* સંસારનો જીવ બની રહીને શ્રેષ્ઠ, સ્વતંત્ર થવું એ કોઇ પણ રીતે બની શકે તેવું નથી. ત્યારે આ સ્વાભાવિક ઇચ્છા મનુષ્યમાં કેવલ મશ્કરી કે ઠઠ્ઠાબાજીને માટેજ દેખાય છે કે એ ઇચ્છા પૂરી થવા માટે દેખાય છે? આ સ્વાભાવિક ધુન સ્વતંત્ર અને સર્વશ્રેષ્ઠ થવાની આ લગની રાતદિવસ મનુષ્યને ગાંડો કેમ બનાવી મૂકે છે? અને એ પૂરી કેમ નથી થતી? થશે, અવશ્ય પૂરી થશે; પરંતુ પરિચ્છિન્ન અહંતામમતામાંજ બંધાઈ રહેવું હશે ત્યાંસુધી તો તે નહિજ પૂરી થાય.

" હું શેઠ છું " એ વિચારનું અભિમાન રાખનારા મનુષ્યને પણ જ્યારે એમ સમજાય છે કે,"મારા કરતાં વિશેષ ધનાઢ્ય લોકો પણ આ જગતમાં છે ખરા, ત્યારે હાય હાય! હું ક્યારે એવો ધનાઢ્ય થઇશ? હું સૌથી વિશેષ ધનિક નથી," આવા વૈતાલના પ્રશ્નો તેની પાસે પણ તરતજ આવીને ઉભા રહે છે. ઇંગ્લંડનું રાજ્ય પ્રાપ્ત થયું, એટલે રશિયા, ફ્રાંસ વગેરે સમાનશક્તિવાળાં રાજ્ય હૃદયમાં ખટકવા માંડયાં. ભલે પ્રજાની દૃષ્ટિમાં તો મોટા થઈ ગયા અને તાબેદાર રાજાઓની દૃષ્ટિમાં પણ પૂજ્ય બની ગયા; પરંતુ સત્ય જ્ઞાન મળ્યા વિના દૃષ્ટિ તૃપ્ત થતીજ નથી અને સ્વતંત્રતા તો હજારો ગાઉજ દૂર રહેશે. હજારો મહારાજાધિરાજ આ સંસારમાં થઇ ગયા છે, એ બધા શું આનંદમગ્ન હતા? નહિ. જેટલી જેટલી જેમનામાં જ્ઞાનની ઝલક હતી, એટલો એટલોજ તેઓ આનંદ ભોગવી શકતા હતા.

આ બધાનો સાર એજ છે કે જાતિ, વર્ણ અને સંપ્રદાયની મોટાઇ વાસ્તવિક દૃષ્ટિએ જોતાં નાનમજ છે. માણસ એમ ધારે કે, "હું ઉચ્ચ જાતિનો છું, એટલા માટે મોટો છું" પણ રામ કહે છે કે, "ભાઈ ! તમે જો જાતિને લીધેજ પોતાને સૌથી મોટા ધારતા હો તો સૌથી નીચ છો; કારણ કે એજ જાતિના બીજા પણ તમારા જેવા હજારો મનુષ્યો વિદ્યમાન છે. આવો અનુચિત અહંકાર તો તમને કોઇ દહાડો મીઠાં ગાજરની પેઠે પેટમાં જરૂર પીડા કરશે. મોટાં શહેરોમાં જ્યાં દશેરાનો મેળો ભરાય છે, ત્યાં રામલીલાવાળા મેદાનમાં પોતાની હદ બાંધી ચારે તરફ તાર બાંધી દે છે કે જેથી વગરટિકિટે કોઇ માણુસ અંદર ન આવી શકે. તારના ચક્રની બહાર તે વખતે લોકોની બહુ મોટી ભીડ થાય છે. શરીરે શરીર ઘસાય છે, જોનારાઓ તારની ફરતા કાંઠે કાંઠે ચક્કર માર્યા કરે છે, પાછળથી ધક્કા ઉપર ધક્કા ખાતા જાય છે. આગળ ભીડ હોવાથી પગ મૂકવાની પણ જગ્યા નથી મળતી. એવી રીતે ધક્કામુક્કીમાં ફસાઈ ગયેલા કદાચ (क) ઠેકાણેથી (ख) સુધી ચાલ્યા જાય, તો ખરેખર સંસારની દૃષ્ટિએ તો તેમણે બહુ ઉન્નતિ કરી કહેવાય છે; પણ એને એના જીવના સોગન દઇને પૂછો કે (क)સ્થાન કરતાં (ख)સ્થાનપર થોડી ભીડ છે, કે એવી ને એવીજ. ભાઇ ! ભલે તમે (क)સુધી જાઓ કે (ग) સુધી જાઓ, કે પાછા ત્યાંથી (क) ઉપર જાઓ, પણ જ્યાંસુધી ચક્રમાં રહેશો ત્યાંસુધી તો આગળ પાછળના દબાણમાંથી સ્વતંત્રતા મળવી તદ્દન અસંભવિત છે. હા, એકજ રસ્તો છે; અને તે એ છે કે ટિકિટ ખરીદવાથીજ મેદાનની અંદર (अ) કેન્દ્રમાં તમે પહોંચી શકશો કે જ્યાં કોઇપણ પ્રકારની ધક્કામુક્કી નથી. સંસારમાં (क)સ્થાનવાળા–એટલે કે સર્વશ્રેષ્ઠ પ્રતાપશાળી પુરુષનું ચિત્ત પણ એટલુંજ વિક્ષિપ્ત, ચંચલ અને ધક્કા ખાનારૂં હોય છે કે જેટલું (ग) સ્થાનવાળાનું અધમશ્રેણિપુરુષનું. શોક અને દુ:ખમાં રડાપીટ કરનારા સંસારીઓ ! સંસારમાં તમારા કરતાં ઉચ્ચ સ્થિતિ ભોગવનારાઓની તમે ઇર્ષ્યા કરો છો પણ બંધ કરો એ ઈર્ષ્યાભાવને. છોડો એ દિશાને. જે લોકો જોવામાં તમારા કરતાં વિશેષ પ્રતાપવાન છે, તેઓ બાહ્યવૈભવને લીધે તમારા કરતાં જરાપણ વિશેષ પ્રસન્ન અને સુખી નથી. જેમનામાં જ્ઞાનનો વિકાસ વિશેષ હશે, તેઓજ વિશેષ આનંદિત હશે. જો તમારામાં જ્ઞાન વિશેષ વ્યાવહારિક બન્યું

क
अ
ख
ग

હશે, તો તમે પણ વિશેષ પ્રસન્ન હશો. સંસારનાં સંપત્તિ અને વૈભવ એ કાંઈ આનંદપ્રાપ્તિમાં ઉપયોગી અંગ નથી. જે લોકો પોતાને શરીર અથવા શરીરવાળા સમજવા છતાં પોતાને શ્રેષ્ઠ અને મહાન બનાવવા માગે છે અને પોતાની આસપાસ સ્થાવરજંગમ વસ્તુઓ (મિલ્કતો)ના ગંજ ખડકીને મોટા બનવાની આશા રાખે છે, તેઓ મૂળમાંજ ભૂલ કરી બેઠા છે. શૂન્યના ગમે તેટલા ગુણાકાર કર્યા કરો; પણ જવાબમાં શૂન્યની શૂન્યજ રહેશે. એવી રીતે તો પેલી મોટા બનવાની આશા પૂરી પડવાનીજ નહિ. નવટાંક રૂ અથવા રેશમથી યુસફ નહિ ખરીદી શકાય, એમ શાંતિ નહિ પ્રાપ્ત થાય.

એક કૂતરો મોઢામાં રોટલો લઈને એક પૂલપરથી જતો હતો. નદીમાં તેણે પોતાનો પડછાયો જોયો. એ પડછાયાને પોતાથી જૂદો માનીને, તેને બીજો કૂતરો સમજીને-તેના મોંમાં દેખાયલો રોટલો પણ ઝડપી લેવા માટે તે કૂતરો પૂલપરથી પાણીમાં કૂદી પડયો એટલે પ્રવાહમાં પોતેજ તણાઈ ગયો!

ફુટબૉલની રમતમાં દડો બે ધજાની પેલી પાર ચાલ્યો જાય તેની હરકત નહિ, પણ જો એ બે ધજાની વચમાં થઈને ન જાય તો નકામું છે. એ દડાને પાછો ધજાની વચમાં લાવવો પડે છે અને ફરી તેને તેમાંથી પસાર ન કર્યો હોય ત્યાંસુધી જીત્યા કહેવાતું નથી. અહંકારને મોટો માનનારાઓ! તમે અયોગ્ય રીતે ધજાની પેલીપાર જાઓ છો. પાછા ફરો, સમજો, આ બાજુ ફરો, તમારા સત્યસ્વરૂપ આત્માનો સાક્ષાત્કાર કરો. એટલે સમજશો કે જેને ઇચ્છો છો તે તો તમે પોતેજ છો.

ધનમાં, ભૂમિમાં, સંતતિમાં, માનમાં અને સંસારની બીજી સેંકડો વસ્તુઓમાં પ્રતિષ્ઠા શોધનારાઓ! તમારા સેંકડો (વૈતાલના પ્રશ્નના) ઉત્તર હોય, પણ બધાયે ખોટા છે. એક સાચો જવાબ તો ત્યારે મળશે કે, જ્યારે અહંકારનો ત્યાગ કરીને, દેહ અને દેહાધ્યાસના ભાવનો ધ્વંસ કરીને દ્વૈત (ભેદ) દૃષ્ટિને છોડી દઇને, સત્ય, તેજ અને પ્રતાપને સંભાળી લેશો.

ક્લેશ અને દુઃખ એટલે શું? પદાર્થોને પરિચ્છિન્ન દૃષ્ટિથી જોવા અને અહંકારની દૃષ્ટિથી એ પદાર્થોનું અવલોકન કરવું. આ એક વિપત્તિનું નામજ સંસાર. બીજું કશુંયે નહિ. સંસારી લોકો! નક્કી સમજો કે દુઃખ અને ક્લેશના બનાવનારા તમે પોતેજ છો.

હસાવનારા અરીસા કે જેમાં જાડાંપાતળાં, કે લાંબાંટુકાં શરીરો દેખાય

છે, તેમાં અત્યંત સુંદર મનુષ્ય હોય તોપણ કેવો કુરૂપ દેખાય છે ! એવીજ રીતે ઈશ્વરની સૃષ્ટિમાં કોઈ બાબત ખરાબ, ભયાનક કે નકામી નથી. ભ્રાંતિ અને અવિદ્યાનાં મેલાં ચશ્માં આંખો ઉપર ચડાવવાથી ભયાનક જીવસૃષ્ટિ વડે પેલાં બાલકોની પેઠે મનુષ્યો હતાશ અને ભયભીત થઇ જાય છે.

સારંગી કે દીલરૂબા વગાડનારાઓની આંગળી કદિ ભૂલ નથી કરતી. એ અદ્ભુત સુખદાયક નાદ જાણે એ આંગળીઓમાંથીજ નીકળ્યા કરે છે. તમને જો નાદભંગ સંભળાતો હોય તો સારંગીના તાર ઢીલા છે. માટે જરા સારંગીના કાન ( ખુંટી ) મરડો, તાર કસો, એટલે મધુર સ્વર તો પહેલેથીજ એમાં રહેલો છે તે પાછો આવવા માંડશે. વળી એ પ્રમાણે કસવાથી તમારૂં પોતાનું તો કશુંજ બગડવાનું નથી. ભય, દુઃખ, દર્દ શામાટે ?

ગુલશને-ગેતી નદારદ ગૈર-ગુલ,
વેહ્મ ખુદ બગુજઝાર ખાર ઈં અસ્તો બસ.

અર્થાત્:-સંસારરૂપી વાટિકામાં પુરુષવિના બીજું કાંઇ છેજ નહિ. આપણો પોતાનો ભ્રમ એજ કાંટારૂપ થઈ તમને સાલે છે.

એક નવયુવકની ઉપર દેવતાઓ પુષ્પવૃષ્ટિ કરી રહ્યા હતા, ઇન્દ્ર એને વરદાન આપી રહ્યો હતો, એટલામાં અચાનક એવો વંટોળિયો આવી ચડયો કે એ નવયુવકની દૃષ્ટિમાંથી દેવતાઓ લોપ થઈ ગયા અને એને એવું દેખાવા લાગ્યું કે જમણી તરફથી એક માણસ એને ચૂંટી ખણે છે; ડાબી બાજુથી એક માણસ એનો હાથ મરડે છે; સામેથી વળી એક માણસ લાલચોળ નેત્રો કરી એને બીવરાવે છે, વળી પાછળથી કોઇ ધક્કા મારે છે; પણ એટલામાં જ્યાં સ્વપ્ન દૂર થયું કે એ બધો અંધકાર દૂર થઇ ગયો. નથી વંટોળિયો કે નથી અંધકાર. નથી કોઇ જમણી બાજુ કે નથી કોઇ ડાબી બાજુ. પહેલાંની પેઠેજ પાછાં પુષ્પો વરસવા માંડયાં અને ઇન્દ્રની સામે પોતાને વરદાન માગવા માટે ઉભો રહેલો જોવા લાગ્યો. ચિંતા અને શોકમાં નિમગ્ન રહેનારા પુરુષો ! ઇશ્વર-સૃષ્ટિમાં તો તમારી ઉપર પુષ્પવૃષ્ટિજ થાય છે ને ઇન્દ્ર વરદાન આપવા તૈયારજ ઉભો છે; પરંતુ તમે તમારા ભિન્ન ભિન્ન પ્રકારના ભ્રમને લીધે નાના પ્રકારની વિપત્તિઓ ઉપજાવી કહાડો છો. તમારી પોતાનીજ ચિંતાઓ અને શોકનાં સ્વપ્નોમાં પડયા પડયા કાંઇને કાંઈ ઉપાધિ રચ્યા કરો છો. આ જીવ-સૃષ્ટિનો પરિત્યાગ થતાંજ તમને માલુમ પડશે કે સમય કદિ તમને પ્રતિકૂળ નહિ થાય. દૈવ કદિપણ રુષ્ટ થઇને

તમને દુઃખ નહિ આપે. કાળચક્ર તો તમને સાચી સ્વતંત્રતા આપવા તૈયારજ ઉભો છે અને યથાર્થ આત્મજ્ઞાનથીજ ભ્રમ અને ચિંતાની એ જીવસૃષ્ટિનું સ્વપ્ન દૂર થાય છે. અંગ્રેજી રાજ્યને પ્રતાપે જાતનો ચમાર પણ બીજાઓની સાથે પરીક્ષા પાસ કરીને જ્યારે વહીવટદાર બની જાય છે, ત્યારે એ પોતાના ચમારના ધંધાનું નામ પણ લેતો નથી. ચામડાં ચુંથવાના ધંધાને યાદ પણ કરતો નથી; એવીજ રીતે બ્રહ્મજ્ઞાનને પ્રતાપે સાચી ઈશ્વરતા પ્રાપ્ત થતાંજ દેહચર્મની ચિંતા અને શોક દૂર થાય છે. સંશય, ચિંતા, અનાત્મ–ચિંતનની સૃષ્ટિ એકદમ વિલીન થઇ જાય છે.

ઓ મુક્ત પુરુષોના દેશવાળાઓ ! ઓ મહર્ષિકુમારો ! તમે તમારી નજરેજ જુઓ છો કે અનેક પેઢીથી ચામડાં ચૂંથવાનો ધંધો કરતો ચમાર થોડું પાઠશાળાનું જ્ઞાન મળતાંજ ચમાર મટી જાય છે અને ચામડાં કેળવવાના શૂદ્રના કામનો સ્વપ્નમાં પણ વિચાર નથી લાવતો, તો પછી તમે તો અનાદિકાળથી શંકરસ્વરૂપ છો; સદા ઈશ્વરજ છો.

**अजो नित्यः शाश्वतोऽयं पुराणो, न हन्यते हन्यमाने शरीरे ।**

તમારે શી ગરજ પડી છે એ નિર્માલ્ય જીવસૃષ્ટિ બનાવવાની ? અનાત્મ-ચિન્તન, ચર્મચિંતા, શોક, ખેદ અને સન્તાપ છોડી ઘો.ઇશ્વરસૃષ્ટિ તમારી છે તો પછી જીવસૃષ્ટિ શામાટે બનાવો છો ? માત્ર જ્ઞાનના પ્રકાશનીજ ખામી છે. એ આવ્યો કે ખેદ, ચિંતા, દુઃખ, સંતાપ, પીડા અને વ્યાધિ તમારી પાસે પણ નહિ આવી શકે, આહ્‌વાન મોકલે છે રામ એ શોક, મોહ, ખેદ, ચિન્તા, ભય, કામ, ક્રોધ વગેરેને કે કદિ પણ આવે તો ખરા !

આજાદા અમ, આજાદા અમ, અજરંજ દૂર ઉફ્તાદા અમ;
અજ ઈસનયે–જાલે જહાં અંજાદા અમ બાલા સિતમ.
જાલે જહાં શૈના સખુન ઇશવ–એ–નાન્કી મુકનૂ;
દિલ તઓ નેખી મુબતિલા તન તલમલા તલા તલા.

ભાવાર્થ:—હું સ્વતંત્ર છું, હું મુક્ત છું, શોકથી કેવળ પર છું; સંસારરૂપી ઠગણી ડોસીનાં નખરાંટખરાંથી તદ્દન મુક્ત અને પર છું. ઓ સંસારરૂપી ઠગણી ડોસી ( માયા ) ! સાંભળ. નખરાંટખરાં છોડી દે, તારામાં મારૂં ચિત્ત આસક્ત નથી, તન, તન, તના, તના ! !

પણ ભાઇ આહ્‌વાન બાહ્‌વાન કેવું, કોઈ ભાગીદાર ( દ્વૈત ) જ નથી.

અન્ય કોઈ થયોજ નથી-આહ્વાન કોને ?

અગર ગમ લશ્કર અંગે જીદ કિ ખુને આરિફાં રેજદ;
શુઆએ-જાત અંદાજેમ વ બુન્યાદશ બરન્દા જેમ.

ભાવાર્થ:—ચિન્તા કદિ પોતાની સેનાને આત્મવેત્તાઓના રુધિરની નદી વહેવરાવાને ઉશ્કેરે, તોપણ અમારી અંતરજ્ઞાનાગ્નિની જ્વાલા એ ચિન્તાનાં મૂળને ઉખેડીને ભસ્મ કરી નાખશે.

स्वप्नान्तं जागरितान्तं चोभौ येनानुपश्यति ।
महान्तं विभुमात्मानं मत्वा धीरो न शोचति ॥ ४ ॥
य इमं मध्वदं वेद आत्मानं जीवमन्तिकात् ।
ईशानं भूतभव्यस्य न ततो विजुगुप्सते ॥ ५ ॥ ( કઠ० ઉપ० ૨-૪)

ભાવાર્થ:—જેના પ્રકાશમાં સ્વપ્ન અને જાગ્રત્ બન્ને અવસ્થાઓ જોઈ શકાય છે, એવું તારૂં વાસ્તવિક સ્વરૂપ કે જે સર્વવ્યાપક અને મહાન્ છે, તેને ઓળખતાંજ આત્મવેત્તાનાં શોક અને ચિન્તા ઉડી જાય છે. આત્માવડે જે આ મધુ ( નિજરસ ) નો ભોક્તા, સમીપમાં સમીપ અને ભૂતભવિષ્યના સ્વામી આત્માને ઓળખે છે, એ જ્ઞાની કદિ પણ પરાધીન રહેતો નથી; એટલે કે નથી તો તે કોઇના આશ્રય કે આધારની અપેક્ષા કરતો કે નથી કોઇની અપ્રાપ્તિથી વ્યાકુલ થતો. નિઃસંદેહ એ તો એજ છે.

यदेवेह तदमुत्र यदमुत्र तदन्विह ।
मृत्योः स मृत्युमाप्नोति य इह नानेव पश्यति॥१०(કઠ० ઉપ० ૨-૫)

ભાવાર્થ:-" જે અહીં છે, તે નિઃસંદેહ ત્યાં છે અને જે ત્યાં છે તેજ અહીં છે. " આમાં જે વિપરીતભાવના કરે છે તે મૃત્યુવડે મૃત્યુમાં જાય છે.

એક હાથમાં મિઠાઇ અને બીજા હાથમાં સોનામહોર બાળકને દેખાડીને આપણે એને પૂછીએ કે આમાંથી કયી ચીજ તારે લેવી છે ? તો બાળક તો બિચારો તરતજ સ્વાદ દેનારી પેલી મિઠાઇનેજ પસંદ કરે, એ સ્વાભાવિક છે. એને બિચારાને ખબરજ નથી કે સોનામહોરની કેટલી બધી મિઠાઇ આવે છે. આવીજ સ્થિતિ પેલા સંસારી લોકોની છે કે જેઓ સર્વશ્રેષ્ઠ બનાવનારી સાચી સ્વતંત્રતાની સોનામહોરને છોડીને આગિયાની પેઠે ચળકાટ મારતી-ક્ષણભંગુર સ્વાદ દેનારી મિઠાઇનો સ્વીકાર કરી લે છે. ગોવાળીઆનું કામ છોડીને પોતાનો જન્મસિદ્ધ ( રાજગાદી ) નો હક્ક સંભાળી લેવા માટે

કૃષ્ણ ભગવાનનું કંસને મારવું એ અત્યંત આવશ્યક કર્તવ્ય હતું; પણ કંસ તો ત્યારેજ મરે કે જ્યારે કુબ્જા સીધી થાય. પાન, સોપારી, ચંદન, પુષ્પ લઈને કુબ્જા બિચારી કંસની સેવાપૂજા કરવા ચાલી જાય છે, એટલામાંજ ભગવાનનો ભેટો થઇ ગયો. વાંકી કુબ્જાની બાંકેબિહારીની સાથેની વાતચીત પણ વાંકીજ હતી; પણ એક મુક્કો વાગતાંજ કુબડી કુબ્જાની પીઠ સીધી થઇ ગઇ. નામ તો કુબ્જાજ રહ્યું, પણ સીધી થઇ ગઇ અને પોતાના ઉપર ઉપકાર કરનારાના ચરણમાં પડી. હવે પછી કંસની સાથે સંબંધ શાનો ? પાન-સોપારી અને ચંદનપુષ્પથી ભગવાનનીજ પૂજા કરી અને ભગવાનનીજ બની ગઈ. સીધી કુબ્જાને સહૃદય સખી બનાવતાંજ કૃષ્ણનો વિજય થયો અને સ્વરાજ્ય ( જન્મસિદ્ધ સ્વત્વ ) મળ્યું. સત્ય સામ્રાજ્યને સુરક્ષિત કરવા માટે વિષયોના વનને છોડીને અહંકારરૂપી કંસને મારવાની પરમ આવશ્યકતા છે. નહિ તો અહંકારરૂપી કંસના તરફથી ઉત્પન્ન થતી ભિન્ન ભિન્ન પ્રકારની પીડાઓ અને ચિત્રવિચિત્ર અત્યાચાર આરામજ નહિ લેવા દે; અને એ અહંકાર ( કંસ ) ત્યારેજ મરશે કે જ્યારે કુબ્જા સીધી થઇને કૃષ્ણ ( આત્મા ) ની ભેદી ( આત્માના રહસ્યને જાણનારી ) બની જાય.

કુબ્જા એટલે શું ? શ્રદ્ધા, વિશ્વાસ. સાધારણ લોકોમાં તો શ્રદ્ધા ઉલટી અહંકાર ( કંસ ) ની સેવામાંજ રાતદિન રહ્યા કરે છે. " ઘર મારૂં છે " એ રૂપમાં અથવા " ધનવૈભવ મારાં છે " એવા અર્થમાં કે " સ્ત્રીપુત્ર મારાં છે " એવા મોહમાં કે પછી " શરીર અને મનબુદ્ધિ મારાં છે " એ રંગ-રાગમાં નિરંતર શ્રદ્ધા રહ્યા કરે છે. આવા ભિન્ન ભિન્ન વેશોમાં અનર્થ ઉપજાવનારી શ્રદ્ધા ( કુબ્જા ) હમેશાં અહંકાર ( દેહાધ્યાસ ) ને પુષ્ટ અને બળવાન બનાવ્યા કરે છે. જ્યાંસુધી આ સંસારાસક્ત દૃષ્ટિવાળી શ્રદ્ધા સીધી થઇને આત્મા ( કૃષ્ણ ) ની સહગામિની અને તદ્રૂપ નહિ થઇ જાય, ત્યાંસુધી ન તો પેલો અહંકાર (કંસ) મરશે, કે નહિ સ્વરાજ્ય ( સ્વતંત્રતા ) પ્રાપ્ત થાય. એ કુબ્જાની પીઠમાં જોરથી લાત મારો, ઉંધા વિશ્વાસને વિવેકરૂપી મુક્કો મારો, અલિફ ( ડ ) ની પેઠે કરી નાખો સીધી એ કુબ્જાની કમરને.

કહે—અલિફ મૈદા કુનમ ચું રાસ્ત પુશ્તે-નૂં કુનમ્

અર્થાત્:—નુન અક્ષરની કમરને જ્યારે સીધી કરૂં છું ત્યારે અલિફનો આકાર સીધો થઈ જાય છે.

તમારા મૂળસ્વરૂપ પરમાત્મામાંજ પૂર્ણ શ્રદ્ધા રાખો. દેહ અને દેહાધ્યાસ

ક્યાંથી આવ્યાં ? તમે તો મુખ્ય ઇશ્વર છો. આવી રીતે સીધી પીઠવાળી કુબ્જા ( યથાર્થ શ્રદ્ધા ) ને એકશ્વાસ અને એકપ્રાણ બનાવતાંજ કંસ બંસ ક્યાંના ક્યાંય જતા રહેશે. તત્કાલ સ્વરાજ્ય પ્રાપ્ત કરવામાં સંદેહજ ક્યાં છે ? આ શ્રદ્ધા જ્યાંસુધી અહંકાર ( કંસ ) ની સેવામાં છે, ત્યાંસુધીજ કમરમાં વાંકી ( ભ્રાંતિ અને ભ્રમ ) છે. આત્મા ( કૃષ્ણ ) ની સેવા આવી કે અલિફ ( ઉર્દુ અક્ષરના સીધી લીટી જેવા પહેલા અક્ષર ) ની પેઠે સીધી થઈ જશે. એજ કુબ્જા ઉત્તમતાનો ભંડાર છે, અદ્‌ભુત સુંદરી છે, એને હમેશાં પોતાની સાથે રાખનારા ( આત્મ–અભ્યાસીજ ) સ્વતંત્ર છે અને એજ સાચા સ્વતંત્ર છે. બીજા કોઇ નહિ, કોઈજ નહિ. આ પવિત્ર શ્રદ્ધા ( નિશ્ચયાત્મા ) ના મિત્ર થતાંજ ઈંદ્રિયોના હાવભાવ અને કટાક્ષ બંધ થઇ જશે, વિષયવિકાર દૂર થઇ જશે અને ઇચ્છાઓમાંથી છૂટકારો થશે.

ચેનાદાં બૂદ ઓ મજનૂં કિ આશિક ગશ્ત વર લૈલી,
ચો લૈલી રફ્ત અજ દસ્તશ પરેશાં મૉદદર ખૈલી.
અજબ મન શમ્સ તબરેજમ્ કિ આશિક ગશ્તા અમ્ બરખુદ,
ચો ખુદ દરખુદ નજર કર્દમ નદીદમ જુજ ખુદા દરખુદ.

ભાવાર્થ:–પેલો મજનૂ ( કૈસ ) કેવો મૂર્ખ હતો કે લૈલી ઉપર આશક ( આસકત ) થઇ ગયો અને લૈલી જ્યારે એના હાથમાંથી છટકી ગઇ ત્યારે અત્યંત વ્યાકુલ થઇને ભટકતો ફર્યો. હું તો વિચિત્ર જાતનો શમ્સતબ્રેજ છું, હું તો મારા પોતાના ઉપરજ આશક થયો છું અને જ્યારે અન્તર્મુખદૃષ્ટિ કરીને જોઉંછું ત્યારે પરમાત્માવિના અન્ય કાંઇ દેખતોજ નથી.

સીધી કુબ્જાનો મોહનીમંત્ર કેવળ સત્ય છે અને એ મંત્ર ( ૐ ) એવો તો પ્રભાવશાળી છે કે ગોવાળીઆપણા ( દેહાધ્યાસ ) ના સંસર્ગ અને સંબંધને એકદમ તોડી નાખે છે. જાણે ગોપીઓ ( ઇચ્છાઓ ) કદિ હતીજ નહિ. જાણે વનકાનન ( વૃન્દાવન ) નું કશું કામજ નહોતું. અસલથીજ જાણે આપણે ( કૃષ્ણ ) રાજ્ય કરતા હતા. મહારાજ ! ગોવાળીઆપણું તો એક સ્વપ્ન હતું, એ તો પૂરૂં થયું હવે. કાનનભ્રમણ તો એક લીલામાત્ર હતી, તે બંધ થઇ ગઈ. વિષયભોગ તો મેણાં દેતાજ રહી જવાના.

બે વફાઈ ક્યા કહૂં મૈં શ્યામ ગુલરૂ કી,
હમસેં ખામોશી કરે કુબ્જા સેં બાતેં પ્યારકી.

અર્થ:–સુંદરસ્વરૂપ શ્યામ (કૃષ્ણ) ભગવાનના વિશ્વાસઘાતની હું શું વાત

કરૂં ? મારી સાથે તો અબોલા રાખે અને પેલી કુબ્જા સાથે વહાલઘેલી વાતો કરે.

**अहं वृक्षस्य रेरिवा । कीर्तिः पृष्ठं गिरेरिव । ऊर्ध्वं पवित्रो वाजिनीव स्वमृतमस्मि । द्रविणं सवर्चसम् । सुमेधा अमृतोक्षितः ॥ ( तैत्ति०उप० )**

અર્થ:—સંસારૂપી વૃક્ષને હલાવનારો હું છું. મારી પ્રશંસા ગિરિશૃંગની પેઠે અત્યંત ઉચ્ચ છે; મારૂં મૂળ (સ્વરૂપ) પવિત્ર છે; મારૂં અમૃત (પ્રકાશ)-જ સૂર્યના તેજમાં છે. હુંજ પ્રભાપૂર્ણ સંપત્તિ છું. પૂર્ણજ્ઞાન, અમર અને અવિનાશી હું છું.

શંકા:—આવા વિચારોનું નામજ આત્મચિંતન અને બ્રહ્માભ્યાસ હોય, તો એને તો અહંકાર, સ્વાર્થ અને આત્મ–પ્રશંસાનું નામ આપવુંજ ઉચિત ગણાશે. એ આચાર્યો પણ બહુ સારા કે જેણે બ્રહ્મયજ્ઞના આવા મંત્રોની પ્રતિષ્ઠા કરી.

**સમાધાનઃ**—આવી શંકાઓ તો એવી અક્કલવાળાજ કરશે કે જેઓ પોતાને નહિ ઓળખતા હોય. જેવી રીતે વેદાન્તનો આત્મા શરીર અને બુદ્ધિથી પર છે તેવીજ રીતે વેદાન્તની આત્મપ્રશંસા પણ સંસારની સ્વાર્થ-પરતા અને અહંતાથી વિપરીત છે. મારો સત્ય સ્વરૂપ આત્મા તમારા આત્માથી જૂદો નથી; પરન્તુ જે દેહને બધા "મારો મારો" કહે છે એનાથી તો એ તદ્દન ભિન્ન છે. લોકોના " મારા " ઉપર તો પેલા વૈતાલના નામની છાપ પડેલી છે. એ તો એક ઈશ્વરીય નિયમ છે અને એ નિયમ બીજા બધા નિયમોની અધીનતા ( બંધનો ) માંથી સ્વતંત્રતાનો રસ્તો બતાવે છે. આ અટલ ઇશ્વરીય નિયમ છાયાની પેઠે હમેશાં આપણી સાથેજ રહે છે. બાળકો જેવી રીતે પોતાના પડછાયાથી ડરીને નાસી જાય છે, તેવી રીતે બ્રહ્મવિદ્યાથી વંચિત રહેનારા લોકો, પેલા વૈતાલને વશ રહીને જાતજાતની દોડાદોડ અને આવજા કરતા કરતા ભટક્યા કરે છે. જ્ઞાનવાન્ મહાત્મા તો સમજે છે કે આ ઈશ્વરીય નિયમ મારા સ્વરૂપનીજ સ્વતંત્રતા પ્રત્યક્ષ કરે છે.

રાગણી બહંરા, તાલ ધમાર

આજાદા અમ, આજાદા અમ, અજ રંજ દૂર ઉફતાદા અમ;
અજ ઈશવએ-જાલે-જહાં, આજાદા અમ બાલાસ્તમ. ૧
તન હાસ્તમ, તન હાસ્તમ, ચે બુલ અજબ તન હાસ્તમ;

જુજ મન ન બાશદ હેચ શૈ, યકતાસ્તમ, તન હાસ્તમ. ૨
ચૂં કારે-મર્દમ મે કુનન્દ, અજ દસ્તોમા હરકત કુનંદ;
બેકાર માંદમ જા-એ-હરકત, હમ મનમ, હર જાસ્તમ. ૩
અજ ખુદ ચહા બેરૂં જનમ, ગો મન કુજા હરકત કુનમ ?
અજ બહર ચે કારે કુનમ, મન રૂહે-મતલબ હાસ્તમ. ૪
ચે મુફ્લિસમ, ચે મુફ્લિસમ, બા ખુદ ન મેદારમ જવે;
અંજમ જવાહિર મહર જર, જુમલા મનમ, યક્તાસ્તમ. ૫
નમરૂદ શુદ મરદૂદ ચૂં, બૂદશ નિગહ મહદૂદ ચૂં;
મારા તકબ્બુર કે સજદ, ચૂં કિબ્રિયા હરજાસ્તમ. ૬
તાલિબ મકુન તૌહીને-મન,દર ખાના-અત રામ અસ્ત-બીં;
રૂ તાફ્તી અજ મન ચુરા ? દર કલ્બે તો પૈદાસ્તમ. ૭

અર્થ:—હું મુક્ત છું, હું સ્વતંત્ર છું, શોકચિન્તાથી મુક્ત છું, સંસારરૂપી ઠગણી ડોશી (માયા)ના લટકામાંથી મુક્ત અને નિર્લિપ્ત છું. (૧) હું એકલો છું, હું એકલો છું અને કેવો વિચિત્ર રૂપવાળો એકલો છું, કે મારા વિના બીજું કોઇ છેજ નહિ,હું !'एकमेवाद्वितीयम्' છું.(૨) લોકો જ્યારે કોઇ કામ કરે છે અને હાથપગની ચેષ્ટા કરે છે, ત્યારે હું નકામો થઇને બેસી રહું છું; કારણ કે સમસ્ત કર્મના અધિષ્ઠાનરૂપે હુંજ સર્વત્ર છું. (૩) મારી બહાર હું કેવી રીતે નીકળું ? અને હું જાઉં પણ કયાં? હું જે કાંઇ કામ કરૂં છું, એ બધાંનો સાર અને પ્રયોજન હું પોતેજ છું. (૪) હું કેવો નિર્ધન છું, કે મારી પાસે એક જવનો દાણો પણ રાખતો નથી. તારા, મોતી, હીરા, સૂર્ય, સુવર્ણ એ બધું હુંજ છું. હું અદ્વૈત છું. (૫) નમરૂદ મરદૂદ કેમ થયો ? એટલા માટે કે એની દૃષ્ટિ પરિચ્છિન્ન થઈ હતી; પણ હું તો પોતે મહાન અને સર્વવ્યાપક છું. મારી દૃષ્ટિ એવી પરિચ્છિન્ન કેવી રીતે થાય ? (૬) ઓ જિજ્ઞાસુ! મારૂં અપમાન ન કરીશ. તારા (અંતઃકરણ)માં રામ ભગવાન્ વિરાજમાન છે, ત્યાં મારૂં દર્શન કર. મારી ભણીથી કેમ મોં ફેરવે છે ? તારા હૃદયમાંયે હુંજ પ્રકટ છું. (૭)



# कर्म×

(તા. ૫-૧-૧૯૦૨ને રોજ મથુરાની સોશ્યલ એસોસિએશન સમક્ષ અપાયલુ વ્યાખ્યાન.)

કેટલાક એમ કહે છે કે બધાં કામ ઇશ્વરની ઇચ્છાથીજ થાય છે; અને કેટલાક એમ કહે છે કે ના, તે તો મનુષ્યની ઇચ્છા અને પુરુષાર્થવડે થાય છે.

ઇશ્વર ઇચ્છાથી થાય છે એમ કહેનારા સજ્જનોએ એમ માની લીધેલું હોય છે કે જે કાંઇ કાર્ય થાય છે એ બધું ઇશ્વરજ કરે છે અને એની ઇચ્છાથીજ થાય છે, આપણું એમાં કાંઇ કરવાપણું કે કર્તૃત્વજ નથી; અને બીજા વર્ગના લોકો એમ કહે છે કે જે કાંઈ થાય છે તે મનુષ્યના પુરુષાર્થવડેજ થાય છે. ઇશ્વરને એમાં કાંઇપણ લેવાદેવા નથી. ઇતિહાસમાં સ્પષ્ટ માલૂમ પડે છે કે નેપોલિયન બોનાપાર્ટે સંપૂર્ણ યૂરોપખંડને પોતાનાં સાહસ અને દૃઢતાવડે છિન્ન ભિન્ન કરી નાખ્યો હતો. નાદિરશાહ અને મહમદ ગિજનીનો પણ એવીજ રીતનો ઈતિહાસ છે. એવા સાહસી અને વીર પુરુષો સાહસ, દૃઢતા અને પુરુષાર્થને બાજુએ મૂકીને, ઘરમાં માત્ર ઈશ્વરપર વિશ્વાસ રાખીને બેસી રહ્યા હોત તો તેઓ સમસ્ત યૂરોપ અને ભારતવર્ષમાં પોતાનું નામ કદિ ન કહાડી શકત; એટલા માટે સાહસ અને દૃઢતા અર્થાત્ પુરુષાર્થ એ આવશ્યક છેજ. ઇશ્વરની ઉપરજ ભરોંસો રાખીને બેસી રહેવું, એ તો પોતાની જાતને આળસુ અને બાયલા બનાવવા.જેવું છે.

આ બન્નેના સંબંધમાં વેદાન્તનો એવો સિદ્ધાન્ત છે કે દીર્ઘદૃષ્ટિથી જોઇએ તો એ બન્ને પક્ષમાં જરાએ ભેદ નથી. જે દૃષ્ટિ ખરી હકીકત નથી જોઇ શકતી, તે દૃષ્ટિમાંજ ભેદ છે. ઇશ્વરજ બધું કરે છે, એમ કહેનારાઓને વેદાંત કહે છે કે તેઓ પ્રથમ તો ઈશ્વરનું સ્વરૂપજ સમજાવે. ઈશ્વર સાકાર

× આ વ્યાખ્યાન થયા પહેલાં શ્રોતાઓમાં પ્રારબ્ધ અને પુરુષાર્થ ઉપર કેટલી એક ચર્ચા થઇ હતી અને છેવટે સ્વામીજીએ શ્રોતાઓની શંકાઓનું સમાધાન કર્યું હતું, જેનો આ લેખ સારમાત્ર છે.

છે કે નિરાકાર? જીવની પેઠે તે કર્તા છે કે તદ્દન અકર્તા? એ સંબંધવાળો છે કે સંબંધરહિત છે? આ પ્રશ્નોના તેઓ યથાર્થ ઉત્તર આપી દેશે, તો પછી તેમની દૃષ્ટિમાં રહેલો ભેદ એની મેળેજ ઉકલી જશે. વળી જે મહાશયો માત્ર પુરુષાર્થનેજ માને છે અને ઇતિહાસનાં પ્રમાણો આપીને તેનેજ સિદ્ધ કરે છે તથા ઈશ્વરની ઇચ્છાને માનતા નથી તેઓ પણ પોતાની બુદ્ધિને આગળ નથી વધવા દેતા. વેદાન્ત એમ સમજાવે છે કે ભાઈઓ! ઇતિહાસના સત્યનો જો તમે જરા વિચારપૂર્વક અભ્યાસ કર્યો હોત તો આવા નિર્ણય ઉપર કદિ ન આવત. હજુ પણ ઇતિહાસ બીજીવાર વિચારપૂર્વક વાંચો, તો એવો નિર્ણય કદિ આવેજ નહિ. ઇતિહાસમાં પણ ઘણીવાર ભ્રાંતિ થઇ જાય છે. એક તત્ત્વવેત્તાએ કહ્યું છે કેઃ—

"મને ઇતિહાસ ન વાંચી સંભળાવો, હું જાણું છું કે એ ખોટોજ હોય છે."

આવું વાંચીને ઇતિહાસના લેખક તેમજ જ્ઞાતા આશ્ચર્ય પામશે અને પૂછશે કે:-

(૧) શું ત્યારે ઇતિહાસ તદ્દન ખોટોજ હોય છે?

(૨) સમર્થ ઇતિહાસકારોએ અસત્યને ઉત્તેજન આપવા માટેજ શું પોતાનો કિંમતી વખત ગુમાવ્યો હશે?

આના ઉત્તરમાં રામ કહે છે કે ભાઇઓ! ઇતિહાસ તદ્દન ખોટોજ હોય છે, એમ નથી; તથાપિ એ તત્ત્વવેત્તાનું કહેવું ખોટું નથી. બાહ્યદૃષ્ટિએ એ કથન નકામું લાગે છે, પણ એમાંયે ઊંડું રહસ્ય છે. મનુષ્યો પોતાના હાથનો વહિવટ રોજના હિસાબના ચોપડામાં પોતાને હાથે લખવામાં પણ અનેક ભૂલો કરે છે, તો પછી ઇતિહાસકાર બીજાઓની હકીકત લખવામાં કેટલી ભૂલો કરતા હશે? વળી આધુનિક કાળમાં તો લોકો એવા મનુષ્યોનો ઇતિહાસ લખે છે કે જેઓને તેમના બાપદાદાઓએ પણ નહિ જોયા હોય. આગલા લેખકોનાં ખરાંખોટાં વૃત્તાંતોને આધારે નવા ઇતિહાસો લખાય છે. પુસ્તકોને આધારે પુસ્તકો લખાય, એમાં અનેક ભૂલચૂક થતી હશે. બીજાઓની નકલ કરીને અત્યુક્તિ પણ થતી હશે. આપણે પ્રત્યક્ષ જોઇએ છીએ કે નામાના ચોપડામાં આંખે જોએલી વાતો લખવામાં પણ અનેક ભૂલો થઈ જાય છે, તો પછી જે લોકોને આપણા બાપદાદાઓએ પણ ન જોયા હોય, તેનો વૃત્તાંત લખવામાં ભૂલ ન થાય એ સંભવિત છે? એટલા માટે ઇતિહાસના શાસ્ત્રને સમજવા માટે એવા કુશલ પુરુષની આવશ્યક્તા છે કે જે વાંચતી વખતે એવી બાબતોપર ખાસ વિચાર

કરે. કેવળ શબ્દજાળ વાંચનારાઓ ન તો નેપોલિયનનાં સાહસ અને દઢતાની સત્યતા સમજશે અને ન તો તેમાંથી યથાર્થ સાર પણ ખેંચી શકશે;છતાં પણ જે મનુષ્યો ઇતિહાસની વાતોનેજ પ્રમાણ માનીને તેના ઉપર સ્વતંત્ર વિચાર કર્યા વિનાજ પ્રશ્નો પૂછે છે, તેને વેદાન્ત એમ પૂછે છે કે આપ એટલો વિચાર કરીને બતાવો કે સફળતા ક્યારે પ્રાપ્ત થાય છે? અર્થાત્ જે વખતે તમને સફળતા પ્રાપ્ત થાય છે ત્યારે તમારી કેવી સ્થિતિ હોય છે? આનો એજ ઉત્તર આપી શકાય કે સફળતા ત્યારેજ પ્રાપ્ત થાય છે કે જ્યારે મનુષ્યના ચિત્તમાં અપૂર્વ સાહસ હોય અને અહંકારની ગંધમાત્ર પણ ન હોય. નેપોલિયનનું દષ્ટાંત આપનાર જો એનું જીવનચરિત્ર વિચારપૂર્વક વાંચશે તો એને અવશ્ય માલૂમ પડશે કે જે વખતે નેપોલિયનને સફળતા પ્રાપ્ત થતી હતી ત્યારે "હું કામ કરૂં છું" એવો વિચારમાત્ર પણ એના ચિત્તમાં નહોતો ઉત્પન્ન થતો. જ્યારે એ ઉન્મત્ત અવસ્થામાં આવી જઈ નિરભિમાન થઈને લડતો હતો, ત્યારેજ એ વિજયી નિવડતો.જેવખતે તે અહંકારને સાથે રાખીને લડયો હતો, તે વખતે એનો પરાજય થયો હતો અને કેદી બન્યો હતો. પ્રકૃતિનો એ અચલ નિયમ છે કે જ્યાં અહંકાર હોય ત્યાં સફળતા પ્રાપ્ત થતી નથી. પ્રત્યેક મનુષ્યનો પોતાનો અનુભવ પણ આ વિષયમાં સાક્ષી પૂરે છે. પ્રકૃતિનો એક એવો નિયમ છે કે અહંકાર દૂર કરીએ ત્યારેજ સફળતા પ્રાપ્ત થાય છે અને આ નિયમ બધાને સમાનરીતે લાગુ પડે છે.

**શંકાઃ**—સફળતા પ્રાપ્ત થઇ તે વખતે જો કે નેપોલિયનના ચિત્તમાંથી અહંકારનો લોપ થઇ ગયો હતો, એમ માનીએ તો પછી નેપોલિયનને હાથે જે કામ થયું, તેને આપણે શું કહીશું?

**ઉત્તરઃ**—વેદાન્ત એનું આમ સમાધાન કરેછે કે કામ કરતી વખતે જ્યારે મનુષ્યના ચિત્તમાંથી અહંકાર દૂર થઈ જાય છે, ત્યારે એની અંદર જે શક્તિ કામ કરે છે તે અહંકાર અને સ્વાર્થરહિત હોય છે અને સ્વાર્થ અને અહંકારથી પર શકિતનેજ વેદાન્ત ઈશ્વરની સંજ્ઞાથી ઓળખે છે. આનો અર્થ એમજ થાય છે કે સફળતા પ્રાપ્ત કરતી વખતે કેવળ ઈશ્વરજ પોતે કામ કરે છે. વ્યાવહારિક દૃષ્ટિએ તો એ વખતે નેપોલિયનેજ સફળતા મેળવી,એમ કહેવાય છે; પરંતુ વાસ્તવિકરીતે જોતાં તો એ વખતે સ્વયં ઈશ્વરજ કામ કરતા હતા. સમુદ્રનો જે ભાગ બંગાલ દેશની પાસે હોય છે તેને બંગાલાનો ઉપસાગર કહેવામાં આવે છે,અરબસ્તાનની પાસે હોય છે તેને અરબી સમુદ્ર-

નું નામ આપે છે અને રોમની સમીપે હોય ત્યારે રોમના સમુદ્રનું નામ અપાય છે; પરંતુ વાસ્તવિકરીતે તો એકજ સમુદ્રનાં એ બધાં ભિન્ન ભિન્ન નામ છે. એવીજ રીતે એકજ સર્વવ્યાપી ઈશ્વર, જ્યારે નેપોલિયનના શરીર-દ્વારા કામ કરે છે ત્યારે એ સાહસના નામથી ઓળખાય છે અને જ્યારે વૃક્ષોનાં પાંદડાંઓમાં કામ કરે છે ત્યારે એનું નામ વિકાસ એમ કહેવાય છે. ટુંકામાં એટલુંજ કે નેપોલિયનમાં આપણે ઈશ્વરને ઉગ્ર સાહસ અને બળરૂપે ઓળખીએ છીએ અને વૃક્ષનાં પાંદડાંમાં સૂક્ષ્મ ગતિરૂપે;પરંતુસર્વમાંમૂળશકિત તો એકજ છે અને એકજ શકિત બધાં કાર્યો કરે છે, એટલા માટે જેઓ એમ કહે છે કે નેપોલિયને પોતાના પ્રયત્નથીજ જીત મેળવી, તેઓ સત્ય વાત સમજતા નથી.

હવે જેઓ એમ કહે છે કે બધાં કામ ઈશ્વરની ઇચ્છાથીજ થાય છે, તેનો વિચાર કરીએ. ઈશ્વરની ઇચ્છા, એનો વાસ્તવિક અર્થ તો "પ્રારબ્ધ" થાય છે. એટલે તેમના વિચાર પ્રમાણે જે કાંઈ થાય છે તે પ્રારબ્ધને લીધેજ થાય છે અને કર્મ અથવા પુરુષાર્થથી કાંઇજ થતું નથી; પરંતુ આમ કહેનારા પણ કર્મ અને પ્રારબ્ધ એ બે શબ્દોના અર્થજ નથી સમજતા.

વેદાન્ત આ વિષયનો આવી રીતે ખુલાસો કરે છે:-ગણિતશાસ્ત્રમાં એકજ વાકયમાં બે પ્રકારના રાશિ હોય છે. એક રાશિ અસ્થિર અને બીજો સ્થિર.

$$३\ अल^{५} + ६४\ अल^{४} - अल + अल^{२} - अल^{३}$$

આ દૃષ્ટાંતમાં अ સ્થિર છે અને ल અસ્થિર છે. એવીજ રીતે મનુષ્યમાં પણ બે શકિતઓ અસ્તિત્વ ધરાવે છે. એક સ્વતંત્ર અથવા સ્વાધીન એટલે કે કર્મ કરવાની શકિત અને બીજી પરતંત્ર અથવા પરાધીન (પ્રારબ્ધભોગ). પ્રારબ્ધ સ્વાધીન નથી પણ પરાધીન છે.

હવે એમાં આપણે એ જોવું જોઇએ કે મનુષ્ય કેટલા પ્રમાણમાં સ્વતંત્ર છે અને કેટલા પ્રમાણમાં પરાધીન છે.અન્ય કોઇ પણ પ્રકારનાં ઉદાહરણ લીધા પહેલાં આ વિષયને આપણે ગણિતનાં દૃષ્ટાંતોથીજ સિદ્ધ કરવાનો યત્ન કરીશું. લોકોને આપણે રોજ નદીમાં તરતાં જોઈએ છીએ છતાં તરતાં શીખવવું ને શીખવું એ બન્ને અઘરૂં છે. માત્ર સમજાવવાથીજ નહિ પણ પાણીમાં પડીને જ તરતાં શીખી શકાય છે; એજ પ્રમાણે પ્રારબ્ધ અને પુરુષાર્થ એ બન્ને વાતો આપણે નિરન્તર મનુષ્યોમાં જોઈએ છીએ, છતાં પણ ઉદાહરણ લીધા વિના એ વિષય સમજવો અને સમજાવવો અઘરો થઈ પડે તેમ છે, માટે

આપણે ગણિતશાસ્ત્ર વિગેરેનાં દૃષ્ટાંત લેવાં પડશે.

પદાર્થવિજ્ઞાનશાસ્ત્રમાં પદાર્થની ગતિનો નિર્ણય પ્રથમ તો પાણીના એક ટીપાની ગતિવડે કરાય છે અને પાછળથી પાણીના સંપૂર્ણ સમુદાયની ગતિવડે તેનું માપ કહાડવામાં આવે છે. એવીજ રીતે કર્મ અને પ્રારબ્ધના વિષયમાં પણ બે પ્રકારનું વિવેચન કરવું પડશે.એક વ્યષ્ટિરૂપે અને બીજું સમષ્ટિરૂપે.

વ્યષ્ટિ ( વ્યક્તિ ) રૂપે વિચાર કરવાથી જણાઇ આવશે કે એમાંના એક અંશને આપણે સ્વતંત્ર કર્મના નામથી ઓળખીએ છીએ અને બીજા અંશને આપણે પરતંત્ર પ્રારબ્ધનું નામ આપીએ છીએ. દૃષ્ટાંતતરીકે રેશમનો કીડો જ્યાંસુધી પોતાનામાંથી રેશમનો તાંતણો કહાડીને કોકડું નથી બનાવતો ત્યાંસુધી તે સ્વતંત્ર છે અને કોકડું બનાવ્યા પછી પરતંત્ર છે. એવીજ રીતે જે કર્મ મનુષ્યે કરી લીધાં છે તેનાં ફળ ભોગવવામાં તે પરતંત્ર છે અને જે કર્મ હજુસુધી નથી કર્યાં તે કરવાને માટે તે સ્વતંત્ર છે. જેવી રીતે કરોળીઓ જાળ બનાવ્યા પછી એમાં ફસાઇને પરાધીન બને છે અને બનાવ્યા પહેલાં તે પૂરો સ્વાધીન હોય છે, તેવીજ રીતે મનુષ્ય કર્મ કરી લીધા પછી એનાં પ્રારબ્ધ-રૂપી ફળ ભોગવવાને માટે પરાધીન થાય છે અને તેની સાથે સાથે નવાં કર્મ કરવાને માટે સ્વતંત્ર પણ રહે છે. મનુષ્યમાં રહેલા બે ભિન્ન ભિન્ન અંશો-માંના એકનું નામ પ્રારબ્ધ અને બીજાનું નામ કર્મ છે. ઘણા લોકો કર્મ અને પ્રારબ્ધને એકજ શ્રેણિમાં મૂકે છે, એટલે કે એ બન્નેનો એકજ અર્થ કરે છે; છતાં વેદાન્તની દૃષ્ટિએ ભાગ્યનો અર્થ પરાધીનતા થાય છે અને કર્મનો અર્થ સ્વતંત્રતા છે. યોગવાસિષ્ઠમાં કહ્યું છે કે, " મનુષ્ય પોતેજ પોતાનું પ્રારબ્ધ બનાવે છે. " વળી આ કહેવતો પણ આપણામાં પ્રચલિત છે કે, "કરે તેવું પામે. " " કરણી તેવી પાર ઉતરણી."

લોકો રાતદહાડો એવીજ હાયવોય કર્યા કરે છે કે " અરેરે ! આ આપણી મરજી પ્રમાણે કાંઈ થતુંજ નથી."વેદાન્ત એના સંબંધમાં એમ કહે છે કે,"ભાઇઓ !તમારે રોવું હોય તો એમ કહીને રડો કે આપણી વાસનાઓ ફળ્યા વિના રહેતીજ નથી." ઘણાઓને આ વિષયમાં શંકા થશે કે,વાસનાઓ ફળીભૂત થતીજ હોય તો તે કેવીરીતે થાય છે એ સમજાવવું જોઇએ.

એનું એવું સમાધાન છે કે જે મનમાં વાસના ઉપજે છે તે મનનું મૂળ આત્મદેવ છે. એ આત્મદેવ સત્યસંકલ્પ અને સત્યકામ હોવાથી એનોકોઇપણ સંકલ્પ પૂરો થયા વિના રહેતોજ નથી. એને ( આત્માને ) જ આપણે ઇશ્વર

અથવા એવું કોઈ અન્ય શક્તિસૂચક નામ આપીએ છીએ.

**શંકા:**-વેદાન્તના સિદ્ધાન્ત પ્રમાણે પ્રત્યેક મનઃકામના પૂરી થાય છે તો પછી આ સંસારમાં અનેકોની કામના પૂરી નથી થતી તેનું કારણ શું ?

**સમાધાનઃ**-વેદાન્ત એનું આવું સમાધાન કરે છે. આપણી હાલની રાજસત્તામાં ન્યાય કરવા માટે બે કચેરીઓ હોય છે. એક હાઈકૉર્ટ અને બીજી નાની એટલે સ્મૉલ કૉઝીઝકોર્ટ હાઈ-કૉર્ટમાં બહુ મોટા મુકદ્દમા આવે છે અને તેને માટે મુદ્દત પણ બહુ લાંબી પડે છે. સ્મૌલ કૉઝીઝ કોર્ટમાં મુકદ્દમા બહુ નાના નાના હોય છે અને એનો ફેંસલો પણ બહુ જલ્દી જલ્દી થઈ જાય છે. એવીજ રીતે મનુષ્ય પણ બે પ્રકારનાં હોય છે. જેમના સંકલ્પ અને કામનાઓ મોટી મોટી હોય છે, તેમની એ મોટી વાસનાઓ પૂરી થતાં વખત વધારે લાગે છે અને કદાચ એક કરતાં વિશેષ જન્મ પણ લેવા પડે છે.હવે જેને આપણે સત્યસંકલ્પ અને સત્યકામ મહાત્માઓ કહીએ છીએ,તે બધા પેલા નાના કેસવાળાના જેવા હોવાથી અર્થાત્ તેમની કામનાઓ સીધી, સાદી અને નાની નાની હોવાથી જલ્દી પૂરી થતી જણાય છે અને જેની કામનાઓ જલ્દી જલ્દી પૂરી થતી નથી એટલે આજ જન્મમાં પૂરી નથી થતી, તેઓ લાંબા અને ગુંચવણીયા મુકદ્દમાવાળાના જેવા છે. ઋષિ મુનિઓ જેમ પોતાની કામનાઓને નાની ને ઓછી કરતા ચાલી છેવટે નિષ્કામ બની રહેતા; તેમ તમારે પણ સત્યસંકલ્પ, સત્યકામ થવું હોય તો તમારી કામનાઓને સાદી, સીધી અને માત્ર જરૂરપૂરતીજ બનાવતા ચાલો. એટલે તે કામનાઓનો સત્વર નિકાલ થઈને તમે પણ નિષ્કામ બની રહેશો.

**શંકા:**-અમારી પોતાની કામનાઓ એની મેળેજ પૂરી થતી હોય તો પછી શાસ્ત્રમાં જેને ભાગ્ય કહે છે એનો અર્થ શું ?

**સમાધાન:**-જે અસંખ્ય કામનાઓ એકજ જન્મમાં પૂરી ન થતાં બાકી રહી હોય તે કામનાઓ પછી મનુષ્યને બીજો જન્મ લેવરાવે છે અને જે કામનાઓને લીધે બીજો જન્મ લેવો પડે છે, તે કામનાઓ તે નવા જન્મમાં ભાગ્યના નામથી ઓળખાય છે; એટલા માટેજ આપણા શાસ્ત્રમાં લખ્યું છે કે મનુષ્યનો જન્મ એની કામનાઓ અને સંકલ્પો પ્રમાણે થાય છે.

**શંકા:**-હિંદુઓમાં આ વાત પ્રચલિત છે કે, " અંત સમયે જેવી મતિ તેવીજ તેની ગતિ થાય છે " અને આપ તો કહો છો કે કામનાઓ બાકી રહે છે તેને લીધે બીજો જન્મ ધારણ કરવો પડે છે.

**સમાધાનઃ**–સાચી વાત છે. વેદાન્ત પણ એજ વાતનું સમર્થન કરે છે, કે જે વિચાર મરતી વખતે હોય છે, તે પ્રમાણેજ બીજો જન્મ પ્રાપ્ત થાય છે; પણ તેની સાથે વેદાન્ત એમ પણ કહે છે કે મરતી વખતે એજ વિચારો આવીને ઉભા રહે છે કે જે વિચારો એના જીવનમાં પ્રધાનતા ભોગવતા હોય અને રાતદિન ઘોળાયા કરતા હોય;જેવી રીતે વિદ્યાર્થી પરીક્ષાને સમયે પ્રશ્નપત્રના જવાબ એવાજ આપે છે કે જે જવાબો આખું વરસ એણે ભણીગણીને પાકા કરી રાખ્યા હોય; એજ પ્રમાણે જે મનુષ્ય આખી જીંદગી સુધી અશુભ કામનાઓ અને સંકલ્પો કર્યા કરતો હોય તેના મનમાં મરતી વખતે પણ સારી વાસનાઓ આવે, એ કદિ બને એવુંજ નથી અને તેનાથી ઉલટું જે મનુષ્ય જીવનમાં શુભ વિચારોનું સેવન રાખતો હોય તે અંત સમયે અશુભ કામનાઓ કરે એ પણ અસંભવિત છે. જે વિચારો આખી જીંદગીમાં થયા કર્યા હોય અને જે ફળીભૂત ન થયા હોય, તેજ વિચારો મરતી વખતે આવીને ઉભા રહે છે અને તેથી તે મનુષ્યને બીજો જન્મ તેવાજ પ્રકારનો પ્રાપ્ત થાય છે. આ ઉપરથી સિદ્ધ થાય છે કે એક જન્મની અવશિષ્ટ અસિદ્ધ કામનાઓ પૂર્ણ કરવા માટે તેને બીજો જન્મ લેવોજ પડે છે. જે મનુષ્યના મનમાં શરીર છુટવા પહેલાંજ વિચારો, કામનાઓ, સંકલ્પો બંધ થઈ ગયા છે, તેને મરતી વખતે કોઇ પણ જાતના ભલા કે બૂરા વિચારો સતાવતા નથી અને એટલા માટેજ પછી એને કોઇ પણ પ્રકારનો જન્મ લેવો પડતો નથી. જ્ઞાની અર્થાત્ જીવન્મુક્ત પુરુષોની આવી સ્થિતિ હોય છે. આ ઉપરથી એ પણ સિદ્ધ થાય છે કે જે મનુષ્યે જે વાસના અથવા કર્મ કરી રાખેલું છે, તેનું ફળ તેને ભોગવવુંજ પડે છે, અને એ પ્રથમના કર્મનું ફળજ બીજા જન્મમાં એનું ભાગ્ય એટલે પ્રારબ્ધ કહેવાય છે. ભાગ્યની દૃષ્ટિથી મનુષ્ય પરતંત્ર છે અને કામના તથા કર્મ કરવામાં મનુષ્ય સ્વતંત્ર છે. આવી રીતે મનુષ્યમાં પરતંત્ર અને સ્વતંત્ર, એવા બે અંશ અસ્તિત્વ ધરાવે છે. તત્ત્વવેત્તાઓએ એટલા માટેજ કહ્યું છે કે મનુષ્ય પોતાનું ભાગ્ય પોતાની હથેળીમાં રાખીને ફરે છે. આગામી ભાગ્ય બંધ કરવા માટે તેણે કામના અને સંકલ્પમાત્રનો ત્યાગ કરવો જોઈએ અને એમ કરવાને મનુષ્ય સ્વતંત્ર છે. કરોળિયામાં જાળ બનાવવાની શક્તિ છે અને જાળ બનાવ્યા પછી એમાં બંધાયમાન થઈ જાય છે, ત્યારે પરતંત્ર થાય છે. એવી રીતે કર્મ કરતાં પહેલાં મનુષ્ય સ્વતંત્ર છે અને કરી ચૂકયા પછી ફળ ( ભાગ્ય ) ભોગવવામાં પરતંત્ર

છે. આ ભેદ અત્યાર સુધી આપણે વ્યક્તિરૂપથી જોયો છે, પરંતુ જો તે સમુચ્ચયની દૃષ્ટિથી જોઇએ તો કાંઇક જૂદુંજ માલુમ પડે છે.

હર્બર્ટ સ્પેન્સર કહે છે કે મનુષ્ય પોતાને અનુકૂળ હોય તેવી દેશકાળની સ્થિતિ પણ ઉત્પન્ન કરી લે છે. એ વાત પણ સાચીજ છે, નેપોલિયન બોનાપાર્ટના જીવન ઉપર દૃષ્ટિપાત કરીએ તો જણાઇ આવશે કે એ સમયમાં, એ દેશમાં એવી વ્યક્તિની ખાસ આવશ્યકતાજ હતી. સમષ્ટિરૂપે વિચાર કરીએ છીએ ત્યારે જણાય છે કે કોઇ એવી અદૃષ્ટ દૈવી શક્તિ કામ કર્યા કરે છે કે જેના પ્રતાપવડે મનુષ્યનો જન્મ હમેશાં એવી જગ્યાએજ થાય છે, કે જ્યાં એની આવશ્યકતા હોય છે અને એ શકિતના પ્રભાવવડેજ સંસારમાં પુરુષો અને સ્ત્રીઓની સંખ્યા પણ જોઇએ તેટલીજ રહે છે. વિદ્યુત્‌શાસ્ત્રના નિયમ પ્રમાણે પ્રત્યેક પદાર્થમાં સ્થિર અને ચંચલ બન્ને પ્રકારની વિદ્યુત્ આવશ્યકતા પ્રમાણે ઉત્પન્ન થયેલી હોય છે. તેવીજ રીતે જે નિયમ એક તરફ કામનાવાળાને ઉત્પન્ન કરે છે તેજ નિયમ બીજી બાજુ કામનાપૂર્તિનાં સાધનોને પણ ઉત્પન્ન કરે છે. આવી રીતે સંસારનું ત્રાજવું બન્ને બાજુ સમતોલજ રહે છે. જે નેપોલિયન બોનાપાર્ટને તમે સ્વતંત્ર કહો છો, તે પણ પોતાની કામનાઓને લીધેજ ઉત્પન્ન થયો હતો. વ્યષ્ટિરૂપે એ સ્વતંત્ર જણાતો હતો, પણ સમષ્ટિરૂપે તો એ પણ દેશકાલને અધીનજ હતો.

શંકાઃ-સમષ્ટિરૂપે જોતાં એકજ શકિતના પ્રભાવવડે બધાં કામ થયા કરે છે, તો પછી બધી વ્યક્તિઓના મનમાં "હું સ્વતંત્ર છું" એવા વિચારો શામાટે આવે છે? અને આ વિચારથી જોતાં તમે મનુષ્યને સ્વતંત્ર અને પરતંત્ર એમ બન્ને શી રીતે કહી શકો છો?

દરમિયાને-કારે-દરિયા તખ્તા-બંદમ કરદાઇ
બાજ મે-ગોઇ કિ દામન તર મકુન હુશિયાર બાશ.

અર્થ:-હે ઇશ્વર! ઉંડા સમુદ્રમાં તેંજ મને બાંધીને ફેંકી દીધો છે, છતાં હવે એમ શામાટે કહે છે કે હુશીઆરી રાખ. કપડાં ન પલળવા દઇશ! (લેપાયમાન ન થઇશ.)

સમાધાન:-દ્વૈત અને અનેકવાદમાં શ્રદ્ધા રાખનારાઓ આનો પૂર્ણરૂપે ઉત્તર નથી આપી શક્યા; પણ વેદાન્ત તો એનો ઉત્તર પણ સિંહનાદ કરીને સંભળાવે છે કે, જે પરમ સ્વતંત્ર સત્તા પ્રત્યેક પ્રાણીમાત્રમાં રહીને "હું સ્વતંત્ર છું" એમ બોલ્યા કરે છે, જે બધાનો અંતર્યામી છે અને જેની

સ્ફુરણામાત્રથીજ આ સંસાર બન્યો છે, તે સત્તા સંપૂર્ણરૂપે મનુષ્યની અંદર અસ્તિત્વ ધરાવે છે અને મનુષ્યનો અંતરાત્મા તેમજ બહિરાત્મા પણ તેજ છે.

**यदेवेह तदमुत्र यदमुत्र तदन्विह ।**

**मृत्योः स मृत्युमाप्नोति य इह नानेव पश्यति** (તૈત્તિ૦ઉપ૦)

અર્થ:—જે અહીં છે, તેજ નિઃસંદેહ ત્યાં છે અને જે ત્યાં છે તેજ અહીં છે. આમાં જે ભેદ જુએ છે, તે નિઃસંદેહ મૃત્યુવડે મૃત્યુનેજ પ્રાપ્ત થાય છે.

એક અન્ય શ્રુતિવાક્યદ્વારા એ ભેદનો સ્પષ્ટરીતે પણ જયઘોષ થએલો છે, કે જે બહાર છે તેજ તમારી અંદર છે.

**तदेजति तन्नैजति तद्दूरे तद्वान्तिके।**

**तदन्तरस्य सर्वस्य तदु सर्वस्यास्य बाह्यतः।**(ઈશ૦ ઉપનિષદ્)

અર્થ:—એજ ચલ છે અને સ્થિર પણ એજ છે. પાસે પણ એજ છે ને દૂર પણ એજ છે. અંદર પણ તેજ છે ને બહાર પણ તેજ છે.

બીજાં પણ આવાં અનેક શ્રુતિવાક્યો છે, પણ જો બધાં કહેવા બેસીએ તો ગ્રંથોના ગ્રંથો ભરાઇ જાય, માટે અત્યારે આટલુંજ બસ છે.

વેદાન્તદૃષ્ટિએ આપણે પહેલાં જોયું કે મનુષ્યમાં સ્વતંત્ર અને પરતંત્ર એવા બે અંશ છે, તેમાં આત્માની દૃષ્ટિથી જોતાં મનુષ્ય સ્વતંત્ર છે અને શરીરની દૃષ્ટિથી પરતંત્ર છે. શરીરને તો તમે સ્વતંત્ર કહી શકશોજ નહિ; કારણ કે શારીરિકદૃષ્ટિએ કોઇનો પણ એના ઉપર અધિકાર અવશ્ય રહેશેજ. શરીર વ્યાધિને વશ છે, અન્નને વશ છે, પહેલાંનાં કર્મોનાં ફળ ભોગવવામાં પરવશ છે, પરિવર્તનશીલ છે, માટે એને સ્વતંત્ર કહીજ શકાય નહિ. તમે જે સ્વતંત્ર છો એ તો કેવલ તમારી અંદર જે પરમ સત્તા નિરંતર "હું સ્વતંત્ર છું" એમ બોલ્યા કરે છે તે આત્મદેવની દૃષ્ટિથીજ છો. એ આત્મદેવ સર્વવ્યાપક છે. આ વાર્તાલાપમાં દ્વૈતનો આભાસ થાય છે પણ એ દ્વૈત તમને અદ્વૈતપ્રતિ લાવવા માટેજ થાય છે. પ્રથમનાં રહસ્યો સમજવા માટે, દ્વૈતવાળાઓને સમજાવવા માટેજ દ્વૈતની ભાષાનો સ્વીકાર કરવો પડે છે. શિક્ષક બાળવર્ગના વિદ્યાર્થીને ભણાવતી વખતે બાળકોના જેવી ભાષા વાપરે છે, તેના જેવીજ આ પદ્ધતિ છે.

પ્રથમ તો તમારે એ શીખી લેવાનું છે કે એ પરમ સ્વતંત્ર સર્વનો અંતર્યામી આત્મદેવ જે તમારી અંદર 'હું સ્વતંત્ર છું' એમ બોલ્યા કરે છે, તે બાહ્ય વસ્તુઓમાં પણ વ્યાપી રહેલો છે. કોઇ પણ માણસને શરીરના કોઇ

પણ ભાગમાં ખંજવાળ આવતી હોય તો તેનો હાથ એની મેળેજ એ જગ્યાએ પહોંચી જાય છે; પણ બીજા માણસને કહે તો તેનો હાથ ત્યાં પહોંચી શકતો નથી. આનું શું કારણ ? કારણ માત્ર એટલુંજ છે કે આખા શરીરમાં "હું" રૂપી આત્મદેવ ભરેલા છે. એકજ "હું" ની શક્તિ સમસ્ત શરીરમાં વ્યાપી છે. વાતચીતમાં જો કે એમ બોલાય છે ખરૂં કે મને ખંજવાળ આવી, પણ હાથદ્વારા જ્યારે એ દૂર કરી ત્યારે હાથમાં પણ એજ આત્મદેવ હાજર હતા અને તે છતાં પણ બોલવામાં એમજ આવશે કે મારા હાથે મારા શરીરની ખંજવાળ મેં દૂર કરી. આ બધાનો સારાંશ એ આવશે કે બધે ઠેકાણે "હું" તો સામાન્ય હતો. આવી રીતે વ્યષ્ટિને માટે પણ સ્પષ્ટ પ્રતીત થાય છે કે એકજ આત્મદેવ સમસ્ત શરીરમાં એકરસ-વ્યાપક છે.

હવે આપણે સમષ્ટિરૂપે એનો વિચાર કરીએ. રાતે સૂઇને સવારમાં જાગીએ છીએ ત્યારે આંખોને જોવાની આવશ્યકતા પડે છે, એટલે કે તે વખતે આંખોને પ્રકાશ જોવાની ખંજવાળ થાય છે અને એ ખંજવાળ પૂરી કરવાને માટે સૂર્યરૂપી હાથ નીકળી આવે છે. પહેલાં આપણે જોયું કે ખંજવાળની જગ્યાએ હાથ એની મેળેજ ચાલ્યો જાય છે, તેવી રીતે જે પદાર્થપર આંખને નજર કરવાનું મન થાય, ત્યાં સૂર્યરૂપી હાથ એની મેળેજ લંબાય છે. ખંજવાળ અને હાથની ક્રિયા જેમ એકજ સમયે થાય છે તેવીજ રીતે આંખ અને સૂર્યની ક્રિયા પણ એકજ સમયે થાય છે. એ બન્નેમાં ચેતન એકજ છે. જે લોકો અંદરબહાર એકજ આત્મદેવનાં દર્શન કરવાનો અભ્યાસ કરે છે, તેમનામાં વ્યાવહારિક પ્રેમ અર્થાત્ અદ્વૈત સત્વર પ્રકટ થાય છે. તેવા લોકોની અવસ્થા આવી બની જાય છે:—

ખૂં રગે-મજનૂં સે નિકલા ફ્સ લૈલી કી જોલી,
ઈશ્કમેં તાસીર હૈ પર જજબે-કામિલ ચાહિયે.

અર્થ:—લૈલીની નસ ખોલી તો મજનૂંનું લોહી નીકળી આવ્યું. પ્રેમમાં કંઇ એવોજ અદ્‌ભુત ચમત્કાર હોય છે, પણ એ પ્રેમ સંપૂર્ણ અને શુદ્ધ જોઈએ.

"હું શરીર નથી" "હું મન, બુદ્ધિ, અહંકાર વગેરે નથી" એવો જે અભ્યાસ કરે છે, અને "હું સંપૂર્ણ શરીરોનો સ્વામી છું" "બધાજ શરીરોમાં હુંજ વ્યાપ્ત છું" એવા અભ્યાસીને કાળે કરીને એવોજ અનુભવ થાય છે.

જેનામાં સાહસ અને દઢતાનું અત્યંત જોર હોય, તેનામાં સ્વાર્થપરાયણતાની ગંધમાત્ર પણ હોતી નથી અને એવી વ્યક્તિનાં સર્વ કાર્ય સત્વર અને

નિઃસંદેહ પૂર્ણ થાય છે અને જ્યાં સાહસ અને પુરુષાર્થની ન્યૂનતા હોય છે તથા સ્વાર્થનીજ અધિકતા હોય છે ત્યાં કાર્યસિદ્ધિ હોતી નથી.

**શંકા:**—તો પછી જે આત્મા બધામાં વ્યાપ્ત છે એને પ્રાપ્ત કરવાની જિજ્ઞાસા કરવાનું શું કારણ ?

**સમાધાન:**—એ આત્મા કાંઈ પર વસ્તુ નથી. એ તો બધાનું પોતાનુંજ સ્વરૂપ છે; એટલે એને માટે જિજ્ઞાસા કે ઇચ્છા કરવાની નજ હોય. શાસ્ત્રમાં આત્માનંદ પ્રાપ્ત કરવાની જે ચર્ચા છે એનો અર્થ એમ નથી કે એ કોઈ બહારથી લાવીને અંદર નાખવાની વસ્તુ છે. વાસ્તવિક અર્થ એવો છે કે, આત્માનંદની ઈચ્છા એ સર્વની સ્વાભાવિક જિજ્ઞાસા છે; કારણ કે અજ્ઞાનને લીધે નાનાવિધ ભ્રમણાઓ, કામનાઓ અને સંકલ્પોએ એનો ઇચ્છા કરવાનો સ્વભાવજ બનાવી દીધો છે. એ સ્વભાવનેજ દૂર કરવાનો હોય છે. ખાંડના ગળપણને તેના મૂળ સ્વરૂપમાં લાવવા માટે પ્રથમ એમાંથી સરકાની ખટાશને દૂર કરવી પડે છે, તેમ સ્વરૂપભૂત આત્માનંદ પ્રાપ્ત કરવા માટે—તેને તેના મૂળ સ્વરૂપમાં અનુભવવા માટે અન્ય સર્વ ઈચ્છાઓને બંધ કરી દેવી જોઇએ. તેમ થયું એટલે આત્માનંદ તો આપોઆપ મૂળથી રહેલોજ છે. અન્ય કામનાઓ બંધ થાય અને શરીરમાંનો મિથ્યા અધ્યાસ દૂર થાય એટલે થયું. એ દેહના અધ્યાસને લીધેજ એના પાલનપોષણની વ્યર્થ ચિંતા ઉપન્ન થયા કરે છે અને એજ જન્મમરણ અપાવે છે તથા કામનાઓને આધીન રાખે છે; માટે "હું આત્મા છું, શરીર નથી" એવો દિનરાત અભ્યાસ કરવો જોઇએ. એવો અભ્યાસ કરવો અને આત્માનંદનો અનુભવ કરવો એજ માનવજીવનનો પુરુષાર્થ છે; છતાં પણ આશ્ચર્ય છે કે જેની ચિંતાજ નથી કરવાની એવા શરીરનીજ લોક ચિંતા કર્યા કરે છે. એ બધાંને તો એના ભાગ્ય ઉપરજ છોડી દેવાં જોઇએ. આત્મિક આનંદ પામવો અને શારીરિક ચિંતા નિર્મૂળ કરવી એવો જ્યાં પુરુષાર્થ કરવો ઘટતો હતો તેને બદલે બધે ઉલટુંજ થયા કરે છે. આપણે એનું એક દૃષ્ટાંત લઇએ.

એક મનુષ્યને બે વ્યાધિ થયા હતા. એક આંખનો અને બીજો પેટનો. એ બિચારો દવાખાનામાં ગયો અને દાક્તર સાહેબને તબિયત બતાવી બધી હકીકત કહી. દાકતરે બન્ને રોગને માટે દવા આપી. તે લઈને ઘેર આવ્યો; પણ દુર્ભાગ્યવશાત્ દવાઓ બદલાઇ ગઇ. એને એ ભાન ન રહ્યું કે કયી આંખે ચોપડવી ને કયી ખાવી ! આમ થવાથી આંખની દવા ખાઈ ગયો

ને પેટની દવા આંખે ચોપડી. આમ થયું એટલે તો વ્યાધિ ઉલટો વધી પડયો. સંસારમાં પણ આવીજ ગતિ છે. **જે બાબતને માટે પુરુષાર્થ કરવાની ખાસ જરૂર છે તેને લોકો ભાગ્ય ઉપર છોડી દે છે અને જે બાબત ભાગ્ય ઉપર છોડી દેવા જેવી છે, તેને માટે ચિન્તા કર્યા કરે છે !** જે આત્માનંદને માટે પુરુષાર્થ કરવાનો છે તે બાબત તો ભાગ્યની ઉપર રાખે છે અને જે શરીરને ભાગ્યપર છોડી દેવાની જરૂર છે તેને માટે નાના પ્રકારની ચિન્તાઓ અને કામનાઓ કર્યા કરે છે !

ભાઈઓ ! જો નિજાનંદ-નિત્યાનંદ પ્રાપ્ત કરવો હોય તો અનંત પુરુષાર્થ કરો અને બીજી ત્રીજી કામનાઓ કરવી છોડી દ્યો. શારીરિક કાર્યોને પ્રારબ્ધ ઉપર છોડી દ્યો, એ કાર્યો તો ભાગ્યાનુસાર થયાજ કરશે. આત્મામાં લીન થઇ જાઓ, એજ તમારૂં મુખ્ય કાર્ય છે. આત્માનંદમાં મસ્ત થઈને ઈશ્વરપદને સંભાળી લ્યો. તમારા સ્વરૂપને રાજરાજેશ્વરના સિંહાસનપર પદારૂઢ થવાનીજ વાર છે. એમ થતાંજ તમારાં બધાં કાર્યો એની મેળે થવા માંડશે. શેઠ જેમ પેઢી ઉપર બેસતાં બધા માણસો પોતપોતાનાં નિત્યનાં કામો કરવા મંડી પડે છે, તેવી રીતે બ્રહ્મનિષ્ઠ-સંપૂર્ણ વિશ્વના સમ્રાટ્ **મુક્ત પુરુષોનું કામ સ્વરૂપના આનંદમાંજ મગ્ન રહેવાનું હોય છે. બાકીનાં સંસારી કામ તો પ્રકૃતિ બિચારી પોતાના સ્વભાવને લીધે પોતાની મેળેજ કરતી રહેશે;** પણ ભાઇ! એ બધું ત્યારેજ થાય કે જ્યારે પુરુષાર્થનો ઉચિત ઉપયોગ કરો, એટલે કે શરીરને ભાગ્ય ઉપર મૂકી દ્યો અને આત્મિક ઉન્નતિને માટે પુરુષાર્થ કરો.

એકવાર લોકોએ ઇસુને પ્રશ્ન કર્યો કે અમારે બાદશાહને વેરો આપવો કે નહિ ? ઇસુની આમાં પરીક્ષા હતી. જો એ એમ ઉત્તર આપે કે વેરો ન દેવો જોઈએ, તો લોકો તરતજ બાદશાહને જઇને કહે કે હજરત ઈસુ અમને રાજદ્રોહી બનાવે છે; અને જો એમ કહે કે વેરો બાદશાહને આપો, તો " હું બાદશાહોનો બાદશાહ છું " એવાં એનાં વચન જૂઠાં પડે; પણ હઝરત ઈસાએ પોતાના હાથમાં એક મહોર રાખીને પૂછ્યું કે, " કહો, આ મહોર ઉપર કોની છાપ છે ? " લોકોએ જવાબ આપ્યો કે બાદશાહની. એટલે હઝરત ઇસાએ કહ્યું કે જેના ઉપર બાદશાહની છાપ હોય તે બાદશાહને સુપ્રત કરો અને જેના ઉપર ઈશ્વરની છાપ હોય તે ઈશ્વરને અર્પણ કરો. એવીજ રીતે રામ પણ કહે છે, કે ભગવન્ ! **પુરુષાર્થ કે જેના ઉપર**

આત્માની છાપ પડેલી છે, તેને આત્માની તરફ સોંપી દો અને શરીર કે જેના ઉપર ભાગ્યની છાપ છે તેને ભાગ્યનેજ હવાલે કરી દ્યો. મનુષ્ય જ્યારે ઉત્તમ શ્રેણિના કાર્યમાં રોકાય છે ત્યારે એનાં નીચલી શ્રેણિનાં કાર્યો બીજાઓ ઉઠાવી લે છે. એવી રીતે મનુષ્ય જેમ જેમ પોતાના સ્વરૂપ પ્રતિ પ્રગતિ કરતો જાય છે, તેમ તેમ તેનાં સાંસારિક અને શારીરિક કાર્ય કુદરતના નિયમ પ્રમાણે ઉલટાં વધારે સારી રીતે થયા કરે છે.

ॐ ! ॐ ! ॐ ! ॐ !



# पुरुषार्थ अने प्रारब्ध

( ई० स० १९०५ मां लखनौमां आपेलुं व्याख्यान )

તમે જે કહેવા માગતા હો, તેનું સાચું પ્રમાણુ અથવા દૃષ્ટાંત તો તમારે પોતે બનવું જોઇએ; પરંતુ ત્યારે શું પુસ્તકો બધાં નકામાં છે ? અલબત્ત; પુસ્તકોમાંથી મને સહાયતા મળી અને પુસ્તકોમાં જે કાંઇ લખ્યું છે તે બધું મારા અનુભવમાં પણ આવ્યું; પણ પહેલાં એ પુસ્તકો જેમ મારે માટે પ્રમાણુ-ભૂત હતાં તેમ એ પુસ્તકોનું હવે હું સાક્ષાત્ પ્રમાણુ બન્યો છું. પ્રથમ રસા-યનના પુસ્તકમાંથી એ શાસ્ત્રના વિદ્યાર્થીને સહાયતા મળે છે; પરન્તુ છેવટનો વિદ્યાર્થીનો સ્વાનુભવજ એ વિદ્યાનું સાચું પ્રમાણુ કહેવાય છે. વેદ અથવા કુરાન તમારા આત્મિક રસાયનમાં સહાયક થઈ શકે ખરાં; પરન્તુ તેમાંયે તમારો પોતાનો અનુભવજ સાચું પ્રમાણુ અને દૃષ્ટાંત કહેવાય. આપ બધા આજ અત્યારે મારા વિચારો સાથે સંમત નહિ હો, છતાં આજ નહિ તો કાલ અને કાલ નહિ તો બીજા જન્મમાં એ વાતને અર્થાત્ સત્યને તો સૌએ જરૂર માનવુંજ પડશે. સત્યનો હમેશાં વિજયજ હોય છે. મનુષ્યનું મૂળ સ્વરૂપ તો ઈશ્વર છે અને સમસ્ત સંસારની શક્તિઓ એને આધીન છે; પરંતુ સાધારણુ રીતે લોકો જેને મનુષ્ય કહે છે, એ તો કેવળ મન-બુદ્ધિ અને શરીરનેજ કહે છે. જેવી રીતે નદી, નાળાં, વાદળાં, હવા, વર્ષા, સૂર્ય વગેરેમાં પ્રકૃતિની જે શક્તિ છે, તેજ શક્તિ મનુષ્યમાં છે; પરંતુ મનુષ્યની એ બધી મહાન વસ્તુઓની સાથે તુલના કરતાં તે એક પામર, અકિંચન, તુચ્છ, પરાધીન વસ્તુ જેવોજ દેખાય છે. દડાને જયારે આપણે હાથમાં લઈને ફેંકીએ છીએ, ત્યારે એમાં ગતિ આવી જાય છે; પરંતુ એજ દડામાં જો ચૈતન્ય આવી જાય અને જાણુવા-સમજવાની શક્તિ ઉત્પન્ન થાય તો એ પણુ માણુસો-ની પેઠે એમજ માનવા માંડે કે હું પોતેજ-મારી મેળેજ ચાલું છું; છતાં આપણે તો એ પ્રત્યક્ષ જોઇ શકીએ છીએ કે એ પોતે ચાલી શકતો નથી.

ભિન્ન ભિન્ન પ્રકારની શક્તિઓવડે એ ગતિમાન થાય છે. તેમાં એક તો ગુરુત્વાકર્ષણુશક્તિ છે અને બીજી એ શક્તિ છે કે જેનાથી એનામાં ગતિ ઉત્પન્ન થઈ. એજ પ્રમાણે મનુષ્ય પણ ખરૂં જોતાં અન્ય શક્તિઓની અધીનતામાંજ કામ કરે છે. તફાવત માત્ર એટલોજ છે કે વૃક્ષ, ફળ, ફૂલ વગેરેમાં વિશેષરૂપે ચૈતન્ય નથી; તેથીજ ઝાડપાન એમ નથી કહેતા કે અમે અમારી મેળે કામ કરીએ છીએ અને મનુષ્યમાં વશેષ કળા ચેતનની હોવાથીજ તે બોલ્યા કરે છે કે, "હું કરૂં છું" "હું કરૂં છું;" પરંતુ વાસ્તવિક દૃષ્ટિથી જોઇએ તો એ બધી એકજ શકિત છે કે જે ભિન્ન ભિન્ન રૂપે, વૃક્ષમાં, પશુમાં અને મનુષ્યમાં કાર્ય કરતી પ્રતીત થાય છે; સંસારની અન્ય વસ્તુઓમાં એ શકિતને આપણે ગુરુત્વાકર્ષણુશકિતના નામે ઓળખીએ છીએ. એજ શકિતને મનુષ્યમાં ભલે તમે પ્રેમશકિતનું નામ આપો, પ્રકૃતિમાં એને શકિત કહો અને મનુષ્યમાં એને ભક્તિ કહો. પ્રકૃતિમાં જે આકર્ષણુ અને ક્ષેપણુ છે એજ મનુષ્યમાં રાગ અને દ્વેષ છે.

આપણે એને એક દૃષ્ટાન્તવડે સ્પષ્ટ કરીએ. પર્વતનાં શિખરો ઉપર હમેશાં બરફ જામેલો રહે છે. એમાંથીજ પીગળીને જળનો પ્રવાહ નીકળી અનેક માર્ગ વીંધતો વીંધતો, વૃક્ષોને ઉખેડતો ઉખેડતો આગળ ને આગળ ચાલ્યો જાય છે. આ બધું શાથી થાય છે? સૂર્યને લીધે અને બીજી પણ અનેક શકિતઓ જે તેની સાથે મળીને ક્રિયા કરે છે તેને લીધે. એ જળનો પ્રવાહ આગળ ચાલતાં નદીનું રૂપ ધારણુ કરે છે; પણ એ નદી આગળજ શામાટે વધતી જાય છે? કારણુ કે એજ સૂર્ય, એજ આકર્ષણુશકિત અને એજ ગતિપ્રેરક-શકિત તેમાં ગતિ પૂરે છે, કે જે શકિત બરફમાં પણ પ્રથમ કામ કરતી હતી; પરંતુ નદી તો પારદર્શક છે, એટલે સૂર્યનું એમાં પ્રતિબિંબ જોઈ શકાય છે. પક્ષી, વનસ્પતિ, પાષાણુ વગેરે મનુષ્યેતર વર્ગ જે ઉન્નતિ કરે છે તે તો પરાધીન થઇને ઈશ્વરને લીધેજ આગળ વધે છે અને અન્ય અનેક પ્રકારની શકિતઓની પણ તેમને સહાયતા મળે છે; પરંતુ પક્ષી, પાષાણુ આદિની ઉન્નતિ તો પેલા જામી રહેલા જડ બરફના જેવી ઉન્નતિ છે. જેવી રીતે બરફમાં સૂર્યનું પ્રતિબિંબ દેખાતું નથી, તેવી રીતે એ પક્ષી, પાષાણુ ઈત્યાદિમાં ચેતનનું આત્માનું પ્રતિબિંબ નથી પડતું. આગળીને આગળ વધતી નદીનો જેવો બરફની સાથે સંબંધ છે તેવોજ સંબંધ મનુષ્યનો પશુ, પક્ષી, વનસ્પતિ અને પાષાણુ ઇત્યાદિ પદાર્થોની સાથે છે. નદીમાં

જેમ સૂર્યનું પ્રતિબિંબ દેખાવા માંડયું, તેમ મનુષ્યમાં પણ એક પ્રતિબિંબ ( ચેતનતા ) પડયું છે. એ સચેતન છે; અહંતાનું બીજ અથવા મૂળ એનાથીજ ઉત્પન્ન થયું છે અને એજ અહંતા મનુષ્યને ' હું કરૂં છું-હું કરૂં છું ' કહીને બોલાવે છે; જોકે વાસ્તવિકરીતે જોતાં કરતાકારવતા તો એ પરમશકિતજ છે. જે તમારો ઇશ્વર છે એજ વૃક્ષોનો ઇશ્વર છે અને એનો અંતરાત્મા એજ તમારો અંતરાત્મા છે; એટલા માટે વૃક્ષ પણ તમારાં ભાઇભાંડુ છે. મનુષ્ય જ્યારે બાળક હતો, ત્યારે પણ આત્મા તો તેનામાં જેવો ને તેવોજ હતો; છતાં અહંકારે અર્થાત્ અહંતાએ એનામાં પ્રવેશ નહોતો કર્યો. મોટો થતાજ એ પહાડનો બરફ પીગળી ગયો હોય એમ સમજી લ્યો અને પછી એ ( માનવ ) નદીમાં સૂર્ય ( અહંતા ) નાં કિરણો પડવા માંડયાં; એટલે કે એમાં વિશેષ ચૈતન્યનું પ્રતિબિંબ પડવા માંડયું. ત્યારથી એ બોલવા માંડયો કે, " મેં આ કર્યું " અને " આ મારૂં છે " કે જે વચનો એ બાળપણમાં નહોતો બોલતો. હવે આપણે સુષુપ્તિની અવસ્થા તપાસીએ. એ સ્થિતિમાં પણ શરીરની તો થોડીઘણી પણ વૃદ્ધિ થયાજ કરે છે. એ સ્થિતિમાં લોહીનું ફરવું બંધ નથી થતું; પરંતુ અહંતા તે વખતે રહેતી નથી. એ વખતે તમે ખરેખર પાષાણુ અને વનસ્પતિનાજ ભાઇ છો. વળી પાછા જ્યારે જાગ્રદવસ્થામાં આવો છો ત્યારે ફરી પાછા તરલ અવસ્થામાં પારદર્શક રૂપમાં આવી ગયા, એટલે અહંતાનાં કિરણો પ્રતિબિંબિત થવા માંડે છે; એટલે તરતજ તમે કહેવા માંડશો કે, " પુસ્તક તો મેં લખ્યું " " વ્યાખ્યાન મેં આપ્યું " " આ કામ મેં કર્યું, " વગેરે વગેરે.

હવે એક બીજી વાતનો પણ વિચાર કરવાનો છે. મનુષ્ય જ્યારે ઉચ્ચ અવસ્થાએ પહોંચે છે ત્યારે એને પોતાને પોતે કાંઇ કરે છે એવું સ્મરણ રહેતું નથી. દાખલાતરીકે આપણે એક કવિનું દષ્ટાંત લઇએ. કવિ જ્યારે જ્યારે પોતાના વિચારોમાં મગ્ન થઇ જાય છે ત્યારે એને હું લખું છું એવું ભાનજ હોતું નથી. એનામાં અહંતાનો આભાસ પણ નથી હોતો. એક પ્રખર ગણિતશાસ્ત્રી જ્યારે કઠિનમાં કઠિન પ્રશ્નોનું નિરાકરણ કરતો હોય છે, ત્યારે અવશ્યમેવ એના મગજમાં ઇશ્વર વિરાજમાન હોય છે. અહંતા તદ્દન દૂર રહે છે; પરંતુ નિરભિમાન અવસ્થામાં પ્રશ્નોનું નિરાકરણ થઇ ગયા પછી અહંતા તરતજ જાગી ઉઠે છે અને કહે છે કે, "વાહ! કેવું સુંદર નિરાકરણ મેં કર્યું ! " જરા નેપોલિયન ભણી દષ્ટિ કરશો તો જણાશે કે યુદ્ધક્ષેત્રમાં એ

વીરનર ઉભો છે. એક બાજુ સડસડાટ કરતો તોપનો ગોળો ચાલ્યો જાય છે. બીજી બાજુ એવોજ પ્રચંડ કરતો ગોળો સામેથી ઉછળી આવે છે. હજારો મનુષ્યોના પ્રાણ પતન થાય છે; છતાં એને કશાનું ભાનજ નથી. અહંતાનો લેશમાત્ર પણ અંશ નથી કે જેનાથી આજુબાજુની પરિસ્થિતિનું એને ભાન થાય, એની તે વખતે બરફના જેવી સ્થિતિ થઇ ગઇ છે. જ્યારે અતિ ઉચ્ચ સ્થિતિમાં એ શક્તિ હોય છે ત્યારે અહંતા હોતીજ નથી. આ એક વાત તમે જરૂર સ્મરણમાં રાખજો કે જે મહાન કાર્યો જગતમાં થાય છે, એ બધાં અહંતા ન હોય ત્યારેજ થાય છે અને નવાઈ જેવું તો એ છે કે જ્યારે અહંતા આવે છે ત્યારે આપણાં બધાં કાર્યોને એ રદ્દ કરી નાખે છે. એક મનુષ્ય વ્યાખ્યાન આપતો હોય તે વખતે જો તેને હું વ્યાખ્યાન આપું છું, એવો વિચાર આવે તો તેજ વખતે એનું વ્યાખ્યાન બંધ થઇ જાય છે. વિદ્યાર્થી નિશાળમાં કવિતા બોલતાં બોલતાં હું કવિતા બોલું છું, એવો વિચાર કરશે કે તરતજ તેનું મોં બંધ થઇ જશે. એ અહંતા તો પેલી માખીના જેવી છે કે જે માખી ચાલતી ઘોડાગાડીમાં ઘોડા ઉપર બેઠી બેઠી એમ માનતી હતી કે ગાડી હુંજ ચલાવું છું. મનુષ્યમાં જ્યારથી અહંતા ઉત્પન્ન થઈ ત્યારથી "તમે જૂદા છો " " હું કોઇ બીજો છું " એવા વિચારો આવવા લાગ્યા. અહંતાને લીધેજ મસ્તિષ્કમાં એવા વિચાર ઘર કરી બેસે છે કે, " આ મેં કર્યું " અને "આ હું છું." જો કે વાસ્તવિકરીતે તો એ અહંતાવડે કશુંજ થતું નથી.

નદીનો પ્રવાહ વહેતો રાખવામાં સૂર્યની ગરમી અને આકર્ષણ શક્તિજ કારણભૂત હતાં. તેને બદલે કદાચિત્ નદીમાં પડતું સૂર્યનું પ્રતિબિંબ એમ કહે કે હુંજ નદીને ગતિમાં રાખું છું, તો એ વાતને શું આપણે કદિ માની શકીશું ? એવીજ રીતે મનુષ્યમાં જે શક્તિ કામ કરે છે તે અહંતા નથી. જે કામ તમે કરો છો અથવા થયા કરે છે, તે બધું પરમેશ્વરને લીધેજ થાય છે. રસાયનવિદ્યાના જ્ઞાનમાટે કેવળ વિચારો કે સિદ્ધાન્તોથી કામ ચાલતું નથી, પણ તેના પ્રયોગ માટે પ્રયોગશાળા હોય છે, જેમાં પ્રત્યેક સિદ્ધાન્તનો અનુભવ કરવામાં આવે છે. તેવીજ રીતે અમેરિકામાં સંકલ્પબલ અને સંકલ્પસિદ્ધિના પ્રયોગો કરવામાં આવે છે. રામને જે થોડોઘણો અનુભવ એ દેશમાં થયો છે તેની તે સાક્ષી આપશે. મનુષ્યને એવી અવસ્થામાં મૂકી શકાય છે કે જેવી રીતે પેલી નદીનો પ્રવાહ વહેતો હોય પણ તેમાં સૂર્યનું પ્રતિબિંબ ન પડે. એ પ્રયોગમાં મનુષ્યને મૂર્ચ્છાની સ્થિતિમાં આણે છે. એકવાર રામની

સમક્ષ એક માણસને એવી સ્થિતિમાં મૂકવામાં આવ્યો હતો. એક માણસને ચોથિયો તાવ આવતો હતો. એને મૂર્ચ્છનાવશ કરીને એનામાં એવા વિચારનો પ્રવેશ કરાવ્યો કે જેનાથી એનો તાવ નીકળી જાય અને એવી ભાવનાપૂર્વક એ સંકલ્પ મૂકયો કે જેનો પ્રભાવ એવોજ પડે. ત્યાર પછી એને જાગૃત સ્થિતિમાં આણી દીધો. એનો ચોથિયો તાવ નીકળી ગયો; પરંતુ એને બદલે રોજ તાવ આવવા માંડયો. એમ થવામાં વિચાર મૂકવામાં કાંઈ ખામી નહોતી પણ જેણે એ વિચારનો પ્રવેશ કરાવ્યો હતો, એ મનુષ્યનો દોષ હતો. થોડા દિવસ પછી વળી પાછો તાવ તદ્દન નીકળી જાય એવો સંકલ્પ મૂકવામાં આવ્યો એટલે તાવ નિર્મૂળ થઈ ગયો. આ ઉપરથી એમ સિદ્ધ થાય છે કે તમારૂં શરીર તમારા સંકલ્પોનુંજ બનેલું છે. વળી એક બીજો અનુભવ પણ સાંભળો. એક માણસને સિગાર ( બીડી ) પીવાનો બહુ શોખ હતો. એની એમ ઇચ્છા થઈ કે એ ટેવ છુટી જાય તો સારૂં.એ માણસને પણ એવીજ રીતે મૂર્ચ્છનાવશ કરીને એના ચિત્તમાં એવો સંકલ્પ મૂકયો કે જાણે એણે આખા દિવસમાં એકજ વાર સીગાર પીવાની હોય;પરન્તુ એનું પ્રથમ તો એવું પરિણામ આવ્યું કે જાગૃત થતાંજ તેણે એક એવડી મોટી સિગાર બનાવીને પીવા માંડી કે જે આકારમાં આખા દિવસની સિગારોના જેવડી મોટી થવા જાય. સંકલ્પ મૂકનારની એમાં ભૂલ હતી, માટે તેના ઉપર પણ બીજીવાર પ્રયોગ કર્યો, એટલે એની ટેવ છુટી ગઈ. આ બધા અનુભવોમાં જો કે શરૂઆતમાં થોડી ઘણી અસફળતા જણાય છે પણ આખરે તો પૂર્ણ સફળતા પ્રાપ્ત થઇ હતી. કાલે રામે વ્યાખ્યાનમાં કહી બતાવ્યું હતું કે મિસ્ટર જોન્સની એવી સ્થિતિ બદલાઇ ગઇ હતી કે તે ડૉક્ટર પૉલ બનીને ડૉકટરનાં જેવાં કામો કરવા મંડી પડયો હતો. આ અનુભવને સાચા માનવા કે નહિ એ તમારી મરજીની વાત છે. થોડા સમય પહેલાં લોકો તાર અને રેલ્વેની આશ્ચર્યકારક વાતોને પણ નહોતા માનતા. નહિ માનો તોપણ તમારી મોજ; પરંતુ રામે તો આ પ્રસંગો નજરે જોયા છે એટલે નથી જોયા એમ કેમ કહે ? જરા એટલો વિચાર કરો કે તમારા શરીરનાં આરોગ્ય અને વ્યાધિ, તમારા મુખનાં પ્રસન્નતા અને ખેદ અને ચહેરાનું સૌંદર્ય, એ બધુ કયી શકિતઓને આધારે ચાલી રહ્યું છે ? એ શકિતઓજ સંકલ્પબળ છે. તમારી બાહ્ય અવસ્થા અને કર્મ એ તમારા સંકલ્પની ઉપરજ આધાર રાખે છે. કાલે રામે એક દૃષ્ટાન્ત કહી બતાવ્યું હતું કે એક માણસને એવી સ્થિતિમાં મૂકવામાં

આવ્યો હતો, કે જે જમીનને તળાવ માનવા લાગ્યો અને પછી ત્યાં એ પાણીમાં માછલાં પકડવાના ચાળા કરવા માંડયો. એક માણસને મૂર્છાવશ કરીને એને એમ સંકલ્પ આપ્યો કે તું તો વૃક્ષ છે. પછી એનું માથું એક મેજ ઉપર અને પગ બીજા મેજ ઉપર મૂકીને વચમાં એને ટટાર ઝુલતો રાખી એના લાકડા જેવા શરીર ઉપર બીજા માણુસોને બેસાડયા; છતા એ જરાયે નમ્યો નહિ.આ બધી વાતો ઉપરથી એમ સિદ્ધ થાય છે કે શારીરિક અને બાહ્યકામ પણુ વિચાર ઉપરજ આધાર રાખે છે. કહેવત છે કે 'જેવી મતિ તેવી ગતિ.'

વિચારોની એક એવી સ્થિતિ હોય છે કે જેમાં અહંતાનું નામ પણુ હોતું નથી. એ અવસ્થાને કારણુશરીર અથવા સુષુપ્તિ કહેવામાં આવે છે. જે અવસ્થામાં અહંતા અમુક અંશે જાગૃત હોય છે, તેને સૂક્ષ્મશરીર અથવા સ્વપ્ન કહે છે અને જાગ્રદવસ્થાને સ્થૂળશરીર કહેવામાં આવે છે. પાણી અને બરફનો જેવો એકબીજા સાથે પરસ્પર સંબંધ હોય છે તેવોજ આ ત્રણે શરીરોનો એકબીજા સાથે પરસ્પર સંબંધ હોય છે. હાથવડે જે કામ થાય છે, તેનો મન ઉપર અવશ્ય પ્રભાવ પડે છે. અત્યારે જે વ્યાખ્યાન તમે સાંભળો છો તે તમે તમારી ઇંદ્રિયોવડે સાંભળો છો, તે શારીરિક ક્રિયા છે. તેના ઉપર વિચાર કરો છો, એ સૂક્ષ્મશરીરની ક્રિયા છે. અહીંથી તમે ચાલ્યા જશો ત્યાર પછી પણુ થોડા સમય સુધી એનો પ્રભાવ રહેશે; પરંતુ થોડીવાર થતાંજ મનમાંથી એની અસર નિર્મૂળ થશે; પરંતુ ત્યારે પણુ તમારામાં એ શકિત તો કોઇ સ્થળે જરૂર રહેવાનીજ. ત્યારે હવે એ શકિત કયાં રહેશે? એ શકિત સુષુપ્તિ અવસ્થા અર્થાત્ કારણુશરીરમાં પ્રવેશ કરશે. ત્યાં તેનો આવી રીતે સ્વીકાર થશે. માનો કે એક તળાવ છે. તેમાં અનેક વસ્તુઓ નાખીએ એટલે થોડો વખત ઉપર રહીને પછી અંદર ઉતરી જશે અને પાણીને જ્યારે હલાવીએ ત્યારે પાછી તે ઉપર આવી જશે. રામ અત્યારે હિંદુસ્તાની બોલે છે; પરંતુ અંગ્રેજી અને ફારસી વગેરે ભાષાઓ કાંઇ આ વખતે તેનામાંથી નીકળી ગએલી નથી. એ તો એના મનરૂપી તળાવને તળીએ બેઠી છે. મનરૂપી તળાવને વલોવીએ તો એ પણુ પાછી હમણુાંજ ઉપર તરી આવે. જ્યારે તમે સ્વપ્નમય અર્થાત્ મનોમય જગત્માં હો છો ત્યારે અનેકવાર આવા વિચારો ઉછાળા મારે છે, કે "હું આ કામ કરીશ, હું ફલાણું કામ કરીશ." એ શકિત જાણે કયાંય બહારથી આવી, એમ જણુાય છે અને તમને ગતિમાં મૂકી દે છે; પરંતુ

એ ગતિ તે શું છે? એ વિચાર તે બહારથી આવ્યો કે અંદરથી ઉદ્ભવ પામ્યો? રામ સ્પષ્ટતાપૂર્વક સમજાવશે કે રામને આવી રીતનો એકવાર અનુભવ થયો હતો. એક છોકરાને મૂર્ચ્છનાવશ કરીને કહ્યું કે, "સાંભળ, તું જ્યારે જાગે અને અમે તાળી પાડીએ એટલે તારે તરતજ પાણી હોય ત્યાં દોડી જવું, નદીની પાસે એક લાકડી પડી છે તેને લઇને નાચવા ને ગાવા માંડવું અને પછી ત્યાંથી પાછા આવીને આજ સ્થળે બેસી જવું." આ સંકલ્પ એના કારણશરીરમાં મૂકવામાં આવ્યો હતો. એના કારણશરીરમાં એ સંકલ્પ બીજરૂપે પ્રવેશી ગયો. એ છોકરો જ્યારે જાગૃત થયો ત્યારે એ સંકલ્પ એને કોઇએ કહ્યો હોય એમ એ ભૂલી ગયો હતો. ભૂલી ગયો એટલે એમ સમજવાનું છે કે તેના મનરૂપી તળાવને તળીએ તે બેસી ગયો હતો અને તે વાતની તેને ખબર રહી નહોતી. પછી જ્યારે તે તળીઆને વલોવવા માંડયું, એટલે કે સંકેત પ્રમાણે તાળી વગાડી, એટલે તે તરતજ પશ્ચિમ-દિશામાં નદી ભણી ચાલ્યો; લાકડી લઇને નાચવાકૂદવા માંડયો અને પાછો આવીને પોતાને સ્થાને બેસી ગયો. એને એમ કરવાનું જ્યારે કારણ પૂછ્યું ત્યારે કહ્યુ કે એ તો મારી મરજીની વાત છે. અમે એને કહ્યું કે અમે તને આમ નહોતું કહ્યું! પણ એ તો માનેજ શા માટે? એ તો એમજ કહેતો હતો કે એ તો મારી મોજ, મને ગમ્યું તેવું મેં કર્યું. આપણે પણ એવીજ રીતે કામ કરીએ છીએ, છતાં એના ખરા કારણની આપણને ખબર નથી પડતી. કચેરીમાં હમેશાં ગુન્હો કરવાનું કારણ પૂછે છે; પરંતુ એ બિચારા મનોવિજ્ઞાનના શાસ્ત્રનેજ નથી જાણતા. પ્રત્યેક કાર્યનું આપણે જાણી શકીએ એવું કારણ હોવુંજ જોઇએ, એવો કાંઇ નિયમ નથી.

હવે ભાગ્ય એટલે શું?—પ્રારબ્ધ અથવા કર્મ એનો શબ્દાર્થ ક્રિયા અથવા કામ એવો છે. કામ શું એનેજ કહી શકાય કે જે કેવળ શરીરથીજ થઇ શકે? કામનો મન સાથે પણ સંબંધ હોય છે. જે વિચાર આપણા મન અથવા સૂક્ષ્મશરીરમાં હોય તેજ ખરૂં જોતાં કર્મનું રૂપ લે છે. આ ઉપરથી સિદ્ધ થાય છે કે આપણા વિચારોમાંથીજ આપણું ભાગ્ય બન્યું છે. આ વિષયમાં એક વાત જરા ધ્યાન દઇને સાંભળો. હિંદુધર્મની એવી માન્યતા છે કે ચોરાસી લાખ યોનિના ચક્રમાં થઇને મનુષ્ય આ માનવદેહ-નો જન્મ પ્રાપ્ત કરે છે. પશ્ચિમના વિકાસવાદીઓનો પરિણામવાદ પણ એજ નિર્ણય ઉપર આવે છે. અમેરિકામાં ડાર્વિનના મતની વ્યાખ્યા પણ

બહુ અદ્ભુતરીતે કરવામાં આવી છે. એક પ્રદર્શનમાં માતાના પેટની અંદરનું એક દિવસનું બાળક, બે દિવસનું, ત્રણ દિવસનું એવી રીતે નવ મહિના સુધીનાં બાળકનાં શરીરોને શીશીઓમાં ભરીને સંભાળી રાખ્યાં છે. વિચાર કરીને તમે જોશો તો માલૂમ પડશે કે પહેલાં દેડકો, માછલી, વાંદરો, એવા અનેક જાતના આકારોમાં આવીને પછી પ્રાણી મનુષ્યશરીર ધારણ કરે છે. વસ્તુતઃ વાત એવી છે કે વર્તુલની અંદર વર્તુલ, જગતની અંદર જગત્, કુંડાળામાં કુંડાળું, ચક્રમાં ચક્ર, ડુંગળીના એક પડની અંદર બીજું પડ, એમ ચાલ્યાંજ કરે, એવો પ્રકૃતિનો નિયમ છે. દ્રૌપદીનાં ચીરની પેઠે "સાડીમાં નારી કે નારીમાં સાડી," એજ વિચિત્રતા છે. નિયમ તો એકજ છે કે જે આ બધા પડદાઓમાં પોતાનું કાર્ય કરી રહ્યો છે, એજ નિયમ મનુષ્યને લાગુ પડે છે.મનુષ્ય જ્યારે માતાના ગર્ભમાં પ્રવેશ કરે છે ત્યારે નવ મહિનામાં એ બધી અવસ્થાઓ ભોગવી લે છે. જેવી રીતે બી. એ. ની પરીક્ષાના પહેલા વિદ્યાર્થીઓ બધાં પુસ્તકો થોડાજ સમયમાં જોઇ જાય છે, તેવીજ રીતે તમારા કારણશરીરમાં પાછળના જન્મોનો અભ્યાસ સચેત હોય છે. તમે ઘણીવાર સાંભળ્યું હશે કે એક માણસે પોતાને શબવત્ બનાવી દીધો; નાડી અને હૃદયની ગતિને બંધ કરી દીધી. લોકો એને એમ કહે છે કે મરી ગયા પછી એ ફરી જીવતો થયો. આનો અર્થ માત્ર એટલોજ થાય છે કે દેડકા વગેરેના જન્મમાં એને જે અભ્યાસ હતો,તેનો એણે પુનઃ અભ્યાસ કર્યો.

લોકો સિદ્ધિ, સિદ્ધિ કરે છે; પરંતુ સિદ્ધિની પાછળ પડવું એનું નામ ઉન્નતિ નથી. એમ કરવાથી તો તમે તમારી જાતને વળી પાછા રીંછ અને દેડકાની અવસ્થામાં લાવી મૂકો છો, કે જે અવસ્થામાં પણ અનેક વિચિત્ર શક્તિઓ રહેલી છે અને તે મનુષ્યમાં હોતી નથી. જુઓ, કૂતરો બહુ દૂરથી સુંઘી શકે છે; હવે તમે જો દૂરથી સુંઘવાની શકિત પ્રાપ્ત કરો, તો એ કાંઈ ઉન્નતિ ન કરી કહેવાય. એ તો કૂતરાના અધ્યાસને માત્ર તાજો કરવાની વાત છે. તમારી વિચારશક્તિ તમે ધારો તે કરવા સમર્થ છે. રામ તમને એ વિચારોને કયી તરફ વાળવા એ સમજાવશે. આપણે શેતરંજનું દૃષ્ટાંત લઈએ. જ્યાંસુધી થોડાં પણ મોરાં મરશે નહિ, ત્યાંસુધી જીત થવી અસંભવિત છે. આ ઉપરથી સાર એ નીકળે છે કે જો સફળતા પ્રાપ્ત કરવી હોય તો થોડીઘણી વસ્તુઓનો ત્યાગ કરો અને થોડીઘણી ગ્રહણ કરવા જેવી હોય તે ગ્રહણ કરો. શક્તિ એટલે કે પ્રકૃતિ ઉચ્ચ સ્વરથી પોકારીને કહે છે

કે, દેશકાલને અનુસરીને પરિવર્તન પામો, નહિ તો વિનાશ પામશો. પ્રકૃતિની પ્રત્યેક વસ્તુ પાસેથી તારાઓ, વૃક્ષ, પથ્થર–એ બધા પાસેથી તમને કાંઇ ને કાંઇ શીખવાનું મળશેજ. જરા વિચાર કરીને જોતાં શીખો. અસભ્ય લોકોને તમે એમ કહો છો કે પરિણામવાદ અર્થાત્ વિકાસ-વાદના સિદ્ધાન્તમાં તેઓ હજુ બહુ પછાત છે; પરન્તુ રામે તો પ્રત્યક્ષ જોયું છે કે એમનામાં તો એટલું બધું જ્ઞાન, એટલો બધો પ્રકાશ છે કે માઇલ બે માઇલને છેટેથી લીલા ઝાડ ઉપર લીલા પોપટને જોઇ શકે છે; તેમના પગમાં એવી શક્તિ છે કે હરણને દોડીને પકડી પાડે છે, હાથમાં એવું બાહુબળ છે કે સિંહની સાથે વગરહથિયારે લડાઈ કરી શકે છે; પરન્તુ તમે જેને સુસભ્ય માનો છો તેમનામાં તો નથી હાથમાં શક્તિ, કે નથી પગમાં કે આંખોમાં બળ. હવે આ જ્ઞાન અને શક્તિનું કારણ શું છે? વાસ્તવિક વાત એવી છે કે તે લોકો વ્યવહારનાં આ અંગોને આચારમાં લાવે છે. એના વિના એમનું જીવનજ નભી શકતું નથી. તેમનાં સંતાન પણ એવાજ હોય છે. સુસભ્ય મનુષ્ય અસભ્ય મનુષ્યની પેઠે દોડી નથી શકતો. જ્યારે એને કંઇ બહાર જવું હોય ત્યારે ગાડી તૈયારજ હોય છે. અમેરિકામાં બબ્બે મિનિટે ગાડીઓ છુટે છે. એટલા માટે અમેરિકનોને પગે ચાલીને બહુ ઓછો વ્યવહાર કરવો પડે છે. રેલ્વે જાણે એમના વધેલા –લાંબા થયેલા પગ છે. અસભ્ય મનુષ્ય હાથથી કામ કરે છે, સુસભ્ય મનુષ્ય શસ્ત્રોવડે કામ કરે છે. આંખો નબળી પડી એટલે તરતજ ચશ્માં ચડાવ્યાં. એવાં દૂરબીનો શોધી કહાડયાં કે જેનાવડે છેટામાં છેટી વસ્તુ પણ જોઈ શકાય. આનો એવો અર્થ થાય છે કે સુસભ્ય (સુધરેલા) લોકોએ હાથ, પગ અને આંખોનાં બીબાંને મરવા દઈને મસ્તિષ્ક, ( મગજ ) નાં બીબાંને સજીવન રાખ્યું. એ બીબાંને એમ પતાવી દેવામાંજ સાર છે. અસભ્ય ( જંગલી ) જાતિઓની પેઠે એને સાચવી રાખ્યાં હોત તો એમનાં જીવન સંકટ અને ભારરૂપ થઈ પડત. આ ઉપરથી વિચાર કરો કે વિકાસવાદના વૃક્ષની શાખા કયી દિશામાં પ્રસરતી જાય છે?

એમ કહેવાય છે કે મનુષ્ય સમસ્ત સંસારનો નિષ્કર્ષ–સાર છે. અલબત્ત, એક દૃષ્ટિથી જોતાં એ વાત સાચી છે; કારણ કે જ્યારે સમસ્ત સંસારની અવ-સ્થાઓ એની બુદ્ધિમાં આવી ગઈ, ત્યારેજ એ સમસ્ત સંસારના જ્ઞાનવાળો મનુષ્ય ઉત્પન્ન થયો. અહીં વિકાસવાદના સિદ્ધાન્તની પૂર્ણતા થાય છે; પરંતુ

હવે તેમનું પ્રયાણ કઇ દિશામાં છે ? સંસારનાં કૃત્યો ( ગતિ ) ની અન્તિમ અવસ્થા ( અવસાનસ્થિતિ ) શું છે ? એક એવી પણ અવસ્થા મનુષ્યની આવે છે કે જેમાં તે બુદ્ધિથી નહિ પણ બોધથી; ઓળખાણથી નહિ, પણ હૃદયવડે; સમસ્ત સંસારને પોતાનું આત્મસ્વરૂપ સમજવા માંડે છે. એના નાના સરખા મસ્તિષ્કમાં હવે સમસ્ત સંસારનો સમાવેશ થઈ જાય છે અને તદ્દન શિર અને મસ્તિષ્કમાંજ નહિ પણ તમારાં હૃદય, કાળજું, નસ, નાડી અને પ્રત્યેક રોમરોમમાં પણ એ તમારા મસ્તિષ્કમાંનો સમસ્ત સંસાર પ્રવેશ કરી રહ્યો છે. એ પછી તમારી એવી અવસ્થા પણ થઇ શકે છે કે જેમાં આ સમસ્ત સંસાર તમારૂંજ શરીર બની જાય છે. આ પશુપક્ષી, આ વૃક્ષ,આ પર્વત,એ બધાં મારા આત્મા છે એવુંજ ભાન થાય છે.આ નદીમાં મારી નાડીઓનુંજ લોહી વહ્યાં કરે છે એમ લાગવા માંડે છે, આ સૂર્ય અને ચંદ્ર મારીજ આંખો છે એવો આભાસ થાય છે અને મારૂં હૃદયજ બધાં હૃદયોમાં ધબકારા મારે છે એમ અનુભવ થાય છે. ભાઇઓ ! તમે કોઇ જૂદા છો અને બીજાઓ કોઇ જૂદા છે, એ ભાવના છોડી દો. તમે ભારતવાસી છો માટે અમુક છો અને બીજા દેશના મનુષ્યો જૂદા છે, એવો વિચારજ ન કરો. જે દેશના લોકો આવા વિચારો કરે છે એનુંજ આ જગત ઉપર અસ્તિત્વ કાયમ રહે છે.

કાલે રામે આપને કહ્યું હતું કે જાપાની લોકોએ બ્રહ્મવિદ્યાને વ્યાવહારિક રૂપમાં–આચરણમાં ઉતારી છે. જે લોકો વ્યાવહારિક રીતે બીજાના આત્માને પોતાનો આત્મા માને છે,તેઓજ જીવતા છે એમ માનવું; તમારા રક્ષણનો પણ એજ ઉપાય છે. તમારા વિચારમાંથી એવો સિદ્ધાંત સ્થિર થાય છે કે અનેક પ્રકારની શક્તિઓ એક સાથે મળીને કામ કરતી હોય, તો એ બધી શક્તિઓના ફળનું વલણ એ બધામાં જે મોટી શક્તિ હશે, તેના તરફ રહેશે. જ્યારે એ શક્તિ ઓછી થઇ જશે ત્યારે એના કરતાં ઓછી શક્તિના ફળ તરફ એનું વલણ રહેશે. એવીજ રીતે તમારી અંદર જે વિચાર વિશેષ સુદૃઢ છે એ પહેલો અમલમાં મૂકાશે અને ત્યાર પછી ઉત્તરોત્તર તેનાથી ઉતરતા પ્રકારના વિચારો ક્રિયાત્મક બનતા જશે.

આંતરીય શકિતઓનો બાહ્ય શકિતઓ સાથે શું સબંધ છે એનો આપણે હવે વિચાર કરીએ. આ ટેબલપર એક દીવો બળે છે, એમાં ચારે બાજુઓથી પ્રાણવાયુ ખેંચાઇને આવી જાય છે. આંતરીય શકિતઓ એવીજ રીતે

બાહ્ય શકિતઓ સાથે આકર્ષણના નિયમ પ્રમાણે સંબંધ રાખે છે. જેવો સંકલ્પ હોય છે તેવાં સાધનો અને સંયોગો પ્રાપ્ત થાય છે. સ્થિર વિદ્યુત્‌ની સાથે સાથેજ ચંચલ વિદ્યુત્ એની મેળેજ ઉત્પન્ન થાય છે. પ્રકૃતિનો નિયમ-જ એવો છે, એમાં નવું કાંઇ નથી. એક તરફ છોકરીઓ જન્મે છે તો પ્રકૃતિ બીજી બાજુ છોકરાઓ ઉત્પન્ન કરે છે. તમે જાણતા હશો કે પુષ્પોમાં પણ નર અને માદા હોય છે. મધમાખીઓદ્વારા નર ફૂલનો નર ભાગ માદા ફૂલ પાસે પહોંચે છે. તાત્પર્ય એ કે જ્યારે આવશ્યકતા હોય અથવા ઈચ્છા થાય ત્યારે વસ્તુઓ તો એની મેળે આપોઆપ આવી મળે છે, એજ નિયમ તમારે માટે પણ છે. જેવા તમારા આન્તરીય સંકલ્પો હશે તેવા તમારા બાહ્ય પ્રસંગો થશે. હિંદુ અને મુસલમાનોએ પોતાનાં મંદિરો અને મસ્જિદોમાં એવી રીતે પ્રાર્થના કરવા માંડી કે અમે તો તારા દાસ છીએ, ત્યારે પેલા આકર્ષણ શકિતના નિયમને અનુસરીને પ્રકાશસ્વરૂપ જ્યોતિમાં-જ્યોતિરૂપ પરમેશ્વરે પેલા ગોરા ગોરા ચમકીલા રૂડા રૂપાળા સફેદ ચામડીવાળા મોગલો અને અંગ્રેજોનાં તેજસ્વી શરીર મોકલી આપીને આપણી મનોકામના પૂરી કરી અને આપણને દાસ બનાવી દીધા. માટે યાદ રાખજો કે અત્ય રે તમે ગરીબ જણાઓ છો તે તમે તમારી જાતેજ બનેલા છો. પોતાના વિચારથીજ કેદમાં કેદી થઈ પડયા છો એટલે પોતાના પુરુષાર્થથીજ છુટકારો મેળવી શકાશે.

મનુષ્યમાં કયાંસુધી પરતંત્રતા અને કયાંસુધી સ્વતંત્રતા છે એનો વળી જરા વધારે વિચાર કરીએ. કયાંસુધી પુરુષાર્થ અને કયાંસુધી પ્રારબ્ધની ગતિ છે ? એ તો બધું રેલગાડીના પાટા જેવું છે. રેલગાડી સ્વતંત્ર પણ છે અને પરતંત્ર પણ છે. સ્વતંત્ર તો એવી કે ધમ ધમ કરતી દોડી જાય છે અને પરતંત્ર એવી કે લીટે લીટેજ ચાલી જાય, એવીજ રીતે તમારા મગજમાં એક પછી એક અને એકજ પ્રકારના વિચારો ઉપજવાથી તમારા મગજમાં પાટા-રસ્તા પડી જાય છે; અને સામાન, વિષય, પદાર્થ એ બધું જે જરૂરનું હોય તે બહારથી આવી મળે છે. એ પ્રમાણે જ્યારે બહારના પદાર્થો આવી મળે છે ત્યાર પછી એ વિચારરૂપી રસ્તાપર કર્મરૂપી રેલ ચલાવવી બહુજ સહેલી થઇ પડે છે. વળી એમ પણ છે કે જૂની સડકો ઉખાડી પણ શકાય છે. ત્યાં તમે પેલા રેશમના કીડાનું ઉદાહરણ તપાસો-એ સ્વતંત્ર પણ છે અને પરતંત્ર પણ છે. રેશમના તાર કહાડવામાં એ સ્વતંત્ર

હતો, પણ જ્યારે રેશમ બહાર કહાડીને કોકડું બનાવી ચૂકયો ત્યારે એ કોકડામાં બંધાઇને પરતંત્ર થયો. તમારૂં ઉદાહરણ પણ એવુંજ છે:—

રોશની–એ–તબા તો બર મન બલા શુદી.

અર્થાત્:—મારી પોતાની બુદ્ધિ મારા પોતાના ઉપરજ એક આપત્તિરૂપ થઇ પડી.

તમારી પોતાની સ્વતંત્રતાજ તમને પરતંત્ર બનાવે છે. એક માણસે ખાતું લખી આપ્યું કે અમુક દિવસોમાં રૂપિયા આપી દઇશ. રૂપિયા કમાવામાં તો તે સ્વતંત્ર હતો, ખાતું પાડી આપવામાં પણ સ્વતંત્ર હતો; છતાં પોતાની મેળે એમ લખી આપવાથી પોતે બંધાયમાન થઈ ગયો. આવીજ રીતે મનુષ્ય પોતે સ્વતંત્ર હોવા છતાં એ પોતાના કર્મથી પોતે બંધાયમાન થઈ જાય છે. એમ અમુક પ્રકારનાં કર્મ એટલે વ્યવહાર એ મનુષ્યને માટે બંધનરૂપ બની રહે છે.

તમે પ્રારબ્ધની અધીનતામાં પણ સ્વતંત્ર તો છોજ. લોકો બિચારા ગભરાય છે કે જો ઇશ્વર એકજ છે તો એણે કોઇને આંધળો તો કોઇને લૂલો, કોઇને અમીર તો કોઇને ગરીબ એમ ભેદ શા માટે કર્યા ? રામ કહે છે કે જ્યાંસુધી ઇશ્વર કોઇ જૂદી વ્યક્તિ હશે, અને તમે કોઈ જૂદી વ્યક્તિ છો એમ તમને લાગશે ત્યાંસુધી એના નામ ઉપર આ કાળી ટીલી જરૂર આવવાની અને એની કૃપામાં આવો તફાવત પણ દેખાશેજ. આપણે જોઈએ છીએ કે એકજ પરમેશ્વરરૂપી પિતાની સમક્ષ એક બાલક કાંટામાં પડયું પડયું રડે છે તો બીજું ફૂલોની પથારીમાં આનંદ કરે છે. આનું કારણ શું ? શું પરમેશ્વર દયાળુ નથી ? કાંટામાથી રક્ષણ કરવાની એનામાં શક્તિ નથી ? ઈશ્વર એવી કોઈ વ્યક્તિ હોય, અને તમે જો એનાં બાલકો હો, તો પછી આવી સ્થિતિમાં તો એ ઇશ્વરમાં ભેદબુદ્ધિનો આરોપ જરૂર આવે છે; પરન્તુ વાસ્તવિક વાત તો એવી છે કે એ ઈશ્વર તમારાથી ભિન્ન છેજ નહિ. મનુષ્ય પોતેજ નદીમાં પડે, જાણી જોઈને પોતે શ્મશાનમાં જઈ બેસે, પોતાની મેળેજ ગાંડાની ઇસ્પિતાલમાં જાય, તો પછી એમાં કોઈપણ જાતનો જુલમ રહેતોજ નથી. એ એકજ ઇશ્વર એ ઠેકાણે અંગ્રેજ હોય છે, બીજી બાજુ એજ ઈશ્વર મુસલમાન બને છે, એનેજ વળી તમે હિંદુ કહો છો, એજ ધનિક અને એજ નિર્ધન; જેને તમે પિતા કહે છો એજ પુત્રરૂપે ઉત્પન્ન થાય છે.

વળી એક બીજી વાત પણ સાંભળો.બધા જાણે છે કે સૂર્યના પ્રકાશનો રંગ શ્વેત છે; પરંતુ જ્યારે કાચમાં પ્રતિબિંબ રૂપે જોઇએ છીએ ત્યારે માલૂમ પડે છે કે એ આપણી ભૂલ હતી. તે વખતે તેના પ્રકાશનું વક્રીભવન જોતાં તેમાં જૂદા જૂદા સાત રંગ દેખાઇ આવે છે. ત્યારે આનો અર્થ શું ? એક વખત તો એ રંગ સફેદ માલૂમ પડે છે અને બીજે વખતે તેમાં ભિન્ન ભિન્ન સાત રંગ ક્યાંથી આવ્યા ? કારણ માલૂમ પડે કે નહિ, અને તમે તે જાણો કે ન જાણો પણ નજરે જોયેલી આ વાત તમારે જરૂર માનવીજ પડશે. ફૂલોને જોઈને તમે કહો છો કે આ ફૂલ સફેદ છે; આ ગુલાબી છે; આ પીળું છે; પરન્તુ સાયન્સનો અભ્યાસી ( વિજ્ઞાનશાસ્ત્રી ) તો તરતજ કહેશે કે એમાં રંગ છેજ નહિ. એ તો તમને ચોકખું પ્રયોગથી સમજાવી દેશે. તમે એક ફૂલને અંધારામાં લઈ જઈને પછી તેને તપાસો; જુઓ, એ કેવું કોમળ છે ! તેમાં સુગંધ પણ તેવીજ છે, એમાં ઠંડક પણ તેવીજ છે, તેની પાંદડીઓ પણ તેટલીજ છે; ત્યારે એનો રંગ ક્યાં ગયો ? રંગ તો ફૂલમાં છેજ નહિ. એ રંગ તો પ્રકાશનો હતો એટલે પ્રકાશ સાથે નાશ પામ્યો. તમે કહો છો કે પાંદડામા લીલો રંગ છે; પરન્તુ ખરી વાત તો એવી છે કે ફોટોગ્રાફ પાડવાના કાચમાં જેવી રીતે અમુક જાતનો પદાર્થ ભરેલો હોય છે, તેવીજ રીતે એ પાંદડામાં એક એવી રીતનો રાસાયણિક પદાર્થ છે કે જે સૂર્યના સાત રંગમાંથી છ રંગને ભસ્મ કરી જાય છે અને એક લીલો રંગ કે જેને એ નથી ગ્રહણ કરી શકતું તે તેના ઉપર બહાર રહીને દેખાય છે. હવે તમને જણાશે કે પ્રકાશમાં સાતે રંગ છે; પરન્તુ કાળા રંગની રંગમાં ગણત્રી નથી થતી. કાળો રંગ એટલે એવો રંગ કે જેમાં એ બધા સાતે રંગો ભસ્મ થઇ ગયા હોય અને સફેદ રંગ એટલે એવો રંગ કે જે એક પણ રંગને ગ્રહણ કરતો નથી. ભાઈઓ ! સંસારમાં આ જેટલા રંગ દેખાય છે તે બધા રંગ–તે બધી શક્તિઓ, બુદ્ધિ, જ્ઞાન, વિચારશીલતા–એ બધું એકજ પરમાત્માનું–રામનું છે. એક બાજુ જુઓ તો સપ્તરંગી અને બીજી બાજુ જુઓ તો એ સાતે રંગ; એના એ રંગનું નામજ માયા છે. એમ કહેવાય છે કે મનુષ્ય શક્તિમાન હોય છે, તેમાં વળી એનો જમણો હાથ વિશેષ શક્તિવાળો કહેવાય છે, તેનું કારણ તો એવું છે કે એ હાથથી એ શક્તિનો હમેશાં ત્યાગ ( દાન ) કરતો રહે છે. જે રંગનો ફૂલ ત્યાગ કરે છે એ રંગજ એની પાસે રહી જાય છે. ભાઇઓ ! જેનો તમે ત્યાગ કરશો એજ વસ્તુ તમારી પાસે

વધતી જશે. જે પદાર્થની તમે પરવા નહિ કરો અથવા તો જેનાથી મુખ ફેરવી લેશો, તે તમારી પાસે વધારે પ્રમાણમાં આવીને હાજર થશે. સૂર્યના પ્રકાશમાં તમે જો છાયા ભણી ચાલવા માંડશો, તો છાયા તમારી આગળ આગળજ નાસવા માંડશે અને જ્યારે એનો ત્યાગ કરીને પ્રકાશભણી મોઢું કરીને ચાલશો એટલે એ બિચારી તમારી પાછળ પાછળ દોડતી આવશે.

જે રંગનો તમે ઉપભોગ કરીને ગ્રહણ કરો છો તે નાશ પામે છે અને જેનો તમે ત્યાગ કરો છો તે તમારો બનીને રહે છે. તમને જ્યારે તમારૂં સન્માન થાય એવી ઇચ્છા થાય છે, ત્યારે જો તમે બીજાઓનું સન્માન કરો તો તમારૂં સ્વાભાવિકરીતેજ સન્માન થઇ જાય છે. જ્યારે તમે લોકો પ્રીતિ દર્શાવો છો ત્યારે ચારે તરફથી લોકો તમારા ભણી પ્રીતિ કરવા દોડતા આવે છે.

જે મનુષ્ય તમામ રંગોનો, તમામ દુનિયાઇ ઇચ્છાનો ત્યાગ કરે છે એનો આત્મા સમસ્ત સંસારનો આત્મા બની જાય છે. પછી તેને કાંઇ પણ મેળવવું કે શોધવું બાકીજ રહેતું નથી. કોઈપણ પ્રકારની લાલસા કે વાસનાજ રહી જતી નથી !

આરજૂ-એ-વિસાલ પરદા હૈ, આરજૂ હૈ કિ આરજૂ ન રહે
જુસ્તજૂ ભી હિસાબે-હસની હૈ, જૂસ્તજૂ હૈ કિ જૂસ્તજૂ ન રહે.
તૂ કો ઇતના મિટા કિ તૂ ન રહે, ઔર તુજમેં દુઇ કી બૂ ન રહે.

ભાવાર્થ:—મળવાની ઇચ્છા રહેવી એ પણ ભેદ છે; એટલા માટે એવી ઇચ્છા હોવી જોઇએ કે ઇચ્છાજ ન હોય. જિજ્ઞાસા પણ એક સુંદર પડદો ( આવરણ ) છે; એટલા માટે જિજ્ઞાસા ન હોય-એવીજ જિજ્ઞાસા હોવી જોઇએ. “ તું ” ને એટલો બધો ગાળી નાખ કે “ તું ” રહે નહિ અને તારામાં દ્વૈતની ગંધમાત્ર રહે નહિ.

ॐ ! ॐ ! ! ॐ ! !





# विश्वास अथवा इमान

[ ફૈઝાબાદમાં તા. ૧૦, સપ્ટેમ્બર ૧૯૦૫ના દિવસે આપેલું વ્યાખ્યાન ]

(પ્રારંભમાં સ્વામીજીએ આજ્ઞા કરી કે વ્યાખ્યાન થાય તે પહેલાં આપણે બધાએ ધ્યાન કરી લેવું જોઇએ. અને એવી ભાવના કરવી જોઇએ કે:-"આપણા બધામાં એકજ આત્મા વ્યાપી રહ્યો છે,એકજ સમુદ્રના આપણે તરંગો છીએ, સૂતરના એકજ તાંતણામાં પરોવેલા મોતીના દાણાની પેઠેજ માત્ર આપણે ભિન્ન છીએ." આમ કરવાથી થોડો સમય સભામાં શાન્તિ પ્રસરી રહી.બધાએ મૌન ધારણ કર્યું અને શ્રીમાન સ્વામીજી તથા સમસ્ત શ્રોતાગણ આત્મધ્યાનમાં નિમગ્ન થઇ ગયા; ત્યારપછી ૐ કારનો ઉંચે સ્વરે ઉચ્ચાર કરીને સ્વામીજીએ પોતાનું વ્યાખ્યાન શરૂ કર્યું.)

જંગલી જાતિઓના સંબંધમાં એવું કહેવાય છે કે રાતે જ્યારે બિચારા ટાઢમાં ઠરી જાય છે, ત્યારે એમના ઉપર કોઇ કામળો ઓઢાડી જાય તો ઓઢી લે છે, પણ સવાર પડી, એટલે જો કોઇ આવીને સાકરનો એકાદ ગાંગડોજ આપે તો તેના બદલામાં એ કામળો આપી દે છે, વળી પાછી રાત પડે ત્યારે ઠંડીથી ધ્રૂજવા માંડે છે. આનો અર્થ એ થાય છે કે દિવસે એ જંગલી-અજ્ઞાન લોકો સાકરનો ગાંગડો જોઇને રાતની કડકડતી ટાઢ કે જે એ વખતે તેમની સમક્ષ હોતી નથી, તેને ભૂલી જાય છે. આવીજ રીતે જગતમાં પણ એવા લોક છે કે જેઓ પોતાને જંગલી-અસભ્ય નથી કહેતા, પરંતુ જે વસ્તુ તેમનાં ચર્મચક્ષુની સામે હાજર ન હોય તેને માનતાજ નથી.

એકવાર દેવ અને દાનવો વચ્ચે યુદ્ધ થયું. દેવો દાનવો કરતાં બળમાં કાંઇ ઉતરે તેવા નહોતા. દેવતાઓના ગુરુ બૃહસ્પતિએ દાનવોને ચાર્વાકનું તત્ત્વજ્ઞાન શીખવ્યું. એ તત્ત્વજ્ઞાનનો એવો સિદ્ધાંત છે કે, " ખાઓ, પીઓ અને આનંદ કરો અને તમારી આંખો સામે જે વસ્તુ ન દેખાય તેને માનશો નહિ; " પરંતુ જે જાતિમાં ભલમનસાઇ, સત્ અથવા ઇશ્વર ઉપર

વિશ્વાસ, શ્રદ્ધા અથવા ઈસ્લામ નથી, એ જાતિ કદિપણ ઉન્નત થઈ શકતી નથી. એક મહાશયે રામ પાસે આજ એવી ફર્યાદ કરી કે આવી જાતના વિશ્વાસેજ ભારતવર્ષનું ખેદાનમેદાન કરી નાખ્યું; પરંતુ જેઓ આમ બોલે છે તેઓ વિશ્વાસ અર્થાત્ તેનો વાસ્તવિક અર્થજ સમજતા નથી.

મહંમદ ઘોરી અને મહંમદ ગિજની જ્યારે ભારતવર્ષ ઉપર ચડી આવ્યા ત્યારે એ લોકો બહુજ થોડા હતા અને આપણા લોકોનો તો સુમારજ નહિ. ત્યારે પછી આપણે હાર્યા અને તેઓની જીત થઈ તેનું શું કારણ? એક ઈતિહાસકાર લખી ગયો છે કે વંટોળીઆની આગળ જેવી રીતે ધૂળ ઉડતી જાય છે તેવી રીતે મુસલમાનોની સામે હિંદુઓનાં દલનાં દલ નાસભાગ કરતાં હતાં. મુસલમાનોની જીતનું કારણ માત્ર વિશ્વાસ અર્થાત્ યકીનજ હતું. હૃદયમાં જ્યાંસુધી યકીન–વિશ્વાસ ન હોય ત્યાંસુધી હાથમાં શક્તિજ નથી આવતી; અને જ્યારે હૃદયમાં વિશ્વાસ હોય છે ત્યારે હાથ અને બાહુઓમાં શક્તિ સ્વાભાવિકજ સ્ફુરવા માંડે છે. રામને જ્યારે બી. એ. ની પરીક્ષા આપવાની હતી, તે વખતની એક વાત છે કે પરીક્ષકે ગણિતના પ્રશ્નપત્રમાં ૧૩ પ્રશ્ન આપીને એવું લખ્યું હતું કે, “ આ તેર પ્રશ્નોમાંથી કોઈ પણ નવ પ્રશ્નના ઉત્તર આપો. ” રામના હૃદયમાં વિશ્વાસનું એટલું બધું બળ હતું કે તેણે તેજ વખતે એ બધાય પ્રશ્નના ઉત્તર આપી દીધા ને ઉપર લખી નાખ્યું કે “ આ તેર જવાબમાંથી કોઇ પણ નવ જવાબ જોઈ લ્યો. ” બીજાઓએ તો એ ૧૩ પ્રશ્નોમાંથી ભાગ્યેજ ત્રણ કે ચાર પ્રશ્નોના ઉત્તર આપ્યા હતા.

જેમ્સ (એક મનોવિજ્ઞાનશાસ્ત્રી) પણ એમજ કહે છે કે જેનામાં વિશ્વાસ હોય છે તેનોજ વિજય થાય છે અને આધ્યાત્મિક નિયમ પણ એવોજ છે. વિશ્વાસના સંબંધમાં વર્ણન કરતાં એટલું જોવું જોઈએ કે, એમાં મુખ્ય બે વસ્તુઓ છે; એક તો વિશ્વાસ અને બીજો મત; જેનો અર્થ ઉર્દુમાં યકીન અને અકીદા થાય છે.

ખ્રિસ્તી લોકોના ધર્મયુદ્ધમાંથી રામ હવે એક વાત કહે છે કે જે યુદ્ધમાં ઈંગ્લંડનો રાજા રિચર્ડ પહેલો સામેલ હતો. ખ્રિસ્તી લોકો જ્યારે જેરુસલેમમાં હારવા લાગ્યા ત્યારે તેમનામાંના એક વૃદ્ધ મનુષ્યે કહ્યું કે, “ મેં જિબ્રાઈલનું દર્શન કર્યું અને તેઓએ મને કહ્યું છે કે જે જગ્યાએ આપણે લડીએ છીએ, તેની નીચે એક એવું ભાલું દાટેલું છે કે જેને હઝરત ઈસાએ સ્પર્શ કર્યો હતો; અને એ ભાલું જો નીકળી આવે તો આપણો અવશ્ય વિજય થાય.”

એનાં વચન સાંભળીને લોકોએ એ જમીન ખોદવા માંડી પણ કોઈ સારૂં ભાલું તો ન મળ્યું; પરંતુ છેવટે ખોદતાં ખોદતાં એક બહુજ જૂનું-કટાઈ ગએલું ભાલું મળી આવ્યું. એ ભાલાને હઝરત ઈસૂ ખ્રિસ્તનું ભાલું સમજી-ને એ લોકો જીવજાનથી લડવા માંડ્યા એટલે છેવટે તેમની જીત થઈ. પેલા વૃદ્ધ મનુષ્યે મરતી વખતે પાદરીની સામે એ વાતનો એકરાર કર્યો કે જેરુસલેમની લડાઇમાં મેં ભાલાની વાત તો એટલા માટે ઉપજાવી કહાડી હતી કે આપણી જીત થાય. આ દૃષ્ટાંતના જે અંશથી લોકોના હૃદયમાં નિ-શ્ચય પેસી ગયો તે વિશ્વાસ, શ્રદ્ધા અથવા યકીન કહેવાય અને દૃષ્ટાંત પોતે મત, સંપ્રદાયના નામથી ઓળખાય. વિશ્વાસની શક્તિ તો જીવન છે. રામ ઉપર વર્ણવેલા મત-સંપ્રદાયની વાતને કાંઇ વજન આપતો નથી. એ તો આન્તરનો અગ્નિ આન્તરમાંથીજ પ્રજ્વલિત કરવા માગે છે.

લોકો કહે છે કે યૂરોપના મહાન પુરુષો નાસ્તિક છે. બ્રેડલૉ કે હર્બર્ટ સ્પે-ન્સર જો કે ખ્રિસ્તી, મુસલમાન કે અન્ય મતાવલંબી લોકોના ઇશ્વરને નહો-તા માનતા, છતાં તેમનામાં વિશ્વાસ તો અવશ્ય હતો અને એમનું વર્તન તમારા પંડિતો, ધર્મોપદેશકો અને વ્યાખ્યાતાઓના કરતાં અનેકધા શ્રેષ્ઠ હતું. બ્રેડલૉએ રામાયણનો અભ્યાસ નહોતો કર્યો છતાં એનું હૃદય પ્રેમથી ભરપૂર હતું. તમારા ધાર્મિક લોકો તો પોતાના પ્રેમને કોઇ એકજ મત, સંપ્ર-દાય કે દેશમાં પરિચ્છિન્ન અને બાધિત કરી રાખે છે; પરંતુ એ યૂરોપીય તત્ત્વજ્ઞોનું ચિત્ત ઇંગ્લંડમાં પરિચ્છિન્ન (ઘેરાયેલું) નહોતું. ભારતના કલ્યાણમાંજ એણે પોતાનું ચિત્ત પરોવી રાખ્યું હતું. પ્રકૃતિના અટલ નિયમ ઉપર એનો વિશ્વાસ હતો. એ જાતના વિશ્વાસ-શ્રદ્ધાનીજ ભારતવર્ષને આવશ્યકતા છે. તમે બેઇમાન છો, તમારામાં ઇમાન નથી, એ તો એક ગાળ કહેવાય છે. અદૃશ્ય વસ્તુપર વિશ્વાસ રાખવો, એનું નામ ઇમાન અર્થાત્ શ્રદ્ધા છે; એજ ધર્મ છે, એનેજ ઇસ્લામ કહેવામાં આવે છે અને એના વિના કોઇ ઉન્નતિ કરી શકતુંજ નથી. આર્કિમિડિઝ નામનો એક તત્ત્વવેત્તા એમ કહેતો હતો કે, "પૃથ્વીમાં મને જો ઉભા રહેવાને મધ્યબિંદુ મળે તો હું આખી દુનિયાને ઉથલાવી નાખું."

રામ કહે છે કે એ મધ્યબિંદુ તમારીજ પાસે છે. એ આત્મદેવ જે દૂરથી દૂર અને સમીપમાં સમીપ છે તેને ઓળખી લ્યો તો પછી એવી કયી વસ્તુ રહે છે કે જે તમે ન કરી શકો?

યહ કૌન સા ઉકદા હૈ જો વાહો નહિ સકતા,
હિંમત કરે ઇનસાન તો કયા હો નહિ સકતા.

ભાવાર્થ:–એવી તે કયી ગાંઠ (હૃદયગ્રંથિ) છે કે જે ઉકેલી નથી શકાતી? મનુષ્ય જો હિંમત કરે તો શું ન કરી શકે?

હકસલે એમ કહે છે કે, તમારી તર્કશકિત અને તાર્કિકતા તથા બુદ્ધિ અને વિવેકશક્તિ ઘટનાઓનું જ્ઞાન મેળવવામાં જો સહાયતા ન કરતી હોય તો--

બરીં અકલો દાનિશ બ બાયદ ગરેસ્ત.

અર્થાત્:–એ બુદ્ધિ અને વિવેકશક્તિપર રુદન કરવુંજ ઉચિત છે. એવા તર્કને બદલી નાખો, અક્કલને ફેંકી દો; પરન્તુ ઘટનાઓને તમે બદલી નહિ શકો.

આત્મા અર્થાત્ આંતરશકિત ઉપર વિશ્વાસ રાખો. ટીટોડીના મનમાં વિશ્વાસ હતો. એણે સાહસરૂપી કેડ બાંધી હતી. સમુદ્રની સામે ટક્કર ઝીલી અને વિજય પ્રાપ્ત કર્યો. એવી વાત છે કે ટીટોડીનાં ઈંડાં સમુદ્ર લઇ ગયો હતો. ટીટોડીએ વિચાર કર્યો કે સમુદ્ર આજ તો મારાં ઈંડાં લઇ ગયો છે, પણ આવતી કાલે મારાં અથવા મારાં બીજાં કોઇ સજાતીયનાં ઈંડાં લઇ જશે, માટે સમુદ્રનો નાશ કરવો એજ વ્યાજબી છે.આમ વિચાર કરીને એ પક્ષીઓ- એ સમુદ્રનું પાણી ચાંચોમાં ભરી ભરીને ઉલેચવા માંડયું અને વિપત્તિકાલમાં પણ પોતાના ઉત્સાહમાં ભંગ ન પડવા દીધો; એટલામાં ફરતા ફરતા એક ઋષિ ત્યાં આવી ચડયા. તેમણે સમુદ્રનું પાણી ચાંચોવડે ઉલેચીને ખાલી કરવાનું સાહસ જોઇને કહ્યું કે, “ આ શું કરો છો ? શું આવડો મોટો સમુદ્ર તમારાથી ખાલી થઇ શકશે ? આવી મૂર્ખતા છોડી ઘો. ” આવું સાંભળતાં ટીટોડીએ મહાત્માને જવાબ દીધો કે, “ મહારાજ ! આપ દેવર્ષિ થઇને આવો નસ્તિકતાનો ઉપદેશ અમને કેમ આપો છો ? આપ અમારાં શરીરોનેજ કેમ જુઓ છો ? અમારા આત્મબળને તો જુઓ.” ( મહારાજ દત્તાત્રેયે આજ ઉત્તર કાગભુસુંડજીને આપ્યો હતો અને કહ્યું હતું કે, “ભાઇ! તમે તો કાગડાજ રહ્યા; કારણ કે તમારી દૃષ્ટિ હમેશાં હાડચામડાંપરજ જાય છે. હું તો શરીર નથી. હું તો એ છું કે જેનો વેદ પણ પાર નથી પામી શકતા. આત્મદેવ તો એ છે કે જેનો કદિ અંતજ આવતો નથી.”) ટીટોડીનો આવો જવાબ સાંભળીને ઋષિ મહારાજને ભાન આવ્યું અને સમુદ્રની ઉપર ક્રોધ કરીને બોલ્યા કે,“ઓ સમુદ્ર! આ ટીટોડીનાં ઈંડાં શામાટે તાણી ગયો ?”

આટલું કહેતાંજ સમુદ્રે તરતજ ટીટોડીનાં ઇંડાં બહાર કહાડી આપ્યાં અને બોલ્યો કે, "મહારાજ! ક્ષમા કરજો. હું તો અમસ્તો વિનોદ કરતો હતો."

આ કલ્પિત વાર્તાનો સાર એજ છે કે અજર અમર આત્મદેવમાં વિશ્વાસ હોવો, એનું નામ ધર્મ, શ્રદ્ધા અને ઇસ્લામ છે.

એકલે ફરહાદેજ નહેર ખોદીને બાદશાહના મહેલસુધી પાણી પહોંચાડયું. જેનામાં એવો વિશ્વાસ હોય કે મારામાં આત્મા વિદ્યમાન છે, તો પછી એવી કયી શંકા-હૃદયગ્રંથિ છે કે જેનું સમાધાન ન થઈ જાય ? જરા આ તરફ તો જુઓ; રામચંદ્રજી તો કેવલ એકલાજ હતા. એમની સાથે માત્ર એક ભાઈ;અને કામ તો એટલું મહાન્ કે સમુદ્ર પાર કરીને સીતાજીને પાછાં લાવવાં હતાં. આ કામ શું સહેલું હતું? નાવ નહિ, રસ્તો નહિ; પરંતુ વાહરે વીર સાહસિક! કે જેની સેવા કરવા માટે જંગલનાં પશુ પણ તૈયાર થઇ ગયાં! વાંદરાં જેવાં ચંચલ પશુ પણ તેમની સેવામાં હાજર થઈ ગયાં. પક્ષી પણ તેમની સેવામાટે પ્રાણ સમર્પણ કરવા તૈયાર થયાં. ખિસ્કોલીઓ પણ પોતાના મોંમાં રેતીના દાણા ભરી ભરીને સમુદ્ર ઉપર પૂલ બાંધવાનો પ્રયત્ન કરવા લાગી અને એવી રીતે મર્યાદાપુરુષોત્તમ ભગવાનની સેવા કરી. જે શ્રદ્ધા રામમાં હતી તેવીજ શ્રદ્ધા દરેકના મનમાં ઉત્પન્ન થાય તો તો પછી પૂછવુંજ શું ? " હું તેજ છું " એવો વિશ્વાસ કદાચિત્ ન ઉત્પન્ન થાય તો એટલો નિશ્ચય તો હોવોજ જોઈએ કે, "મારી અંદર પણ એજ છે. મારી અંદર પણ જ્યારે એજ છે, તો પછી હું બધાનો સ્વામી છું અને જે ઇચ્છું તે કરી શકું છું." આ વિચાર મહા બળવાન છે અને એ વિચારને હૃદયમાં નિરંતર સ્થાયી રાખવાથી આત્મશકિત પ્રકટ થાય છે. અમેરિકા અને ઈંગ્લંડની અનેક ઇસ્પીતાલોમાં રોગની એવી ચિકિત્સાઓ થાય છે કે જેમાં કેવળ વિચારબળથીજ રોગીઓના રોગનું નિવારણ કરવામાં આવે છે અને ઘણાઓ તો એવી જાતનો નિયમ પાળે છે કે જીંદગીસુધી અમે ઔષધિ લેશુંજ નહિ અને કોઈ પણ જાતનો વ્યાધિ થશે તો માત્ર વિચારબળથીજ દૂર કરશું. આ શક્તિ પણ વિશ્વાસ અર્થાત્ શ્રદ્ધાજ છે.

આધુનિક વિચારવિદ્યા ( માનસશાસ્ત્ર ) એ એમ સિદ્ધ કરી આપ્યું છે કે જેની અસરથી મેજને બદલે તમને ઘોડો જોવામાં આવે. જેમ્સ સાહેબને બદલે ડૉકટર પૉલ થઇ ગયો, એ વાત તમે નથી સાંભળી ? તત્ત્વ તો એજ કહેવાય કે જે વિશ્વાસની આંખોવડે જોઈ શકાય. જો જોવું હોય તો એ

આત્મદેવને જુઓ.

જાપાન અને અમેરિકાની ઉન્નતિનું રહસ્ય એની બાહ્યસંપત્તિ અને વૈભવ જોવાથી નહિ જણાઈ આવે; પરંતુ એ દેશોના ઉદયનું કારણ તો તેમના અંતરનું પરિવર્તન છે અને એ પરિવર્તન એટલે શું ? શ્રદ્ધા અથવા વિશ્વાસ. સમસ્ત જાતિઓ અને રાષ્ટ્રોની ઉન્નતિનું મૂળ કારણ એમના આત્મામાં-જ રહેલું છે. શરીર તો માત્ર આવરણ ( ઢાંકણ )ના જેવું છે.

તેત્રીશ કરોડ દેવતાઓ તો શું પણ તેત્રીશ લાખ કરોડ દેવતાઓની ઉપાસના કર્યા કરો; પરંતુ જ્યાંસુધી તમારા પોતાનામાં આત્મીય બળ નહિ ઉછળે, ત્યાંસુધી જરાયે કલ્યાણ નહિ થાય. જ્યારે તમારૂં આત્મબળ જાગૃત થશે, ત્યારે એ બધા દેવતાઓ તમારી સેવા માટે તમારી પાસે હાથ જોડીને ઉભા રહેશે. અત્યારે તો તમે એમની સેવા કરો છો, પણ પછી તે તમારી સેવા કરશે.

કુતુબ ભી અગર જગહ સે ટલે તો ટલ જાએ,
હિમાલા બાદ કી ઠોકર સે ભી ફિસલ જાએ.
અગર ચિ બહર ભી જૂગનૂકી દુમસે જલ જાએ,
ઔર આફતાબ ભી કબ્લે-ઉરૂજ ઢલ જાએ.
કભી ન સાહબે-હિમત કા હૌસલા તૂટે,
કભી ન ભૂલે સે અપની જબીં પૈ બલ આયે.

ભાવાર્થ:-ધ્રુવનો તારો પોતાનું સ્થાન છોડી દે તો ભલે છોડે; હિમાલય પર્વત કદાચિત્ વાયુની ઠોકર વાગવાથી ભાગી જાય તો ભલે ભાગે; સમુદ્ર આગિયાના અગ્નિથી બળીને ભસ્મ થઈ જાય તો ભલે થાય અને સૂર્ય ઉદય થતા પહેલાંજ અસ્ત થઇ જાય તોપણ ભલે; પરંતુ સાહસી પુરુષ કદિ પોતાનો ઉત્સાહ ભંગ કરતો નથી અને ભૂલે ચૂકે પણ એના ચહેરા ઉપર નિરાશાનું ચિન્હ જણાતું નથી.

આનું નામજ પરમેશ્વરમાં વિશ્વાસ અથવા શ્રદ્ધા રાખવી એમ કહેવાય. જેના અંતઃકરણમાં આવો વિશ્વાસ છે, એ મનુષ્ય બાહ્ય વસ્તુઓની પરવા કરતોજ નથી. જે ઘરમાં દીવો ન હોય તે ઘરજ શા કામનું ? એ ઉંટજ શા કામનું કે જે નાથ્યું ન હોય ? અને એ અંતઃકરણ શા કામનું કે જેમાં વિશ્વાસ ન હોય ?

જેને ઇશ્વર કે સત્‌માં વિશ્વાસ ન હોય તે પ્રાણીને મનુષ્યજ કેમ કહી

શકાય ? જ્યારે વિપત્તિ આવી પડે છે ત્યારે બલિદાન આપવાની આવશ્યકતા પડે છે. હિંદુ, મુસલમાન, યાહૂદી, ખ્રિસ્તી વગેરે બધા ધર્મોમાં બલિદાન આપવાની રૂઢિ પ્રચલિત છે. બિચારા પશુ (બકરા) ને કાપીને અગ્નિમાં હોમી દીધો, એટલે બલિદાન અપાઈ ચૂકયું, એવી માન્યતા છે; પરન્તુ શું આનું નામ બલિદાન છે ? નહિ, નહિ. સાચું બલિદાન તો આવું છે:—

કર નિત્ય કરે તુમરી સેવા, રસના તુમરો ગુણ ગાવે;

* * * *

બિન લાડે કે બરાત ભલા કિસ કામકી ?

અર્થ:-હે પ્રભુ ! હાથ, નિત્ય તમારી સેવા કરે અને જીભ નિત્ય તમારા ગુણ ગાય; × × × અરે ભાઈ ! વરવિનાની જાન શા કામની ?

ભાઇ ! સાચું બાલદાન તો એ કે જેમા તમે ખરેખરા પરમેશ્વરનાજ બની જાઓ અને એ સત્યરૂપી પરમાત્માના સમર્પણુમાં આ સંસારના ભોગો અને ઇન્દ્રિયોની કામનાઓનું નામનિશાન પણ ન રહે.

પ્રાણ સ્વીકારી મહા પ્રભુ ! લેજે, નિજ પદ અર્પિત થાવા દેજે.
નાથ ! હૃદય આ મારૂં લેજે, તુજ પ્રેમ થકી તેને ભરી દેજે.
પ્રભુ ! નેત્રો સ્વીકાર કરી લે, તારા પ્રેમ તણો મદ ઝીલે.
હાથ ગ્રહી લે સત્પ્રભુ ! મારા, જે તવ સેવાર્થે નિર્માયા.

( આ કવિતામાં " પ્રભુ " શબ્દનો અર્થ કાંઇ આકાશમાં બેઠેલો, વાદળાંમાં ઠંડીને લીધે કોકડું વળી ગયેલો ઈશ્વર નથી થતો; પરન્તુ એનો અર્થ સર્વવ્યાપક એટલે સમસ્ત માનવજાત છે. )

તમે તો કેવળ પરમેશ્વરને નિમિત્ત બનાવી કાર્ય કરતા રહો, ખુદી ( અભિમાન ) અને ખુદગર્જી (સ્વાર્થપરાયણુતા) જરાયે ન રહેવા દેજો. આત્માભિમાનનું પણ પરમેશ્વરને માટે બલિદાન આપી દેશો એટલે કે અહંભાવને નિર્મૂળ કરી દેશો એટલે તમે પોતે પોતાનામાંજ અસ્તિત્વ ધરાવશો.

લોકો ડરે છે કે કદાચિત્ એવી સ્થિતિમાં અમારાથી કોઇ પણ જાતનાં કામ નહિ થાય. જલશાસ્ત્રમાં એક એવી રીતના દીવાની વાત આવે છે કે જેમાં આવી યોજના હોય છે. એ દીવામાં જે ભાગ નીચે હોય છે તેમાં તેલ ભરેલું હોય છે અને ઉપરનો ભાગ નક્કર રાખવામાં આવે છે. જેમ જેમ તેલ બળતું જાય છે તેમ તેમ પેલો નક્કર ભાગ નીચે ઉતરતો જાય છે. એનો અર્થ

એવો છે કે તેલનું વિશેષ ગુરુત્વ પેલા નક્કર પદાર્થના જેટલુંજ હોય છે.

આ દૃષ્ટાંતમાં તેલને તમે બાહ્યપ્રવૃત્તિ સમજી લેજો અને બીજા અર્ધા નક્કર ભાગને યકીન, વિશ્વાસ, શ્રદ્ધા અથવા ઇસ્લામ માનજો.

લોકો કહ્યા કરે છે કે અમને ફુરસદ નથી, જરાયે વખત નથી મળતો; પરંતુ જોન્સનના અભિપ્રાય પ્રમાણે જો આપણે એનો સદુપયોગ કરીએ તો વખત તો પૂરતો છે. શું આ તમારા હાથપગ કામ કરે છે? નહિ, નહિ. એ તો તમારી અંદરનો વિશ્વાસ અર્થાત્ આત્મબળ તમારી દરેક નસ અને નાડીમાં ગતિ અને તાપ ઉત્પન્ન કરે છે.

અરે ભાઇઓ! અકાલમૂર્તિ આત્મદેવને તમે કાલ એટલે સમયવડે બાંધી રાખવા માગો છો. એનું નામજ નાસ્તિકતા છે. તમે માનો છો તેમ હકસલે નાસ્તિક નહોતો. એ તો એમ કહેતો કે સ્પીનોઝા જેવા પરમેશ્વરને માનતો હતો, તેવા પરમેશ્વરને હું માનું છું અને સાચા આત્મીય પરમેશ્વરપર વિશ્વાસ રાખ્યા વિના તો આપણે એક ક્ષણ પણ જીવન ધારણ ન કરી શકીએ.

ચૂં કુફ્ર અજ કાબા બર ખેજદ કુજા માનદ મુસલમાની.

અર્થ:-અરે, જ્યાં કાબામાંજ નાસ્તિકતા અને અવિશ્વાસ હોય તો પછી ઇસ્લામનો ક્યાં પત્તો લાગે?

પરમેશ્વર તો તમારી અંદર છે અને એ સર્વત્ર વિદ્યમાન અને સર્વદ્રષ્ટા છે. પ્રલ્હાદના હૃદયમાં જો એવો વિશ્વાસ હોત કે ઇશ્વર આકાશ ઉપર બેઠો છે તો એની જીભમાંથી આવા શબ્દો નજ નીકળત કે:—

મોમેં રામ, તોમેં રામ,
ખડગ ખંભમેં વ્યાપક રામ.
જહાં દેખો તહાં રામહી રામ.

રામ તો એમ કહે છે કે, "હાથ કાર્યમાં અને દિલ યાર (ઇશ્વર) માં." હાથથી તો કામ થયા કરે અને હૃદયમાં રામ રામનું સ્મરણ ચાલુ રહે, એવા પુરુષો જ્યારે કૃષ્ણભગવાનના મંદિરમાં પ્રવેશ કરે છે ત્યારે તેઓ પોતાનાં નેત્રોમાંથી એ મનોહર મૂર્તિ ઉપર પાણીદાર મોતી (પ્રેમાશ્રુ) વારી જાય છે; મસ્જીદમાં જઇને એ ઉભો રહે તો સંસારથી હાથ ધોઇને (વજૂ કરીને) નમાજ મસ્તાના (ભક્તિવિહ્વલ સ્તવન) કરવા માંડે છે; અને ખ્રિસ્તી દેવળમાં જઈ ચડે તો પવિત્રાત્માની સામે દેહભાવને શૂળી ઉપર ચડાવી દે છે.

ૐ! ૐ!! ૐ!!!

# व्यावहारिक वेदांत

( ૧૯૦૫ની ૧૧ મી સપ્ટેમ્બરે ફૈઝાબાદમાં આપેલું વ્યાખ્યાન )

અમેરિકામાં વેદાન્તને વર્તનમાં મૂકવામાં આવે છે એથી એ દેશ સંપત્તિવાન છે. પોતાના આત્માને એકમાત્ર દેશમાંજ નહિ બલ્કે સમગ્ર સંસારમાં ભિન્ન ભિન્ન સ્વરૂપે વ્યાપ્ત થયેલો છે, એમ જોવું અને એકજ શરીરમાં એને પરિચ્છિન્ન કરવો એ કારાગાર સમજવું એનું નામ વ્યાવહારિક વેદાન્ત.

પાઘડી, જોડા, ટોપી, એટલુંજ માત્ર મારૂં વર્તુળ નથી. હું સાડા ત્રણ હાથના ટાપુ ( દેહ )માં કેદ નથી; પરન્તુ સર્વનો આત્મા હુંજ છું. અમેરિકાના લોકોએ એ પણ આ વાતનો સ્વીકાર કર્યો છે. તરવારના ઘા ખાઈને અથવા તો પ્રકૃતિના ડંડાના પ્રભાવવડે પણ હરેકને સ્વીકારવું પડ્યું છે કે આત્માવિના આનંદનું બીજું કોઈ સ્થાન છેજ નહિ. જો કોઈ આનંદનો ભંડાર હોય તો એ કેવળ પોતાનો આત્માજ છે. એમાંજ સ્વતંત્રતાનો વાસો છે, ત્યાંજ શાન્તિ અને આનંદ છે. લોકો મદ્ય પીવાનું કેમ છોડી દેતા નથી ? હજારો પ્રયત્નો કરો, મદ્યપાનનિષેધક મંડળો એને હમેશાં છોડી દેવાનો ઉપદેશ કરતાં રહે પણ એવું તે શું કારણ છે કે લાખો વ્યકિતઓ આ સત્યાનાશિની મદિરાને છોડતા નથી ? કારણ એ છે કે એ પોતાના આત્મદેવની કંઈક ઝાંખી કરાવી આપે છે. બીજા શબ્દોમાં કહીએ તો એ આ શરીરરૂપી કેદખાનામાંથી થોડીવારને માટે છુટકારો કરાવે છે. હાય સ્વતંત્રતા ! પ્રત્યેક વ્યકિત એને ઇચ્છે છે, સમસ્ત જાતિઓ અને સમાજોમાં હમેશાં “ સ્વતંત્રતા, સ્તંત્રતાની ” જ બૂમો સાંભળવામાં આવે છે. બાળકો પણ આનાં અભિલાષી હોય છે. રવિવાર બાળકોને સૌથી વધારે વહાલો કેમ લાગે છે ? એટલાજ માટે કે એ દિવસ એમને થોડી સ્વતંત્રતા આપે છે. એ દિવસ એમને રજા મળે છે. આ છુટીનો દિવસ માત્ર બાળકોનેજ આનંદ આપે છે, એટલુંજ નહિ પણ એનું નામ સાંભળીને શાળાના શિક્ષકોના અને ઓફિસના કારકુનોના ફીક્કા પડી ગએલા ચહેરા ઉપર પણ જરા લાલી ઝળકી ઉઠે છે.

વાત એમ છે કે પ્રત્યેકને સ્વતંત્રતાનો આનંદ વહાલો છે ! કેમ ન હોય? મુકત સ્વભાવ તો એની પોતાની જાતિ છે અને પોતાની જાતિ પ્રત્યેકને નિઃસંદેહ વહાલામાં વહાલી લાગે છે. હા, જ્યારે કોઇ માણસ પોતાની જાતિથી તટસ્થ થઈને સાંસારિક બંધનો અને પદાર્થોમાં આ સ્વતંત્રતાને મેળવવાનો પ્રયત્ન કરે છે તો અંતે એના હાથમાં કાંઈ આવતું નથી. એટલા માટે પ્રત્યેક અનુભવી માણસ કહે છે કે સંસારમાં અગર સાંસારિક પદાર્થોમાં વાસ્તવિક સ્વતંત્રતા કદાપિ મળતી નથી; કારણ વાસ્તવિક સ્વતંત્રતા તો દેશ, કાળ અને અન્ય વસ્તુની મર્યાદાથી દૂર ખસી ગયા પછી પ્રાપ્ત થાય છે. ત્રિપુટીના એ કીચડમાં ગોંધાઇ રહેવાથી નથી મળતી. દેશ, કાળ અને વસ્તુના બંધનમાં પડીને તો સેંકડો દેશ અને જાતિઓ આ સ્વતંત્રતાને માટે લડી મરી છે. રૂસોજાપાન યુદ્ધ એટલા માટેજ થયું હતું; તોપણ સ્વતંત્રતા તો આકાશકુસુમવત્ દૂરજ રહી ગઇ.

મારા વહાલા ! જે માણસ પોતાના આત્મામાં અવસ્થાન કરે છે એજ સ્વતંત્ર છે; કેમકે આત્માજ સ્વતંત્રતાનો ભંડાર છે. જે પોતાના સ્વરૂપનો સાક્ષાત્કાર નથી કરતો,એ આલોકમાં નથી સ્વતંત્ર થઇ શકતો, તેમજ નથી પરલોકમાં અવિનાશી આનંદ પ્રાપ્ત કરી શકતો. જ્ઞાનવાન પુરુષો આ સંસારના પદાર્થો અને બંધનો તરફ ઉદાસીન વૃત્તિ ધારણ કરીને મુક્તિના અમૃતને પ્રાપ્ત કરી શકે છે. 'વિધ્વસ્ત ગ્રામ' નામક કાવ્યના રચયિતા અંગ્રેજ કવિ ગોલ્ડસ્મીથ અને ડૉકટર જોન્સન વચ્ચે એકવાર ચર્ચા શરૂ થઇ કે વાતચીત કરવામાં ઉપરનું જડબું હાલે છે કે નીચેનું ? આ વાત હતી તો બહુ સરળ; પણ એ ગોલ્ડસ્મીથની સમજમાં આવતી નહોતી. એ બાબતનો જો કે એને અનુભવ પણ હતો કારણ કે ઉપલું જડબું ન હાલતું હોત તો એ વાતચીતજ ન કરી શકત.

અંગ્રેજોમાં જેમ ક્રોમ્વેલ અને મુસલમાનોમાં જેમ બાદશાહ બાબર થયા છે તેવીજ રીતે હિંદુઓમાં આ યુગમાં રણજીતસિંહ થઈ ગયા છે. આ ભારતગૌરવ, પંજાબકેસરીને વિષે એક એવી વાત પ્રચલિત છે કે એકવખતે શત્રુસેના અટક નદીને સામે કિનારે હતી. રણજીતસિંહના માણસો નદીને ઓળંગતાં અચકાતા હતા. એણે પોતાનો ઘોડો સૌથી આગળ પાણીમાં ઝંપલાવીને કહ્યું કેઃ—

સભી ભૂમિ ગોપાલકી, વામેં અટક કહાં !

જાકે મન મેં ખટક હૈ, સો હી અટક રહા !!

એની પાછળ બધા લશ્કરે કૂદી પડીને નદી પાર કરી. શત્રુની સેના સામે આ લોકો ગણત્રીમાં તો ઘણાજ થોડા હતા; પરંતુ એમની આ પ્રકારની વીરતા જોઇને શત્રુઓની સેનાનાં હૃદય કંપી ગયાં અને ભયભીત થઇને બધા રણક્ષેત્ર છોડી નાઠા. સમરભૂમિ આ ભારતીય વીરના કબજામાં આવી. આ શેનું પરિણામ હતું ? એના હૃદયમાં શ્રદ્ધા અર્થાત્ ઇસ્લામનું જોશ ઉછળી રહ્યું હતું. ઇશ્વરના ધ્યાનમાં તે આખી રાત મગ્ન રહેતો હતો. એની પ્રાર્થનામાં એનું લોહી આંસુ બનીને આંખોમાંથી ટપકયા કરતું.આને લીધેજ એનામાં એ બળ આવ્યું. આત્મબળ, વિશ્વાસબળ યા ઇસ્લામની શક્તિથી એ ચકચૂર બની ગયો; અથવા એમ કહો કે એને આત્મસાક્ષાત્કાર થયો હતો. શરીરના રોમે રોમમાંથી આનંદ ફૂટી નીકળે એનું નામ સાક્ષાત્કાર છે. કહેવાય છે કે હનુમાનના રોમે રોમમાં રામ લખેલું હતું. એજ પ્રમાણે રણજીતસિંહમાં વિશ્વાસનું બળ ભરેલું હતું. આવા સાક્ષાત્કારવાળાઓને નદી પણ માર્ગ આપે છે. પર્વત પણ રસ્તો કરી દે છે. સંસારમાં સફળતાનો ઉપાય પણ આંતર–શકિત વા આત્મબળપરજ છે. મારો અંદરનો પરમેશ્વર સર્વશકિતમાન છે. એવી કયી ગાંઠ છે જે એનાથી છુટી ન શકે ?

જર્મન શહેનશાહ ફ્રેડરીક ધી ગ્રેટ ફ્રાંસ સાથે યુદ્ધ કરતો હતો. એકવાર એના સૈન્યે હાર ખાધી. કેટલાક તો માર્યા ગયા અને થોડાક ફ્રેંચોના હાથમાં કેદીતરીકે પકડાઇ ગયા. આ બાદશાહ વિદ્યા–રસિક અને ઇશ્વર–ભકત હતો. એને આત્મસાક્ષાત્કારની કાંઇક ઝાંખી થઇ ગઇ હતી. એણે જે કોઇ પાંચ પચીશ યોદ્ધા બચ્યા હતા એમને કહ્યું કે તમારામાંથી દશ પંદર માણસો રણવાદ્ય વગાડતા વગાડતા પૂર્વમાંથી, થોડા પશ્ચિમ તરફથી અને થોડાક ઉત્તર તેમજ દક્ષિણ દિશા તરફથી આવો. એના કહેવા પ્રમાણે આ માણસો ચારે દિશામાંથી જે કિલ્લો ફ્રેંચોએ લઇ લીધો હતો તે તરફ વાજીંત્ર વગાડતા વગાડતા આવવા લાગ્યા.

આ વખતે આ નરવ્યાઘ્ર હથિયાર લીધા વિના કિલ્લામાં ઘુસી ગયો અને ઉચ્ચ સ્વરે કહેવા માંડયું કે, “જેને પોતાના પ્રાણ બચાવવા હોય એણે હથિયાર સોંપી દઇ કિલ્લામાંથી બહાર ચાલ્યા જવું; નહિ તો ચારે દિશાઓમાંથી કૂચ કરી આવતી મારી સેના કતલ કરી નાખશે.” ચારે દિશાઓમાંથી વાજીંત્રના અવાજ સાંભળીને અને આ વીરપુરુષનું સાહસ જોઇને એ લોક ગભરાઇ ગયા

અને તેજ વખતે કિલ્લો છોડી દઇને નાસી છુટયા. આ પ્રમાણે આ વીરપુરુષે એકલા અને અસ્ત્રશસ્ત્રવિનાજ શત્રુઓપર વિજય મેળવ્યો.બસ,સંસારમાં પણ એજ આત્મબળની આવશ્યક્તા છે. એ સાક્ષાત્કારનીજ જરૂરીઆત છે. રામ જાણી બુઝીનેજ વિદેશોની વાતો તમને કહે છે કે જેથી કંઈક બહારનો પણ ખ્યાલ આવે. આ અમૃત અર્થાત્ આત્માનો સાક્ષાત્કાર કરવાનું નીકળ્યું છે તો ભારતવર્ષમાંથી પણ આજ એનો લાભ અન્ય દેશવાસીઓ ઉઠાવે છે. આ બ્રહ્મવિદ્યાની પ્રત્યેકને જરૂર છે. શું ધાર્મિક ઉન્નતિ કે શું સાંસારિક ઉન્નતિ એ બંનેને માટે શ્રદ્ધા અથવા વેદાન્ત કે બ્રહ્મવિદ્યા વા આત્મસાક્ષાત્કારની આવશ્યકતા છે.આ આત્મસાક્ષાત્કારની શું તમારે આવશ્યકતા નથી? અંદરનું આત્મબળ એજ તમારૂં આચરણ છે. બહારના કલહ–કંકાસ તો તમારા આત્મબળને જોખમમાં નાખે છે.જ્યારે મનુષ્ય સીધી રીતે આ આત્મબળને પ્રાપ્ત કરવાપ્રયત્ન નથી કરતો, ત્યારે વિપત્તિઓએ આત્મબળને છંછેડીને જાગૃત કરી આપે છે. વિકાસવાદનો નિયમ મુકતકંઠે આ વાતનો ઉપદેશ આપે છે. પ્રકૃતિનો નિયમ છે કે જેનામાં બળ હશે એજ સ્થિર રહેશે. જેનામાં સાહસ છે એનામાંજ શકિત છે અને જેનામાં શકિત છે એમનામાંજ જીવન છે. સાહસ અંદરની વસ્તુ છે. જ્યાં ઈશ્વર છે ત્યાંજ સાહસ છે. ડફણાં ખાતા ખાતા ચાલવું એ તો પશુઓનું કામ છે. મનુષ્ય તો અમુક વસ્તુનો ઢંગ અમુક પ્રકારનો છે એમ જ્ઞાનબુદ્ધિથી સમજી લઇને એને આચરણમાં મૂકે છે.

"ખુદ તો મુંસિફ્ બાશ એ જાઁઈ નિકોયા આઁ નિકો"

અર્થાત હે પ્યારા પ્રાણ! તું સ્વયં ન્યાયી બને એ સારૂં છે કે પેલું સારૂં છે? પ્રકૃતિ તમને સોટા મારી મારીને શીખવે ત્યારેજ શીખો, એવો કાંઇ મેળ છે? આ જગતથી આડું જોઇને ચાલવું એટલે શું? એનો અર્થ તો એજ કે બહારની વસ્તુઓ કોઈ લક્ષ્યમાં ન રહે અને બીજું "મૂતૂ કિબ્લ અંતૂ મૂતૂ" એટલે કે મરતાં પહેલાંજ મરી ચૂકવું; અથવા તો સર્વ કંઈ ઇશ્વરને (પોતાના આત્માને) અર્પણ કરી દેવું. જ્યારે બહારની વસ્તુઓને આ પ્રમાણે હોમી દેવામાં આવે છે, ત્યારે માત્ર ત્રિલોકીનાથજ બાકી રહે છે. જ્યાંલગી આત્મબળમાં શ્રદ્ધા નથી હોતી ત્યાંલગી કોઇ પણ માણસ ઉન્નતિ કરી શકતો નથી. જેનામાં આ વિશ્વાસ અધિક હોય છે, એજ આગળ વધી શકે છે અને અન્યને પણ દોરી લઈ જાય છે.

ધન ભુમિ ધન દેશ કાલ હૈ ધન ધન લોચન દરસ કરેં જો.

આત્મસાક્ષાત્કારવાળા જે ભૂમિપર પગ મૂકે છે, તે ભૂમિને ધન્ય છે.જેના અંતરમાંથી પ્રેમનાં ઝરણાં વહેતાં હોય, તેજ એવા જ્ઞાની મહાત્મા છે.

રવાઁ કુન ચશ્મહા-એ-કૌસરી રા.

અર્થાત્:-નદીના પ્રવાહને જારી કરો. આ સ્વર્ગની વા આત્માનંદની નદીઓના પાણીની કોને આવશ્યકતા નથી ? ફળ, ફૂલ, ઘાસ, ધાન્ય, મનુષ્ય, પશુ, પક્ષી, એ સૌને આ પાણીની આવશ્યકતા છે.

સુલેમાના બિયાર અંગુશ્તરી રા.

અર્થાત્:-સુલેમાન ! વીંટી લાવ. વીંટી મળ્યા પછી ભટકવું શામાટે ? કયાં તમારૂં દિલનું રાજ્ય અને કયાં તમે ભિખારી ? કયાં એ આનંદધામ અને કયાં આ અસ્થિચર્મ !

સૂર્ય કો સોના ઔર ચંદ્રમા કો ચાંદી તો દે ચૂકો,
ફિર ભી પરિક્રમા કરતે હૈં દેખું જિધર કો મૈં.

આ યાચના નથી. વાસ્તવિક ઘટનાઓ છે. આનો અર્થ એવો થાય છે કે તમારો આત્મા એજ પરમેશ્વર છે. હવે જ્યારે મારો આત્મા એજ ઇશ્વર છે ત્યારે હું દુઃખી કેમ ? સંસારમાં એવા પુરુષો ઉત્પન્ન થયા છે કે જેમની અંદરથી વિશ્વાસનાં ઝરણાંઓ વહી નીકળ્યાં છે અને આ જીવનદાયક જલથી દેશના દેશ સીંચાયા છે. અરબસ્તાનમાં એક માતનો પુત પેદા થયો જેની અંદરથી શ્રદ્ધાની જ્વાલા ભભુકી ઉઠી. આ શ્રદ્ધા કદિ દાસોऽહમ્‌ના ભાવમાં તો કદિ કદિ શિવોऽહમ્‌ના ભાવમાં પ્રકટ થાય છે. એ આરબકેસરી કહે છે કે:-
અગર સૂર્ય હો મેરી દાઇં તરફ, ઔર હો ચાંદ ભી બાઇં જાનિબ ખડા !
કહે મુઝસે ગર દોનોં-"બસ, અબ રૂકો" તો ન માનૂં કભી કહના ઉનકા જરા !!

આત્મબળની સામે સૂર્ય ચંદ્ર શી વિસાતમાં છે ? "**एकमेवाऽद्वितीयं नेह नानास्ति किंचन** "અર્થાત્ એક ઈશ્વરના વિના બીજું કાંઈ છેજ નહિ. વાત અતિ સરળ છે પણ વિશ્વાસ કેમ બેસતો નથી ?

વિશ્વાસ, શ્રદ્ધા, ઈમાન, યકીન એ બધાનો એકજ અર્થ છે. એણે વિશ્વાસ ખોયો અગર એ બેઈમાન છે, એ એક મોટી ગાળ છે; તો પછી ઈમાન, યકીન, શ્રદ્ધા કેમ ઉત્પન્ન થતી નથી ? શ્રદ્ધા કોનામાં ? એ એક આત્મદેવમાં કે જે પ્રાણોનો પ્રાણ અને જીવોનો જીવ છે. જો આ શ્રદ્ધા ઉત્પન્ન થાય તો સમગ્ર પાપનો બેડો તુટી જાય. જો દેશમાં એક આવો નર પેદા થાય તો

દેશ પ્રફુલ્લિત થઇ જાય. બસ. તમારા અહંભાવને દૂર કરો. દ્વૈતના ભેદને ભૂલો અને આ કટોરામાં આત્મદેવનું અમૃત છે, તેનું પાન કરો. શું આ અમૃતની કોઇને જરૂર નથી ? મુસલમાન, ખ્રિસ્તી, યાહુદી, હિન્દુ એ તો આ અમૃતની શોધમાં માર્યા માર્યા ફરે છે.

## एको अलिफ तेरे दरकार

એક ૐકારને જાણ્યો કે આત્મબલ આવ્યું સમજો. **"ब्रह्म सत्यं जगन्मिथ्या"** બ્રહ્મજ સત્ય છે; જગત્ મિથ્યા છે.

જે શ્રદ્ધા ધ્રુવ, પ્રલ્હાદ અને વામદેવમાં ઉત્પન્ન થઈ હતી, એ શ્રદ્ધા તમારામાં પ્રકટાવો. આ શ્રદ્ધાવડે બધી શંકાઓ, ઝગડાટંટા, સંદેહ સૌ દૂર થઇ જાય છે. મસ્ત મહાત્મા દત્તાત્રય એક સમયે કોઇ ઠેકાણે જતા હતા. રાત્રિનો વખત હતો. અંધારૂં થઈ રહ્યું હતું. દીપકના પ્રકાશમાં એમનું તેજોમય રૂપ એક સ્ત્રીએ પોતાની અગાશીમાંથી જોયું. આ સૂર્યસ્વરૂપ મહાત્માનાં ત્રણવાર દર્શન થતાંમાં તો પેલી સ્ત્રીના હૃદયનો અંધકાર દૂર થઇ ગયો અને દશા પલટાઇ ગઈ. મહાત્માઓના દર્શનથી પણ વિષયવાસના દૂર થઈ જાય છે. **મહાત્માની ખરી અવસ્થાને પ્રાપ્ત કરનાર મનુષ્ય સમગ્ર દેશને હચમચાવી મૂકે છે. પછી ભલે તે ઉપદેશ કરે કે ન કરે.** કેવળ એક દેશનીજ અવસ્થા બદલાઈ જાય છે એમ નથી; પણ એના ઉત્પન્ન થવાથી આખા સંસારની દશા પણ પલટાઇ જાય છે. જેમ કોઈ સ્થળની હવા પાતળી થતાં ઉંચે ચડી જાય છે, એટલે ખાલી પડેલું સ્થાન પૂરી દેવા ચારે બાજુની હવા ત્યાં આવવા માંડે છે અને આવી રીતે સમસ્ત વાતાવરણમાં ધમાલ મચી રહે છે. તેવીજ રીતે એક મહાત્મા પણ સમગ્ર સંસારને હચમચાવી મૂકે છે. હવે જો તમે મહાત્માના અસ્તિત્વનેજ ન માનતા હો તો પછી એનો લાભ તો કેવી રીતે ઉઠાવી શકો ? ધારો કે કોઈ માણસે તમને સોનાને ઠેકાણે કોઈક એવીજ ભળતી ચીજ પધરાવી દીધી, તો એથી શું તમે એમજ માન્યા કરશો કે જગતમાં ક્યાંય સોનું છેજ નહિ? બધે તાંબુજ ભરાઇ પડયું છે. જે સોનાના અસ્તિત્વનોજ ઇન્કાર કરે છે, એ એનો લાભ ક્યાંથી મેળવી શકે ? જ્યાં સત્ય છે ત્યાંજ અસત્ય પણ છે. સોનેરી ઢોળ (ગિલેટ) એ તો ખરા સોનાના ગૌરવને પ્રકટ કરે છે. એના અસ્તિત્વને નષ્ટ નથી કરતો. જગત્નો ઇતિહાસ આ વાતને સિદ્ધ કરે છે. **કોઇ વ્યક્તિ પ્રેમરૂપી આંખો ઉઘાડી રાખીને સંસારરૂપી બજારમાં વિચરે, તો એ સમગ્ર સંસારને પ્રેમરૂપ**

**જોઇને પ્રસન્ન થાય છે અને જેનામાં શત્રુભાવનોજ અગ્નિ પ્રચંડ છે, એને તો સર્વત્ર શત્રુતાજ જણાવાની. એટલા માટે હે વહાલાઓ !** હે આનંદનું અન્વેષણ કરનારાઓ ! જરા દૃષ્ટિને બીજી બાજુએ ફેરવો.

બેગાના ગર નજર પડે તૂ આશના કો દેખ,
દુશ્મન ગર આયે સામને તો ભી ખુદા કો દેખ.
જો કુછ દીખે જગત્ મેં, સબ ઇશ્વિર સે ઢાંપ,
કરો ચૈન ઈસ ત્યાગ સે, ધન લાલચ સે કાંપ ”

જેની આવી દૃષ્ટિ થાય છે, એને માટે દુઃખ અને શોક રહેતાં નથી. એના વડે તો દેશમાં બીજાઓને પણ સાહસ અને શકિત આવી જાય છે. એટલા માટે હે સુધારકો ! બોલો આત્મસાક્ષાત્કાર કરવો, એ કેટલો મોટો સુધારો છે ? **પ્રથમ તમારી જાતને સુધારો, તમારી દૃષ્ટિને વિશાળ કરો એટલે પછી સમગ્ર દેશમાં ઉચ્ચ સંસ્કૃતિની ભાવના ફેલાશે.** જગતમાંની એક મોટી યુનિવર્સિટીના પ્રોફેસર ડૉકટર સતારબકનું કહેવું છે કે શ્રદ્ધાને લીધે મગજમાં એક પ્રકારની રેખાઓ સરખું કંઇક ઉત્પન્ન થાય છે. જયારે કોઈ બીજો મક્કમ વિશ્વાસ મગજમાં સ્થાન લે છે, ત્યારે આ પ્રથમની રેખાઓ ભુંસાઈ જાય છે અને નવી ઉત્પન્ન થાય છે. આની રીતે એક પ્રકારની પહેલી રેખાઓનું ભુંસાવું અને નવીનું પેદા થવું, એનેજ **અંતરપરિવર્તન** કહેવામાં આવે છે. આ એજ ઇસ્લામ, વિશ્વાસ વા યકીન છે કે જેની સહાયતાવિના મનમાં પ્રથમનાં સ્વપ્નચિન્હ અને રેખાઓ દૂર થતાં નથી, તેમજ મન પણ શુદ્ધ થતું નથી.

ઈંગ્લંડ તેમજ અમેરિકા આ વિશ્વાસના સૂત્રપર નિર્ભર રહીને પોતાની ઉન્નતિ કરે છે. ગ્રીસ કયાં ગયું ? એના ધર્મનું શું થયું ? રોમ અને ઇજીપ્તના ધર્મોનું શું થયું ? પણ આશ્ચર્ય અને ગારવની વાત તો એ છે કે ભારતવર્ષપર વિપત્તિપર વિપત્તિ પડવા છતાંયે ધર્મની ગંધ સ્થિર રહી. કેમ, મહારાજ રામચંદ્ર તો આ દેશમાંજ પેદા થયા હતા ને ? પ્યારા કૃષ્ણચન્દ્ર પણ ભારતની ગોદમાં ઉછર્યા હતા ને ? આવો મેળ અને એકતા આવા શૂરવીરોજ સ્થિર ટકાવી શકે. જે દેશમાં વીર નથી, એ દેશ સ્થિર રહી શકતો નથી. એથી કરીનેજ રામ અને કૃષ્ણ તેમજ વેદોના શુભ નામને લીધે આ દેશ સ્થિર છે. આપણે જેટલો લાભ સ્વરાજવડે ઉઠાવી શકીએ એટલોજ લાભ આવા પવિત્ર મહાત્માઓ પાસેથી ઉઠાવવો જોઇએ. જયારે ચક્ષુઓ એક વખત શ્રી-

ચરણે અર્પણ કરી ચૂક્યા ત્યારે તે પછી એ આપણાં નથી રહેતાં. એ તો ઈશ્વરનાં થઈ ગયાં. એજ મુજબ બાહુને જ્યારે શ્રીચરણે મૂકીએ ત્યારે એ એના થઇ ગયા. એ પ્રમાણે જ્યારે તમે તમારી જાતને ઇશ્વરને અર્પણ કરી દો, ત્યારે તમે પરમાત્માની એક પવિત્ર જાતિ બનો છો. સાક્ષાત્ ભગવાન રામ કે કૃષ્ણ થઇ જાઓ છો. હવે પ્રેમની પ્રીકકાશ, જ્ઞાનની લાલિમામાં પરિવર્તિત થઇ જાય છે અને અંતે જ્ઞાનની મસ્તી ટપકવા લાગે છે.

જેને ત્યાં આનંદની બાદશાહત સિવાય બીજું કશું નથી, એવા રામને તમારે ત્યાં ઝાડુ કહાડતાં કહાડતાં ત્રણ દિવસ થઈ ગયા. આજ તે ગાદીપર બેસીને ઇશ્વરના, રામના, સત્યના શપથ લઇને કહે છે કે તમે દરેક એ પવિત્ર જાતિ આત્મા વા શુદ્ધ ઇશ્વર છો. તમે તમારા આત્માને ઓળખો. આ દાસત્વનો ત્યાગ કરો. તમારૂં સામ્રાજ્ય સાચુંજ છે.

વાહ ! કેવું સુન્દર ચિત્ર છો આંખોનું અસ્તિત્વ પણ સફળ થયું અને એ સુન્દર યુવકનું જીવવું પણ ધન્ય થયું.

ૐ ! ૐ ! ! ૐ ! ! !





# वार्तालाप

[ નીચેની વાતચીત લાલભવન-ફૈઝાબાદમાં તા૦ ૧૨-૯-૧૯૦૫ ને રોજ સવારમાં ૭ વાગે શ્રી સ્વામી રામતીર્થ અને શ્રીમાન્ કુન્દનલાલ ડેપ્યુટી કલેક્ટર, શાંતિપ્રકાશ પાંડય, શિવાનદ પંડિત અને અન્ય કેટલાક જિજ્ઞાસુઓની રૂબરૂમાં પ્રશ્નોત્તરના રૂપમાં થયેલી. સ્વામી રામે એ મહાનુભાવોના પ્રશ્નોના જે ઉત્તર વાળેલા એની સંક્ષિપ્ત નોંધ શ્રીમાન્ શાંતિપ્રકાશે ( મંત્રી, સાધારણ ધર્મસભા ફૈઝાબાદ લીધેલી, જે અવિકલ રૂપમાં અહીં ઉધ્ધૃત કરવામાં આવે છે. ]

**પ્રશ્ન**:-પુરાણોમાં લખ્યું છે એ પ્રમાણે દિનપ્રતિદિન ભારતવર્ષની અવસ્થા ખરાબ થતી જવી જોઈએ, એ શું વાસ્તવિક છે ?

**ઉત્તરઃ-હવે ભારતવર્ષ જાગ્યા વગર નહિ રહે.** હવે એના સારા દિવસો સમીપ આવ્યા છે અને અધોગતિની અંધકારમય રાત્રિઓ વીતી ગઈ છે. અગાઉ એવા પણ દિવસો હતા કે જ્યારે ભારતવર્ષ સ્વર્ગોપમ કહેવાતો, એનો સૌભાગ્યસૂર્ય મધ્યાન્હમાં હતો. પાછળથી નમતા દિવસો શરૂ થયા. એ સૌભાગ્યસૂર્ય મિસરમાં ગયો. મિસરથી ગ્રીસ, રોમ, સ્પેન વગેરે યૂરોપના દેશોમાં એ સૂર્ય જઇ પ્રકાશ્યો. ત્યાર પછી ઇંગ્લન્ડનો વારો આવ્યો. એ પછી એ સૂર્ય અમેરિકાસુધી જઈ પહોંચ્યો અને એ દેશે સમગ્ર સંસારને આંજી નાખ્યો. એજ સૂર્ય આજ જાપાનમાં ચમકી રહેલો છે. એથી આજ જાપાન ઉન્નતિપર ઉન્નતિ કરી જાય છે. જાપાનની પછી ચીન અને ત્યાર પછી આપણો દેશ ભારતવર્ષ આ વિશ્વદ્યોતક સૂર્યથી પ્રકાશિત થશે. એવી કોઈ પણ દૈવી કે માનુષી શક્તિ અસ્તિત્વ નથી ધરાવતી કે જે આને રોકી શકે. એવી કોઇ સંસ્કૃતિ વિદ્યમાન નથી કે જે આ સૌભાગ્યસૂર્યની આ ચક્રવત્ ગતિમાં બાધ નાખી શકે. ભગવન્ ! આ નિશ્ચેષ્ટ અવસ્થાનો ત્યાગ કરો અને પ્રફુલ્લતાને હૃદયમાં સ્થાન આપો. પછી જુઓ કે એવી કયી શક્તિ છે કે જે તમને આ આનંદનો ઉપભોગ કરવામાંથી વંચિત કરી શકે ? આવો ! આ આનંદનું આસ્વાદન કરો ! જુઓ જુઓ ! આ આનંદરસ કેવો મધુર અને પ્યારો છે ! ૐ આનંદ ! આનંદ ! ! આનંદ ! ! !

ત્યાર પછી પુરાણોના સંબંધમાં સ્વામીજીએ આ પ્રમાણે કહ્યુ:–વેદોનો કર્મકાંડ હવે કયાં છે? એ રાજસૂયયજ્ઞ આદિ હાલમાં કયાં ચાલ્યાં ગયાં? સાપ ચાલ્યા ગયા અને લીસોટા માત્ર રહી ગયા છે;અને તમે બધા એ લીસોટાની પાછળ આંખો મીંચી દોડયા કરો છો. યજ્ઞોપવીત તો રહ્યું પણ એ યજ્ઞ હાલમાં કયાં ચાલ્યા ગયા? માત્ર શિખા તો રહી છે પણ જેને માટે એ શિખા રાખવામાં આવતી એ વસ્તુ કયાં છે? હવે તો વિવાહ અને મૃત્યુના યજ્ઞોનું પણ કેવળ નામ માત્ર રહેલું છે.

મહાભારતના યુદ્ધ પછી વેદોના સંસ્કાર રહ્યા નથી. પ્રથમ તો યુદ્ધમાં કેટલાયે વીર ખપી ગયા અને ત્યાર પછી પણ જે ગણ્યાગાંઠયા ક્ષત્રિય બાકી રહ્યા, એમાંના અધિકાંશ અશ્વમેધયજ્ઞની આહુતિ થઇ પડયા. અર્જુનસુત અભિમન્યુ યુદ્ધક્ષેત્રમાં મૃત્યુમુખે જતાં પહેલાં ક્ષત્રિયવંશનું બીજારોપણ કરી ગયો હતો; નહિ તો આ ગૃહકલહે તો સંસારમાંથી ક્ષત્રિયબીજનો સમૂળો નાશ કરી દીધો હતો. હા, આ ક્ષત્રિયોની પછી ભારતની ભૂમિમાં ખત્રી આવ્યા, કાયસ્થ આવ્યા ખરા; પણ બન્ધુગણ! માઠું ન લગાડતા એ પ્રાચીન ક્ષત્રિય ન રહેવા પામ્યા. એ મહાન યુદ્ધને અન્તે માત્ર સ્ત્રીઓજ રહી ગઇ, એટલે પુરુષોના વિના એ કર્મકાંડ કેવીરીતે કરી શકે? આ દશા તો હતી ક્ષત્રિયોની અને બિચારા બ્રાહ્મણો પણ શું કરે? ક્ષત્રિયોની સહાયતા વિના બ્રાહ્મણો શું પોતાનો નિર્વાહ કરી શકે છે? કદાપિ નહિ. જુઓ, મહારાજ વિશ્વામિત્રને મર્યાદાપુરુષ મહારાજ રામચંદ્રજીની સહાયતા લેવાની જરૂર પડી હતી; ત્યાર પછી જંગલી જાતિઓએ એ સમયમાં એવું તો માથું ઉંચું કર્યું કે યાદવોની સ્ત્રીઓને લઇને ચાલ્યા આવતા મહાભારતના અદ્વિતીય વીર અર્જુનને અહીર લોકોએ લૂંટી લીધો. જે સમયે દેશની આવી દશા હતી એ સમયે બિચારા બ્રાહ્મણો તે ભલા પોતાના યજ્ઞો કેવી રીતે પૂર્ણ કરી શકે? પરિણામ એ આવ્યું કે વૈદિક યજ્ઞોનો અંત આવ્યો. ત્યારે શું એની સાથે સાથે ધર્મનો પણ અંત આવ્યો? કદાપિ નહિ! કદાપિ નહિ! એમ થઇજ ન શકે. સમયની આવશ્યકતાનુસાર વેદોનો કર્મકાંડ બદલાતો રહે છે. અને બદલાતો રહેશે; પણ વેદોનો પ્રાણ અર્થાત્ સત્–જ્ઞાન ન તો કદિ બદલાયું છે ને ન કદિ બદલાશે. જેવી રીતે મનુષ્યનો આત્મા ભિન્ન ભિન્ન શરીરોમાં આવાગમન કરે છે છતાંય એ જેવોને તેવોજ રહે છે, તેવી રીતે વેદોના પ્રાણરૂપી જ્ઞાન ભિન્ન ભિન્ન રૂપાન્તરોમાં આવ–જા કર્યા કરે છે; કિન્તુ વસ્તુતઃ એ

સ્વયં જેવું ને તેવુંજ રહે છે.

હવે બ્રાહ્મણોએ ધર્મના અંશને સ્થિર રાખવાને માટે વૈદિક કર્મકાંડને પૌરાણિક કર્મકાંડના રૂપમાં ફેરવી નાખ્યો, અર્થાત્ જે કર્મકાંડ એકાદશીથી માંડીને પૂર્ણિમા સુધી થયાં કરતો હતો, એને બદલે હવે એમણે કેવળ એકાદશી અને પૂર્ણિમાજ રાખ્યાં. સ્તંભપૂજનને બદલે લિંગ-પૂજન માત્ર રહ્યું. વેદોની કથાઓને પુરાણોમાં ગુંથી. હવે જો એ કથાઓની વાસ્તવિકતા તપાસીએ તો એમાં ફિલસુફીનાં તત્ત્વોને ગોઠવી ગોઠવીને કેવી યુકતથી ભર્યાં છે, એ તરતજ જણાઇ આવશે. પારાશર અને ભસ્માસુર આદિની કથાઓમાં કેવી સુન્દરતાપૂર્વક ગૂઢ તત્ત્વોનું નિરૂપણ કર્યું છે !

દેવતાઓનો અર્થ શું ? વ્યષ્ટિરૂપે જેને આપણે ઇંદ્રિયો કહીએ છીએ એનોજ સમષ્ટિરૂપમાં અર્થ થાય છે દેવતા. તૈત્તિરીય ઉપનિષદ્‌માં ઇન્દ્રિયોનો દેવતા સિવાય બીજો કંઇ અર્થજ નથી. દેવતાઓએ પ્રથમ ગાયના શરીરમાં પ્રવેશ કર્યો, ત્યાર પછી ઘોડાના અને છેવટે મનુષ્યના. પગના દેવતા વિષ્ણુ છે, જેમનું સ્થાન પગ છે. રાજસૂયયજ્ઞમાં પાદપ્રક્ષાલનનું કાર્ય શ્રીકૃષ્ણને સોંપવામાં આવેલું હતું. જેવી રીતે સર્વ સામાન્ય જનસમૂહ માને છે એમ તેત્રીશ કોટી દેવતાઓ એટલે તે ત્રીશ કરોડ દેવતા એવો ભાવાર્થ છેજ નહિ. કોટીનો અર્થ છે પ્રકાર, એ વાત તો છે તદ્દન સીધી-સાદી, પણ બની ગઈ છે ગુંચવાડાભરેલી. બધી વાતો કાંઈ વ્યાકરણ અને જ્યોતિષથી સિદ્ધ થઇ શકતી નથી.

રામે જર્મનભાષા આઠ દિવસમાં શીખી લીધી હતી. જે આગબોટમાં રામ અમેરિકા ગએલ એમાં આશરે પાંચસો છસો જર્મનો હતા. રામ એની કેબીનમાંથી બહાર આવી પ્રાય: ડેક ઉપરજ ફર્યા કરતો. ત્યાંથી કેટલાક જર્મનો એને પોતાની કેબીનમાં લઈ જતા અને એની સાથે વાતચીત કર્યા કરતા. જેમ બાળક કોઇ નવી ભાષા શીખી લે છે એમ રામે પણ જર્મન બોલી આઠજ દિવસમાં શીખી લીધી. આમ સંસ્કૃત શીખવાને માટેજ વ્યાકરણ અને કોષમાં સમગ્ર આયુનો નાશ ન કરો. પુસ્તકો વાંચવાનો આરંભ કરી દો. કેવળ ગોખણપટ્ટીથી બુદ્ધિનો વિકાસ થવાનો નથી. ભાઇઓ! જરા બતાવો કે "નિરભૌ" પણ કોઇ શબ્દ છે ? પણ હા, ગુરુ નાનકજીને લીધે ગુરુમુખીભાષામાં એ એક ઉત્તમ શબ્દ બની ગયો. ગુરુ નાનકજીને લીધે ગુરુમુખી એક ભાષા બની ગઇ, સાહિત્ય બની ગયું. વહાલા ! તમે કવિતાના અનુપ્રાસ, અને છંદમાત્રા મેળવ્યાજ કરો પણ જે વાક્ય એક આત્મનિષ્ઠ વ્યકિતને મુખેથી નીકળે છે, ત્યાં

એ બધાની શી આવશ્યકતા છે ? કવિતાની ભૂમ ઉપરથી ઉઠીને કવિતાના આકાશ ઉપર ચડો. ગુરુ નાનકની કવિતા જુઓ. એમાં કયાં અનુપ્રાસ કે છંદ છે ? છતાંય તે અલૌકિક કવિતા હોવાને લીધે તેણે જે ગૌરવ પ્રાપ્ત કર્યું છે, તે હજીસુધી સૂર્યની પેઠે પ્રકાશી રહ્યું છે. છંદઃશાસ્ત્રની દૃષ્ટિથી જોતાં તો ગીતા પણ ત્રુટિરહિત નથી; તથાપિ એને ઇશ્વરીય ગાન અર્થાત્ ભગવદ્‌ગીતા કહેવામાં આવે છે. એનો પ્રકાશ યુગોના પડદાઓને ચીરીને આજ પણ બરાબર રીતે પ્રસરતોજ ચાલ્યો આવે છે. વ્યાકરણના નિયમોનો ભંગ ઉપનિષદ્‌માં પણ જણાય છે. જીવાત્માની સાથે શરીર ચાલે છે, નહિ કે શરીરની-સાથે જીવાત્મા.

સ્મરણમાં રાખજો કે વેદોનો આત્મા સત્ જ્ઞાન છે. એને ન બદલતાં વેદોના કેવળ શરીરને અર્થાત્ કર્મકાંડને બદલી નાખ્યું. આત્મા કદિ બદલાઇ શકે છે ? શરીરજ માત્ર બદલાયાં કરે છે. સ્વામી દયાનંદ સરસ્વતીના પહેલાં પણ વેદોનું જ્ઞાન હતું. હા, વેદોના કર્મકાંડનો બેશક પ્રચાર નહોતો, ઉપનિષદો હતાં અને તે પ્રીતિપૂર્વક વંચાતાં પણ હતાં. સંહિતા છપાઇને તૈયાર થયેલ નહોતી. તેમજ સામાન્યરૂપે એ કોઈના વાંચવામાં પણ આવી નહોતી. વર્તમાન સંહિતાના પ્રકાશનનો ઇતિહાસ એવો છે કે જ્યારે ઇસ્ટ ઇન્ડિયા કંપની ભારતમાં આવી ત્યારે અંગ્રેજોએ વેદોની સંહિતાનો સંગ્રહ કરવાનું કાર્ય શરૂ કર્યું અને તે કોઇ એકજ ઘેરથી નહિ પણ અનેક બ્રાહ્મણઘરોમાંથી; કેમકે પ્રત્યેક બ્રાહ્મણઘરમાં કોઇને કોઇ વેદની શાખા તો સમયે મોજૂદ હતી. કોઇ પણ એક શાખા વાંચો એટલે જણાશે કે બાકી બધી એની એજ છે. અગ્નિ આદિની કથા બધામાં આવી જાય છે. વિષ્ણુ કેવળ એકજ ઠેકાણે આવે છે. વાત એટલીજ છે કે ભેદ કેવળ શબ્દોનોજ છે. જૈન અને બુદ્ધસંપ્રદાયોને લીધે પાછળથી બ્રાહ્મણોનો ધર્મ ગયો, અને બ્રાહ્મણોના મરી જવાને લીધે એમની શાખા લુપ્ત થઇ ગઈ. માત્ર જે કાંઇ શાખાઓ મળી એને ઇસ્ટ ઇન્ડિયા કંપનીએ એકત્રિત કરાવી અને પ્રોફેસર મેક્સમૂલરે એ સર્વને યથાનિયમ સંપાદિત કરી. પછી એને પુસ્તકાકારે પ્રકટ કરવામાં આવી. સ્વામી દયાનંદ સરસ્વતીએ એ વેદો વાંચ્યા. જો કે પુરાણોમાં આ વેદોના આત્માને સ્થિર રાખવામાં આવેલ છે, તોપણ બુદ્ધધર્મનો પ્રભાવ કોઇ કોઈ સ્થળે રહી ગયો. બુદ્ધનો મુખ્ય મત શુદ્ધ ઉપનિષદોમાંથી નીકળેલો છે; પણ એમના શિષ્યોએ બુદ્ધધર્મમાં પણ મોટો બખેડો કરી નાખ્યો. બુદ્ધમત તો શું પણ ચાર્વાક-

મત પણ એમાંથીજ નીકળેલો છે. ચાર્વાકમત પણ વેદદ્વારા સિદ્ધ થાય છે. સારાંશ એ છે કે વેદોને તો જેમ મરડીએ તેમ મરડાય એમ છે. સત્યતા આપણી અંદર હોવી જોઇએ. રામાનુજ, માધવાચાર્ય, આદિ બધા પોતપોતાના સંપ્રદાયને વેદદ્વારા સિદ્ધ કરે છે. એક મુસલમાન દારૂડીઆએ શરાબ પીવો એ શાસ્ત્રવિહિત છે, એમ કુરાન મારફતે સિદ્ધ કરી બતાવ્યું, એના સરખો આ બધો તાલ છે. વાત એમ હતી કે કુરાનમાં કોઇ સ્થળે આવ્યું છે કે "ખાઓ કબાબ, પીઓ શરાબ, જાઓ તમે જહાનમની ખાડીમાં (નરકમાં)" આનો અન્તિમ વાકયાંશ ઉડાવીને પોતાનો સ્વાર્થ એણે સિદ્ધ કરી આપ્યો. આવી રીતે વેદોમાંથી બધા પોતપોતાનો સ્વાર્થ સાધી લે છે. સત્ય તો એજ છે કે ઉપનિષદ્‌માંથી શંકરાચાર્યનોજ મત નીકળે છે. રામાનુજનું કાર્ય સમાજસુધારણા હતું; પ્રત્યેક મનુષ્ય બધી વસ્તુઓને જાણી શકતો નથી.

* * * * * * * *

જ્યાં કહીંથી સારી વાત મળે પછી ભલે ચાહે એ દયાનંદ કે મહંમદ સાહેબ પાસેથી કે ચાહે મૂસા યા ઇસુ પાસેથી કેમ ન મળી હોય! તમે એને તત્કાલ ગ્રહણ કરો. લોક પ્રાયઃ ગુણ તરફ દૃષ્ટિ નથી કરતા, દોષોનેજ જોયા કરે છે. આવા પ્રકારની નિર્માલ્ય ટીકાઓ કરવાનું છોડી દો અને યુક્તિઓનો પરિત્યાગ ન કરો.

ભગવાન બુદ્ધે વેદોના જ્ઞાનકાંડનોજ સ્વીકાર કર્યો, પણ પુરાણોએ તો વેદોના કર્મકાંડને પણ ન છોડયું. બુદ્ધની પછી એમના મતના ચાર સંપ્રદાય ભારતવર્ષમાં થઇ ગયા અને જાપાનના ઉત્તરીય તેમજ દક્ષિણીય વિભાગમાં એ બધાય મોજૂદ છે. ભગવાન બુદ્ધનું જીવન અત્યંત પવિત્ર હતું. એમણે વર્ણાશ્રમને બીલકુલ ઉડાવી દીધો. થોડા આર્ય અને થોડા અહીંના મૂળનિવાસી શૈલ, ભીલ, ગોંડ, આદિ લોક કેટલાક સમયબાદ નાગ, નદીઓ અને પથ્થરો પૂજવા લાગ્યા. ભંગી લોકો ભૂત, પૈગંબરની સંતતિ છે, એવી જાતનો ઉલ્લેખ બાઇબલમાં છે. રામે કેટલોક સમય થયાં આ વિષયનો અભ્યાસ કર્યો છે.

પાછળથી વામમાર્ગ (તંત્રસંપ્રદાય) બુદ્ધોમાં પ્રસરી ગયો અને હજુ પણ અમેરિકા, ચીન અને જાપાનમાં તાંત્રિકમત હયાત છે. બુદ્ધ મતની પછી કુમારિલ ભટ્ટ વેદોનો પ્રકાશ પાડયો. મંડનમિશ્ર કુમારિલ ભટ્ટના શિષ્ય હતા; કિંતુ જેણે વેદોના આત્મા જ્ઞાનકાંડનો પ્રકાશ કર્યો, એ તો શંકરાચાર્ય.

ભારતવર્ષ તો શું પણ સમસ્ત સંસારભરમાં આ સૌથી મહાન્ પુરુષ થયેલ છે. રામ અને કૃષ્ણની વાતો દૂરની રહી, કિંતુ વર્તમાન કાળમાં શંકરથી વધીને અધિક શકિતસંપન્ન કોઇ ઉત્પન્ન થયું નથી. એમણે દ્વારકાથી માંડીને શ્રીજગન્નાથજીપર્યંત અર્થાત્ અટકથી માંડીને કટક લગી કેટલીયે વાર પૈદલ મુસાફરી કરી હતી. શ્રીકન્યાકુમારી ભૂશિરથી માંડીને ઠેઠ હિમાલયના બદ્રીનારાયણ લગીની ભૂમિમાં તે વિચર્યા હતા. શ્રી શંકરાચાર્યના તત્ત્વજ્ઞાને યૂરોપના તત્ત્વજ્ઞાનમાં જીવન રેડયું. જર્મન તત્ત્વવેત્તા કેન્ટ આદિએ એમના ગ્રંથોનું અધ્યયન કર્યું હતું. એવા જાગૃતાત્મા પુરુષ કે જે ભગવાનના અસ્તિત્વ આગળ બીજાના અસ્તિત્વને લેખવતા નથી તેજ અન્યને જગાડી શકે છે.

" ખુફ્તા રા ખુફ્તા કૈ કુન્દ બેદાર "

અર્થાત્ " નિદ્રસ્થને તે ભલા બીજો નિદ્રસ્થ કેવી રીતે જગાડી શકે ? "

આ મહાપુરુષ શંકરે ભારતવર્ષને જાગૃત કર્યો. અહો ! એણે ભારતવર્ષમાં સજીવ મેધાશકિતઓ ઉત્પન્ન કરી; દશ પ્રકારના સંન્યાસી બનાવ્યા અને પ્રત્યેકનું એક એક નામ રાખ્યું. ચાર મઠ સ્થાપિત કર્યા. આ દશનામી સંન્યાસીઓ એ મઠમાં રહીને ભગવત્શિક્ષા સંગ્રહિત કરતા હતા. મહાન્ પુરુષ સદૈવ કન્દરાઓમાં મળી આવે છે. જ્યોતિર્મઠ, શારદામઠ, શૃંગેરીમઠ, ગોવર્દ્ધનમઠ, એ એમણે સ્થાપેલા છે. રામ પણ દ્વારકાંના શારદામઠ સાથે સંબંધ ધરાવે છે.

જે નીચ જાતિઓ બુદ્ધ બની ગઇ એ થોડા દિવસો પછી વામમાર્ગ વગેરે તરફ ઢળી પડીને અત્યાચાર કરવા લાગી. આ મહાપુરુષ શંકરે એ અત્યાચારોને દૂર કર્યા. શંકરાચાર્યની પશ્ચાત્ હિંદુધર્મ ફેલાયો. તેનો પિતા આર્યધર્મ છે અને માતા બુદ્ધધર્મ છે.

ઇંગ્લંડમાં ગ્રેજ્યુએટોને એક પ્રકારની ટોપી અને ઝભ્ભો હજુલગી આપવામાં આવે છે. આ શું છે? ફકીરોની અલફી અને કટોરાની નકલ છે. જેવી રીતે શૂરવીર બનતા પહેલાં અનુચર બનવું પડે છે, એજ મુજબ પ્રથમ બ્રહ્મચર્ય, પછી સંન્યાસ. જ્યાંસુધી સંન્યાસવૃત્તિનો શ્વાસ અંદરથી ફૂટી ફૂટી બહાર નીકળી ન આવે, ત્યાંલગી સંન્યાસદીક્ષા આપવાનો અધિકાર ગુરુને નથી. આવી રીતે સંન્યાસી બનાવવામાં આવતા. આ સંન્યાસીઓ હાલતીચાલતી અને ફરતી યુનિવર્સિટીઓ હતી. શંકરને લીધે હિંદુધર્મ ફેલાયો. હવે તો માત્ર નામની સનંદોથીજ કામ ચાલી રહ્યું છે. લોકો તો બહારની છાપ જોઇને કામ કરે છે. માનો

કે એક આર્યસમાજીએ કાંઈ દુષ્કૃત્ય કીધું તો એથી શું બધા આર્યસમાજીઓ ખરાબ થઈગયા? આવી જાતના ખરાબ વિચારકોને છોડી દો. શંકરાચાર્યની પછી પુરાણું ફળ ઉડી જઇને નવાં ફળ આવ્યાં. શંકરની પછી અનેક એવાં પુસ્તકો લખાયા કે જેમાં તંત્રવાદ આદિનો બધો ઉલ્લેખ છે. જે પ્રકારે વેદોના કર્મકાંડને બદલી નાખ્યો એજ મુજબ હવે પુરાણોના કર્મકાંડને પણ પલટી નાખો; પણ પ્રાચીન વૈદિક આત્માને સ્થિર રાખો, અર્થાત્ શ્રુતિને સજીવન રાખો.

મોમિન જે કુરઆન મગ્ઝ એ બદાશ્તિમ.
ઉસ્તખ્વાઁ એ પેશે સગાઁ અંદાખ્તમ.

અર્થાત્ મેં કુરાનમાંથી મગજને કાઢી લીધો છે અને એનાં છોડાં ઢારને નાખ્યાં છે.

રામ જે કાંઇ કહે છે તે એટલા માટે નહિ કે તે અમુક અમુક પુરુષે કહેલું છે અગર તો અમુક ગ્રંથમાં લખેલું છે, કિંતુ એટલા માટેજ કહે છે કે આજ આપણે એની આવશ્યકતા છે.

* * * * *

બાબુ કુન્દનલાલે પૂછયું:-મહારાજ ! અમારે શાનો અભ્યાસ કરવો જોઇએ ?

સ્વામીજીએ જવાબ આપ્યો:-જે વાંચો છો એનોજ અભ્યાસ કરવો જોઈએ. આ સત્યતા છે. જેની વાણી અને મન એક છે એજ ઉન્નતિ કરી શકે છે.

બાળક માનું દૂધ પીતાં પીતાં ( મતલબ કે પોતાનું કાર્ય સાધતાં સાધતાં ) પોતાના દાંત લાવે છે; એજ મુજબ આપણે કોમળથીયે કોમળ એવા આપણા ધર્મપંથે વિચરતાં '**दासोऽहं**'થી '**शिवोऽहं**' માં પહોંચી જઇએ છીએ. ત્રાજવાનું જે પલ્લું ભારે હોય છે, એ બાજુ ભારનું કેન્દ્ર થાય છે. જો આપનું સંસારી પલ્લુંજ સદા નમતું રહેશે તો તો 'બંદા'-ગુલામજ રહેશો. ભૂમિકાઓ અનેક છે:-

(૧) '**तस्यैवाहं**'-હું એનો છું. એ કંઈ નિરાળો-દૂર છે. એ હજુ ત્રીજો પુરુષ છે.

(૨) '**तवैवाहं**'-હું તારો છું. તું સામે મોજૂદ છે. બીજો પુરુષ છે.

(૩) '**त्वमेवाहं**'-હું તુંજ છું. જૂદાઈ દૂર. પહેલો પુરુષ છે. મનુષ્ય અને જાતિઓને આ ભૂમિકાઓમાંથી પસાર થવું પડે છે. રામ પણ આ ભૂમિકા-

માંથી પસાર થયો છે. ગોદમાં રહેતાં રહેતાં અને દૂધ પીતાં પીતાં બાળક કહે છે કે હું બહાર રમવા જાઉં છું.

(૧) જેની સ્થિતિ 'दासोऽहं' ની છે એણે ભકતમાળ, ભાગવત, પુરાણાદિ વાંચવાં ઉચિત છે. આનાવડેજ એ માણસને આશ્વાસન મળે છે. અંદરની વૃત્તિ અર્થાત્ " હૃદયના જ્ઞાનને વાંચવાથી " ભારે લાભ થાય છે.

(૨) જેની હાલત 'तवैवाहं' ની છે, અર્થાત્ હું તારો છું, એણે વિનયપત્રિકા, સૂરશ્યામનાં પદ, ગીતગોવિંદ, નારદનાં ભકિતસૂત્ર અથવા એવાં ભજન, રામાયણના કોઇ કોઈ ખણ્ડ જેવા કે રામવનવાસસમયે લક્ષ્મણ અને સીતાથી રામ અલગ થાય છે એ ભાગ વાંચવા જોઈએ.

(૩) ત્રીજી શ્રેણિવાળાઓને બુલ્લાશાહ અને ગોપાલસિંહની વાણી વાંચવાથી ભારે લાભ થાય છે. એ બે પંજાબી છે. એમાં ગોપાલસિંહની વાણી હજીસુધી એટલી પ્રસિદ્ધિમાં નથી આવી; પરંતુ આ વાણી વાંચતાં વાંચતાં પ્રેમથી આંખો બંધ થઇ જાય છે. ગુરુ ગ્રંથસાહેબમાં બંને શ્રેણિની અપાર વાણી છે. ત્રીજી શ્રેણિની બહુ કમ છે. પાઠ કરતાં કરતાં જણાય કે ચિત્ત એકાગ્ર થઇ ગયું છે એટલે પુસ્તકને મૂકી દો. તમે ઘોડાપર સવાર છો, નહિ કે ઘોડો તમારાપર. પાઠ શાને માટે છે ? અંદરના આનંદને માટે—લીનતાને માટે. લોકો વાંચે છે પણ પચાવતા નથી. જો પચાવશો નહિ તો પછી માનસિક અજીર્ણ થઇ જશે. રામ જ્યારે યોગવાસિષ્ઠ વાંચતો હતો ત્યારે એને ટેવ હતી કે થોડું વાંચીને પછી પુસ્તક બંધ કરી દઇ એનું મનન કરવું. જો આવી રીતે વાંચવામાં આવે તો તે અંદર ઘર કેમ ન કરી લે ? મનોવિજ્ઞાનશાસ્ત્રીઓ કહે છે કે જ્યારે બુદ્ધિની સીમા છોડીને મનુષ્ય નિષ્ઠાની સીમામાં પ્રવેશ કરે છે, ત્યારે એ અનુભવના પ્રદેશમાં પહોંચી જાય છે.

જો આપ ઇચ્છતા હો કે અદ્વૈત અથવા વેદાન્ત વાંચીએ, તો પ્રથમ મનોગત સંશયોને અને ત્યાર પછી બુદ્ધિગત—નિર્ણાયક સંશયોને બન્નેને ઉડાવી દો. એ સંશયો દૂર કરવાને રામ એક પુસ્તક × લખશે. આ પુસ્તક ત્યારેજ લખાશે કે જ્યારે રામ બે વર્ષ એકાન્તમાં રહેશે. આ સંશયોને દૂર કરવાને માટે ઉપનિષદ્, ભગવદ્ગીતા અને શંકરનાં શારીરભાષ્ય વાંચો. રિસાલા*

× અફસોસની વાત છે કે રામ ચાલ્યા ગયા, નહિ તો હજુ ઘણું કાર્ય કરવાનું હતું.

* આ લેખોનો અનુવાદ ગુજરાતી ત્રીજા ગ્રંથમાં છે.

અલિફ્* થંડરિંગ ડૅાન (નૂન) આદિ આ પ્રકારનાં પત્રો છે. છાંદોગ્ય ઉપનિષદ્‌ના પાઠવડે રામનું મન ત્રીજી શ્રેણિપર આવ્યું. જે સમયે રામ બીજી શ્રેણિમાં હતો ત્યારે રામ વાલ્મીકિરામાયણના વનવાસવિભાગને પ્રાયઃ વાંચ્યા કરતો હતો અને રોતો પણ હતો.

એકવાર રામનું મન બગડી ગયું. લાહોરમાં પોતાની અગાશી ઉપરથી એણે કોઇ એક સ્ત્રીને નગ્ન જોઇ. મન ચળ્યું. મનની આ અવસ્થાને જોઇ એ તત્કાલ છાતી કૂટવા અને રોવા લાગ્યો અને એજ દિવસથી દૃઢ નિશ્ચય કીધો કે કાં તો એ જાતે મરશે અગર મનને મારશે. રામ બચપણથી ભારે હઠીલો હતો. જે વાતને કરવાનો હઠ કરે, તે કરે ત્યારેજ જંપતો. ગણિતના દાખલા ગણતો હતો ત્યારે એમાંજ તનમનથી લાગી જતો. ખાવાપીવાનું, રમવાકૂદવાનું બધું બંધ કરી દેતો. એકવાર એવું બન્યું કે કેટલાક દાખલા ગણવાનો એણે ઈરાદો કર્યો. રાતભર કામ કરતોજ રહ્યો, પણ બધા સવાલનો ફડચો ન આવ્યો. બસ, સવાર થતાંજ ઉંચી અગાસીપર ચડી ગયો અને ત્યાંથી પડી મરવાનો ઈરાદો કર્યો; પણ એટલામાંજ વિચાર આવ્યો કે પડીને મરૂં તે કેમ? સવાલ તો હજુ પૂરા થયા નથી. તાત્પર્ય કે આવી રીતે એ પ્રાયઃ હઠ કર્યા કરતો હતો, કે જે હઠ પાછળ જતાં દૃઢતાના રૂપમાં પરિવર્તિત થઈ. સંન્યાસ લેતાં પહેલાં રામ એકવાર કાશ્મીર ગયો હતો. ત્યાંથી આવ્યા બાદ થોડા દિવસ એ ઘેર રહ્યો; પણ વહુનો વાર્યો તે કેટલા દિવસ જીવે? બીજીવાર નીકળી ગયો. વર્ગમાં જ્યારે શીખવતો હતો ત્યારે ગણિતશાસ્ત્રનાં વ્યાખ્યાન ભક્તિના વિષયમાં બદલાઇ જતાં હતાં. અન્તમાં સાંસારિક સંબંધ છોડવા પડયા. હરિદ્વાર પહોંચ્યો. હરિદ્વારથી ઋષીકેશને રસ્તે આવતાં સત્યનારાયણના મંદિરમાં પહોંચ્યો. રેશમી વસ્ત્ર, સોનાનો અછોડો અને ઘડીઆળ વગેરેને આમતેમ ફેંકી દીધાં. ઘેરથી ત્રણસો રૂપીઆ મંગાવેલા તે પણ ખર્ચી નાખ્યા. અનેક ફકીરો, સાધુઓને મળ્યો. વાર્તાલાપ થયો, બધાની સાથે શાસ્ત્રાર્થ થયો, ત્યારે રામ જોઇ શકયો કે વાચાલમાં તો રામ કોઈથી કમ નથી; તોપણ હાય! શાન્તિ તો મળતી નથી! હવે શાન્તિની શોધમાં ફરવા માંડયું. એક દિવસ પ્રાતઃકાલમાં સત્યનારાયણના મંદિરમાં જ્યાં તે ઉતર્યો હતો, ત્યાંથી સૌ સાથીઓનો સાથ છોડી ચાલી

* આ અંગ્રેજી માસિકપત્રિકા સ્વામી રામની આજ્ઞાથી એમના પરમભક્ત ભાઈ પૂર્ણસિંહ પ્રકટ કરતા હતા.

નીકળ્યો; પણ એક સંસ્કૃતનો વિદ્યાર્થી એની સાથે થઇ ગયો; કારણ કે સંસ્કૃતનાં વિદ્યાર્થીઓ સવારમાં વહેલા ઉઠે છે. સુયોગથી એક અદ્વૈતમૂર્તિ મસ્ત મહાત્માની સાથે એની આંખો મળી. એના શરીરપર કેવળ એક લંગોટી હતી, બીજું કાંઇજ નહતું; ને તેપણુ જરા ફાટેલી હતી. એક શેઠ બદરીનાથ જતા હતા. આ મસ્ત મહાત્માએ એ શેઠને પોતાની ફાટેલી લંગોટી તરફ સંકેત કરી કહ્યું: "અરે બદરીનાથ! તું આ જોઇ લે!" આ મહાત્માનું નામ બદરીદેવ હતું. એની સાથે જ્યારે રામની દૃષ્ટિ મળી ત્યારે બન્ને હસી પડયા. વાર્તાલાપ થયો. દશા પલટાઇ ગઇ. ત્યાંથી જ્યાં જંગલને કિનારે એક બ્રહ્મપુરી નામનું સ્થાન છે તે તરફ પહાડોમાં ચાલ્યો. રામે ત્યાં ઉપનિષદ્ વાંચ્યાં. છાંદોગ્ય ઉપનિષદ્ શાંકરભાષ્યસહિત વંચાતું હતું. પછી તો એવી સમાધિ આવી કે કાંઇ પૂછવાની વાતજ નહિ. જો રામ કોઈ શિલાપર સૂઇ રહ્યો હોય તો એકાદ પથ્થરના ટુકડા સરખો જણાતો. તાપમાં બેઠો હોય તો સ્વયં તાપજ થઇ જતો. આ અવસ્થામાં પેલો હરિદ્વારથી સાથે નીકળી આવેલો છોકરો પણ રામથી દૂર રહેતો હતો. કોઈ કોઇ વખત નીચેથી કાંઇ લાવીને રામને ખવરાવી જતો. આ સમયે રામની એવી દશા થઇ કે જો એ વાયુને આજ્ઞા કરતો તો તત્કાલ વાયુ વાવા લાગતો હતો. પંચમહાભૂત એની આજ્ઞાનું પાલન કરતાં. જો એને કોઈ ગ્રંથની જરૂર પડતી તો કોઇ ને કોઇ વ્યકિત એ જ ગ્રંથ ત્યાં આવીને આપી જતું. આ અવસ્થા છ મહિના સુધી રહી.

જ્યારે અનુભવ પ્રત્યક્ષ થવા માંડે ત્યારે તર્ક અને દલીલોને ઉઠાવી દો. જે પુસ્તક તમારા ચિત્તપર પ્રભાવ પાડે એને સાથે રાખો, પણ એ વસ્તુ જ્યારે પ્રાપ્ત થાય ત્યારે એ પુસ્તકને પણ ફેંકી દો.

**પહેલો ઘા:**—(ક) પ્રથમ સાધન વાંચન ગિલ્લીદંડાનો પહેલો દાવ છે. બીજો દાવ અભ્યાસ છે. પહેલો વર્ગ પાઠ, બીજો વર્ગ જપ છે. (ખ) બીજું સાધન—અભ્યાસ, સંયમ અને આકર્ષણવડે તમારા મનને ઉન્નત બનાવો. પ્રાત:કાલમાં નદીકાઠે, બાગબગિચામાં કે સૂર્યસામે ઉભા રહો કે જેથી મન ઉચ્ચ બને. મહાત્માઓના સત્સંગથી પણુ મન ઉચ્ચ બને છે. આ ગીલ્લીદંડાનો પહેલો દાવ છે.

**બીજો ઘા:**—" ચુના પુર શુદ ફિજાએ સીના અજ દોસ્તા,
ખયાલે ખ્વેશ ગુમ શુદ અજ જમીરમ "

અર્થાત્ "મારા હૃદયની ભૂમિ મારા મિત્રથી એટલી ભરેલી છે કે મારા મનથી મારા અસ્તિત્વનું જ્ઞાનજ નષ્ટ થઇ ગયું છે."

વાતાવરણમાં ભરાવ આવી જાય ત્યારે પુસ્તકને ઉપાડી કબાટમાં મૂકી દો. જ્યારે છેલછબિલાની મૂર્તિ સાથે આંખ મળી, ત્યારે જ્યોતિમાં જ્યોતિ સમાઈ ગઇ. જ્યારે આ મનોહર દશ્યોથી ચિત્ત ભરાઇ આવે ત્યારે ૐ ૐનું ગાન શરૂ કરી દો. આ ૐકારનું ગાન બ્રહ્માંડનું ગીત અર્થાત્ બ્રહ્મધ્વનિ છે.

" નરામે સુરી લે ૐ કે હૈં ઈસસે આ રહે,
નદિયાં પરિંદે યાદ મેં હૈં સુર મિલા રહે."

અનુરાગને ન છુંદી નાખો. આવી રીતે અનુરાગને છુંદી નાખવો એ માનો કે મહાત્મા યુસુફને કૂવામાં ઉતારવા સરખું છે. જ્યારે એ દશા આવે ત્યારે એને સ્થિર રાખો. કૃષ્ણબંસીનો નાદ સુણી ગોપિકાઓ વિહ્વલ બની જાય છે. આ આન્તરિક પ્રેમપર પ્રત્યેક વસ્તુને ઓવારી દો, કેમકે ભગવાન અંદર બેઠેલા છે. સંસારનું કાર્ય કદિ બગડશે નહિ. એવી ક્ષણે કદિ કાંઇ તમારી અંદરથી ભજનપદ નીકળે તો નીકળવા દો. અન્તર્યામીના આદેશાનુસાર ચાલશો તો આનંદમગ્ન થઈ જશો; વેદાન્તશાસ્ત્ર ( આત્મજ્ઞાન ) નાં વ્યાખ્યાન વાંચો. એકાન્તમાં અધિક સુખ મળે છે.

પ્રત્યેક શ્વાસોચ્છ્વાસની સાથે હરિનામનું સ્મરણ કરો. જપ કરવાથી મનપર પ્રભાવ પડે છે. જપ:-( ૧ ) વાણીથી ( ૨ ) મનથી ( ૩ ) સંપૂર્ણ શરીરથી થવો જોઈએ. નામનો મહિમા અદ્‌ભુત છે.

ૐ કેવળ વેદમાંજ નહિ, કુરાનમાં પણ મોજૂદ છે:—

અલિફ્ + લામ + મીમ = ઉમ = ૐ

કુરાનની ઘણી ખરી આયતોના આરંભમાં અ, લ, મ જે આવેલ છે એ આ ૐ જ છે. અ, લ, જે પ્રાય: શબ્દોના આરંભમાં આવે છે, એ લકાર 'પેશ' અર્થાત્ ઉકારમાં પરિવર્તિત થઇ જાય છે. જેવી રીતે કરીમ-ઉલ-દીન વાંચતી વખતે કરીમુદ્દીન થઇ જાય છે એલ અને 'પેશ' અર્થાત્ હ્રસ્વ ઉકાર 'વાવ' અર્થાત્ વકારનું સંક્ષિપ્ત રૂપ છે; એથી કરીને કુરાનનો અ + લ + મ = અ + ઉ + મ = ૐ ની બરાબર છે.

ૐ ! ૐ ! ! ૐ ! ! !
આનંદ ! આનંદ ! ! આનંદ ! ! !



# धर्मतत्त्व

( લાહોરનિવાસી શ્રીમાન મથુરાદાસ પુરીએ ૪૦ સ૦ ૧૯૦૬ ની શરૂઆતમાં નીચે લખેલા ધર્મવિષયક પ્રશ્નો છપાવીને પ્રસિદ્ધ પ્રસિદ્ધ ધર્માનુયાયી સજ્જનો-પર મોકલી આપ્યા હતા. સ્વામી રામ એ વખતે ગંગાતટપર નિવાસ કરતા હતા. એઓશ્રીએ એના ઉત્તર કાનપુરના " જમાના " નામક ઉર્દુ માસિકપત્રપર મોકલી આપ્યા હતા, જેનો આ ગુજરાતી અનુવાદ છે.)

### પ્રશ્ન

૧–ધર્મથી શું તાત્પર્ય છે અને એનાવડે કેવા પ્રકારના ઉદ્દેશ, આવશ્યકતા અને લાભની આકાંક્ષા રખાય છે ?

૨–ધર્મનું સર્વોત્તમ રૂપ વ્યવહાર ( આચરણ ) માં લાવવાની સર્વશ્રેષ્ઠ વિધિ કયી છે ?

૩–માનુષી અસ્તિત્વમાં એવો કયો અંશ છે કે જેની સાથે ધર્માચરણ અને એનો મુખ્ય ઉદ્દેશ સંબંધ ધરાવે છે અને એ સંબંધ કયી દશામાં કેવો હોય છે?

૪–ધર્મના ઉદ્દેશને સફળતાપૂર્વક પૂર્ણ કરવાની વિધિમાં કયાં સાધન અને કયા પ્રકારની સહાયતાની આવશ્યકતા છે ?

૫–( ક ) શું જાતિ, સમય, સ્થાન, ભોજન અને સંગ ( સહવાસ ) નો ધર્માચરણ ઉપર કોઇ પણ પ્રકારનો પ્રભાવ પડે છે ? અને પડે છે તો કેવો ?

( ખ ) શું માત્ર અંધવિશ્વાસ, પુસ્તકીય જ્ઞાન અને ધાર્મિક ગ્રંથોનું વારંવાર અધ્યયન અને શ્રવણજ ધર્મના ઉદ્દેશની સિદ્ધિને માટે પૂરતું છે ? અથવા તો કેવા વ્યવહાર ( આચરણ) ની આવશ્યકતા છે કે જેનાથી ધર્મનો અંતિમ ઉદ્દેશ આ જન્મમાંજ સંતોષકારક પ્રમાણમાં સિદ્ધ થાય ?

( ગ ) ધર્મનો ઉદ્દેશ પૂર્ણ કરવાની કેવળ વિધિમાત્રજ કોઈ પણ અનુભવી ધર્મનિષ્ઠની સહાયતાવિનાજ, કોઈ સામાન્ય મનુષ્યને પૂર્ણ લાભકારક નિવડી શકે ખરી ?

( ૫ ) માનુષી અસ્તિત્વના સંબંધમાં કોઇ એવાં પ્રાકૃતિક કારણ છે કે જેનો ધાર્મિક આચરણના પરિણામ ઉપર પ્રભાવ પડે છે? જો હોય તો તે ક્યાં છે અને તેનો શું પ્રભાવ છે?

( ૬ ) કોઇ પણ ધર્મનું મહત્ત્વ, એમાં વિશ્વાસ, એનો અંગીકાર કે ત્યાગ કરવો એ બધું કેવા પ્રકારની વિવેચનાની ઉપર આધાર રાખે છે? અને સાધારણત: એનો પ્રભાવ ક્યારે અનુભવમાં આવવા માંડે છે?

( ૭ ) રચના ( સૃષ્ટિ ) નું મૂળ કારણ અને ઉદ્દેશ શું છે?

( ૮ ) ધર્મ અને વિજ્ઞાન, એના વ્યવહાર, સાધનવિધિ તથા ઉદ્દેશોમાં ભેદ અને સમાનતા કેવાં છે?

ઉત્તર

( ૧ ) ' ધર્મ ' શબ્દવડે બધા લોકોને એકજ તાત્પર્ય નથી હોતું. દેશ, કાળ અને યોગ્યતાને અનુસરીને ધર્મનો અર્થ પણ બદલાતો રહે છે. લેખક તો ધર્મના તાત્પર્યવડે ચિત્તની એવી ઉન્નત અવસ્થા સમજે છે કે જેના પ્રતાપથી **શાંતિ, સત્વગુણ, ઉદારતા, પ્રેમ, શક્તિ અને જ્ઞાન, આપણે માટે સ્વાભાવિક અને આપણાં પોતાનાં થઇ રહે;** એટલે કે આપણામાંથી પોતાની મેળેજ એ બધું પ્રકટ થવા માંડે. અન્ય શબ્દોમાં કહીએ તો આપણાં રહેણીકરણી ( આચારવ્યવહાર ), વાણી અને વિચાર, એક પરિચ્છિન્ન શરીર તથા એના દાસની ( દેહાધ્યાસની ) દૃષ્ટિથી ન થતાં વિશ્વાત્મા અથવા (સર્વવ્યાપી) જગત્પ્રાણની અવસ્થામાં બદલાઈ જાય. અથવા તો પ્રકટ નામરૂપ અને શરીરનું વાસ્તવિક મૂળ ( ઇશ્વર ) જ સીધી રીતે ચારે તરફ પ્રકાશમાન દૃષ્ટિગોચર થવા માંડે. ધર્મનો જો આવા પ્રકારનો અર્થ કરીએ તો સમસ્ત સંસારની ઉત્પત્તિ અને સ્થિતિનું ફળ ( પરિણામ ) ધર્મજ છે.

ધર્મ પોતેજ ઉદ્દેશ છે. સમસ્ત સાંસારિક ઉદ્દેશોનો ઉદ્દેશ છે અને પોતે પોતાનો પણ ઉદ્દેશ છે, સંપૂર્ણ વિદ્યાઓનું લક્ષ અને અન્તિમ પરિણામ ( નિષ્કર્ષ ) છે, વેદનો અન્ત વેદાન્ત છે, એનાથી પર અથવા વિશેષ કાંઈ છેજ નહિ કે જે એનો ઉદ્દેશ હોઇ શકે.

જેવી રીતે નદીઓને સમુદ્રભણી વહેતાં રહેવાની, અગ્નિની જ્વાલાને ઉપર ઉંચે બળ્યા કરવાની, વૃક્ષો અને પશુઓને આહારની, સજીવન પ્રાણીઓને વાયુની, આંખને પ્રકાશની અને રોગીઓને ઔષધની જરૂર છે, તેવીજ રીતે ધર્મની પણ સૌને આવશ્યકતા છે.

લાભ:–ધર્મને જાણ્યે કે અજાણ્યે આચરણમાં મૂકયા વિના કોઇ પણ પ્રકારની સફળતા, ઉન્નતિ અને અભ્યુદય, સુખ અને શાન્તિ, સ્વાસ્થ્ય અને શકિત, વિદ્યા અને કળા તેમજ કુશળ મંગળ પ્રાપ્ત થઇ શકતાં નથી.

(૨) જાણ્યે કે અજાણ્યે જે કોઇ મનુષ્ય જેટલી હદસુધી આચારવિચારવડે ધર્મની એકાગ્રતા અને સમાધિમાં સ્થિર રહે છે. તેટલી હદસુધી તે ઋદ્ધિ-સિદ્ધિ મેળવે છે. ધર્મનું સર્વોત્તમ રૂપ એ છે કે મનુષ્યમાં કર્મ અને જ્ઞાન એ બન્નેવડે અહંભાવનો નાશ થઇને તે પરમાત્મભાવમાં એટલે સુધી સમાધિ ( એકાગ્રતા અથવા એકતા ) આવી જાય કે વ્યકિતગત કલ્યાણ અને કુશળતાને ઠેકાણે સમસ્ત દેશ, અરે બધા દેશોના દેશો એની એ સમાધિના પ્રભાવવડે ભાગ્યવાન બની જાય. સમસ્ત સંસારમાં શકિત અને આનંદનાં ઝરણાં વહેવા માંડે, બળ અને પ્રસન્નતાની ઉષા ઉગી નીકળે.

આચરણ ( વ્યવહાર ) માં મૂકવાની સર્વશ્રેષ્ઠ વિધિ:–

( ક ) ઉપનિષદ્ અને ગીતાનો વારંવાર વિચાર અને અનુષ્ઠાન.

( ખ ) જે જ્ઞાનીની પાસે બેસવા ( સહવાસ ) થી આશ્ચર્યની અવસ્થા આવી જાય એનાં દર્શન અને સત્સંગ.

( ગ ) દિવસભરમાં ઓછામાં ઓછો પાંચ વખત સમય બચાવી પોતાના સ્વરૂપવડે અજ્ઞાન અને પાપને નિર્મૂળ કરવાં, એટલે કે પોતાની જાતને શરીર અને શારીરિકતા ( દેહભાવ ) થી ભિન્ન સમજવી; અને આપણો નિવાસ આ મોહવાસનાના જંગલમાંથી ઉપાડી લઇને સત્યની વાટિકા અને સ્વરૂપના નંદનવનમાં નાખવો અને સાથે આવાં મહાવાકયમાં લીન થઇ જવું.

આફતાબમ્, આફતાબમ્ આફતાબ, જર્રાહા દારન્દ અજમન રંગોતાબ,
મમ્બ–એ ગુફતારે–હક, ગુફતારે–મા, ચશ્મ–એ–અનવારે–હક, દીદારેમા.

ભાવાર્થ:–હું સૂર્ય છું, હું સૂર્ય છું. સમસ્ત પરમાણુ મારામાંથીજ પ્રકાશ મેળવે છે. મારી વાણી ઇશ્વરની વાણીનો ભંડાર છે અને મારૂં દર્શનમાત્રજ ઇશ્વરીય પ્રકાશનો ઝરો છે.

( ૩ ) માનુષી અસ્તિત્વમાં અવશ્ય એક એવું તત્ત્વ છે કે જેની સાથે ધર્માચરણ અને તેનો ઉદ્દેશ ખાસ સંબંધ ધરાવે છે; પરન્તુ એ મુખ્ય તત્ત્વ માનુષી અસ્તિત્વનો કોઇ અંશ ( ભાગ ) નથી, ઉલટું માનુષી અસ્તિત્વને એનો અંશ કહી શકાય; અને એ પણ કેવળ નામમાત્રજ છે. એ મુખ્ય તત્ત્વતો એક અગાધ નદી છે,કે જેમાં શરીર, મન વગેરે તરંગોની પેઠે અથડાયાં

કરે છે. આ મુખ્ય તત્ત્વને હિન્દુશાસ્ત્રમાં આત્માનું નામ આપ્યું છે.

**સંબંધ કયી સ્થિતિમાં અને કેવો હોવો જોઈએ?** ચિત્ત અને મનની પરિચ્છિન્નતાનો ત્યાગ કરીને નામરૂપથી પાર જઇ નિજસ્વરૂપ ( આત્મા )માં લીન થઇ જવું, એજ એનું સત્સ્વરૂપ, આનંદસ્વરૂપ અને જ્ઞાનસ્વરૂપ બની જવું છે.

ઉદાહરણ:—જેવી રીતે એક લહરી તથા પરપોટો પોતાના પરિચ્છિન્ન નામરૂપથી પૃથક્ થઈને પોતાના મૂળસ્વરૂપ પાણીમાં બધી લહરીઓ અને પરપોટાઓમાં આનંદથી ઉછળ્યાં કરે છે, સ્વાદિષ્ટ હોય છે, સ્વચ્છ હોય છે, વગેરે સ્થિતિઓ અનુભવે છે; અથવા તો જેવી રીતે ખાંડનો બનાવેલો કૂતરો કે ઉંદર પોતાના પરિચ્છિન્ન નામરૂપથી પૃથક્ થઈને પોતાના મૂળસ્વરૂપ ખાંડના સિંહ, રાજા અને દેવતામાં પણ અસ્તિત્વ ધરાવે છે, સુસ્વાદુ છે, શ્વેતવર્ણ છે,વગેરે સ્થિતિઓ અનુભવે છે; તેવીજ રીતે સર્વ સ્થિતિમાં એનો સંબંધ છે.

સ્પષ્ટીકરણ:-( ક ) મન, બુદ્ધિ, ચિત્ત,કે અહંકાર કોઇ પણ સૂક્ષ્મ વિષય ઉપર વિચાર કરતાં કરતાં જો એકાગ્રતાની એવી અવસ્થા સુધી પહોંચી જાય કે માત્ર એક ક્ષણવાર પણ એમાં નિરુદ્ધ થાય, તો વિદ્યા અને વૈભવનાં અનેક સ્વરૂપ તેને પરિણામે પ્રકટ થાય છે.

( ખ ) રણભૂમિમાં સર્વ પ્રકારના સંબંધોને તિલાંજલિ આપીને કોઈ પણ મનુષ્યનાં મન, બુદ્ધિ, વગેરે પોતાની પરિચ્છિન્નતાથી રહિત થઇ જાય તો પછી તેનામાંથી નિર્ભયતા, શૌર્ય અને શકિતની નદી વહેવા માંડે છે.

(ગ) અથવા તો મન, બુદ્ધિ, ચિત્ત, અહંકાર જયારે કોઇ પણ પ્રકારનું પ્રેમપાત્ર અથવા ઇષ્ટ (પદાર્થ) મેળવીને અપરિછિન્નતા, અભેદતા અર્થાત્ એક પ્રકારની એકતા પ્રાપ્ત કરે છે, ( જેવી રીતે પાણીની એક લહેર બીજી લહેર સાથે મળી જઇને પોતાનું અસ્તિત્વ ખોઈ નાખે છે તેમ) ત્યારે પણ આનંદ આનંદજ થઇ રહે છે.

એટલે કે મન, બુદ્ધિ, ચિત્ત, અહંકારનું આત્મામાં લીન થઈ જવું, એનો અર્થજ આન્તરિક ભંડારનાં બારણાં ઉઘડી જવાં; અને મનના આત્માકાર થવાથીજ શું વિદ્યા કે શું બળ, શું આનંદ કે શું બીજું કાંઇ એ બધાનો પુંજ પ્રકાશની પેઠે બહાર ફેલાઈ રહે છે.

જ્યાંસુધી મન, બુદ્ધિ વગેરે આત્માકાર નથી થતાં, એટલે કે પરિચ્છિન્નતા ( નામરૂપ ) ની સાથે સંયુક્ત છે, ત્યાંસુધી તરંગોની ઓઢણીએ જળના રૂપને ઢાંકી રાખ્યું છે, પરપોટાના પડદાવડે નદી ઢંકાઈ રહી છે, અંદર-

નું કબાટ બંધ છે અને મનુષ્ય અજ્ઞાનાંધકાર, ભય, દુર્બળતા, પાપ અને દુઃખમાં ફસેલો છે.

બાહ્યેન્દ્રિય તથા અન્તઃકરણમાં જે કાંઇ શક્તિ તથા બળ છે, એ બધું આત્માનું-જ છે. એનું આત્મામાં લય પામવું, એજ મનુષ્યનું અમર થવું છે; દષ્ટાંતરૂપે જળ-તરંગનું પાણીમાં મળી જવું, એટલે નદીરૂપજ થવું છે. આત્માથી જૂદા રહીને અમર થવાની ઇચ્છા કરવી, એજ એનું મરી જવું ( વિનાશ પામવો ) છે. પરપોટાને પાણીથી જૂદો કરીએ એટલે ફૂટી જાય છે—એનો નાશ થઈ જાય છે. પ્રત્યેક વ્યક્તિને માટે નિદ્રા એટલા માટેજ જીવનનો એક ઉદ્દેશ છે કે ગાઢ નિદ્રામાં બાહ્યેન્દ્રિય અને અંતઃકરણ એક પ્રકારે પોતાના વાસ્તવિક સ્વરૂપ ( આત્મા માં લીન અને નિમગ્ન થઇ જાય છે.

(૪) સાધન અને સહાયતા

( ક ) માત્ર એટલો અને એવો આહારજ ખાવો કે જે જલદી અને સહેજમાં પચી જાય.

( ખ ) પૂરેપૂરી ઉંઘ લેવી.

( ગ ) સવારસાંજ નિયમપૂર્વક કસરત કરવી.

( ઘ ) હૃદયમાં રાગદ્વેષ ઉત્પન્ન કરે એવી સંગતથી બચાય તેટલા બચવું. જ્ઞાનીઓનો સત્સંગ મળી શકે તો ઠીક, નહિ તો એકાન્તસેવન શ્રેષ્ઠ છે.

( ઙ ) સદાચાર, સદ્‌વચન, સત્કર્મ, ઉદારતા, ક્ષમા, તથા લોકહિતનું કાંઇ પણ કાર્ય અવશ્ય કર્યા કરવું, એ મહાન સહાયક છે.

( ૫ ) ( ક ) જાતિ, સમય, સ્થાન, આહાર અને સંગતનો પ્રભાવ અવશ્ય પડે છે. એ બધાંવડેજ મનુષ્યના ચિત્તની અવસ્થા બંધાય છે અને એટલા માટે સમય, સ્થાન, આહાર અને સંગત બદલવાથી ચિત્તની અવસ્થા પણ બદલાઈ જાય છે. શિક્ષણનો પ્રભાવ પડે છે, એ વાત એટલા માટેજ સંભવિત માની શકાય છે અને એથીજ ધર્માચરણમાં પૂર્ણ સફળતા પ્રાપ્ત થવાનો સંભવ રહે છે.

જાતિ તો દરેકની આત્મા ( ઇશ્વર ) છે. હા, જાતિ ( કુલ, વંશ ) ભિન્ન ભિન્ન હોય છે અને જાતિ ( કુલ, વંશ ) નો પ્રભાવ વૃક્ષો અને સામાન્ય પશુઓમાં પણ સ્થાન, સમય, આહાર અને સંગતના પ્રમાણમાં પડે છે. મનુષ્યોના વિષયમાં તો સંગત, શિક્ષણ, અને આહારનો પ્રભાવ પ્રત્યેક અવસ્થામાં હોઈ શકે છે.

( ખ ) એવો સંતોષપ્રદ અભ્યાસ પણ છે કે જીવતાં છતાં પણ મુક્તિ ( જીવન્મુક્તિ ) આપી શકે; એટલે કે શોક, મોહ, ક્રોધ અને પાપથી પૂરો છુટકારો કરાવી શકે. એ અભ્યાસ એવો છે કે મન, વચન, કર્મવડે દેહ તથા દેહદષ્ટિને ભૂલી જઈને બધાના આત્મારૂપ બની આત્મામાં રહેવાનું છે. સંતોષપ્રદ લક્ષણોના વિષયમાં પૂછતા હો તો એ તો પોતે—

"દૌલત ગુલામે મન શુદો ઇકબાલ ચાકરમ્"

ભાવાર્થ:—લક્ષ્મી મારી દાસી છે અને ઐશ્વર્ય મારો દાસ, એવું બની જાય છે અને પાપ અને સંતાપનો ઉચ્છેદ થઈ જાય છે.

( ગ ) સામાન્ય મનુષ્યનો અર્થ એવી કોઈ વ્યક્તિ કે જેની આત્મ-જિજ્ઞાસા પ્રેમની અવસ્થા સુધી નથી પહોંચી, તો તેને ગમે તેટલો પૂર્ણ અનુભવી આત્મનિષ્ઠ પુરુષ મળે તોપણ ઉદ્દેશ પૂર્ણરૂપે સિદ્ધ થતો નથી. હજારો રાજામહારાજા શ્રીકૃષ્ણ ભગવાનના સહવાસમાં આવ્યા પણ ગીતા તો કોઈએ ન સાંભળી. અર્જુને સાંભળી; પરન્તુ તે પણ જ્યારે તેણે રાજ્ય, પ્રતિષ્ઠા, પ્રાણ, શિર, સંબંધી, ધર્મ અને લોકપરલોકને શ્રીકૃષ્ણને ચરણે સમર્પણ કરી તદ્દન હારી જઇને વૈરાગ્યસ્વરૂપ બની ગયો ત્યારેજ.

જો જિજ્ઞાસા તીવ્ર હોય તો અનુભવી આત્મનિષ્ઠ અથવા કોઈ અન્ય આવશ્યક સહાયતા પોતાની મેળે પણ ખેંચાઈ આવે છે. કોયલામાં આગ લાગે એટલે પ્રાણવાયુને તે પોતાના ભણી ખેંચી લે છે; તો પછી મનુષ્યનો હૃદયાગ્નિ એટલો નબળો નથી કે તેને પરમ ગુરુથી વંચિત રાખે. સાચો જિજ્ઞાસુ આવશ્યકતાથી વંચિત રહે, એ વાતજ અસંભવિત છે.

( ઘ ) માનુષી જીવનમાં ( અસ્તિત્વમાં ) જેટલી ઠોકર વાગે છે અને કષ્ટ આવી પડે છે, તેનું કારણ બાહ્યદષ્ટિથી ગમે તે જણાતું હોય; પરન્તુ જો વિચારપૂર્વક જોઇએ અને એ વિપત્તિઓની સામે થવાની પહેલાંની આપણી આન્તરિક સ્થિતિનો પક્ષપાત અને ભ્રમનો ત્યાગ કરીને જોઇએ તો અન્વયવ્યતિરેક ( પારસ્પરિક સંબંધ )ના નિયમાનુસાર જણાઇ આવશે કે, બાહ્યવિપત્તિ તો પછીજ આવી છે અને આન્તરિક અધઃપતન તો પહેલેથીજ થઈ ચૂક્યું હતું; અર્થાત્ સર્વભૂતાત્મક દષ્ટિનો ત્યાગ કરીને દેહાત્મદષ્ટિથી હૃદય રાગદ્વેષમાં કોઇ ઠેકાણે ફસી પડયું હતું. અન્ય દષ્ટિથી જોઈએ તો હૃદય સાંસારિક પદાર્થોના મૂળસ્વરૂપ ( આત્મા, બ્રહ્મ ) ભણી ધ્યાન ન રાખતાં એના બાહ્ય નામરૂપમાં અત્યન્ત લિપ્ત થઈ ગયું હતું. દષ્ટાંત

રૂપે કોઇ એક સ્ત્રીના મિથ્યા રૂપસૌન્દર્યની લાલસામાં ફસાઇ ગયું હતું, અથવા તો કોઇને શત્રુ માનીને, તે ( નામરૂપાત્મક ) કાલ્પનિક છાયાને સત્ય માનીને, તેણે એવું ઝેર ઉપજાવી કહાડયું હતું કે જે ઝેર પાછળથી તેને પોતાનેજ ચડયું.

બન્ધુ ! પ્રિયતમનો પત્ર આવ્યો, તો એ પત્ર પણ વહાલો લાગવા માંડયો; પરન્તુ એમાં પ્રીતિ વસ્તુતઃ એ કાગળના કકડા સાથે નહોતી, વહાલાની સાથે હતી. તેવીજ રીતે સ્ત્રી, પુત્ર, ઘરબાર, વિદ્યા, ધન વગેરેને સાચા પ્રિયતમ ( આત્મા-બ્રહ્મ ) ના પત્રતરીકે સમજીને એ અવિનાશી પ્રિયતમને માટેજ જો આપણી પ્રીતિ એ બધી વસ્તુઓ સાથે રાખી હોય તોજ તે ટકી શકે છે; નહિ તો એ પત્રો વહાલા લાગવા માંડયા અને પત્રના લખનારને ભૂલી ગયા ( એટલે કે ધર્મના નિયમનો ભંગ કર્યો ) એટલે વિપત્તિ આવીજ સમજવી.

એટલા માટે વેદની આજ્ઞા છે કેઃ-"જે કોઈ બ્રાહ્મણને બ્રાહ્મણની દૃષ્ટિથી જોશે અને આત્માની દૃષ્ટિથી નહિ જુએ ( અર્થાત્ બ્રાહ્મણશરીરની નામરૂપ સંજ્ઞાને તદ્દન ટેલીફોન નહિ માની લે, કે જેનીદ્વારા આત્મા અર્થાત્ ઇશ્વર પોતેજ વાતચીત કરી રહ્યો છે ) તો તે મનુષ્ય બ્રાહ્મણથી ઠગાશે. જે કોઈ રાજાને રાજા ( નામરૂપ )ની દૃષ્ટિથી જોશે અને આત્માની દૃષ્ટિથી નહિ જુએ તો તે રાજાથી ઠગાશે. જે કોઇ ધનાઢયને ધનાઢયની દૃષ્ટિથી જોશે અને આત્માની દૃષ્ટિથી નહિ જુએ તો તે ધનાઢયથી ઠગાશે. જે કોઈ દેવતાને દેવતાની દૃષ્ટિથી જોશે અને આત્માની દૃષ્ટિથી નહિ જુએ તો દેવતાથી ઠગાશે. જે કોઇ પંચ ભૂતોને ભૌતિક દૃષ્ટિથી જોશે અને આત્માની દૃષ્ટિથી નહિ જુએ તો તે પંચભૂતોથી ઠગાશે. કોઇ પણ મનુષ્ય કોઇ પણ વસ્તુને એના નામરૂપની દૃષ્ટિથી જોશે અને આત્માની દૃષ્ટિથી નહિ જુએ તો તે એ વસ્તુથી ઠગાશે."

એ આત્માજ અનંત જીવનોનું જીવન છે. એ પ્રત્યક્ષ પ્રમાણનો વિષય નહિ હોવા છતાં પણ હઝરત મહમદ વગેરેને આવશ્યકતા લાગવાથી તેઓએ ઉંચા મિનારાની ઉપર ચડી ચડીને પોકારી પોકારીને દુનિયાને બાંગ સંભળાવી કેઃ-" લા ઈલાહા-ઇલ-અલ્લાહ." ખ્રિસ્તી સંપ્રદાયમાં શુળી ઉપર ચડી ચુકયા પછી ફરી સજીવન થઈને ઉભા થવાનો પણ એવોજ-સત્યમાં પુનર્જીવન પ્રાપ્ત કરવાનોજ-અર્થ રહેલો છે. જીવનના કડવા અનુભવોના માયા-

પર બુદ્ધ ભગવાન પણ મનસાવાચાકર્મણા આ નિયમજ બધાને સંભળાવતા ફરતા હતા કેઃ-"જે કોઇ સાંસારિક વસ્તુઓને સત્ય માનીને તેનાપર ભરોંસો રાખશે, તે અવશ્ય ઠગાશે-દુઃખ પામશે."

એટલા માટે આ આધ્યાત્મિક નિયમ તો એવો પ્રાકૃતિક નિયમ છે કે જે ધાર્મિક આચરણની ઉન્નતિપર આશ્ચર્યકારક પ્રભાવ ધરાવે છે. જે કોઈ વ્યકિત આ આત્માની સાથે એકપ્રાણ થશે, તેની સાથે સમસ્ત સંસાર એક-પ્રાણ સમજી લેવો. કોઇપણ જાતિ બીજી જાતિઓ કરતાં આ સત્ય તત્ત્વને અને આન્તરિક એકતાને વ્યવહારમાં વિશેષ મૂકશે તે જાતિ ઉત્કર્ષ વિશેષ અને સત્વર પ્રાપ્ત કરશે. એનાથી ઉલટું કોઇ પણ વ્યકિત આ મુખ્ય તત્ત્વને વ્યવ-હારમાંથી ભૂલી જશે તો તે વ્યકિત નાશ પામશે. તેવીજ રીતે જે પણ જાતિ આ મુખ્ય તત્ત્વને તુચ્છ માનશે, તે જાતિ તુચ્છ થઇ જશે. જે લોક આ ધાર્મિક નિયમને જાણતા નથી, અથવા તો આચરણમાં લાવતા નથી, તેઓ ખોટા અક્ષરની પેઠે જીંદગીની પાટીપરથી ભૂંસાઇ જશે અથવા વિનાશ-ની રેખાની નીચે આવી પડશે.

(૬) ધર્મના આત્માનું (એટલે કે આન્તરિક રૂપનું) તો ઉપર વર્ણન થઈ ગયું, એ તો હૃદયનું ગળવું (કોમળ થવું) અને ધોળાવું છે. એ તો ખુદીની (દેહાત્મભાવ-અહંકારની)જગ્યાએ ખુદાઈ (બ્રહ્મભાવ) નું આવવું છે, કે જે એકજ છે અને અવિકારી છે. હવે રહ્યાં ધર્મનાં શરીર (બાહ્યરૂપ); એ તો અનેક અને દેશકાળ તથા આવશ્યકતાના પ્રમાણમાં ભિન્ન ભિન્ન છે. સાધારણ જનસમાજને માટે તો ધર્મ એટલે ધર્મનાં (બાહ્ય) સ્વરૂપજ માની લેવાનાં હોય છે અને એમાં હૃદયના કોમળ થવાની અપેક્ષાએ, સમાજ, રીતરિવાજ, ખાવુંપીવું, ધર્મનિષ્ઠ આચાર્ય, ધાર્મિક ગ્રંથ, એકાગ્રતાનાં સાધન, પરલોકસબંધી વિચાર, મુકિતના માર્ગ, વાદવિવાદ અને તર્કવિતર્ક વગેરે અનેક બાબતોનો સમાવેશ થઈ જાય છે.

(૭) **રચના** (સૃષ્ટિ) નું મૂળ કારણ અને ઉદ્દેશ; આ પ્રશ્ન બીજા શબ્દોમાં આમ ગોઠવી શકાય છે. જગત્ શામાટે થયું? જગત્ ક્યારે થયું? જગત્ ક્યાં થયું? જગત્ કેવી રીતે બન્યું? વગેરે અથવા તો એને વિશેષ સ્પષ્ટ કરીએ તો પ્રશ્નનું રૂપ આવી રીતે બનશે. જગત શામાટે થયું? કયે સમયે થયું? કયી જગ્યાએ થયું? કોની મારફત થયું? વગેરે

ઉત્તરઃ-થોડો વિચાર કરીએ તો જગતના મહાન પાયારૂપે કાર્યકારણની

પરંપરા, કાળ, દેશ અને સંબંધજ સિદ્ધ થશે. એટલા માટે "જગત શા-માટે બન્યું ?" એ પ્રશ્નમાં "કાર્યકારણની પરંપરાનો કેવી રીતે આરંભ થયો ?" એ પ્રશ્નનો પણ સમાવેશ થઇ જાય છે; અને આ પ્રશ્નજ અયોગ્ય અને વ્યર્થ છે; કારણ એમાં અનવસ્થાદોષ આવે છે.

અને "જગત ક્યારે બન્યું?" એ પ્રશ્નમાં "સમય ક્યારે ઉત્પન્ન થયો?" એ પ્રશ્ન પણ સમાઈ જાય છે; એટલે એ પણ અનુચિત છે. તેમજ "જગત ક્યાં બન્યું ?" એ પ્રશ્નમાં "દેશ કયા દેશમાં પ્રકટ થયો ?" એ પ્રશ્ન પણ આવી જાય છે; માટે એ પ્રશ્ન પણ નિરર્થક છે. તેવીજ રીતે "કોની મારફત બન્યું ?"એ પણ નિરર્થક છે. મનુષ્ય પોતાની માનુષી દૃષ્ટિવડે એ પ્રશ્નપર નકામી માથાફોડ કરીને પોતાનો સમય ગુમાવે છે.

કિ કસ નકશુદ નકશાયદ બ હિકમત ઇં મુઈમ્માં.

ભાવાર્થ:—કોઇએ પણ એ કોયડો ઉકેલ્યો નથી ને બુદ્ધિવડે એ કોઇ ઉકેલી શકે તેમ પણ નથી; એજ માયા છે.

(૮) ધર્મ અને વિજ્ઞાન.

સાધન:-વિજ્ઞાનશાસ્ત્ર પરીક્ષા, ( પ્રયોગ ), નિરીક્ષણ ( પ્રત્યક્ષીકરણ ), અનુમાન અને ઉપમાન ઉપર આધાર રાખે છે અને આમાં અન્વયવ્યતિ-રેકવડે કારણકાર્યનો સંબંધ સ્થાપિત કરવામાં આવે છે. ધર્મનો તાત્ત્વિક નિયમ કે જે પ્રશ્ન સંખ્યા ૫-૬ ના ઉત્તરમાં પહેલાં લખાઈ ચુકયો છે, તે પરીક્ષા, નિરીક્ષણ, અનુમાન અને ઉપમાનવડે સિદ્ધ થઇ શકે છે અને એ અન્વયવ્યતિરેકના ન્યાય ઉપર આધાર રાખે છે. કોઇ પણ વ્યકિત જો પો-તાના ચિત્તની અવસ્થાનું વર્ણન વધાર્યા ઘટાડ્યા સિવાય લખ્યા કરે અને જે જે પ્રસંગો તથા દુઃખ તેની સામે આવતાં જાય, તેનું પણ વર્ણન લખી લીધા કરે, તેમજ રસાયનશાસ્ત્ર અને શારીરશાસ્ત્રનાં સાધનને વર્તનમાં મૂકે તો ધર્મના તાત્ત્વિક નિયમની સત્યતાના તેને પોતાની મેળેજ ઉપાસક થઇ જવું પડશે.

ઉદ્દેશ-વિજ્ઞાનશાસ્ત્રી અને ધર્મના વર્તનમાં એટલો તફાવત છે કે વિજ્ઞાન-શાસ્ત્ર તો બાહ્ય પદાર્થોની ઉપર પરીક્ષા અને નિરીક્ષણ કરે છે કે જે સાધા-રણરીતે સહેલું છે; ત્યારે ધર્મ આધ્યાત્મિક તથા આભ્યન્તર અવસ્થાઓની ઉપર પરીક્ષા અને નિરીક્ષણ કરે છે કે જે બહુધા અત્યંત કઠિન છે.

વિજ્ઞાનશાસ્ત્રીનો ઉદ્દેશ એ છે, કે અનેકતામાં એકતાની શોધ કરવી અને

સંસારમાં એકતા પ્રસિદ્ધ કરવી. દાખલાતરીકે વૃક્ષપરથી નીચે પડતા ફળ અને પૃથ્વીની ચોમેર ઘૂમતા ચંદ્રમામાં એકજ નિયમ (ગુરુત્વાકર્ષણ) ની શોધ કરવી અને વિકાસવાદદ્વારા તદ્દન નાનામાં નાના વનસ્પતિના બીજથી લઇને મનુષ્યસુધીની એકતાનો સંબંધ સમજાવવો. ધર્મનો ઉદ્દેશ(ધર્મ પોતે) પણ.એજ છે કે બાહ્ય ભેદવિરોધમાં એટલે કે સમસ્ત સંસારમાં એકતા અને અભેદનું દર્શન પામવું અને વર્તનમાં લાવવું.

બન્નેમાં તફાવત એટલો છે કે વિજ્ઞાનશાસ્ત્ર બુદ્ધિ અને વિદ્યાદ્વારા એકતાનો રંગ દેખાડે છે અને ધર્મ આચરણ (વ્યવહાર) તથા અનુભવદ્વારા અભેદમાં ડૂબકી દેવરાવે છે. પેલી બાજુ અર્નેસ્ટ, હેકેલ, પૉલ, કેરસ, રૂમેનેગ આદિ આધુનિક પાશ્ચાત્ય વિજ્ઞાનશાસ્ત્રીઓ બાહ્ય જગતમાં એકતાના ધ્વનિની ગર્જના કર્યા કરે છે; તો આ બાજુ ઉપનિષદ્, તાઉઝિમ અને તસબફ (સુફીઝમ) વગેરે પ્રાચીન ધર્મો આપણા રોમરોમમાં એકતા રેડે છે.

વિજ્ઞાનશાસ્ત્ર ઘણું ખરૂં પ્રત્યક્ષ પ્રમાણુપર આધાર રાખે છે. ધર્મ પણ જો સાક્ષાત્કારની ઉપર આધાર ન રાખતો હોય તો તે ધર્મ નહિ, પરન્તુ સાંભળેલી કહાણી છે; અથવા પક્ષપાતજ છે; પરન્તુ તેની સાથે એટલો તફાવત જરૂર છે કે વિજ્ઞાનશાસ્ત્ર નામરૂપની સાથે વિશેષ સંબંધ ધરાવે છે, એટલા માટે બાહ્યેન્દ્રિયોની સહાયતાની તેને આવશ્યકતા પડે છે અને ધર્મ આત્મસત્તા (મૂલવસ્તુ) ને સીધી રીતે અનુભવમાં લાવે છે; એટલા માટે અન્તર્દષ્ટિને વર્તનમાં લાવે છે કે જે બાહ્યનેત્રોના નેત્રરૂપ છે. આધુનિક મનોવિજ્ઞાનશાસ્ત્રના શબ્દોમાં કહીએ તો ધર્મજ હૃદય અને અંતઃકરણને પ્રકાશિત કરે છે.

ૐ ! ૐ ! ! ૐ ! ! !





# अकबर--दिली*

મસ્ત ફારસી કવિ હાફેઝ કહે છે કે:—

" કુલાહે–તાજે–સુલતાની, કિ બીમે–જાં દરો દર્જસ્ત;
કુલાહે–દિલ કશસ્ત અમ્મા, બદર્દે–સર નમેં અર્જદ. "

ભાવાર્થ:-જેમાં હમેશાં પ્રાણનો ભય ભરેલો હોય છે, એવું બાદશાહનું તાજ ચિત્તાકર્ષક હોય છે; પરંતુ એની કિંમત તો માથાના દર્દ જેટલી પણ થઇ શકતી નથી.

ખ્વાજા હાફેઝે આપણા અકબર બાદશાહને નહોતો જોયો; નહિ તો અંગ્રેજ કવિ શેકસપિયરે જેવો ઇસારો કર્યો છે તેવો એ કદિ ન કરત.

" જેણે ધર્યો માથે મુકુટ તે શિર સદા અસ્વસ્થ છે. "

શું દોસ્ત કે શું દુશ્મન, આઇને અકબરીના શેખ સાહેબ ( અબુલફઝલ ) કે ખુફિયા નવીસ હઝરત મુલ્લાં (બાદાઉની), પોર્ટુગાલના પાદરી કે સિંધ-ગુજરાતના જૈની, અમીર કે ગરીબ, વિદ્વાન કે મૂર્ખ, દુરાચારી કે જિતેંદ્રિય એ સર્વનાં અંતઃકરણ જેણે જીતેલાં હતાં અને જે જ્યાં પણ ઇચ્છામાં આવે ત્યાં તેના ખોળાનું ઓશીકું કરીને જરા પણ ચિંતાવિના પગ લાંબા કરીને ઉંઘી શકે એવો હતો તે કોણ ? હિંદુસ્તાનનો શાહેનશાહ અકબર.

ફ્રાન્સના રાજ્યક્રાન્તિના સમયના રાજાના સંબંધમાં ટૉમસ પેન નામના ઇતિહાસકારે કરુણ વચનો લખ્યાં છે કે:-" હાય ! એનું દુર્ભાગ્ય હતું કે એ બાદશાહ જન્મ્યો. " અલબત્ત જે રાજાનું રાજ્ય પ્રજાની ભૂમિ અને શરીરો સુધીજ પહોંચી શકેલું હોય છે, તેનાથી બીજો કોણ વધારે ગરીબ, દયાપાત્ર,

---

* આ શબ્દનો ખાસ અર્થ આગળ ચાલતાં સ્વામીજીએ પોતેજ સમજાવ્યો છે. અકબરનો અર્થ મહાન્ થાય છે અને દિલી એ શબ્દ દિલ એટલે હૃદય અર્થાત્ અંતઃકરણ ઉપરથી બનેલો છે. હૃદયની મહત્તા–મહાન્ હૃદયપણું એવો એનો શબ્દાર્થ થાય છે. **वसुधैव कुटुंबकम्**–જેવી ચિત્તની ઉદારતા એ એનો સામાન્ય ભાવાર્થ છે.

દીવાળીઓ હોઇ શકે ?

શું અકબરને દુશ્મન નહોતા ? હતા; પરન્તુ મહારાણા પ્રતાપ જેવા મહા સાહસી, વીર, સાચા ધર્માત્મા ક્ષાત્રયનું દુશ્મન હોવું એ તોઅકબરના ગૌરવને બમણું કરે છે.

પણ આપણે તો અત્યારે અકબરના રાજ્યની એક બીજીજ બાજુનો વિચાર કરવાનો છે.

## ઇશ્વરસ્મરણ

ક્રૉમવેલ, બાબર, મહંમદ, રણજીતસિંહ અને એવાજ અન્ય રાજામહારાજાઓ તથા વીર પુરુષોનો એવો નિયમ હતો કે જો તેઓ યુદ્ધ કરતા, તો ખરા અંતઃકરણથી ઇશ્વરના રાજ્યમાં પોતાનું સર્વસ્વ અર્પણ કરીને, ઇશ્વરના નામથીજ શરૂ કરતા અને તેમનો વિજય પણ તેઓના સત્ય અને ઇશ્વરસ્મરણને અનુસરીને થતો હતો.

એ તો ઠીક, પણ કાર્યના આરંભમાં પ્રાર્થના કરવી અને સહાયતા માગવી એમાં તે શી મોટી વાત છે ? અમે તો ખરો વીરનર એનેજ માનીએ કે જેનાં હાર્દિકનિષ્ઠા અને ત્યાગ વિજય પછી પણ દીપી નીકળે.

"જિસે એશમેં યાદે-ખુદા હી રહી, જિસે તૈશમેં ખૌફે-ખુદા ન ગયા."

ભાવાર્થઃ-જેને સુખમાં પણ ઇશ્વરનું સ્મરણ રહ્યા કર્યું અને ક્રોધ વખતે પણ ઇશ્વરનો ડર ન ગયો.

સામવેદના કેનોપનિષદ્માં એક કથા છે, કે ઇન્દ્રિયોના દેવતાઓ એકવાર અતિમહત્ત્વની લડાઇ જીત્યા અને પછી ભોગવિલાસ તથા આમોદપ્રમોદથી વિજયનો ઉત્સવ ઉજવવા લાગ્યા. એ પછી એ દેવતાઓને કેવી રીતે શિક્ષણ મળ્યું, (કેવી રીતે તેમનો વિજય-મદ ઉતારવામાં આવ્યો) તેનું તે ઉપનિષદ્માં બહુ ઉત્તમ વર્ણન કરેલું છે.એવા ધર્મશિક્ષણને નિરંતર સ્મરણમાં રાખે (અર્થાત્ વિજયથી છકી ન જાય) એવો તો ભારતવર્ષના બાદશાહોમાં એક માત્ર અકબર થઇ ગયો છે. વિજય ઉપર વિજય મેળવતો ગયો અને તે પણ એટલે સુધી કે સંપૂર્ણ ભારતીય સામ્રાજ્ય એને આધીન થઇ ગયું. એના રાજ્યની સીમા અને વસ્તી તરફ જોતાં પૃથ્વીપર માત્ર ચીનના સમ્રાટ્ કરતાંજ એનું સમ્રાટપદ ઉતરે તેમ હતું. એના સૌભાગ્યનો સૂર્ય આટલો બધો ઉચ્ચતાના શિખરે પહોંચી ચૂક્યો કે નીચે ઉભેલા લોક આશ્ચર્યમુગ્ધ બનીને એમ કહેવા માંડયા કેઃ-" આમ ને આમ ચડતો ચડતો ક્યાંસુધી જશે ? "

બીજી બાજુ નેપોલિયન જેવો વીર શિખરેથી લપસતાંજ છેક અધોગતિના ખાડામાં જઈ પડયો. અને પડતાંજ ચૂરેચૂરા થઈ ગયા. એવી સ્થિતિમાં ભૂલ ખવરાવનારી પળોનો જરા વિચાર કરીએ.

" સબકો જબ ભૂલ ગયા, ઈનકો ખુદા યાદ આયા "

વિચાર આવવા માંડયા કે આ હાડચામડાંનું નાનું એવું શરીર, એમાં એટલી શકિત કયાંથી આવી ? કોના કૃપાપ્રસાદથી ?

" દોલત ગુલામે-મન શુદો-ઈકબાલ ચાકરમ્ "

ભાવાર્થ:-ધન મારો સેવક અને વૈભવ મારો અનુચર થતા જાય છે. આ બુદ્ધિ અને અંત:કરણમાં કયાંથી પ્રકાશ આવે છે ? આ મનને કોણ ચલાવે છે ? આ પ્રાણને કોણ હલાવે ચલાવે છે ?

" અહા ! કેવી અદ્‌ભુત ઘટના છે ! કેવું આશ્ચર્ય છે ! " પ્રતિદિન આવી વિચારપરંપરાવડે પ્રકાશસ્વરૂપ, ચિદાનંદઘન પરમાત્માના ગુણકીર્તનમાં બાદશાહની એવી સ્થિતિ થઈ ગઇ કે,

" દિલ તેરા, જાન તેરી, આશિકે-શૈદા તેરા. "

અર્થાત્ હૃદય તારૂં છે, પ્રાણ તારા છે, તારો આશક અને ઘાયલ છું, રાતદિનનું એજ કામકાજ થઈ ગયું કે,

" નમાજો-રોજાઓ-તસ્બી હો—તોબા—ઈસ્તગફાર."

અર્થાત્ નમાજ, રોજાં, તસબી (માલા), તોબા (પશ્ચાત્તાપ) અને ઇસ્તગફાર ( ક્ષમા પ્રાર્થના ).

## ધાર્મિક ચર્ચા

અકબરના સમકાલીનોમાં ઇંગ્લંડના રાજસિંહાસનઉપર મહારાણી ઈલિઝાબેથ વિરાજમાન હતી. જેવી રીતે હિંદુસ્તાનના અન્ય બાદશાહોમાં અકબર યશસ્વી છે, તેવીજ રીતે ઇંગ્લંડનાં રાજકર્તાઓમાં આ મહારાણી યશસ્વિની છે. ઇંગ્લંડમાં ઈલિઝાબેથનો શાસનકાળ અથવા પર્શિયા-જર્મનીમાં મહાન્ ફ્રેડરિકના રાજ્યસમયની વિદ્યાકળાની ઉન્નતિ તેમજ દેશપ્રબંધની ઉત્તમતાની સાથે તો હિંદુસ્તાનના ( સમગ્ર બાદશાહોમાં ) એક અકબરનાજ રાજ્યશાસનની તુલના કરી શકાય તેમ છે. એ બંને છત્રધારીઓ પણ પોતપોતાના દેશમાં સર્વપ્રિયતાની દૃષ્ટિએજ માત્ર અકબરની બરાબરી કરી શકે તેમ છે; બાકી ધાર્મિક પરિશોધ, ઇશ્વરોપાસના અને સમસ્ત સંપ્રદાયો

પ્રતિ પક્ષપાતરહિત વર્તનને માટે તો અકબરનીજ કીર્તિ સર્વોપરિ છે. * ×

મહારાજા વિક્રમ અને ભોજના સમયમાં પણ એવાજ પ્રકારનું સુખસૌભાગ્ય પ્રજા ભોગવતી હતી. મહારાજા અશોકના સમયમાં પ્રજાને બધી જાતનું સુખ હતું. વિચાર અને ધર્મની પૂરેપૂરી સ્વતંત્રતા હતી, ચીન વગેરે અન્ય દેશોના લોકો પણ એ સમયે હિંદુસ્તાનમાં આવતા હતા અને લાભ મેળવીને પાછા જતા હતા. ચિકાગો ( અમેરિકાનું શહેર ) ના ઇ૦ સ૦ ૧૮૯૩ ની પેઠે હિંદુસ્તાનમાં પણ સમસ્ત સંસારના ધર્મોનો ઉત્સવ એના સમયમાં બહુ ધામધૂમથી થયો હતો; પરંતુ અકબરનો તો માત્ર દરબારજ નહિ, કિન્તુ એનું હૃદય પણ નિરંતર સમસ્ત સંસારના ધર્મોનું ઉત્સવસ્થાન બની રહ્યું હતું. કોઇ પણ ધર્મ તથા સંપ્રદાય માટે દરવાજા બંધ નહોતા. વિદ્યા અને સત્યનો ગમે તે ઉપાસક કોઇ પણ ઠેકાણેથી આવે, એ બધાનો હમેશાં સત્કાર થતો હતો.આ વીરપુરુષનું હૃદય વિશ્વસંમિલનનું મંદિર હતું; અને કોઇ પણ ધર્મ અથવા સિદ્ધાંતને માટે તેણે પોતાના મગજપર તાળું નહોતું માર્યું. વિદ્વાન, મુલ્લાં, શેખ, કાજી, પંડિત, શાકત, વૈષ્ણવ, જૈની, ખ્રિસ્તી, પાદરી, તેમજ કાશ્મીર, દક્ષિણ, પૂર્વ, સિંધ, ગુજરાત, ઇરાન,અરબસ્તાન, પોર્ટુગાલ, તેમજ ફ્રાન્સ સુધીના લોકો પોતપોતાનો વિશ્વાસ અને

---

* નોટ:-હિંદુસ્તાનના કેટલાએક આધુનિક નવલકથાના લેખકોએ પોતાની નવલકથાઓને રસિક બનાવવાના ઉદ્દેશથી ભોગવિલાસ ( ઇન્દ્રિયસુખની લોલુપતા ) વગેરે અનેક કાળા રંગોથી રંગીને અકબરની મશ્કરી કરી છે; અને એવા અનેક ભોળા માણુસો હજુ પડયા છે કે જેઓ એ નવલકથાઓને ઇતિહાસની સાચી ઘટનાઓ માની લે છે, એ નવલકથાકારોને તો શું પણ સમસ્ત સંસારના લેખકોને રામ આહ્વાન આપીને પૂછે છે, કે ભલા ! ઇન્દ્રયવિલાસ અને અભ્યુદય-ઉન્નતિ એ બન્ને સાથે સાથે હોઇ શકે ખરાં ? વડવાગોળ તો કદાચિત્ બપોરે શિકાર કરવા બહાર નીકળી આવે; પરંતુ અંતઃકરણની મલિનતા સફળતાના પ્રકાશને કદિ સહન કરી શકેજ નહિ. વિશ્વાસઘાત અને પાપની સાથે સાથે પણ સુખસૌભાગ્યનો ઉદય થઇ શકે છે, એવો વિચાર જો અંતઃકરણમાં ભરી મૂકયો હોય તો એ નીચ વિચારને સત્વર કહાડી નાખો; ઉડાવી દો એ ખોટા ભ્રમને; પ્રકૃતિના આધ્યાત્મિક નિયમથી એ વિરુદ્ધ છે; તમારી ઉન્નતિમાં એ બાધક નિવડશે. " **સ્વામી રામતીર્થ** "

× સસ્તા સાહિત્ય તરફથી '**સમ્રાટ અકબર**' નામક પુસ્તકની બીજી આવૃત્તિ હમણાંજ નીકળી છે; તેમાં અકબરનો તેની યોગ્યતા મુજબનોજ ચિતાર અપાયલો જણાશે.

સંપાદક

વિચાર ખુલ્લે હૃદયે બાદશાહને કહી સંભળાવતા હતા; કારણ કે બાદશાહ સલામત અત્યંત ઉત્સાહથી સાંભળતા હતા અને તેની ખુબીઓની પ્રશંસા કરતા હતા. માત્ર દિવસેજ નહિ; પરંતુ રાતને માટે પણ રાજરાજેશ્વર અકબર " વિદ્યા પ્રાપ્ત કરવા માટે દીવાની પેઠે જાગતા રહેવું જોઇએ " એ સૂત્રના સજીવન ઉદાહરણરૂપ હતા.

અનેક વાચકોને તો એ હસવા જેવું લાગશે કે બાદશાહી મહેલની બારીએથી દોરડાં લટકાવ્યાં છે અને મહેલોની દિવાલોની સાથે એક પલંગ ખેંચાતો ખેંચાતો ઉપર ચડે છે. પલંગ ઠેઠ ઉપર સુધી પહોંચી ગયો. રાત્રિએ લટકતા પલંગની ઉપર વિરાજમાન પંડિતજી મહારાજ, અથવા હઝરતસૂફિયા કરામ અથવા અન્ય કોઈ મહાશય પોતાના વ્યાખ્યાનનો આરંભ કરે છે અને જાગ્રદાત્મા મહારાજાધિરાજ ધ્યાનપૂર્વક સાંભળતા અને પ્રશ્નો કરતા જાય છે. ઘણીએ વાર રાતની રાત તર્કવિતર્કમાંજ ચાલી જાય છે. વાહરે ! જ્ઞાનપ્રાપ્તિની તીવ્ર જિજ્ઞાસા !

બાદશાહની આજ્ઞાથી સમગ્ર ધર્મોનાં મુખ્ય મુખ્ય પુસ્તકોના ફારસી ભાષામાં અનુવાદ કરવાનું કામ શરૂ થઇ ગયું. ભાગવત, મહાભારત અને વિશેષત: ભગવદ્ગીતા, વિષ્ણુપુરાણ તથા ઉપનિષદોનો ફારસી ગદ્યપદ્યમાં અનુવાદ લખાવ્યા પછી એ અનુવાદોને સાંભળ્યા કરવા અને પોતાનાં આચરણ ( વ્યવહાર—વર્તન ) વડે બધાને સંભળાવ્યા કરવા, એજ અકબરનું સર્વથી મુખ્ય કામ હતું.

**વિષયાન્તર**:-સંસ્કૃતના આ પુસ્તકોના પાછળથી બીજી ભાષાઓમાં પણ અનુવાદ થયા; પરંતુ સાધારણરીતે તો એ અનુવાદો અકબરવાળા અનુવાદોજ હતા; જેને ફ્રાન્સના લોકો લેટિન ભાષામાં અનુવાદ કરીને ઇંગ્લંડમાં લઇ ગયા. લેટિન ભાષા એ સમયે સમસ્ત યૂરોપના વિદ્વાનવર્ગની ભાષા હતી. આવી રીતે એ પુસ્તકો પહેલાં ફ્રાન્સમાં અને ત્યાંથી જર્મનીમાં ગયાં. ત્યાં એ પુસ્તકોનો અત્યંત સત્કાર થયો. શ્લેગલ, વિક્ટર કઝન, શૉપનહોર વગેરે યૂરોપના તત્ત્વવિચારકોએ આદરપૂર્વક કરેલી હિંદુશાસ્ત્રની અત્યંત પ્રશંસાજ આ પુસ્તકોના સન્માનની સાક્ષીરૂપ છે. ત્યાર પછી હેન્રી થૉરોની મારફતે ફ્રાન્સમાંથી આ હિંદુ પુસ્તકોના લેટિન અનુવાદ અમેરિકામાં પહોંચ્યા અને થૉરોના મિત્ર એમર્સનના હાથમાં આવ્યા. એમર્સન અને થૉરોના લેખોપર વેદાન્તની અત્યંત ઉંડી અસર પડેલી છે. ખાસ કરીને એમર્સનના લેખોની અસરથી તો

અમેરિકામાં વેદાન્તપૂર્ણ એક નવો ધર્મ ચાલુ થયો છે કે જે ધર્મ જલ્દી વિશ્વ-વ્યાપી થવાની આશા રાખે છે. સંસારના લગભગ સૌથી મહાન્ વિદ્યાકેન્દ્ર હાર્વર્ડ યુનિવર્સિટિના તત્ત્વજ્ઞાનનો પ્રોફેસર જમેઝ લખે છે, કે સૂફીધર્મ મુસલમાન જનસમાજપરના વેદાન્તના પ્રભાવનું પરિણામ છે. લેખક આ મત સાથે એકમત થતો નથી. એમાં શંકાને સ્થાન છે કે સૂફીમતનો પ્રચાર થવામાં સાધારણ રીતે વેદાન્તની ઘણી સહાયતા મળી છે; તેમજ એમ માનવામાં પણ આપણને સંકોચ નથી કે સંસ્કૃત પુસ્તકોના અકબરી અનુવાદ હિંદુસ્તાન અને ઇરાન વગેરે પ્રાંતોમાં સૂફીમતની વૃદ્ધિ અને પ્રસાર થવામાં મુખ્ય કારણરૂપ થઇ પડયાં છે.

એ બાદશાહનું મુખમંડળ વસંતપુષ્પની પેઠે પ્રફુલ્લ રહેતું. સુશીલતા-દર્શક હાસ્ય તો જાણે એના હોઠમાં પરોવીજ રાખ્યું હતું. પ્રસન્નતા શામાટે ન હોય ? જ્યાં વિશ્વપ્રેમ અથવા ઇશ્વરભક્તિ છે ત્યાં શોક અને ક્રોધનો શું ભાર છે કે એની પાસે આવી શકે ?

" હરજાકિ સુલ્તાં ખેમાજદ ગોગા નમાનદ આમરા."

અર્થાત્ જે ઠેકાણે રાજાધિરાજનો તંબુ નખાય ત્યાં પછી સાધારણ લોકોનો શોરબકોર રહેજ નહિ.

" યાદે-અલ્તાફે-ખુદા દર દિલ નિદાં દારેમ-મા,
દર દિલે-દોઝખ બેહિશ્તે જાવિદાં દારેમ-મા. "

અર્થાત્ પરમાત્માની કૃપાનું અંતઃકરણમાં હમેશાં અમે સ્મરણ રાખીએ છીએ અને એવી રીતે નરકમાં પણ નિત્ય સ્વર્ગનો અનુભવ કરીએ છીએ.

જે લોકોનાં હૃદય આવાં ઉદાર ન હતાં અને જેનામાં પ્રીતિ એટલી વિશ્વ-વ્યાપિની નહોતી, તેવાઓમાંના એક મુલ્લાં સાહેબ બાદશાહને આડકતરી-રીતે આમ મેણું મારે છે:—

" ખંદા કર્દન રખના દર કસરે-હયાત અફ્ગંદન અસ્ત,
મેશવી અજ હર નસીમે હમચૂ ગુલ ખંદાં ચરા. "

અર્થાત્ પ્રાતઃકાલના વાયુના ઝપાટાથી ખીલેલા પુષ્પની જે સ્થિતિ થાય છે, તેવી રીતે હાસ્ય એ તો જીવનગૃહમાં છિદ્ર પાડવા બરાબર છે.

એવો ઉપદેશ કરનાર મહાશય ! આપ તો બાદશાહની સર્વપ્રિયતા અને પ્રસન્નમુખતાને મૃત્યુના પડદા પાછળ ઢાંકી દેવા માગો છો. મૃત્યુની નજીવી ધમકીઓ તો એવાઓને બતાવ્યા કરો કે જે વિશ્વપ્રેમથી તદ્દન શૂન્ય-

હૃદય હોય. અમારા બાદશાહની તો જીહ્વા એમ ગર્જના કરી રહી છે કે **પ્રસન્ન મુખવાળા રહીને મરવું સારૂં; પણ શોકસંતપ્ત રહીને જીવવું ખરાબ."**

મરના ભલા હૈ ઉસકા જો અપને લિયે જિયે,
જીતા હૈ વહ જો મર ચુકા ઈન્સાન કે લિયે.

અર્થાત્ જે પોતાને માટેજ જીવે છે, તેને માટે તો મરવુંજ ઉત્તમ છે. જેણે જનસમાજને માટે પ્રાણ આપ્યા છે, તેજ વાસ્તવિક જીવે છે.

તંગદિલી * એટલે કે હૃદયની સંકુચિત અવસ્થાનો ઉપદેશ એના દરબારમાં મિથ્યાપ્રલાપ જેવોજ છે.

રૂએ કે જૂદે નકુશાયદ ન દીદ નીસ્ત,
હરફે કિ નેસ્ત મગજ દરો ના શુનીદ નીસ્ત.
ખંદારૂ બૂદન બેહમજ ગંજે-ગુહર બખશીદન અસ્ત,
તા વાની બર્ક બુદન અબ્રે નેસાની મબાશ.

ભાવાર્થ:-જે મુખ જલદી પ્રસન્ન ન થાય તે જોવાયોગ્ય નથી. જે અક્ષરમાં કોઈ પણ જાતનો અર્થ ન હોય તે સાંભળવાયોગ્ય નથી. પ્રસન્નમુખ રહેવું એ મોતીઓના ખજાનાથી પણ ઉત્તમ છે. જ્યાંસુધી વિજળી બની શકાય ત્યાંસુધી વરસાદ ન થઇશ.

ભિન્ન ધર્માવલંબીઓની સાથે સદ્વ્યવહાર કરો. વિરોધીઓની સાથે પણ પ્રીતિ કરો,વ્યકિતગત શત્રુતાને જડમૂળથી ઉખેડી નાખો,બધાની સાથે પ્રીતિ રાખો એમ કહેવું સહેલું છે, પણ કરવું અત્યંત કઠિન છે; પરંતુ સબુર! કઠિન હો કે કઠિનતર, સાધારણરીતે હમેશાં અને ખાસકરીને આજકાલ હિન્દુસ્તાનમાં નિયમને આચરણમાં લાવ્યા વગર-વ્યવહારમાં મૂકયા વગર જાતીય એકતા અને પરસ્પર મિત્રતા કદાપિ પેદા નહિ થઈ શકે. અમારો કહેવાનો એ ઉદ્દેશ નથી કે જે ધર્મમાં જન્મ્યા છો તેને છોડી દો. શિથિલવિશ્વાસી ( ઘડી ઘડીમાં મત બદલનાર)અથવા તો સૌની સાથે ખાતાપીતા થઈ જાઓ; તથાપિ એટલું તો અમે જરૂર કહીશું કે, જે ધર્મની ચાર ભીંતોમાં તમે ઉત્પન્ન થયા હો,એ ચાર ભીંતોની બહાર પગ મૂકવામાં પાપ સમજવું,એ તો આત્મહત્યા સમાન છે. જે ઠેકાણે જાઓ ત્યાં દઢ રહો અને એક ડગલું આગળ વધતા

---

* અકબરદિલીથી વિરુદ્ધ અર્થનો આ શબ્દ છે. તંગનો અર્થ કૃપણ, સંકુચિત, અનુદાર, કંજુસ થાય છે હૃદયની કૃપણુતા.

જાઓ. કોઇ પણ ધર્મની ચાર ભીંતોની અંદર જન્મ લઇને પાલનપોષણ પામવું એ તો આવશ્યક છે; પરંતુ માત્ર અંધશ્રદ્ધાથી એમાંજ ગોંધાઈ રહીને મરી જવું એ પાપ છે, કૂવાનો દેડકો બની રહેવું એ પાતક છે. ગમે તેમ કોઇ બોલ્યા કરે પણ બીજાના ધાર્મિક સિદ્ધાન્તોનું પણ એટલુંજ સન્માન અને મૂલ્ય કરવું જોઇએ કે જેટલું અપણા ધર્મનું આપણે કરીએ છીએ. લોકોના નાશવાન સાંસારિક ધનનો ખજાનો તો લૂંટી લઇને પ્રાપ્ત કરવાનું સૌ કબૂલ કરે છે; પરન્તુ આશ્ચર્ય તો એ છે કે બીજા લોકો જ્યારે પોતાના આધ્યાત્મિક ભંડાર ( ધાર્મિક સિદ્ધાન્તો ) ને વિનયપૂર્વક તમારી આગળ ધરે, તોપણ ઘૃણાજ રહ્યા કરે છે. આવી ઘૃણાનું મૂળ કારણ શું છે ? અપૂર્ણતા અર્થાત્ જે ધર્મમાં ઉત્પન્ન થયા છીએ એ ધર્મમાં હજુ પૂર્ણ પ્રવેશ અને અનુભવ નથી થયો.

" આ જાદી-એ-મા-દર ગિરૌ-રા-પુખ્તગી માસ્ત,
આ વેખ્તા અસ્ત અજ રગે-રવામી સમરે મા."

ભાવાર્થ:-આપણી સ્વતંત્રતા આપણી પરિપકવતા (પૂર્ણતા)પર આધાર રાખે છે; કારણ કે આપણું ફળ કાચી શાખ ઉપર લટકી રહ્યું છે.

વહાલા વાચકો ! જે ધર્મમાં તમે ઉછરેલા હો, તે ધર્મના વિરોધીઓનાં વ્યાખ્યાન-વકતૃતા સાંભળવામાં ચિત્તને કેટલું બધું સાહસ અને ધૈર્ય દાખવવું પડે છે ? પરન્તુ વાહરે વીર અકબર ! તારૂંજ એક એવું ચિત્ત છે કે જે બધાનું ચિત્ત બની રહ્યું છે.તેં તો જાણે પ્રજાનાં બધાં ઘરોમાં જન્મ લીધો હતો, તું બધા ધર્મોના ખોળામાં રમ્યો હતો અને બધા સંપ્રદાયોમાં ઉછર્યો હતો ! માત્ર મુસલમાનધર્મજ નહિ પરન્તુ હિંદુધર્મ, જૈનમત, ખ્રિસ્તીધર્મ પણ એટલાજ મહાન પ્રભાવથી તારા જન્મજાત ધર્મ જેવા બની રહ્યા હતા. હિંદુસ્તાન " ઇંતિખાબે જહાં-અર્થાત્ જગત્‌ની સર્વોત્કૃષ્ટ ભૂમિ "ના નામથી ઓળખાય છે અને તું"ઇન્તિખાબે હિન્દુસ્તાન-અર્થાત્ ભારતશ્રેષ્ઠ" બની રહ્યો છે. મનુષ્યને "આલમે સગીર-લઘુ જગત્" આપણે કહીએછીએ;પરન્તુ તું "આલમે અકબર-મહાન્ જગત્"બની રહ્યો છે. પ્રીતિનું પરિણામ શું આવે છે ? ચિત્તની એકાગ્રતા એટલે મિત્રનું મન આપણું મન થઇ જાય અને એ એકાગ્રતાનું અંતિમ ફળ હોય છે. સમભાવિકતા અથવા સમવિશ્વાસની પ્રાપ્તિ એટલે કે મિત્રનો વિશ્વાસ અને એનો ઇશ્વર અમારો વિશ્વાસ અને ઇશ્વર બની જાય છે.જ્યારે આ સમાન વિશ્વાસ-મૈત્રી આપણા એકજ પ્રકટ પ્રીતિપાત્રમાં ઘેરાઇ

ન રહેતાં સંપૂર્ણ ઈશ્વરીય જગતની સાથે વ્યવહારમાં મૂકાય છે, ત્યારે આપણું ચિત્ત બધાની સાથે એકચિત્ત થઇ જાય છે, માતા જે દષ્ટિથી પોતાના બાળકને દેખે છે તેજ દૃષ્ટિથી પ્રાણીમાત્રને જ્યારે આપણે આપણાં દેહ-પ્રાણ સમજવા માંડીએ, જેવી રીતે સૂર્ય તમામ ઘરોનો દીવો છે તેવી રીતે આપણું હૃદય તમામ હૃદયોનું હૃદય અનુભવવા માંડે, ત્યારેજ પવિત્ર વિશ્વવ્યાપી પ્રેમની વિભૂતિ પ્રાપ્ત થાય છે. એ પવિત્ર પ્રેમને માટે એવો કયો ચમત્કાર છે કે જે અસંભવિત હોય ? એવો કયો ચમત્કાર છે કે જે એને માટે બાળકની રમત જેવો ન બની જાય ? આજ આપણે એ પવિત્ર વિશ્વવ્યાપી પ્રેમનું નામ અકબર રાખીએ છીએ.

## અકબર-દિલ્લી અર્થાત્ આત્મ ( પ્રેમ ) મહત્તા.

આ અકબરદિલ્લીથી શું ન થઈ શકે ? "આઇને અકબરી" નામના પુસ્તકમાં લખ્યું છે કે જ્યારે અકબરનું આત્મબળ એટલું બધું વધી ગયું અને વસ્તુતઃ તે જ્યારે " यथा नामा तथा गुणाः " એટલે કે મહાન ચિત્તવાળો એટલે ઉદારહૃદય અર્થાત્ સુવિશાળ હૃદયવાળો બની ગયો; ત્યારે તો પછી એની ( અકબરની ) દૃષ્ટિમાત્રથીજ રોગી સારા થવા માંડયા. અકબરનું નામ લેવાથીજ લોકોની અભિલાષાઓ સફળ થવા માંડી ! દૂર દૂરની વાતો અકબરના હૃદયમાં પ્રકટ થવા માંડી.

" ઇશ્ક હો રાસ્ત કરામાત ન હો ક્યા માને,
હુસ્ને-ઇરશાદ હી સબ બાત ન હો કયા માને."

અર્થાત સાચો પ્રેમ પ્રકટ થયા પછી ચમત્કાર અને બધી બાબતો કેમ ન થાય?

એ કાંઇ નવી વાત નથી. હઝરત મહંમદ, ઈસૂખ્રિસ્ત, હિંદુઓના ઋષિમુનિ, મહાત્માઓ વગેરે કોના સંબંધમાં એવું નથી બન્યું ? અમેરિકાના સંયુક્ત પ્રદેશોમાં આ જે હજારો નહિ પણ લાખો એવા લોકો હયાત છે કે જેમના રોગોની ચિકિત્સા પરમાત્માપ્રતિ અનન્ય ભક્તિભાવનાવિના બીજે કોઈ પણ પ્રકારે કરવી, એ કઠોર સોગન અને અત્યંત અશ્રદ્ધાથી પણ વિશેષ પાપમય માનવામાં આવે છે.

" ઔષધિ ખાઉં ન બૂટી લાઉં ન કોઇ વૈદ બુલાઉં
પૂરણ વૈદ મિલે અવિનાશી વાહી કો નવજ દિખાઉં. "

અર્થઃ-કોઇ પણ જાતનું ઓસડ કે કોઈ જડીબુટ્ટી હું નહિ ખાઉં; તેમજ કોઇ વૈદ્યને પણ હું બોલાવીશ નહિ. મને તો અવિનાશી પરમાત્મા પૂર્ણ

વૈદ્ય મળ્યા છે, તેનેજ નાડી બતાવીશ.

મૌલાના જલાલ રૂમીએ કહ્યું છે:—

“શાદ બાશ અયે અશ અશે-સૌદાય મા,અયે દુવાએ-જુમલા ઇલ્લત હાય મા;
અયે દુવાએ નખવતો નામૂસે-મા, અયે તુ અફલાતુનો જાલીનૂસે-મા.

અર્થાત્ અહા ! મારા ગાંડપણુની વાહવાહ ! અરે મારા તમામ રોગોના ઓસડ ! અરે મારા અભિમાન અને લજ્જાની દવા ! ઓ મારા અફલાતુન ! ઓ જાલીનૂસ ! તું પ્રસન્ન રહે !

વૈજ્ઞાનિક શોધના આધારપર અમેરિકામાં આજકાલ સરકારી ઓાષધાલયોમાં ઔષધિવિનાની ચિકિત્સા ( અધ્યાત્મચિકિત્સા ) નો પ્રચાર થતો ચાલ્યો છે. અકબરદિલી અર્થાત્ ઇસ્લામ અથવા વિશ્વાસ રાઇના દાણા જેટલો પણ હોય તો તે પર્વતોના પર્વતને પણ હલાવી મૂકે છે.

**મારા વહાલા ભારતના નવયુવકો ! અઢારમી સદીના ડેવિડ હ્યુમ આદિના લેખોના ચક્કરમાં ફસીને તમે મૂર્ખતાનું નામ વિદ્યા ન રાખશો. વિશ્વાસ ઘટાડવાને બદલે તમે અટલ નિશ્ચય અને વિશ્વપ્રેમ શામાટે નથી વધારતા ?** વિજળી અને વરાળની શક્તિનું વર્ણન નથી થઈ શકતું તો પછી માનવીહૃદય શું ન કરી શકે ? પ્રત્યેક જાતિ અને સંપ્રદાયપ્રત્યે વિશ્વપ્રેમ વધારી જુઓ તો ખરા ! કોઇ ખાસ એકજ જાતિ, સંપ્રદાય કે દેશનો વિચાર ન કરતાં પ્રત્યેક પ્રાણીની સાથે એટલો બધો માનવપ્રેમ, કે જે સાચો મનુષ્ય બનાવે છે તે એટલો આવેશપૂર્ણ ઉત્પન્ન કરો કે જેટલો તમે તમારા કુટુંબપરિવારની માત્ર એક બે વ્યક્તિઓમાંજ ઉપયોગ કરો છો. ત્યારેજ તમે જોશો કે આ સંસારસ્વર્ગ નંદનવનને પણ મહાત કરે એવું છે. તમે કોઈ દિવસ મનને શત્રુતાથી તદ્દન પવિત્ર અને વૈરભાવથી દર્પણુની સમાન શુદ્ધ કરવાનો અનુભવ કર્યો હતો ?

“ વફા કુનેમો-મલામત કશેમો-ખુશ બાશેમ,
કિ દર તરીકતે-મા કાફરાં સત રંજીદન. ”

અર્થાત્ દ્વેષભાવ રાખીને પણ વફાદાર બનવું ને પ્રસન્ન રહેવું કેમ બને? મારા ધર્મમાં તો આનેજ નાસ્તિકતા કહે છે.

આની જો તમે આજસુધી કદિ પરીક્ષા ન કરી હોય તો તેનાં ફળને નિર્મૂળ કરવાનો પણ તમને જરાયે અધિકારજ નથી.

યોગદર્શનમાં લખ્યું છે કે:-

"अहिंसाप्रतिष्ठायां तत्संनिधौ वैरत्यागः ।"

અર્થાત્ જ્યારે આપણામાં અહિંસા ( વિશ્વપ્રેમ ) દઢતાપૂર્વક સ્થિર થઇ જાય, ત્યારે આજુબાજુનાં જંગલી, હિંસક,વિષધારી પ્રાણીઓમાં પણ શત્રુતા રહી શકતી નથી. કર્મ અને કર્મફળ કાર્યકારણની સમાનતાનો સિદ્ધાન્ત જો ઠીકજ છે તો એમ કેમ ન બને ?

જ્ઞાનના રૂપમાં અજ્ઞાન અને પ્રત્યક્ષદર્શિની બુદ્ધિનું આધ્યાત્મિક અજીર્ણ, એ બન્નેના દઢ થઇ જવાથી સંશયરૂપી ક્ષયરોગ પેદા થાય છે અને એનું નામજ અંધકારપૂજા ( અશ્રદ્ધા ) અને નાસ્તિકતા છે. એ અશ્રદ્ધાજ ઇસ્લામ એટલે શ્રદ્ધા ( વિશ્વાસ ) અને આધ્યાત્મિક જીવનને ઉંદરની પેઠે ફુંકી ફુંકીને કોતરી ખાય છે. **અરે ભાઇ ! હૃદયમાં સંશય રાખો છો ? એને બદલે એ હૃદયમાં બંદુકની ગોળી કેમ નથી મારતા ?** જેને સાધારણ લોકો ચમત્કાર અથવા કરામત કહે છે, શું એ લોકોને પણ વિશ્વાસ અને ચિત્તની મહત્તાની આવશ્યકતા છે ખરી ? કદાપિ નહિ. વિશ્વાસ અને ચિત્તની મહત્તા તો વ્યક્તિગત આનંદ છે. તમે કોઇ વાર જ્યારે કોઈ મોટા ઉપરિ અધિકારીને ઘેર મળવા જાઓ છો, ત્યારે શું એ અધિકારીના બંગલાના દરવાજાપર બેઠેલો પૂંછડું હલાવતો કૂતરો કે જે દોડી આવીને તમારા પગ સુંઘવા માંડે છે, તેને મળવા માટે જાઓ છો ?

" ખર્કે–આદત કૈ બકાર આયદ દિલે–અફસુર્દા રા,
ગર બદ બર આબ ન તવાં મોતકિતશુદ મુર્દા રા."

અર્થ:–મુરદાલ મનુષ્ય પણ નિશ્ચયાત્મા બન્યા પછી પાણીપર ન ચાલવા માંડે, તો પછી એ મુર્દા દિલના કામમાં કરામત કયારે આવવાની હતી. ?

અકબર બાદશાહે પોતાના દરબારમાં દરબારીઓની પરીક્ષા કરવા માટે એક લીટી તાણીને કહ્યું કે:–" આને ટુંકી કરો." કોઇ ઉપરથી તો કોઇ નીચેથી લીટીને કાપી કાપીને ટુંકી કરવા મંડયા. અકબરે કહ્યું:–" એમ નહિ, એને કાપ્યા વગર ટુંકી કરો. " એટલામાં બીરબલ ઉઠયો અને એ લીટીની પાસે એક બીજી લાંબી લીટી તાણીને કહ્યું કે "લ્યો, લીટી ટુંકી થઇ ગઇ." વાહ ! વાહ ! આવીજરીતે કોઈ પણ ધર્મ કે સંપ્રદાયની સાથે તમને વિરોધ હોય તો તેને કાપવાનું અર્થાત્ ખંડન કરવાનું કાર્ય ન કરો.સીધો માર્ગ એજ છે કે તમે તેમના હૃદયકરતાં તમારા હૃદયને વધારે વિશાળ–મહાન્–અકબર બનાવો. તમારી પ્રેમભક્તિને એના પ્રેમ કરતાં વધારી દો; તમારી માનવપ્રીતિને એની

પ્રીતિ કરતાં વિશેષ વિસ્તૃત કરો;તમારા સાહસને ઉચ્ચતર બનાવો.અને સત્ય-સ્વરૂપ (પરમેશ્વર) ઉપરના તમારા વિશ્વાસ-શ્રદ્ધાને અત્યંત મહાન્ (અકબર) બનાવો.સંસારનાં નામરૂપોનો બાહ્ય ચળકાટ,દૃશ્ય જગતની વિચિત્રતા,અસંખ્ય સ્વરૂપોની વિવિધતા, એ બધા રાગરંગ ભલે બીજા કોઇની આંખોને આંજી નાખે, શિક્ષકો અને પ્રોફેસરો ભલે એ મૃગતૃષ્ણાની જાળમાં ફસાય, અધિકારી અને અમીરવર્ગ ભલે એ કરોળિયાની જાળમાં ગુંથાઇ જાય, પંડિત અને સાક્ષરો ભલે એ લહરિઓમાં આવી પડે, યુવક અને વૃદ્ધ ભલે એ સ્વપ્નમાં મોહિત થઇ જાય; પરન્તુ તમારે તો એ સત્યસ્વરૂપ પરમાત્માને કદિ પણ ન ભૂલવો જોઈએ. તમારે તમારાં નેત્ર એ સત્યાત્માની ઉપરથી કદિ પણ ન ખસેડવાં જોઇએ. ઓ શ્રદ્ધાશીલ પુરુષો ! ઓ સમ્યગદર્શીઓ ! પછી જોઇ લ્યો કે એ આનંદ કેમ નથી પ્રાપ્ત થતો અને કોણ કોનો શત્રુ છે ?

"કુમરિયાં આશક હૈં તેરી સર્વ બંદા હૈ તેરા,
બુલ બુલેં તુજપર ફિદા હૈં ગુલ તેરા દીવાના હૈ !"

* * * * * *

"કિલા દુઃખોંકા સર કિયા ઢાયા, રાજ અફ્લાક ઓ મહરપર પાયા;
હસ્તે મુતલક સરૂરે-મુતલક પર, ઝંડા ગાડા, ફુરેરા લહરાયા.
ઈસ જગહ ગૈર આ નહીં સકતા, યાં સે કોઈ ભી જા નહિ સકતા;
કર સકે કુછ ન તીર કી બૌછાર, ખાલી જાએ બંદૂક કી ભરમાર.
પુર્જે પુર્જે અલગ હુએ ડર કે, ધજ્જિયાં જહલ કી ઉડીં ડર સે;
મુજકો કાટે કહાં હૈ વહ તલવાર, દાગ દે મુજકો કહાં વહ નાર.
મૌત કો મૌત ન આ જાયગી, કસ્દ મેરા કરકે આયગી;
રૂએ-આલમ પૈ જમ ગયા સિક્કા, શાહે-શાહાં હૂં શાહે-શાહેશાહે."

અર્થઃ-વેલીઓ ( લતાઓ ) તારા ઉપર આશક ( મોહિત ) છે. વૃક્ષો તારાં દાસ છે. બુલબુલ પક્ષીઓ તારા ઉપર પ્રાણ સમર્પણ કરે છે. પુષ્પો તારી પાછળ ગાંડાં થઇ જાય છે. દુઃખના કિલ્લાઓ તો અમે તોડી પાડયા. આકાશ અને સૂર્ય ઉપર સામ્રાજ્ય પ્રાપ્ત કર્યું. સત્યસ્વરૂપ-આનંદસ્વરૂપની ઉપર સામ્રાજ્યની ધ્વજા ચડાવી. અહીં હવે બીજું કોઈ આવીજ શકતું નથી, તેમ અહીંથી કોઇ જઇ પણ શકતું નથી. તીરોનો વરસાદ વરસે તોપણ એની કાંઇ પણ અસર અમને થાય તેમ નથી. તેમ બંદૂકના ગોળીબહાર પણ ખાલીજ જાય તેમ છે. મશીન ગનના એકે એક ટુકડા જૂદા જૂદા ઉડી ગયા.

અજ્ઞાનનો પડદો ડરીને ઉડી ગયો. મને કાપે તેવી તલવારજ ક્યાં છે? મને ભસ્મ કરે એવો અગ્નિજ ક્યાં છે? મારો સંકલ્પ કરીને આવશે, તો મૃત્યુ પણ મરીજ જવાનું. સમસ્ત સંસારમાં મારો સિક્કો જામી ગયો. અરે હું શહેનશાહ-બાદશાહોનો બાદશાહ છું.

**આ પ્રતીત થતું હિંદુપણું, મુસલમાનપણું, અને ઇસાઇપણું એ તો જૂદા જૂદા પ્યાલાના જેવું છે; કે જે પ્યાલાઓવડે પવિત્ર વિશ્વપ્રેમરૂપી દૂધ પીવરાવવાના પ્રયત્ન વખતોવખત થયા કરે છે.** સાચો ધર્મ તો તે નિર્વિકાર પ્રાણ છે, કે જે એ સંપૂર્ણ ધાર્મિક શરીરોના જીવનનું પણ જીવન-મૂળ કારણ છે.

મજહબે-ઇશ્ક અજ હમા મિલ્લત જુદા અસ્ત,
આશિકાં રા મજહબ-ઓ-મિલ્લત ખુદા અસ્ત.

અર્થાત્ પ્રેમનો ધર્મ સર્વ મતમતાંતરોથી ભિન્ન છે; કારણ કે એમનો ધર્મ અને મત તો કેવળ પરમાત્માજ છે.

આ બધા જૂના પ્યાલાઓની પેઠે અકબરે પણ એક નવો પ્યાલો નાખ્યો હતો, એટલે કે નવા રીતરિવાજો અને નિયમોમાં એજ પ્રાચીન અમૃત રેડયું હતું. એ નવા પ્યાલાનું નામ રાખ્યું હતું

## દીને-ઇલાહી

સ્વતંત્રતાનું એ વિશ્રામસ્થાન હતું. હિંદુ-મુસલમાનોને દૂધસાકરરૂપ કરી દેવા એ એનો ઉદ્દેશ હતો. પ્યાલો અત્યંત સ્વચ્છ હતો; પરંતુ કેવળ પ્યાલાથીજ આપણી ભૂખ ભાંગતી અને તરસ છીપતી નથી. એવા પ્યાલા **તો આગલા વખતના પણ અનેક આપણી આગળ પડયા છે; પરંતુ આપણે તો દૂધજ જોઇએ, જેનાથી હૃદયની જવાળા શાન્ત થાય એવું પીણુંજ અમને તો જલદી જલદી આપો;** પરંતુ હૃદયની આગ તો અદ્વૈત-અભેદના અમૃતથી બુઝાય છે. અમારે તો અકબર-**દિલ્લીનીજ**-હૃદયની વિશાળતાનીજ જરૂરત છે. **પછી તે ગમે તે પ્યાલામાં ભરીને પાઓ; ચાહે તો તે પ્યાલો નવો હોય કે જૂ ચતરેલો હોય કે સાદો, અને સોનાનો હોય કે માટીનો !**

મુફ્લિસ હું તો કુછ ડર નહિ હૂં મયસે ન ખાલી,
બિલ્લૌર સે બેહતર હૈં યહ મેરા જામે-સિફાલી.

* * * *

માજ કુરઆં મગ્જ રા બરદાશ્તેમ્
ઉસ્તખ્વાં પેશે-સગાં અંદાખ્તેમ્

અમે તો ધર્મગ્રંથમાંથી અંદરનો મગજ (તત્ત્વ) લઇએ છીએ અને શબ્દરૂપી હાડકાંને કૂતરાંની તરફ ફેંકી દઇએ છીએ.

હિમ્મતે આલી તલબ જામેં મુરસ્સા કો મબાશ
જોંકિ બાદારિંદ અજ જામે બિલોરી ખુશ અસ્ત.

ખાલી પ્યાલાનીજ ઉપાસના કરવાથી તો વિરોધજ વધે છે; આ બધા **પ્યાલાઓ (સંપ્રદાય અને મતમતાંતરો)તો કેવલ મૂર્તિઓજ છે. જે સાચો મસ્ત પુરુષ એ બધી મૂર્તિઓમાંથી અમૂર્ત સ્વરૂપ-આત્મા માં પહોંચી ગયો તેને ધન્ય છે!** મિથ્યા નામરૂપમાંથી સત્યસ્વરૂપમાં પહોંચી જવાતાંજ-સ્વાત્માનંદની પ્રાપ્તિ થતાંજ-એ પ્યાલો એના હાથમાંથી ટી ગયો, ફૂટી ગયો, ભાગી પડયો!

ધન્ય છે એ કન્યાને કે જેના ઘુંઘટને, જેનાં વસ્ત્ર અને આભૂષણોને, જેના નવવિવાહના ઘુંઘટને અદ્ભુત (પ્રેમ) સ્વરૂપ પતિ પોતેજ આવીને ઉતારે. આ હાર અને શૃંગાર, આ બધા વસ્ત્રાલંકાર ભલા બીજા કોને માટે પહેર્યા હતા?

એ ધન્યમૂર્તિ જ્યારે વૈષ્ણવોના મંદિરમાં જાય છે ત્યારે શ્રીકૃષ્ણની મૂર્તિ એની મેળેજ એની પાસેથી શૃંગારની સામગ્રી માગી લે છે. મોતીઓની માળા એની મેળેજ એનાથી સમર્પણ થઇ જાય છે. અર્થાત્ શ્રીકૃષ્ણની મૂર્તિ એનાં નેત્રોમાંથી પ્રેમનાં અશ્રુરૂપી મોતીના દાણા અવશ્ય ઉતારી લે છે.

હાથ ખાલી મર્હુમે-દીદા બુતોં સે કયા મિલે,
મોતીયોંકે પંજાએ-મુજગાઁ મેં ઇક માલા તો હો.

નેત્રોથી જોઇ શકે તેવા લોકો પોતાનાં પ્રેમપાત્રોને ખાલી હાથે કેવી રીતે મળે? એમની આંખોના પલકારામાં પ્રેમાશ્રુઓની એકાદ માળા તો જરૂર હોવી જોઇએ. મુસલમાનોની મસ્જીદમાં તે જાય તો ત્યાં "સિજદા મસ્તાના અમબાશદ નમાજ મુસહફે રૂશ બુવદ ઇમાને-મન" એટલે કે મસ્તીના આવેશમાં ઝુકી જવું એ મારી નમાજ છે અને પ્યારાના મુખનું દર્શન એ મારૂં ઇમાન છે, એવી સ્થિતિ તેની થઇ જાય છે. લા ઇલ્લાહા ઇલ્લિલ્લાહ (ઇશ્વરના વિના બીજું કાંઈ છેજ નહિ) એ દશાજ તેઓની હોય છે. ખ્રિસ્તીઓના દેવળમાં અહંકાર અને દેહાધ્યાસ શૂળીપર ચડેલો હોય એવુંજ દશ્ય તે જોયા કરે છે.

ન દારે આખિરન ન દારે દુનિયા દર નજર દારમ્
જે અશકત યૂં મંસૂર શ દારે દિગર દારમ્

એટલે કે મારી દૃષ્ટિમાં તો નથી આ લોકની શૂળી કે નથી પરલોકની દુઃખ-યાતના. તારા પ્રેમને માટે મન્સૂરની પેઠે મારી શૂળી તો એ બધાથી જૂદીજ છે.

"સૂલી ઉપર સેજ પિયાકી જિસપર મિલના હોત."

અર્થ:-પ્રિયતમની શય્યા તો શૂળી ઉપર છે. ત્યાંજ મેળાપ થાય છે.

### અકબરદિલીની આવશ્યકતા

શું એ અકબરદિલી અકબર બાદશાહને માટેજ જરૂરની હતી અને મારા તમારા માટે તદ્દન નકામી છે ? વળી શું એ બાદશાહદિલીને માટે બહારથી પણ દરેકે બાદશાહ થવાની આવશ્યકતા છે ? નહિ કદાપિ નહિ. ઇસુખ્રિસ્તની આગળ પાછળ કાંઇ સેંકડો ઘોડા નહોતા ચાલતા; છતાં એના વિભૂતિમય હૃદયના પ્રભાવને લીધે લાખો નહિ પરન્તુ કરોડો યૂરોપનિવાસીએ એણે બતાવેલા ધર્મમાર્ગપર અનુયાયી બનાવવામાં મોક્ષ માને છે. અરબસ્તાનના એક નિરક્ષર અનાથ વનવાસીના હૃદયમાં એ ઇસ્લામ (નિશ્ચય) નો અગ્નિ પ્રજ્વલિત થયો. તેના પ્રતાપે કરોડો માણસ આજે "લા ઇલ્લાહા ઇલ્લિલ્લાહ" અર્થાત્ પરમેશ્વરવિના બીજું કાંઈ છેજ નહિ, એમ પોકારે છે. અરબસ્તાનના આ રજકણ જેટલા અગ્નિએ અરબસ્તાનની રેતીને દારૂના દાણા બનાવી દીધા અને એ દારૂ આકાશસુધી ઉછળતો ઉછળતો થોડાજ સમયમાં એશિયાને આ કાંઠેથી યૂરોપ અને આફ્રિકાના પેલા કાંઠાસુધી ફેલાઇ ગયો ! દિલ્હીથી ગ્રેનાડા સુધીના પ્રદેશને એણે ઘેરી લીધો ! હાય ગજબ ! એક દિલ, એક ગરીબ દિલ, તે પણ એકાદ બાદશાહનું નહિ, વિદ્વાનનું નહિ; પરંતુ એક અભણ, અનાથનું અને એ ઈશ્વરપરાયણતા ( ખુદાદિલી ) એવા દિલમાં ઉતરી પડી ! હવે કોણ કહેશે કે એ બાદશાહદિલી-અકબરદિલી-હૃદયની મોટાઈને માટે બહારથી પણ બાદશાહ થવાની જરૂર છે ? ઉલટું એમ કહીએ તો કહી શકાય ખરૂં કે બહારથી બાદશાહ થવું, એ તો અંદરથી બાદશાહ થવામાં બાધક થઈ પડે છે. બુદ્ધભગવાનને એ અંતરની બાદશાહદિલીને માટેજ બહારના રાજપાટનો ત્યાગ કરવો પડયો હતો. ઉંટ ઉપર ચડયા પછી ઉંચાનીચા ન થવાય એ તો અસંભવિત છે. બાહ્યસામગ્રી અને સંસારી પદાર્થોની વચમાં રહીનેજ, જલકમલવત્ નિર્લેપ રહેવાના બોધપાઠની આપણે અત્યારે આવશ્યકતા છે; અને એ શિક્ષણ પ્રાચીન કાળમાં

મહારાજા જનક, અજાતશત્રુ, ભગવાન રામચંદ્ર અને યુદ્ધક્ષેત્રમાં "एकत्व-मनुपश्यति" નું સુમધુર સંગીત સંભળાવનાર ભગવાન શ્રીકૃષ્ણજી આપી ગયા છે. એવોજ વ્યાવહારિક ( આચરણમાં લાવી શકાય તેવો ) બોધપાઠ આજ લગભગ ત્રણસો વર્ષપર સમ્રાટ અકબરે વળી પાછો સ્પષ્ટરૂપે આપણને આપ્યો. આપણું વર્તમાન સમયનું કર્તવ્ય એજ છે કે કોઈ પણ અવસ્થામાં અકબરદિલી-( દિલની મોટાઇ-મોટું મન ) પ્રાપ્ત કરો.

વહાલાં ભારતવાસીઓ ! નિરાશ ન બનો. આ બીજ ઉગ્યા વિના નહિ રહે. અનંત શક્તિરૂપી પ્રકૃતિ આ ખેડનો ખેડુત છે. વિશ્વાસની ઓછપ હોય તમારા શત્રુઓને ! નિશ્ચયથી બેનસીબ રહે તમારી બલા ! મારા પ્રાણ ! તમારાં વિઘ્નો દૂર થાઓ ! માટીનાં જડ ઢેફાંમાં પણ અન્નનું બીજ કુદરતી-રીતે ઉગી નિકળે છે, તો પછી શું તમો મનુષ્યોની સાથેજ પરમાત્માની મશ્કરી કરવી છે કે હૃદયની ભૂમિમાં પણ અકબરનું બીજ નહિ ઉગી નીકળે ?

યુદ્ધક્ષેત્રને જીતી લેવું, એ તો તમારા એકલાના હાથની વાત નથી; પરંતુ મનને જીતવું, એ તો તમારૂં પોતાનુંજ કામ છે અને સાચી વાત તો એજ છે કે જે મનનો માલિક બની ગયો એ સંસારનો પણ માલિક બની ગયો.

મારના દિલકા સમજતા હું જિહાદે અકબર
વહ હી ગાઝી હૈ બડા જિસને યહ કાફિર મારા.

**અર્થ:-મનને મારવું એજ મહાન ધર્મયુદ્ધ છે; અને જેણે એ કાફિર નાસ્તિક મનને માર્યું, તેનેજ હું ગાઝી-ધર્મવીર સમજું છું.**

દિલ બદસ્ત આવર કિ હજજે અકબર અસ્ત
અજ હજારાં કાબા યકદિલ બેહતર અસ્ત.

અર્થ:-મનને પોતાને તાબે કરી લેવું એજ મોટામાં મોટી યાત્રા છે અને હજારો યાત્રાના કરતાં સર્વ સાથે એકચિત્ત થવું એ સર્વોત્તમ છે.

કાબા બનિગાહે-ખલીલે-આજર અસ્ત
દિલ ગુજરગાહે-જલીલે અકબર અસ્ત

અર્થ:-કાબા ( મુસલમાનોનું પવિત્ર સ્થાન ) નું મંદિર તો હજરત ખલીલ ( મિત્ર ) ની દૃષ્ટિથી અગ્નિરૂપ છે અને દિલ પ્રકાશસ્વરૂપ આત્માને યાત્રા કરવાનું સ્થાન છે. આપણા મનપર વિજય મેળવવો એજ સાર્થકતા છે; બાહ્યસામ્રાજ્ય તમને પ્રાપ્ત ન થાય, પણ કમમાં કમ એક સ્થાનપર તો તમે શાસક બની શકો છો અને એ સ્વદેશ તે કયો ? પોતાનું મન-અંતઃકર-

ણનું સામ્રાજ્ય.

દિલપર ભી કાબૂ ન હો તો મહાનગી કયા હૈ?
ઘરમેં ન હો સુલ્લહ તો ફર્જાનગી કયા હૈ?

સાચો બાદશાહ તો એજ છે કે જે

ગમો-ગુસ્સા-ઓ-યાસો-અંદોહ-તિર્માન્
અનાદો-ફસાદો-અમલ હાય શૈતાન

અર્થાત્ શોક, ક્રોધ, ઇત્યાદિ દુર્ગુણોને પોતાના રાજ્યમાં-ચિત્તમાં ફરકવાજ ન દે.

અગર તનરા ન વાશદ દિલ મુનવ્વર જેર ખાકશ કુન,
ન બાશદ દર શનિસ્તાં ઇજ્જતે ફાનૂસ ખાલી હા.

અર્થ:-જો શરીરમાં હૃદય પ્રકાશમાન (નિર્મળ-પ્રસન્ન) ન હોય તો એને જમીનમાં દાટી દે; કારણ કે રાત્રિના અંધારામાં દીવાવગરના ફાનસની કાંઇજ કિંમત નથી.

## શક્તિસ્તોત્ર

સફળતાદાયક એકતા (મેળ) તો કેવળ (નિઃસ્વાર્થ) ભલમનસાઈવડેજ થઇ શકે છે. ઈંદ્રિયોના ગુલામ હોવા છતાંયે જે લોકો ઉન્નતિની આશા રાખે છે અને પોતાનાં અવિદ્યા-અજ્ઞાનને સ્થિર રાખવાને સારૂજ જેઓ મેળ-સંપ-એકતા કરે છે તેઓ તો એક રીતે રેતીનાંજ દોરડાં વણે છે. એવા લોકોને વિકાસવાદનો ભાવ અને ઇશ્વરેચ્છાનું દબાણ અનુત્સાહની નદીમાંજ ડૂબાડી દે છે. શકિત તો કેવળ પવિત્રતામાંજ છે. એ એક એવો ઇશ્વરી નિયમ છે કે જેની આંખોમાં કોઇ ધૂળ નથી નાખી શકતું. લૉર્ડ ટેનીસનની કવિતાઓમાં સર ગેલાહેડ કહે છે:-"દશ નવજુવાનોની મારામાં શકિત છે;કારણ કે મારૂં હૃદય નિર્મળ છે."

જો થોડો પણ અનુભવ મળ્યો હોય તો તમારા અંતઃકરણને પૂછવાથી માલૂમ પડશે કે એ વાત સાચીજ છે. પવિત્રતા અને સત્ય, વિશ્વાસ અને ભલમનસાઇ, ઇસ્લામ (શ્રદ્ધા)અને અકબરદિલીથી ભરપૂર મનુષ્ય વિદ્યોન્નતિને હાથમાં લઇને જ્યારે આગળ વધતો જાય છે ત્યારે કોનો ભાર છે કે એની આડે ઉભું રહે? તમારા અંતઃકરણમાં જો વિશ્વાસ અને સત્ય ભર્યાં હશે, તો તમારી દષ્ટિ લોખંડની દિવાલોને ચીરી નાખશે; અને તમારા વિચારની ઠોકરથી પર્વતોના પર્વત ચૂરેચૂરા થઈ જશે. બાજુ ખસો ઓ જગતના રાજામહારાજાઓ! હૃદયનો રાજા-

ધિરાજ ( મન ઉપર સામ્રાજ્ય ભોગવનારો ) પધારે છે; અનેક શતાબ્દિઓ-થી દેશમાં પત્થરની પેઠે ચોંટી બેઠેલો પક્ષપાત એના ચરણના પગરવથીજ ઉડી જશે. અહલ્યાની શિલા, આ રામનો ચરણસ્પર્શ થતાંજ સજીવન દેવી બનીને આકાશમાં સિધાવશે. અકબરદિલીના દંડથી અવિદ્યાના સમુદ્રને પ્રહાર કરો એટલે તરતજ એ સીધો રસ્તો કરી આપશે. મહંમદ સાહેબનું સૌથી પહેલું ફરમાન એ છે કે, " મારી જમણી બાજૂ ચંદ્ર ઉભા રહે, અને મને ધમકાવીને કહે કે " ચાલ, દૂર થઇ જા; રસ્તો આપ " તોપણ હું જરા-પણ ન ખસું."

ધ્રુવ ( તારો ) પોતાનું સ્થાન છોડી દે તો ભલે, સૂર્ય ઉગતાં પહેલાંજ આથમી જાય તો પણ ભલે, પરન્તુ સાહસિક પુરુષ પોતાનું સાહસ કદિ છોડતો નથી. ભૂલમાં પણ એના ચહેરા ઉપર ગમગીની નથી આવતી. અંતઃક-રણની પવિત્રતા અને હૃદયમાં સત્ય, એજ અકબરદિલીનું બળ છે. હૃદયનો ભય એના વિના દૂર થતો નથી. એ બળ વિના તો ભય અને વિશ્વાસ મનુ ષ્યના પ્રાણ હરી લે છે; અને કાયરતા તો એવો પ્રબળ વ્યાધિ છે કે મનુષ્યને બાયલોજ બનાવી દે છે, શક્તિ હોવા છતાંએ તેનો કાંઈ ઉપયોગજ થતો નથી. જેમ અંધારામાં પ્રાયઃ પાપકર્મ વિના બીજાં સત્કર્મ થતાં નથી, તેવી રીતે અંતઃકરણમાં જો વિશ્વાસ અને અકબરદિલીનો ( આત્મમહત્તાનો ) પ્રકાશ ન હોય તો મનુષ્ય, આ જગતમાં કોઇ પણ મહત્ત્વનું કાર્ય કરી શકતો નથી. હૃદયમાં પવિત્રતા અને વિશ્વાસ જેટલાં વિશેષ ભર્યાં હશે, તેટલાંજ સત્કર્મ વિશેષ થશે.

" નફ્સ બને ચોફ્રો શુદ બુલંદ મીર્ગદદ. "

અર્થાત્ વાંસળીમાં વાયુ નીચે ઉતરે છે ત્યારેજ અવાજ ઉપર ચડે છે.

સંસારનાં ભય અને આશંકા ત્યાંસુધીજ તમને ચલાયમાન કર્યા કરશે, કે જ્યાંસુધી એમાં પ્રતીત થતા નામરૂપવાળા પદાર્થો તમને આકર્ષણ કર્યા કરતા હશે; અને જ્યારે તમે સંસારનાં પ્રલોભનો અને ભયોથી ચલાયમાન નહિ થાઓ, ત્યારે તો તમે પોતેજ સમસ્ત સંસારને હચમચાવી શકશો. આ સિદ્ધાન્તમાં જે મનુષ્ય શંકા રાખે છે, તે કાફર છે—નાસ્તિક છે.

## મેળ અને એકતા

અકબર-દિલી એ ઉર્દૂ શબ્દનો ગુજરાતી અથવા સંસ્કૃત અનુવાદ કરીએ તો મહાન + આત્મા એટલે વિશાળ આત્મા એમ થાય છે. જેનું હૃદય

સંકીર્ણ અર્થાત્ જેના જગતનો પરિઘ બહુજ નાનો-સાંકડો હોય, જેની સહાનુભૂતિ હિન્દુ, મુસલમાન કે ખ્રિસ્તી પૈકીના એકાદ નામસાથેજ સંબંધ ધરાવે છે અને જેનો પ્રેમ સાર્વત્રિક બનીને આગળ નથી વધી શકતો, એવા મનુષ્યને અકબરદિલ અર્થાત્ મહાત્મા કહિ કહી શકાય નહિ. એવો મનુષ્ય તો અસગરદિલ (કૃપણચિત્ત) છે. અકબરદિલ ( ઉદારચિત્ત ) નહિ; લઘુ આત્મા છે-મહાત્મા નહિ. અકબરદિલ (મહાન= મોટા દિલવાળો ) નું વર્ણન તો આ પ્રમાણે છે.

હર જાન મેરી જાન હૈ હરએક દિલ હૈ દિલ મેરા;
હાં બુલબુલો-ગુલ મેહરો-મા કી આંખમેં હૈ તિલ તેરા.
હિન્દુ, મુસલમાન, પારસી, સિખ, જૈન, ઈસાઈ, યહૂદ;
ઇન સબકે સીનો મેં ધડકતા યકસાં હૈ દિલ મેરા.

ભાવાર્થ:—પ્રત્યેક (ના) પ્રાણ મારા પ્રાણ છે; પ્રત્યેક (નું) હૃદય મારૂં હૃદય છે; બુલબુલ, ફૂલ, સૂર્ય અને ચંદ્રની આંખોમાં મારી આંખનીજ કીકી છે. હિન્દુ, મુસલમાન, પારસી, સિખ, જૈન, ખ્રિસ્તી, યહૂદી, એ સર્વેનાં હૃદયોમાં મારૂંજ હૃદય એક સરખું ધડકયા કરે છે.

જાપાનમાં નિશાળે ભણવા પ્રત્યેક બાળક સાથે નીચલા ભાવની વાતચિત શિક્ષક અને વિદ્યાર્થી વચ્ચે એકાદ વખત પણ અવશ્ય થાય છેજ.

શિક્ષક:—તારી ઉંમર કેટલી છે ?

આના જવાબમાં વિદ્યાર્થી પોતાની ઉંમર કહી બતાવે છે. એટલે વળી પાછો શિક્ષક પૂછે છે કે:—

શિક્ષક:—તું આવડો મોટો શાથી થયો ?

વિદ્યાર્થી:—ખોરાક ખાવાથી.

શિક્ષક:—એ ખોરાક કયાંથી ઉત્પન્ન થયો ?

વિદ્યાર્થી:—આપણા દેશ-જાપાનની જમીનમાંથી.

શિક્ષક:—વારૂ; ત્યારે તો તારૂં શરીર જાપાનનીજ ભૂમિમાંથી ઉત્પન્ન થયું છે ને એનાથીજ એનું પાલનપોષણ થાય છે; માતાપિતાવડે એ પેદા થયું છે તોપણ એ માતાપિતાની શક્તિ પણ જાપાનની બહાર તો નથીજ ને ?

વિદ્યાર્થી:—હા જી.

શિક્ષક:—ત્યારે તો જાપાનને-આપણી માતૃભૂમિને પૂરેપૂરો અધિકાર છે કે જ્યારે યોગ્ય લાગે ત્યારે તારૂં શરીર એના ઉપયોગને માટે લઈ લે !

**વિદ્યાર્થી:**—જી હા, એ વખતે મારૂં કોઇ પણ બહાનું ચાલેજ નહિ.

એટલીજ વાતચીતથી માતૃભૂમિમાટે પ્રાણસમર્પણ કરવાનો ભાવ જાપાનીસ વિદ્યાર્થીની નસેનસમાં પ્રવેશ કરી જાય છે.

ખરેખર ધન્ય છે એ નાનાં નાનાં બાળકોને કે જેની બુદ્ધિમાં બચપણ-થીજ આવી મહત્ત્વની વાત ઠસાવવવામાં આવે છે, ઠસી જાય છે અને આચ-રણમાં ઉતરવા માંડે છે! આપણા દેશમાં તો એક બાજુ વિદ્વાન પંડિતજી અને બીજી બાજુ આલિમ ફાજિલ મૌલવી સાહેબ, શતાબ્દિઓ વીતી ગઈ, તોપણ એટલું વ્યાવહારિક સત્ય નથી સમજ્યા કે **આપણે હિન્દુ અને મુસલમાન એકજ માતા** ( ભારત ) **નાં સન્તાનો છીએ** અને એકજ માતાનું દૂધ ( અન્ન ) પીએ છીએ; ( કારણ કે હિન્દુ અને મુસલમાન, એ બન્નેની નસોમાં જે લોહી વહે છે તે એકજ ભૂમિની વનસ્પતિ, જળ અને વાયુથી ઉત્પન્ન થાય છે ) **એટલા માટે સગા ભાઈઓજ છીએ.** યૂરોપ ખંડનો કોઇ નિવાસી જ્યારે ત્રણ વર્ષસુધી અમેરિકામાં જઈને રહે છે ત્યારે અમેરિકાના લોકો સાથે એની સંપૂર્ણ સહાનુભૂતિ અને પ્રીતિ બંધાઇ જાય છે, ભલે પછી તેઓ એકજ સંપ્રદાયના હો કે પરધર્મી હો, શરીર તો અમેરિકામાં હોય અને મન પોતાના જૂના દેશમાં ભમ્યા કરે એવું હોતુંજ નથી.

રોપખંડમાં ખ્રિસ્તી ધર્માવલંબીઓનું પ્રમાણ વિશેષ છે અને એમાં એવા પણ ધર્માંધ લોકો પડયા છે કે ઇસુખ્રિસ્તના નામપર પ્રાણસમર્પણ કરવામાં પરમ આનંદ માને છે; પરંતુ તેઓ પણ ઇસુખ્રિસ્તના દેશ અને જાતને પોતાના દેશ અને જાત કરતાં વિશેષ પ્રિય નથી માનતા. લેખક સપ્રેમ કહે છે, (અને પ્રેમની તો કઠોરતા પણ સહ્યજ હોય છે ) કે વહાલા મુસલમાન ભાઇઓ! આવો ભેદભાવ (ફૂટફાટ) શામાટે? હિન્દુસ્તાનમાં રહો છો તો પછી હૃદય હિન્દુ-ઓથી જૂદાં શામાટે રાખો છો? બીજી બાજુ હિન્દુ પંડિતોને એમ કહે-વાનું છે કે મર્યાદાપુરુષોત્તમ ભગવાન રામચંદ્રનાં શવરીનાં એંઠાં બોર ખાવાં, ગરીબ ચમાર સાથે પ્રેમ, વાંદરોને પણ મોહિત કરી દેવાની શક્તિ, શત્રુના ભાઈ ઉપર પણ અનુકંપા, એ બધું જરા યાદ કરો અને વિચારો કે નિમ્ન-લિખિત પંડિતની પ્રશંસા કોણ કરી ગયું છે? બન્ને બાજુએ લડી મરવા માટે સેનાઓ તૈયાર થઈને ઉભી છે, સમસ્ત હિંદુસ્તાનના વીરોનાં હૃદયો જાણે ક્રોધ અને દ્વેષથી આકાશપર્યંત ઉછળી રહ્યાં છે; આવે સમયે આપણા જગદ્ગુરુ ( અખિલ જગતને પ્રકાશ આપનાર ભગવાન શ્રી કૃષ્ણ ) જીના

અને શબ્દોવડે આપણે માટે કેવા સ્પષ્ટ અને મધુરા ગીતમાં સંદેશો ( અનુશાસન ) મૂકતા ગયા છે ! હજારો વર્ષો વીતી ગયાં, આકાશે પોતાની ટપાલ ઓફીસમાં એ કાગળ ઉપર ગુરુના નામની છાપ નથી પડવા દીધી, પવનરૂપી દૂતે એને પોતાની પાંખોમાં ઉપાડીને ઉત્તર, દક્ષિણ, પૂર્વ, પશ્ચિમ, પૂર્વગોળાર્ધ, ઉત્તર ગોળાર્ધ, જાપાન, યૂરોપ અને અમેરિકા એમ સર્વત્ર ફેરવ્યો. ધન્ય છે એ કબૂતરની પ્રભુભક્તિને ! અન્ય દેશોના લોકો એ કાગળ ( સંદેશો ) પ્રમાણે વર્તન કરીને દિવસે બમણી તો રાત્રે ચોગણી ઉન્નતિ કર્યે જાય છે; પરન્તુ અફસોસ ! જેને માટે એ શ્રુતિ પ્રથમ અવતીર્ણ હતી, એવા ભારતવાસીઓએ તો વ્યાવહારિક વર્તનમાટેનો સમય બહાનાં શોધવામાંજ ગુમાવ્યો.

સાંભળો એ સંદેશો:—

विद्याविनयसंपन्ने ब्राह्मणे गवि हस्तिनि ।
शुनि चैव श्वपाके च पंडिताः समदर्शिनः ॥
इहैव तैर्जितः सर्गो येषां साम्ये स्थितं मनः ।
निर्दोषं हि समं ब्रह्म तस्माद् ब्रह्मणि ते स्थिताः ॥

(ગીતા અ૦ ૫. શ્લો૦૧૮-૧૯)

ભાવાર્થ:—વિદ્યાવિનયસંપન્ન બ્રાહ્મણ, ગાય, હાથી, કૂતરો અને ચંડાલને પંડિતો સમાન દૃષ્ટિથી જુએ છે. જેમનું મન સમતામાં સ્થિર થયેલું છે, તેમણે અહીંજ જગતને જીતી લીધું છે; કેમકે બ્રહ્મ નિર્દોષ અને સમ હોવાથી એ બ્રહ્મમાંજ સ્થિત છે.

" પોથે પઢપઢ સબ ગયે, પંડિત ભયા ન કોય;
ઢાઇ અક્ષર પ્રેમ કે, પઢે સો પંડિત હોય. "

પંડિત તો એ કહેવાય કે જેને પ્રેમચક્ષુ ઉઘડયાં હોય. જ્ઞાન અને પ્રેમના આવેશમાં પશુ, વનસ્પતિ, અરે પત્થરમાં પણ જે પોતાના ઠાકોરજી-ભગવાનનાં દર્શન પામે અને તેની પૂજા કરે. જેને મનુષ્યની છાયાથી ઘૃણા આવતી હોય, જે મુસલમાનને અડકવામાં પાપ માને અને વ્યવહારમાં તો પત્થરને ભગવાન માને ! એ ભલા ! પંડિત કેવી રીતે કહેવાય ?

અકબરની પાસે એના દૂધભાઇના ઉડાઉપણાની અનેક ફરિયાદો અને નિંદાઓ આવતી; પરંતુ અકબર તેને એક કાને સાંભળી બીજે કાને કાઢી નાખતો. છેવટે ખજાનાના શુભેચ્છકોએ જ્યારે અત્યન્ત સખ્ત શબ્દોમાં કહ્યું

કે "જહાંપનાહ ! આટલી બધી રહેમ શું વાજબી કહેવાય ?" ત્યારે અકબરે ઉત્તર આપ્યો કે "ભાઇ, શું તમે નથી જાણતા કે મારી અને તેની (દૂધભાઈની) વચ્ચે દૂધની એકજ નદી વહે છે કે, જેને પાર કરવી અથવા સૂકાવી દેવી મારે માટે અશક્ય છે."

અકબરે અને એના દૂધભાઇએ એકજ રાજપૂત માનું દૂધ પીધું હતું; તો શું હિન્દુ અને મુસલમાન એકજ માતા (ભારત)નું દૂધ નથી પીતા ? પાછળનો વિરોધ ભૂલી જાઓ. લડાઇઝગડા અને ગાળાગાળી માફ કરો. રીસાયેલા રીઝાઇ જાઓ.

ગરજે દસ્તે-જુલ્ફે-મુશ્કીનત ખતાએ રફ્ત રફ્ત,
વરજે હિંદુ એ શુમા બરમા જફાએ રફ્ત રફ્ત.
ગર દિલે અજ ગમ જએ-દિલદાર બારે બુર્દ બુર્દ,
દરમિયાને જાનો જાના માજરાએ રફ્ત રફ્ત.

અર્થાત્ કદાચિત્ તારા સુગંધિત વાળનો હાથથી કોઇ પણ જાતનો અપરાધ થઇ ગયો હોય તો ભલે કર્યો; તમારા વહાલાએ અમારા ઉપર જુલમ કર્યો હોય તો ભલે કર્યો; વહાલાની શય્યામાંથી કદાચિત્ હૃદય છીનવી લીધું હોય તો ભલે લીધું અને પ્રીતમની સાથે કહિ કોઇ જાતનો વચમાં વચમાં ઝગડો થયો; તોપણ ભલે થયો. એ બધું થવા દો; કારણ કે—

તારે કબ રોશની સે ન્યારે હૈં ? તુમ હમારે હો, હમ તુમ્હારે હૈં.

અર્થ:—તારાઓ પ્રકાશથી ક્યાં જૂદા છે ? તમે અમારા છો અને અમે તમારા છીએ.

એ અદૂ ! એંઠ લે, બિગડ, તન લે, સખ્ત કહ દે કિ સુસ્ત હી કહ દે.
જોશ ગુસ્સા નિકાલ લે દિલ સે, તાકતે-તેશ આજમા તૂ લે.

અર્થ:—એ દુશ્મન ! રીસાઈ જા, ન બોલ, ફરીને બેસ, કઠોર વચન સંભળાવ કે ઢીલો જવાબ દે, જોઇએ તેટલો મનમાંથી ગુસ્સો કહાડ અને તારાથી થાય તેટલું જોર અજમાવી લે; પરન્તુ

મુજમેં ઇન તેરી બાતોં સે રોક થામ નહીં,
જિગરમેં ધામ ન કર લૂં તો રામ નામ નહીં.

અર્થ:—તારી એવી કઢંગી વર્તણુકથી મારા હૃદયમાં જરાયે વાંધો નહિ આવે. હૃદયમાં જો તારો નિવાસ ન કરાવું તો મારૂં નામજ રામ નહિ, એમ જાણજે.

ૐ ! ૐ ! ! ૐ ! ! !



# ગણિતશાસ્ત્રના અભ્યાસની મહત્તા

(ઇ૦ સ૦ ૧૮૯૮ માં લાહોરની ફોરમન ક્રિશ્ચીઅન કોલેજમાં ગણિતશાસ્ત્રના આચાર્ય હતા તે વખતે લખીને પ્રસિદ્ધ કરેલો એક લેખ.)

ગણિતશાસ્ત્ર જેવા અત્યંત નીરસ મનાતા વિષયને રુચિકર બનાવવામાં રહેલી મુશ્કેલીઓ આ લેખ લખતી વખતે પૂરેપૂરી મારા લક્ષમાં છે. 'ગણિતશાસ્ત્ર એ અત્યંત ઉપયોગી વિષય છે' એ સિદ્ધાંત જ્યારે આપણે કોઇને કહીએ છીએ ત્યારે સાંભળનાર એના વિષયમાં શંકાઓ ઉઠાવે છે કેઃ—

૧ *યુકિલડના ભૂમિતિશાસ્ત્રના પહેલા પુસ્તકનો ૪૭ મો સિદ્ધાન્ત જાણવાની આપણે શા માટે માથાફોડ કરવી જોઇએ?

૨ બીજગણિતના દ્વિપદ સિદ્ધાન્તની જગતના વ્યવહારમાં શી આવશ્યકતા છે?

૩ क, ख, ग, घ જેવા અક્ષરોની ભાંજગડ કરવામાંજ આપણા જીવનવ્યવહારનો ઘણો ખરો ભાગ શામાટે ગુમાવવો?

૪ ગ્રીકલોકોએ ગણિતશાસ્ત્રમાં સાંકેતિક કરી રાખેલાં ચિન્હોજ વાપરવાનું સ્વીકારવાથી શો લાભ છે?

વળી એ વિષયપ્રતિ અરુચિ હોવાનું બીજું કારણ એવું છે કે, એ વિષય અત્યંત કઠિન છે અને તેનો અભ્યાસ કરતાં સ્મરણશક્તિ અને બુદ્ધિપર અત્યંત બોજો પડે છે તેમજ અભ્યાસ કર્યા પછી સ્મરણશક્તિમાં તેને હમેશાં તાજો રાખવો એ એના કરતાં પણ વિશેષ મુશ્કેલ છે. આરસપહાણની લાદી બિછાવી રાખેલા માર્ગપર રમત કરતાં કરતાં ચાલ્યા જવા જેવો એ માર્ગ સરળ નથી; પરન્તુ પર્વતોની ખીણોમાં અથવા સાંકડા રસ્તાપર ચાલતાં જેમ અનેક ઠેકાણે પડવાઆખડવાનો ભય અને કોઇવાર જીવ ખોવાનો પણ પ્રસંગ આવે તેના જેવો વિકટ એનો અભ્યાસ છે. વળી એ વિષય એટલો નીરસ અને શુષ્ક લાગવાનું ત્રીજું કારણ એ છે, કે તે યોગ્ય રીતે શીખવવામાં આવતો નથી. દરદીને કડવું ઔષધ આપવું હોય તો થોડા થોડા પ્રમાણમાં વારંવાર આપવું જોઈએ; એટલુંજ નહિ પણ તેની કડવાશ ન લાગે એટલા માટે તેની સાથે સાકર જેવો કાંઈક મીઠો પદાર્થ મેળવીને પણ આપવું પડે છે. ગણિતના

* યુકિલડ—ઇ૦ સ૦ પહેલાં ૩૦૦ વર્ષ ઉપર થયેલો એક પ્રસિદ્ધ ગ્રીક ગણિતશાસ્ત્રજ્ઞ.

અભ્યાસમાં પણ આજ ન્યાય લાગુ પડે છે; પરન્તુ ઘણા ખરા શિક્ષકો આ વિષયને રુચિકર અને રસિક બનાવવાનો પ્રયત્ન કરતા નથી; તેથીસ્વાભાવિક-પણે એનુ પરિણામ એવું આવે છે કે, વિદ્યાર્થીઓને એ વિષય હમેશાં શુષ્ક અને કઠિન લાગે છે. વિષય ગમે તે હોય; પરંતુ એ યથાક્રમે શિખવવામાં આવે તો મનોરંજન થયા વિના રહેજ નહિ. કાર્બનવાયુ સોડાવોટરના રૂપમાં પીવાથી શરીરને ગુણકારક નિવડે છે; પરન્તુ જો શ્વાસોચ્છ્વાસમાં તેને મળવા દીધો હોય તો ઉલટો વિકાર કરે છે. તેવીજ રીતે ગણિતશાસ્ત્રનો અભ્યાસ યોગ્ય પદ્ધતિથી કરાવવામાં આવે તો અત્યંત રસિક નિવડે છે અને તેથી અવશ્ય લાભ થાય છે.

આ વિષયને યુનિવર્સિટીના પરીક્ષાક્રમમાં ફરજીઆત બનાવેલો હોવાથી કેટલાએક વિદ્યાર્થીઓ સીન્ડીકેટને બદનામ કરે છે અને ગણિતશાસ્ત્રના ગ્રંથ-કારોને પણ મરજીમાં આવે તેમ વખોડયા કરે છે. આવા નકામા વિષયમાં અમને માથાફોડ કરવાની શામાટે ફરજ પાડી હશે, એવા વિચારો હમેશાં તેઓ કર્યા કરે છે; કારણ કે તેનાં ખરાં કારણો તેઓ સમજતા નથી.

વિદ્યાર્થીઓનો આ વિરોધ કેટલે અંશે ખરો છે અને તેઓની આ તક-રારમાં કેટલે અંશે સત્ય છે, તેનો હવે આપણે વિચાર કરીએ. વાદવિવાદની દલીલોને બાજુપર મૂકતાં આપણે પહેલાં એમ માની લઇએ કે ગણિતના અભ્યાસથી કાંઈ ફળ નથી; પણ મિત્રો! કોઇપણ કાર્ય આપણે ફળની આશાથી દોરવાઇ જઇને કરવુંજ ન જોઇએ. ગમે તે પ્રકારનું કર્તવ્ય હોય, પણ તે આપણે માટે એક ધર્મકાર્ય છે માટે કરવુંજ જોઈએ, એવું દૃષ્ટિબિન્દુ રાખીને તથા તેના ઇષ્ટાનિષ્ટ પરિણામનો વિચાર મનમાંથી દૂર રાખીનેજ તે કાર્ય કરવું જોઇએ. શ્રીમદ્ભગવદ્ગીતામાં ભગવાન શ્રીકૃષ્ણે પણ આપણને એમજ કહેલું છે કે:-કર્તવ્ય માત્ર કર્તવ્યની ખાતરજ કરવું જોઇએ; કારણ કે કર્તવ્ય-કર્મ એજ ખરૂં પુણ્ય છે અને એજ સાચી પવિત્રતા આપનાર છે. જ્ઞાન જ્ઞાનને માટેજ પ્રાપ્ત કરવું જોઇએ.

## ગણિતની ઉપયોગતા

ગણિતના અભ્યાસથી કોઈ પણ જાતનો લાભ નથી, એમ માની બેસવું એ ભૂલભરેલું છે. ગણિતશાસ્ત્રના અભ્યાસથી અનેક ફાયદા છે; કેવળ ઉપર-ચોટિયો વિચાર કરવાથી એ વાત સમજાય તેમ નથી; માટે એનો જરા બારીક દૃષ્ટિથી વિચાર કરવાની જરૂર છે.

(૧) બાહ્યદૃષ્ટિએ જોતાં સમુદ્ર અત્યંત તોફાની અને ખળભળાટવાળો

જણાય છે; પરન્તુ એના અંતરમાં પ્રવેશ કરવાથી ડુબકી મારનારાઓને અનેક પ્રકારનાં મૂલ્યવાન રત્નો, હીરામાણેક વિગેરે જવાહીર મળી આવે છે. તેવીજ સ્થિતિ ગણિતશાસ્ત્રના અભ્યાસની છે.

(૨) ગ્રીસ દેશની પ્રાચીન દંતકથામાં વર્ણવેલાં વનદેવતાનાં પૂતળાં ઘણાંજ બેડોળ હોય છે; પરન્તુ બહારથી કુરૂપ અને ચમત્કારિક જણાતી એ આકૃતિમાં અધ્યારોપ કરેલા જે વનદેવતાનો નિવાસ હોય છે તેને ગ્રીકલોકો અત્યંત પૂજ્ય અને પ્રિય માને છે. ગણિતનું બાહ્ય સ્વરૂપ આપણને તેવીજ રીતે રુક્ષ લાગે છે; પરન્તુ ઉંડો વિચાર કરતાં તેની સ્થિતિ પણ આ વનદેવતાનાં પૂતળાં જેવી છે.

(૩) પ્રાકૃત લોકોને સૂર્યનો પ્રકાશ તદ્દન રંગવિનાનો જણાય છે, પરન્તુ શાસ્ત્રીય દૃષ્ટિથી વિચાર કરનારા મનુષ્યો ઇન્દ્રધનુષ્યના સાતે રંગો એ સૂર્યપ્રકાશમાં છે, એમ સંપૂર્ણરીતે સમજે છે.

ગણિત એ શબ્દને અંગ્રેજીમાં “મૅથેમૅટિક્સ” કહે છે. એનો ધાત્વર્થ એટલે કે મૂળ અર્થ કૌશલ્ય, જ્ઞાન અથવા શાસ્ત્ર એવો થાય છે; અને એ શાસ્ત્રની જે ભિન્ન ભિન્ન શાખાઓ છે, તેનો પણ તેજ અર્થ પ્રતિપાદિત થાય છે. ભિન્ન ભિન્ન પ્રકારની કળાઓ અને શાસ્ત્રોને આ ગણિતશાસ્ત્રનો મુખ્ય આધાર છે. દાખલાતરીકે ગ્રહજ્યોતિષ, દૃષ્ટિશાસ્ત્ર, ધ્વનિશાસ્ત્ર, ગતિશાસ્ત્ર, સ્થિતિશાસ્ત્ર, જલસ્થિતિશાસ્ત્ર, જલગતિશાસ્ત્ર, ઉષ્ણુતાગતિશાસ્ત્ર, ચુંબકશાસ્ત્ર વગેરે શાસ્ત્રો તેમજ નૌકાનયનવિદ્યા, શિલ્પવિદ્યા, વાસ્તુવિદ્યા વગેરે વિદ્યાઓ અને કળાઓ એ બધાનો વિસ્તાર ગણિતશાસ્ત્રમાંથી થયેલો છે. ગણિતશાસ્ત્ર આવી રીતે પ્રત્યક્ષ શાસ્ત્રસિદ્ધ થાય છે; અને જ્ઞાનની કોઈ પણ શાખા ગણિતશાસ્ત્રના જેવી નિશ્ચિત અને પ્રત્યક્ષ નથી, એમ જે કહેવાય છે તે કેવળ યથાર્થ છે.

આવી રીતે ભૂમિતિ અથવા તો ગણિત એ અન્ય સર્વ શાસ્ત્રોનું સાત્વિક અને પૌષ્ટિક અન્ન હોઇને સર્વ શાસ્ત્રોના મૂળભૂત આધારરૂપ છે.

રોજર બેકન*ના મત પ્રમાણે તો ગણિતશાસ્ત્ર એ અન્ય સર્વ શાસ્ત્રોના

*રોજર બેકન–તેરમા શતકનો એક મઠવાસી તત્ત્વજ્ઞ અને શાસ્ત્રજ્ઞ. એને ફલજ્યોતિષ ઉપર અત્યંત વિશ્વાસ હતો. પદાર્થવિજ્ઞાન અને ભૌતિકશાસ્ત્રની અન્ય શાખાઓમાં એણે અગત્યની શોધો કરી છે. એના જ્ઞાનપ્રદર્શનથી લોક એને જાદુગર સમજવા લાગ્યા. મઠવાસી બંધુઓના દ્વેષથી જાદુગિરી કરવાના આરોપ માટે પારિસમાં તેને કેદ કરવામાં આવ્યો હતો.

અભ્યાસનો રાજમાર્ગ છે. [1]સર રોબર્ટ બૉલ લખે છે કે, પદાર્થવિજ્ઞાનશાસ્ત્રમાં આજકાલ આપણે જે પ્રગતિ અને શોધ કરવાને સમર્થ થયા છીએ, તેનું મુખ્ય કારણ તો ગણિતશાસ્ત્રનો આધાર છે; એટલુંજ નહિ કિન્તુ પદાર્થવિજ્ઞાનશાસ્ત્રમાં પ્રયોગ કરીને નવીજ શોધ કરનારા અભ્યાસીઓ જો ગણિત શાસ્ત્રજ્ઞ ન હોય તો એ વિષયમાં યશસ્વી થવું અસંભવિત થઇ પડે છે અને એ સત્ય દિવસે દિવસે વિશેષ પ્રચાર પામતું જાય છે. ભિન્ન ભિન્ન શાસ્ત્રોમાં જે નવીન શોધો થાય છે તેમાં સાધારણરીતે એવું બને છે કે, આપણા વ્યવહારમાં જે પ્રસંગ સ્વાભાવિક રીતે ઉદ્ભવે છે તેનું સૂક્ષ્મ નિરીક્ષણ કરીને તેના ઉપર ગણિતશાસ્ત્ર પોતાની કાંઈક નવીન કલ્પના પ્રથમ બેસાડે છે. ત્યાર પછી કોઈ પ્રયોગશાસ્ત્રના લક્ષ્યવેધીનું તેનાપર ધ્યાન પડે છે અને ગણિતશાસ્ત્રજ્ઞની કલ્પનાના ખરાખોટાપણાની તે ભિન્ન ભિન્ન પ્રયોગવડે પરીક્ષા કરી જુએ છે. આવી રીતે ગણિતશાસ્ત્રી અને પ્રયોગશાસ્ત્રી બંનેના અનુભવની સંકલનાવડેજ જગતમાં મહાન શોધ થાય છે. આગગાડી તારયંત્ર, યાન, વિમાન ઇત્યાદિને લગતી જે કાંઇ શોધો આપણી દૃષ્ટિએ પડે છે તે બધાની ઉત્પત્તિ આવી રીતેજ થયેલી હોય છે; પરન્તુ જે ગણિતશાસ્ત્રી હોવાની સાથે પ્રયોગકુશળ પણ હોય તો તેને ખરેખર ધન્ય છે.

[2]હર્બર્ટ સ્પેન્સર કહે છે કે, ગણિતનો મુખ્ય વિભાગ અંકગણિત છે અને સર્વ પ્રકારની ઔદ્યોગિક પ્રવૃત્તિને તેનોજ આધાર છે. પછી તે પ્રવૃત્તિ કોઇ કારખાનું ઉભું કરવાની ગણત્રીની હોય, ઉપજખર્ચના અડસટ્ટાની હોય કે માલના ખરીદવકરાના હિસાબસંબંધી હોય; પણ અંકગણિત એ સર્વમાં મુખ્ય આધારરૂપ છે. એ વિષય કલ્પના કે અનુમાનનો નહિ; કિન્તુ નિશ્ચિત જ્ઞાનનો છે; એટલે કે એ વિષયના મહત્ત્વનું વિશેષ વર્ણન કરવાની આવશ્યકતાજ નથી.

એજ લેખક આગળ એમ પણ કહે છે કે:—" વાસ્તુવિદ્યા અથવા શિલ્પવિદ્યામાં પ્રાવીણ્ય સંપાદન કરનારાને ગણિતશાસ્ત્રની કોઇ પણ એક ખાસ શાખાનું અધ્યયન કરવુંજ પડે છે. ગામડાના હળ બનાવનાર સુતારથી લઇને કોઇ મહાન પુલ બાંધનારા શિલ્પશાસ્ત્રજ્ઞને સ્થાનાંતર માપની ગણત્રી કરવી

૧ સર રોબર્ટ બૉલ—પ્રખ્યાત અંગ્રેજ જ્યોતિષશાસ્ત્રજ્ઞ ( જન્મ ૧૮૪૦ ) કેમ્બ્રીજ વિશ્વવિદ્યાલયમાં જ્યોતિષશાસ્ત્રનો અધ્યાપક.

૨ હર્બર્ટ સ્પેન્સર—( ઇ૦ સ૦ ૧૮૨૦-૧૯૦૩ ) પ્રખ્યાત અંગ્રેજ તત્ત્વજ્ઞ.

પડે છે. જમીનની માપણી કરનાર મોજણીદાર, ઇમારતોના નકશા તૈયાર કરનાર શિલ્પશાસ્ત્રી, મકાનનો પાયો પૂરનાર ઓડ, ઈમારતનું ચણતર કરનાર કડીઆ વિગેરે સર્વને ભૂમિતિનાં પ્રમેયનો વ્યાવહારિક ઉપયોગ કરવો પડે છે. આગગાડીની બનાવટમાં તો પ્રારંભથી અંતપર્યંતની સર્વ રચના ભૂમિતિના તત્ત્વપરજ કરવી પડે છે. આગગાડીનો રસ્તો દોરવો, તેના ભિન્નભિન્નવિભાગોની રચના કરવી, પૂલ બાંધવા, સ્ટેશન બનાવવાં, પર્વતમાં રસ્તા કોતરી કહાડવા, આગબોટના વિષયમાં બંદરપર ડૉક બાંધવા, ત્યાં ઘાટ બનાવવા વિગેરે કામ ઉપરાંત ખાણુ ખોદવાનાં કામ વિગેરે સર્વ પ્રકારના કાર્યમાં ગણિતશાસ્ત્રના જ્ઞાનની પૂર્ણ આવશ્યકતા છે; એટલુંજ નહિ પણ ખેતરની જમીનમાં પાણી સર્વ સ્થળે સરખું પહોંચી શકે એટલા માટે તેની સપાટીને વ્યવસ્થિત બનાવવામાં પણ ભૂમિતિના જ્ઞાનની ખાસ આવશ્યકતા છે. વર્તમાન સમયનાં કારખાનાંની ઉન્નતિનો સર્વ આધાર યંત્રશાસ્ત્ર ( મિશ્રગણિતની એક શાખા) નાં તત્ત્વોના યોગ્ય ઉપયોગ ઉપરજ નિર્ભર છે.

ઇંગ્લંડ વિગેરે દેશમાં ઉપર વર્ણન કર્યું તેવી હાલની સ્થિતિ છે અને હિંદુસ્તાનની ભવિષ્યમાં એવી સ્થિતિ થયા વિના રહેશેજ નહિ. આપણે સવારે ખાધેલી રોટલીનુંજ દૃષ્ટાંત લઈએ. એનો ઈતિહાસ જોતાંજ યાંત્રિક શક્તિવિના આપણે એક ડગલું પણ આગળ ભરી શકીએ તેમ નથી. જે જમીનમાં ઘઉં વાવવામાં આવે છે ત્યાં પહેલાં યંત્રથી બાંધીને તૈયાર કરેલા કૂવામાંથી કોસવડે ખેંચીને પાણી બહાર કહાડવામાં આવે છે. જમીન પણ યંત્રવડે ખેડાય છે, પાકીને તૈયાર થયેલા ઘઉંની કાપણી તેમજ તેને મસળીને ઘઉં કહાડવાની રીત એ બધું યંત્રની મદદથીજ કરવામાં આવે છે. ઘઉં દળવાનું તેમજ તેના લોટની રોટલી વિગેરે બનાવવાનું કામ બધું યંત્રથીજ બને છે એમ કહીએ તો જરાયે અતિશયોક્તિ નથી. જે ઓરડીમાં તમે અત્યારે બેઠા છો ત્યાંજ આજુબાજુ નજર કરીને જોશો, તો દિવાલથી માંડીને દિવાલની અંદર બેસાડેલી ખીંટીઓપર્યંત; તેમજ ખુરશી, ટેબલ, સાદડી વિગેરે પ્રત્યેક પદાર્થ જે કાંઇ તમારી નજરે પડશે તે બધા યંત્રથીજ બનાવ્યા છે, એમ સિદ્ધ થશે. તમારા અંગપરનાં કપડાંનો વિચાર કરશો, તોપણ તે સાદું, રંગીન, ભરતકામવાળું કે ગમે તેવું હશે; તોપણ તે યંત્રનીજ બનાવટનું હશે. તેમ એ કપડાં શીવેલાં હશે તોપણ યંત્રપરજ તૈયાર કર્યાં હશે. તમારા હાથમાં અત્યારે જે ગ્રંથ છે તેના કાગળ બનાવવાનું, છાપવાનું અને પુસ્તક બાંધવાનું

કામ પણ યંત્રથીજ કરવામાં આવ્યું હશે. આવી રીતે પૃથ્વી તેમજ સમુદ્રપટ· પરનાં પ્રત્યેક કાર્યનો વિચાર કરી જુઓ, એટલે યંત્રશાસ્ત્રની મહત્તાનો તમને સહજ ખ્યાલ આવશે. આ સર્વ વ્યવહારમાં યંત્રશાસ્ત્રના જ્ઞાનનો જેવી રીતે આપણે ઉપયોગ કરીએ,તેના ઉપરજ સર્વ ઔદ્યોગિક યશ અપયશનો આધાર રહે છે. શિલ્પકલાભિજ્ઞ પોતાની સામગ્રીઓના સામર્થ્યનું અનુમાન કરવામાં ભુલચૂક કરે છે,તો તેણે બાંધેલો પૂલ થોડાજ સમયમાં જમીનદોસ્ત થઇ જાય છે. જે કારખાનાવાળો પોતાનું કારખાનું બાંધવામાં નબળાં યંત્રોનો ઉપયોગ કરે છે, તે ઉત્તમ યંત્રસામગ્રીયુક્ત કારખાનાવાળાઓ સાથે સ્પર્ધા કરવાને સમર્થ થતો નથી; તેવીજરીતે વહાણ બાંધનાર જૂના પુરાણા નમુનાનું વહાણ બાંધે તો આધુનિક લહરિરેષા તત્ત્વના સિદ્ધાંતને આધારે બાંધેલા વહાણ જેટલું વેગવાળું નહિ થાય. જે દેશના લોક અન્ય દેશના લોક કરતાં જેટલા પ્રમાણમાં વિશેષ ઉદ્યોગી અને કુશળ હશે તેટલાજ પ્રમાણમાં તે અન્ય દેશના લોક કરતાં પોતાની પ્રગતિ અને ઉન્નતિ કરવામાં વિશેષ સમર્થ થાય છે. આ સિદ્ધાન્તની સત્યતા સ્વીકારીએ એટલે યાંત્રિક જ્ઞાનની પ્રગતિ ઉપરજ રાષ્ટ્રીય પ્રગતિનું અવલંબન છે, એમ અવશ્યમેવ સ્વીકારવુંજ પડે છે.

## શાસ્ત્રીય શોધ અને ગણિતશાસ્ત્ર

આધુનિક સમયમાં જે જે નવીન શોધ થયેલી છે અને જેને માટે સમસ્ત જગત્ અભિમાન ધરાવે છે તેનું માન કોને ઘટે છે, એ તરફ આપણે હવે જરા નજર કરીએ.

૧—પહેલું બાષ્પયંત્ર ( સ્ટીમ ઇન્જીન ) કોણે બનાવ્યું ?- ગણિતસંબંધી ઉપકરણ તૈયાર કરનાર જેમ્સ વૉટે.

૨—ઘડીઆળ પ્રથમ કોણે શોધી કહાડયું ? ગણિતશાસ્ત્રજ્ઞ ગેલિલિઓએ.

૩—દૂરબીનની શોધ પ્રથમ કોણે કરી ? ગણિતશાસ્ત્રજ્ઞ ગેલિલિઓએ.

૪—વાયુભારમાપક યંત્ર (બૅરોમીટર) ની કલ્પના પ્રથમ કોના મસ્તિષ્ક-માંથી ઉદ્ભવ પામી ? ગણિતશાસ્ત્રજ્ઞ પાસ્કલના મગજમાંથી.

૫—સિરેક્યુઝના રાજા હાયરોના સુવર્ણમુકુટમાં હલકા પ્રકારનું સોનું કેટલું છે એ કોણે શોધી કહાડયું ? ગણિતશાસ્ત્રવેત્તા આર્કિમીડીઝે.

૬—ગુરુત્વાકર્ષણનો નિયમ શોધી કહાડવાનું માન કોને ઘટે છે ? ગણિત-શાસ્ત્રજ્ઞોના રાજા ન્યૂટનને.

આ પ્રશ્નોત્તરપરથી એમ સ્પષ્ટ જણાઈ આવે છે કે, સંસારમાં વ્યાવહારિક ઉપયોગના ઘણા ખરા પદાર્થો પ્રત્યક્ષ અથવા અપ્રત્યક્ષરીતે ઉત્પન્ન કરવાનું કામ આપણે જેને ગણિતશાસ્ત્રજ્ઞના નામથી ઓળખી શકીએ છીએ એવા પુરુષોના હાથથીજ થયેલું હોય છે.

પ્રોફેસર ઍડમ્સ નામના એક અંગ્રેજ જ્યોતિષશાસ્ત્રજ્ઞે જગતમાં તે સમય સુધી નહિ પ્રસિદ્ધિ પામેલા એક ઉપગ્રહના અસ્તિત્વનું ભવિષ્ય ભાખ્યું હતું; ત્યાર પછીજ વ્યાવહારિક જ્યોતિષના એક પ્રવીણ અભ્યાસીએ એ ઉપગ્રહની શોધ કરી. લાખો માઈલોના અંતરે રહેલાં આકાશનાં નક્ષત્રોનું ચોક્કસ અંતર કેટલું છે, એ મુકરર કરવામાં ગણિતશાસ્ત્ર ઉપયોગી થઇ પડે છે. કોઇ અત્યંત સૂક્ષ્મ પરમાણુ અથવા અણુના મહત્ત્વનું માપ શોધવામાં ગણિતની સહાયતા લેવી પડે છે. સારાંશ કે એક નાનામાં નાની વસ્તુથી લઇને અત્યંત મહાન વસ્તુસુધીનું માપ ગણિતશાસ્ત્રજ આપણને કરી આપે છે; તેવીજ રીતે સાન્તસંખ્યામાંથી અનંત સંખ્યામાં પણ તેજ આપણને પહોંચાડે છે.

પ્રત્યેક પદાર્થના મુખપૃષ્ઠપર સર્વ શક્તિમાન પરમેશ્વરે પોતાના વિધિહસ્તેજ યાવચ્ચંદ્રદિવાકરૌ રહે તેવા સ્પષ્ટ અક્ષરોથી જે નિયમો લખી રાખ્યા છે, તે નિસર્ગના સર્વવ્યાપી નિયમોમાંથી કોઇ કોઇની શોધ ગણિતશાસ્ત્ર કરી આપે છે. ગેલિલિઓ કહે છે કે:—“નિસર્ગનો પ્રચંડ ગ્રંથ જે ભાષામાં લખાયેલો છે, તેના મૂળાક્ષર ભૂમિતિશાસ્ત્રનાં રેષા અને આકૃતિજ છે.”

સ્થિતિશાસ્ત્ર અને ગતિશાસ્ત્ર એ બન્નેમાં ભિન્ન ભિન્ન નિયમોના અનુરોધથી પ્રેરણામાં કેવા પ્રકારનો ફેર પડે છે, તેનો વિચાર ગણિતશાસ્ત્રજ્ઞ કરે છે અને કોઈ પણ નવીન શક્તિનો તેમાં ઉદય થાય તો નિસર્ગના સામાન્ય નિયમ પ્રમાણે જે પ્રેરણા થાય છે તેના કરતાં આ નવીન શક્તિથી કાંઈ ભિન્ન પ્રકારની થઇ શકતી હોય, એમ જો તેને લાગે તો તે શક્તિનો સ્વીકાર કરવામાં ગણિતશાસ્ત્રજ્ઞ સર્વદા તત્પર હોય છે; પરન્તુ ગણિતશાસ્ત્રની સહાયતા સિવાય શાસ્ત્રીય પ્રયોગ કરનારા મનુષ્યને તે નવીન શક્તિનો ઉપયોગ કરવાનું શરૂઆતમાં બહુ મુશ્કેલ થઈ પડે છે. ગણિતશાસ્ત્ર જૂના અને નવા પ્રત્યેક પદાર્થના ધર્મોનો વિચાર કરે છે. આ ઉપરથી જણાશે કે ગણિતશાસ્ત્રનું જ્ઞાન અત્યંત મહત્ત્વનું છે.

## ગણિતના સિદ્ધાન્ત અચલ અને અવિનાશી છે.

અનંતતાના પૃષ્ઠપર ગણિતશાસ્ત્રના નિયમ અને કાયદાઓ ત્રિકાળમાં

ઉત્પન્ન થનારાં નામરૂપ અને વસ્તુસ્થિતિને નિયંત્રિત કર્યા કરે છે. જગતમાં સર્વ પરિસ્થિતિ ક્રમશઃ બદલાયા કરે છે અને જૂનીની જગ્યાએ નવીન પરિસ્થિતિ ઉભી થાય છે, એવો સર્વનો સામાન્ય અનુભવ છે; પરન્તુ ગણિતના સિદ્ધાન્ત અચલ અને અવિનાશી છે અને સૃષ્ટિના દરેક સ્થિત્યંતર ઉપર તે પોતાનો અમલ બજાવવાનું કામ અદ્યાપિપર્યંત કર્યા કરે છે; તેમાં કોઈ પણ જાતનો વિક્ષેપ હજીસુધી થયોજ નથી.

હર્બર્ટ સ્પેન્સર એક સ્થળે લખે છે કેઃ-"સર્વ કાળમાં સર્વ મનુષ્યોને લાગુ પડે એવી પરિસ્થિતિ અલ્પ કાળમાં મનુષ્યોની અલ્પસંખ્યાને લાગુ પડે એવી સ્થિતિ કરતાં વિશેષ મહત્ત્વનીજ હોવી જોઇએ. એથી એમ સિદ્ધ થાય છે કે, કાયમ ટકી રહે તેવી વસ્તુસ્થિતિનું જ્ઞાન કામચલાઉ વસ્તુ-સ્થિતિના કરતાં વિશેષ કિમતી છે, એ પણ કબૂલ કરવું જોઈએ."આ પ્રકારનું જ્ઞાન ગણિતશાસ્ત્ર આપણને આપી શકે છે અને એ ઉપરથી એ શાસ્ત્રનું કેટલું મહત્ત્વ છે એ તમારા લક્ષમાં આવશે.

ઘણાઓને કાયદાના વિષયના જ્ઞાનનું બહુ અભિમાન હોય છે; પરન્તુ કાયદાનું જ્ઞાન માત્ર આ ક્ષણભંગુર જગતના વ્યવહારપૂરતુંજ છે; એવા અલ્પજ્ઞાનના સંબંધમાં મનુષ્યને અભિમાન થાય છે તો પછી આ જગત તેમજ પરલોકવિષયક જ્ઞાન જે શાશ્વત નિયમથી મેળવી શકાય છે તેનો તિરસ્કાર મનુષ્યે શામાટે કરવો જોઇએ ? નિસર્ગના જે અદૃશ્ય અને અચલ નિયમથી મનુષ્યની આંખનાં આંસુ બને છે અને જે સત્તાથી તે તેના ઉત્પત્તિ-સ્થાનમાંથી નીચે ગળી પડે છે, તેજ નિયમના આધારે આ પૃથ્વીનો ગોળાકાર થયો છે અને તેજ નિયમના પ્રભાવથી આકાશવર્તી ગ્રહોને સૂર્યની પ્રદક્ષિણા કરવી પડે છે. આ તેમજ આવા પ્રકારના અન્ય નિયમોનો વિચાર ગણિત-શાસ્ત્રના આધારેજ થઇ શકે છે.

## ગણિતશાસ્ત્રની વ્યાપકતા

ગણિતશાસ્ત્રનો પ્રદેશ ભૌતિક પદાર્થો જેટલોજ મર્યાદિત નથી; કિંતુ મન અને બુદ્ધિની ભૂમિકાની સ્થિતિનો પણ તેમાં અંતર્ભાવ થાય છે. એ સિદ્ધાંતનો વિચાર કરવો હોય તો "સંભવકલન"* ઉપર સુપ્રસિદ્ધ લેખકોએ શું લખ્યું છે તે જોઈએ એટલે ગણિતનો વિષય કેટલો વ્યાપક છે,તે સહજ લક્ષમાં

* સંભવકલન-ઉચ્ચગણિતની એક શાખા. વીમા કંપનીના હપ્તાનાં કોષ્ટકો કરવામાં એ પદ્ધતિનો બહુ ઉપયોગ કરવો પડે છે.

આવી જશે. ગણિતનો સિદ્ધાન્ત શ્રદ્ધાના વિષયને કેવી રીતે લાગુ પડે છે, એ આ લેખકોએ સ્પષ્ટ સમજાવ્યું છે. તેવીજ રીતે ભાવનાના વિષયને પણ ગણિતનો સિદ્ધાન્ત લાગુ પડે છે એવું [1]એજવર્થ અને [2]જીવાન્સ નામના લેખકોએ સિદ્ધ કરી આપ્યું છે. મિલ્ટનનું કહેવું એમ છે કે:-"શ્રદ્ધાવાન મનુષ્યને જે સુખ પ્રાપ્ત થાય છે તેમાંનો થોડો ભાગ આપણને આ જગતમાં મળેલા અનુભવમાંથી ઉત્પન્ન થયેલો હોય છે." મિલ્ટનના આ સિદ્ધાન્તને સાચો માનીએ તો ગણિતના અભ્યાસથી પરલોકમાં તમને અવશ્ય વિશેષ સુખ મળવુંજ જોઇએ; કારણ કે ગણિતના અભ્યાસથી જે જ્ઞાન પ્રાપ્ત થાય છે તેની વ્યાપકતા અત્યંત હોવાથી એ જ્ઞાનનો ઉપયોગ હરકોઇ વિષયમાં થઈ શકે છે.

જ્ઞાનની દૃષ્ટિએ ગણિતશાસ્ત્રનું મહત્ત્વ કેટલું છે એ સંબંધે અત્યારસુધી આપણે વિવેચન કર્યું. હવે જરા વ્યવસ્થાની દૃષ્ટિથી ગણિતની મહત્તા કેટલી જણાય છે તે તરફ દૃષ્ટિ અને વિચાર કરીએ. માનસિક શક્તિઓને બલવત્તર બનાવવામાં ગણિતશાસ્ત્ર ઉત્તમ પ્રકારનું કાર્ય કરે છે એ નિઃસંશય વાર્તા છે. અને નીચેની હકીકતથી એ વાત તમારા લક્ષમાં જરૂર ઉતરશે.

ઉર્દૂ ભાષામાં ગણિતશાસ્ત્રને 'રિયાજી'* કહે છે. એ શબ્દનો મૂળ અર્થ "વ્યવસ્થાનું શાસ્ત્ર" એવો થાય છે. ગણિતના અભ્યાસથી મનને જે વ્યાયામ મળે છે, તેના યોગાનુયોગે બુદ્ધિની સર્વ શક્તિઓની વૃદ્ધિ થવામાં અત્યંત સહાયતા મળે છે.

હિંદુસ્તાનમાં કેટલાએક વિદ્યાર્થીઓને શારીરિક વ્યાયામના શું ફાયદા છે તેનું પણ જ્ઞાન હોતું નથી; એને લીધે ખાવાપીવાના પદાર્થોનું સેવન કરવામાં જેટલી તેમની પ્રીતિ હોય છે, તેટલી પ્રીતિ વ્યાયામ કરવામાં નથી હોતી; પરંતુ જે મનુષ્ય વિશેષ વ્યાયામ (કસરત) કરે છે તેને અન્નપર વિશેષ

---

૧ એજવર્થ-(૧૭૪૪-૧૮૧૭) સુપ્રસિદ્ધ અંગ્રેજ લેખક.

૨ જીવાન્સ-(૧૮૩૫-૧૮૮૨) પ્રખ્યાત અંગ્રેજ અર્થશાસ્ત્રજ્ઞ અને ન્યાયશાસ્ત્રી.

* રિયાજી-રિયાજત શબ્દનો ધાત્વર્થ વ્યવસ્થિત કરવું એના જેવો છે. અરબી ભાષામાં રિયાજા એટલે બાગ એવો અર્થ થાય છે; કારણ બાગમાં ઝાડપાનની વ્યવસ્થા કરવી જોઇએ. આગળ જતાં સુફીપંથમાં એના ઉપરથી રિયાજીનો યોગિક અર્થ હઠયોગ, નૈતિક કર્મ કરવાં અને ધ્યાનધારણાના જેવો થવા લાગ્યો. ગણિતશાસ્ત્રમાં આંકડા અને રકમની વ્યવસ્થિતપણે યોજના કરવાની હોવાથી તેને રિયાજી કહેવામાં આવે છે; અને એજ અર્થમાં આજકાલ એ શબ્દ રૂઢ થઇ ગયો છે.

રુચિ ઉત્પન્ન થાય છે; અને પાચન કરવાની શકિત પણ તેનામાં વિશેષ ઉત્પન્ન થાય છે. જે નિયમ શારીરિક વ્યાયામને લાગુ પડે છે તેજ નિયમ માનસિક વ્યાયામને પણ લાગુ પડે છે. હિંદુસ્તાનમાં ઘણાખરા વિદ્યાર્થીઓનું ગણિતશાસ્ત્રપ્રતિ દુર્લક્ષ હોય છે. એ વિષયના અભ્યાસને તે વેઠ સમજે છે અને એવી ભાવનાને લીધે એ વિષયનો અભ્યાસ ઉંચા મનેજ કરે છે; પરંતુ જેમ જેમ ગાણુતશાસ્ત્રનો અભ્યાસ વધતો જાય તેમ તેમ અન્ય વિષયના અભ્યાસ તરફ પણ અભિરુચિ અને પ્રાવીણ્ય વધતાં જાય છે એ તત્ત્વ તેના લક્ષમાંજ આવતું નથી.

## ગણિત અને તત્ત્વજ્ઞાન

ગણિતના વિષયના મહત્ત્વનું વર્ણન કરતાં [1]લૉક નામનો એક અંગ્રેજ તત્ત્વજ્ઞ લખે છે કેઃ–“ કોઇ પણ વિષયમાં એકાગ્રતાથી પદ્ધતિપૂર્વક વિચાર કરવાની મનને ટેવ પાડવાની બાબતમાં ગણિતના વિષયનો અભ્યાસ એ અત્યંત મહત્ત્વનો ઉપાય છે. મારો કહેવાનો અર્થ કાંઇ એવો નથી કે પ્રત્યેક મનુષ્યે ગણિતશાસ્ત્રના અભ્યાસમાં પારંગત થવું જોઇએ; પરંતુ એટલું તો ચોક્કસ છે કે થોરો કાળ ગણિતનો અભ્યાસ કર્યા પછી મનને નિયમસર વિચાર કરવાની ટેવ પડે છે; અને એકવાર એ ટેવ પડયા પછી પ્રસંગાનુસાર તેનો પ્રવાહ જ્ઞાનની અન્ય શાખાપ્રશાખાપ્રતિ મનુષ્યને સહેજે લઇ જાય છે.” આ સિદ્ધાંતનો વિચાર કરતાં કોઇ એવો પ્રશ્ન કરે કેઃ–“ અમારી બુદ્ધિની શકિત જેટલી જોઇએ તે પ્રમાણમાં વધેલી છે, તેનું કારણ કાંઇ ગણિતશાસ્ત્ર નથી; ” પરંતુ એમ કહેવું એ વાસ્તવિક નથી. જે મનુષ્ય શરીરે હૃષ્ટપુષ્ટ અને બલવાન હોય તે પણ જો કસરત કરે તો તેથી તેના શારીરિક બળમાં ઉમેરોજ થાય છે. એજ પ્રમાણે જેનું બુદ્ધિસામર્થ્ય પહેલેથીજ પ્રબળ હોય તે પણ જો ગણિતશાસ્ત્રનો અભ્યાસ કરે તો તેની શકિત બળવત્તર થાય છે.

ચામર્સ નામનો સ્કૉટલેંડનો એક સુપ્રસિદ્ધ ધર્મોપદેશક કહે છે કેઃ–“બાયબલનો ઇસુખ્રિસ્તનો ઉપદેશ લોકોને સ્પષ્ટ કરીને સમજાવતી વખતે “ત્રિકોણના ત્રણ ખૂણાનો સરવાળો બે કાટખૂણાના સરવાળાની બરોબર હોય છે” એવા ભૂમિતિના કોઇ પણ સિદ્ધાંત કરતાં બાયબલના જ્ઞાનમાં વિશેષ હુશીઆરી જોઇએ છીએ એમ હું નથી માનતો.કોઇ પણ સિદ્ધાન્તને ભૂલચૂકવિના પૂર્ણપણે સમજવાની, તેમજ તેને અન્યના મગજપર ઠસાવવાની શકિત

[1] લૉક–(૧૬૩૨–૧૭૦૪) ઇંગ્લંડનો એક તત્ત્વજ્ઞ.

ભૂમિતિના અભ્યાસની માનસિક કસરતથી વૃદ્ધિ પામે છે, એવો મારો પૂર્ણ નિશ્ચય થયો છે. ભૂમિતિમાં સિદ્ધાંતની પ્રતિજ્ઞા પ્રમાણે સિદ્ધાંત ગણવામાં મનને ભિન્ન ભિન્ન સિદ્ધાન્તો તરફ લક્ષ દેવું પડે છે; અને તેને લીધે ક્રમશઃ જે પ્રગતિ થાય છે તેથી મનને આગળ જતાં હરકોઇ વિષયમાં પ્રમાણશુદ્ધ અને નિશ્ચિત વિચાર કરવાની ટેવ પડે છે.મનુષ્યને વકીલાતનો ધંધો કરવો હોય, અથવા પ્લેટફાર્મ પર ચડી વ્યાખ્યાન આપવાં હોય કે ધર્મોપદેશ કરવો હોય,તો તેની તૈયારી માટે તેણે ગણિતનો અભ્યાસ અવશ્યમેવ કરવો જોઇએ. સાધ્યદૃષ્ટિથી ગણિતને કદાચિત્ વિશેષ લાભકારક ન ગણીએ તોપણ સાધનની દૃષ્ટથી તો તે માનસિક શક્તિની વૃદ્ધિ કરનાર અને મનને વિચાર કરવાનું વલણ આપનાર તરીકે તે સિદ્ધ થાય છેજ; અને એમાંજ એનું પૂર્ણ મહત્ત્વ છે. ”

“ આગામી પદ્ધતિનાં શાસ્ત્રોનો ઇતિહાસ અને તેનું તત્ત્વજ્ઞાન ” એ નામના ગ્રંથના લેખકે “ ગણિતના અભ્યાસસંબંધે વિચાર ” એ વિષયપર લખતાં લખતાં એક સ્થળે એવા ઉદ્ગાર કહાડયા છે કેઃ—“તારતમ્ય બુદ્ધિની સશાસ્ત્ર વૃદ્ધિ કરવાને માટે ગણિત વિષયનો પદ્ધતિપુરઃસર અભ્યાસ કરવો એ અત્યંત મહત્ત્વનું સાધન છે; અને ઉદાર શિક્ષણનો અર્થ મનુષ્યની માનસિક શક્તિની પ્રત્યેક દિશામાં ઉન્નતિ કરવી એવોજ થાય છે. મનુષ્યે તર્કશક્તિથી કરેલાં અનુમાનો વ્યાવહારિક સ્થિતિ સાથે બરોબર અનુકૂળ હોવાંજ જોઇએ.આપણા અંતઃકરણમાં જે શ્રદ્ધા હોય તેનાં કારણો બતાવતાં આવડવુંજ જોઇએ. સૉલોમને એક એવા મૂર્ખનું વર્ણન કર્યું છે કે જે પોતાના સિદ્ધાન્તોનાં દૃષ્ટાંત અને કારણો આપીને પૂરવાર કરી શકે એવા સાત ડાહ્યા માણસોના સિદ્ધાન્ત કરતાં મારો સિદ્ધાન્તજ ખરો છે એવી હઠ પકડીને બેઠો હતો; પરંતુ એવી સ્થિતિ કોઈ પણ રીતે ઇષ્ટ તેમજ લાભકારક નથી. પોતાનો સિદ્ધાન્ત સપ્રમાણ સમજાવવાની કળા એ એક મહત્ત્વનો વિષય છે અને બુદ્ધિની ખીલવણી થયા સિવાય એ કળા સાધ્ય થવી અસંભવિત છે. એવા પ્રકારનો બુદ્ધિનો વિકાસ કરવો એજ ઉદાર શિક્ષણનો મુખ્ય હેતુ છે. ”

આ અભિપ્રાયને જોન સ્ટુઅર્ટ મિલના મતનો ટેકો મળે છે.“તર્કશાસ્ત્રની પદ્ધતિ ” એ નામના ગ્રંથમાં એણે નીચે પ્રમાણે ઉદ્ગાર કહાડયા છે.

“ અન્ય શાસ્ત્રના અભ્યાસ માટે ગણિતશાસ્ત્રનો અભ્યાસ કરવો જોઇએ. એ દૃષ્ટિએ એ શાસ્ત્રનું મહત્ત્વ સિદ્ધ થાય છે. ઇંદ્રિયવિજ્ઞાનશાસ્ત્ર, સમાજશાસ્ત્ર, રાજશાસન વગેરે કઠિન શાસ્ત્રોમાં ગણિતની પદ્ધતિનોજ ઉપયોગ કરા-

વવાનો છે. નિગમનપદ્ધતિના શાસ્ત્રનું ગણિત એ આ સિદ્ધાંતનું પૂર્ણપણે ઉદાહરણ છે. અત્યંત કઠિન અને ગુંચવણવાળા શાસ્ત્રીય નિયમની શોધ કરવાના અને તે સિદ્ધ કરવાના કામમાં સામાન્ય વસ્તુસ્થિતિના નિયમોનો કેવી રીતે ઉપયોગ કરવો એ કળાનું શિક્ષણ, પદાર્થવિજ્ઞાનશાસ્ત્રની ભિન્ન ભિન્ન શાખાઓમાં ગણિતનો જે ઉપયોગ કરવામાં આવે છે તે ઉપરથી તત્ત્વવેત્તાને બહુ સારી રીતે મળે છે. આ ઉપરથી પણ કોઇ પણ શાસ્ત્રનો અભ્યાસ કરવામાં ગણિતશાસ્ત્રનો અભ્યાસ અત્યંત આવશ્યક છે એમ સાબીત થાય છે; એટલુંજ નહિ પણ પ્લેટોએ કહ્યું છે તેમ જેણે ગણિતનો અભ્યાસ કર્યો નથી, તે મનુષ્ય તત્ત્વજ્ઞાનની કોઇપણ ઉચ્ચ શાખામાં પ્રવીણતા મેળવી શકતોજ નથી, એ વાક્યની સ્પષ્ટતા સિદ્ધ થાય છે.”

ગણિતના અભ્યાસથી બુદ્ધિ અને સ્મરણશક્તિની ખિલવણી અને વૃદ્ધિ થાય છે. ગણિતશાસ્ત્રનો અભ્યાસ કરવાથી સ્મરણશક્તિની જે વૃદ્ધિ થાય છે તે કાંઇ એકલી ગોખણપટ્ટીથી થતી નથી; પરંતુ કોઇ પણ સિદ્ધાન્તનો પદ્ધતિઃસર વિચાર કરીને પોતાના જ્ઞાનમાં એકરૂપાકાર કરી ધ્યાનમાં રાખવાની ટેવથી થાય છે. ગણિતના અભ્યાસથી સ્મરણશકિત કેટલી ખીલે છે અને તીવ્ર થાય છે તેનું ઉદાહરણ પ્રો. લોયસેટી છે. ગણિતના વિષયમાં ગોખણપટ્ટીને સ્થાનજ મળતું નથી. એ વિષયનું તો સ્વરૂપજ એવું છે કે બરોબર સમજી લીધા વિના એમાં બિલકુલ પ્રગતિજ થતી નથી.

અલબત્ત એટલું તો કબૂલ કરવું જોઇએ, કે શરૂઆતમાં ગણિતનો વિષય શુષ્ક અને કંટાળો ઉપજાવે એવો લાગે છે; પરંતુ એટલા માટેજ એનો અભ્યાસ અત્યંત ઉત્સાહ અને એકાગ્રતાથી કરવો જોઈએ; અને એમ કરવાથીજ આપણી ઇચ્છાશકિતનું સામર્થ્ય વધે છે. ઈંગ્લંડનો પ્રખ્યાત પ્રાણિશાસ્ત્રજ્ઞ હકસલે કહે છે કેઃ–“કોઇપણ વાત અવશ્ય કરવાનીજ છે એમ જ્યારે હોય છે ત્યારે પછી તે આપણને પસંદ હોય કે ન હોય તોપણ તે એક સરખીરીતે કર્યા કરવાથી, તેનો અભ્યાસ ચાલુ રાખવાનું સામર્થ્ય તેના શિક્ષણમાંથી ઉત્પન્ન થાય છે; અને શિક્ષણનું અત્યંત મહત્ત્વનું પરિણામ એજ છે.” વાસ્તવિક રીતે મનુષ્યે આ તત્ત્વ શિક્ષણના પ્રારંભકાળમાંજ સમજવું જોઇએ; પરંતુ તેમ ન થતાં બહુધા શિક્ષણના અંતેજ અભ્યાસીના મનપર અતિ ઉત્તમ રીતે તે અસર કરે છે.

ગણિતનો વિષય અત્યંત કઠિન છે તેથી ચિત્તની એકાગ્રતા વિના કોઈ

પણ વિદ્યાર્થીની તેમાં પ્રગતિ થવી સંભવિત નથી. ચિત્તની ચંચળતા દૂર કરી તેને સ્થિર કરવાનો ગણિતના જેવો બીજો કોઇ પણ ઉપાયજ નથી. બેકન લખે છે કેઃ–“જે મનુષ્યનું મન અત્યંત ચંચળ હોય તેણે ગણિતનો અભ્યાસ કરવો જોઇએ; કારણ કે ગણિતમાં ઉદાહરણ ગણતાં મનુષ્યનું ચિત્ત જરા પણ વિક્ષિપ્ત થાય તો કરેલો સર્વ પરિશ્રમ વ્યર્થ જાય છે; અને એનાં એ ઉદાહરણ પાછાં શરૂઆતથીજ ગણવાં પડે છે.” ગણિતથી થનારો આ લાભ પણ કાંઇ નાનો સુનો નથી.બીજા કોઈપણ કારણથી નહિ તો કેવળ **ચિત્તની એકાગ્રતા પ્રાપ્ત કરવા માટે પણ આપણેગણિતનું મહત્વ સ્વીકારવું જોઇએ.** જેમનુષ્યને ચિત્તની એકાગ્રતા સિદ્ધ થઇ નથી અને એક વિષય પોતાની પાસે હોય એટલામાંજ અન્ય વિષય તરફ જેનું ચિત્ત દોરાઈ જાય છે, એવા મનુષ્યથી જ્ઞાનની કોઇ પણ શાખામાં કાંઇ વિશિષ્ટ મહત્વનું કાર્ય બની શકવાનુંજ નહિ.

ગણિતમાં પ્રવીણતા પ્રાપ્ત કરવાનો માર્ગ એટલો વિકટ છે અને તેની સાથે ચિત્તની સ્થિરતાની એમાં એટલી તો આવશ્યકતા છે, કે જેવી રીતે ઉજ્જડ જમીનપર ફેરવેલુંજ હળ જેમ ઘસાઇને સુંવાળું થાય છે તેજ પ્રમાણે આપણું ચિત્ત પણ એ માર્ગનો અભ્યાસ કરતાં નડતી મુશ્કેલીઓથી સુસ્થિર અને મૃદુ થઇ જાય છે.

સપાટ અથવા ઢાળવાળી જમીનપર લાકડાના બે ગોળ દડા ફેંકયા હોય તો તેમાં જે દડો સુંવાળો અને સરખીરીતે ગોળાકાર કરેલો હશે તે, બીજા ખડબચડા દડા કરતાં ઝપાટાબંધ આગળ ચાલ્યો જશે. આજ ન્યાય મનુષ્યના મગજને લાગુ પડે છે. ગણિત વિષય જેવી ખડબચડી ભૂમિમાં દીર્ઘ સમય સુધી ઉપયોગ કરવાથી ઘર્ષણના યોગે જે મનુષ્યનું મગજ અતિશય નિર્મળ થયેલું હોય છે, તે મનુષ્ય જે મનુષ્યના મગજે આવો પરિશ્રમ વેઠેલોજ નથી તે મનુષ્યના કરતાં અનેક બાબતમાં સમાન હશે તોપણ કોઈ વિકટ પ્રસંગ આવી પડે છે ત્યારે તે તેમાં ઘણા લાંબા સમય સુધી અવિરત પરિશ્રમ કર્યા કરે છે.

ગણિતનો અત્યંત દીર્ઘકાળસુધી અભ્યાસ કરવાથી મનુષ્યના શરીરમાં દૃઢ નિશ્ચય અને ચીવટ ઉત્પન્ન થાય છે એટલુંજ નહિ; પરન્તુ ઉદ્યોગશીલતા તેના અંગમાં સ્ફુરી આવે છે. શરીરમાં શક્તિનો અત્યંત સંચય થવાથી મનુષ્ય આલસ્યવૃત્તિનો મહાન્ દ્વેષી બને છે; ગણિતમાં પ્રાવિણ્ય સંપાદન કરવાની ઇચ્છા રાખનાર વિદ્યાર્થીએ યશની પ્રાપ્તિ માટે દીર્ઘકાળપર્યંત પરિશ્રમ

કરી શકવાની ટેવ પાડવી જોઇએ અને તેટલા માટે જેવી રીતે ચાલતી આગગાડીની વરાળ બંધ કરી દીધી હોય તોપણ જેમ તે ચાલુ વેગને લીધે થોડો વખત ચાલ્યાંજ કરે છે તેવી રીતે વિદ્યાર્થીદશા પૂરી થયા પછી પણ મનુષ્ય કોઇ પણ વિષયમાં એક સરખું કાર્ય કર્યા કરે છે; પરન્તુ અત્યંત ખેદની વાત તો એ છે કે અનેક અવિચારી તરુણ વિદ્યાર્થીઓની સ્થિતિ એનાથી કેવલ ઉલટીજ હોય છે. વિદ્યાધ્યયન ચાલુ હોય છે ત્યારે એ વિદ્યાર્થીઓ ગણિતનો કિંવા એના જેવા અન્ય કઠણ વિષયોનો અભ્યાસ બહુ ચીવટથી કરે છે; પરન્તુ વિશ્વવિદ્યાલયનો અભ્યાસક્રમ પૂરો થતાંજ તેઓ સંસારમાં પ્રવેશ કરે છે અને વિષયોપભોગની લાલસા તેને આગળ ખેંચી જાય છે, તેથી પૂર્વજ્ઞાન અને શક્તિ હતાં ન હતાં થઇ જાય છે; અર્થાત્ તરુણની પ્રગતિ તદ્દન અટકી પડે છે અથવા તો તેની ગતિ અત્યંત મંદ બની જાય છે.

મનુષ્યની આધ્યાત્મિક ઉન્નતિને ગણિતના અભ્યાસથી અત્યંત વિલક્ષણ રીતે સહાયતા મળે છે અને એ અભ્યાસથી તેના નૈતિક શીલનો પાયો અત્યંત મજબૂત થાય છે. ગણિતના અભ્યાસથી આવી રીતનો લાભ પ્રાપ્ત થાય છે એમ જાણીને તમને કદાપિ આશ્ચર્ય થશે; પરન્તુ વસ્તુસ્થિતિ એવી છે એમાં તો જરાયે શક નથી.ગણિતમાં અઘરામાં અઘરાંઉદાહરણ ગણતાં ડગલે ડગલે આપણે નિરાશ થઇએ છીએ અને આપણે કેટલા અસમર્થ છીએ એવું ભાન થતાં આપણું ધૈર્ય ખૂટવા માંડે છે; આપણે ન કરી શકીએ એવું આ જગતમાં હજુ ઘણું છે; એવા વિચારો આપણા મનમાં વારંવાર ઉત્પન્ન થાય છે અને તેથી કરીને અંતઃકરણનું અભિમાન અને દંભ ધીમે ધીમે ગળતાં ચાલી તેને બદલે વિનયશીલતા અને નમ્રપણું આવે છે. મનુષ્યની અહંકારની વૃત્તિ એકવાર તૂટવા માંડી એટલે તેના મનમાં ઈશ્વરી ઇચ્છા અને કર્તૃત્વનો અમલ જામવા માંડે છે. થિઓડૉર મોનૅડ નામનો ફ્રાન્સ દેશનો એક ધર્માધ્યક્ષ લખે છે કેઃ–"મનુષ્યની આત્મોન્નતિ કરવામાં ઇશ્વરને અત્યંત મુશ્કેલી પડે છે, એનો અર્થ એમ નથી થતો કે મનુષ્યની કેમ સુધારણા કરવી એ ચિંતાથી એમ થાય છે; પરન્તુ તે મનુષ્યમાં દેહાભિમાનની બુદ્ધિનો કેવી રીતે અભાવ થશે એનીજ મોટી મુશ્કેલી લાગે છે. મનુષ્યને જ્ઞાન આપવું એ કાંઇ એટલું બધું મુશ્કેલ નથી; પરન્તુ તે પહેલાં તેના ચિત્તમાં વૈરાગ્ય ઉત્પન્ન કરીને તેના અહંકારનો વિનાશ કેમ કરવો તેજ મોટી ઉપાધિ છે. એટલા માટેજ દુઃખના આઘાત અને તેમાંથી ઉત્પન્ન થતા વિરાગનેજ આત્મો-

ન્નતિના સાધનરૂપે ઇશ્વરે નિર્માણ કરેલાં છે. મનુષ્યની અભિમાની વૃત્તિઓના દુઃખના પ્રહારથી ચૂરેચૂરા થઇ જવા જોઇએ. એટલા માટેજ ઇશ્વરની સેવા-નિમિત્ત મનુષ્ય કોઇ કાર્ય કરે છે તેવખતે હે પરમેશ્વર ! હું તો અત્યંત દુર્બલ અને પરાધીન છું; મારી બુદ્ધિ તો એટલી બધી જડ અને મંદ છે કે મને તો કોઇ પણ કામમાં પારંગત થવાની શક્તિજ નથી; એમજ વિચાર કરે છે. પરમેશ્વરની એ અદ્‌ભુત લીલા છે કે આત્મા મનુષ્યની ઉન્નતિને માટેજ તેના હ્રદયમાં આવા આવા વિચારો ઉત્પન્ન કરે છે.ઇશ્વરની જો કાંઇ પ્રાર્થના કરવી હોય તો પ્રત્યેક ભક્તોએ તે એવી રીતેજ કરવી જોઇએ કે, 'હે દયાળુ પરમેશ્વર ! હું તારે શરણે આવ્યો છું. મારા અહંકારને નિર્મૂળ કરી નાખ અને મારા ઉપર કૃપાદૃષ્ટિ કર ' મનુષ્યના અહંકારનો ઉચ્છેદ કરવામાંજ ગણિતનું મહત્ત્વ કેટલું બધું છે એ વિષયમાં લૉક નામના તત્ત્વવેત્તાએ અત્યંત માર્મિક ઉદ્‌ગાર કહાડયા છે. " મનુષ્યને પોતાની અક્કલ અને વિવેચક બુદ્ધિનું બહુ અભિમાન હોય છે; પરંતુ ગણિતનો અભ્યાસ કરતી વખતે તેને ભાન થાય છે કે આપણી બુદ્ધિ ગમે તેટલી કુશાગ્ર હોય તોપણ હજુ એવા અનેક વિષયો છે કે જેમાં આપણે હાથ ધોઇ નાખીએ છીએ.આ ઉપરથી આપણને અન્યની સાહાય્યની આવશ્યકતા નથીજ;ગમે તે વિષય સમજવાની આપણામાં બુદ્ધિની સૂક્ષ્મતા છે માટે આપણે કોઇની ગરજ નથી,એવા જે મિથ્યાભિમાની વિચારો તેના ચિત્તમાં જડ ઘાલી બેઠા હોય છે તેના ઉપર ગણિતના અભ્યાસથી સચોટ પ્રહાર થાય છે. ગણિતના અભ્યાસથી મનુષ્યના મનને કેવી સ્થિરતા પ્રાપ્ત થાય છે, તથા વૃત્તિઓની વિહ્‌વળતા નિર્મૂળ થઇ જાય છે અને ધૈર્ય, દઢનિશ્ચય, નિરભિમાનતા તેમજ વિનયશીલતા આદિ સદ્‌ગુણો કેવી અદ્‌ભુત રીતે તે પ્રાપ્ત કરે છે તેનું ઉત્તમ રીતે દિગ્દર્શન થાય છે. "

હકસલે કહે છે કેઃ–"શાસ્ત્ર, (અને સાચા શાસ્ત્રમાં ગણિતનો નિઃસંશય અંતર્ભાવજ હોય છે. ) અને ખરો ધર્મ એ બન્ને જોડિયાં ભાંડુ છે; તેમાંથી એકને બીજાથી વિભક્ત કરવાથી બન્નેનું મૃત્યુ થાય છે. કોઇપણ શાસ્ત્ર જેટલા પ્રમાણમાં ધર્મની સાથે જેટલી નિકટતા ધરાવતું હશે તેટલા પ્રમાણમાં તેની વિશેષ પ્રગતિ થાય છે. તેવીજ રીતે ધર્મનો પાયો જેટલા પ્રમાણમાં શાસ્ત્રીય પદ્ધતિસર અને મજબૂત હશે તેટલા પ્રમાણમાં તેની વિશેષ ઉન્નતિ થાય છે. મહાન તત્ત્વવેત્તાનાં જે ઉદાત્ત સત્યો આપણી દષ્ટિસમીપ દેખાય છે, બધાં તેઓની બુદ્ધિ કરતાં બુદ્ધિના ઉદાત્ત વલણનાં,એટલે કે ધાર્મિક પ્રવૃત્તિ-

નાંજ ફળ હોય છે. તેમની વિવેચકબુદ્ધિની શ્રેષ્ઠતા અને તર્કશક્તિ કરતાં તેમનાં ધૈર્ય, ચીવટ, પ્રેમ, એકનિષ્ઠા અને નિરહંકારતા વગેરે શ્રેષ્ઠ ગુણોને લીધેજ તેઓને સત્ય સિદ્ધાન્ત પ્રાપ્ત થયા હોય છે એમ સ્પષ્ટ જણાઈ આવે છે."

ઍલૅક ટોડ હંટર નામનો ઇંગ્લંડનો ગણિતશાસ્ત્રજ્ઞ તેના શિક્ષણ ઉપરના નિબંધમાં એક સ્થળે લખે છે કેઃ—"વિશ્વવિદ્યાલયની પરીક્ષામાં જે વિષયો નિયત કરવામાં આવ્યા છે તે બધામાં મનુષ્યના કાર્યબળની કસોટી કરનારો ગણિતના જેવો ખાત્રીવાળો બીજો કોઈ પણ વિષય નથી.કોઇ વિદ્યાર્થી ભાષા-વિષયમાં પુષ્કળ માર્ક મેળવી શકે છે, તેનું કારણ એવું સંભવી શકે છે, કે તેને કોઇ ભાષાવિષયમાં નિપુણતા પ્રાપ્ત કરેલા મનુષ્યનો દીર્ઘકાળપર્યન્ત સહવાસ રહ્યો હોય. બીજો કોઈ વિદ્યાર્થી ઇતિહાસના વિષયમાં બહુ ઉંચે નંબરે પાસ થાય; પરન્તુ એ વિષયના વિદ્યાર્થીએ પોતાનો વિષય ગોખણપટ્ટીથી મુખપાઠ કર્યો હોય છે; અથવા ઉપર કહ્યું તેમ કોઈ એ વિષયમાં પ્રવીણ થયેલા મનુષ્યનો સહવાસ હોય છે. તેવીજ રીતે રસાયનશાસ્ત્રમાં ઉંચે નંબરે પાસ થયેલા વિદ્યાર્થીએ રસાયનશાસ્ત્રમાં ઉપયોગી થતાં ઉપકરણો આનંદને માટે જોતાં જોતાં તેનો પરિચય થયો હોય એ પણ સંભવિત છે. અન્ય વિષયોના સંબંધમાં તો ઉપર વર્ણન કર્યા પ્રમાણે સ્થિતિ હોય છે; પરન્તુ ગણિતવિષયની સ્થિતિ તો એ બધાથી કેવળભિન્ન પ્રકારની છે. એ વિષયમાં તો જે વિદ્યાર્થીને સૌથી વિશેષ ગુણ ( માકર્સ ) મળ્યા હશે તેણે અત્યંત પરિશ્રમ કરીનેજ એ કાર્યમાં સફળતા પ્રાપ્ત કરી હશે; એમાં જરાયે સંશય નથી. આવો વિદ્યાર્થીજ પોતાની ભવિષ્યની જીંદગીમાં પોતાનાં કર્તવ્ય કર્મ ગમે તેટલા નીરસ હશે તોપણ તેને પરિપૂર્ણ કરવામાં અને તેને પૂર્ણ કરતી વખતે ગમે તેવાં સંકટો આવે તેને પાર કરવામાં સમર્થ અને તત્પર થશે."

ગણિતના વિષયનાં મુકરર કરેલાં પુસ્તકોના વિભાગસંબંધે આપણે વિચાર કર્યો; પરન્તુ ગણિતશાસ્ત્રમાં ભિન્ન ભિન્ન સિદ્ધાન્તોના આધારે જે કોયડા એટલે કે ઉદાહરણો છોડવાનાં આવે છે, તે સંબંધે બિલકુલ વિચાર કર્યો નથી. વિદ્યાર્થીઓને આવા કોયડાઓ ઉકેલવા બહુ અઘરા થઇ પડે છે, તેમાં જરાયે શંકા નથી; પરન્તુ તે ઉકેલવાથી ઉત્પન્ન થતો આનંદ તેટલોજ વિલક્ષણ હોય છે. અત્યંત પરિશ્રમને અંતે કોઇ અતિ કઠિન કોયડો ઉકેલી કહાડયા પછી વિદ્યાર્થીના મનમાં અપૂર્વ આનંદ ઉત્પન્ન થાય છે અને બુદ્ધિપ્રદેશમાં પોતે મહાન્ વિજય પ્રાપ્ત કર્યો હોય એવો આભાસ

થતાંજ તેને પરમાવધિ સુખ પ્રાપ્ત થયું હોય એમ લાગે છે. આવી સ્થિતિ માત્ર ગણિત વિષયમાંજ થાય છે, બીજા કોઈ વિષયમાં થતી નથી. અત્યંત કઠિન ઉદાહરણ ગણીને બેઠેલા એક ગણિતશાસ્ત્રી તરફ નિહાળી જોશો તો તેના નેત્રમાં અદ્દ્ભુત તેજ ચમકતું જણાશે અને [1]આર્કિમિડિઝની પેઠે કોયડો ઉકેલ્યો ઉકેલ્યો એવા આનંદના ઉદ્દગારજ તેના મુખમાંથી નીકળી આવશે.

## ગણિતની રમણીયતા

ગણિતનો વિષય ઘણાં મનુષ્યોને અત્યંત મનોરંજક અને રમણીય લાગે છે; તેમાં વળી પ્રાચીન કાળના લોકોના મન ઉપર પણ આ વિષયનું મહત્ત્વ કેટલું સજ્જડ બેસી ગયેલું હતું તે દર્શાવવામાટે તેનાં થોડાં ઉદાહરણો અહીં આપણે આપીશું તો તે અસ્થાને નહિ ગણાય.

પ્લેટોને ગણિતનો વિષય એટલો બધો પ્રિય હતો કે પોતે સ્થાપન કરેલા વિદ્યાલયના દરવાજા ઉપર "જેણે ભૂમિતિના અભ્યાસમાં કોઈ પણ પ્રવેશ ન કર્યો હોય, તેણે એના ઉંમરામાં પગજ મૂકવો નહિ" એવા અર્થનું એક વાક્ય લખી રાખ્યું હતું; એટલુંજ નહિ પરન્તુ ભૂમિતિ ન જાણનારા એક મનુષ્યે એક વાર એ વિદ્યાલયમાં પ્રવેશ કરવા માટે પ્લેટોપર અરજી મોકલી હતી તેને પણ ચોકખી ના કહેવામાં આવી હતી.એક ગણિતશાસ્ત્રીની તો એવી હકીકત કહેવામાં આવે છે કે એક નવીન ઉદાહરણ ગણવામાં તે મશગુલ હતો તે સમયે જે શહેરમાં તે રહેતો હતો તે શહેરને શત્રુઓએ ઘેરો ઘાલ્યો અને તેને કબજે કર્યું. શત્રુસૈન્યના સિપાઇઓ શહેરમાં ફરીફરીને પોતાનો અમલ બેસાડવા લાગ્યા. એવી સ્થિતિમાં હાથમાં ઉઘાડી તલવાર લઇને એક સિપાઇ એ ગણિતશાસ્ત્રજ્ઞના ઘરમાં ચડી આવ્યો. અંદર આવીને એ જુએ છે

૧ આર્કિમિડિઝ—સિરેક્યુઝના બીજા રાજા હાયરોએ પોતાને માટે એક શુદ્ધ સોનાનો એક મુકુટ બનાવ્યો હતો;પરન્તુ તેમાં બીજી કોઇ હલકી ધાતુનો ભેગ છે એવો તેને વહેમ ગયો હતો.મુકુટ તોડયાવિનાજ તેમાં કેટલું શુદ્ધ સોનું છે અને કેટલો ભેગ છે તે આર્કિમિડિઝે શોધી કહાડયું હતું. સાર્વજનિક સ્નાનગૃહમાં તે નહાવા ગયો હતો ત્યાં મોજાંપરના પદાર્થોવડે કિનારાપર જતા પાણીપરથી મુકુટને તોડયા વિના મુકુટમાં શુદ્ધ સોનાની સાથે હલકી ધાતુનું મિશ્રણ કેટલા પ્રમાણમાં છે તેની પદ્ધતિનો શોધ કર્યો; અને તે શોધના આનંદમાં અને આનંદમાં "કોયડો ઉકેલ્યો, ઉકેલ્યો, પ્રમાણ મળ્યું" એવી બૂમો પાડતો પાડતો ઉઘાડે શરીરે ભર રસ્તામાં દોડતો દોડતો તે ઘેર ગયો હતો.

તો ગણિતશાસ્ત્રી ઉદાહરણના મનનમાજ પડયાહતા. પોતાના ઘરમાં કોઈ પરાયું મનુષ્ય આવ્યું છે એની પણ તેને તો ખબર નહોતી. તેની આવી સ્થિતિ જોઈને સૈન્યના તે સિપાઇને પણ આશ્ચર્ય લાગ્યું. તેનાધડથીશિર જૂદું પાડવાનોજ સિપાઇનો વિચાર હતો; પરન્તુ તેમ કરતાં પહેલાં મરવાની તૈયારી કરવા માટે તે મનુષ્યને હાક મારીને બોલાવ્યો; ત્યારે તે ગણિતશાસ્ત્રીએ પોતાની આંખ ઉઘાડી અને બોલ્યો " સબૂર, સબૂર, હમણાંજ તે ( ઉદાહરણ ) મળશે. " શહેરને શત્રુના સૈન્યે કબજે કર્યું હતું એવી સ્થિતિમાં પણ તે મનુષ્યનું અંતઃકરણ તો ગણિતશાસ્ત્રનેજ અધીન રહ્યું હતું.

પ્રસિદ્ધ ગણિતશાસ્ત્રવેત્તા સર ઐઝેકન્યૂટને ગણિતશાસ્ત્રમાંએટલુંતાદાત્મ્ય મેળવ્યું હતું કે એના અભ્યાસની ધૂનમાં તેને જમવા કરવાનું પણ ભાન રહેતું નહોતું. તેના ચરિત્રમાંનાં બે આનંદદાયક દૃષ્ટાંતો નીચે આપીએ છીએ.

એક વાર ન્યૂટને પોતાને ઘેર પોતાના એક સ્નેહીને જમવા નોતર્યો હતો; પરન્તુ ત્યાર પછી તેને તેનું સ્મરણજ રહ્યું નહિ. ઠરાવેલે વખતે પેલો મિત્ર ન્યૂટનને ઘેર આવ્યો અને ત્યાં આવીને જુએ છે તો ભાઇસાહેબ તો કાંઇ મહાન વિચારમાં ઉંડા ઉતરી પડેલા જણાતા હતા. તેટલામાં જમવાનો વખત થયો. ઘરમાં પોતાના સ્નેહીના ભોજનની ખબર નહોતી આપી એટલે એક મનુષ્યને માટેજ ખાવાનું આવ્યું. ન્યૂટન વિચારગ્રસ્ત છે માટે તેના વિચારમાં ભંગ પાડવો એ વાજબી નહિ એમ ધારી પેલા મિત્રે ભોજનપર યથેચ્છ એકલાંજ હાથ માર્યો; એટલામા ન્યૂટન વિચારમાથી જાગૃત થયો. જાગીને જુએ છે તો ખાણાની રકાબીઓ ખાલી પડેલી હતી. એ ખાલી રકાબીઓ જોઇને તે બોલ્યો. " ખાલી રકાબીઓ સામે છે તેથીજ હું ખાઇ ચૂકયો હઇશ એમ શંકા આવે છે; નહિ તો હજૂ મેં ભોજન કર્યુંજ નથી એમ સોગનપૂર્વક કહેવાને પણ હું તૈયાર છું. "

ન્યૂટન એક ઘોડાપર બેસીને કોઇક ઠેકાણે જતો હતો. આગળ ચાલતાં એક ટેકરી આવી એટલે તેણે નીચે ઉતરીને લગામ હાથમાં લઇને ઘોડાની આગળ આગળ ચાલવા માંડયું. થોડા વખત પછી પાછું ફરીને જુએ છે તો ઘોડો પાછો જતો હતો અને લગામજ ન્યૂટનસાહેબના હાથમાં હતી.

ગેલેલિઓને નાનપણમાં ઘણાં વર્ષો સુધી ગણિતનો વિષય શીખવવામાં આવ્યો નહોતો; પરંતુ એક દિવસ ભૂમિતિશાસ્ત્ર ઉપર એક વ્યાખ્યાન સાંભળવાનો તેને પ્રસંગ પ્રાપ્ત થયો, ત્યારથી ગણિતવિષયકપર તેને એટ-

લો તો પ્રેમ ઉત્પન્ન થયો કે અવકાશના સમયે એણે ગણિતશાસ્ત્રનો અભ્યાસ કરવા માંડયો; અને આગળ જતાં તો પોતાનો અન્ય સર્વ અભ્યાસ છોડી દઈને ગણિતનોજ અભ્યાસ કરવાનું શરૂ કર્યું એટલુંજ નહિ,પણ ભવિષ્યની જીંદગીમાં દારિદ્રય, લોકાપવાદ અને લોકોએ કરેલાં છલકપટનાં સંકટોથી ન ડરતાં તેણે પોતાનો અભ્યાસ છેવટ સુધી ચાલુ રાખ્યો હતો.

૧કેપ્લરની પણ એવીજ હકીકત છે. સંસારવ્યવહારના પ્રપંચ, ઉપાધિ અને એવી નિરાશાજનક પરિસ્થિતિમાં પણ તેણે પોતાના ગણિતના અભ્યાસમાં કદિ ખલલ પડવા દીધી નથી.ગ્રીસ દેશના આર્કિમિડિઝ નામના ગણિતશાસ્ત્રજ્ઞના સંબંધમાં તો એમ કહેવામાં આવે છે, કે રસ્તામાં ચાલતાં ચાલતાં અથવા સ્નાન કરતી વખતે પણ તેના મગજમાં ગણિતનીજ ધૂન રહેતી હતી. તે સંબંધે એક પ્રસિદ્ધ વાત એવી છે કે એક દિવસ નિત્ય નિયમ પ્રમાણે મગજમાં તો ગણિતનો સિદ્ધાંત ઘુમતો હતો અને તેવી સ્થિતિમાંજ સ્નાનવિધિ પણ ચાલુ હતો;એટલી વારમાં પેલો સિદ્ધાન્ત પૂરો થયો એટલે "દાખલો મળ્યો, દાખલો મળ્યો " એમ બૂમો મારતાં મારતાં પરમાનંદમાં મગ્ન થયેલો એ ગણિતશાસ્ત્રી એમની એમ નગ્ન અવસ્થામાંજ ત્યાંથી દોડી નીકળ્યો.

સ્વિટ્ઝર્લૅન્ડના સુપ્રસિદ્ધ ગણિતશાસ્ત્રી ઑયલરના સંબંધમાં એમ કહેવાય છે, કે સુપ્રસિદ્ધ વર્જિલ કવિના કાવ્યનું વાચન કરતાં કરતાં તેમની કેટલીએક કલ્પનાઓ ઉપરથી તેને પોતાના ગણિતવિષયના પ્રિય અભ્યાસનું સ્મરણ થઈ આવતું અને એ કાવ્યાનંદના પ્રદેશમાંથી ચિત્ત તત્કાળ ગણિતવિષયના અભ્યાસમાં ઉતરી પડતું.

પ્રાચીનકાળમાં હિંદુઓમાં પણ ગણિતશાસ્ત્રનો વિષય અત્યંત પ્રિય હતો; એટલુંજ નહિ પણ પુરુષોની પેઠે સ્ત્રીઓ પણ એ વિષયમાં પ્રવીણ હતી.

ધનવાન મનુષ્યોમાં પણ ગણિતશાસ્ત્રે પોતાની છાપ પાડી છે. બૉઇલ, કૅવેડિશ નેપિયર, લૉર્ડ કૅલ્વિન વગેરે અનેક ઉદાહરણો આ વર્ગમાંથી મળી આવે છે.

નામાંકિત ગ્રંથકારોમાં મિલ્ટન, બૅકન, લૉક, કાર્લાઈલ, હેલ્પસ ફ્રાઉડ, ઈત્યાદિ અનેક વિદ્વાનો ગણિતના ભક્ત હતા એમ કદાચિત ન કહીએ, તથાપિ ગણિતવિષય તેઓને અત્યંત પ્રિય હતો એમ કહેવામાં જરાયે હરકત નથી.

ગણિતની મહત્તાના સંબંધમાં આટલો આટલો પૂરાવો તમારી પાસે

---

૧ કેપ્લર-( ૧૫૭૧-૧૬૩૦ ) પ્રખ્યાત જર્મન જ્યોતિષશાસ્ત્રજ્ઞ; અર્વાચીન જ્યોતિષશાસ્ત્રીઓના આચાર્યોમાં તેનું પ્રમુખપદ ગણાય છે.

લાવવામાં આવ્યો છે છતાં પણ તમારામાંથી કોઇક એવી શંકા કરે છે, કે "તમે ગમે તેટલું વર્ણન કરો છતાં ગણિત એ વિષય તો કેવળ કાલ્પનિક છે, એ વિષયનો વ્યાવહારિક શાસ્ત્રમાં કદિ ઉપયોગ થાય તેમજ નથી."

પરંતુ, ગૃહસ્થો ! લક્ષમાં રાખજો કે તાત્કાલિક ઉપયોગ એ જ્ઞાનનું ભ્રામક લક્ષણ છે. શુદ્ધ ગણિતનું લક્ષણ કેવળ કાલ્પનિક છે. એટલા શુષ્ક કારણને લીધેજ એનો તિરસ્કાર કરવો વાજબી નથી. પ્રૉ. *રામચંદ્રના "મહત્તમ અને લઘુત્તમ પદ્ધતિ" એ નામના પુસ્તકની લંડનમાં છપાયેલી આવૃત્તિમાં પ્રો. ડી. મૉર્ગને એક ઉત્કૃષ્ટ પ્રસ્તાવના લખી છે. એ પ્રસ્તાવનામાં તેઓ લખે છે કેઃ-"સર્વ સામાન્ય લોકથી લઈને સાધારણ વાંચી લખી જાણે તેવા મનુષ્યોમાં પણ પોતે શું કાર્ય કરવું એનો યથાયોગ્ય વિચાર કરવાની શક્તિ તો હોવીજ જોઇએ. પોતાનાં સુખસંપત્તિની કેવી રીતે વૃદ્ધિ થાય તેની શોધ કરવા જેટલી બુદ્ધિ તેમનામાં હોય તો સારૂં; એવી ઈચ્છા તેમનામાં ઉપજાવવાને ખાતર ગણિતશાસ્ત્રના અભ્યાસપ્રતિ તેમની રુચિ જગાડવાનો પ્રયત્ન કરવો જોઈએ." એ સિદ્ધાંતને સાધાર અને સમાધાનકારક સિદ્ધ કર્યા પછી એજ લેખક છેવટે એવો સિદ્ધાંત પ્રતિપાદન કરે છે કેઃ-"ઈંગ્લંડ તેમજ અન્ય દેશોનો ઈતિહાસ વાંચી જોતાં મારો એવો દૃઢ નિશ્ચય થયો છે કે રાષ્ટ્રીય પ્રગતિમાં શુદ્ધ વિચારની અભિવૃદ્ધિ એ એક અતિ મહત્ત્વનું સાધનછે." ગ્રીસમાં આંતરકલહનો રોગ પ્રચલિત હતો તે સમયે પ્લેટો નામના પ્રસિદ્ધ તત્ત્વવેત્તાએ

* પ્રૉ. રામચંદ્ર-( ૧૮૨૫-૧૮૮૦ ) ભારતવર્ષના પ્રખ્યાત ગણિતશાસ્ત્રજ્ઞ. એમનો જન્મ ઇ૦સ૦ ૧૮૨૧ માં દિલ્હી પાસે પાણીપતમાં થયો હતો. તેઓ કાયસ્થ જ્ઞાતિના હતા. દશ વર્ષની ઉંમરમાંજ તેમના પિતા સ્વર્ગસ્થ થયા. પોતાને બારમે વર્ષે દિલ્હીની સરકારી અંગ્રેજી શાળામાં દાખલ થયા અને આગળ તેજ શાળામાં કૉલેજના રૂપમાં બદલાઇ જતાંસુધી તેમાંજ અભ્યાસ કર્યો હતો. છેવટે તેમને તેજ મહાવિદ્યાલયમાં રસાયનશાસ્ત્રના પ્રૉફેસર નિમવામાં આવ્યા હતા. એ કામ કરતાં કરતાં તેમણે ત્યાં ગણિતશાસ્ત્રનો અભ્યાસ ચાલુ રાખ્યો હતો. સુમારે પાંચ વર્ષ અભ્યાસ કર્યા પછી ઇ. સ. ૧૮૫૦ માં " મહત્તમ અને લઘુત્તમ પદ્ધતિ " એ વિષય ઉપર તેમણે એક અતિ મહત્ત્વનો લેખ લખ્યો. થોડો સમય જતાં એ ગ્રંથની ઇંગ્લંડમાં અત્યંત પ્રશંસા થઇ; અને તેની બીજી આવૃત્તિ લંડનમાં ઇસ્ટ ઈંડિયા કંપનીની કૉર્ટ ઑફ્ ડાયરેક્ટર્સના હુકમથી લંડનના વિશ્વવિદ્યાલયમાં ગણિતશાસ્ત્રના પ્રૉફેસર ઑગસ્ટસ ડી મૉર્ગનની દેખરેખનીચે ઇ૦ સ૦ ૧૮૫૯ માં કહાડવામાં આવી હતી.

ગણિતશાસ્ત્રનો અભ્યાસ કરો એટલે તમારા આંતરકલહો દૂર થશે " એવો એથિનિયન લોકોને ઉપદેશ કર્યો હતો.

ગણિતનો જ્ઞાન એવો અર્થ થાય છે અને જ્ઞાન એટલે શકિત–અથવા સામર્થ્ય. અત્યંત વજનદાર છતાં પણ તે એક અગત્યનું શાસ્ત્ર છે. " અત્યંત ભારે છે માટે અમારાથી એ નહિ ઉપડે અને તેનો ઉપયોગ કરવાની તો વાતજ બાજુ પર મૂકો. " એવો આક્ષેપ તમે કદાચિત્ એ વિષયપર લાવશો તોપણ એ આક્ષેપનો કાંઇ અર્થજ નથી. તમારા અંગમાં સામર્થ્ય ન હોય તો તે દોષ તમારો છે; શાસ્ત્રનો નથી. તમે તમારા મનથી દૃઢનિશ્ચય કરો અને હિંમતથી પ્રયત્ન કરો એટલે તમે તે શાસ્ત્રને હાથમાં રમાડતાં શીખી જશો; અને એક વાર એ સ્થિતિ પ્રાપ્ત થઈ અને સામર્થ્ય આવ્યું એટલે પછી એ શસ્ત્ર વજનદાર અને ભયંકર છે એવો ભય રહેશેજ નહિ. ગણિત એક પ્રકારનું ખેતર છે. એ ખેતરને મહેનતથી ખેડી તેમાં વાવેતર કરી તેનું યત્નપૂર્વક રક્ષણ કરો તો તેમાંથી પુષ્કળ પાક ઉત્પન્ન થશે. બહાર ઉજડ દેખાનારી આ જમીન ઉપર અનેક મનુષ્યોએ અત્યંત પુરુષાર્થ કરીને યથેચ્છ પાક ઉત્પન્ન કર્યો છે.

ચલનકલનની પદ્ધતિ અને પદાર્થવિજ્ઞાનશાસ્ત્રના સિદ્ધાન્ત વચ્ચે કાંઈ નજદીકનો સંબંધ હોવ એમ જણાતું નથી; પરન્તુ તેની સહાયતાથીજ ન્યૂટને યંત્રશાસ્ત્રમાં એક પદ્ધતિ નિર્માણ કરી હતી; અને તે ઉપરથી જમીનપર પડનારા પત્થરની ગતિને અને આકાશના ગ્રહોની ભ્રમણગતિને સરખી રીતેજ લાગુ પડે છે. શંકુચ્છેદ શુદ્ધ ગણિતની એક શાખા છે; અને તેમાં શંકુના છેદનો વિચાર કરવામાં આવે છે. એ વિષયની ઉપયોગિતા શરૂઆતમાં કોઈના લક્ષમાં આવે તેવી નથી; પરંતુ કેપ્લરે આકાશના ગ્રહોની ગતિનો નિર્ણય કરવામાં તેનો ઉપયોગ કર્યો હતો અને એના ઉપયોગથી એણે જ્યોતિર્ગણિતના અત્યંતવિકટ પ્રશ્નોનુંનિરાકરણકર્યું હતું.આસિવાય આપણા આ ભૂગોલપર ઉત્પન્ન થનારી હરકોઇ વસ્તુની વિક્ષેપ ગતિનો નિર્ણય કરવામાં શંકુચ્છેદના ગણિતનો ઉપયોગ કરવામાં આવે છે; પછી તે વસ્તુ ક્રિકેટ રમવાનો દડો હોય, ધનુષ્યનું બાણ કે બંદુકની ગોળી હોય અથવા કૂદકો મારનારાં આપણાં શરીર હોય. ફ્રાંસના પ્રખ્યાત ગણિતશાસ્ત્રજ્ઞ સ્ટર્મે કોઈ પણ બે સંખ્યાના મહત્તમ અપવર્તક કહાડવાની પદ્ધતિનો કોઇ પણ ઘાતનું અત્યંત સરળતાથી સમીકરણ કરવામાં ઉપયોગ કર્યો. વર્ગસમીકરણની પદ્ધતિનો મહત્તમ અને લઘુત્તમની અત્યંત વ્યવહારોપયોગી ઉદાહરણો ગણવામાં

કેટલો ઉપયોગ કર્યો છે, એ પ્રો. રામચંદ્રે પોતાના પુસ્તકમાં સિદ્ધ કર્યું છે. ત્રિકોણમિતિ અને બીજગણિત એ બન્ને વિષયમાં જેને ઘાતકૃત્ય અને કાલ્પનિક સંખ્યાના નામથી ઓળખીએ છીએ, તેનો ઉપયોગ કરવામાં આવે છે. એ વિષય શિખવાની શરૂઆત કરશો એટલે તરતજ એના અભ્યાસથી શું ફાયદા છે એ પ્રશ્ન તમને સહજ ઉદ્ભવશે. કાલ્પનિક સંખ્યાના વ્યવહારમાં શું ઉપયોગ છે એજ સવાલ ઉભો થશે; અને આવી નિરર્થક વિદ્યા શીખવામાં શામાટે કાળવિક્ષેપ કરવો જોઇએ ? પરંતુ બંધુઓ ! જેને તમે તિરસ્કારની દૃષ્ટિથી જુઓ છો તેનો શાસ્ત્રીય જગતમાં તો અતિશય મહત્વનો ઉપયોગ કરવામાં આવે છે. ગણિતમાં e* અને π આ બે ચિન્હો છે. આ ચિન્હોનો કશોજ ઉપયોગ નથી એમ સહજ હરકોઇના મનમાં આવશે; પરંતુ હરકોઇ શાસ્ત્ર અથવા કલામાં તેનો અત્યંત મહત્વનો ઉપયોગ થઇ શકે છે. તેનું એક ઉદાહરણ આપણે લઈએ. પ્રૉ. ડી. મૉર્ગન એક સમય એક વીમા કુંપનીના દરનાં કોષ્ટક નક્કી કરનારી સભાસમક્ષ વ્યાખ્યાન આપતો હતો. હરકોઈ ઠરાવેલી મુદતમાં સેંકડે કેટલાં મરણ થાય છે એ વિષયપર તેને બોલવાનું હતું. આ મુદ્દાપર બોલતી વખતે પરિઘની સાથે તેના વ્યાસનું પ્રમાણ બતાવતાં જ્યાં π* નામની પારિભાષિક સંજ્ઞા વાપરવી પડે છે, તેનો તેણે ત્યાં ઉલ્લેખ કર્યો. વીમા કુંપનીનો હિસાબી અધિકારી અત્યાર સુધી તેનું ભાષણ અત્યંત ઉત્સુકતાથી અને લક્ષ દઈને સાંભળતો હતો; પરંતુ જ્યાં π સંજ્ઞાનો પ્રૉ. મૉર્ગને ઉચ્ચાર કર્યો કે તરતજ તે બોલી ઉઠ્યો કે " આતો કેવળ ભ્રમ છે. મનુષ્યોની મૃત્યુ સંખ્યાના પ્રમાણમાં ના અર્થની શી જરૂર છે ? " પ્રૉ. સાહેબે ઉત્તર આપ્યો " એમાં આશ્ચર્ય પામવા જેવું કાંઇજ નથી. એક સુપ્રસિદ્ધ શાસ્ત્રજ્ઞ કહે છે કે જેમાં e અને જ્યાં π નો સંબંધ ન હોય તેવું કાંઇ પણ આ જગતમાં અસ્તિત્વજ હોવું અસંભવિત છે. " તમારામાં જેઓને ગણિતનાં કલ્પનાગમ્ય તત્વો નિરર્થક અને નિરુપયોગી લાગે છે તેને માટે મારી સહાનુભૂતિ છે; પરંતુ તમે જો તમારો અભ્યાસ ચાલુ રાખશો તો સંપૂર્ણ વિચારને અંતે તમારો પહેલાંનો અભિપ્રાય બદલવો જોઇએ એમ અવશ્ય

e * નેપિઅરના ઘાતાંકગણિતમાં e એ મૂલ પાયો છે. એ પદ્ધતિમાં e ની કિંમત ૨. ૭૧૮૨૮ થાય છે.

* π એની કિંમત ગણિતમાં ૨૨÷૭ થાય છે.

તમને લાગશે; અને પ્રૉ. હૉલ કહે છે તેમ " ગણિતના અભ્યાસમાં અત્યંત સામર્થ્ય રહેલું છે, તેવીજ રીતે તેનાં તત્ત્વો વ્યાપક છે એટલે હરકોઇ વિષયના અભ્યાસમાં તેનો ઉપયોગ થઈ શકે છે. ગણિત વિષય એક ભાષા સમાન છે અને તે એવી ભાષા છે કે કુદરતે તેનો અવાજ સાંભળીને ઉત્તર દેવોજ જોઇએ; અને તે પ્રમાણે કુદરત પ્રત્યુત્તર પણ આપે છેજ " આ અનુભવ તમને પણ થશે.

ગણિતના અધ્યયનથી તાત્કાલિક ફાયદો જણાતો નથી; પરંતુ તેના ઉપર કરેલો પરિશ્રમ નિરર્થક જાય છે એવો મનમાં નિશ્ચય ન કરી બેસશો. કારણ કે જગતમાં કોઈ પણ પરિશ્રમ વ્યર્થ જતોજ નથી. જે સપાટ પ્રદેશમાં થઇને નદીઓ વહે છે તે પ્રદેશની કેટલી બધી માટી ખેંચીને નદીઓ સમુદ્રમાં લઇ જાય છે? એ માટી જમીન ઉપરથી નાશ પામી એમ આપણને લાગે છે; પરંતુ સમુદ્રમાં તે એક ઠેકાણે એકઠી થઇને કોઈ સમયે ત્યાં બેટ બને છે. ઉનાળામાં સૂર્યપ્રકાશની ઉષ્માને લીધે નદી અને તળાવનાં પાણી સૂકાઇ જાય છે એટલે આપણને એમ લાગે છે કે એટલા પાણીની વરાળ થઇને વ્યર્થ ચાલી ગઈ; પરંતુ વર્ષાઋતુનો પ્રારંભ થતાંજ વરસાદના રૂપમાં તે પાણી પાછું આવીને નદી, નાળાં અને તળાવમાં રેલછેલ કરી મૂકે છે. તેવીજ રીતે ગતિવિશિષ્ટ શક્તિનું કોઇવાર બીજગણિતશક્તિમાં, કોઇવાર ઉષ્ણતારૂપ શકિતમાં, કોઈવાર વિદ્યચ્છકિતમાં, તો કોઈવાર કોઇ અન્ય શકિતના રૂપમાં રૂપાન્તર થાય છે. આવી રીતે રૂપાન્તર થાય છે; પરંતુ તે શકિતનો વાસ્તવિક નાશ તો થતોજ નથી. શકિતસંબંધનો આજ નિયમ પરિશ્રમને લાગુ પડે છે. વિદ્યાની પ્રાપ્તિને માટે કરેલો પરિશ્રમ કદિ પણ નિરર્થક જતો નથી; એની ખાત્રી રાખજો. આ પરિશ્રમનો કદિ અનુભવના રૂપમાં પ્રત્યક્ષ વ્યવહારમાં ઉપયોગ થાય છે; તો કદાચિત્ આ પરિશ્રમથી ઉત્પન્ન થયેલી શકિત આગળ ઉપર કોઈવાર ઉપયોગી થઈ પડે તેવા બીજના રૂપમાં પોતાને ઠેકાણે નિવાસ કરી રહે છે; પરન્તુ આ પરિશ્રમજન્ય શકિતનો સદંતર નાશ કદિ સંભવતોજ નથી. કોલમ્બસનો હેતુ સુવર્ણભૂમિ–હિંદુસ્તાનની શોધ કરવાનો હતો. જો કે સુવર્ણભૂમ તેને ન પ્રાપ્ત થઇ; પરંતુ તેનો પરિશ્રમ તો વ્યર્થ નથીજ ગયો. હિંદુસ્તાનમાં આવવા માટે કોઇ પશ્ચિમોત્તર જલમાર્ગ શોધી કહાડવા માટે અનેક અંગ્રેજી ખલાસીઓએ પ્રયત્ન કર્યા, તે તે હેતુની પૂર્ણતાની દષ્ટિએ નિષ્ફળ ગયા; તોપણ એ બધો પરિશ્રમ તદ્દન વ્યર્થજ ગયો, એમ કહેવું એ તો અત્યંત ભૂલભરેલું છે; કારણ કે એ પ્રયત્નોને લીધેજ અંગ્રેજોનું ઉત્તરધ્રુવના મહાસાગરની

શોધ કરવા તરફ લક્ષ ગયું.

પારસની શોધ કરવાના જે અનેક પ્રયત્નો નિષ્ફલ થયા તેનેજ પરિણામે આધુનિક રસાયણશાસ્ત્રની શોધ થઇ. જ્યોતિષશાસ્ત્રની બાબતમાં પણ એજ ન્યાય લાગુ પડે છે. અશાસ્ત્રીય ફલજ્યોતિષ ઉપરથી શાસ્ત્રીય ગ્રહજ્યોતિષ તરફ લોકોનું વલણ વધતું જાય છે; તેવીજ રીતે ઘનનો દ્વિઘાત, ખૂણાનું ત્રિધાકરણ અને આપેલા વર્તુલના ક્ષેત્રફળના જેવડો ચતુષ્કોણ તૈયાર કરવો વગેરે ભૂમિતિશાસ્ત્રજ્ઞોએ જે બહારના અશાસ્ત્રીય પ્રયત્નો કર્યાં તેમાં-થીજ શંકુચ્છેદ નામની ઉચ્ચ ગણિતની શાખાની શોધ થઇ. તેવીજ રીતે સતત ગતિ આપનારાં યંત્રો તૈયાર કરવામાં જે દીર્ઘ પણ નિષ્ફલ પ્રયત્નો થયા તેમાંથીજ ગતિશાસ્ત્રની મહત્તા વધી. પ્રખ્યાત શસ્ત્રવૈદ્ય જોન હંટરે પોતાના આયુષ્યનો ઘણોખરો ભાગ હરિણનાં શીંગડાં કેવી રીતે વધે છે તેનુંજ અવલોકન કરવામાં ગાળ્યો હતો. આપણને તો એમ લાગશે કે સમય અને શકિતનો એ તદ્દન અપવ્યયજ હતો; પરંતુ એજ જ્ઞાનનો એક રોગીની શસ્ત્રક્રિયા કરવામાં અત્યંત ઉપયોગ થઇ આવ્યો અને તેટલા ઉપરથીજ તેનું નામ અમર થયું. તાત્પર્ય કે હંટરનો પરિશ્રમ વ્યર્થ ગયો નહિ-તેવીજ રીતે ગણિતનો અભ્યાસ કરવામાં તમારે જે પરિશ્રમ કરવો પડશે, તે વ્યર્થ નહિ જાય; પરંતુ ભિન્ન ભિન્ન પ્રકારે તમને ઉપયોગી થઇ પડશે. પ્રસિદ્ધ ગ્રંથકાર હેલ્મ હોલ્ટઝના મત પ્રમાણે જ્ઞાનની સર્વ શાખાઓમાં ગણિતની સરખામણી કરી શકે એવો એક પણ શાખા નથી. જેવી રીતે જ્યુપિટર દેવના મસ્તકમાંથી મિનર્વા દેવી નીકળી એમ કહેવાય છે, તેવીજ રીતે જ્ઞાનના મસ્તકમાંથી ગણિ-તની દેવી નીકળી છે એમ કહેવાય છે. શંકા અને કુશંકાનું એ દેવી સામે નામ-નિશાન રહેતું નથી. હેલ્મ હોલ્ટઝના જેવા પ્રસિદ્ધ શાસ્ત્રજ્ઞના અભિપ્રાય પ્રમાણે ગણિતના અભ્યાસમાં ગાળેલો સમય વ્યર્થ જાય એવી મનમાં શંકા લાવવી એ તો આત્મહત્યાના જેટલુંજ નિંદ્ય કર્મ છે.

છતમાં લટકાવેલા એક દીવાની હીલચાલ (સ્પન્દન) ઉપરથી ઘડીઆળ-નું લોલક બનાવવાની કલ્પના પ્રથમ ગેલીલીઓના મનમાં ઉત્પન્ન થઇ હતી. ઝાડ ઉપરથી ફળને નીચે પડતું જોઇને ન્યૂટનને સૂર્યમંડળનું રહસ્ય મળી આવ્યું હતું. ચાની કીટલીમાં ઉકળતું પાણી જોઈને જોર્જ સ્ટીફન્સના મનમાં બાષ્પયંત્રની કલ્પના ઉદ્ભવ પામી હતી. તાત્પર્ય કે આવા ક્ષુલ્લક પદાર્થો-માંથી પણ આવો મહત્ત્વનો બોધ આપણને મળી શકે છે, ત્યારે ગણિત કે જે

માત્ર જ્ઞાન નહિ પણ એક શાસ્ત્ર છે તેનાથી શું આપણને અનેક ફાયદા નહિ થાય ? પરંતુ ગણિતના ઉચ્ચ કૈલાસરૂપી શિખર ઉપર દિવ્યાનંદરૂપી પાર્વતીની શોધ કરવા માટે ભાલ પ્રદેશના ત્ર્યંબકની પેઠે ત્રીજું નેત્ર ઉઘાડવું જોઇએ. પ્રત્યેક વિષયમાં આરપાર પહોંચી નીકળવાની સૂક્ષ્મ બુદ્ધિ સંપાદન કરવી જોઇએ. "દિવ્ય દૃષ્ટિ મેળવો એટલે વૃક્ષને વાણી આવશે અને તમારી સાથે વાર્તાલાપ કરશે, ખળખળ વહેતા ઝરાઓ તમારી સાથે પ્રચંડ ગ્રંથની પેઠે જ્ઞાનની ચર્ચા કરશે, શિલા ધર્મોપદેશ કરશે. અને પ્રત્યેક સ્થળે શ્રેયનો નિવાસ છે અને પરમેશ્વર સર્વત્ર વ્યાપક છે, એવો તમને અનુભવ થશે. "*

પ્રાચીન લોકોએ જે પરિશ્રમ કર્યો છે તેનાં ફળનો આપણે યથેચ્છ ઉપયોગ કરીએ છીએ. આગગાડીમાં બેસીને આપણે પ્રવાસ કરીએ છીએ. બેલગાડીમાં બેસીને જવા કરતાં આગગાડીમાં પ્રવાસ કરવાથી કેટલો બધો આરામ રહે છે ! ઉંટના સ્વાર સાથે કાગળપત્ર ન મોકલતાં વિજળીરૂપ દાસી પાસે તે કામ કરાવીએ છીએ. વિશાળ ભવ્ય મકાનોમાં આપણે નિવાસ કરીએ છીએ. માપ લઇને બનાવેલા શરીરના આકાર પ્રમાણેનાં કપડાં આપણે પહેરીએ છીએ. વિધિપુરઃસર રાંધેલો અને શરીરને નીરોગ રાખે એવો આપણે આહાર લઇએ છીએ. સારાંશ કે સુખચેનનાં જે જે સાધન આપણને ઉપલબ્ધ થાય છે તે બધાં આપણા પહેલાં થઇ ગયેલા લોકોના પરિશ્રમનુંજ ફળ છે અને તેથી તેઓનું ઋણ ચૂકવવાની ફરજ સમજીને આપણે પણ બીજાઓને ઉપયોગી થવું જોઈએ.

માનવજાતિનું આપણા ઉપર અત્યંત ઋણ છે. આપણો જન્મ થયો ત્યારે જગતની જે સ્થિતિ હતી તેના કરતાં વિશેષ સુધરેલી સ્થિતિ આપણે મૃત્યુસમયે મૂકતા જઇએ એવો ઉદ્દેશ રાખવો જોઇએ.

ભવિષ્યની પ્રજાને માર્ગદર્શક નિવડે એટલા માટે સમયરૂપી મેદાનની રેતીપર આપણે પણ પ્રયત્નરૂપી પગલાં પાડી રાખવાં જોઇએ. આવો; ગણિતશાસ્ત્રરૂપી મહાસાગરમાં ડૂબકી મારીને જગતમાં આભૂષણરૂપ ગણાય તેવાં દિવ્ય અમૂલ્ય મોતી બહાર કહાડવાનો આપણે પ્રયત્ન કરીએ; એટલા માટેજ રામ કહે છે કે પરિશ્રમ કરો, અવિશ્રાંત પરિશ્રમ કરો; શક્તિપુર્વક પ્રયત્ન કરો. **અવિરત અને નિષ્કામ કર્મ એજ પરમેશ્વરની પૂજા છે અને એજ ખરૂં જીવન છે, એ વાત લક્ષમાં રાખીને સતત કર્મ કર્યા કરો.** કેટલા દિવસો ગયા એ ઉપરથી આયુષ્યની ગણના ન કરતાં આપણે જે જે

* શેકસપિયર–" એઝ યુ લાઇક ઇટ " અંક ૨, પ્રવેશ ૧.

કૃત્યો કર્યાં હોય એ ઉપરથીજ આયુષ્યની ગણુના કરવી જોઇએ. **શ્વાસોચ્છ્વાસ લેવો એ જીવન નથી પણુ ઉચ્ચ વિચાર અને આચરણુ એજ ખરૂં જીવનછે.** ઘડીઆળના કાંટાના આંટા ઉપરથી આપણા આયુષ્યની ગણુત્રી નથી કરવાની; પણુ આપણા અંતઃકરણુની ઉદાત્તભાવના ઉપરથી કરવી જોઈએ. **જે ઉચ્ચ વિચારોને સેવે છે તેની ભાવના-ઉદ્દેશ પણુ ઉચ્ચ બને છે અને તેથી કૃત્યો પણુ તેને હાથે ઉચ્ચ કોટીનાંજ થાય છે તથા જેને હાથે ઉદાત્ત કૃત્યો થાય છે તેજ ખરો દીર્ઘાયુ છે.** કર્મજ કર્મનું ઉત્તમ પારિતોષિક છે; કર્મજ મનુષ્યની કેવળ સહજ સ્થિતિ છે; તેજ મનુષ્યનો ખરો ધર્મ છે.

## ગણિતમાં પ્રવીણુતા કેવી રીતે પ્રાપ્ત થાય ?

ગણિતના અભ્યાસમાં પ્રવીણુતા સંપાદન કરવાનો કોઇ રાજમાર્ગ તો કોઇ પણુ પુસ્તકમાં લખેલો મળી આવતો નથી. કવિત્વશક્તિની પેઠે ગણિત-વિષયક બુદ્ધિ પણુ મનુષ્યમાં સ્વાભાવિક જન્મસિદ્ધ હોય છે, એમ કહીએ તો ખોટું નથી. કૃત્રિમ સાધનોથી આપણે કોઇને ગણિતશાસ્ત્રી કદિ પણુ બનાવી નાહ શકીએ; તથાપિ એટલો તો દૃઢ વિશ્વાસ છે કે, આગળ લખેલા માર્ગદર્શક નિયમો અને ઉપર્યુક્ત સૂચનાઓને બારીકીથી અમલમાં મૂકશો તો ગણિતનો વિષય સ્નેહશૂન્ય, કોઇની સાથે ન ભળે તેવો તેમજ ભવાં ચડાવી પડયા રહેનારા કોઈ અજાણ્યા પુરુષના સમાગમ જેવો નહિ લાગતાં અત્યંત ઉદાર મનના અને મળતાવડા મિત્રના જેવો આનંદદાયક જણાશે.

૧-પેટ ભરીને જમી ઉઠયા પછી કદિ પણુ ગણિતશાસ્ત્રનાં ઉદાહરણુ ગણુવા બેસવું નહિ. ખાધેલું પૂરીરીતે પચી જાય ત્યાર પછીજ ગણિતને હાથ લગાડવો; નહિ તો ગણિતનો વિષય અત્યંત ત્રાસદાયક, કંટાળાભરેલો અને રુક્ષ લાગશે.

૨-જે દિવસે તમારે ગણિતના અભ્યાસમાં વિશેષ પરિશ્રમ કરવાનો હોય, તે દિવસે જલદી પચી જાય તેવો હલકો અને સાદોજ આહાર લેવો તથા ખાવાપીવામાં નિયમિતપણું રાખવું. " ઉચ્ચ વિચાર અને સાદો આચાર" એ બન્ને સાથેજ પાળવાં જોઈએ.

**૩-ઉંઘ આવવા લાગે અથવા ઉંઘવાની તૈયારી થતી હોય તે વખતે અભ્યાસના પુસ્તકનાં સૌથી કઠણુ ઉદાહરણુ કે કૂટ પ્રશ્ન ગણુવાની મહેનત ન કરશો. તે વખતે એ ઉદાહરણુ અને કૂટપ્રશ્નપર તમે વિજય નહિ મેળવી શકો.**

એ કેવળ નિષ્ક્રિય પ્રતિકાર કરીનેજ નહિ; પરંતુ તમને નિરાશ કરીને પથારીવશજ કરી દેશે. સ્પષ્ટ શબ્દોમાં કહીએ તો એવે વખતે તમે કોઈ પણ પ્રશ્ન લઈને બેસશો એટલે બે ત્રણ મિનિટમાંજ તમારી આંખો મીંચાવા લાગશે; એટલા માટે તે વખતે તો તમને પુસ્તકમાંનો જે ભાગ સૌથી સારી રીતે આવડતો હોય તેનુંજ પુનરાવર્તન કરવું જોઇએ. તેવીજ રીતે વિશેષ માનસિક શ્રમ ન પડે એવાં ભૂમિતિનાં મુખ્ય સિદ્ધાંત ઉપરનાં સહેલાં સહેલા ઉદાહરણો ગણવાં જોઈએ; કારણ કે એથી કંટાળો ન આવતાં ઉલટો આનંદ આવે છે.

૪–ગણિતવિષયમાં પ્રાવીણ્ય સંપાદન કરવાની ઇચ્છા રાખનારાઓએ નિદ્રાના વિષયમાં પણ નિયમિત રહેવું જોઇએ. જોઈએ તેટલી ઉંઘ ન લીધી હોય તો મગજ સ્વચ્છ અને શાંત રહેતુંજ નથી. પ્રખ્યાત ફ્રેંચ તત્ત્વવેત્તા ડેકાર્ટના સંબંધમાં એમ કહેવાય છે કે, તેની શારીરિક પ્રકૃતિ બાળપણથીજ બહુ નાજુક હતી; તેથી સવારે ઘણીવાર સુધી તેને સૂઇ રહેવું પડતું હતું અને એ નિયમ તે બહુજ નિયમિતપણે પાળતો હતો. ઇ૦સ૦ ૧૬૪૭ માં પાસ્કલની અને તેની મુલાકાત થઇ ત્યારે તેણે સાફ કહી દીધું કે, ગણિતના અભ્યાસમાં મહત્ત્વની પ્રગતિ કરવા માટેજ અને મારૂં સ્વાસ્થ્ય નિભાવી રાખવા માટેજ સવારે મોડા ઉઠવું એ મારે માટે અત્યંત આવશ્યક છે. "હવે ઉઠવું જોઇએ" એવું જ્યાંસુધી મારા મનમાં ન આવે ત્યાંસુધી હું કદિ પણ પથારીમાંથી ઉઠતોજ નથી. હું આ નિયમ પાળું છું તેથીજ ગણિતના વિષયમાં આટલું કાર્ય કરી શક્યો છું.

૫–પરંતુ જમ્યા પછી તરતજ અથવા રાત્રેજ સૂવાની તૈયારી કરતાં પહેલાં ગણિતનાં અઘરાં ઉદાહરણ ગણવાનો પ્રસંગ આવે તો બેસીને કામ ન કરતાં ઓરડીમાં ફરતાં ફરતાં વિચાર કરવાની ટેવ પાડવી જોઇએ; નહિ તો વખતના પ્રમાણમાં તે કામ બહુ થોડું થશે અને આળસ તમારી ઉપર અધિકાર ભોગવશે.

૬–શારીરિક વ્યાયામ કરવામાં કદિ પણ બેદરકારી ન રાખશો. એ બેદરકારીપણુંજ ઘણાખરા વિદ્યાર્થીઓના વિનાશનું મૂળ કારણ છે. અનિયમિતપણે અભ્યાસ કરનારા વિદ્યાર્થીઓ સાલભર તો પોતાનો સમય આળસુ પણે વ્યતીત કરે છે અને પરીક્ષાનો સમય આવતાંજ રાતદિવસ મહેનત કરી પાછલા આળસનો બદલો વાળવા તૈયારી કરે છે. એ દિવસોમાં શરીરને જોઇએ તેટલી કસરત પણ કરતા નથી; અને એવી રીતે આરોગ્યના નિયમોનું ખુલ્લીરીતે ઉલ્લંઘન કરે છે. આથી પરિણામ એ આવે છે કે, પરીક્ષામાં વિજય ન

મળતાં આરોગ્ય ખોઇ બેસે છે અને નાપાસ થયાનું તોહમત પોતાના આળસ ઉપર ન નાખતાં પરીક્ષામાં અનિયમિતપણે કરેલા પરિશ્રમ ઉપર નાખે છે; પરંતુ વાસ્તવિકરીતે જોતાં આમાં તેના પરિશ્રમનો કે અભ્યાસનો જરાયે દોષ નથી. કેવળ બેદરકારીનુંજ એ પરિણામ હોય છે. આખું વર્ષ આળસમાં ગાળ્યું હોય તેથી પરીક્ષાના સમયમાં નિત્યના પ્રમાણ કરતાં વિશેષ મહેનત કરવી પડે છે અને તેથીજ શરીર ખરાબ થાય છે. **હિન્દુસ્તાનમાં પરિશ્રમી પુરુષોની અત્યંત આવશ્યકતા છે;** પરંતુ સાલભર રમતગમતમાં ગાળી અણીને વખતે જીવતોડ મહેનત કરનારા એદીઓની નહિ.

૭–ગણિતશાસ્ત્રના કોઇપણ નવીન ગ્રંથના અભ્યાસની શરૂઆત કરતી વખતે પુસ્તક બધું જોઇ જવું જોઇએ અને તેમાંથી એક બેવાર ગણવાથી જે ઉદાહરણ ગણી શકાય તેવાં હોય તેજ ગણી લેવાં જોઇએ. એથી બહુ ફાયદો થાય છે. આવી રીતે પ્રત્યેક પ્રકરણનાં સહેલાં ઉદાહરણ ગણી ગયા પછીજ બાકી રહેલાં અઘરાં ઉદાહરણો ગણવાની શરૂઆત કરવી જોઈએ અને તે સમયે એક પણ ઉદાહરણ છોડી દેવું નહિ.

૮–બને ત્યાંસુધી બીજા કોઈની મદદ ન લેતાં પ્રત્યેક પ્રશ્ન પોતાની મહેનતથીજ ગણવાની ટેવ પાડો. દરેક પ્રકરણનાં ઉદાહરણજ માત્ર સ્વપરિશ્રમથી ગણવાં એમ નહિ, કિંતુ પ્રકરણની ઉપપત્તિ પણ પોતાની મેળેજ સમજવાનો પ્રયત્ન કરવો. આવી રીતે કરવાથી ગણિતનો અભ્યાસ તમને અનેક રીતે લાભકારક થશે. પ્રત્યેક પ્રકરણનું પહેલાં મથાળું વાંચી જવું જોઇએ. ભૂમિતિશાસ્ત્રનો કોઇ સિદ્ધાંત ગણતા હો તો તે સિદ્ધાંતની પહેલાં પ્રતિજ્ઞા વાંચવી જોઇએ અને તરતજ પુસ્તક બંધ કરીને એ પ્રકરણની ઉપપત્તિ તથા સિદ્ધાંતનું ઉપપાદન પોતાની મેળેજ સિદ્ધ કરવાનો પ્રયત્ન કરવો જોઇએ. પુસ્તક બંધ રાખીનેજ થોડો વખત એ વિષયનો વિચાર કરો; ઉપપત્તિ થઇ જાય તો ઠીક, નહિ તો થોડીવાર વિચાર કર્યા પછી પણ ન સમજાય તો પ્રકરણની કે સિદ્ધાંતની પહેલી બે ચાર લીંટી વાંચીને ફરી પાછું પુસ્તક બંધ કરી બાજુપર મૂકી દેવું. આવી રીતે બને ત્યાંસુધી કોઈપણ સિદ્ધાંત કે પ્રશ્ન પોતાની મેળેજ ગણી કહાડવાનો પરિશ્રમ કરવો જોઇએ. એ પ્રયત્ન નિષ્ફળ જાય તો છેવટની બે ચાર લીંટી વાંચી વિચાર કરવો જોઈએ. એમ કરતાં પણ જો યશસ્વી ન થવાય તો વચમાંથી અથવા પ્રકરણના બીજા કોઈ ભાગમાંથી થોડી લીંટીઓ

વાંચીને એ ઉદાહરણ પોતાની મેળેજ ગણી કહાડવાની મહેનત કરવી જોઇએ. તાત્પર્ય એ કે આવી રીતે ગણિતનાં પ્રકરણ કે સિદ્ધાંતોનો થોડો ભાગ તો સ્વતંત્રપણે ગણવાની શક્તિ વિદ્યાર્થીમાં પ્રથમથીજ આવવી જોઇએ. ગણિતશાસ્ત્રનું સાચું જ્ઞાન સંપાદન કરવાની તમારી ઇચ્છા હોય તો તેનો થોડો ઘણો ભાગ તો તમારા મસ્તિષ્કમાંથી સ્વતંત્રપણે બહાર આવવોજ જોઇએ. આ પદ્ધતિથી અભ્યાસ કરવાનો પ્રારંભ કરશો તો તમારા અભ્યાસમાં પ્રગતિ બહુ થોડી અને ધીમે ધીમે થશે; પરંતુ જે જ્ઞાન પોતાના પ્રયત્ન અને પરિશ્રમથી સંપાદન નથી કર્યું તેની સાચા શિક્ષણમાં ખાસ કિંમત અંકાતી નથી. આ પદ્ધતિનો તમે અભ્યાસ કરશો એટલે તમારી ગ્રહણશક્તિ અને કલ્પનાશક્તિ દિવસે દિવસે વધતી જશે અને અભ્યાસની પ્રગતિ પણ ધીમી નહિ પડે. થોડા દિવસમાંજ એ પ્રગતિ અત્યંત ત્વરિત થશે અને ગ્રહણશક્તિ તેમજ ધારણાશકિત એટલાં તો વધી જશે કે હરકોઇ વિષય તમે બહુ જલદી ગ્રહણ કરી શકશો અને એકવાર ગ્રહણ કરેલું જ્ઞાન કદિ પણ વિસરશો નહિ. રોમન લોકોમાં એક કહેવત છે કે, “ થોડા પુસ્તકોના અભ્યાસ કરેલા અર્થાત્ અર્ધજ્ઞાની મનુષ્યોથી સાવધાન રહેજો. ” આ કહેવત ઉપર વર્ણન કરેલી પદ્ધતિએ અભ્યાસ કરેલા મનુષ્યોને ઉદ્દેશીનેજ કહેવાતી હોય એમ જણાય છે.

કોઇ પણ વિષયની ઉપપત્તિ બરોબર સમજ્યા વિના માત્ર ગોખણપટ્ટીથી તે વિષયને કંઠસ્થ કરી લેવાની પદ્ધતિ ગણિતના અભ્યાસમાં વિઘ્નરૂપ છે; કારણ કે ગણિત એ કાંઇ ગોખણપદ્ધતિનો વિષય નથી. પુસ્તકમાં આપેલી ઉપપત્તિની અક્ષરશ: નકલ કરતાં આવડી એટલે આપણું કાર્ય પૂરૂં થયું એમ સમજવાનું નથી; પરન્તુ એ ઉપપત્તિનાં ભિન્ન ભિન્ન પ્રકારના ઉપક્રમનાં તત્ત્વનું આપણને સંપૂર્ણ જ્ઞાન પ્રાપ્ત થવું જોઈએ. કોઇ પણ સિદ્ધાન્ત ગણતી વખતે તેમાં શું સિદ્ધ કરવાનું છે, કયાં પ્રમાણ સ્વીકારવાનાં છે અને સિદ્ધ કરવામાં કયી પદ્ધતિનો ઉપયોગ કરવાનો છે એ સર્વનું જ્યાંસુધી સંપૂર્ણ જ્ઞાન સંપાદન ન થાય ત્યાંસુધી જંપીને બેસવું ન જોઇએ; નહિ તો પરિશ્રમ વ્યર્થ જશે ને સ્મરણશકિતને આપેલો પરિશ્રમ તદ્દન વૃથા જશે. કામ બોજારૂપ થઇ પડશે. ભૂમિતિના સિદ્ધાન્ત મહેનત કરીને ગોખી માર્યા હોય, તો પુસ્તકમાં જે અક્ષરોથી તે સિદ્ધ કર્યો હોય તેને બદલે કોઈ બીજા અક્ષરનો ઉપયોગ કરવામાં આવે તો તે ગોખણપટ્ટીની મહેનત નકામી જાય છે. વિદ્યાર્થીએ સિદ્ધાન્ત પૂરેપૂરી રીતે સમજવો જોઇએ અને તેનો અભ્યાસ કરતી વખતે

અક્ષરોમાં થોડો ફેરફાર કરીને પણ શીખવાનો પ્રયત્ન કરવો જોઇએ.

પ્રથમ સહેલા સિદ્ધાન્ત અને તેની સાથેના સહેલા કૂટ પ્રશ્ન ગણી કાઢવા એ અત્યંત જરૂરનું છે; પરન્તુ એ સહેલા સિદ્ધાન્ત ગણવામાં પણ ગણિતનાં મુખ્ય તત્ત્વો અને મૂલભૂત પદ્ધતિનું વિદ્યાર્થીને સંપુર્ણ જ્ઞાન હોવું જોઇએ. જેને એ જ્ઞાન હોતું નથી, તેને સિદ્ધાન્તની કેટલીએક વચલી પદ્ધતિનું ભાનજ હોતું નથી અને તેથી પોતાનું અજ્ઞાન છુપાવવાની ખાતર "આ સિદ્ધ છે, એ વાત તો સ્પષ્ટજ છે" એવા શબ્દપ્રયોગનોજ ઉપયોગ કર્યા કરે છે; પરન્તુ આવી ધૂર્ત યોજનાથી પરીક્ષકોને ફસાવવાની યુક્તિ કરતાં પોતેજ તેમાં ફસાઇ પડે છે; પરન્તુ જે વિદ્યાર્થી સિદ્ધાન્ત ગણતી વખતે આધારભૂત તત્ત્વોનું યોગ્ય જ્ઞાન સંપાદન કરી લે છે તેઓને પાછળથી સામાન્યરીતે કોઇ પણ સિદ્ધાન્ત ગણવો પડે તોપણ તેમાં તેનો ઉપયોગ કરી શકે છે અને જરાયે મુશ્કેલી પડતી નથી; કારણ કે મૂળતત્ત્વોનું યથાર્થ જ્ઞાન તેણે પ્રાપ્ત કરી લીધું હોય છે. કોઇ પણ પુછેલા પ્રશ્નનો ઉત્તર આપવામાં તે જ્ઞાનનો કેવી રીતે ઉપયોગ કરવો એટલુંજ માત્ર પાછળથી શીખવાનું હોય છે અને એ જ્ઞાન ભિન્ન ભિન્ન પ્રકારના સિદ્ધાન્તો ગણવાનો સતત અભ્યાસ રાખવાથી સહેજે પ્રાપ્ત થઇ શકે છે.

૯—પ્રત્યેક સિદ્ધાન્ત અથવા સૂત્ર ઉપરનાં માત્ર સહેલાં સહેલાંજ ઉદાહરણ અથવા પ્રશ્નો ગણીનેજ બેસી રહેવાનું આળસ કરશો નહિ; અથવા તો એકાદ ઉપરના સિદ્ધાન્ત ગણવાની પદ્ધતિ જાણી લઇનેજ સંતોષ પામી બેસશો નહિ; પરન્તુ એ પદ્ધતિથી તમે પોતે એ સિદ્ધાન્ત ગણી જોજો અને તેનો પ્રત્યક્ષ અનુભવ મેળવી લેજો. આપણને જે જ્ઞાન પ્રાપ્ત થયું હોય છે, તે જ્ઞાનનો ઉપયોગ કરવો, એજ અધિકાધિક જ્ઞાન સંપાદન કરવાનો સાચો માર્ગ છે. આપણને જેટલો ભાગ આવડતો હોય તેનો વારંવાર અભ્યાસ કરવાથી તેજ પ્રશ્નને એકદમ ગણી કહાડવાની તમારામાં સિદ્ધિ આવી જશે. વિશ્વવિદ્યાલયના પરીક્ષાપ્રશ્નોનો ઘણો ખરો ભાગ તો આવા કૃત્યસિદ્ધાન્તોનોજ હોય છે. બીજા થોડાએક પ્રશ્નોમાં મગજને પરિશ્રમ પડે તેવું કાર્ય કરવાનું હોય છે; પરન્તુ સૂત્રનો તાબડતોબ ઉપયોગ કરવાનો અભ્યાસ હોય તો પ્રશ્ન પણ તરતજ ગણી કહાડવાનો અભ્યાસ થઇ જાય છે. પુસ્તકોનાં સૂત્રોનો તમે જો આવી રીતે અભ્યાસ કરી રાખ્યો હશે અથવા તો એ સૂત્રોપરના ઉત્તર ગણી કહાડવાનો તમને અભ્યાસ હશે, તો પ્રશ્નપત્રનાં ઘણાં ખરાં ઉદાહરણો તો

તમે થોડી વારમાંજ ગણી કહાડશો અને જે ગણવામાં વિચાર કરવો પડે એમ હોય તેને છેવટે અવકાશના સમયે તેનો વિચાર કરીને ગણવાનો પૂર્ણ સમય મળશે. આવી રીતે ગણવાથી પ્રશ્નપત્રનો એક પણ પ્રશ્ન બાકી રહેશે નહિ. કોઇ પણ માણસને નદી પાર કરીને જવું હોય તો ત્યાં કેવી રીતે પહોંચાય એનો નિયમ ગોખી મારવાથી પેલે પાર જઇ શકાતું નથી. તેને માટે પ્રત્યક્ષ નદીમાં ઉતરીને પોતાના હાથપગ હલાવવાનો ઉદ્યોગ કરવો પડે છે. તેવીજ રીતે વિશ્વવિદ્યાલયની પરીક્ષાનો સમુદ્ર પાર કરવો હોય તો ઉદાહરણ નિત્ય થોડાં થોડાં ગણવાનો અભ્યાસ પાડવો, એ અત્યંત આવશ્યક છે. સહેલાં સહેલાં ઉદાહરણ અને કૂટ પ્રશ્નો ગણી કહાડવાં એ તો ગણિતના અભ્યાસીને મન રમત છે.

કોઇ એકાદ ઉદાહરણ ગણવાનું આવ્યું હોય તો ઘણા ખરા વિદ્યાર્થીઓ એવા હોય છે કે:—"આ તો બહુ અઘરૂં છે, એ નહિ ગણાય" એમ બોલીને તે ગણવાનો પ્રયત્ન પણ કરતા નથી અને પ્રયત્ન કરવાની શરૂઆત કરે છે તો થોડીજ વારમાં તેને અઘરૂં કહી દઇને નિરાશ થઇને બેસી જાય છે; પરન્તુ એજ ઉદાહરણ તેને કોઇએ ગણી બતાવ્યું એટલે તો તે એમજ કહેવાનો કે, "અહો! એ તો આટલું બધું સહેલું હતું!" આવા ઉદ્‌ગારજ એના મુખમાંથી નીકળવાના. મારૂં તો એમજ કહેવાનું છે કે, એ ઉદાહરણ સહેલુંજ હતું, અત્યંત સહેલું હતું. માત્ર તમને તેની સાથે તાદાત્મ્ય કરતાં ન આવડ્યું તેથીજ તમારાથી તે ગણી શકાયું નહિ. તે ગણવામાં જે પરિશ્રમ પડે એમ હતો તે પરિશ્રમની કલ્પનાથીજ તમે તો ગભરાઇ ગયા હતા. ધૈર્ય, દૃઢ નિશ્ચય, દીર્ઘ ઉદ્યોગ ઇત્યાદિ ગણિતના અભ્યાસીમાં જે સદ્‌ગુણો હોવા જોઇએ એ તમારામાં નહોતા તેથીજ તમે એ ઉદાહરણ ગણી શકયા નહોતા.

૧૦—એકવાર શીખી ગયેલા પુસ્તકના-ભાગનું હમેશાં પુનરાવર્તન કરતા રહેવું જોઇએ; નહિ તો તમારો આગળનો અભ્યાસ બહુ ધીમો ચાલશે અને પરીક્ષામાં તમે બેસી શકવાની તૈયારીજ કરી શકશો નહિ. એડીનબરો વિશ્વવિદ્યાલયના ગણિતશાસ્ત્રનો અધ્યાપક પ્રૉ. કીસ્ટલ કહે છે કે:—"ગણિત વિષયના કોઇપણ ઉપયોગી પુસ્તકનો અભ્યાસ કરવાનો હોય તો તે પ્રથમથી છેવટસુધી ને છેવટથી પ્રથમસુધી કરવો જોઇએ." હમેશાં આગળ અભ્યાસ વધારતા જાઓ છતાં પણ તમારાં શ્રદ્ધા અને બલ વધારવા માટે પાછળનો અભ્યાસ પણ હમેશાં તાજો કરતા રહેજો. એમ કરતાં કોઇ અઘરો ભાગ આવે તો તેને પહેલાં છોડી

દેજો અને જ્યારે એની અગત્યતા તમને જણાય અથવા તો આગળ ઉપર તેનો ઉપયોગ તમને માલૂમ પડે ત્યારે એનો અભ્યાસ કરી લેજો.

૧૧—સિદ્ધાન્તોમાં પ્રતિજ્ઞા, સાધ્ય, પ્રમાણુ વિગેરે વિષયોનું પૃથક્કરણુ કરવામાં કુશળતા પ્રાપ્ત કરીને મોટા ગુણાકારભાગાકારના તાબડતોબ જવાબ આપવાની વિદ્યા સંપાદન કરવી હોય તો ગણિતવિષયક પ્રશ્નોને મનમાં ને મનમાં ગણી કહાડવાની ટેવ પાડવી જોઈએ. ચિત્તની એકાગ્રતા સંપાદન કરવાનો આ અભ્યાસ સિવાય બીજો કોઇ પણુ ફલદાયી માર્ગ નથી. ઉદાહરણુ મનમાં ગણી કહાડવાની ટેવ પાડવાથી વિચારોની સ્થિરતા પ્રાપ્ત થાય છે અને એ ઉપરાંત અધિક મહત્ત્વનો લાભ તો એ છે કે વિચારોને યોગ્ય અનુક્રમ અને સંબંધાનુસાર ગોઠવવાની મનને ટેવ પડે છે. મનમાં ને મનમાંજ ઉદાહરણુ ગણુવાનો પ્રસિદ્ધ ગણિતશાસ્ત્રજ્ઞ ઑાયલરે અભ્યાસ કર્યો હતો અને એ અભ્યાસ એણે એટલી તો આસ્થાપુર્વક કર્યો હતો કે, મનમાંજ ઉદાહરણુ ગણી કહાડવાની શક્તિ કેટલા વિલક્ષણુ પ્રમાણુમાં વધારી શકાય છે, તેનું ઑાયલર પોતેજ પ્રત્યક્ષ દૃષ્ટાંત છે. ઑાયલરના બે વિદ્યાર્થીઓએ પરિચ્છિન્ન શ્રેણિના સત્તરમા પદ સુધી ગણિત કર્યું હતું; પરન્તુ બન્ને જણાએ જ્યારે કાગળપર લખેલા ઉત્તરો તપાસ્યા ત્યારે જણાયું કે બન્નેના ઉત્તરોમાં પચાસમા અંકમાં કાંઇક તફાવત છે. એ વાત તેઓએ પોતાના અધ્યાપકને જણાવી. અધ્યાપકે મનમાં ને મનમાંજ એ ઉદાહરણુ ગણી કહાડયું અને પચાસને ઠેકાણે કયો આંકડો જોઈએ તે તરતજ કહી દીધું. કોઇ પણુ ઘાતસંખ્યાનું મૂળ કહાડવાનું પોતાના પૌત્રને શિક્ષણુ આપવાના ઉદ્દેશથી એકથી સો સુધીની સંખ્યામાં પ્રત્યેક સંખ્યાના છઠ્ઠા ઘાત સુધીનું કોષ્ટક તેણે મનમાં ને મનમાંજ તૈયાર કર્યું હતું અને તેનો દરરોજ ઉપયોગ કરવો પડે છે માટે તેણે તે હમેશાં ગોખી રાખ્યું હતું.

૧૨—ગણિતમાં પ્રવીણુ થવા માટે પુષ્કળ પરિશ્રમ અને દીર્ઘ સમયની આવશ્યકતા છે. એ વિષયનો હમેશાં જાતે અભ્યાસ કરવો જોઈએ. આપણું શરીર હમેશાં કામ કરતુંજ રહેવું જોઇએ; તથાપિ મન હમેશાં શાંત રહેવું જોઇએ. સ્થિતિશાસ્ત્રના નિયમ પ્રમાણે તેને હમેશાં સ્વસ્થ અને સ્થિર રાખવું જોઇએ. એ વિષયમાં પ્રાવીણ્ય સંપાદન કરવાની આકાંક્ષા રાખનારાએ ચિંતા અને ફિકરને પોતાના મનપ્રદેશમાંથી દેશનિકાલ કરવાં જોઇએ. ગણિતવિના બીજો કોઇ પણુ વિચાર તેના મનમાંજ ન આવવો જોઈએ અને અંતઃકરણુ હમેશાં શાંત અને સ્થિર રાખવું જોઇએ. કોઈપણુ કારણુને લીધે ચિત્ત અસ્વસ્થ

અને ઉદ્વિગ્ન ન થવા દેવાની કાળજી રાખવી જોઈએ. મનની પૂર્ણ એકાગ્રતા થયા વિના–એટલે કે મનને પૂર્ણપણે એકાન્તમાં રાખ્યા વિના તેના પરિશ્રમનું ફળજ મળતું નથી અને મનને એકાન્ત અને એકાગ્રતા મળે એટલા માટે શરીરને પણ એકાન્તમાં રાખવું જોઇએ. “ હે સૃષ્ટિદેવતા ! મનઃશાન્તિ અને પરિશ્રમ એ બન્નેની પૂર્ણ એકવાકયતા થવી જોઇએ, એ મહત્ત્વનો ઉપદેશ તું વાયુની પ્રત્યેક લહરિદ્વારા મારી કર્ણેન્દ્રિયમાં પહોંચાડે છે. મનઃસ્વાસ્થ્ય અને પરિશ્રમ એ પરસ્પર વિરોધી સ્થિતિ છે, એમ અનેક લોકો જગતમાં પોકારી પોકારીને કહે છે; પરન્તુ હે સૃષ્ટિદેવતા ! તારી પાસેથી જો કોઈ પણ શિક્ષાબોધ ગ્રહણ કરવાનો હોય તો તે મનુષ્યે શાંતભાવે પરિશ્રમ કરવાનોજ ગ્રહણ કરવાનો છે. **જે કામની જગતમાં ચૌટેચકલે વાહવાહ થાય છે, તે કામ એકાન્તમાં ( કોઇ ન જાણે તેવી રીતે ) કરેલા કામ કરતાં વિશેષ સ્થાયી અથવા લોકોપયોગી બની શકેજ નહિ. સાચાં અને સ્થાયી કામો એકાન્તમાંથીજ ઉદ્‌ભવે છે. એવાં કામો અત્યંત શ્રેષ્ઠ હોય છે તેથી તેમાં કોઇ પણ જાતની ઉતાવળ કરવાની જરૂર હોતી નથી. વળી તે એટલાં તો ઉદાત્ત હોય છે કે તેમાં સ્પર્ધાની પણ આવશ્યકતા પડતી નથી.** જગતના કોલાહલ વચ્ચે કામ કરનારા મનુષ્યો અનેક ધાંધલ મચાવી મૂકે છે; પરન્તુ હે પરમાત્મદેવ ! તારા સેવકો તો પોતપોતાનાં કાર્યો અત્યંત શાંતરીતે અને ધીરેધીરે એકાન્તમાં કર્યા કરે છે. મનુષ્ય કદાચિત્ આ જગતમાંથી જતો રહે તોપણ તારા સેવકના કાર્યના નિત્યક્રમમાં ફેરફાર થતો નથી. જે લોકો મનુષ્યની ધાંધલવાળી પ્રવૃત્તિનો ઉપહાસ કરે છે, તેઓ પોતાની શાંતવૃત્તિથી પોતાનાં વૈભવશાળી કર્તવ્યો બોલ્યાચાલ્યા સિવાય કોઇને ખબર પણ ન પડે તેમ પાર પાડે છે. ” ( મેથ્યુ આર્નોલ્ડ )

૧૩—ગણિતના અભ્યાસીએ હમેશાં શિષ્યભાવ અને લીનતાની વૃત્તિ રાખવી જોઇએ. ગણિતનો અભ્યાસ કરતાં જ્ઞાનનો જે કણ એટલે કે સત્યનો જે કોઈ અંશ તમને પ્રાપ્ત થતો જાય તેમ તેમ તેનો કાળજીપૂર્વક સંગ્રહ કરજો. એનો કદાચિત્ તાત્કાલિક ઉપયોગ નહિ થાય અથવા એ જ્ઞાનમાંથી કાંઇ ફાયદો થવાનો પણ સંભવ ન જણાય, તોપણ તે જ્ઞાનકણનો સંગ્રહ કરવામાં જરાયે આળસ કરશોજ નહિ. પરિણામપર દૃષ્ટિ ન રાખતાં સત્યનું અવલંબન કરવું એજ ખરૂં ડહાપણ છે. સત્યાવલંબનનું પરિણામ શું આવશે એના તરફ લક્ષ્ય રાખવાની આપણી ફરજ નથી. “ જ્ઞાનના કિનારાપરની નાની નાની

છીપો વીણીને એકઠી કરનાર હું તો માત્ર નાનો બાળક છું" આ શબ્દોનો જ્યારે પ્રખ્યાત ગણિતશાસ્ત્રજ્ઞ ન્યૂટને ઉચ્ચાર કર્યો હશે ત્યારે એ શબ્દોમાં તેની સંશોધનની કેટલી ઉદાત્તવૃત્તિનું દર્શન થાય છે! તેણે આપેલી ઉપમા ઉપરથી તેનામાં કેટલી વિનયશીલતા જણાઇ આવે છે અને તેણે કેવી શિષ્ય-વૃત્તિથી સંશોધન કર્યાં છે તેની સ્પષ્ટતા પ્રતીત થાય છે. પોતાને જ્ઞાન હોય તેવા સિદ્ધાન્તોમાંથી વીણી વીણીને તેના ઉપર કોઈ નવીન શાસ્ત્રની રચના કરવાની પ્રવૃત્તિ આ ઉદ્‌ગારોમાં નથી; પરન્તુ નિસર્ગની કૃપાવડે જ્ઞાનના જે જે કણ તેને ઉપલબ્ધ થતા હતા તેનો એક નાના બાળકની પેઠે સંગ્રહ કરીને તેનો યોગ્ય ઉપયોગ કરવાની પ્રવૃત્તિજ એ ઉદ્‌ગારમાં પ્રકટ થાય છે.

ગણિતમાં પ્રવીણતા સંપાદન કરવા માટે જે ભિન્ન ભિન્ન પ્રકારની સૂચના ઉપર કરવામાં આવી છે તે બધાનો સારમાત્ર "ગણિતપર પ્રેમ કરો" એ એક વાકયમાંજ આવી જાય છે; કારણ કે પ્રેમ સર્વત્ર વિજયી છે; એટલા માટેજ ગણિતપર પ્રેમ રાખીને પોતાની ચિત્તવૃત્તિને પૂર્ણ એકાગ્રતાવડે ગણિતનો અભ્યાસ કરવાનો પ્રયત્ન કરજો. ન્યૂટનનો અનુભવ જો આપણને પૂરેપૂરો માન્ય હોય તો એના શબ્દોમાં એમ કહેવાય કે ચિત્તની એકાગ્રતા એજ સંશોધનશક્તિનું મુખ્ય કારણ છે. બાહ્ય વિષયોમાંથી વૃત્તિઓને ખેંચી લઈને મનમાં લીન કરવી અને બીજો કોઇ પણ વિચાર ન આવવા દેતાં ધ્યેય વિષય સાથેજ મનનું તાદાત્મ્ય કરવું, વિચારોનો અનુક્રમ યત્કિંચિત્ પણ ન તૂટે અને તેનો ઓઘ એકસરખો સરળ વહ્યા કરે અર્થાત્ ધ્યેય વિષય સાથે મનની પુર્ણ એકાગ્રતા કરીને પુર્ણ યોગની સ્થિતિ પ્રાપ્ત થાય એજ કલ્પના-શકિતનું મુખ્ય બીજ છે. ગણિતના હરકોઈ પ્રશ્નપર પુર્ણ પ્રકાશ પાડીને તે સહજમાં ગણાઈ શકે અને તેની ઉત્પત્તિમા ભિન્ન ભિન્ન અનુક્રમ સંગતિવાર લક્ષમાં આવી જાય એટલા માટે ચિત્તની એકાગ્રતાની ખાસ આવશ્યકતા છે.

ગણિત અથવા બીજા કોઇ પણ વિષયમાં યશ મેળવવાની કુંચી એટલે કે સાધન સમજાવીને હું આ વિષયને હવે સમાપ્ત કરૂં છું. ઈંગ્લાંડના પ્રસિદ્ધ કવિ સ્પેન્સરના "અપ્સરાની રાણી" એ કાવ્યમાં લાલ ક્રોસના સરદારની પેઠે પોતાના વૈભવની ભાંજગડમાં ન પડતાં ઈશ્વરનો વૈભવ વધારવાનોજ સતત પરિશ્રમ કરવાની બુદ્ધિ રાખવી, એજ યશનું ખરૂં રહસ્ય છે. બધાં કામો નિષ્કામ એટલે ઇશ્વરાર્પણ બુદ્ધિથી કરીને પોતાના જીવનને ઇશ્વરની એક અખંડ પ્રાર્થના બનાવવી જોઈએ. ભગવાન શ્રીકૃષ્ણે ગીતામાં કહ્યું છે તેમ એ દિવ્ય

સદ્દબોધને આચરણમાં મૂકવો એજ યશની કુંચી છે.

**चेतसा सर्व कर्माणि मयि संन्यस्य मत्परः ।**

**बुद्धियोगमुपाश्रित्य मच्चित्तः सततं भव॥** (ગી. અ૦૧૮. શ્લો૦ ૫૭)

**मन्मना भव मद्भक्तो मद्याजी मां नमस्कुरु॥**(ગીતા. અ૦ ૧૮ શ્લો૦૬૫)

શેકસપીઅરની નીચેની કવિતા લખીને આ લેખ હવે હું પુરો કરૂં છું.

ભાવાર્થ:—"મશાલને પોતાને પ્રકાશ મળે એટલા માટે આપણે જેમ મશાલ પ્રકટાવતા નથી; પરંતુ બીજાઓને તેનાથી માર્ગ સૂઝે તેટલા માટે તેને બાળીએ છીએ, તેવીજ રીતે અલૌકિક બુદ્ધિ વગેરે સદ્દગુણો પરમેશ્વર આપણા પોતાના સ્વાર્થને માટે નથી આપતા; પરંતુ ઇતરવર્ગનું કલ્યાણ કરવામાં તેનો સદુપયોગ કરવા માટે આપે છે, કારણકે મશાલની પેઠે આપણા સદ્દગુણનો પ્રકાશ દૂર સુધી પડે છે અને લોકો તેથી ઉન્નતિનો માર્ગ જોઈ શકે છે. બીજાઓને જો તે ઉપયોગમાં ન આવે તો પછી એ ગુણ આપણામાં હોય કે ન હોય તે બન્ને સરખુંજ છે. ઉચ્ચ હેતુ માટેજ એટલે કે પરોપકાર માટેજ ઉચ્ચ ભાવનાની અંતઃકરણમાં પ્રેરણા થાય છે. કોઈ પણ દેવતાની પેઠે કુદરત પણ મહા કૃપણ છે. કોઈનામાં કોઈ વિશેષ સદ્દગુણ રાખવાથી શોભા અને ઉપયોગ સચવાય એવું બેવડું કાર્ય જો નહિ થતું હોય તો ત્યાં એ સદ્દગુણ કુદરત કદિ રાખશેજ નહિ. કુદરતનું ધોરણ તો શુદ્ધ મારવાડી વિદ્યાનું છે. મહાનપણું અને ઉપયોગ એ બન્ને ગુણ એકસાથેજ તે સાધી લે છે.

ૐ ! ૐ ! ! ૐ ! ! !





# निजानंद

(ગંગામાં ગંગા થઈ જવાના માત્ર થોડાક કલાક પૂર્વેજ લખાયલો રામનો છેલ્લો લેખ)

આજે "સત્ ઉપદેશ" ના એક ચોપાનીઆને હવા ઉડાવી લાવી. ઉંચકી જોયું તો તેમાં નીચેના મથાળાવાળો એક લેખ હતો:—

"રામ બાદશાહને પત્ર"

વાહ !—

અય કબૂતરી પરી બ કૂયવ બામે આં પરી,
નામ ઇ બર ગર્દનત બંદમ ગર આંજા બુગઝરી.

અર્થાત્ ઓ કબૂતર ! તે પરીની ગલી અને અગાશી ઉપર ઉડ. જો તું ત્યાં થઇને પસાર થવાનું હોય તો તારી ડોકમાં એક પત્ર બાંધું.

અત્યંત હસવું આવ્યું. હવે આવે છે, તેમાં કરેલા આક્ષેપોના ઉત્તર.

(૧) શું ભગવાં વસ્ત્રોથી સાધુ બની જવાય છે ?

ઉત્તર:—કદિ કદિ રંગેલાં વસ્ત્રોમાં રંગીલું હૃદય પણ મળી આવે છે, મતવાલો યોગી પણ નજરે પડી જાય છે; પરંતુ એટલું તો ખરૂંજ છે કે આત્માનો પ્રકાશ કાંઈ ભગવાં વસ્ત્રો ઉપરજ નિર્ભર નથી. તે સાચી સ્વતંત્રતા કોઇ પણ પ્રકારના માર્ગ, સંપ્રદાય, રીત કે રિવાજમાં જકડાયલી નથી. જ્યાં જતાં પગ થરથરવા માંડે અને મસ્તિષ્કમાં ચક્કર આવવા લાગે ત્યાં પણ આ વીજળી ચમકી શકે છે. આ સૂર્ય હિમાલયનાં નિર્મળ નીલાં સરોવરોમાં પણ ડોકીઆં કરતો માલુમ પડે છે અને ઉંડી ખાઈઓના ડહોળાયલા પાણીમાં પણ પ્રકાશતો દૃષ્ટિગોચર થાય છે. કારાગૃહમાં પણ તે પેસી જાય છે અને લોખંડની બળવાન દિવાલો પણ તેને રોકી શકતી નથી. અંધારી કોટડીમાં પૂરાયેલો કેદી પણ તેના પ્રકાશમાં સ્વચ્છંદે વિચરે છે અથવા આઠમા આકાશમાં તેના એકલાની નીલી ઘોડીના

ડાબલા સંભળાય છે. * નીચે બજારમાં લોક હરતા ફરતા હોય, ઉપર મેડી ઉપર ઘરવાળા કામકાજમાં ગુંથાયલા હોય, એક ખુણામાં બેસીને કોઇ વાંચતો હોય, એવામાં આ હયો ! વાંચતાં વાંચતાં એક એવો અક્ષર વંચાઇ ગયો કે જે લખાઇ શકાતોજ નથી.

ફરવા નીકળ્યા. સુભાગ્યે કોઇ સાથે ન હતું. ચાંદની ખીલતી હતી અથવા સંધ્યાની લાલી પ્રસરતી હતી. સરસર વાયુ ચાલવા લાગ્યો. સડક ઉપર ચાલતાં ચાલતાં એકાએક આ કોણુ આવી મળ્યું ? તેજ કે જે એકમેવાદ્વિતીયમ્ છે. એક બાજુ સંધ્યાની લાલિમા હ્રદયને ગમી અને બીજી બાજુ અલૌકિક જ્ઞાન-મદિરા રગોમાં વહેવા લાગી.

આગગાડીમાં બેઠા હતા. પૈડાંનો ખડખડાટ સતત ચાલુ હતો. ડબ્બામાં વાત કરનારો કોઈ નહોતો. બારીનો પડદો નીચે પાડતાંજ એકાએક હ્રદય અને પ્રાણુમાં પ્રાણેશ પેસી ગયા. આગગાડીમાં બેઠેલાનાં શરીર અને સંસાર કોણુ જાણે કયાંની ટીકીટ લઇને ચાલતાં થયાં. આંતરિક ત્યાગ છવાઇ ગયો. સાચી ફકીરીએ પોતાની મઝા દેખાડી.

કહે ગિરિધર કવિરાય, ચઢી જિન ખુદકી મસ્તી;
તિન જ્ઞાન ગંગમેં દીની બહાય ફકીરી ગૃહસ્તી.

(૨) શું અગ્નિના રંગવાળાં (ભગવાં) વસ્ત્રોવડેજ સાધુ બની જવાય છે ?

**ઉત્તરઃ**—સાધુ તે છે કે જેના અંતરમાં જ્ઞાનાગ્નિ એવો ભડકતો હોય કે જેવડે દેહનું અભિમાન અથવા સાધુ હોવાનું અભિમાન તેમજ સાંસારિક વસ્તુઓ પ્રત્યેના રાગ અને દ્વેષ હ્રદયમાંથી નષ્ટપ્રાય થઈ જાય; સંસારને તેના જ્ઞાનનો પ્રકાશ મળતો હોય અને આગળ વધવાનો માર્ગ દેખાતો હોય. જો એમ ન હોય તો પછી લીલા બળતણુની પેઠે તે ધુંવાડોજ કરી મૂકે છે કે જેનાથી બધા લોકો ત્રાહિ ત્રાહિ પોકારે છે. જ્યાંસુધી લીલું લાકડું સૂકાશે નહિ ત્યાંસુધી ન તો તે પોતે પ્રકાશિત થશે કે ન બીજાને પ્રકાશ આપી શકશે. જ્યાંસુધી હ્રદય નથી રંગાયું ત્યાંસુધી વસ્ત્રો રંગવાથી પોતાનું કે પારકું ભલું કયાંથી થઈ શકવાનું છે ?

* હઝરત મહંમદ રસુલુલ્લાહ સલ અમની મેરાજ અથવા અલ્લાહનાં દર્શન માટેની મુસાફરી તરફ ઇશારો છે. સાત આસમાનો ચઢયા ત્યાંસુધી જીબ્રઇલ ફરિસ્તા હઝરતની સાથે હતા. આઠમા અર્શઉપર જતાં તેમનાં પણુ પર બળવા લાગ્યાં, તેથી હઝરત એકલાજ ગયા હતા.

લોકો કહે છે કે, જ્ઞાનાગ્નિ પ્રકટવા માટે બળતણને પ્રથમ તડકામાં સૂકવી દો; અર્થાત્ કર્મોપાસનાદ્વારા અધિકારી બનાવી લો. રામ કહે છે કે, જે લાકડું કપાઈ ચૂકયું, ( જે મનુષ્ય સાધુ થઇ ગયો ) તેને માટે તો આ અગ્નિ પાસે પડયા રહેવું એજ તેને સત્વર સૂકવી અધિકારી બનાવી દેશે. હા, જે હજુ નાના છોડવાજ છે તેમને તો હજી પુરા ઉગવાજ દેવા જોઇએ. જો તેઓ ઉગશેજ નહિ તો બળવાયોગ્ય લાકડુંજ કયાંથી બનશે ? ઘેટાનું ઊન ઉતારવાથીજ ઊનનાં વસ્ત્રો બને છે; પરંતુ પ્રથમ ઊનને વધવા તો દો. ઊન ઉગશેજ નહિ તો ગરમ વસ્ત્રો કયાથી બનાવશો ?

આ પ્રમાણે જે લોકોના વિચારો ( અંતઃકરણ ) હજુ કાચા છોડવાઓ જેવાં છે, તેવાં બાળહૃદયો ન તો કાપવાને યોગ્ય છે ન બાળવાને યોગ્ય છે. જેની ઉપર ઊન ઉગ્યુંજ નથી, તે શું ઉતરાવશે ? તેઓ શું ઉકાળવાના હતા ? એવા લોકો માટે કર્મમાર્ગ પ્રાચીન કાળથી નિયત થએલો ચાલતો આવે છે; જેનાદ્વારા તેઓ પોતાની કામનાઓનાં ખાટાં મીઠાં ફળ થોડાક દિવસ સુધી ચાખી લે અને કર્મની ભૂલભુલામણીમાં ઠોકરો ખાઇ ખાઇને ઘડાય, ત્યારે તેઓ જ્ઞાન અને ત્યાગના સીધા માર્ગને માટે આપોઆપજ યોગ્ય બની રહે છે.

હવે જરા વિચારો.જે પ્રકારનું બીજ હશે તેજ પ્રકારનો છોડ થશે અને છોડમાંથી વધીને વૃક્ષ થશે. કૃષ્ણે જોયું કે અર્જુનમાં બીજ તો છે વેર વાળવાનું અને અત્યારે શ્મશાન વૈરાગ્યમાં આવી જઇ વાતો કરે છે દયાળુ સંન્યાસીના જેવી. બાવળના બીજ ઉપર તે ફળ પકાવવા માગતો હતો આંબાનું ! તેથીજ શ્રીકૃષ્ણે તેને તે માર્ગથી હઠાવી યુદ્ધકાર્યમાં યોજ્યો. વહાલા ! ખાધો તો છે જમાલગોટો અને હવે જંગલ જવામાં લજ્જા શાની માનો છો !

કર્મકાંડના વિષયમાં વર્તમાન કાળના ભારતવર્ષની પણ આવીજ દશા છે; અર્થાત્ હૃદયક્ષેત્રમાં ઇચ્છાઓ વાવી બેઠા છે વીસમી સદીની અને વાતો કરે છે ઇસ્વીસન પુર્વેની વીસમી સદીની. કર્મકાંડના વિષયમાં જેવી ચાહ ( ઇચ્છા ) હશે તેવુંજ " ચાહિએ " ( કર્તવ્ય ) માથે ચઢેલું રહેશે.

જો રાજસૂય, અશ્વમેધ, દર્શપોર્ણમાસ, અગ્નિષ્ટોમ આદિ યજ્ઞોવાળી ચાહ ( ઇચ્છા ) હવે હૃદયમાં નથી, તો આ યજ્ઞોનું " કરના ચાહિયે " પણ આજે આપણી ઉપર લાગુ નથી થતું. આજે ચાહ છે યુરોપ, અમેરિકા, જાપાન, ઓસ્ટ્રેલિયા આદિના મુકાબલામાં જેમ તેમ કરીને જીવ બચાવવાની અને તેથી આજે "ચાહિયે" ભારતવર્ષને એવા પ્રકારનું શિક્ષણ અને કળાકૌશલ્ય

કે જેથી નિત્ય વધતી જતી દરિદ્રતાની આફતમાંથી તેનો છટકારો થાય.

કર્મકાંડ દેશ અને કાળને અનુસરીને પરાપૂર્વથીજ બદલાતો આવ્યો છે અને ભવિષ્યમાં પણ તે બદલાતોજ રહેશે. એક માત્ર આત્મા (તત્ત્વવસ્તુ)-જ પરિવર્તનરહિત છે અને તેનુંજ જ્ઞાન સદૈવ એકરસ રહેશે. જે લોકો પોતાના સ્વધર્મને અર્થાત્ પોતાના વર્તમાન કર્તવ્યને, નિષ્કામ થઇને પૂર્ણ સાહસથી, પરિશ્રમ અને કાળજીપૂર્વક બજાવશે, તેઓજ માત્ર આત્મજ્ઞાનનો પ્રકાશ મેળવી કૃતકૃત્ય થઈ શકશે.

**तस्मादसक्तः सततं कार्यं कर्म समाचर ।**
**असक्तो ह्याचरन् कर्म परमाप्नोति पूरुषः ॥**

અર્થ:—તેથી સતત સંગરહિત બનીને તું કરવાયોગ્ય કર્મો કર; કેમકે અનાસકતપણે કર્મ કરનાર પુરુષજ પરમગતિને પ્રાપ્ત થાય છે.

(ગીતા અ. ૩ શ્લોક ૧૯)

આત્મજ્ઞાન વિષ્ણુ છે, જે સાહસ અને પુરુષાર્થના ગરુડ ઉપર સવારી કરે છે. આ આત્મજ્ઞાન પોતાના ગરુડ (સાહસ) ઉપર સવાર થઈને જ્યારે ભારતવર્ષની હવામાં ઉડતું હતું, ત્યારે આ સાચા પતિની પ્રેમદૃષ્ટિનો શિકાર થવા માટે લક્ષ્મી ચારે બાજુ નાચતી ફરતી અને વનપર્વતોમાં પણ આળોટતી ફરતી હતી. પૃથ્વીએ પોતામાં સંતાડી રાખેલા ભંડાર અને રત્ન આદિ લાવીને તેનાં ચરણોમાં ધર્યાં; અણુમોલ હીરા તેનાં ચરણો ઉપર નિછાવર કર્યા; ખીલેલી વસંતે તેની ચરણરજનાં ચુંબન લીધાં.

"દૌલત ગુલામે મન શુદો ઈકબાલ ચાકરમ"

અર્થાત્ સમૃદ્ધિ મારી દાસી થઈ અને વૈભવ ચાકર બન્યો.

જ્યાં શમશાદનાં વૃક્ષ હશે ત્યાં હોલો આવી બેસશેજ. જ્યાં ગુલાબ ઉગેલા હશે ત્યાં બુલબુલ આવી ગાવા માંડશેજ. તમે પ્રથમ વિદ્યા અને કળાનો ખોરાક ખવડાવી ભારતમાં સાહસના ગરુડને તો પાળો, એટલે પછી અધ્યાત્મજ્ઞાનરૂપી વિષ્ણુને તમે અવશ્યજ હાજર થયેલા જોશો.

ઓ જ્ઞાનસ્વરૂપ! આનંદરૂપ! જો ભારતવર્ષના બાવન લાખ સાધુ-સંતોમાં એક હજાર પણ એવા હોય કે જેમના હૃદયમાં આપની જ્ઞાનગંગાની એક નાનકડી નહેર પણ વહેતી હોય, તો ભારતવર્ષ તો શું પણ સમસ્ત સંસાર કૃતાર્થ થઈ જાય.

"એહ જગ રૂઠદા જાંદા, સંતાં નું ખબર કરો;
સંત ન હોંદે જગતમેં, જલ મર દા સંસાર."

જે લોકોને અર્થશાસ્ત્રના હિસાબથી બ્રહ્મનિષ્ઠ મહાત્માઓનું હોવું સાલતું હોય તેઓ તો પોતાનુંજ ભુડું ઈચ્છે છે.

"સગી ઝની બર આઈના બર ખુદ હુમી ઝની"

અર્થાત્ અરિસાને પથ્થર મારવો એ પોતાનેજ પથરો મારવા સમાન છે.

જે સાધુ નિજાત્માના રંગમાં રંગાયલો, બ્રહ્માનંદના મદમાં મતવાલો, મસ્તાનો બનેલો હોય તે તો રાજાઓનો પણ રાજાધિરાજ છે, ઇશ્વરનો પણ ઇશ્વર છે. કોની મગદૂર છે કે તે રંગીલા, મોજીલા આત્મસમ્રાટ્ આગળ ચૂંચાં કરી શકે? બીજનો ચંદ્ર તેનાંજ ચરણોમાં પ્રણામ કરતો સંસારમાં ઉત્સવ આણે છે. સુર્ય તેનીજ પ્રકાશમાન દૃષ્ટિવડે દીપ્તિમાન થઈને ચળકતો ફરે છે. સમુદ્રનું તોફાન તેનોજ એક ક્ષુદ્ર ઉભરો છે. કોની મગદૂર છે કે તે તેજઃપુંજ તરફ વાંકી દૃષ્ટિ કરી શકે?

× × × ×

સાચા સાધુની અવજ્ઞા થાય અને તેય રામને હાથે? હર, હર, હર! સ્વપ્નમાં પણ એ સંભવિત નથી. કર્મકાંડના કેદી હો કે સર્વ પ્રકારે મુક્ત હો-બધાજ સાધુને પ્રણામ–રામ રામ–સલામ.

સાધુફકીરને એવી સલાહ આપવી કે તે અદ્વૈતનું અમૃત પાવાને બદલે આગગાડી, તાર, આગબોટ, બંદુક આદિ બનાવવાની ચિંતામાં ડૂબી મરે; આવી સલાહ અને પરામર્શ રામના હૃદય અને જીહ્વામાંથી તો નથી નીકળ્યાં, નથી નીકળતાં અને નથી નીકળવાનાં.

હા, જ્યારે સાધુ લોકો પોતાના સ્વરૂપને ભૂલી જઇ પોતાની સાચી રાજગાદીથી નીચે ઉતરી પડે, ત્યારે કૂતરાં પણ તેમને અવગણશે. એવી દશામાં પોતાની અવજ્ઞા તેઓ પોતેજ કરાવે છે, અપમાન અને દુઃખને એક પ્રકારે લાલચ આપીને તેઓ બોલાવે છે.

ઇંદ્ર જ્યારે સ્વપ્નમાં શૂકર ( સુવ્વર ) બની ગયો ત્યારે બીજા દેવતાઓ પોતાના રાજાની આવી ગતિ જોઇને લજ્જિત થયા અને તેને જગાડવાની ચિંતામાં પડયા. ઇંદ્રને તે દુઃસ્વપ્નમાં ખણજ, ભૂખ, મારપીટ ઇત્યાદિ નાનાવિધ પ્રકારની પીડા અને શોકના શિકાર થવું પડયું.

સૂર્યગ્રહણસમયે સૂર્યના સ્પેકટ્રમમાં કાળી લીટીઓ જોવામાં આવે તો તે

શ્વેત જણાય છે. તમે જાણો છો કે આ રેષાઓ શું બતાવે છે ? તે ઉપરથી એ જણાઇ આવે છે કે સૂર્યમાં કયી કયી ધાતુ આદિ રહેલાં છે. સૂર્યમાં કેટલી સંપત્તિ છે તેની તે ઉપરથી ખબર પડે છે. ગ્રહણમાં જે સંપત્તિ પ્રકાશિત જણાતી હતી તેની ઉપર જ્યારે છાયા પડી ત્યારે તે ગ્રહણના અંધકારમાં કાળી કલુષિત રેષાઓ દષ્ટિગોચર થવા લાગી. પ્રત્યેક " હું અને મારૂં " ( અર્થાત્ અધિકાર, સ્વામિત્વ ) ની પણ આવીજ દશા છે. જ્યાંસુધી અજ્ઞાનરૂપી ગ્રહણનો મહાદુષ્ટ અંધકાર લાગેલો રહે છે ત્યાંસુધીજ આ નાનાં નાનાં કલંક અર્થાત્ આપણા દાવા અને અધિકાર ( પછી તે ધનદૌલતસંબંધી હોય કે વિદ્યાબુદ્ધિસંબંધી અથવા સંન્યાસ આદિ આશ્રમસંબંધી હોય ) આપણને પ્રકાશમાન અને પ્રિય લાગે છે; પરંતુ જ્યારે તે મોટો દોષ ( અજ્ઞાન ) ઉડી જાય છે, ત્યારે સમગ્ર દાવા અને અધિકાર આદિ મીઠાં નથી લાગી શકતાં.

કાળી રેષાઓનું દષ્ટાંત તો કદાચ મિથ્યા પણ થઇ જાય; પરંતુ આ વાત તો સદૈવ સત્ય અને ચિરસ્થાયી છે કે હાર્દિક સંબંધ અને અધિકાર, આંતરિક દાવા અને કબજા એ સર્વ તો અંધારી રાતના આગીઆજ છે. શાસ્ત્ર અને જ્ઞાનીઓની વાત તો વેગળી રહી, પણ સાધારણ અનુભવના પ્રકાશમાં પણ તેમનું કલંકરૂપ હોવું સિદ્ધ થાય છે.

**સૂચના**:–નીચલો લેખ વાંચતી વેળા એટલું ધ્યાનમાં રહે કે દાવા, કબજા, અધિકાર અને આસક્તિ આદિનો વાસ્તવિક સંબંધ હૃદય સાથે છે, શરીર સાથે નહિ. બાહ્યદરિદ્રતા અન્ય વસ્તુ છે અને હૃદયનું ભિખારીપણું બીજી વસ્તુ છે. વસ્ત્રો રંગવાં અન્ય વાત છે અને સાચો સંન્યાસ જૂદી વાત છે.

**દાવા અને કલંક**:—જ્યાં દાવા ( પકડજકડ ) છે, ત્યાં હૃદયની કલમિષતા છે, સત્યાનાશ છે, નિરાશા અને હતાશ છે, અકર્મણ્યતા છે, ખરાબી છે, બરબાદી છે. આંતરદશા પણ ખરાબ અને બાહ્યસાધન પણ બગડેલાં છે; એટલું તો સર્વ કોઇ જાણે છે. હવે બાહ્યપરિવર્તન અને આંતરિકપરિવર્તન પરસ્પર કંઇ સંબંધ ધરાવે છે કે નહિ ? અને જો ધરાવતાં હોય તો કેવો ? એ વાત જોવાની રહી.

એટલું પણ દરેક જણ માન્ય રાખશેજ કે બાહ્યઋતુ, સ્થળ, સંગ અને આહારના બદલાવાથી મન ( અંતર ) માં પણ ફેરફાર થાય છે. સારા કે નઠારા સમાચારથી પણ હૃદય પ્રસન્ન કે શોકાતુર બની જાય છે; પરંતુ એક બીજી પણ વાત છે કે જે વાતમાં સંપૂર્ણ વ્યાવહારિક વિશ્વાસ બેસવો તેનુંજ નામ

અંતર્દષ્ટિનું ઉઘડવું છે; અને જે વાતના અજ્ઞાનને લીધેજ "નાનક દુઃખિયા સબ સંસાર" એમ થઈ રહ્યું છે; એ વાત શું છે ?

**"જ્યાંસુધી હૃદયમાં પકડજકડ છે,ત્યાંસુધીજ બહાર રગડઝગડ છે."**

"ગુઝશ્તમ અઝ સરે મતલબ, તમામ શુદ મતલબ"

અર્થાત્ ઇચ્છાને છોડી દીધી તો ઇચ્છા પૂર્ણ થઇ ગઇ.

માંગા કરેંગે હમભી દુઆ હિજ્રે યારકી,
આખિર તો દુશ્મની હય અસર કો દુઆ કે સાથ ?

અર્થાત્ અમે તે વહાલાના વિયોગનીજ પ્રાર્થના કર્યા કરશું; કેમકે પ્રાર્થના અને તેના પરિણામ વચ્ચે શત્રુવટ છે.

આ વ્યાવહારિક નિયમ વિજ્ઞાનના અનુમાનથી, અનુભવથી, પરીક્ષાથી, તેમજ અધ્યારોપ-અપવાદ-ન્યાયથી પણ નિ:સંદેહ સિદ્ધ થાય છે. કલંક બીજાઓને શિરે ચઢાવવાની અને જવાબદારી અન્યોને માથે નાખવાની પ્રકૃતિ છોડીને જો આપણે કંઈ પણ પક્ષપાતવિના આપણા જીવનના સુખદુઃખ-ભરેલા અનુભવોનાં મૂળ ઉપર દૃષ્ટિ કરીએ તો જણાશે કે સંસારની કોઈ પણ વસ્તુની આવશ્યકતા અનુભવવી અથવા નામરૂપમાં કોઇ પણ પ્રકારની આસક્તિ બાંધવી, તેનું પરિણામ પીડા, કષ્ટ, ભ્રાન્તિ અને હૃદય-ભંગમાં આવે છે.

દુનિયા કે સબ બખેડે, ઝગડે ફિસાદ[1] જેડે;
દિલમેં નહીં રડકને, ન નિગાહ[2] કો બદલ સકતે.
ગોયા[3] ગુલાલ હૈંય યે, સુર્મા મિસાલ[4] હૈંય યે;

જ્યારે અંદરનો જ્ઞાનપ્રકાશ કામનાઓના આવરણને ભેદી નાખે છે; જ્યારે સૂર્યચંદ્રમાં પોતાનોજ પ્રકાશ જણાય છે; જ્યારે આ વાત ઉપર દૃઢ નિશ્ચય જામી જાય છે કે ભૂત, ભવિષ્ય અને વર્તમાનના તત્ત્વવેત્તાઓ અને બ્રહ્મનિષ્ઠોમાં મારોજ આત્મપ્રકાશ પ્રકાશી રહ્યો છે; જ્યારે હૃદય આ વાતને સત્ય જુએ છે કે—

મુઝ બેહ્રે[5] ખુશીકી લેહરાં[6] પર દુનિયાકી કિશ્તી[7] રેહતી હય,
અઝ સૈલે[8] સુરૂર ધડકતી હય છાતી ઔર કિશ્તી બેહતી[9] હય.

જ્યારે નામરૂપની પરિચ્છિન્ન અવસ્થાથી સ્વતંત્ર થઇ વર્ણનાતીત આત્માનંદમાં ચિત્ત લીન થઇ જાય છે અને જ્યારે તે અસલી પરમાનંદની મદિરા રંગ લાવે છે, કે—

૧ ટંટા ૨ દૃષ્ટિ ૩ જાણે ૪ જેવા ૫ આનંદસાગર ૬ તરંગ ૭ નૌકા ૮ આનંદના પૂરથી ૯ વહે છે.

આં મી શવદ બે દસ્તો લબ અઝ કામે–જા'હારીખ્તા.

અર્થાત્ જેની પૂર્તિ માટે અનેક પ્રાણુ નિછાવર થાય છે, તેવાં કામો અને કામનાઓ તરફ પણુ જ્યારે તે જડ–મૂક બની જાય છે અને જ્યારે સમગ્ર લૌકિક પદાર્થોને બેપરવાઈ તથા સંતોષના સાગરમાં વહેવડાવી દઇ અડખડાટ હસે છે કે—

"ઇ દફ્તરે બે મા'ની ગર્કે-મયે-નાબ ઉલા"

અર્થ:—આ અર્થહીન થોથાં તો શુદ્ધ મદિરામાંજ બૂડેલાં સારાં.

જ્યારે આવી શિવસમાધિ આવે છે, ત્યારે સંસારનાં સમગ્ર ધન, ઐશ્વર્ય, વિજય અને પ્રતાપ, ભૂતપ્રેતોની પેઠે નામરૂપની શ્મશાનભૂમિમાં શિવરૂપ મહાત્માની આસપાસ ટોળે વળીને નૃત્ય આરંભે છે અને ધમાચકડી મચાવી મૂકે છે.

## શું સંશયવિપર્યયને સ્થાન છે?

ઓ હાથકડીનાં કંકણુ પહેરેલા અપરાધી! જો અત્યારે એક ક્ષણુને માટે પણુ તું તત્ત્વચિંતનમાં શરીર અને સંસારને ભૂલી જાય અને તારા અપરિચ્છિન્ન સ્વરૂપમાં જાગે, તો દંડની આજ્ઞા આપનાર ન્યાયાધીશનું મસ્તિષ્ક કામ કરતું અટકી પડે. (અથવા તો દંડ તારે માટે વરરૂપ બની રહે.) મારા પ્રાણુ! સર્વ અપરાધોનો અપરાધ ( સર્વ પાપોની જડ ) પોતાના શુદ્ધ સ્વરૂપને ભૂલી જવું એજ હતું. આ જગતમાં વસ્તુતઃ અપરાધ કોઇ હોય તો માત્ર એજ છે; બાકીના બધા અપરાધ તો તેનાંજ વિવિધ નામરૂપ છે.

એવું લખેલું છે કે ભૃગુજીએ વિષ્ણુના વામ અંગને ( અર્થાત્ લક્ષ્મીજીને) બહુ જોરથી લાત લગાવી અને વિષ્ણુએ ઉઠી ભૃગુજીના ચરણોને પ્રેમાશ્રુથી ધોયાં, શિવના કેશવડે લૂંછયા અને એવી રીતે તેમને પોતાના આંખ, શિર તથા હૃદયમાં સ્થાન આપવા ઉપરાંત તે પ્રહારના ચિન્હને પ્રમાણપત્ર ગણી તેને સદાને માટે વક્ષસ્થળમાં સ્વીકારી રાખ્યું. આહા! જે બ્રહ્મનિષ્ઠા સાંસારિક સંપત્તિને લાત લગાવે છે તેનાં ચરણુ ઇશ્વરના પણુ શિર ઉપર કેમ ન હોય? અને જે કોઈ સાંસારિક સંપત્તિમાં આસક્ત બની ગાઢ નિદ્રામાં સૂવે છે, તે સમસ્તસંસારનો સમ્રાટ્ કે વિધાતા હોય તોપણુ તે ભિખારીની પણુ લાતો ખાશે. બસ આજ નિયમ છે, આજ વેદાંતના વ્યાવહારિક શિક્ષણુનો નિષ્કર્ષ છે. તેમાં સંન્યાસી કે સાધુઓનો ઇજારો નથી. આ પ્રકાશની તો સર્વને આવશ્યકતા છે, શું હિંદુ કે શું મુસલમાન, શું ખ્રિસ્તી, યહુદી, શિખ, પારસી,

સ્ત્રી, પુરુષ,નાના,મોટા, ઉંચ,નીચ, સર્વ કોઇ આ પરમજ્યોતિનો લાભ લેવાના અધિકારી છે.આ સૂર્યના પ્રતાપવિના કોઈની શરદી નહિ શમે, આ ગરમીવિના કોઇની ટાઢ નહિ ઉડે. આમાં શ્રદ્ધાથી માની લેવાની તો વાતજ નથી. પૂરેપૂરી રીતે અનુભવવાનું કામ છે. આમાં તર્કવિતર્કને સ્થાનજ નથી. "હાથકંકણુ-ને અરિસો શામાટે જોઈએ ?" આ બ્રહ્મવિદ્યાનું અનુભવસિદ્ધ જ્ઞાન ન હોવાથીજ બધાં મનુષ્યો દુઃખી છે. "નિયમની અજ્ઞાનતા એ કંઈ ઉપયોગી બહાનું નથી." વૈરાગ્ય અને આત્મજ્ઞાનને ગ્રહણ કરો એટલે બીજું બધું આપોઆપજ આવી રહેશે. એટલા માટેજ વેદ કહે છે કેઃ—"**आत्मानं वा विजानीयात् अन्यां वाचां विमुचथ ॥**" "આત્માને પૂરેપૂરો જાણી લે અને અન્ય સર્વ વાતો પડતી મૂક."

ઇલ્મરાઓ અકલરાઓ કાલો-કીલ, જુમ્લારા અંદાખ્તમ દર આબે નીલ;
ઇસ્મરા ઓ જિસ્મરા દર બાખ્તમ, તા કમાલે-મા' રેફત દર યાફતમ.

અર્થઃ-જ્યારે વિદ્યા, બુદ્ધિ, વાદ અને વિવાદ, બધાંને નીલનદીમાં નાખી દીધા તથા નામરૂપને પણ ગુમાવી બેઠો ત્યારેજ મને સંપૂર્ણ બ્રહ્મ-જ્ઞાન પ્રાપ્ત થયું.

કૉલેજમાંથી એમ. એ. પાસ કરીને કેટલાક વિદ્યાર્થીઓ તો કૉલેજમાંજ પ્રોફેસર (અધ્યાપક) બની જાય છે અને જે કાઇ પોતે જાણ્યું તેજ ભણાવ્યા કરવું એ તેમનો ધંધો થઇ પડે છે. કેટલાક વિદ્યાર્થીઓ વકીલ અને ન્યાયા-ધીશ ઇત્યાદિ બની જાય છે અને તેથી તેમને કૉલેજમાં શીખેલા વિષયો બીજી વાર જોવા પડતા નથી.

પરીક્ષા પસાર કરવી એ તો બધા યુવકો માટે ફરજીઆત ગણાય છે; પરંતુ પ્રોફેસર બનવું આવશ્યક હોતું નથી. એજ પ્રમાણે આત્માને પૂરેપૂરો જાણી લેવો અને અન્ય સર્વ કામનાઓને ત્યજી દેવી, એ તો પ્રત્યેક વ્યક્તિ-નું કર્તવ્ય છે; પરંતુ રાત્રિદિવસ અધ્યાત્મવિચાર અને સમાધિમાંજ લીન રહેવું, નિજાનંદના તરંગ ઉછાળવા અને તેમાંજ હીંચકા ખાવા, એ સૌભાગ્ય પ્રત્યેકના ભાગ્યમાં હોતું નથી. આવું પ્રોફેસરપણું એ તો સાચા સંન્યાસી અને સાધુલોકોનુંજ કામ છે.

જે લોકો પોતાના પૂર્વ સ્વભાવ કે અધ્યાસાનુસાર અધ્યાત્મ-વિદ્યારૂપી એમ. એ. પાસ કરીને તેજ વિદ્યાના શિક્ષણને પોતાનો વ્યવસાય નથી બનાવી શકતા, તે લોકો માટે વેદોની આજ્ઞા છે કેઃ—

कुर्वन्नेवेह कर्माणि जिजीविषेत् शतं समाः ।
एवं त्वयि नान्यथेतोऽस्ति न कर्म्म लिप्यते नरे ॥ (ઇ૦ઉપ૦મં૦૨)

અર્થઃ-કામકાજમાં વળગેલા રહીનેજ તમે જીવનનાં સોએ વર્ષ ભલે વ્યતીત કરો; પરંતુ જો તમે તત્ત્વજ્ઞાની અને સાધુહૃદયના હશો તો સર્વ દોષોથી મુક્તજ રહેશો, બીજી રીતે નહિ.

કોઇ મોટા જાગીરદારના પુત્રનું ઉદાહરણ લ્યો. તેને રમવાની કોઈ ફરજ પાડતું નથી; તોપણ તમે તેને ટેનિસ, ક્રિકેટ, ફુટબૉલ અથવા શેતરંજ કે ગંજીફાના ખેલોમાં પ્રવૃત્ત થયેલો જોશો; અને તેના આ રમતગમતના કામમાં લાગવાથી તે કાંઇ પોતાના શ્રીમંતાઇના જન્મસિદ્ધ અધિકાર કે વૈભવમાંથી અધોગતિ પામી મજુરોના વર્ગમાં ઉતરી પડતો નથી. તેજ પ્રમાણે જેણે પોતાના જન્મસિદ્ધ અધિકાર (ઈશ્વરીય સ્વરાજ્ય) ને પ્રાપ્ત કર્યો છે, તે જો કાર્યવશાત્ આગગાડી, તાર, સંચાકામ ઈત્યાદિ રમતોમાં ફટકા લગાવી દડાને આકાશ સુધી ઉંચે ઉછાળતા હોય તો તેથી કાંઈ તેમની જન્મસિદ્ધ રાજકુમારતા મટી જવાની નથી; અને દુનિયાઈ રમતમાં જીત મેળવવી એ પણ ઇશ્વરને જાણનારાનાજ નસીબમાં સર્વથી વધારે લખાયલું હોય છે;કેમકે તે નિશ્ચિંત હોય છે. બીજાઓની પેઠે તે કાંઈ કર્તવ્ય અને કામનાઓ તથા ચિંતાઓના ભારને લીધે કચડાયલો નથી. એવો અનેક પ્રકારે કચડાયલો પુરુષ સંસારની રમત શું રાખ તેના કરતાં વધારે સારી રમવાનો હતો? કર્મનું નિષ્કામ હોવું એ જ્ઞાનીના હાથે તો સ્વભાવથીજ અમલમાં મૂકાઇ જાય છે અને જ્યાં કર્મ સ્વાભાવિકરીતેજ નિષ્કામ થાય છે ત્યાં સફળતા પણ આપો-આપજ તેની દાસી બનીને રહે છે. જે જ્ઞાનીઓ નિષ્કામ કર્મમાં કુશળતાથી જોડાયલા હોય છે, તેમના હૃદયમાં સંન્યાસનો રંગ એવો ગાઢો ચઢેલો હોય છે કે જે અંદરથી ફૂટી ફૂટીને બહાર નીકળી આવે છે. માત્ર બહારનાંજ વસ્ત્રો રંગવાથી, હૃદયમાં રંગ ચઢતો નથી. જે બાળકો સારી પેઠે રમે છે તેમનેજ નિદ્રા પણ ઘસઘસાટ આવે. આ નાનકડા સંસારમાં નિશ્ચિંતપણે રમનારાજ નિશ્ચિંતપણે નિદ્રા લેશે, નૈષ્કર્મ્ય થશે.

મહાત્મા દેવસેન (જર્મન તત્ત્વચિંતક ડયુસ્સેન) નો અભિપ્રાય તો એવો છે કે:-"અધ્યાત્મવિદ્યા કર્મકાંડમાં પ્રવૃત્ત રહેનાર બ્રાહ્મણોમાં ઉતરી તે પૂર્વે તે રાજાઓમાં પ્રકટ થઈ અને પછી બ્રાહ્મણોએ તેને ગ્રહણ કરી બચાવી રાખી." આ વાતને મુખ્યત્વે કરીને વેદનાં કેટલાંક અવતરણ આપીને અને અન્ય

કેટલીક દલીલોવડે તે પોતાના મતાનુસાર પ્રમાણના સ્તંભસુધી લઈ જાય છે; અર્થાત્ સંપૂર્ણરીતે સિદ્ધ કરી આપે છે. હવે જો કે રામ એની સાથે સંમત નથી અને તેમનાં અવતરણોને યોગ્ય નથી ગણતો તથા તેની દલીલોને સદોષ માને છે, તોપણ આ વાતનો તો કોઈ પણ અસ્વીકાર કરી શકે એમ નથીજ કે રાજા અજાતશત્રુ, પ્રવાહન જૈબલી, અશ્વપતિ, કૈકેય, પત્રવન, જનક, કૃષ્ણ, રામ, શિખિધ્વજ, અલર્ક આદિ સેંકડો રાજામહારાજા એટલા બધા વિરક્ત અને સાધુસ્વભાવના થઇ ગયા છે. સંન્યાસી તેમની બરાબરી શું કરવાનો હતો ? અશોક, રણજીતસિંહ, બાબર, ક્રોમવેલ, એલિઝાબેથ,વૉશિંગ્ટન,અરે મહાન ચાર્લ્સ કે જેને અજ્ઞાન મનુષ્યો નાસ્તિક કહે છે, એવાનાં આંતરિક જીવન ઉપર દૃષ્ટિ નાખવામાં આવે છે ત્યારે તેમની આંતરિક વિરક્તિ અને સાધુતા જોઈને બુદ્ધ અને જીસસ ક્રાઈસ્ટનું સ્મરણ થાય છે.

ઇતિહાસનાં જે પુસ્તકો આ નિયમને પ્રકટ નથી કરતાં કેઃ-“ જાતિઓની ચઢતીપડતીજ રાજાઓની નિષ્કર્મતા કે તેજસ્વિતાનું ખરૂં કારણ છે, તે પુસ્તકો માત્ર પાકનાં ખેતરો વગરની ખાલી કાંટાની વાડ જેવાંજ છે અથવા ઠાઠમાઠ સાથે આવેલી વરવગરની જાન જેવાંજ છે”.

બાત થી જો અસલ મેં વો નકલમેં પાઇ નહીં,
ઇસ લિયે તસ્વીરે-જાનાં હમને ખિચવાઇ નહીં. ૧
એક સે જબ દો હુવે તો લુત્ફે યકતાઇ નહીં,
ઇસ લિયે તસ્વીરે-જાનાં હમને ખિચવાઇ નહીં. ૨
હમ હૈં મુશ્તા કે સુખન ઔર ઇસમેં ગોયાઇ નહીં,
ઈસ લિયે તસ્વીરે-જાનાં હમને ખિચવાઈ નહીં. ૩

અર્થઃ-( ૧ ) જે વસ્તુ અથવા યોગ્યતા મૂળમાં છે તે તેની નકલમાં ઉતરી શકતી નથી, તેથી અમે અમારા પ્યારાની છબી ન પડાવી.

( ૨ ) એકના જ્યાં બે થયા કે એક્કા-અદ્વિતીય હોવાની મઝા જતી રહે છે, તેથી અમે અમારા પ્યારાની છબી પડાવી નહિ.

( ૩ ) અમે તો તેની સાથે વાત કરવાને ઉત્સુક છીએ અને છબીને તો વાચાજ નથી, તેથી અમે અમારા પ્યારાની છબી પડાવી નહિ.

એમ કહેવામાં આવે છે કે બીજી વિદ્યાઓ અને કળાઓમાં ભારતવર્ષ ભલે કોઈ સમયે અગ્રસ્થાને રહ્યું હશે;પરંતુ ભારતવર્ષમાં પાશ્ચાત્ય લોકોની પેઠે સાચા ઈતિહાસલેખનની શક્તિ નહોતી; પરંતુ જેમણે જન્મમરણની તિથિઓ,

યુદ્ધોનાં બાહ્યચિત્ર, રાજ્યોનું પરિવર્તન, વંશવૃક્ષ, રાજવંશોની ચઢતીપડતી-ના સમય, દેશના મુખ્ય મુખ્ય બનાવો વિદ્રોહ અને વિપ્લવ આદિનાં સવિસ્તર વર્ણન, એવી એવી વાતોથી જે થોથાં ને થોથાં કાળાં કરી નાખવામાં આવ્યાં છે, તેમને શું ખરેખરો ઇતિહાસ ગણી શકાય? તેમનું નામ ઇતિહાસ તો નહિ, પરંતુ ઇતિહાસનાં હાડકાંજ કહી શકાય. પાશ્ચાત્ય લોકોએ લખેલી આ પ્રકારની ઘટનાઓ અને વૃત્તાંતને ઇતિહાસનાં સૂકાં હાડકાં કહી શકાય અને તેયે વળી વિશૃંખલ અને અસંબદ્ધ.

સર આર્થર હેલ્પ્સ એક ઠેકાણે લખે છે કે:–"**ઇતિહાસ મારી આગળ ન વાંચો. હું જાણું છું કે મિથ્યા વાતો અને અસત્ય સિવાય તેમાં અન્ય કંઇજ નહિ હોય.**"

હેન્રી થોરોનું કથન છે કે:–"**ઇતિહાસ કરતાં દંતકથાઓમાંજ અધિક સત્ય મળી આવે છે.**"

શોપેનહોર કહે છે કે:–"સમય સમયના ઇતિહાસ માટે દૈનિક વા સાપ્તાહિક પત્ર મિનિટ બલ્કે સેકન્ડના કાંટાનું કામ આપે છે. જ્યારે મિનિટજ બરાબર નહિ હોય તો કલાક ક્યાંથી બરાબર થશે?"

એમર્સન કહે છે કે:—"**વીરનું વૃત્તાંત તેજ લખી શકે કે જે એજ કોટનો વીર હોય. ઘાયલની ગતિ ઘાયલજ જાણે.**" વળી અન્ય સ્થળે લખે છે કે "વલી રાવલી મી શિનાસદ" અર્થાત્ **બ્રહ્મજ્ઞાનીને બ્રહ્મજ્ઞાનીજ ઓળખી શકે.**

જે વર્ણનો લખવામાં આવે છે, તે સાચાં હોય તોપણ તે બહુજ ઉપરચોટીઆં હોય છે. જેમ કોઈ લેખકે માત્ર ઘડીઆળના ડાયલ, ખોખા અને કાંટાનું વર્ણન કરેલું હોય; પરંતુ તેની અંદરની બનાવટવિષે કંઇજ ન લખ્યું હોય એવાંજ નકામાં એ વર્ણનો હોય છે. જેમ એવા વર્ણનથી કોઈની બગડેલી ઘડીઆળ નથી સુધારી શકાતી, તેમ માત્ર એટલીજ વિદ્યા કંઈ પણ જીવ જેવો લાભ કરી શકતી નથી. બલ્કે તે મગજ ઉપર એક બોજા સમાન થઇ પડીને "નીમ હકીમ ખતરએ–જા, નીમ હકીમ ખતરએ–ઇમાં" (ઉંટવૈદ મસાણે ઘાલે અને અધુરો શાસ્ત્રી ધર્મ બોળે) વાળી દશા કરશે. ઇતિહાસ લખનારા મહાશય! જો કહેવી હોય તો એવી વાત કહો કે જે મને ઉપયોગી થાય. અજાણ્યાં નામો અને સાલો યાદ કરવાથી મારૂં કંઇજ વળવાનું નથી. નિષ્પ્રાણ હાડકાં કંઇ ઉપદેશ નથી આપી શકતાં. ઈશ્વરજ્ઞાનરહિત ઇતિહાસ દુઃખમાત્રના

મૂળરૂપ અજ્ઞાનને દૂર નથી કરતો. મનુષ્યે લખેલ ઉપન્યાસ વાંચવા બેસીએ તો છોડવાનું મન નથી થતું; તો દુનિયાના ઇતિહાસરૂપ નાટકમાં ઉપન્યાસ જેટલો પણ આનંદ કેમ ન આવવો જોઇએ ? બેશક એ આનંદ તેમાં હોય છેજ અને એ આનંદ તથા મનોરંજકતા તેમાં દેખાડવી એજ સાચા ઇતિહાસ લખનારનું કામ છે.

એવા ઇતિહાસનો લેખક તેજ હોઇ શકે કે જે સંસારની રચનાને સારી પેઠે સમજતો હોય અને કુદરતના નિયમોને સંપૂર્ણરીને જાણતો હોય. પ્રકૃતિના આ આધ્યાત્મિક નિયમોને કોણ જાણી શકે છે ? તેજ વ્યક્તિ જાણી શકે છે કે જે પોતાનાજ નિત્ય જીવનના ભરતીઓટ ઉપર વિચાર કરતાં કરતાં તે નિયમને સમજી ચૂકેલો હોય કે જે નિયમની સાથે સમગ્ર પ્રકારનાં સુખદુઃખ, સુકર્મ, કુકર્મ આદિ સંબંધ રાખે છે. સંસારની રચનાને કોણ સમજી શકે ? જે પોતાના સત્યસ્વરૂપને ઓળખે તેજ.

" મન અરફા નફ્સહૂ, ફ્કદ અરફા રબ્બહૂ "

અર્થાત્ જેણે પોતાના સ્વરૂપને ઓળખ્યું તેણે પોતાના ઇશ્વરને ઓળખ્યો.

( હઝરત મહમદ વચનામૃત )

જેને પોતાનીજ ખબર નથી, તે અન્ય દેશવાળા, અન્ય પદવીવાળા અને અન્ય જાતિવાળાની શું રાખ ખબર આપશે ? કોઇ પુસ્તકમાં આનંદ અને મનોરંજકતા કયારે જણાય છે ? જ્યારે તેમાં આપણે આપણા મનનીજ વાત સાંભળીએ અને આપણોજ કોઇ ગુપ્ત અનુભવ વાંચીએ ત્યારે; અને વિશ્વનો ઇતિહાસ જો સાચે સાચો લખવામાં આવે તો તેમાં શું હશે ? તમારાજ કોઇ ને કોઇ સમયના અનુભવોની એક માળા.

પોતાનાં પરાક્રમોની હકીકત કોને વહાલી નથી લાગતી ? વિશ્વના ઇતિહાસમાં દેખાતી ભૂલો પણ આનંદરહિત હોતી નથી; કેમકે બીજી બાબતો બાજુ રાખીને માત્ર એ ભૂલોમાથી પણ બોધ લઈ શકો છો. એમ ન કહેતા કે વૉશિંગ્ટન,મહાન ચાર્લ્સ,કૈસર,રોમ, મિકાડો ઇત્યાદિના અનુભવોનો અમારી સાથે શું સંબંધ ? એકાદ ખુણે સંતાઇને રુદન કરતી ભારતવર્ષની સ્ત્રીની આંખમાંથી ખરતાં અશ્રુબિંદુને ખરતાં કોઈ જોતું નથી તોપણ તે એજ નિયમને આધારે ખરે છે કે જેને આધારે ખરતો તારો આકાશમાથી ખરતો દેખાય છે. રાજાઓના રાજમહેલોમાં અને આંધળી ડોસીની ઝુંપડીમાં પણ ઇચ્છાઓ તો વ્યાપીજ રહી હોય છે. વળી સુખદુઃખનું પણ એજ પ્રમાણે છે અને સફ-

ળતા નિષ્ફળતાનું પણ એમજ છે. આ એક નિયમને જાણી લીધો તો જાણજો કે તમે આખા જગતના ઇતિહાસને જાણી ગયા છો.

તેવા પુરુષને માટે જ્ઞાનના ભંડારમાં કોઇ નવીન સમાચાર નથી. છાંદોગ્ય ઉપનિષદ્‌માં પૂર્વના મહાપુરુષોએ આ જ્ઞાનને પ્રાપ્ત કરીને કહ્યું છે કેઃ–" હવે કોઇ અમને એવી વાત નથી બતાવી શકતું કે જે અમે અત્યાર અગાઉ ન જાણતા હોઇએ, એવી ખબર કોઇ નથી લાવી શકતું કે જે અમોને પહેલાંથીજ માલુમ ન હોય, એવી વસ્તુ કોઇ નથી બતાવી શકતું જે અમે ન જોઇ હોય. " કેમકે આ જ્ઞાન પ્રાપ્ત થતાં સર્વ અણદેખ્યું દેખાઇ જાય છે; અણસાભળ્યું સંભળાઇ ચૂકે છે અને સર્વ નહિ જાણેલું જણાઇ રહે છે.

એવા જ્ઞાનીની તુલનામાં બીજો કોઇ આવી શકે તેમ નથી.ત્યારે તેની સમક્ષ કોણ ટકવાનું હતું ? ડહાપણ તો તેમને માટે છે કે જેઓ આ જ્ઞાનથી અપરિચિત છે અને તેટલા માટેજ પારાની પેઠે ખૂબ ચંચળ છે.આવાં મનુષ્યો માત્ર વ્યાકરણને આધારે કે બુદ્ધિના ટેકાથી વેદાંત ભણીને આ પાપસાગર અને શોક–સમુદ્રને નથી તરી શકવાનાં. " શોકને તો આત્મવિત્‌જ તરી જાય છે." વેદે બતાવેલી આ કસોટી ગ્રંથપંડિતોને શુદ્ધ સુવર્ણ સિદ્ધ કરતી નથી; માટે પૂર્ણ શુદ્ધિને માટે તથા પૂર્ણપણે મેલ તથા ભેળ કાઢી નાખવા માટે ધંધાના અગ્નિમાં પડવું અને કર્મના તેજાબમાંથી પસાર થવું અનુચિત નથી. આરામની ખરી કિંમત તેનેજ જણાય છે કે જેણે પરિશ્રમ કર્યો હોય.

જે ઇશ્વરમાંથી વેદ નીકળ્યા છે તે ઇશ્વરના વડેજ સંસારનો પ્રકાશ છે. તેથી વેદ ( શ્રુતિ ) નું શિક્ષણ જૂદું હોય અને જીવનના કઠોર અનુભવ જૂદોજ પાઠ ભણાવતા હોય, એ કદાપિ સંભવિત નથી. બન્ને એકબીજાનાં સહાયક છે. વિદ્યા અને બુદ્ધિના રૂપમાં જે કંઇ શ્રુતિ ( વેદાંત ) નો ઉપદેશ છે, તેજ પાઠ વ્યાવહારિક જીવનની પાઠશાળામાં પણ મળે છે.

વેદાંતતત્ત્વ ઉપર તમારો વિશ્વાસ શું એટલો કાચો છે કે જીવનની ઘટનાઓથી તેને હાનિ પહોંચવાની આશંકા થઇ આવી ? જરા સાવધાન થઇને જુઓ કોઇ પણ શક્તિ વેદાંતની વિરોધિની નથી; કોઇ પણ ધર્મ વેદાંતનો શત્રુ નથી; કોઇ પણ તત્ત્વજ્ઞાન કે વિજ્ઞાન તેનું દુશ્મન નથી. બધાજ તેના સેવક છે. સેવક ? હા, કેટલાક સમજણા સેવક છે અને કેટલાક સમજણ વગરના.

જો એમ કહેતા હો કે સામાન્ય માનવજાતિને પહેલાંની પેઠે હવે વૈકુંઠ અને સ્વર્ગની લાલચો આકર્ષતી નથી,અને સ્વર્ગપ્રાપ્તિને યોગ્ય કર્મો કરવાની

વલણુ તેમનામાં હોતી નથી, પણુ જીવતાં ભૂખથી બચવાની ઇચ્છાજ તેમના મનમાં અધિક અધિકાર જમાવી બેઠી છે અથવા સંસારનાં સુખજ તેમને અધિક આકર્ષે છે, તો શું આ નામરૂપના ક્ષેત્રની વ્યકત વસ્તુઓ કદાપિ એકરસ રહી શકશે એમ તમે માની શકશો ખરા કે? તેમને સદા સ્થિર રાખવા પ્રયત્ન કરવો એ તો સસલાનાં શિંગડાં દેખાડી આપવામાં મન પરોવવા જેવું વૃથા છે. એ તો મિથ્યા નામરૂપને આત્માની ઉપમા આપવાનો પરિશ્રમ છે,વ્યર્થ મંથન છે;એ તો આંધળાની આંખે સુરમો લગાવવા જેવું છે.

હિંદુશાસ્ત્રનું સાચું શિક્ષણુ, કર્મકાંડના રૂપને અવિનાશી બનાવવા માટે નથી; પરંતુ અવિનાશી આત્માને પ્રત્યેક રૂપમાં અને પ્રત્યેક કર્મમાં, પ્રત્યેક ઋતુમાં અને યુગમાં અનુભવવા માટે છે; માટે હવે નકામા રાગદ્વેષ છોડો. જો રાત હોય તો રાત્રિ સાથે લડો નહિ; પરંતુ તેજ રાત્રિમાં દીપક પ્રકટાવો, અમાવાસ્યાને દીવાળીની રાત્રિ બનાવી દો, સંસારને દીપ્તિમાન કરી દો. દિવસ ઉગ્યો એટલે રાત પણુ પડવાની તો ખરીજ; અને કહો તો ખરા કે રાત્રિ કયી વાતે દિવસ કરતાં ભુંડી છે? દિવસમાં જો એક પ્રકારની ઉત્તમતા છે તો રાત્રીમાં બીજા પ્રકારનું સુખ છે. હા, તેનો લાભ લેતાં આવડવું જોઇએ કલિયુગ જો ખરાબ છે તો માત્ર તેનેજ માટે કે જે તેને બ્રહ્મ જોવાનુ દ્વાર નથી બનાવતો.

ખરૂં કામ આ આત્માને પરિચ્છિન્ન બનાવવાનું અથવા નામરૂપના બંધનમાં નાખવાનું નથી; પરંતુ નામરૂપાત્મક પરિચ્છેદોનેજ ઉડાવી દેવાનું છે. સ્વપ્નમાં ભયાનક સિંહ આદિનો મુકાબલો થાય તો જાગૃત થઇ જવાય છે અને એ પ્રમાણે સ્વપ્નનો સિંહ સ્વપ્નની સમસ્ત વસ્તુઓને ખાઇ જાય છે. લોઢું લોઢાને કાપે છે. ઉદરપોષક પણુ જો એક વાર પોતાના શરીરને સમસ્ત ભારતવર્ષતરીકે જોશે તો આ નાનકડી શરીરરૂપી ઘોરમાં તેનું મન આસક્તિવાળું નહિ રહે. તેનું વૃત્ત વિસ્તૃત થઇ જશે અને ધીરે ધીરે તેની સમધરાતલ રેખા વિસ્તીર્ણ ચક્ર બની જશે; ભૂમિકા ચઢી જશે.

ભલે, ભાઇ! ગમે તે કહો, રામ તો પ્રત્યેક દશામાં રમતો રામ છે, પ્રત્યેક દેહમાં પ્રાણુ છે, પ્રત્યેક પ્રાણુનો જીવ છે, સર્વમાં સર્વ કાંઇ છે; પરંતુ આ સમયે તો તે લેખિની બનીને લખી રહ્યો છે,સૂર્ય બનીને પ્રકાશી રહ્યો છે,ગંગી (જેને લોકો શ્રી ગંગાજી કહે છે) બનીને ગાઇ રહ્યો છે, પર્વત બનીને લીલા દુશાલા ઓઢી કુંભકર્ણની પેઠે પગ લાંબા કરી સુષુપ્તિમાં સૂઇ રહ્યો છે; પરંતુ પોતાનું એક રૂપ તેને અધિક પ્રિય છે કે હું પવન છું. મારા વિના પ્રત્યેક વસ્તુ નિશ્ચેષ્ટ,

ગતિહીન અને નિર્જીવ છે.

ઓ મૃત્યુ! નિઃસંદેહ ઉડાવી દે આ શરીરને, મારાં અન્ય શરીરોજ મારે કંઇ ઓછાં નથી. કેવળ ચંદ્રનાં કિરણો ચાંદીની પેઠે પહેરી સમય ચેનમાં ગાળી શકું છું. પર્વતીય નદીનાળાંને વેષે ગીત ગાતો ફરીશ. સાગરના તરંગોને વેષે લહેરાતો ફરીશ. હુંજ મંદવેગી પવન છું અને પ્રભાતકાળનો મસ્ત ગતિવાળો વાયુ પણ હુંજ છું. મારી આ મોજીલી મૂર્તિ સદા વિચરતી રહે છે. આ રૂપે પર્વતો ઉપરથી ઉતર્યો, કુમળાઇ જતાં વૃક્ષોને તાજાં કર્યાં, પુષ્પોને હસાવ્યાં, બુલબુલને રડાવ્યાં, દ્વાર ખટખટાવ્યાં, સૂતેલાંને જગાડયાં, કોઇનાં આંસુ લોયાં, કોઇનો ઘુંઘટ ઉઠાવ્યો, આને છેડયો, તેને છેડયો, તને છેડયો, ઓ ગયો, તે ગયો, ન કંઇ સાથે રાખ્યું, ન કોઇને હાથ આવ્યો.

ૐ ! ૐ ! ! ૐ ! ! !





# વેદાન્તદૃષ્ટિએ દયા અને હિંસા

વ્યાખ્યાનની શરૂઆતમાં કેટલુંએક પ્રાથમિક વિવેચન કર્યા પછી સ્વામીજી બોલ્યા કેઃ—

હવે આપણે દયાનો વિચાર કરીએ. બીજાઓની લાગણી ન દુભાય એની કાળજી રાખવી જોઇએ, એવું માનીને કેટલા બધા લોકો નરકનિવાસ કરી રહ્યા છે! રામ જેને અધર્મનો પાપી નિયમ કહે છે તે એવીજ કાળજી છે એ એક એવો નિયમ છે કે જેનો સદ્‌ભાવ અને લાભ તમને વહેલાંમોડાં સમજાશે તો ખરાંજ. કોઇને માઠું લાગશે, સગાંસંબંધીની લાગણી દુભાશે, અને સાચું કહેતાં કે તે પ્રમાણે આચરણ કરતાં કાંઇ નુકશાન આવી પહોંચશે એમ ધારીને જેઓ બીજાની દયા ખાય છે અને નબળાં મનનાં બનીને બળહીન, બાયલાં થઇ જાય છે, એવાં અસંખ્ય મનુષ્યોનો જરા વિચાર તો કરો!

વેદાન્તની દૃષ્ટિમાં તો અન્યની લાગણી દુભાય તેટલાજ માટે સત્ય પંથથી વિમુખ રહેવું અને એમ કરી સત્યનો ઉચ્છેદ—વધ કરી નાખવો એના કરતાં દેહત્યાગ કરવો અતિ ઉત્તમ છે. આવી જાતની દયા તરફ નહિ પણ સત્ય તરફજ પ્રીતિ રાખો. જો તમને સત્યની આવી કિંમત હશે, તોજ તમને સ્નેહીના સ્નેહની ખરી કિંમત સૂઝશે. તમારા સ્નેહી કે સહવાસીનાં દંભ અને ઇચ્છાઓને માટે જેટલી તમે વધારે દરકાર રાખતા જશો તેટલે અંશે તમે સત્યનો—સત્ય આત્માનો વધ કરતા જશો; માટે એના બાહ્યશરીર કરતાં અંતર્યામી સત્યને માટે વિશેષ પ્રીતિ રાખો.

વળી સ્વમાન અરે અભિમાનને માટે પણ ચિન્તા રાખનારાઓ કેવાં નરકનાં ચિત્રો ખડાં કરે છે? સ્વમાનનો એ બહુજ ઉલટો અર્થ થઇ ગયો છે. સ્વમાન એટલે પોતાના આ નાનકડા શરીર—વ્યક્તિનેજ માન આપવાનું હોય એમ સમજી બેઠા છે.

અરે પરમાત્મન્! માતા, પિતા, ભગિની, ભ્રાતા અને બાળકોના રૂપમાં વિરાજમાન્ આત્મન્! યાદ રાખજો કે આ નાનાં શરીરો કે વ્યક્તિભિન્નતાને માટે જે માન છે તે સ્વમાન નથી; પણ સત્યને માટે–સચ્ચિદાનંદ આત્માને માટે જે સન્માન એજ સ્વમાન છે. જે પ્રકારના સ્વમાનને તમે ઉત્તેજન આપો છો એથી તો તમે સ્વમાનના દંભથી આત્માના સન્માનને ભયંકર અપમાન પહોંચાડો છો.

જ્યારે તમે ઈશ્વરભાવથી પ્રેરિત થાઓ છો, ત્યારેજ તમે સ્વમાનની ભાવનાનો સદુપયોગ કરો છો; સત્ય આત્માનેજ સન્માન આપો છો; બાકી શરીરનું સન્માન કરીને તો તમે આત્મહત્યા કરો છો; નરકગામી બનો છો.

દેહપ્રતિ જરાયે આસક્તિ ન રાખો; શરીર રહે કે પડી જાય તેની ચિન્તા ન રાખો; એ શરીરની લોક પૂજા કરે કે એના ભણી પથ્થર ફેંકે તેની જરાયે પરવા ન કરો. એવાં નિંદાસ્તુતિ અને માનાપમાનથી પર પહોંચો. કોઈ શાલ દુશાલા પહેરાવે કે કોઈ એની ચામડી ઉતરડે, તેની તમારે શા માટે ચિન્તા કરવી જોઈએ ?

નિંદાસ્તુતિ કરનાર અને એનો સ્વીકાર કરનાર જ્યાં એકજ છે ત્યાં નિંદાસ્તુતિની કિંમતજ રહેતી નથી. આવી રીતે જો તમે આત્મસાક્ષાત્કાર કરતા રહો, દેહાધ્યાસને અસત્ય માનતા રહો, તો ધીમે ધીમે આ અન્યના દેહ પ્રતિની આસક્તિ પણ નિર્મૂળ થતી જશે. રામ આજે તમારા થોડાક જડ ઘાલી બેઠેલા વહેમોનું નિરાકરણ કરશે.

જેટલા પ્રમાણમાં તમે તમારા પોતાના શરીરને સત્ય માનો છો એટલાજ પ્રમાણમાં તમે અન્યનાં શરીરને પણ સત્ય માનતા હશો;એ ખાસ નિયમ છે. જ્યારે દેહભાવ અને વ્યક્તિભેદથી પર થશો,ત્યારે તમને અન્યના દેહ અને વ્યકિતની ભિન્નતા દેખાશેજ નહિ. એ બધામાં આત્મદર્શન પામવા માંડશો. લાખો ને કરોડો સૂર્યો કે તારામંડળો નાશ પામે તોપણ જ્ઞાની તો એ જ્ઞાન–અજ્ઞાનથી પર છે.

મહાભારતના મહાન યુદ્ધમાં શ્રીકૃષ્ણ અર્જુનના સારથિ હતા. યુદ્ધની તૈયારી જોઇ અર્જુનને વિષાદ થયો. દયા ને કૃપણતાથી તે કંપી ઉઠયો ને દુર્બળતાએ એને એટલો તો દીન બનાવ્યો કે ગાંડીવ હાથથી સરી પડવા માંડયું. ત્યારે સારથિ શ્રીકૃષ્ણ ભગવાને તેને આવો બોધ આપ્યો હતો:–"વીર અર્જુન ! તું આ દેહ નથી. કર્તાકારવતા તો પરમેશ્વર છે. તું આ

વ્યકિત નથી. આ સર્વ લીલા તો પરમાત્માની છે; તું તો માત્ર નિમિત્ત છે. તું તો અજરામર, અવિનાશી, નિત્ય આત્મા છે. દેહનો નાશ થવાથી આત્માનો નાશ નથી થતો; એટલા માટે ગભરાયા વિના તું તારૂં કર્તવ્યકર્મ કર; કદાચિત્ તારો દેહભાવ નિર્મૂળ ન થતો હોય અને આ શરીરધારીઓમાં તને સત્યપણું ભાસતું હોય તોપણ એ તારૂં કે એમનું વ્યકિતપણું ઇશ્વરત્વ તો નથીજ; માટે કૃપણતા દૂર કર, આત્માનો–ઇશ્વરનો અનુભવ કર. તારૂં કર્તવ્યકર્મ યુદ્ધ કરવાનું છે માટે તે સુખેથી કર. હું દેવોનો દેવ, જ્યોતિષાંજ્યોતિઃ ક્ષણેક્ષણે લાખો ને કરોડો કીટપતંગાદિનો સંહાર નથી કરતો ? છતાં પણ હું નિર્લિપ્ત, નિર્દોષ છું. ઇશ્વરજ કર્તાહર્તા છે; તો પછી ઇશ્વરની નિંદા કરવી ? નહિ, પરમાત્મા તો પરમ પવિત્ર છે. મેં તો એ બધાંને મારીજ મૂકયાં છે; તું તો એમાં નિમિત્તમાત્ર છે. જો તું આ આત્મજ્ઞાન પ્રાપ્ત કરે; એ સત્યનો અનુભવ કરે તો તને સમજાશે કે તું તો પરમાત્માના યંત્રનું એક પૂતળું માત્ર છે, એટલા માટે સત્ય ન્યાય અને કર્તવ્યકર્મને ખાતર તું લાખો કે કરોડો શરીરોનો સંહાર કરે તોપણ તું સદા વિશુદ્ધજ છે. તને એનો દોષ કે પાપ લાગવાનાંજ નથી.”

લોકોએ પણ આ સત્ય સમજી લેવાનું છે; તમને રુચે કે ન રુચે, પણ રામ તો નિર્ભયતાથી એ સત્યનો ડંકો વગાડશે. અર્જુને પોતાનાં સ્નેહીસંબંધી, વિદ્યા, ગુરુ વિગેરેનો સંહાર કર્યો–પોતાના કાકા, મામા ને ભાઇભત્રીજાને મૃત્યુમુખમાં હોમ્યા, એ શૌર્યથી એને જરાયે પાપ નહોતું લાગ્યું. વેદાન્તના ઉત્તમ શિક્ષણથી અર્જુનનો ધર્મ સચવાયો હતો. × × × ×

માંસાહાર કરવાથી ચિત્તને એકાગ્ર કરવાનું ફાવતું નથી, એ તો નક્કીજ છે. ભિન્ન ભિન્ન પ્રકારના ખાનપાનની શરીર અને મનપર ભિન્નભિન્ન અસર થાય છે. દારૂ કે કોઈ માદક ખાનપાનથી મનુષ્યને કેફ ચડે છે તેમ માંસાહારથી પણ પાશવવૃત્તિને ઉત્તેજન કરનારી અસર પેદા થાય છે; તેથી ધાર્મિકવૃત્તિનાં મનુષ્યોને માટે માંસાહાર અત્યંત નિષિદ્ધ માનવામાં આવે છે.

× × × ×

આવી રીતે જો તમે માંસાહાર કરવાથીજ સમસ્ત વિશ્વનું હિત સાધી શકતા હો તો બેશક માંસાહાર કરો; અને એનો ત્યાગ કરીને જો તમે પરમ સત્યની સેવા બજાવી શકતા હો તો તેનો ત્યાગ કરો. પ્રત્યેક મનુષ્યે પોતાના નાના દેહને ઇશ્વરનું નિમિત્ત–સાધન માની સર્વ કર્મ નિષ્કામભાવથી, અક-

ર્તૃકપણે અને નિરહંભાવે કરવાં જોઇએ. આ નાના દેહમાંથી અહંભાવ અને કર્તાભાવ કહાડી નાખવાનો છે. જ્યારે શરીર પ્રકૃતિની સેવા બજાવતું હોય છે, જ્યારે સમસ્ત વિશ્વ માટે એ યજ્ઞની આહુતિતરિકે કાર્ય કરતું રહે છે અને સ્વાર્થભાવનાનો વિનાશ કરીને પરાર્થની ભાવનામાં ગળી જાય છે, ત્યારે એ પરિણામ સહજ પ્રાપ્ત થાય છે. જેમ એક કામ કરતા યંત્રના વિભાગોને તેલની આવશ્યકતા હોય છે તેમ જો તમારા શરીરને જગતરૂપી યંત્રના હિતને માટે માંસરૂપી તેલની આવશ્યકતા હોય તો માંસાહારથી એનું પોષણ કરવું; પણ જો સ્વાદની ખાતરજ તમે માંસાહાર કરતા હશો તો તે મહાન પાપ છે. તમારી જીહવાને તૃપ્ત કરવાજ જો એ સ્વાદ ભોગવતા હશો તો અન્ય વાસનાતૃપ્તિ જેવું એ પણ એક પાપજ છે. હિંદુસ્તાનમાં તો અનેક માણસો એવાં છે કે જેને માત્ર માંસ તરફ જોતાંજ મૂર્છા આવી જાય છે.

તમારી રુચિને તૃપ્ત કરવા અને સ્વાર્થ સાધવા અથવા ભોગ માણવા જો માંસાહાર કરતા હશો તો ખરેજ એ મહાન પાપ છે; પણ જો એનો ઔષધતરિકે કોઇ ઉપયોગી કર્તવ્યની મૂર્તિને માટે અને માનવજાતિની સેવાને માટે તમે જો ઉપયોગ કરતા હો તો તેમાં જરાયે પાપ નથી.

લોકોની દૃષ્ટિ સ્વાદમાંજ હોય છે. સ્વાદમાં પણ રુચિકર હોય અને તેની સાથે સત્યના કાર્યવ્યવહારમાં સહાયક હોય તો તેનો બેશક સ્વીકાર કરો; પણ માત્ર રુચિકર સ્વાદની ખાતર ખાવું એ તો પાપજ કહેવાય. ઘણીવાર સ્વાદિષ્ટ વસ્તુઓ ઉપયોગી હોય છે ! પણ એ નિયમ સર્વત્ર લાગુ નથી પડતો.

આ પ્રશ્નના નિરાકરણમાંથી એક અન્ય પ્રશ્ન ઉપસ્થિત થાય છે. શાસ્ત્રોના આપણે ઘણીવાર અવળા અર્થ કરી બેસીએ છીએ. ધર્મગ્રંથોનો ફાવે તેમ અર્થ કરવાથી સમાજને બહુ નુકસાન પહોંચે છે; **મિલ્ટનને સમજવાને માટે મિલ્ટન જોઇએ અને ખ્રિસ્તને સમજવાને માટે ખ્રિસ્ત જોઈએ.** એ કહેવત પણ બહુ સત્યથી ભરેલી છે. વેદનું ઉંડામાં ઉંડું રહસ્ય સમજવા માટે તમારે વેદપ્રેરક ઋષિ બનવું જોઇએ. ઉપનિષત્કારોએ આ સિદ્ધાન્તને કેવો ઉત્તમ રીતે સમજાવ્યો છે ! એઓના ગ્રંથો હયાત છે પણ તેમાં તેના લખનારનું તો નામમાત્ર પણ નથી. સત્યનો એમને સાક્ષાત્કાર થઇ ચુકીને દેહાભિમાન નિર્મૂળ થયેલું હોવાથી વાચક સાથે તાદાત્મ્ય અનુભવતા હોય તેમ તેમણે પોતાનાં નામ જાહેરજ કર્યાં નથી. વેદમાં પણ આપણે અદ્ભુત ઉપદેશામૃત જોઇએ છીએ. “લોકો !

તમે વેદથી પાર પહોંચો, માત્ર એના ઉપદેશનોજ ઉપયોગ કરી લાભ પ્રાપ્ત કરો. દેવદેવતાની પાર પહોંચો; આત્માને ઓળખો; તમેજ સર્વસ્વ છો." આવાં અનેક સત્યો એમાં ભરેલાં છે. મહાત્મા ખ્રિસ્તનો પણ એજ ઉપદેશ છે. "ઈશ્વરી સામ્રાજ્ય તમારા અંતરમાંજ છે." આ બાઈબલના વાકયનો કેટલાક કેવો વિપરીત અર્થ કરે છે, તે વાત એક ઉદાહરણપરથી વિશેષ સ્પષ્ટ થશે.

એકવાર એક મહાત્મા બહુ થાકી ગયેલા હોવાથી સૂઇ ગયા અને પોતાના એક શિષ્યને હાક મારીને કહ્યું:-"બેટા ! મારૂં બધું શરીર દુઃખે છે; હું થાકી ગયો છું ! માટે જરા ધીમેધીમે તારા પગવડે શરીર ગદડ." પેલા શિષ્યે કહ્યું:-"અરે ગુરુજી ! એવું તે થાય ખરૂં ! આપ પૂજ્ય ગુરુજીના શરીરપર મારા પગ હું કેવી રીતે મૂકું ? એ તો મહા પાપ કહેવાય ! હું આપની બીજી બધી આજ્ઞા પાળીશ, આપને માટે મારો પ્રાણ અર્પવા પણ તૈયાર છું; પણ આપના દેહપર પગ તો નહિજ મૂકી શકું."

એટલે ગુરુએ કહ્યુ:—" અરે બેટા ! હું બહુજ થાકી ગયો છું; આવ જરા પગવડે ચાંપ."

શિષ્ય તો રડવા માંડયો; ને ઘણુંએ સમજાવ્યો પણ તે ગુરુના શરીરપર પગ મૂકવાનું તો માનેજ નહિ. ત્યારે ગુરુએ પછી કહ્યું:— "અરે મૂર્ખ ! મારા શરીરપર પગ મૂકતાં તને પાપ લાગે છે; પણ મારી આજ્ઞાનો ભંગ કરતાં તને પાપ નથી લાગતું ! મારા વચનને તો પગતળે કાઢી નાખે છે, એમાં તને પાપ નહિ લાગે કાં ?"

આવીજ રીતે લોકો ઈસુખ્રિસ્ત, હઝરત મહમદ કે વેદનાં વચનો અને પવિત્ર ધર્મગ્રંથોને પગતળે કાઢી નાખે છે; પણ એ મહાત્માના શરીરને પવિત્ર સમજીને શરીરને-મૂર્તિને વિશેષ મહત્ત્વ આપે છે. અરે ભોળા લોકો ! એ મહાત્માઓને એમના દેહની તો જરાયે કિંમત નહોતી. ઈસુ ખ્રિસ્તના અંતિમ ભોજનસમયે ખ્રિસ્તે " મારૂં માંસ ખા અને મારૂં રક્ત પી " એમ કહીને પોતાના દેહનું બલિદાન કર્યું છે. બધા આદ્ય દ્રષ્ટાઓએ તથા અવતારરૂપ મનાતા મહાત્માઓએ આવોજ ઉપદેશ કર્યો છે. એ મહાત્માઓ તો સર્વ શરીરોમાં, પદાર્થોમાં, પ્રાણીમાત્રમાં ઈશ્વરદર્શન પામતા હતા અને દેહાધ્યાસથી મુકત કરવાનો ઉપદેશ આપતા હતા. તેઓ તમને એ શરીરોપર ચડવાનો-શરીરભાવથી પર થવાનો બોધ આપી ગયા છતાં તમે તો તેમના ઉપદેશોપરજ પગ મૂકશો, પણ શરીરને-જડને પૂજતા નહિ અટકો !

વ્યક્તિભેદને ભૂલી જઇને અંતર્યામી ઇશ્વરનાં દર્શન કરો. ખ્રિસ્ત અને કૃષ્ણ જેવા કોઇ મહાત્મા દેહ ધારણ કરી ગયા હોય, તો તે તમારા શરીરમાં અત્યારે પણ હયાત છે; માટે તમે પણ સજીવન ખ્રિસ્ત–કૃષ્ણ બનો.

આજકાલ તો બહુધા એમ બને છે કે જેઓ પોતાના ક્ષુદ્ર અહંભાવને –જીવભાવને–દેહભાવને જડભાવને છોડવા નથી ઇચ્છતા, તેઓ કૃષ્ણ જેવા મહાત્માને પણ જડ બનાવે છે. ઇશ્વરને મૂર્તિમાન બનાવી મનુષ્યનું રૂપ ધારણ કરાવે છે. પોતાની જાતને ઈશ્વરત્વ ન આપતાં, પોતે ઉન્નત ન બનતાં, ઈશ્વરને મનુષ્ય બનાવી, સ્વર્ગમાંથી તેને નીચે ઉતારી પાડે છે.

આ પ્રમાણે લોકો ધર્મગ્રંથોનો વિપરીત અર્થ કરે છે. તેઓને અનેક પ્રકારે વિષયપંકમાંજ રહેવાની ટેવ પડેલી છે, તેથી તેમના અજ્ઞાને તેમને ધાર્મિક ગ્રંથોના ઉચ્ચ આશયોનો પણ સ્થૂળજ અર્થ કરતાં શીખવ્યું છે.

એક લશ્કરી અમલદારનો એક સ્રીપર પ્રેમ હતો અને એનો ઉપરિ પણ એ સ્રી પોતાને પ્રાપ્ત થાય તો સારૂં એમ સમજતો હતો, તેથી તે પણ એને પ્રાપ્ત કરવાના પ્રયત્ન કરતો હતો; પણ એ સ્રીનો પેલા કનિષ્ઠ અમલદાર ઉપરજ પ્રેમ હતો. એકવાર પેલો કનિષ્ઠ અમલદાર થોડી રજા લઈને પોતાને વતન ગયો. પેલી સ્રીને ત્યાં જઇને લગ્ન ગોઠવવાની આ ઉત્તમ તક લાગી, તેથી તે પણ ત્યાં ગઈ અને તેને વધારે રજા મંગાવવા માટે ભલામણ કરી. પેલા ઉપરિને આ બધી વાતની ખબર પડી ગઈ અને તેથી સમજી ગયો કે આ વધારે રજા લગ્નની ગોઠવણ કરવા માટેજ મંગાવી છે. એથી ઉપરીને ઇર્ષ્યા આવી અને રજા નામંજુર કરી, ઉતાવળમાંજ "જલદી જોડાઈ જાઓ" એવો બે પ્રકારના અર્થ નીકળે એવો તાર કર્યો. આ તારનો અર્થ, જલદી નોકરીપર જોડાઇ જવું, એવો સમજીને એ અમલદાર તો બહુજ નિરાશ થયો. એને ત્યાં રહેવાની તો પ્રબળ ઇચ્છા હતી; પણ નોકરીમાં જોડાઇ જાઓ એવો તાર વાંચીને તે ખિન્ન થઇ ગયો. એટલામાંજ પેલી સ્રી ત્યાં આવી પહોંચી; અને તેને નિરાશ અને ઉદાસ હોવાનું કારણ પૂછયું. એણે તરતજ પોતાના ઉપરીનો તાર દેખાડયો. એ વાંચીને એ સ્રીને તો બહુ આનંદ થયો. એણે બહુ હસતેચહેરે પેલો તાર વાંચીને કહ્યું:–"તમે શામાટે ઉદાસ થાઓ છો? આમાં તો આનંદ પામવાનું છે. આ તો સુખના સમાચાર છે." આમ કહીને તે જલદી જલદી ઓરડીમાંથી બહાર નીકળવા જતી હતી, એટલામાં પેલા અમલદારે પૂછયું:–"અરે! આટલી બધી ઉતાવળ

શામાટે કરે છે ?" પેલી સ્ત્રીએ ઉત્તર આપ્યોઃ-"કેમ ? લગ્નમાટે બહુ જલદી તૈયારી કરવી જોઈએ. જુઓ આમાં જલદી ( લગ્નથી ) જોડાઇ જાઓ એવો તાર છે. પછી શામાટે ઢીલ કરવી જોઇએ ?" પેલી સ્ત્રીને પરણવું હતું તેથી તેણે એ તારનો તેવો અર્થ કર્યો; પણ ધર્મગ્રંથોનો આવી રીતે મનમાન્યો વિપરીત અર્થ ન કરવો જોઇએ.

શાસ્ત્રો કહે છે કેઃ-"શરીર એ આત્માનું-ઈશ્વરનું મંદિર છે." પણ આ વાક્યનો આજકાલ બહુ અનર્થ થાય છે. શું એનો એવો અર્થ થાય છે કે તમારે શરીરનું રક્ષણ કરીને ઇશ્વરને તદ્દન વિસારી મૂકવો ? મૂર્તિપૂજક લોકોના મંદિરોના જેવો આ મંદિર શબ્દનો અર્થ નથી. લોકો તો બસ મંદિરનેજ સર્વસ્વ માની લઇને અંતર્યામી ઇશ્વરને ભૂલીજ જાય છે.

"શરીર એ આત્મારામનું ટેમ્પલ-મંદિર છે" આવા ભાવના એક અંગ્રેજી વાક્યમાં આવતા 'ટેમ્પલ' એ શબ્દનો અર્થ મંદિર ન કરતાં 'લમણાં' એવો કરીને એક બાળકીએ એવો પ્રશ્ન કર્યો કેઃ-"ત્યારે ઇશ્વરનાં લમણાં કયાં છે ?" આવી રીતે અર્થનો અનર્થ થાય છે. દેવાલયનું મહત્ત્વ અંદર રહેલા દેવને લીધેજ હોય છે. દેવાલયને-દેહને વિસરી જવું અને અંતરના દેવનો ઉપયોગ કરવો એજ દેવાલયનો સદુપયોગ છે. પરમાત્મા વિભુ સર્વવ્યાપક નથી ? તે કયાં નથી ? સૂર્ય પણ પરમાત્માનું મંદિર છે. શું આ બધા તારાઓ પણ ઇશ્વરનાં મંદિરો નથી ? પ્રત્યેક વસ્તુ ઈશ્વરનું મંદિર છે. રામ કહે છે, પ્રત્યેક કણ પ્રભુનું દેવાલય છે. શરીર એ તમારી સૌથી નજદીકનો પદાર્થ છે માટે નજદીકનું મંદિર છે.

પ્રત્યેક વસ્તુમાંથી પરમાત્માનો બોધ મળે છે; પ્રત્યેક પદાર્થનું મૂળકારણ પરમાત્મા છે. હવે રામ તમને એક સનાતન તત્ત્વ એટલે નિયમ સંભળાવે છે. એને ધ્યાનપૂર્વક સાંભળો એટલે તમારાં ભીતિ, સંકટ, ત્રાસ, સૌ દૂર થાય.

સમસ્ત વિશ્વના ઇતિહાસગ્રંથોનાં પૃષ્ઠોમાંથી ઇશ્વરનો આ સંદેશ સંભળાય છે. તમારા સ્નાયુ, નાડી અને મસ્તિષ્કમાંથી પણ એજ આદેશ પ્રતીત થાય છે. પ્રત્યેક ગૃહસંસાર અને કુટુંબજાળમાં પણ એજ આજ્ઞાનું જ્ઞાન થાય છે. એ સંદેશ સાંભળીને તમે આત્મોદ્ધાર કરો. એ સંદેશને અવમાનશો તો તમારો વિનાશ થશે. **नान्यः पंथा विद्यतेऽयनाय।**

એક દિવસમાં મનુષ્ય કેટલીવાર મૃત્યુ પામે છે ? જ્યારે જ્યારે તમે ભયભીત થાઓ છો; અત્યંત કષ્ટ વેઠો છો; અંતર્યામી ઇશ્વરને વિસરી જાઓ છો; તે તે સમ-

યે તમે મૃત્યુજ અનુભવો છો; લક્ષ દઇને સાંભળો અને એને આચારમાં મૂકો.

આ નિયમનો કોઇ ભંગ કરી શકતું નથી. હવે સંદેશ શું છે ? સાંભળોઃ– **જે લોકોની એમ ઇચ્છા હોય કે અમારી પૂજા થાય, જેઓને માન જોઇતું હોય, તેઓએ પહેલા સૂળીપર ચડવું જોઇએ. સૂળીપરની યાતના સહેવી જોઇએ. ખ્રિસ્ત, બુદ્ધ, સોક્રેટિસ, બ્રુનો, એ બધાએ પહેલાં ત્રાસ ભોગવ્યો છે; ત્યાર પછીજ બધું જગત તેમની પૂજા કરે છે.** હિંદુસ્તાનમાં હજારો મહાપુરુષોએ આત્મભોગ આપ્યા છે ત્યારેજ તેઓ પૂજાય છે. એ મહાત્માઓએ **પહેલાં કિંમત આપી છે** ત્યારેજ **પાછળથી માન મેળવ્યું છે.**

જગતના લોકાને તો પહેલાં વસ્તુ જોઇએ છીએ અને કિંમત આપતાં જીવ નથી ચાલતો; પણ યાદ રાખજો કે કિંમત આપવીજ પડશે. આ નિયમ અચલ, અપરિહાર્ય અને વાસ્તવિક છે.

પ્રત્યેક મનુષ્યને પૂજા કરાવવાની ઇચ્છા થાય છે. પૂજાનો અર્થ પ્રેમ, માન અને સત્કાર એવો થાય છે; સર્વને પ્રેમ મેળવવાની મરજી હોય છે. ખુશામતિયાનાં ટોળેટોળાં આસપાસ વીંટાય એ માણસને ગમે છે. આ સંસારભ્રમના વ્યાધિથી સૌ થોડુંઘણું પીડાય છે; આ દંભી દેહપ્રીતિજ તમારા આત્મદેવની વિસ્મૃતિ કરાવે છે; પણ આવી પૂજાનો ઉપભોગ પણ કિંમત આપ્યા વિના પ્રાપ્ત થતો નથી. આ નિયમથી કોઇ બચવા પામ્યું નથી. ખ્રિસ્ત, બુદ્ધ અને કૃષ્ણ જેવા મહાત્માઓની પણ એણે દરકાર કરી નથી, તો બીજાનું તો શું ગજું ? નેપોલિયન, વોશિંગ્ટન, ન્યૂટન એ બધાએ કિંમત આપી છે. ન્યૂટનનું જીવનચરિત્ર તપાસશો તો માલૂમ પડશે કે એ ઘણીવાર ખાવું ભૂલી જતો. આ નિયમને કોઇ વ્યક્તિની પરવા નથી. પાપી, સાધુસંત, તત્ત્વજ્ઞ ઇત્યાદિ સર્વને સમાનદૃષ્ટિથી એ નિયમ જુએ છે. તમારા શરીરપર એ મહેરબાની કરી તેને જતું મૂકશે એવા મહાન તમે કયાંથી થઇ આવ્યા ? ત્યાં અપવાદ તો છેજ નહિ. **જગતમાં માન જોઇતું હોય, બીજાઓનો પ્રેમ ગમતો હોય, પૂજા કરાવવાની ઈચ્છા હોય, બીજાની ખુશામત ગમતી હોય, સૌની પ્રીતિ મેળવવી હોય, તો પ્રથમ તેની કિંમત અવશ્યમેવ આપવીજ પડશે.**

" જ્યુએસ " નામના એક નાટકમાં એક યાહુદણ નાયકાની એવી ઇચ્છા હતી કે જોસફ તેનું સન્માન કરે–જોસફ તેને પ્રેમ કરે; પણ તેણે પહેલાં

કિંમત આપી નહિ. તેને જોસફ પાસેથી પાછળથી માન મળ્યું હતું; પણ તેને કિંમત બહુ ભારે આપવી પડી હતી. અત્યંત ત્રાસ વેઠવો પડયો હતો, પાંચ વર્ષ વિરહની બેડી પહેરીને તેને ભટકવું પડયું હતું. પ્રત્યેક નાટક અથવા નવલકથાનાં નાયકનાયિકાને મળેલો અનુભવજ જગતના ઇતિહાસમાં પણ દૃષ્ટિગોચર થાય છે. અજ્ઞાનની શિક્ષા સહેવીજ પડે છે. આ ક્ષુદ્ર જીવભાવ–અહંભાવને ગાળી નાખવો એજ મહાન માર્ગ છે. ત્યારેજ તમને બધા મત અને સત્યપ્રીતિનું ભાન થશે.

**તૃષ્ણાને સંતોષવાનો માર્ગ ત્યાગ કરીને નિઃસ્પૃહ બનવું એ છે.** ફારસી ભાષામાં મતલબ શબ્દના બે અર્થ થાય છે. એક ઇચ્છા અને બીજો ન માગ. જે વાસનાઓ તમારામાં ભરી હોય તે તૃપ્ત કરવા માટે તમારે તેનો ત્યાગ કરવો જોઇએ. તૃષ્ણાઓથી–વ્યક્તિભાવથી–દેહભાવથી પર પહોંચો.

પતંગને દીપકપર અત્યંત પ્રીતિ હોય છે. એ પ્રીતિના પરિણામમાં તેઓ પોતાનો આત્મભોગ આપે છે.આ આત્મભોગ એ પ્રેમનું સ્વાર્પણ છે; પ્રેમનું અદ્વૈત છે. તમે એમ માનતા હશો કે પતંગો પોતાના અપ્રતિમ પ્રેમને લીધે દીપકમાં પડીને બળી મરતાં હશે; પણ વસ્તુતઃ તેમ નથી. એ દીપક પહેલાં પોતે બળે છે ને પછીજ બીજાને બાળવા–ભસ્મીભૂત કરવા સમર્થ થાય છે.

તમે પણ આ દેહવાસનાથી પર પહોંચો,વ્યક્તિત્વને–અહંભાવને બાળી મૂકો; એનો નાશ કરો; ત્યારેજ તમારી સકળ કામના સિદ્ધ–થશે; ત્યારેજ તમારા પર માનનો વર્ષાદ વરસશે; ત્યારેજ તમારાં તૃષ્ણાનાં પાત્ર તમારી સેવા ને પૂજા કરશે. અહંકારને મારો, સ્વાર્થનો ત્યાગકરો એમ કહેવામાત્રથી કશું બનવાનું નથી; કહેવું સહેલું છે પણ કરવું વિકટ છે; છતાં આચરણમાં મૂકયા વિના સિદ્ધિ નથી.

દેવાલયમાં કે મંદિરમાં પ્રાર્થના કરી લીધી એટલે બધું પતી ગયું, એમ નથી. એમ મંદિરમાં દર્શન કર્યે કે પૂજા કર્યે મોક્ષ મળવાનો નથી. એમ ઈશ્વરને મુજરો કે સલામ કરવાથી કાંઇ સરશે નહિ. ક્ષણે ક્ષણે અને પ્રત્યેક પળે તમારે તમારા જીવનની રગેરગમાં ઇશ્વરત્વ અનુભવવાનું છે. પ્રત્યેક પળે અહંભાવ નિર્મૂળ કરવાનો છે. મિત્રો સાથેના કે વ્યાપારકાર્ય કે વ્યવહારના આચારવિચારમાં પણ તમારે એજ સત્યનો અનુભવ કરવાનો છે.

સ્વાર્થત્યાગ કરવો એ કાંઇ કોઇ જાતનું કોષ્ટક નથી. એને વાંચીને ગોખી રાખવાથી કશું સરતું નથી. કોઇ વિદ્યાર્થી ગુણાકારની રીત ગોખીને ગુણાકાર

નહિ શીખી શકે; એ વિધિને સ્મરણશક્તિમાં રાખી મૂકવાથી ગુણાકાર કરી શકાશે નહિ. તેણે એ વિધિનો અભ્યાસ કરવો જોઇએ. એ નિયમને મુખપાઠ કરવાથી કશો ફાયદો નથી. ગણિત વિષય શીખવો હોય તો તેના હિસાબ આપણે ગણતાં શીખવા જોઇએ. જ્યાંસુધી આપણે હજારો દાખલા ન ગણી કાઢીએ ત્યાંસુધી ભૂલો કરતાં બચી શકતા નથી. એવીજરીતે 'સ્વાર્થ-ત્યાગ કરો' 'અહંભાવ ત્યજો' એવા આદેશ યાદ રાખવાથી કશું વળવાનું નથી. તમારી દિનચર્યામાં એનો ઉપયોગ થવો જોઇએ. ઉઠતાંબેસતાં, હરતાં-ફરતાં, તમારે એ નિયમપર ચિત્ત એકાગ્ર કરવું જોઇએ. સ્વાર્થત્યાગનું તત્ત્વ આચરણમાં મૂકવું જોઈએ; એટલા માટે વિવેક અને સતત અભ્યાસની આવશ્યકતા છે.

રામ જ્યારે ગણિતશાસ્ત્રનો પ્રોફેસર હતો, ત્યારે લખ્યા વિના મોઢેજ હિસાબ ગણી શકતો. તેનું કારણ શું ? માત્ર અભ્યાસ. આવીજ રીતે તમારૂં ભણતર માત્ર તમારા હૃદયમાંજ ન રહેવું જોઇએ. વેદાન્તની શાળા તમારા હૃદયમાંજ ન સમજી લેવી જોઇએ. દુકાન, રસ્તો, ઘરમંદિર, અભ્યાસનો ઓરડો, દિવાનખાનું, ભોજનગૃહ, સર્વ વેદાન્ત શીખવાની શાળા છે. સત્ય-નો–છેવટનો સાક્ષાત્કાર કરવાનાં બધાં મંદિરો છે. અહિં તમારે તમારા હિસાબ ભણવાના છે.

રામ જ્યારે વિદ્યાર્થી હતો ત્યારે એક દહાડો એક પુસ્તક વાંચતો વાંચતો રસ્તે ચાલ્યો જતો હતો. એક માણસે આવીને સહજ હસતાં હસતાં પૂછ્યું:– "વાહ, અહિં શું કરો છો ? આ કાંઇ નિશાળ નથી. પુસ્તક ફેંકી દઇને ઝટ ચાલવા માંડો." રામે ઉત્તર આપ્યો:–"સમસ્ત જગત મારી નિશાળ છે." આપણી શાળા કઇ એનું હવે રામને બહુ ઉત્તમ જ્ઞાન પ્રાપ્ત થયું છે.

વેદાન્તને રોજ આચરણમાં નહિ મૂકો તો શું ઉપયોગ કરશો ? પુસ્તકો છપાય અને કંસારીકીડાને ખાવામાટે અભરાઇ કે કબાટમાં મૂકીને તે સડી જાય એવા વેદાન્તનું જરાયે કામ નથી. તમારે એ વ્યવહારમાં મૂકવું જોઇએ. વેદાન્તને અગ્નિ–જ્ઞાનાગ્નિ કહેવામાં આવે છે. એ વેદાન્તથી તમારાં દુઃખ ને ત્રાસ ન દૂર થાય, તો એ જ્ઞાનાગ્નિ સામાન્ય અગ્નિ કે જે અન્ન પકાવે છે, તમારી ક્ષુધા સંતોષે છે, તમારી શરદી દૂર કરે છે, તેની સાથે પણ એની તુલના કરવી નકામી છે. વેદાન્ત તમારા આલસ્યરૂપી શરદીને દૂર કરીને તમને સુખી ન કરી શકે અને તમારા દુઃખભાર હલકા ન કરી શકે, તો તેને લાત મારીને

દૂર ફેંકી દ્યો; પણ જ્યારે તમે તે વેદાન્તને આચારમાં મૂકશો ત્યારેજ એની ખુબીઓનો અનુભવ કરતાં શીખશો.

યુધિષ્ઠિર બીજા નાના રાજપુત્રો સાથે નિશાળમાં ભણવા જતા હતા. એકવાર મહાન અધ્યાપક પરીક્ષા લેવા આવ્યા. તે વખતે તેઓએ કેટલો અભ્યાસ કર્યો હતો એમ બધાને પૂછ્યું.નાનાં બાળકોએ તેઓ જેજે શીખ્યાં હતાં તે કહી સંભળાવ્યું. એવોજ પ્રશ્ન યુધિષ્ઠિરને પૂછ્યો ત્યારે તેણે પણ પોતાનું પુસ્તક ઉઘાડીને આનંદી મુખમુદ્રા રાખી ઉત્તર આપ્યો: “ હું મૂળાક્ષરો અને માત્ર પહેલી ચોપડીનું પહેલું વાકયજ શીખ્યો છું. ” આવો ઉત્તર સાંભળીને પરીક્ષકને ક્રોધ ઉત્પન્ન થયો, તેથી તેમણે જરા ધમકી આપીને કહ્યું:—“ તને બીજું કાંઇ આવડે છે ? ” “ હા, એક બીજું વાકય પણ આવડે છે. ” યુધિષ્ઠિરે આ ઉત્તર જરા અચકાતાં અચકાતાં દીધો. પરીક્ષક શાળા તપાસીને ચાલ્યા ગયા પછી શિક્ષક એક લાકડી લાવ્યા અને યુધિષ્ઠિરને સામે ઉભો રાખી તેની ખબર લેવી શરૂ કરી. ઘણીવાર સુધી શિક્ષકે તેની સામે જોયા કર્યું. શિક્ષક બહુ કઠોર હૃદયના હતા અને “લાકડીને બચાવવાથી બાળક બગડે છે ” એમ સમજતા હતા. શિક્ષકે તો યુધિષ્ઠિરને બેધડક મારવા માંડયું; પણ યુધિષ્ઠિરના મુખપર દુ:ખની નિશાની પણ કેવી ? ! એ તો શાન્ત, આનંદી મુખમુદ્રા રાખી ઉભાજ હતા. શિક્ષકને આથી બહુ આશ્ચર્ય થયું. તે મનમાં વિચારવા લાગ્યા કે આનું શું કારણ ? હું આને આટલો મારૂં છું, છતાં એ રડતોજ નથી, મોં પણ બગાડતો નથી. એટલામાં શિક્ષકની દૃષ્ટિ પેલી પહેલી ચોપડીના પ્રથમ વાકયપર પડી એ પહેલું વાકય “ ક્રોધ કદિ પણ કરવો નહિ ” એ હતું. વળી તેણે યુધિષ્ઠિરના ચહેરા તરફ જોયું, તો તેના મનમાં તો આનંદજ હતો. એ પહેલા વાકયનો અર્થ તેના ચહેરાપર સ્પષ્ટ પ્રતીત થતો હતો. શિક્ષકે પણ આ વાકય હજારો વાર પોપટની પેઠે વાંચ્યું હશે. એ વાકય આચરણમાં મૂકવાનું છે એવી એમને કલ્પના પણ નહિ આવેલી હોય! હું તો એક વાકય પણ સાચું શીખ્યો નથી ને એ બાળકે તો એ સારૂં શીખી લીધું છે; એમ જાણી તેમને લજ્જા આવી અને તેમના હાથમાંથી સોટી નીચે પડી ગઇ. પછી તો યુધિષ્ઠિરને પાસે બોલાવી, પીઠ થાબડી તેને કહ્યું:–“શાબાસ ! રાજપુત્ર, શાબાસ ! તેં એક વાકય તો બહુ સારીરીતે શીખી લીધું છે; તેથી તને જરાયે ક્રોધ આવતો નથી. અમને તો એ પણ નથી આવડતું.”યુધિષ્ઠિરની આટલી પ્રશંસા કરી એટલે તે બોલી ઉઠયા:–

"ગુરુજી ! ક્ષમા કરો; હું હજી પહેલું વાક્ય પણ પૂરૂં શીખ્યો નથી; કારણ કે આપે મને મારવા માંડયું, તે વખતે પ્રારંભમાં એક બે મિનિટ સુધી ક્રોધનો વિચાર આવવા માંડયો હતો." આમ કરીને બીજું વાક્ય "નિત્ય સાચું બોલવું" હતું તે સિદ્ધ કરી બતાવ્યું. શિક્ષક તેની પ્રશંસા કરવા લાગ્યા. યુધિષ્ઠિરને વાસ્તવિક તો પોતાના મનનો વિચાર પ્રકટ કરવાનો મોહ નહોતો; પણ એ વાક્ય પોતે શીખી લીધેલું હતું. એનું આચરણ સહજ–સ્વાભાવિકજ થઇ ગયું અને એ મહાવાકયનું એમણે પોતાના જીવનના ઉત્તર ભાગમાં યથાર્થ પાલન કર્યું છે.

આપણે પણ યુધિષ્ઠિરની પેઠે શિક્ષણ પ્રાપ્ત કરવું જોઇએ. એજ પ્રકારે વેદાન્તનો અભ્યાસ કરી વેદાન્તને આચરણમાં મૂકવું જોઇએ.

તમને તારનાર બીજું કોઇ નથી; તમારે પોતેજ તમારો ઉદ્ધાર કરવો જોઇએ. નિત્ય પરોઢિયે જ્યારે પ્રણવમંત્રનો જપ કરતા હો તે સમયે વેદાન્તને આચારમાં મૂકવાનો દૃઢ નિશ્ચય કરો. જે કોઇ કાર્યની શરૂઆત કરો તેમાં સાવધાન રહો. નદીમાં નહાવા પડતા પહેલાં તમે કપડાં ઉતારીને તૈયાર થઇ જાઓ છો, તેવીજ રીતે જ્યારે તમે કોઇ પણ કાર્ય કરવું ઉપાડી લ્યો, કોઇને મળવા જાઓ અથવા તમને કોઈ મળવા આવે, તે પહેલાં દેહભાવના–અહંકારને બાજુ મૂકી દેજો; અભિમાન વેગળું કરી રાખજો; સર્વત્ર ઈશ્વરનું–આત્માનું દર્શન કરો; સત્યનો સાક્ષાત્કાર કરો. તમે આવી રીતની તૈયારી કરતા રહેશો એટલે તમને અપયશ નહિ મળે અને તમારા મનની સમતામાં વિક્ષેપ નહિ પડે.

તમારા હાથ ખરાબ થઇ ગયા હોય તો તમારે ધોઇ નાખવા જોઇએ. કપડાપર જરા ડાઘ દેખે છે તો લોક તેને ધોઇ નાખે છે. એવીજ રીતે કોઇના સહવાસમાં આવ્યા પછી તમારાં વ્યક્તિભાવ અને અહંકાર દૃઢ થતાં જણાય, એટલે ત્યાંથી આવ્યા પછી પહેલું કામ એ કરવાનું કે હાથપગ ધોઇને આત્મધ્યાન કરવા બેસી જવું જોઇએ. તમને કાંઈ ત્રાસ કે દુઃખ થયું હોય ત્યારે પણ એવીજ રીતે ઈશ્વરધ્યાન–આત્મધ્યાનમાં મનની સમાનતા લાવવા માટે તમારે બેસી જવું જોઇએ.

ડૉકટર લોકોનો દવા તોળવાનો કાંટો સમતોલ હોવા છતાં પણ તેને જો બહાર હવામાં રાખીએ તો તે આમથી તેમ હાલવા અને ઉંચો નીચો થવા માંડે છે અને વળી પાછો શાંત જગ્યાએ મૂકવાથી સ્થિર થઇ જાય છે. તેવીજ રીતે

જ્યારે તમારૂં મન અનાત્મભાવના સંસ્કારરૂપી વાયુવડે વિક્ષિપ્ત થયું હોય, ત્યારે તમારે ઓરડામાં બેસી જવું જોઇએ. એવે પ્રસંગે મિત્રવર્ગનો સહવાસ છોડી દઇને એકાન્તમાં ચાલ્યા જઇને પ્રણવોચ્ચાર કરવા માંડો. **એકાન્ત અને આત્મચિંતન તમને સામર્થ્ય આપશે.** પ્રણવનો જપ કરો અને વેદાન્તનું મનન કરો; ઈશ્વર–આત્માનું ધ્યાન ધરશો એટલે ચિત્ત પોતાની સમાનતા સત્વર પ્રાપ્ત કરશે અને શાન્ત બની રહેશે.

કોઇ પુરુષ અથવા સ્ત્રીનું મુખ કે કપડાં મલિન થયાં હોય છે ત્યારે તે બહાર આવીને લોકોને મળતાં નથી; તેવીજ રીતે જ્યારે **તમને એમ લાગે કે મન વિક્ષિપ્ત અને ક્ષુબ્ધ થયું છે; જીવમાં ભ્રમણા ભાસે છે અને ક્રોધ, વૈરભાવ, ચિન્તા કે ભયના વિકારો ચિત્તમાં પ્રબલ થઇ ગયા છે, તો તે સમયે તમારે તમારૂં મોઢું કોઇને પણ ન દેખાડવું જોઇએ. આવો શીતળાવાળાના બેડોળ ચહેરા જેવો ઉદાસી ચહેરો તમારે બહારજ ન લાવવો જોઇએ. ઉપર વર્ણવેલા મનોવકાર પ્લેગ અને કોલેરા જેવા ચેપી છે. જ્યાંસુધી તમારા મનમાંથી એની અસર નાબુદ ન થાય ત્યાંસુધી તમારે એકાન્તરૂપી કવોરેન્ટાઇનમાં પૂરાઇ રહેવું જોઇએ. એકાન્તમાં બેસો; પ્રણવોચ્ચાર કરો; ઈશ્વરભાવ અનુભવો અને જ્યારે આત્મધ્યાનમાં નિમગ્ન થઇ જાઓ ત્યારપછીજ બહાર નીકળવું હોય તો નીકળો.**

લોકોને ફળ ખાવાની ઇચ્છા થાય છે, એ સારી વાત છે; પણ તેઓ ફળવાળા વૃક્ષનેજ તોડી પાડે છે એ ખોટું કરે છે. સુખી અને આનંદિત જીવન ગાળવાની ઇચ્છા માણસને હોય છે, પણ સત્યને અનુસરીને જીવવાનું નથી ગમતું. મનુષ્ય જ્યારે ઇશ્વરચિંતનમાં–આત્મધ્યાનમાં નિમગ્ન રહે છે ત્યારેજ તેને સુખ અને આનંદ પ્રાપ્ત થાય છે.

પોતાના દેહને માન મળે, શરીરનાં સર્વ સુખ પ્રાપ્ત થાય, એમ લોકો ઇચ્છા કરે છે; પણ તેની કિંમત આપતાં તેમનો જીવ ચાલતો નથી. કિંમત આપ્યા વિના વસ્તુ ક્યાંથી પ્રાપ્ત થાય ? તમારામાં શકિત હોય તો તમે શહેરોમાં રહીને પણ આવો ભગીરથ પ્રયત્ન કરી શકો છો.

રામ આજે ભય,ચિંતા, ત્રાસ ઇત્યાદિ ઉપાધિથી અલિપ્ત છે; પણ એ સ્થિતિ તેને સતત અભ્યાસથી પ્રાપ્ત થઇ છે **અને નિર્બળતા તથા અંધવિશ્વાસ-**

ના અત્યંત ઉંડા ખાડામાંથીજ રામે આ ઉચ્ચ અવસ્થા મેળવી છે. એક સમય રામ પણ અત્યંત વહેમી અને ભોળો હતો; સંસારમાં પ્રત્યેક પ્રસંગે એના ચિત્તની સમાનતા જતી રહેતી; પણ હવે એ બધું દૂર થઈ ગયું છે. જો એકજ મનુષ્ય આમ કરી શકયો છે તો તમે શામાટે ન કરી શકો ?

ૐ ! ૐ !! ૐ !!!





# अद्वैतवादपर एक नोंध

બ્રહ્મસૂત્રપરની જૂદી જૂદી ટીકાઓના તુલનાત્મક અભ્યાસથી ભગવાન શંકરાચાર્યની પ્રણાલીજ સૂત્રકારના ભાવોનું વાસ્તવિક પ્રતિપાદન કરે છે, એમાં જરાયે સંદેહ રહેતો નથી. દર્શનના કેવલ યુક્તિપૂર્ણ વિભાગ અર્થાત્ અધ્યાય ૨, પાદ ૨, છેલ્લા અધિકરણનાં ૪૨ થી ૪૫ મા સુધીનાં સૂત્રોમાં એ ભાગવતોના મતનું ખંડન કરે છે. વૈષ્ણવ ટીકાકારો શંકરની સાથે એમ કબૂલ કરે છે કે ૪૨–૪૩ સૂત્રો તેમની પ્રણાલીની વિરુદ્ધ જાય છે. એ અધિકરણનું અન્તિમ ૪૫ મું સૂત્ર આ પ્રમાણે છે.

**विप्रतिषेधाच्च ॥ ४५ ॥** ( અ૦૨--પાદ ૨)

અર્થ:—અને વિરુદ્ધ કથનથી ( જીવની ઉત્પત્તિની કલ્પના અસંગત છે ). સાંખ્યમતનું ખંડન કરનારા આના પહેલાના સૂત્ર જેવુંજ આ સૂત્ર છે.

**विप्रतिषेधाच्चासमञ्जसम् ॥ १० ॥**(અ૦૨–પાદ ૨)

અર્થ:—અને વિરોધથી આ ( સાંખ્યમત ) અસમીચીન છે.

આ ઉપરથી જોઇ શકાય છે કે એજ પાદના દશમા સૂત્રની પેઠે આ પીસ્તાળીસમું સૂત્ર પંચરાત્રમતનો વિરોધ બતાવ્યા સિવાય બીજું કશું પ્રતિપાદન કરતું નથી. ઉપરાંત એ આખો પાદ તાર્કિક હોવાથી અને કોઇપણ ઠેકાણે શ્રુતિનાં પ્રમાણો ન આપવાથી વૈષ્ણવ ટીકાકારોને જરાયે અધિકાર નથી કે તેઓ શ્રુતિવિરુદ્ધ એ સૂત્રનો અર્થ કરી બતાવે. આવી રીતે એ પાદનું છેલ્લું એટલે પીસ્તાળીસમું સૂત્ર ભાગવતમતને અસંગત કહે છે. હવે આપણે એની પહેલાંનું ૪૪ મું સૂત્ર જોઇએ.

**विज्ञानादिभावे वा तदप्रतिषेधः ॥ ४४ ॥** ( અ૦૨–પાદ ૨ )

અર્થ:—વિજ્ઞાનાદિના ભાવમાં પણ તેનું ( ઉત્પત્તિના અસંભવનું ) અનિવારણ છે.

આની પહેલાંનાં બે સૂત્રો આ પ્રમાણે છે:–

**उत्पत्त्यसम्भवात् ॥४२॥** ( અ૦૨-પાદ ૨)

અર્થઃ—( જીવની ) ઉત્પત્તિના અસંભવથી ( પાંચરાત્ર-ભાગવત-મતની એ કલ્પના અયુક્ત છે. )

**न च कर्तुः करणम् ॥ ४३ ॥** ( અ૦૨-પાદ ૨ )

અર્થ:—જેથી કર્તાથી કરણની ( ઉત્પત્તિ જોવામાં આવતી ) નથી. (તેથી એ કલ્પના અસંગત છે. )

આ સૂત્રો ભાગવતમતની વિરુદ્ધ બહુ સબળ અને યુક્તિપુરઃસર વિરોધ બતાવે છે; અને સમસ્ત પાદમાં પહેલેથી લઈને ૪૩મા સૂત્ર સુધીમાં પદ્ધતિ અને નિયમવિરુદ્ધ ટીકા તેમજ આક્ષેપપૂર્ણ સમાલોચનાજ સારાંશરૂપે પ્રત્યેક સૂત્રમાં ભરી પડેલી છે. તેજ પ્રમાણે શંકરાચાર્ય સ્વાભાવિકરીતેજ ૪૪ મા સૂત્રનો **तत्** શબ્દ પહેલાંના ૪૨ અને ૪૩ મા સૂત્રમાં બતાવેલા વિરોધનું પ્રતિપાદન કરે છે એમ કહે છે; અને એનું સમર્થન ૪૫ મા સૂત્રદ્વારા પૂરે-પૂરૂં થઈ શકે છે. બીજી બાજુ રામાનુજાચાર્ય અને બીજા ટીકાકારો **तत्** નો અર્થ કેવળ ભાગવતમત છે એમ કહે છે; અને એ સૂત્ર પહેલાંના બે સૂત્રમાં પૂર્વપક્ષનું ખંડન કરે છે એમ માનીને એને સિદ્ધાન્તતરિકે પ્રમાણ માને છે. આ ઠેકાણે કોઈ પણ નિષ્પક્ષપાતી નિરીક્ષક તરતજ જોઇ શકે એમ છે કે જ્યારે જ્યારે સૂત્રકાર પૂર્વપક્ષનું ખંડન કરે છે, ત્યારે ત્યારે તેમણે **वा** નહિ પણ **तु** શબ્દનો પ્રયોગ કરેલો છે; અને એમ છતાં એ ત્રણે સૂત્રોમાં વિરોધ બતાવેલો હોવાથી માત્ર એકજ સૂત્ર અને તે પણ છેલ્લુંજ માત્ર એ મતના સિદ્ધાંતનું સમર્થક હોય એ માનીજ શકાતું નથી. ઉપરાંત જ્યાં ૪૪ સૂત્ર સુધી સંપૂર્ણ રીતે અન્ય મતોનું ખંડન અને વિરોધજ દર્શાવ્યો છે, ત્યાં પછી સૂત્રકાર પોતાની તાર્કિક શક્તિની તુલના અથવા સમતા માત્ર આ ૪૪ મા સિદ્ધાન્તસૂત્રદ્વારા પ્રદર્શિત કરેજ નહિ. ત્યાં એની આવશ્યકતાજ નથી; કારણ કે સૂત્રકારનો સિદ્ધાન્ત તો પૂર્ણરીતે પ્રથમ અધ્યાયમાંજ વિસ્તારપૂર્વક નક્કી થઇ ચૂકયો છે.

આગળ જતાં રામાનુજાચાર્ય એ ૪૪ મા સૂત્રના અસ્વાભાવિક અર્થ-દ્વારા સમર્થન કરવાનો જે પ્રયત્ન કરે છે, તેથી તો એ પોતેજ ઉલટા પોતાની ઇચ્છાવિરુદ્ધ અદ્વૈત વેદાન્તમાં જઇ પડે છે. મધ્વની પ્રણાલી તો સૂત્રોપર બધે પૌરાણિક પ્રમાણો આપીને ટીકા કરે છે; પરન્તુ સર્વ કોઇ જાણી શકે એવી વાત છે કે સૂત્રોનો ઉદ્દેશ પુરાણોની વ્યવસ્થા કરવાનો નહિ પણ વૈદિક ઉપ-

નિષદ્ની વ્યવસ્થા કરવાનો હતો. અણુભાષ્ય તો કેવળ રામાનુજનુંજ અનુકરણુ કરે છે. કોઇપણુ નિષ્પક્ષપાતી અને વિચારશીલ વિવેકીને એ સૂત્રોમાં શંકરાચાર્યના સિદ્ધાન્ત સિવાય બીજી કોઇપણુ પ્રણાલી પ્રતીત થાય એમ નથી. એમનુંજ ભાષ્ય સૌથી પ્રાચીન અને સર્વોત્તમ છે.

રામના અંગત અભિપ્રાય પ્રમાણે તો સૂત્રકારે આ સિવાય બીજું અન્ય શિક્ષણુ આપ્યું હોત તોપણુ અદ્વૈતના સિદ્ધાન્તને જરાયે હાનિ નહોતી; પરંતુ એ ખરેખર પ્રશંસનીય છે કે એણે એ સિદ્ધાન્તને બહુ સારી રીતે સમજી લીધો અને એના સિવાય બીજા કોઇ વિષયનું શિક્ષણુ ન દીધું. ડયૂસન, ગફ, થીબો, ઇત્યાદિ જેવા યૂરોપીય વિદ્વાનો અને વિચારકોની દૃષ્ટિએ પણુ પ્રમાણુભૂત ઉપનિષદો શંકરાચાર્યના સિદ્ધાન્તનુંજ પ્રતિપાદન કરે છે. શ્રીશંકરાચાર્ય ભાગવતોના સંબંધમાં અત્યંત વિનય અને વિવેકપૂર્વક ઉલ્લેખ કરે છે; અને એમની પ્રણાલીમાં વિશેષતા એ છે કે, એ પોતે માત્ર વેદમંત્રોનું ઉત્તમરીતે સમર્થન કરે છે; એટલું જ નહિ પણુ પોતાની અદ્વૈત સ્થિતિને ન છોડી દેતાં, બીજી બધી પ્રણાલીઓને યોગ્ય સ્થાન આપતા જાય છે. એ કાર્ય એટલી સુંદરતાપૂર્વક બીજાથી બની શકે નહિ. શાન્તિના જિજ્ઞાસુઓને એ નિષ્કામ કર્મ કરવાની સૂચના કરે છે, ભકિતનું તેઓ સમર્થન કરે છે અને ઇશ્વરનું એના અખંડ સ્વરૂપમાંજ વર્ણન કરીને, એને મહત્ત્વપૂર્ણુ સ્થાન આપે છે.

બીજી બાજુ દ્વૈતવાદી લોકો એના અદ્વૈતવાદને જરાયે સમજતા નથી.

રામ હમણું સંહિતામંત્રો વાંચે છે. અહા ! કેવો ઉચ્ચ અને આનંદમય સ્વાધ્યાય છે ! એના શબ્દોના અર્થ એ શબ્દોના ધાતુમાંથી ઉત્પન્ન થાય છે; છતાં રામ તો દેવતા, યજ્ઞ અને સોમ શબ્દોનો તથા એના પ્રયોગિક શબ્દોનો ખાસ પોતાનોજ અર્થ કરે છે. આવી રીતે રામને માટે તો એ સંહિતામંત્રો વેદાન્તસ્તોત્ર સિવાય બીજું કશુંએ પ્રતિપાદન કરતાં નથી. રામ હાફિઝ, મીર ખુશરો અને એવા બીજા ફારસી કવિઓનાં કાવ્યો વાંચતો હતો, ત્યારે એમાં આવતા મય,જુલ્ફ, સાકી વગેરે શબ્દોને ખાસ ધાર્મિક અર્થ આપીનેજ વાંચતો હતો; એટલે એને તો એ સમસ્ત દીવાન આધ્યાત્મિક આનંદથી ભરેલાજ જણાતા હતા. વેદમંત્રો પણુ ખરેખર બહુજ સીધા અને માર્મિક છે.

ખ્રિસ્તીઓનું બાઇબલ પણુ જેટલી પેઢીઓથી એ ઉત્તરોત્તર ચાલ્યું આવે છે, એટલીજ એના ઉપર પણુ ટીકાઓ ધરાવે છે; અને એમાં પણુ શુદ્ધ

વેદાન્તી અર્થ કાંઇ થોડા નથી. આવીજ રીતે પ્રત્યેક અસ્તિત્વ ધરાવતા ધર્મગ્રંથની ટીકાઓ એનો ઉપયોગ કરનારા લોકોની આધ્યાત્મિક ઇચ્છાઓ·ની પૂર્તિ કરવા માટેજ બનાવવામાં આવી હોય છે.

રામને કોઇ કોઇવાર એમજ લાગે છે કે વેદ તો ખાસકરીને રામને માટેજ નિર્માણ થયેલા હોઇને પરંપરાદ્વારા અત્યારસુધી સુરક્ષિતરીતે ચાલ્યા આવ્યા છે; પરંતુ બીજાઓએ એ વાત ખાસ લક્ષમાં રાખવી જોઈએ, કે પોતાની ટીકા ગમે તેટલી પ્રશંસનીય લાગતી હોય, તોપણ બીજા લોકોને માટે કોઇએ પણ વેદોના શબ્દો અને મંત્રોનો અર્થ એના પરંપરાગત મૂળ અર્થને બદલી નાખીને ન કરવો જોઇએ.

કોઇપણ ધર્મગ્રંથ જ્યાંસુધી લોકોની આધ્યાત્મિક આવશ્યકતાઓ નથી પૂરી પાડી શકતો, ત્યાંસુધી તે કદિ ચિરકાળ ટકીજ શકતો નથી; અને જેમ જેમ લોકો વિકાસ અને ઉન્નતિના માર્ગમાં આગળ વધતા જાય છે, તેમ તેમ ધર્મગ્રંથોના અર્થ પણ તેમની સાથે સાથેજ આગળ વધતા જાય છે.

ૐ ! ૐ ! ! ૐ ! ! !





# ઉદારતા

( રામની એક આદી નોંધપોથીમાંથી )

લોકો બહુ અવિવેકીપણે કામ કરતા હોય એમ જણાય છે. તેઓ તદ્દન અનિશ્ચિતપણે અને ગાડરિયા પ્રવાહની પેઠે વ્યવહાર કરે છે. પોતાનું હિત શેમાં છે એનું તો કશુંયે ભાનજ તેમનામાં દેખાતું નથી અને તદ્દન અસ્થિર દેખાય છે તેનું કારણ શું ? કારણ એજ કે સંસાર એક સ્વપ્ન સિવાય બીજું કશું છેજ નહિ. સ્વપ્નના પદાર્થોમાંથી નિઃસારતા, મિથ્યાભાસ, અસ્થિરતા અને ચપલ રૂપરેખાઓ સિવાય તમે બીજા શાની આશા રાખવાના હતા ?

× × × × ×

જીવન્મુક્ત એ પુરુષ છે, કે જેનામાં સાધારણ અને ક્ષણિક આવેગોનો અભાવ હોય.

જે મનુષ્યના ચિત્ત ઉપર હાનિ, લાભ, મિત્રોની સંમતિ, વિરોધીઓના આક્ષેપ અને આકસ્મિક સમાચાર અસર કરે છે, તે નેતા અથવા માર્ગદર્શક થવાને અયોગ્ય અને અસમર્થ છે. એ પોતેજ હજી ભયાનક સ્થિતિમાં છે

લા ઇલા હા ઇલલિલ્લાહ

× × × × ×

જ્યાંસુધી ઉદારતા આપણે માટે સ્વાભાવિક નથી થઇ જતી, ત્યાંસુધી આપણે ઇશ્વરનો અનુભવ કરી શકવાનાજ નથી. સંકુચિત મનવાળાને માટે પરમાત્માના અનુભવની આશાજ નથી. કૃપણ ચિત્તવાળાને શાન્તિજ નથી; અને વળી આ બાહ્યસંબંધો તો આપણને એવા વિચારવમળમાં ફેંકી દે છે કે આપણે પરિછિન્ન ( નામરૂપની ) સીમામાંજ બંધાતા જઇએ. ઉદારતાજ આપણો નિયમ અથવા સિદ્ધાન્ત હોવો જોઇએ; છતાં પણ સંસાર તો આપણામાં એનાથી વિરુદ્ધભાવોજ ઉત્પન્ન કરાવ્યા કરે છે. ત્યારે એનું સમાધાન કેવી રીતે કરવું ? ઉદારતાજ આપણા ચરિત્રનો નિયમ હોવો જોઇએ; અને એનું પણ આપણે ત્યારેજ પાલન કરી શકીએ તેમજ દૃઢતાપૂર્વક એને ખીલવી શકીએ કે જ્યારે પ્રતીત થતાં બાહ્ય નામરૂપોને અંતઃકરણપૂર્વક અસ્થિર માનીને આપણે તેમના મૂળ સ્વરૂપમાં ઇશ્વરનું દર્શન પામતાં શીખીએ.

ૐ ! ૐ ! ! ૐ ! ! !

# સૌંદર્ય

આવો હું તમને ઇશ્વરનાં દર્શન કરાવીશ.

પેલી નિર્દોષતાની ઘડેલી મુખમુદ્રા ભણી દૃષ્ટિ કરો; એજ સૌંદર્ય છે. નિર્દોષતા, ત્યાગ, આશ્ચર્ય, ઉદાસીનતા અને ઈંદ્રિયસંયમજ એ સૌંદર્યને ઉત્પન્ન કરે છે. આધ્યાત્મિક અથવા આધિભૌતિક આકર્ષણ પણ હમેશાં નિર્દોષતા અથવા સરલતાના પ્રમાણમાંજ હોય છે. શ્વેત પ્રકાશમાંથી નીકળતા રંગોની મનોહરતા પણ પૂર્ણ ત્યાગ અને આત્મસમર્પણ ઉપર આધાર રાખે છે. જે રંગને આપણે કોઇ પદાર્થનો માનીએ છીએ, એ રંગ એ પદાર્થના ત્યાગનુંજ પારણામ છે. શ્વેત અથવા પ્રકાશવાન પદાર્થે બધાય રંગનો ત્યાગ કરેલો હોય છે.

પ્રેમપાત્ર થવું એ પણ બાળકની પેઠે સત્તાલોભવિનાની ભાવનાના પ્રમાણમાંજ થવાય છે.

ત્યારે હવે એ દૃષ્ટિબિન્દુથી તમે પ્રત્યેક પદાર્થ નિહાળો. મૂળ વસ્તુપર દૃષ્ટિ ફેંકો; અને જ્યાંસુધી પદાર્થના બાહ્ય સૌંદર્ય અને રૂપની મર્યાદા તૂટીને ઇશ્વરમાં પરિસમાપ્તિ પામે, ત્યાંસુધી એ પદાર્થમાં ધ્યાનસ્થ રહો. માર્ગમાંજ અધઃપતન પામો તો તમને ધિક્કાર છે !

જેવી રીતે કોઇ મનુષ્યનો આપણે સત્કાર કરીએ ત્યારે કોઈવાર એના રૂપગુણપર મુગ્ધ થઇને તેના મૂળ આધ્યાત્મિક સૌંદર્યને વિસરી જઈએ છીએ; તેવીજ રીતે જે પદાર્થને આપણે મૂર્ખતાથી સુંદર પદાર્થ સમજી લઇને તેના બાહ્ય સૌંદર્યમાં ચિત્તને આસક્ત કરીએ છીએ, ત્યારે તેના બાહ્ય સૌંદર્યને પણ હાનિ-અપમાન પહોંચે છે.

સ્વાર્થ અથવા સત્તાની ભાવનાના ત્યાગવડેજ પારદર્શકપણું (નિર્મળતા) ઉત્પન્ન થાય છે. કોઇ પણ ચહેરાપર સત્તા જમાવવાનો લોભ કરવાથી ઉલટા તમે પોતાનેજ કદ્રૂપ બનાવી મૂકો છો અને એવી રીતે તમે પોતેજ ખોટા

ખોદી તેમાં પડો છો. એવી રીતે તમારી જાતને અને એ નામમાત્રના સુન્દર પદાર્થને તમે ન ધિક્કારો, એનાથી પર દષ્ટિ કરો, ઈશ્વરનું દર્શન કરો, નામરૂપના અનિત્ય પડદાને ચીરી નાખો, આરપાર જુઓ અને સર્વત્ર રમી રહેલા રામનાં દર્શન કરો.

સાંસારિક બુદ્ધિશાળી મનુષ્યોના સમાજબંધારણના નિયમો અને સમાજ-સંગઠનના યથેચ્છ પરિશ્રમ તો "ટૉડના સ્ટુડન્ટસ મૅન્યુઅલ" નામના પુસ્તકમાં વિદ્યાર્થીઓને અવાસ્તવિક અને પરાણે શીખવાના આપેલા ઉપદેશ જેવાજ નિરર્થક અને નકામા છે. જો બાળક જીવતું રહે છે તો એના શરીરનું બંધારણ તો એની મેળે સ્વાભાવિકજ બંધાતું જાય છે. તેવીજ રીતે તમારે તો માત્ર જીવવાનું છે–અર્થાત્ ઇશ્વર સાથે એકરૂપ થઇને જીવન ગાળવાનું છે. જો એ પ્રકારનું જીવન જીવશો તો તમારી આસપાસના સમાજોનાં બંધારણ એની મેળેજ નિયમિત અને વ્યવસ્થિત થવા માંડશે.

જ્યારે તમે **આ સાંસારિક મનુષ્યો પ્રતિ સહાનુભૂતિ દેખાડવાનું વલણ રાખો છો અને તેઓની શરતો કબૂલ કરો છો, ત્યારે પછી તમારે પેલા ઇશ્વર સાથે શામાટે સહાનુભૂતિ નહિ રાખવી જોઇએ ?** એ પણ બિચારો બહુ ગરીબ છે; કેમકે એના પોતાના સિવાય એની પાસે બીજું કોઈ અને કશુંયે નથી; અને એપણ ( માતાપિતાવિનાનો ) અનાથ છે.



# શુદ્ધિપત્ર

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|

## ખાસ સુધારી લેવા યોગ્ય અશુદ્ધિઓ

### સ્વામી રામતીર્થની જીવનકથા

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૫ | ૧૫ | કરૂં, છું | કરૂં છું |
| ૫ | ૧૭ | આદિ" | આદિ |
| ૫ | ૧૮ | તારૂં | તારૂં" |
| ૩૫ | ૬ | સંસારૂપી | સંસારરૂપી |
| ૬૭ | ૨૪ | નસ્તિકતાનો | નાસ્તિકતાનો |
| ૧૧૯ | ૧૭ | ભણુવા | ભણુતા |
| ૧૨૨ | ૧૨ | પ્રદ્ધતિ | પદ્ધતિ |
| ૧૩૮ | ૧૯ | માકર્સ | માર્કસ |
| ૧૪૦ | ૧૧ | ધનમા | ધનમાં |
| ૧૪૪ | ૨૫ | અસંભવિત | અસંભવિત છે, |
| ૧૭૨ | ૨૧ | સંહ | સિંહ |
| ૧૭૬ | ૧૯ | વિદ્યા, ગુરુ | વિદ્યાગુરુ |

### સ્વામી રામતીર્થના ઉપદેશો

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૯૨ | ૨૯ | હોતી | હતી |
| ૯૪ | ૬ | પતિરાયણા | પતિપરાયણા |
| ૧૨૯ | ૨ | અભદેભાવે | અભેદભાવે |
| ૧૩૧ | ૨૧ | દર્શનાં | દર્શન |
| ૧૫૦ | ૨૫ | દુકના | દુકાન |
| ૨૫૮ | ૨૮ | સ્ત્રીએ અને | અને |
| ૨૫૯ | છેલ્લી | હર્ષોન્મદિમા | હર્ષોન્માદમા |
| ૩૭૯ | ૧૦ | થયા | થયા |
| ૩૮૫ | ૮ | મુરારિવલાથી | મુરારિવાલાથી |
| ૪૦૧ | ૨૪ | તં | મેં. |
| ૪૦૮ | ૧૫ | છે | છે તે |
| ૪૦૮ | ૧૬ | આનં | આનંદ |

## છપાતાં રસ્વ દીર્ઘ, ઇ, ઉ, માત્રા ઇ૦ ભાગવાથી થએલી અશુદ્ધિઓ

### સ્વામી રામતીર્થની જીવનકથા

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૭ | ૩૦ | વી | કેવી |
| ૧૭ | ૯ | ધળનું | ધૂળનું |
| ૧૭ | ૨૮ | તટી | તૂટી |
| ૮૨ | ૧૭ | તે ત્રીશ | તેત્રીશ |
| ૯૫ | ૧૧ | (અદ્મા | (આત્મા) |

| | | | |
|---|---|---|---|
| ૧૧૩ | ૨૭ | જુ ચતરેલો | જૂનો ચિતરેલો |
| ૧૧૪ | ૧૩ | ટી | ફૂટી |
| ૧૧૪ | ૧૫ | અદ્વત | અદ્વૈત |
| ૧૨૦ | ૧૮ | રોપખંડમા | યુરોપખંડમા |
| ૧૪૩ | ૧૧ | શસ્ત્ર | શાસ્ત્ર |
| ૧૪૪ | ૩ | ત્રકણ | ત્રિકોણ |
| ૧૬૧ | ૨ | છટકારો | છૂટકારો |

## સ્વામી રામતીર્થના ઉપદેશો

| | | | |
|---|---|---|---|
| ૫૮ | ૯ | ચતન્ય | ચૈતન્ય |
| ૭૧ | ૮ | માન | મૌન |
| ૮૪ | ૧૫ | શિવગણાચાય | શિવગણાચાર્ય |
| ૧૨૯ | ૪ | ાલેજનું | કૉલેજનું |
| ૧૩૧ | ૩ | ટલાક | કેટલાક |
| ૧૩૨ | ૧૧ | અશ્રઓ | અશ્રુઓ |
| ૧૩૪ | ૧૦ | વરાગ્યના | વૈરાગ્યના |
| ૧૩૫ | ૨૫ | નથ | નથી |
| ૧૪૩ | ૨૩ | ધન | ધુન |
| ૧૫૨ | ૫ | સાની | સૌની |
| ૧૫૮ | ૧૬ | સાને | સૌને |
| ૨૦૪ | ૧૮ | વષ્ણવ | વૈષ્ણવ |
| ૨૦૮ | ૨૬ | ફજાબાદ | ફૈજાબાદ |
| ૨૨૪ | ૩૦ | નૌક | નૌકા |
| ૨૫૨ | ૨૮ | અલૈકિક | અલૌકિક |
| ૨૫૭ | ૨૭ | દવી | દૈવી |
| ૨૯૦ | ૩ | વિશ્વન | વિશ્વના |
| ૨૯૬ | ૨૮ | કં કે | કં કૈ |
| ૨૯૭ | ૮ | દવી | દૈવી |
| ૩૦૧ | ૨૨ | સારભનો | સૌરભનો |
| ૩૩૬ | ૮ | શ્રતિના | શ્રુતિના |
| ૩૫૫ | ૧૫ | માનવ્રતનો | મૌનવ્રતનો |
| ૩૭૦ | ૩ | દ્વતાભાસરૂપ | દ્વૈતાભાસરૂપ |
| ૪૦૭ | ૩ | હ | હૈ |
| ૪૦૭ | ૨૫ | આર | ઔર |
| ૪૦૮ | ૧૪ | જ્ઞાનાગ્ન | જ્ઞાનાગ્નિ |
| ૪૦૮ | ૧૪ | કા | કાંઈ |

# ગ્રંથ-સ્વીકાર

નીચેના ભેટ મળેલા પુસ્તકોની પહોચ આભારસહિત સ્વીકારવામા આવે છે. ખરીદવા ઇચ્છનારે આ સંસ્થાપર ન લખતા તે તે પ્રકાશકોનેજ લખવું.

**ગુજરાત વર્નાક્યુલર સોસાયટી-અમદાવાદ** તરફથી ગ્લેજ કાગળ તથા સાદાં પૂંઠાં સાથે પ્રસિદ્ધ થએલાં પુસ્તકોઃ-

૧ **ગુજરાત વર્નાક્યુલર સોસાયટીની લાઇબ્રેરીનાં પુસ્તકોની યાદી**—કદ ૬॥।×૧૦ પૃષ્ઠ ૨૦૦, મૂલ્ય ૧)

૨-**ગુજરાતી ભાષાનો કોશ. प થી म**—કદ ૬॥।×૧૦ પૃષ્ઠ ૧૨૪, મૂલ્ય ૧)

૩-**ગુજરાતી ભાષાનો કોશ. म થી व**—કદ ૬॥।×૧૦ પૃષ્ઠ ૨૭૫, મૂલ્ય ૧)

૪-**ગુજરાતી ભાષાનો કોશ श થી ह**—કદ ૬॥।×૧૦ પૃષ્ઠ ૧૫૬, મૂલ્ય ૧)

૫-**જુદા જુદા તાવ, તેનાં ચિન્હ અને ઉપાય**—પૃષ્ઠ ૫૬, મૂલ્ય ૦।

૬-**એશિયાઈ હૂણો અને ફાર્બસ શતસંવત્સરીનો અહેવાલ**-મૂલ્ય ૦)=

૭-**મહિલામિત્ર**—(વાર્ષિક પુસ્તક ૨જું સને ૧૯૨૨) સંપાદક સૌ૦ વિદ્યા રમણભાઈ નીલકંઠ તથા સૌ૦ શારદા મહેતા બી. એ. કદ ૬॥।×૧૦ પૃષ્ઠ ૯૩, મૂલ્ય ૦॥।

૮-**"સરસ્વતીચંદ્ર"માં વસ્તુની ફુલગુંથણી**-વ્યાખ્યાનકર્તા-બળવંતરાય ક. ઠાકોર. કદ ૫×૭॥ પૃષ્ઠ ૪૪, મૂલ્ય ૦)=

૯-**ગુજરાતી સાહિત્યના માર્ગસૂચક સ્તંભો**-લેખક કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી. કદ ૫।×૭।, પૃષ્ઠ ૨૩૦, પાકું પૂંઠું મૂલ્ય ૧)

૧૦-**નરસૈંમહેતાનું આખ્યાન**-સં૦ હીરાલાલ ત્રિભોવનદાસ પારેખ બી. એ. કદ ૫×૭॥, પૃષ્ઠ ૧૧૪, મૂલ્ય ૦॥

૧૧-**ગૃહજીવનની સુંદરતા**-લે૦ કેશવપ્રસાદ છોટાલાલ દેસાઇ. કદ ૫×૭॥, પૃષ્ઠ ૭૦, મૂલ્ય ૦।

૧૨-**ઉદારમતવાદ**—અનુવાદક-ચંપકલાલ લાલભાઇ મહેતા. કદ ૫।×૭।, પૃષ્ઠ ૧૭૮, પાકું પૂંઠું મૂલ્ય ૦॥।

૧૩-**યજ્ઞ-રહસ્ય**-અનુવાદક-મહાશંકર ઇંદ્રજી દવે. કદ ૫।×૭।, પૃષ્ઠ ૨૧૫, પાકું પૂંઠું, મૂલ્ય રૂ. ૧)

૧૪-**સચિત્ર શરીરવિદ્યા**-લેખક સ્વ૦ ગંગાશંકર મણિશંકર વૈષ્ણવ. બી. એ. બી. એસ. સી. કદ ૫।×૭।, પૃષ્ઠ ૧૯૨, પાકું પૂંઠું, મૂલ્ય ૧)

૧૫-**હિંદના તત્ત્વજ્ઞાનનો ઇતિહાસ**-લેખક નર્મદાશંકર દેવશંકર મહેતા. કદ ૫।×૭।, પૃષ્ઠ ૨૫૬, પાકું પૂંઠું, મૂલ્ય ૧)

**૧૬–સખીને પત્રો**– લે૦મણિલાલ નથુભાઇ દોશી.કદ ૫x૭।।, પૃષ્ઠ ૧૦૦, સાદું પૂંઠું, મૂલ્ય ૦।

## ડાહ્યાભાઇ રામચંદ્ર મહેતા–અમદાવાદ એમના તરફથી નીકળેલાં

**૧–સીતાદેવી**–લે. ડાહ્યાભાઇ રામચંદ્ર મહેતા. કદ ૫x૭।।, પૃષ્ઠ ૨૮૪, એન્ટીક કાગળ, પાકું પૂંઠું મૂલ્ય ૨।।

**૨–શ્રીરામકૃષ્ણ પરમહંસદેવનાં ઉપદેશામૃત**–લે૦ ડાહ્યાભાઇ રામચંદ્ર મહેતા. કદ ૫।x૭।, પૃષ્ઠ ૧૯૨, ગ્લેજ કાગળ, સાદું પૂંઠું. વિનામૂલ્ય

**૩–મારા ગુરુદેવ**–અનુવાદક કૃપાશંકર બેચરલાલ પંડિત. કદ ૩।।x૮।, પૃષ્ઠ ૫૨.

## નવજીવન પ્રકાશનમંદિર–અમદાવાદ તરફથી નીકળેલાં પુસ્તકો

**૧–હિંદ સ્વરાજ્ય**—(મહાત્માજીના હસ્તાક્ષરવાળુ) કદ ૬।।x૧૦।, પૃષ્ઠ ૨૭૦. એન્ટિક કાગળ, પાકું પૂંઠું. મૂલ્ય ૧।।।

**૨–શરત બાબુની ત્રણ વાર્તાઓ**—અનુવાદક–મહાદેવ હરિભાઇ દેશાઇ. કદ ૫x૭।।, પૃષ્ઠ ૧૮૭, ગ્લેજ કાગળ, પાકું પૂંઠું, મૂલ્ય ૧।

**૩–મોટી બ્હેન**—લે. ગિજુભાઇ અને જુગતરામ. કદ ૩।।x૫. પૃષ્ઠ ૨૧૫, ગ્લેજ કાગળ, પાકું પૂંઠું, મૂલ્ય ૦।।

**૪–સહજાનંદસ્વામી** અથવા–સ્વામીનારાયણસંપ્રદાય. લેખક કિશોરલાલ ઘનશ્યામ મશરૂવાળા. કદ ૫x૭।।, પૃષ્ઠ ૧૭૨, એન્ટીક કાગળ, સાદું પૂંઠું, મૂલ્ય૦।।=

**૫–કાલેલકરના લેખો**—કદ ૭।x૧૦।।, પૃષ્ઠ ૭૪૧, ગ્લેજ કાગળ, પાકું પૂંઠું, મૂલ્ય ૩)

**૬–ઇશુનું બલિદાન** -કદ ૫x૭।।, પૃષ્ઠ ૮૭, ગ્લેજ કાગળ, સાદું પૂંઠું, ૦)=

**૭–ગાંધીજીની જુબાની**–કદ ૩।।x૪,પૃષ્ઠ ૧૧૭,ગ્લેજ કાગળ, સાદું પૂંઠું૦)=

**૮–આશ્રમભજનાવલી**—સંગ્રાહક નારાયણ મોરેશ્વર ખરે. કદ ૫।x૭।, પૃષ્ઠ ૩૩૧, ગ્લેજ કાગળ, સાદું પૂંઠું, મૂલ્ય ૦।=

**૯–અચલાયતન**—અનુવાદક–ગિરિધારી કૃપલાની કદ ૪।x૭।।, પૃષ્ઠ ૧૫૩, ગ્લેજ કાગળ, સાદું પૂંઠું, મૂલ્ય ૦।।=

**૧૦–ચારિત્ર્યની સભ્યતા**—કદ ૫x૭।।, પૃષ્ઠ ૬૪, મૂલ્ય લખ્યું નથી.

**૧૧–નવાં ગીતો**—લેખક ત્રિભુવન ગૌરીશંકર વ્યાસ. કદ ૩।।x૪, પૃષ્ઠ ૮૦, ગ્લેજ કાગળ, સાદું પૂંઠું, મૂલ્ય રૂ. ૦)=

**૧૨–દક્ષિણ આફ્રિકાના સત્યાગ્રહનો ઇતિહાસ**–(પ્રથમ ખંડ) લેખક ગાંધીજી. કદ ૫x૭।।, પૃષ્ઠ ૨૭૦, એન્ટીક કાગળ, સાદું પૂંઠું, મૂલ્ય ૦।=

**૧૩–યેરવડાના અનુભવ**—લેખક:–ગાંધીજી. કદ ૪।x૭।, પૃષ્ઠ ૧૫૬, સાદુ પૂંઠું, મૂલ્ય ૦।।।

**૧૪–આપવીતી**—લેખક ધર્માનંદ કોસંબી. કદ ૪।।x૭।, પૃષ્ઠ ૩૦૨, સાદુ પૂંઠું, મૂલ્ય ૧।

